

નરસિંહ મેહેતા કૃત

# કાવ્યસંગ્રહ



જુનાગઢના નરસિંહ ચોરામાં આવેલા મંદિરમાં સ્થાપેલી
આદિ ગૂર્જર ભક્ત કવિ નરસિંહની મૂર્તિ.

**Itcharam Kavya-Mala Series I**

THE

# POEMS OF NARASINHA MEHTA

COLLATED AND EDITED BY

**ITCHARAM SURYARAM DESAI**

Late Editor of the "*Gujarati*"

Printed and Published by Manilal Itcharam Desai at

**THE GUJARATI PRINTING PRESS,**

SASSOON BUILDINGS, CIRCLE, FORT,

BOMBAY

SAMVAT 1969 A. D. 1913

PRICE Rs. 3-0-0

॥ ॐ श्रीहरि ॥

इच्छाराम काव्यमाळा–मणको प्रथम

આદિ-ભક્ત-કવિ

# નરસિંહ મેહેતાકૃત કાવ્યસંગ્રહ

સંગ્રહકર્તા અને સંશોધક

**ઈચ્છારામ સૂર્યરામ દેશાઈ**

"ગુજરાતી"ના આદ્ય અધિપતિ

પ્રગટકર્તા

**ગુજરાતી પ્રેસના માલીક**

ઇ. સ. ૧૯૧૩. વિ. સં. ૧૯૬૯.

કીંમત રૂ. ૩-૦-૦ ટપાલ ૦-૬-૦.

## સાક્ષરશ્રી કવિચૂડામણિ સવિતાનારાયણ ગણપતિનારાયણ

•

મુરબ્બી શ્રી,

કાવ્ય અને અલંકારનાં ક્ષેત્રમાં આપ અખંડ બ્રહ્મચર્ય પાળનારા દ્વિતીય ભીષ્મ છો; આપના નામના ઉચ્ચારથી અને દર્શનથી અમારા અંતરમાં પૂજ્યભાવ જન્મે છે; પ્રાચીન કાવ્યની શોધના વિષયમાં અમારા પિતાશ્રીને ગુરુમંત્ર આપનાર આપ છો; સાહિત્યના વિષયમાં અને 'ગુજરાતી' પત્રની બાલ્યાવસ્થામાં અમારા પિતાશ્રીને અદ્વિતીય સહાય કરનાર આપ છો અને અદ્યાપિ પર્યંત 'ગુજરાતી' પત્ર અને 'ગુજરાતી' મુદ્રાલયનાં કાર્યો પરત્વે આપનું અંતર સંતોષ અને અભિમાનથી જૂએ છે; અમારા પિતાશ્રી પ્રતિ આપની પ્રીતિ અને માન અદ્વિતીય છે; અમારા પિતાશ્રી સાથની અસંખ્ય મુલાકાતોમાં સાહિત્ય સંબંધી જ્ઞાન આપવા સાથે વિનોદવાર્ત્તાથી આપે સમયને જીત્યો છે; સાહિત્ય પ્રતિ આપનો અનન્યભાવ, સ્વભાવનું નિખાલસપણું, આબાલવૃદ્ધ સર્વેને રંજન કરે એવી આપની મીઠી અને મંજુળ વાણી, સુજનતા, નિસ્પૃહતા, નિરભિમાનીપણું, શાંતિ અને અમારા પ્રતિ આપનો પુત્રવત્ સ્નેહભાવ એ સર્વેનાં સ્મરણચિહ્નાર્થે અમારા સદ્ગત પિતાશ્રીએ ગુર્જર કાવ્યાબ્ધિમાંથી ગુર્જર ભાષાના આદિભક્ત કવિ નરસિંહ મેહેતાનાં પદોનો કરેલો સંગ્રહ, અમારા પિતાશ્રીની ઇચ્છાનુસાર, આપને પૂજ્ય બુદ્ધિથી સમર્પણ કરીએ છીએ તે આપ સ્વીકારશો.

સંવત ૧૯૬૯
રામનવમી

લા. આપના સ્નેહાધીન
**ઇચ્છારામ સૂર્યરામ દેશાઇના** પુત્રો

# ધૂળધોયાના બે બોલ

આદિ-ભક્ત-નાગર-સૌરાષ્ટ્રી કવિ નરસિંહ મેહેતાના કાવ્યનો સંગ્રહ બહાર પાડતાં પ્રસ્તાવના શી લખું? તેની પ્રસ્તાવનામાં શું લખું? "દુરમતિયા ડાહ્યા થઈ આવે, શાણા થઈ સમજાવે રે" એ નરસિંહ મેહેતાની કવિતાની લીટી અનુસાર ડાહ્યા લોકો કહેશે કે, ધૂળધોયાનો ધંધો કરી વ્યર્થ કાળક્ષેપ કીધો, તેમાં મારો સ્વાર્થ શું સુધર્યો? સાહિત્યની મેં શી સેવા કીધી? શી વૃદ્ધિ કીધી? કૂવામાં વસતા દેડકાને, આકાશમાં ઉડતા વિહંગમ જે સૃષ્ટિસૌન્દર્ય નિહાળી તેના અવલોકનમાં મજાહ માને છે, તેનું ભાન કયાંથી હોય? સ્વર્ગનું સુખ સંપાદન કરવા કરતાં દિગંબર યોગીઓ નિર્મળ મોક્ષપદ વધારે પસંદ કરે છે, તેમ વિદ્વાનો બેપરવાથી દુનિયાની કિંચિત્ દરકાર રાખ્યા વગર વિદ્યાવિનોદમાં જ તલ્લીન રહે છે. તે જ તેની વિદ્યા મેળવવાનું સાર્થક છે. એ જ વાતનો વિચાર કરતાં વિદ્વાનો પોતાના મનનું એવું સમાધાન કરે છે, કે ગાળેલો અવસર એળે ગયો નથી. હા, જૂનાં પુસ્તકોની શોધખોળનો ધંધો ધૂળધોયાનો છે, પણ એથી એક સારો કવિ, એક ઉત્તમ કવિ, એક ભક્ત કવિ આ દુનિયાની દૃષ્ટિમર્યાદામાંથી અદૃષ્ટ થઈ જતો નજર આગળ તરી આવે છે. મારું પોતાનું વિદ્યાભ્યાસરૂપી કમળપુષ્પ તેનાં એક-એકથી વધારે સારાં કાવ્યનો પ્રકાશ પડતાં પ્રફુલ્લિત થાય છે, અને જૂના કવિઓનાં કાવ્યો પ્રસિદ્ધિમાં મૂકવાથી સ્વાર્થ સાથે પરમાર્થ સધાય છે; એથી વિશેષ શ્રેષ્ઠ કર્મ એક મનુષ્યનું શું હોઈ શકે, તેથી હું માહિતગાર નથી. લોકો ભલે એને ધૂળધોયાનો ધંધો કહે, એને સહાય કરે યા ન કરે, કવિ અને તેના કાવ્યને વધાવી લે કિંવા ન લે, પણ મેં મારું કર્તવ્ય કર્યું છે, એટલો જ આ સંગ્રહ પ્રગટ કરવામાં મારો સંતોષ છે, અને તે જ મને આનંદ આપે છે અને એમ કરવામાં જ નરસૈંયાચા સ્વામીની ભક્તિમાં હું લીન રહું છું.

અદ્યાપિ પર્યંત આદિ કવિનો સમગ્ર સંગ્રહ એક જ સ્થળે છપાઈ બહાર પડ્યો નથી. ઇ. સ. ૧૮૮૪ સં. ૧૯૪૦ થી ગુજરાતી જૂના કાવ્યનો સંગ્રહ મેં કરવા માંડ્યો છે. એ દરમ્યાન મારી પાસે આદિ કવિ નરસિંહ મેહેતાનાં લગભગ ૫૦૦૦ પદો ભેગાં થયાં હતાં. એમાં કેટલાંક પદોની એક જ નકલ હતી, અને કેટલાંક પદોની ૧૦-૧૨ કે ૧૫ નકલો ભેગી થઈ હતી. નરસિંહ મેહેતાનાં કાવ્યનો સાદ્યંત ગ્રન્થ લખાયેલો જૂનો મળી આવ્યો

નથી, પણ જૂદાંજૂદાં પુસ્તકોમાંથી કોઈ ૫ કે ૨૫ એમ જૂદાંજૂદાં પદોનો સંગ્રહ થયો હતો. તેમાંથી ગાળી કહાડી સંશોધન કરી, અર્થાત્ સર્વ પ્રકારે ધૂળધોયાનો ધંધો કરી આ સર્વ સંગ્રહ તૈયાર કરવામાં આવ્યો છે. એ સંગ્રહ પ્રકટ કરતી વખતે જૂની પ્રતોની નકલો સાથે મેળવીને તેમાં યોગ્ય લાગતો સુધારો કરવામાં આવ્યો છે. સૌથી વધારે જૂની પ્રતમાંથી લખેલાં પદો રા. રા. છોટાલાલ નરભેરામે (વડોદરા) તથા જૂનાગઢના માજી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર લાલશંકર અભેશંકર પંડ્યાએ જૂનાગઢમાંની કોઈ જૂની હસ્તલિખિત પ્રત ઉપરથી લખી મોકલાવેલાં પદોનો સંગ્રહ છે, અને બાકીનાં પદો જૂદાજૂદા લિખિત ગ્રન્થમાંથી મેં મેળવેલાં છે. સંશોધનના નિયમ પ્રમાણે જૂની પ્રત સૌથી વધારે આધારભૂત ગણાવી જોઇએ; પરંતુ આ સંગ્રહમાં તેમ કરવાનું બહુ જ મુશ્કેલ હતું, કારણ કે જે હસ્તલિખિત ગ્રન્થોમાંથી આ પદો ઉતારી લેવામાં આવ્યાં હતાં, તેમાંના કોઈપર સાલ હતી ને કોઇપર નહોતી, એટલે જૂની હસ્તલિખિત પ્રત કયી, તે ઠરાવવું મુશ્કેલ હતું.

સાંપ્રત સાક્ષરો આ સંગ્રહપ્રતિ શંકા કરે, એ સંભવિત છે. તેઓ એવો પ્રશ્ન કરી શકે કે, આ સમગ્ર સંગ્રહ નરસિંહ મેહેતાની જ કૃતિનો છે? મને પણ એ જ પ્રશ્નનો ઉદ્ભવ થયો હતો, અને જૂદે જૂદે પ્રસંગે કેટલાક સાક્ષરો જોડે એ સંબંધે સંવાદ પણ કીધો હતો, છતાં હું કોઈ પણ નિશ્ચય ઉપર આવી શકયો નથી; અને આ સંગ્રહમાં સંગ્રહિત થયેલાં સઘળાં પદો અને કાવ્યો નરસિંહ મેહેતાની જ કૃતિ છે, એમ કહેવાને અસમર્થ છું, અને તેનાં ઘણાં કારણો છે. ભક્ત અને ગુજરાતીના આદિકવિ તરિકે નરસિંહ મેહેતાની ખ્યાતિ સમગ્ર ભારતવર્ષમાં પ્રસરેલી છે, અને ખાસ કરી ગુજરાત અને સૌરાષ્ટ્રમાં વિશેષ છે. તેના કેદારા રાગવાળાં પદો જે પ્રભાતિયાં તરિકે ગવાય છે તેનો પ્રચાર ગુજરાત–કાઠીઆવાડમાં બહુ થયેલો જણાય છે. નરસિંહ મેહેતાની કૃતિ તો શુદ્ધ જ, પણ જનજન મુખે એ પદો ગવાતાં હોવાથી એમાં ઘણું સંકરપણું થઈ ગયું છે, અને જે પદો લોકમાં બહુ પ્રચલિત થતાં ગયાં, તેમાં વિશેષ સંકરતા થઈ ગયેલી હોવાથી નરસિંહ મેહેતાની કૃતિ કયી, અને નરસિંહ મેહેતાની કૃતિને અનુસરી થયેલાં બીજાં પદો કયાં, તે શોધવું મુશ્કેલ થઈ પડે છે. છતાં રા. છોટાલાલે આપેલાં પદો સંકર ન થયેલાં એવાં મને જણાયાં છે, કારણ કે તે પદો લોકોમાં બિલકુલ પ્રચલિત થયાં નથી, અને જે બહુ પ્રચલિત નથી થયાં, તે શુદ્ધ રહી શકયાં છે.* વસંત-

* પૃષ્ઠ ૩૨૨, પદ ૧૯૨ થી તે પદ ૨૩૦ સૂધી, ૨૫૬ થી તે પદ ૩૧૫; ૩૨૭ થી ૩૩૬; ૩૩૮–૩૯; ૩૫૨ થી ૩૭૦.

વિલાસમાં પંડ્યાએ મોકલેલાં પદોનો મોટો ભાગ તેવો જ શુદ્ધ રહેલો જણાય છે, તેમ જ રાસનાં પદોમાં પણ જોવામાં આવે છે. તાત્પર્ય કે જેની પ્રવૃત્તિ લોકોમાં વિશેષ થઈ, તેમાં વિશેષ સંકરપણું થયું, અને જેની ન થઈ તે અસલ ધાટમાં સચવાઈ રહ્યાં.

આ સંગ્રહમાં બે કાવ્યના સંબંધમાં એક ખાસ ખુલાસો કરવાની મને આવશ્યકતા અત્રે જણાય છે. એ કાવ્યો તે હારમાળા અને સુરતસંગ્રામ છે. જૂનાગઢ હાઇસ્કુલના માસ્તર રા. રા. લાલશંકર અભેશંકર પંડ્યા નરસિંહ મેહેતાનાં કાવ્યનો સંગ્રહ ઉતરાવીને મોકલતા હતા. એમણે મોકલાવેલા સંગ્રહમાં, છપાયલા સુરતસંગ્રામનાં પદ ૧, ૫, ૭, ૮, ૯, ૧૧, ૨૩ થી ૩૩, ૪૪ થી ૪૮, ૫૩, ૫૪, ૬૦, ૬૧, ૬૫, ૭૦, ૭૧, ૭૨, એટલાં પદો સામાન્ય પદોના સંગ્રહમાં આવ્યાં હતાં; અને તે પદો કા. દો. ભાગ ૩જાની અંદર છપાવવાને હું તૈયાર કરતો હતો. પણ ઉપલાં પદો ઉપરાંત બીજા સંગ્રહમાંથી પણ એમાંનાં બેત્રણ પદો મળી આવ્યાં, પણ તેનો સંબંધ નહિ બેસવાથી મને વિચાર થઈ પડ્યો કે, એ પદો નરસિંહ મેહેતા કૃત કોઈક આખ્યાનમાંનાં હોવાં જોઇએ. જૂનાગઢના ગુજરાતીના એક ગ્રાહક પાસેથી એ કાવ્યની શુદ્ધ નકલ મને મળી. એ દરમ્યાન પ્રા. કા. ત્રિ.માં સુરતસંગ્રામનું કાવ્ય પ્રકટ થયું. તેની સાથે મારાં પદો મેળવી એ આખું કાવ્ય બૃહત્ કાવ્યદોહન ભાગ ૪ થામાં પ્રગટ કરવામાં આવ્યું છે.* મને મળેલાં ઉપલાં પદો અને નકલનો સઘળો ભાગ પ્રા. કા. ત્રિ.ને મળતો છે. કહિં–કહિં શબ્દમાં ફેર છે, અને તે લહિયાઓનો દોષ હોવો જોઇએ. ગોવિંદગમનનું કાવ્ય પણ રા. લાલશંકરે મોકલી આપ્યું હતું. એ કાવ્યમાં જોડણીનો મોટો ફેરફાર જોવામાં આવ્યો. ગોપિયું, સ્ત્રીયું, માબાપુ, મધરાત્યુ, ગોપું, મુરજાદા, જીવતિયું; તેમ જ કિમ, તિમ, ઇમ, અમિ, તમિ, મમ, વચ, જિમ, આંખિયું, તિણે, દોઠ, નિશે, ઇને, ગાઇયું, નેષ્ટા, ઘ્રોડતિ, બાંધઈ, તી, મિલિયો, ઇંક ઇત્યાદિ શબ્દો હતા. નરસિંહ મેહેતાનાં બીજાં કાવ્યો તરફ અવલોકન કરતાં લહિયાઓએ અથવા ગાનારાઓએ આ જામાતૃશોધ કરેલી ધારી, તે મારી તરફથી સુધારવામાં આવ્યાં છે.

હારમાળાનો વિષય વિવાદગ્રસ્ત છે, અને હજી પણ તે તેવો જ રહેશે. કવિ નર્મદ, રા. હરગોવિંદદાસ કાંટાવાળા, અને રા. નરસિંહરાવના મત પ્રમાણે હારમાળા પ્રેમાનંદની રચેલી હોવી જોઇએ. કવિ દલપત, રા. હરિલાલ ધ્રુવ, કવિ સવિતાનારાયણ આદિના વિચાર પ્રમાણે હારમાળા નરસિંહકૃત છે. પાછલા વિચારને હું કંઇક સંમત છું.

* સુરતસંગ્રામનું કાવ્ય એક કાળે લોકપ્રસિદ્ધ હોવું જોઇએ, અને તે ભક્તિજ્ઞાનના ૨૬મા પદ ઉપરથી માલમ પડશે. "સુરતસંગ્રામમાં વિલસે રંગમાં, દરસશે દેહીનું માન મરતાં."

નરસિંહ મેહેતાએ મંડળિકની સભામાં શ્રીકૃષ્ણચંદ્રની સ્તુતિનાં જે પદો કરેલાં છે, તે તેનાં પોતાનાં જ છે એવું મારું માનવું છે. એ પદો તેણે શીઘ્ર બનાવેલાં છે, અને તે મેહેતાના કોઈ શિષ્ય કે ભક્તે તે વેળાએ લખી લીધેલાં હોવાં જોઇએ. તે પછી મંડળિકની સભાનો આખો સંવાદ મેહેતાનો સ્વતઃ રચેલો હોય અથવા તો તેના કોઈ શિષ્યે તેની વસ્તુસંકલના કરી હોય તો તે બનવા જોગ છે; અથવા નરસિંહ મેહેતાના કાળ પછી કોઈ ભક્તજને તેની ગોઠવણ કરી હોય. પણ પ્રેમાનંદે જ હારમાળાની અસલ રચના કરી હોય, એમ માનવાને કોઈપણ જાતનો સબળ પૂરાવો મળી શકતો નથી. હાર-માળાની પાંચ પ્રત મારા જોવામાં આવી છે. એમાંની ત્રણ પ્રત તો મારી પાસે છે, અને બે પ્રત રા. રા. તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી પાસે છે. મારી પાસેની એક પ્રત કવિ નર્મદના હાથની જ લખાયલી છે. એ પ્રતમાં કુલ પદની સંખ્યા ૧૪૮+૧ની છે, બીજી પ્રતમાં ૨૧૬ ની છે, અને ત્રીજી પ્રતમાં ૧૪૧–૨ પદ છે. મારી પાસેની ત્રીજી પ્રતની લખ્યા સાલ નથી. કવિ નર્મદાશંકરે ઉતારેલી પ્રતમાં કોઈ જાતની મૂળ પ્રતની લખ્યા સાલ નથી.

રા. તનસુખરામની મુખ્ય પ્રત સંવત્ ૧૭૩૩ ની લખેલી છે. લેખકે પ્રારંભમાં 'અથ નરસિંહ મેહેતાની હારમાળા લિખ્યતે' એમ લખ્યું છે. એટલું જ નહિ, પણ પદોનાં અંતમાં 'નરસિંહાચા સ્વામી'ની છાપ છે, અને ભાષા પણ જેને સાક્ષર શ્રી કેશવલાલભાઈ મધ્યયુગની કહે છે તે યુગની છે એટલે કે ઉપર ગોવિંદગમનની જેવી ભાષા જણાવી છે તેને મળતી ભાષા છે. લેખકનું નામ ગંગારામ વછરામ છે. એ પ્રતમાં ૬૫ પદ અખંડિત છે, ૬૬મું પદ અધુરું છે, અને તે પછીનાં પાનાં નથી (નાશ થયેલાં છે). ૬૬મા પદમાં હાર માટેની નરસિંહની વિનતિ ચાલુ છે. એ પ્રતમાં પ્રેમાનંદની પૂર્વેના બીજા કવિઓનાં કાવ્યો લખેલાં છે, પણ પ્રેમાનંદનું એક પણ કાવ્ય તેમાં જોવામાં આવતું નથી. વિષ્ણુદાસનું ચંદ્રહાસ આખ્યાન, નાકરનું સુધન્વા આખ્યાન, અને વજીઆની સીતાની વ્હેલ તેમાં જોવામાં આવે છે.

રા. તનસુખરામની બીજી પ્રત સંવત્ ૧૮૧૧ની છે, અને તેમાં કુલ ૮૫ પદ મળે છે. તેના પ્રારંભમાં "મેહેતાજીની માળા"નાં પદો લખવામાં આવેલાં છે. એ પ્રત રણછોડજી દિવાનના ઘરમાંથી રા. તનસુખરામને પ્રાપ્ત થયેલી છે. ત્રીજી પ્રત સંવત્ ૧૮૫૨ની સાલની ૧૧૬ પદવાળી છે. તેના પ્રારંભમાં નરસિંહ મેહેતાનો 'હાર સંવાદ' એમ લખેલું જોવામાં આવે છે. સંવત્ ૧૭૩૩માં લખાયલી પ્રતને જો આપણે પ્રમાણભૂત માનીએ તો પ્રેમાનંદ એ વખતે ક્યાં હતો? અને જો પ્રેમાનંદે હારમાળા

લખી હોય તો તેના જ વખતની જૂની લખાયલી પ્રતમાં અથવા તે પછીના નજીકના વખતમાં લખાયલી પ્રતમાં, આજની પ્રેમાનંદની હારમાળામાં જોવામાં આવતાં એના જ નામનાં પદોનો સંગ્રહ અથવા તેમાંનાં કોઈ પણ પદો કેમ જોવામાં આવતાં નથી? પણ પ્રેમાનંદની હયાતિમાં જ–યુવાનીના કાળમાં જ–લખાયલી પ્રતમાં, પ્રેમાનંદની છાપને બદલે 'નરસિંહાચા સ્વામી'ની છાપનાં પદો મળી આવે છે. એ જ સૂચવે છે કે, હારમાળાનો કર્તા પ્રેમાનંદ નથી જ. વળી સાક્ષરશ્રી કેશવલાલભાઈ પાસે સં. ૧૭૩૨ ની સાલની એક પ્રતિ છે, તેમાં પણ નરસિંહ મેહેતાની છાપનાં 'હાર સમે'નાં પદો છે, એ ઉપરોક્ત વિચારનું સમર્થન કરે છે. જૂનામાં જૂની જે પ્રત અમને પ્રાપ્ત થઈ છે, તેમાં ૨૧૬ પદ મળી આવે છે. અર્થાત્ ૧૪૯ પદની આ સંગ્રહમાં સંગ્રહિત થયેલી હારમાળા* અને પ્રા. કા. ત્રિ.ના ૧૬૨ પદની સંગ્રહિત હારમાળા, એ નરસિંહ મેહેતાની હારમાળાની ગળતી થતી હારમાળા હોવી જોઇએ. તેમાં પાછળના એક કરતાં વધારે કવિઓએ કે ભકતોએ સંબંધ મેળવવા પદો રચી ફેરફારો દાખલ કરેલા હોવા જોઇએ. માત્ર કલ્પનાના જ અશ્વો દોડાવીએ તો ફલિતાર્થ આટલો જ નીકળે છે કે, નરસિંહ મેહેતાની છાપનાં પદો એ નરસિંહ મેહેતાનાં ખુદનાં છે, તે પ્રેમાનંદ કે બીજા કોઈ કવિનાં નથી. સંન્યાસીઓને મોહડે બોલાવેલાં પદો અને રસ ઝમાવવાને પ્રસંગને અનુસરી રચાયલાં વર્ણનાત્મક પદો નરસિંહ મેહેતાની કૃતિ હોય કિંવા નરસિંહ મેહેતાના તે સમયે હાજર રહેલા કોઈ શિષ્યની કિંવા પ્રેમાનંદની પૂર્વના કવિની કિંવા પ્રેમાનંદની કૃતિ હોય, અને ક્ષેપક તરીકે દાખલ થયલાં પદો તો કોઈ આધુનિકની જ કૃપાદૃષ્ટિ હોવી જોઇએ. ઉપરાંત પદ ૧૩૨, ૧૪૦, ૧૪૧, ૧૪૨, ૧૪૩, ૧૪૪, ૧૪૫, ૧૪૬, ૧૪૭ એ પદો મેહેતાજીના ચરિત્ર અને કાવ્યપર ફીદા થનાર કોઈ બીજાની જ કૃતિ હોવી જોઇએ, અને તેણે વસ્તુસંકલના મેળવવાને એ રચના કરી હોવી જોઇએ.

મેહેતાજીનાં 'હાર સમા'નાં પદો ગુજરાતમાં બહુ પ્રચલિત હોવાં જોઇએ. પાટણના વિશ્વનાથ જાનીની એક અપૂર્ણ પ્રત મને મળી છે. બૃહત્ કા. દો. ભા. ૮ મામાં એ અપૂર્ણ ભાગ પ્રકટ કરવામાં આવ્યો છે. તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે, મેહેતાનાં પદો લઇને ઘણાઓએ મેહેતાનું ચરિત્ર અને મેહેતાના જીવન સંબંધી જૂદાજૂદા પ્રસંગોનાં કાવ્યો લખ્યાં છે. જેમ વિશ્વનાથ જાનીએ નરસિંહ મેહેતાનું ચરિત્ર લખ્યું છે, તેમાં નરસિંહ મેહેતાનાં હારનાં પદો દાખલ કરવામાં આવ્યાં છે. તેમ જ કોઈ અજ્ઞાત કવિએ, પછી

* આ પ્રસ્તાવના લખ્યા પછી હારમાળાનાં કેટલાક પદો પાછળથી મળી આવ્યાં હતાં, તે પરિશિષ્ટમાં સંગ્રહકર્તાએ દાખલ કર્યાં છે. પ્રસિદ્ધ કર્તા.

તે પ્રેમાનંદ પણ હોય તેણે, નરસિંહ મેહેતાનાં 'હાર સમા'નાં પદો એકઠાં કરી સંબંધ મેળવવાને પાંચ સાત નવાં પદો રચી હારમાળાનો સંગ્રહ એકત્ર કરી, તેને હારમાળાનું નામ આપ્યું હોય તો તે કલ્પના છેક જ અસંભવિત નથી.

*　　*　　*　　*　　*

આ કાવ્યસંગ્રહના છેલ્લા ભાગોમાં પરિશિષ્ટ પહેલું જ્યારે છપાઈ તૈયાર થયું હતું, તે વખતે આ ગ્રન્થ સત્વર બહાર પાડી શકાશે એવી આશાએ ઉક્ત પ્રસ્તાવના સ્વર્ગવાસીએ લખાવી હતી; પણ તે પછી હારમાળાની જૂદીજૂદી વિશેષ પ્રતો હાથ લાગવાથી તેમાં આવેલા વધારાનાં પદો આપવાની તેમની ઇચ્છા થઈ. તેમ જ ગયે વર્ષે એક મહિનો હવાફેરને માટે જ્યારે સ્વર્ગવાસી સુરત ગયા હતા ત્યારે ત્યાં જૂના પુસ્તકોની શોધખોળને પરિણામે પરિશિષ્ટ બીજામાં છપાયલાં કેટલાંક પદોનો મોટો ભાગ પ્રાપ્ત થયો હતો. આ પ્રમાણે હારમાળાનાં વધારાનાં પદોનો તથા પરિશિષ્ટ બીજું છપાયાનું મુખ્ય કારણ છે. હારમાળાનું પરિશિષ્ટ જ્યારે યંત્રમાં મુદ્રિત થતું હતું, ત્યારે સ્વર્ગવાસી સાથે એ કાવ્યના કર્તૃત્વ સંબંધી કેટલોક ઉહાપોહ થયો હતો, અને તેના કેટલાક મુદ્દાઓ લખી રાખવામાં આવેલા, તે ઉપરથી "હારમાળાનો કર્તા કોણ?" એ શિર્ષક હેઠળનો લેખ, ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં યત્કિંચિત્ નોંધ રાખવા યોગ્ય થાય એમ માની, અત્રે દાખલ કરેલો છે. એમાંના વિચારો સદ્ગતના છે, પણ તેની ભાષા લેખકની છે. ચરિત્રલેખનમાં પણ તેમની સાથે થયેલી વાતચિતને આધારે જ ફેરફાર કરવામાં આવ્યો છે.

આ સંગ્રહ સંબંધી સામાન્ય વિચાર દર્શાવતાં તેમણે એમ કહેલું સ્મરણમાં છે કે, 'નરસિંહ મેહેતાએ પોતાનાં પદો તો એક અનુક્રમે રચ્યાં હોવાં જોઇએ, અને મેહેતો શ્રીમદ્ભાગવત એકલું જ નહિ પણ શ્રીકૃષ્ણજન્મખંડ તથા પદ્મપુરાણ, હરિવંશ આદિ પુરાણોથી જ્ઞાત હોવો જોઈએ. કારણ કે શ્રીમદ્ભાગવતમાં જે ભાવનાઓ નથી તે ભાવનાઓ એનાં પદોમાં જોવામાં આવે છે, અને તે શ્રીકૃષ્ણજન્મખંડાદિને વિશેષ મળતી આવે છે; તેમ જ વળી નરસિંહને ઉત્તરાવસ્થામાં કોઈ સંતગુરુનો સમાગમ થયો હશે, અને તેની પાસેથી ઉપનિષદો તથા વેદાંતનું શ્રવણ કર્યું હોવું જોઇએ.'

પ્રકૃતિ ઘણો લાંબો વખત થયાં અસ્વસ્થ રહેતી હતી, તેને લીધે સદ્ગતથી શ્રીમુખે લખાવેલી પ્રસ્તાવના સુધારી શકાઈ નહોતી. તેમ જ પરિશિષ્ટ બીજું દાખલ કર્યા પછી હારમાળા સંબંધી બીજા જે કંઈ નવીન વિચારો સૂઝેલા, તેનો ઉપયોગ કરી શકવાને બન્યું નહોતું. તેઓ ઘણી વાર એમ કહેતા કે, "મેં ધૂળધોયાનો ધંધો કરીને રત્નો શોધી

કાઢ્યાં તે પાછાં ખોવાઈ ન જાય એટલા જ માટે આ સંગ્રહમાં તેનો અસ્તાવ્યસ્ત એક ઢગલો કર્યો છે, પણ કુંદનમાં તે સર્વને યથાસ્થિત બેસાડી કુશળ પચીગરનું કાર્ય શ્રીહરિની ઇચ્છાએ જો હું જીવતો રહીશ તો કરી બતાવીશ." આ તેમની શુભેચ્છા પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્રે પાર પડવા દીધી નથી. કારણ કે ભગવાનને ભક્ત વહાલા હોવાથી જેમ તેમણે નરસિંહને પોતાના તેજઃપુંજમાં સમાવી દીધા, તેમ તેમને પોતાની પાસે બોલાવી લીધા છે. આ સંગ્રહમાં દોષ હશે, ચરિત્રાદિ લેખનમાં પણ દોષ હશે, પણ તેપ્રત્યે વિદ્વજ્જનો અને સંતજનો કાકદૃષ્ટિ ન રાખતાં હંસવૃત્તિ રાખશે, એવી આશા છે, અને જે દોષ દેખાય તે કૃપા કરીને લખી જણાવશે તો તે ઉપરથી બીજી આવૃત્તિમાં સુધારોવધારો કરી શકાશે. આમાં રહી ગયેલા કોઈ દોષો માટે નરસિંહ મેહેતાનો પોતાનો જે બચાવ છે, તે જ અમારો બચાવ છે.

"છે દોષ દરિયાવ, પણ ગાયન ભાવ, કરીએ ભાઈ શી રાવ, નમન સહુને."
વિશેષમાં ભક્ત અને ભગવાનના ગુણાનુવાદ ગાતો આ સંગ્રહ તેમના પ્રતાપે ગુર્જર પ્રજાને આદરનીય થઈ પડશે તો સંગ્રહકર્ત્તાનો પરિશ્રમ કૃતકૃત્ય થયેલો માનીશું.

અત્રે એક વિશેષ કર્તવ્ય અવશેષ રહી જાય છે, અને તે જે જે સદ્‌ગૃહસ્થોએ પોતાના અમૂલ્ય સમયને ભોગે સદ્‌ગતને આ કાવ્યસંગ્રહ એકઠો કરી આપવામાં જે અમૂલ્ય સહાય આપી છે, તે માટે તેમનો સદ્‌ગતનાવતી આભાર માનવાનું છે. આ કાવ્યસંગ્રહ કરી આપવામાં મુખ્ય મદદ, વડોદરાના નિરભિમાની સરળ હૃદયના સાક્ષરશ્રી છોટાલાલ નરભેરામે; ગુર્જર સાહિત્યની અભિવૃદ્ધિ ઇચ્છી તે માટે સતત પ્રયત્ન કરનાર રા. રા. તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી. બી. એ.એ; સ્વ. આદ્ય સંગ્રહકર્તાના મિત્ર રા. રા. છગનલાલ ઠાકોરદાસ મોદી, બી. એ.એ; નાંદોદના શોધરસિક વયોવૃદ્ધ મેહેતાજી છગનલાલ વિદ્યારામ રાવળે; સુરતના મહાજન શેઠ ભગુભાઈ દ્વારકાદાસ તથા ભગવદ્‌ભક્ત રા. રા. ગોરધનદાસ જમનાદાસ વેરાગીવાળાએ; રૂપાળના મેહેતા કુબેરલાલ શિવરામે; અને ગુર્જર પ્રાચીન કાવ્યના શોખીન રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની. બી. એ. વગેરેએ આપી, નરસિંહ મેહેતાની વિમળ વાણીને પ્રકાશમાં આણવાને યોગ આપ્યો છે, તે સર્વનો અત્રે આભાર માનવામાં આવે છે.

પ્રકટકર્તા

॥ ॐ श्री हरि ॥

આદિ ગુર્જર કવિ

# ભક્ત નરસિંહ મેહેતા



નિર્ધૂમ અગ્નિ હોયે જેમ, નરસૈં નિર્વિકારી તેમ;
જેમ અગ્નિમાં ટાઢક નહિ લેશ, તેમ વિષય બુદ્ધિનો નહિ પ્રવેશ

(વિશ્વનાથ જાની)

## चरित्रोनो अभाव अने अगत्य

આર્ય લોકોમાં એક એવી માન્યતા દઢ ઘર કરી બેઠી છે કે, દિક્ અને કાળને સામાન્ય ઉત્પત્તિ અને અંતની અવધિ-મર્યાદા નથી, પરંતુ અસાધારણ વ્યતિકરોથી તેની ચિરકાલ સ્મૃતિ પ્રસિદ્ધ રહે છે તો પછી ઐતિહાસિક મહાન્ પુરુષોની વંશાવળિ, જન્મમરણનાં વર્ષ, તિથિ અને વારરૂપી અચિરસ્થાયી અવધિની શી અગત્ય છે? તેઓ ચિરસ્થાયી કૃતિથી જ લોકસ્મૃતિમાં ટકી રહેવાના છે. સામાન્ય મનુષ્ય તો કહે છે કે, તેઓ ક્યારે અસ્તિત્વમાં આવ્યા અને ક્યારે નિર્વાણને પામ્યા, એ જાણ્યું તોએ ઠીક, ન જાણ્યું તોએ ઠીક; એને માટે મિથ્યા માથાકૂટ શા માટે કરવી? જો તેઓએ વાસ્તવિક લોકોપકાર કર્યો હશે અથવા તો ઉત્કૃષ્ટ રીતે મનરંજનાર્થે શુદ્ધ સંસ્કારી કાવ્યાદિ પ્રસાદી આપી હશે તો તેવાઓ પોતાના કીર્તિદેહથી લોકોની સ્મૃતિમાં ચિરકાલ વિદ્યમાન રહેશે. દિક્ કાલનો નિયત અવધિ મનુષ્યકૃત છે. સૂર્યનો પ્રથમ ઉદય ક્યારે થયો, તે કોણ જાણે છે? અને શકવર્તી યુધિષ્ઠિરાદિ જે પ્રાતઃ સ્મરણીય મહાન્ રાજાઓના એક સમયે શક-સંવતો લોકમાં પ્રચલિત હતા, છતાં પણ આજે તે કહેવા માત્રમાં જ રહ્યા છે. પરંતુ તેમનાં ઉચ્ચાશયથી પૂર્ણ કર્તવ્યો લોકસ્મૃતિમાં સતેજ રહેલાં છે. જો આવા રાજા મહારાજાઓની જન્મમૃત્યુની તિથિઓ પણ સર્વભક્ષી કાળના સપાટામાંથી બચી નથી તો પછી સામાન્ય વ્યક્તિઓની તો વાત જ શી કરવી? જૂવોની! કાલિદાસના કાળ માટે કેટલો વાદવિવાદ ચાલી રહ્યો છે, છતાં સંમાન્ય વિદ્વાનો પણ એક મતના હજી થયા નથી; આજે એક વિદ્વાન્ એક વાત જણાવે છે, તો કાલે તેનું બીજો વિદ્વાન્ અન્ય પ્રાપ્ત થયેલાં સાધનોથી ખંડન કરે છે, ત્યારે વળી ત્રીજો પોતાનું નવું જ કંઈ સમર્થન કરતો જોવામાં આવે છે.

તે છતાં કાલિદાસની ઉન્નત કૃતિઓ હોંસથી જનસમાજમાં વંચાય છે, અને સર્વ દેશમાં એક સરખી માન પામે છે. વિદ્વાનો ભલે જન્મકાળાદિના નિર્ણય ઉપર વાદ-વિવાદ ચલાવી મજાહ માને, અમને તો ઇક્ષુરસનો આસ્વાદ લેવા સાથે કામ છે, અને નહિ કે તેના વંશ, ઉત્પત્તિ આદિ સાથે; એમ કરવાથી અમારી સ્વાદેન્દ્રિય કંઈ તૃપ્ત થવાની નથી, એવું સામાન્ય જનસમાજનું કહેવું છે.

આવા ભૂલ ભરેલા વિચારોને લીધે જ મહાન્ પુરુષોના ઇતિહાસના સંબંધમાં આપણે ઘણું સોસવું પડ્યું છે, અને તેને લીધે જ આપણા સાહિત્યમાં ચરિત્રોનો અભાવ જોવામાં આવે છે. તેવા વિચાર ધરાવનારાઓને અત્રે ઉત્તર આપવો પણ યોગ્ય નથી. આવા વિચારથી દેશને કેટલી હાનિ થાય છે, તે ઉક્ત અવિચારી જનો સમજતા હોય એમ લાગતું નથી, અને એવા મૂર્ખાઈ ભરેલા વિચારને લીધે જ પ્રસિદ્ધ પુરુષોનાં જીવનચરિત્રો મળતાં નથી, અને જે મળે છે તે દંતકથા, ચમત્કારો અને અર્ધ ઐતિ-હાસિક ધાર્મિક ભાવનાઓથી એટલાં બધાં સંમિશ્રિત હોય છે કે, તેમાંથી સત્ય ઇતિહાસ કેટલો અને દંતકથા કેટલી, એ જૂદાં પાડવાનું કાર્ય દુર્ઘટ થઈ પડે છે.

છાપાકળાની વૃદ્ધિને લીધે સામ્પ્રત સમયે લોકોની વાંચનવૃત્તિમાં વૃદ્ધિ થઈ છે, અને તે સાથે પશ્ચિમના ઇતિહાસનું નિરીક્ષણ થવાથી તે પદ્ધતિએ પ્રાચીન મહાપુ-રુષોનાં ચરિત્રો જાણવાની ઇચ્છા લોકોમાં દિનપ્રતિદિન વૃદ્ધિંગત થતી જાય છે, એમ જાણીને કોને આનંદ નહિ થાય? આધુનિક જનસમાજનું વલણ કલ્પિત વાર્તાઓ અને નવલકથાઓ વાંચવા તરફ સામાન્ય રીતે વિશેષ પ્રેરાયલું દેખાય છે; અને તે દ્વારા તેઓને જો ધર્મનું કે ઇતિહાસનું થોડુંઘણું જ્ઞાન અપાય તો તેવાં પુસ્તકો ઘણી હોંસથી વંચાય છે. સુબોધક નવલકથાઓ કેટલેક અંશે સમજીને વાંચવાથી સારી અસર કરી શકે છે એ વાત સત્ય છે, છતાં પણ મહાન્ સત્પુરુષોના ચરિત્રગ્રંથો જેટલી ઉપયોગી અસર કરી શકે, તેટલી કલ્પનાથી ઉત્પન્ન કરેલા પાત્રોનાં ગુણવર્તન વગેરેના ચટકદાર વર્ણનવાળા ગ્રંથો ભાગ્યે જ કરી શકે.

ઐતિહાસિક મહાપુરુષોનાં ચરિત્રો તેમના સમયની પ્રજાને અને સેંકડો વર્ષ પછીની પ્રજાને પણ તેમના જીવનના અનુભવનો લાભ વિદ્યમાન મનુષ્યની માફક આપી શકે છે. તેમની સત્યતાને લીધે તેઓ વાંચનારના હૃદય ઉપર અમુક અંશે સત્તા પણ ચલાવી શકે છે, તેમ જ નવી આશા, ઉમંગ આપી તેમને પોતાના કાર્યમાં ઉત્તેજિત કરે છે. એક મહાપુરુષના જીવનની સત્કથા માનસિક શક્તિના ચિરસ્થાયી સ્મરણ-સ્તંભ તરીકે લોકોમાં પ્રવર્તતી રહે છે. મનુષ્ય મરણ પામે છે, અને તેનો સ્થૂલ દેહ

અગ્નિ આદિ દ્વારાએ નષ્ટ થઈ અદશ્ય થાય છે, પરંતુ તેના વિચારો અને કાર્યો પશ્ચાત્ વિદ્યમાન રહે છે. સામાન્ય મનુષ્યોને માત્ર સ્થૂલ, સૂક્ષ્મ, અને કારણ એવા ત્રણ દેહ હોય છે; પણ તે ઉપરાંત મહાપુરુષોને મહાકવિ કાલિદાસે કહેલું યશઃશરીર અથવા અક્ષરદેહ હોય છે, અને તે અક્ષરદેહ પોતાની જાતિ તથા દેશ ઉપર ચિરંજીવ સંસ્કાર પાડવા સમર્થ થાય છે.

ભયના સમયમાં જૂના વખતમાં રાજપૂતો ઉંચી ટેકરીઓ ઉપર રાખેલા દીપકોથી જેમ સન્માર્ગ દર્શાવતા હતા, અને જેમ સાંપ્રત સમયે સાગરોમાં દીવાદાંડીઓ ભયસ્થાન સૂચવી યોગ્ય માર્ગની પ્રતીક્ષા કરાવે છે, તેમ જ મહાપુરુષોનાં ચરિત્રો પોતાની આસપાસના ધાર્મિક, નૈતિક, સામાજિક, ઔદ્યોગિક વાતાવરણને પ્રકાશિત કરનારા ટેકરીઓ ઉપર ગોઠવેલા અને ભવસાગરમાં અનેકવિધ સંકટોરૂપી ખરાબા સૂચવનારી દીવાદાંડીઓના દીપકો સમાન છે; તેમના ચૈતન્યનો નિર્મળ પ્રકાશ ભવિ-વિષ્યના જમાનાઓ ઉપર એક સરખો પડતો રહે છે અને તેમનું મહાન્ દષ્ટાંત ભાવી જનસમાજની પરંપરાને સર્વ સામાન્ય વારસો થઈ પડે છે, જેથી તેમના વિચારો અને મહાન્ સત્કાર્યો મનુષ્યજાતિને મળનારી સર્વોત્તમ પુંજીરૂપ ગણાય છે. આ ઉપરથી સમજી શકાશે કે, મહાન્ પુરુષોનાં જન્મમૃત્યુકાલ, તેમના જીવનની રૂપરેખા, તેમના ચારિત્ર્યની ઘટના આદિ માનવજાતિના ઇતિહાસમાં સવિશેષ અગત્યનાં છે.

### भक्तोनां जीवनचरित

ચરિત્રનાયક નરસિંહ મેહેતો મુખ્યત્વે કરીને ભક્તકવિ હતો, અને તેની પ્રસિદ્ધિ તેનાં સ્વરચિત નાનકડાં કાવ્યો અને પદોથી, અને કસોટી પ્રસંગે તેણે દર્શાવેલી અચલ ભક્તિ–શ્રદ્ધાથી, તેમ જ તેના સમકાલીન ભક્તમંડળ તથા તેના પછીથી થનારા કવિ વિશ્વનાથ જાની, પ્રેમાનંદ, નરસિંહ મેહેતાના વંશજ રેવાશંકર, રઘુરામ, મોતીરામ, ભક્તમાળના કર્ત્તા નાભાજી આદિ કવિઓએ રચેલાં કથનોથી વિશેષે કરીને છે. રાજસભામાં સાધુ મંડળી વચ્ચે મળેલા હારની વાત તેની પછી રચાયલા ભક્તચરિત્રમાં સર્વ સ્થળે મળી આવે છે, અને તે પ્રસંગ જૂનાગઢના હિંદુ રાજા મંડલિકના પતનનાં કારણોમાંનું એક કારણ પણ ગણાય છે. ભગવજ્જન અને વિદ્વજ્જનનાં ચરિત્રો તરેહવાર મનોહર કથાઓથી ભરેલાં હોય છે. પ્રાચીન કાળમાં સંસ્કૃત ભાષાના આદિકવિ વાલ્મીકિનું કે અર્વાચીન હિન્દી કવીશ્વર રામભક્ત તુલસીદાસજીનું જીવન તપાસો, અથવા તો ભૂતકાળના કે વર્તમાનકાળના સાધુસંતો અને

ભક્તજનોનાં વૃત્તાંતો વાંચો; બુદ્ધ, શંકરાચાર્યાદિ, રામાનુજ, વલ્લભાચાર્યાદિ સંપ્રદાય પ્રવર્તકો, કાળિદાસ, તુલસીદાસાદિ કવિવરો, તુકારામ, જ્ઞાનેશ્વરાદિ ભક્તજનોનાં ચરિત્રો જૂઓ; એમ જ્યાં જ્યાં જોશો ત્યાં ત્યાં કંઈ ને કંઈ અદ્‌ભુત કથાઓ તેમાં સંકળાયલી જોશો. જે કંઈ વાંચશો તેમાં કંઈ ને કંઈ ચમત્કારથી ચિત્રિત વાંચશો. એ જ પ્રણાલિકાએ વિચારતાં ગુર્જર ભાષાના આદિ ભક્તકવિરાજ નરસિંહનું જીવન-ચરિત્ર તેવાં વૃત્તાંતોથી ભરપૂર જણાય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી. નાભાજીકૃત ભક્તમાળમાં અને મહિપતકૃત ભક્તિવિજયમાં તેમ જ પ્રેમાનંદાદિનાં કાવ્યોમાં નરસિંહના જીવનના અનેક ચમત્કારો વર્ણવવામાં આવ્યા છે.

ચરિત્રનાયક ભક્ત હોવાથી તેના ચરિત્રમાં ઉપર કહ્યા પ્રમાણે ઐતિહાસિક—લૌકિક અને અલૌકિક—ધાર્મિક એવા બે વિલક્ષણઅંશો દેખાયા વગર નહિ રહે. ઐતિહાસિક—લૌકિક ચરિત્ર સામાન્ય અને સંક્ષિપ્ત છે, પરંતુ ધાર્મિક અલૌકિક ચરિત્રના સંબંધમાં વર્તમાનકાળના કેટલાએક શિક્ષણ લીધેલા પુરુષો અશ્રદ્ધાની કે અસત્યતાની બુદ્ધિ દેખાડે, એ સ્વાભાવિક છે. "પરંતુ તેમ થવાનું મૂળ વિભ્રમ છે. વસ્તુતઃ આ જગતમાં તેમ અન્યત્ર યૂરોપાદિ ખંડોમાં પણ જે મહાપુરુષો, મહાવીરો આદિ થઈ ગયા છે, તેઓમાંના નેપોલીઅન બોનાપાર્ટ, ગ્લાડસ્ટન આદિના ચરિતોમાં એવા બહુ અંશો છે, જેઓને સામાન્ય પંક્તિના અથવા આળસુ, અલ્પજ્ઞ, ભીરુ એવા પુરુષો સ્વપ્ને પણ સત્ય ન માને, તથાપિ તેવા અંશોને વૃદ્ધબુદ્ધિ બહુજ્ઞો તેમાં અલ્પ પણ શંકા ન ધરતાં તથાભૂત માને છે. એ જેટલું સત્ય છે તેટલું જ આ સત્ય છે કે મીરાંબાઈ, નરસિંહ આદિ ભકતોના, તેમ જ સદાશિવેન્દ્ર આદિ અનેક સિદ્ધોનાં ચરિતોમાં એવા અનેક અંશો છે, જે દશ્યરૂપ બાહ્યપટને ભેદી અંતસ્તત્ત્વને ન ગ્રહી શકનારી એવી નિર્બળ આધિભૌતિક સ્થૂલ દૃષ્ટિને અસત્ય, અસંભવિત, ઉપહાસ્યપ્રતીત થાય, પરંતુ તે પરમાર્થતઃ તેવા નથી.

"જે વૈજ્ઞાનિકોની દૃષ્ટિઓ, જડ ચૈતન્યમય સૃષ્ટિને નિયમતાં તત્ત્વોને, તત્પ્રતિપાદક શાસ્ત્રોના અનુશીલનથી અથવા અન્ય યોગ્ય પ્રામાણિક સાધનોદ્વારા, અધિક વિસ્તૃત થઈ છે, તેઓ તો તેવા અદ્‌ભુત ચરિતાંશોમાં સત્યત્વ બુદ્ધિને ભજે છે; અને તેવો માનનારો વર્ગ અલ્પ પણ નથી, પણ પ્રતિવર્ષ વર્ધમાન છે.

"પરંતુ અત્ર નિર્દેશવું અગત્યનું છે કે, એવા અલૌકિક ભાસતા ચરિતાંશો પરમાર્થતઃ સત્ય હોતાં પણ તેઓનામાં, તે તે મહાત્માના શિષ્ય, ભક્ત આદિની સ્વગુરુમાં રહેતી મહિમબુદ્ધિથી, બહુ કલ્પિત પ્રસંગો પણ મિશ્રિત થયા હોય છે, તેઓનો વિવેક સમયાન્તરમાં કરવો કઠિન થાય છે."

વિદ્યમાન સાક્ષર શ્રી તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠીના લખેલા મીરાંબાઇના જીવનચરિત્ર''માંથી* મહાપુરુષોનાં ચરિતોમાં દૃષ્ટિએ પડતા અલૌકિક અંશોના સત્યત્વનું પ્રતિપાદન કરનારા અને મિશ્ર થયેલા કલ્પિત અંશોનો વિવેક કરવાની અગત્ય સૂચવનારા ઉપરોક્ત અભિપ્રાયથી કંઈ વિશેષ તે સંબંધમાં કહેવાનું અવશેષ રહેતું નથી.

**चरित्र माटेनां विभाग तथा साधनो**

• (૧) સાધનોના બે પ્રધાન ભાગ થાય એમ છેઃ (અ) પ્રાચીન અને (આ) અર્વાચીન. તેમાં પ્રાચીન તો દંતકથાદિમૂલક અને ભક્તાદિઓએ લખેલાં છે, પણ અર્વાચીન બે પ્રકારના છેઃ (क) ઇતિહાસવિદોએ લખેલાં અને (ख) ગતાનુગતિક ન્યાયથી લખાયલાં.

(અ. ૧) નરસિંહ મેહેતાનાં સ્વરચિત કાવ્યો ઉપરથી એના જીવનની કંઇક રૂપરેખા પ્રાપ્ત થાય છે, અને તે જ હકીકત તેના પછી થનારા કવિઓએ સ્વીકારી નાના પ્રકારનાં આખ્યાનો એ ભક્તકવિના સંબંધમાં રચ્યાં છે. નરસિંહ મેહેતાએ રચેલાં કાવ્યોમાં 'હારમાળા' પ્રથમ આવે છે. હારમાળામાં મેહેતાજીએ પોતાના જીવન સંબંધમાં જે હકીકત આપી છે તે જ હકીકત તેના રચેલા પોતાના પુત્ર 'શામળશાહનો વિવાહ' સંબંધી કાવ્યમાં તથા પોતાની પુત્રી કુંવરબાઇના ''મા'મેરા''ના કાવ્યમાં આપેલી છે, અને તે એકસરખી મળતી આવે છે. નરસિંહ મેહેતાકૃત મા'મેરાનું કાવ્ય હજી પ્રસિદ્ધ થયું નથી, પણ તે સદ્‌ગત ઇચ્છારામ સૂર્યરામ દેસાઇના જૂના હસ્તલિખિત સંગ્રહમાં છે. એ કાવ્ય આ સંગ્રહ પૂર્ણ છપાઈ ગયા પછી પ્રાપ્ત થયેલું હોવાને કારણે આ પુસ્તકમાં છપાઈ શકાયું નથી, તે 'નરસિંહાચા સ્વામી'ની કૃપાથી આ સંગ્રહની દ્વિતીયા આવૃત્તિ કાઢવાનો પ્રસંગ આવશે ત્યારે અથવા અન્ય પ્રસંગે પ્રગટ કરી શકાશે. એ કાવ્ય સંબંધી ખેદ કરવાનો એટલો જ છે કે તેની પૂર્ણાહુતિની લીટીઓવાળું પાનું ફાટી ગયેલું હોવાથી તે અખંડિત દશામાં પ્રાપ્ત થઈ શકયું નથી, તેમ જ તેની બીજી પ્રત પણ મળી શકી નથી. આ કાવ્યો સિવાય શંકર સાથેના સમાગમનાં આત્મકથનનાં થોડાં છુટાંછવાયાં પદો પણ જીવનચરિત્રમાં સાક્ષી પૂરવાને કામ લાગી શકે તેમ છે. ગોવિંદગમનની ઇતિશ્રીમાં નરસિંહ મેહેતાએ પોતાની વૃદ્ધાવસ્થાની સ્થિતિ તથા સુરતસંગ્રામની ઇતિશ્રીમાં પોતાની ગરીબાઇની સ્થિતિનું કંઇક દર્શન કરાવ્યું છે.

---

* જૂવો બૃહત કાવ્યદોહન ભાગ સાતમો.

(અ. ૨) નરસિંહ મેહેતા પછી પણ પ્રેમાનંદની પૂર્વે અરાઢમા સૈકાની શરુઆતમાં પાટણના કવિ વિશ્વનાથ જાનીએ ,લોકપ્રચલિત દંતકથાઓ અને નરસિંહ મેહેતાનાં પદોને આધારે એક સ્વતંત્ર ચરિત્ર લખ્યું છે, અને તે કાવ્યનું નામાભિધાન પણ 'નરસિંહ મેહેતાનું ચારત્ર' એવું કવિએ પોતે જ રાખ્યું છે. આ કાવ્ય પણ ખંડિત દશામાં પ્રાપ્ત થયું છે, પરંતુ સાહિત્યના ઇતિહાસમાં સારો પ્રકાશ પાડે તેવું હોવાથી તેવું ખંડિત દશામાં પણ પ્રગટ કરવાનું સદ્‌ગત સંગ્રહકર્તાને યોગ્ય લાગવાથી તે બૃહત કાવ્યદોહન ભાગ આઠમામાં પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે, અને તત્સંબંધી જાણ: વાજોગ ખુલાસો તેની પ્રસ્તાવનામાં કરેલો છે. એ કાવ્ય વાંચતાં એમ લાગે છે કે; વડોદરાના ભટ્ટ પ્રેમાનંદે નરસિંહ મેહેતા સંબંધી જૂદાજૂદા પ્રસંગોનાં કાવ્યો રચતાં તેનો કંઇક ઉપયોગ કર્યો હશે. કારણ કે તેઓ વચ્ચે વિચાર તથા વર્ણનશૈલી અને શબ્દરચનામાં પણ કેટલુંક સામ્ય દેખાય છે.

વિશ્વનાથ જાનીએ 'હાર–ચરિત્ર' ની પ્રસ્તાવનામાં નરસિંહ મેહેતાના જીવન સંબંધી જે જે પ્રસંગો ગણાવ્યા છે, તેટલા જ પ્રસંગનાં કાવ્યો તેણે પોતે રચ્યાં હશે, એમ અનુમાન થાય છે. એ કવિનું આખું કાવ્ય જો મળી આવે તો ગુર્જર ભાષાના ઇતિહાસની ચણાતી ઇમારતમાં વચ્ચે પડી ગયેલા ગાળા પૂરવાને માટે તે ઘણું ખપ લાગે. 'હાર–ચરિત્ર' માં તે લખે છે કે,

"એહની ભાભાએ જે કામ કીધું, પ્રથમ તાંહાં થકી ફળ લીધું:
એહને નાતે વાર્યો જે વારે, બે રૂપ દેખાડ્યાં તે વારે.
જો ભોજન સમે હઠ કીધો, તો તાંહાં પ્રભુએ હઠ દીધો;
લોકે પ્રાહુણ સંત મોકલાવ્યા, તેવા શીઘ્ર પોતે સામગ્રી લાવ્યા.
પાણી માંગ્યું તે વાત ન જાણી, આવી પાયું શ્રી ચક્રપાણી;
હુંડી માટે હસીયા લોક, તો રૂપૈયા પામ્યા રોક.
પુત્ર પરણાવ્યો તે પ્રસિદ્ધ, * * * *
મોશાળું પુત્રીનું કીધું, કહો કરજે કાંહાંથી લીધું.

જાનીના ઉપરોકત કાવ્યમાં જણાવ્યા પ્રમાણે એનો રચેલો 'શામળશાહનો વિવાહ' મળ્યો નથી: એ સિવાય ખંડિત ભાગ જે મળ્યો છે, તે બૃહત્ કાવ્યદોહન ભાગ આઠમામાં પ્રસિદ્ધ થયો છે.

(અ. ૩) ભક્ત અને પુરાણપ્રસિદ્ધ પુરુષોના જ ગુણાનુવાદ ગાવાનું પણ લેનાર પ્રેમાનંદે નરસિંહ મેહેતાની જીંદગીમાં બનેલા જૂદાજૂદા પ્રસંગોનાં આખ્યાનો રચવામાં

પણ તેની પૂર્વે થઈ ગયેલા કવિઓનાં કથનનો, પ્રચલિત દંતકથાઓનો, તેમ જ નરસિંહ મેહેતાનાં સ્વરચિત પદોનો આધાર લીધેલો હોવો જોઇએ, એમ પણ અનુમાન કરવાને સબળ કારણ મળે છે. તે જ પ્રમાણે તેના પછી થએલા કવિઓએ તેના તે જ વિષય ઉપર આખ્યાનો રચેલાં છે, એટલે તેઓમાં ઐતિહાસિક દૃષ્ટિએ અન્વેષણ થયેલું જોવાની ઇચ્છા રાખવી નિષ્ફળ છે. પ્રેમાનંદે નરસિંહ મેહેતાના જીવન સંબંધી પંચ મુખ્ય પ્રસંગોનાં કાવ્યો રચેલાં છે.

"હાર, હુંડી, ને મોશાળું, વિવાહ ને વળી શ્રાદ્ધ;
નરસૈં મેહેતાને કૃપા કરી, કર્યાં શ્રી દીનાનાથ."

(રણછોડ પૂર્ણાનન્દ.)

(અ. ૪) પ્રેમાનંદના શિષ્ય વણિક હરિદાસે 'શામળશાહનો વિવાહ' અને 'નરસિંહ મેહેતાના બાપનું શ્રાદ્ધ' એવાં બે કાવ્યો લખેલાં છે.

(અ. ૫) કવિ નર્મદાશંકર જણાવે છે કે, નરસિંહ મેહેતાનું એક સારું જીવનચરિત્ર અને નાગરોની ઉત્પત્તિ વર્ષ, તિથિ વાર કોઈ વલ્લભદાસ નામના કવિએ રચેલું છે, અને તે કાવ્ય એમની પાસે હતું; પણ અત્યાર સૂધીમાં એ કાવ્ય કોઈ પણ સ્થળે પ્રસિદ્ધ થયેલું જોવામાં આવ્યું નથી. જો એ કાવ્ય મળે તો કંઈક ઐતિહાસિક રીતે નરસિંહ મેહેતાનું ચરિત્ર લખવામાં તે સાધનભૂત થાય ખરું.

(અ. ૬) આધારભટ્ટે શામળશાહનો વિવાહ,* રઘુરામે હુંડી,† મોતીરામે શ્રાદ્ધ,‡ દયારામે મોશાળું,§ મુળજી ભટ્ટે શ્રાદ્ધ,|| ગોવિંદરામે નરસિંહ મેહેતાનું સંક્ષિપ્ત ચરિત્ર¶ લખ્યું છે, અને તે કાવ્યો બૃહત્‌કાવ્યદોહનના જૂદાજૂદા ભાગોમાં પ્રગટ થયાં છે, પણ તે બધાઓનું મૂળ દંતકથાઓ જ માત્ર છે.

(અ. ૭) ભગવાનદાસ તથા રણછોડ પૂર્ણાનંદ નામના કવિઓએ પ્રેમાનંદકૃત "નરસિંહ મેહેતાના બાપનું શ્રાદ્ધ" એ કાવ્યમાં થોડો ફેરફાર કરીને તે પોતાને નામે ચઢાવ્યું છે, પણ તે હજી પ્રસિદ્ધ થયું હોય, એમ જાણ્યામાં આવ્યું નથી.

(અ. ૮) નાભાજીકૃત ભક્તમાળમાં પણ દંતકથાઓને અનુસરીને નરસિંહનું જીવનચરિત્ર આપેલું છે.

આ પ્રમાણે ભક્તાદિકોનાં પ્રાચીન દંતકથામૂળક લખાયલાં ચરિત્રોનો એક વિભાગ પડે છે; હવે ઐતિહાસિક દૃષ્ટિએ લખાયલા અર્વાચીન લેખ વિભાગ તરફ દૃષ્ટિ નાંખીએ.

---

* બૃ. કા. દોહન ભા. ૮ મો. † બૃ. કા. દો. ભાગ ૬ ઠ્ઠો. ‡ બૃ. કા. દો. ભા. ૭ મો.
§ બૃ. કા. દો. ભા. ૪ થો. || બૃ. કા. દો. ભાગ ૮ મો. ¶ બૃ. કા. દો. ભા. ૨ જો.

**अर्वाचीन काळ**

નરસિંહ મેહેતાના ચરિત્રના મુખ્ય લખનારાઓમાં સ્વ. કવિ દલપતરામ ડાહ્યાભાઈ, સ્વ. કવિ નર્મદાશંકર લાલશંકર દવે, સ્વ. ડાહ્યાભાઈ, રા. સા. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા, સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેશાઈ, નડિયાદ નિવાસી રા. રા. ચતુરભાઈ શંકરભાઈ પટેલ, અને રા. રા. જયસુખરામ પુરુષોત્તમરાય જોશીપુરા છે.

(આ. क ૧) કવિ નર્મદાશંકરે ઇ. સ. ૧૮૬૧ માં ગુજરાતના જૂના અને સારા કવિઓનો એક સારો સંગ્રહ "કાવ્યોત્તમાંશ" નામે બહાર પાડવાનો વિચાર રાખ્યો હતો, અને તેને અંગે તેમણે જૂદાજૂદા જાણીતા કવિઓનાં જીવનચરિત્ર સંબંધી તપાસ કરી, પ્રાપ્ત સામગ્રી ઉપરથી સંક્ષિપ્ત વૃત્તાંતો લખી રાખ્યાં હતાં, પણ જ્યારે કવિ દલપતરામે કાવ્યદોહન પ્રગટ કર્યું, એટલે તેમણે એ કામ પડતું મૂકી, ચરિત્રો સંબંધી પોતાની નોટ ઉપરથી તે તે કવિઓનાં ચરિત્રો જૂના અને નવા નર્મગદ્યમાં (ફેરફાર સાથે) પ્રગટ કીધાં છે. નરસિંહ મેહેતાના જીવનચરિત્ર સંબંધી તેમની સામગ્રી સંવત ૧૬૬૮ માં લખાયલા નાભાજીની ભકતમાળ, મહિપતકૃત ભક્તવિજય (સં. ૧૮૧૫), પ્રેમાનંદની આખ્યાયિકાઓ, વલ્લભદાસનું રચેલું ચરિત્ર અને વિવાહ, હરિદાસકૃત વિવાહ, અને લોક દંતકથા એટલી જ હતી. આ સાધનો ઉપરથી પ્રથમ તેમણે પશ્ચિમની સુધારાની દૃષ્ટિએ અને પછી આસ્તિક દૃષ્ટિએ ચરિત્ર આલેખન કર્યું છે, અને તે મનનીય છે.

(આ. क ૨) જૂનાં ગુજરાતી કાવ્યો સુવ્યવસ્થિત રીતે પ્રકટ કરાવનારા રા. સા. હરગોવિંદદાસે પ્રેમાનંદસંકલિત હારમાળા, નરસિંહ મેહેતાકૃત સુરતસંગ્રામ, ગોવિંદગમન અને પદો પ્રકટ કરી, ચરિત્રનાયકના જીવન અને કાવ્યશક્તિપર સારો પ્રકાશ પાડ્યો છે. નરસિંહ મેહેતાનું જીવનચરિત્ર મેળવવા માટેનો તેમનો પ્રયાસ સ્તુત્ય છે, અને તે ઐતિહાસિક દૃષ્ટિએ તેમણે લખવાનો સારો પ્રયત્ન કરેલો જણાય છે.

(આ. ख ૧) કવિ દલપતરામે "બુદ્ધિપ્રકાશ"માં નરસિંહ મેહેતાના સંબંધમાં પોતે જે કંઈ હકીકત તેઓના કાઠિયાવાડના સંબંધને લીધે જાણતા હતા, તે પ્રકટ કીધી હતી. તેમનો મુખ્ય આધાર લોક દંતકથા અને પ્રેમાનંદનાં કાવ્યો છે.

(આ. ख ૨) કવિચરિત્ર એ નામનું એક સ્વતંત્ર પુસ્તક સ્વ. રા. ડાહ્યાભાઇએ રચ્યું છે, તેમાં પૂર્વેના વૃત્તાંત ઉપરથી ટુંકમાં ચરિત્ર લખ્યું છે.

(આ. ख ૩) ઇ. સ. ૧૮૮૫માં ચતુરભાઇ શંકરભાઇએ અપ્રસિદ્ધ જૂનાં ગુજરાતી કાવ્યો પ્રકટ કરતી વખતે ટુંક નોંધ પ્રત્યેક પ્રકટ થયેલા કવિઓની જે આપી છે,

તેમાં થોડી માહિતી નરસિંહ મેહેતા સંબંધી છે; જો કે તેમાં નવીન જાણુવા જેવું કંઈ નથી, તોપણુ હારમાળા સંબંધી તેમને વિચાર આપણુને કામ લાગે તેવો છે.

(આ. क ૩) કવિ નર્મદાશંકરના મૂળ મત પ્રમાણે આ ગ્રંથના આદ્યસંગ્રહકર્તા સદ્દગત ઇચ્છારામ સૂર્યરામ દેશાઇએ આદિ ભક્તકવિ નરસિંહ મેહેતાનાં જે જે ચરિત્રો પ્રગટ થયાં હતાં, તે સર્વમાં તેમને કંઈ ન્યૂનતા દેખાઈ, અને તે પૂરવાની ઇચ્છાએ પોતે કવિના નિવાસસ્થાન જૂનાગઢમાં જાતે જઈ તપાસ કરી માહિતીથી પૂર્ણ એક ઉત્તમ લેખ લખ્યો હતો.* એ લેખ અતિ પરિશ્રમપૂર્વક અને શોધખોળથી લખાયલો હતો, અને ત્યારપછી તે એમના દેહવિલય પર્યંત તેમણે શોધખોળ ચાલુ રાખી, જે સ્મરણુનોંધો લખાવી રાખી હતી તથા તે કહેલી હતી, તે ઉપરથી આ ચરિત્રનું આલેખન થયેલું છે. ચરિત્રનાયકનું ઇતિવૃત્ત મેળવવા અર્થે તેઓએ જૂનાગઢ, રાજકોટ, તેમ જ ગુજરાતના ઘણા ભાગમાં મુસાફરી કરી હતી. તે વિષે તેમનો પોતાનો ઉલ્લેખ આ પ્રમાણે છેઃ—"ઇ. સ. ૧૮૮૭ના ફેબ્રુવારી માસમાં હું જૂનાગઢ ગયો હતો, ત્યારે કવિ નરસિંહ સંબંધી કેટલીક હકીકત મેળવવાનો મને અવકાશ મળ્યો હતો. આ સઘળી હકીકત મરહુમ રા. મણિશંકર જટાશંકર કીકાણી, અને પંડિત કમલનયનાચાર્ય તરફથી મળી હતી. તેમ જ જુનાગઢના એક દરબારી નોકર તે સ્વ. રા. રા. નૃસિંહપ્રસાદ શિવપ્રસાદે, અને મી० દુર્ગાપ્રસાદ ઝાલા માસ્તરે કેટલીક હકીકત પાછળથી મેળવી આપી હતી."

તે પછી પણ સદ્દગત પોતાના શોધમાં મચ્યા રહ્યા હતા, અને ભાટચારણુ, કવિઓ તેમ જ સારા વિદ્વાનોદ્વારા ખબર કઢાવી હતી, પરંતુ તે સર્વ તેઓ પોતાને શ્રીમુખે લખાવી પ્રગટ કરે, તે પહેલાં તેમનો દેહવિલય થયલો હોવાથી અસલ તેમના જ લખેલા ચરિત્ર અને તેમના કથન તથા કઢાવેલી ખબરો ઉપરથી થોડા વિસ્તાર સાથે પ્રસ્તુત ચરિત્ર લખાયલું છે.

(આ. क ૪) રા.રા. જયસુખરામ પુ. જોશીપુરાએ ઇ.સ. ૧૯૦૮ માં નરસિંહ મેહેતાના જીવન અને કવન સંબંધી વિસ્તારપૂર્વક એક નાનકડો ગ્રંથ રચ્યો છે, જે મોટે ભાગે ઇતિહાસવિભાગમાં સદ્દગત ઇચ્છારામ સૂર્યરામ દેશાઇના વિચાર સાથે મળતો આવે છે.

(આ. ख ૪) રા. રા. જેઠાલાલ વાડીલાલ દલાલે 'નરસિંહ મેહેતાની નોવેલ' લખી છે, જેનો આધાર રંગભૂમિ ઉપર પ્રયોગદ્વારા ભજવાતા નાટકાદિ તથા દંતકથા મુખ્ય કરીને છે. એ ઇતિહાસ-દંતકથા મિશ્રિત વાર્તા છે, પણ સત્ય ઇતિહાસ નથી.

* * *

---

* જુવો. બૃહત્કાવ્યદોહન ભાગ બીજો.

## जीवनचरित्र*

"ગુજરાતી ભાષાના કવિઓના બે મોટા ભાગ પડે છેઃ—એક ભક્તકવિ અને બીજા કવિ જ. કવિ કરતાં ભક્તકવિઓ ભાષામાં ઘણા છે, એટલે કવિતાનો મોટો ભાગ બહારના બીજા વિષયો કરતાં જ્ઞાન, ભક્તિ, ધર્માસ્થા અને પોતાના ગુરુની ઉપાસના સિવાયનો બીજો મળી આવવો મુશ્કેલ થઈ પડે છે; અર્થાત્ તેવી કવિતા ભક્તકવિઓએ બનાવી જ નથી, અને તે બનાવવાને તેઓને કારણ પણ નહોતું. નરસિંહ મેહેતો ભક્તકવિઓમાં પહેલો ગણાય છે." તે આખા ગુજરાતમાં વિખ્યાત છે, તેમ જ હિંદુસ્તાનના મોટા ભાગમાં પણ જાણીતો થયો છે. એનાં કરેલાં પદો કલકત્તામાં ઇ. સ. ૧૮૧૮–૨૧ (?) માં પ્રસિદ્ધ થયલા "રાગસાગર"ના ગ્રંથોમાં પણ જોવામાં આવે છે. "એની કવિતાનો મોટો ભાગ ઇષ્ટ દેવતા શ્રીકૃષ્ણની લીલાને લગતો છે, જેમાં પ્રેમભક્તિમાં તલ્લીન થઈ તેણે ઘણી કવિતા કીધી છે, અને એ સિવાયનો બીજો ભાગ જે ઘણો થોડો છે, તે જ્ઞાનવિષયક છે."

## नरसिंहनो जन्मकाळ तथा जन्मस्थान

"નરસિંહ મેહેતાનો જન્મ ક્યારે થયો? તે બાબતમાં કમલનયનાચાર્યે જે હકીકત જણાવી છે, તે આ પ્રમાણે છેઃ–'નરસિંહ મેહેતાનો જન્મ તેના એક શિષ્ય પરમાનંદદાસની શોધ પ્રમાણે વિ. સં. ૧૪૭૧ માં થયો હતો. એક બીજો શિષ્ય જણાવે છે કે, તેનો જન્મ વિ. સં. ૧૪૬૯ માં થયો હતો.' આ બાબત મેં (સ્વ. ઇચ્છારામે) રા. રા. (મણિશંકર જટાશંકર) કીકાણીને પૂછવાથી તેઓએ એને જ મળતી હકીકત જણાવી હતી, અર્થાત્ નરસિંહ મેહેતાના જન્મ માટે આટલું જ નક્કીપણે કહી શકાય છે કે, તે સંવત ૧૪૬૯–૭૧ માં જન્મ્યો હતો."

કાઠીઆવાડના માંગરોલના એક રહીશ અને નરસિંહ મેહેતાના વંશ સાથે નિકટનો સંબંધ ધરાવનાર અને તેની કવિતાના એક પ્રેમી હરદાસ અનંતપ્રસાદ ત્રિકમજી વૈષ્ણવે એમ જણાવ્યું છે કે, નરસિંહનો જન્મ નક્કી ૧૪૭૦ ની સાલમાં થયો હતો, અને કવિના જીવન સંબંધમાં જે જે પ્રસંગો બન્યા છે, તે તે વર્ષના અંકમાં સાતનો આંકડો મુખ્ય રીતે જોવામાં આવે છે. આના તેઓએ બે ત્રણ

---

* અવતરણચિહ્ન વચ્ચેનો લેખ સદ્ગતનો અસલ છે, અને તે વિનાનો તેમને કહેલી વાતો ઉપરથી ઉમેરવામાં આવ્યો છે.

દાખલા આપ્યા હતા,* તે ઉપરથી અનુમાન કાઢતાં વિ. સં. ૧૪૭૦ નું વર્ષ સત્ય હોય એમ લાગે છે. જો કે કયા મહિનામાં, કયી તિથિએ, ને કયે વારે એનો જન્મ થયો હતો, તે વિષે કંઈ પણ ચોક્કસ રીતે કહી શકાતું નથી; અને એ બાબતને આપણા વિષય સંબંધમાં બહુ અગત્ય આપવાની જરૂર નથી. આ અનુમાન કાકતાલીય છે, અને તેથી તે કીયે અંશે સ્વીકારવું, એ માણસની વૃત્તિપર આધાર રાખે છે. રા. સા. હરગોવિંદદાસનું અનુમાન અને શોધ પણ નરસિંહ મેહેતાનો જન્મ સં. ૧૪૭૦ માં હોવાની વિગતને ટેકો આપે છે, એટલે વિ. સં. ૧૪૭૦ વર્ષ તરીકે નરસિંહ મેહેતાના જન્મ સ્વીકારવામાં કંઈ બાધ જેવું જણાતું નથી.

"એના પિતાનું નામ કૃષ્ણદામોદર અને પિતામહનું નામ વિષ્ણુદાસ હતું;" એની માતાનું નામ દયાકોર અને ભાઇનું નામ બંશીધર કે વણસીધર હતું. "વિષ્ણુદાસ જૂનાગઢના કુંતિયાણામાં મુત્સદ્દીનું કામ કરતા હતા. અસલથી જ નાગરો મુત્સદ્દીપણું કરતા આવ્યા છે, પણ રાય મંડલિકના સમયમાં બંદોબસ્ત નહિ, તેથી વિષ્ણુદાસના મરણ પછી કૃષ્ણદાસને ધંધા વગર રખડવું પડ્યું હતું. કૃષ્ણદાસની પાછલી ઉમ્મરમાં નરસિંહનો જન્મ થયો હતો. કૃષ્ણદાસની હૈયાતીમાં જ તેના બીજા ત્રણ પુત્રો ને એક પુત્રી મરણ પામેલાં." રા. સા. હરગોવિંદદાસના કહેવા પ્રમાણે કૃષ્ણદાસને માત્ર ત્રણ પુત્રો હતાઃ જીવણરામ, નરભેરામ, અને નરસિંહરામ. નરસિંહ મેહેતાના કાકાનું નામ પર્વતદાસ હતું, પરંતુ વિશ્વનાથ જાનીએ એ બાબત કશું જણાવેલું નથી. તેના લખ્યા પ્રમાણે પર્વતદાસ પણ એક મોટો વિષ્ણુભક્ત હતો, અને તેણે પણ ભક્તિનાં પદો લખેલાં છે. પોતાના કાકા પર્વતદાસની સાથે નરસિંહરામે થોડો સમય સહવાસ પણ રાખ્યો હતો એમ લાગે છે. નરસિંહનો જન્મ વિ. સં. ૧૪૭૦ માં જૂનાગઢ પાસેના તલાજા ગામમાં થયો હતો. એ વિષે નરસિંહ મેહેતા સ્વયંકૃત મા'મેરામાં પ્રથમ જ ઓળખાણ આપતાં કહે છે કે,

"ગામ તલાજામાં જન્મ મારો થયો, ભાભીએ મૂરખ કહી મેહેણું દીધું;
"વચન વાગ્યું એક અપૂજ શિવલિંગનું, વનમાંહે જઈ પૂજન કીધું."

## नरसिंहनो बाल्यकाळ

"નરસિંહની ત્રણ વર્ષની ઉમ્મરે એનો બાપ મરણ પામેલો જણાય છે. એની

---

* નરસિંહ મહેતાનું લગ્ન સં. ૧૪૮૭ માં થયું; પ્રભુનાં દર્શન સં. ૧૪૯૭ માં થયાં; તેમના પુત્ર શામળશાહનો વિવાહ સંવત ૧૪૯૭ માં થયો, તેમની પત્ની માણેકબાઈ સં. ૧૫૦૭ માં મર્ણ પામી; વગેરે દાખલા નોંધવા જેવા છે અને તે આ અનુમાનને ટેકો આપે છે.

માતા દયાકોર નરસિંહના કાકા પર્વતદાસની સાથે જઇને રહી હતી." નરસિંહને સગા ભાઇઓ હતા કે કેવળ પિત્રાઇઓ હતા, એ વાત હજી વિવાદાસ્પદ છે, અને વિદ્વાનોનું મત હજુ તેમાં એકમત થયું નથી;* જો કે નરસિંહ મેહેતાના બાપના શ્રાદ્ધ વિષે લખનાર કવિઓ જણાવે છે તેમ તેને સગો મોટો ભાઈ હતો અને એ મોટા ભાઈની વહુ તેને મેણાંટોણાં મારવામાં નિપુણ હતી. ગમે તેમ હો, પરંતુ એટલું તો સિદ્ધ થાય છે જ કે, સગા ભાઈ અગર પિત્રાઈ ભાઇની વહુએ એને નિરુદ્યમીપણામાટે મેહેણું મારેલું, અને તે વચન તેને સખ્ત વાગ્યું, તેથી તે ઘર છોડી વનમાં સીધાર્યો. પ્રાપ્ત જૂદીજૂદી વિગતોપરથી આ પ્રમાણે માલમ પડે છે કે "આઠ વરસની ઉમ્મર સુધી નરસિંહ મેહેતો મુંગો હતો. તે એક પણ શબ્દ ઉચ્ચારવાને શક્તિમંત નહોતો. એક વખત ગીરનાર ઉપરથી આવતા કોઇક સંતને તંબુરો લઇને ગાતો અને ભિક્ષા માંગતો સાંભળી, તેની વિધવા માતા પોતાના મુંગા બાળકને કેડે લઈ મોહલ્લામાં ઘર બહાર આવી, ભિક્ષા આપીને માદીકરો તેનું મધુરું ગીત સાંભળવાને ઉભા રહ્યા, અને બાળ નરસિંહ એકીટસે એકે મને તે ગીત સાંભળતો ઉભો રહ્યો. સાધુની દૃષ્ટિ થતી તેનાપર પડી અને તેની માને તેની હકીકત પૂછી. તે ઉપરથી માતાએ તેનું ભાગ્ય ઉદય થતું જોઈ કરુણા ભરેલા સ્વરે સર્વ વૃત્તાંત જણાવ્યું અને કૃપાદૃષ્ટિ કરવા કહ્યું. પછી ઘરમાં બોલાવી પ્રેમથી સારી ભિક્ષા આપવાથી પ્રસન્ન થયેલા તે મહાત્માએ "બોલ, બેટા! શ્રીરાધાકૃષ્ણ,"ને તે શબ્દ બોલતાં જ તેની જીભ છૂટી થઈ અને એ જ વખતથી શ્રીકૃષ્ણ સાથે એની લગની લાગી. વાચા આવ્યા પછી નરસિંહ, કાકાના દીકરાઓ સાથે ગામઠી શાળામાં ગયો અને ત્યાં કોઈ પણ પ્રકારે થોડુંઘણું સંસ્કૃત અને ગુજરાતી ભણ્યો. તેની માતા વૈષ્ણવ હતી ને તે હમેશાં પોતાના પુત્રને વિષ્ણુનું-શ્રીકૃષ્ણના લલિત ગુણકથન સંભળાવતી હતી, અને તે કથાના ઘણા સારા અને ઉંડા સંસ્કારો નરસિંહના કુમળા બાળ હૃદય ઉપર પડ્યા, જે મૃત્યુપર્યંત રહ્યા. માદીકરો એક વાર ગોકુળ મથુરાની યાત્રા જઈ આવ્યાં હતાં, એમ કહેવાય છે."

આવીજ આખ્યાયિકા પ્રેમાનંદ કવિ વિષે પણ કંઇક હેરફેર સાથે પ્રચલિત

---

* હાલમાં પ્રકટ થતા શામળશાહના વિવાહમાં તેના કર્તા પ્રેમાનંદ જણાવે છે, તેમ નરસિંહ મહેતા મોસાળમાં ઉછર્યા હતા અને મામાના છોકરાએ તેમનું લગ્ન આદિ કર્યું હતું તથા તેનો સંસારવ્યવહાર તેનાવડે ચાલતો હતો, તેમ જ મેહેણું પણ મામાના છોકરાની વહુએ માર્યું હતું. પરંતુ પ્રેમાનંદકૃત નરસિંહ મેહેતાના બાપનું શ્રાદ્ધ વિલોકતાં આ હકીગત ખોટી હોવાનું જણાય છે, અને આ લેખમાં આપેલા પુરાવા પણ એમ જ પૂરવાર કરે છે.

છે, એટલે તેના તથ્યાંશની માથાકુટમાં પડવાની જરૂર નથી. પરંતુ એટલું તો જણાય છે કે, નરસિંહ કંઇક મોટી ઉમ્મર થતાં સૂધી ભણુવાગણુવામાં અને સંસાર-વ્યવહાર ચલાવવામાં ઊણો હશે, અને કેટલાક ચૈમત્કારિક વ્યતિકરથી તેનું ભક્તનું ખમીર પ્રકટી નીકળ્યું, અને તેની અમર કીર્તિ ભરતખંડમાં પ્રસરી; તથા ભક્તોની નામાવલિમાં તેને ચિરસ્થાયી તથા જ્વલંત પદ મળ્યું.

**नरसिंहनो विवाह**

• "નરસિંહના અગિયારમેં વર્ષે વિવાહ થયો હતો, પણ એ પોતે ઠોઠ નિશાળિયા જેવો હોવાથી, તેનો વિવાહ તોડી નાંખવામાં આવ્યો હતો. નરસિંહ મેહેતાના બાપદાદાનું ઘર કુલીનમાં ગણાતું, તેથી જ આ પ્રમાણે નાની વયમાં ઝોળીમાંથી ઝડપાયા જેવું બન્યું હશે. કેમકે તે વેળાના મંડળિક રાજાના દિવાનની દીકરીની દીકરી સાથે આ વિવાહ થયો હતો. નરસિંહ આઠ વરસની ઉમ્મર પછી ગીરનારના દરવાજા બહાર સંતસાધુઓના ટોળાંઓ આવતાં, ત્યાં જઇને પડી રહેતો, ને તે સાધુઓમાં સ્ત્રીનો વેષ લઈ, તાળોટા પાડી નાચતો, કુદતો, એટલે એના વડસસરાએ આ વિવાહનું સાટું તોડયું. બીજા કુટુંબીઓને કંઈ આથી લાગ્યું નહિ, પણ એથી એની માતા કે જેનું નામ, કમલનયનના કહેવા પ્રમાણે, પાર્વતી; સ્વ. ફીકાણીના કહેવા પ્રમાણે, પીયરથી પાર્વતી ને સાસરેથી દયાગવરી, ને રા. દુર્ગાપ્રસાદના કહેવા પ્રમાણે, પીયરથી ગોમી ને સાસરેથી તારા હતું, તેને ઘણું લાગી આવ્યું. બાઈ માંદી પડી ને વિવાહ તુટ્યાના વરસમાં જ મરણ પામી, એટલે નરસિંહ એકલો પોતાના કાકા ને કાકાના દિકરાના આધારપર પડ્યો."

• "વિ. સં. ૧૪૮૧-૮૨ માં એની મા મરણ પામી, ને પછી એના કાકા પર્વતદાસને એની ચટપટી થવા માંડી, ને ભાઇનો દીકરો કુંવારો રહે, તે પોતાના કુળને એબ લગામણું છે, એમ માની જૂનાગઢમાં જ્યાં મજેવડી છે, ત્યાંના એક નાગર ગૃહસ્થ રઘુનાથ પુરુષોત્તમની દીકરી માણેક સાથે તેનો વિવાહ કીધો, ને વિ. સં. ૧૪૮૭ માં લગ્ન કીધાં. પર્વતદાસ પોતાના કુટુંબનું નામ રાખ્યા પછી વિ. સં. ૧૪૮૮ માં મરણ પામ્યા, એટલે નરસિંહ સઘળી રીતે પોતાના કાકાના કુટુંબ ઉપર નમાયો નબાપો આધાર રાખવા મંડ્યો."

**नरसिंह मेहेतानुं कुळ**

"કવિ નર્મદાશંકર લખે છે કે, મેહેતો, ભિક્ષુક નાગર નહિ પણ, ગૃહસ્થ નાગર હતા. રા. હરગોવિંદદાસ જણાવે છે કે, મેહેતો ભિક્ષુક બ્રાહ્મણ હતા, ને તેથી તેના

ગોત્રઆદિનું નામ જણાવે છે કે કાશ્યપ, યજુર્વેદ, માધ્યંદિની શાખા, ત્રિપ્રવર હતાં. વળી તે જણાવે છે કે, મેહેતાના કાકા માંગરોળમાં રહેતા હતા, ને ભક્ત થયા પછી મેહેતો જૂનાગઢ આવ્યા હતા. કમલનયનના જણાવ્યા પ્રમાણે મેહેતાના પિતામહ કુંતિયાણામાં મેહેતાગીરી કરતા. આજે પણ મેહેતાની અટકવાળા સઘળા નાગરો ગૃહસ્થ જણાય છે. તે જોતાં મેહેતો ભિક્ષુક બ્રાહ્મણ નહિ, પણ ગૃહસ્થ નાગર બ્રાહ્મણ હતો." કવિ વલ્લભદાસે લખેલા નરસિંહ ચરિત્રમાં વડનગરા નાગરોનો જે ઇતિહાસ આપેલો છે, તે ઉપરથી કવિ નર્મદાશંકરે જે હકીકત જણાવી છે કે, નરસિંહ ગૃહસ્થ નાગર બ્રાહ્મણ હતો, એ વાત સત્ય લાગે છે. નરસિંહના કાકા પર્વતદાસ માંગરોળ તેમ જ જૂનાગઢમાં રહેતા હતા, અને તલાજા છોડી જૂનાગઢમાં જ બાળ નરસિંહને તેમની સાથે પિતાના મૃત્યુ પછી પ્રસંગ પડ્યો હતો. વિશ્વનાથ જાની પર્વતદાસને જૂનાગઢના રહીશ કહે છે, "એટલે મેહેતો ભક્ત થયા પછી જૂનાગઢ આવ્યા, તો તે આવવાને કંઈ સબળ કારણ જણાતું નથી, ને વળી જુનાગઢના નાગરો માંગરોળમાં વસતા નાગરને પોતાની કન્યા આપવા જાય, તે પણ સંભવતું નથી."

**नरसिंह निरुद्यमी**

"લગ્ન થયા પછી મેહેતાને નોકરીએ લગાડવાને અને સ્ત્રી સાથે રહી સુખરૂપ ગૃહસ્થાશ્રમ ચલાવવાને ઘણી મહેનત એના સંબંધીઓએ કીધી, પણ તેમાં કંઈ વળ્યું નહિ. તેથી તેઓ સૌ નિરાશ થયા. એને તો કૃષ્ણકીર્તનમાં લેહ લાગેલી હોવાથી પ્રવાસી સાધુ સંતના ટોળામાં જઇને બેસે, તેઓ સાથે ઝાંઝતાળ લઇને કીર્તન ગાય ને સ્ત્રીઓની પેઠે નૃત્ય કરે. તે સાધુઓ સાથે રમે ને જમે, ને વખતે આઠઆઠ દિવસ સુધી, ઘેર પણ આવે નહિ. આવી તેની સ્થિતિ જોઇને એનાં સાસરિયાઓનાં મન કચવાયાં, ને ઘેર છોકરી મોટી થવાથી હવે ગૃહસ્થાશ્રમ કેમ મંડાશે, ને જ્ઞાતજાતમાં આબરુ કેમ રહેશે, તેની ચિંતા કરવા લાગ્યાં." પિત્રાઈ ભાઇએ કે સગા ભાઇએ નરસિંહનાં લગ્ન કરીને એમ ધાર્યું હતું, કે એ હવે થોડાક બંધનમાં પડશે, એટલે પોતાની સ્ત્રીના ભરણપોષણાર્થે કંઇક ઉદ્યમ કરશે, અને સાધુવેરાગીઓના ટોળામાં ઓછું રખડવાનું શીખશે. પરંતુ તેમની આ આશા સફળ થઈ નહિ. એ તો ભાઈ જેવા હતા તેવા ને તેવા જ રહ્યા. હારમાળામાં આપેલા સ્વાત્મકથન સંબંધી વાક્ય ઉપરથી એમ અનુમાન કરાય છે કે, નરસિંહ લગ્ન પછી કોઇક ઉદ્યમે લાગેલો ખરો, પણ તેની એટલી આવક નહોતી કે, જેથી દંપતીનો વ્યવહાર નિર્વિઘ્ને ચાલે. આથી એણે પોતાના ભાઈ બંશીધરની સાથે જ રહેવાનું જારી રાખ્યું. પોતાનું અને પોતાની સ્ત્રીનું શું થશે, એથી તે નિશ્ચિત

હતો. તેની આવી વર્તણુક તેના જીવનમાં મોટું પરિવર્તન કરનારી થઈ પડી. નરસિંહ પોતાના ભાઈ જેટલો ઉદ્યમી અને કમાઉ ન હોવાથી, અને તેની ઉઠવેઠ અને ગરમઠર બંસીધરને કરવી પડતી હોવાથી, તેમજ વહુ મોટી થવા આવેલી, તેને ઘેર તેડી કોઈ પણ જાતની વ્યવસ્થા ન થવાથી, અને જ્ઞાતજાતમાં વાતો અને ચકચાર થતી હોવાથી એક દિવસે ભાઈ બંસીધરે વ્યવહારની રીતે શિખામણ આપતાં અસર થવા માટે 'તમારા જેવા કપુતથી તો અમારું નામ ડૂબ્યું' એવી મતલબનાં વાક્યો ઉચ્ચાર્યાં હશે."

**भांमीनो उपालंभ**

• અને જેમ બીજા ઘરોમાં ભોજાઈ પોતાના દીયરની બેશીકરાઈ જરા પણ સાંખી શકતી નથી, તથા પોતાનો દીયર ધણીની કમાણી ઉપર ઝઝુમી નફ્ફરખંધો બને, એ સહી શકતી નથી, તેમ પતિનો દાખલો જોઈ બે પગલાં આગળ વધી, અનેક મેહેણાં-ટોણાં મારી, "તારા કરતાં તો ધોબીના પથરા પણ સારા" એવાં કડવાં મર્મભેદક ઉદ્વેગકર વચનો કહ્યાં હશે, એમ તેના બે ત્રણ કાવ્યમાં આવેલા કથન ઉપરથી અનુમાન કરવામાં આવે છે. આથી નરસિંહનું હૃદય વિંધાઈ ભેદાઈ ગયું, તેની સહનશીલતાનો અંત આવ્યો, સંસારપર કંઈક કંટાળો આવ્યો, અને કોઈ દૈવી સહાયથી સ્વતંત્ર થવાના નિશ્ચય ઉપર આવ્યો.

વિવિધ પ્રકારના મહાન્ પુરુષોના જીવનચરિત્રનું સૂક્ષ્મ દૃષ્ટિએ અવલોકન કરતાં, વિવેકી વાચકને આટલું તો પ્રત્યક્ષ સમજાશે કે, તેઓના જીવનકાળમાં કોઈ એકાદ એવો પ્રસંગ બની જાય છે કે, જેના ફટકાની અસર તેઓના જીવનમાં મહાન્ પરિવર્તન કરનારી થઈ પડે છે, અને તેને લીધે તે જગતમાં વિશેષ પ્રસિદ્ધિમાં આવે છે. જો નરસિંહ મેહેતો આળસુ હોત નહિ, પણ ભાઈ જેવો ઉદ્યમી કે કમાઉ હોત, જો તેને રંક અવસ્થામાં દિવસ ગુજારવા પડતા હોત નહિ, અને તે સંકટમાં અધુરામાં પૂરું ઉમેરો કરવાને ભાભીએ ઉદ્વેગકર વાક્યો કહ્યાં હોત નહિ તો એ કદિ પણ શ્રીકૃષ્ણનો અપરોક્ષાનુભવ કરવા પામતે નહિ, અને આજે પાંચસો વર્ષ વીતી ગયા છતાં તેની સ્વાનુભવરસિક કવિતા મેળવવાને અને જીવનકળા જાણવાને આપણે શી રીતે ભાગ્યશાળી થાત? પરંતુ 'નિર્ધનતા, એ એક નિગૂઢ આશીર્વાદ છે,' એ કથનની સિદ્ધિ થઈ, અને તેનો લાભ નરસિંહને પોતાને અને જગતને પણ થયો. ભાવિબળથી જ માત્ર, નિમિત્ત બનેલું ભાભીનું વિષમય કટુવચન નરસિંહ મેહેતાને પોતાનું જીવન સફળ કરવામાં તથા તે ચિરંજીવ સુપ્રસિદ્ધ કરવામાં એક મુખ્ય સાધન થઈ પડ્યું. ભાભીએ પોતાના વચનની અસર તેના મનમાં થયેલી જોઈ. તેણે તેજ સમયે

મેહેતાને દંડો પાડવાનો પ્રયત્ન કર્યો હશે, પરંતુ તેના મનમાંજ જબરો ખટકો પેઠો હતો, તેથી તે "અત્યંત ઉદાસીન્ થઇને પુનઃ સંત મંડળીમાં આવી બેઠો. એક સાધુ યોગાનંદે* એનું મોં ઉતરી ગયેલું જોઇને કહ્યું કે, એમ પ્રારંભમાં જ દુનિયાથી ઉદાસી થઇને શું કરશે? અગાડી હજી તો ઘણું કામ લેવાનું છે. ભોળા શંભુનું સ્મરણ કર, તે તને મદદ કરશે." "આ ઉપરથી કેવળ ઉદાસીન થઇને જૂનાગઢથી દૂર ગોપનાથ મહાદેવનું જે દહેરું આવ્યું છે, ત્યાં નરસિંહ ગયો."

કવિ રણછોડ પૂર્ણાનંદ નરસિંહના વનગમન સંબંધમાં નીચેની વાત વિશેષ વર્ણવે છે.

"એક અઘોર વનમાં મેહેતાજી આવ્યા, વિચારી મન પેર;
જુનાગઢમાં પાછું નથી આવવું, જાવું નથી મારે ઘેર.
છાયા જોઇને મેહેતાજી બેઠા, જુવે વનનાં વૃક્ષ;
દક્ષિણના આચાર્યે મે'તાજી દીઠા, દુઃખે ભરી જળે ચક્ષ.
પાસે તેડી એક મંત્ર આપ્યો, શિવ પંચાક્ષર જેહ;
રુડું સ્થળ જોઈ સાધજો, તમને ફળશે મંત્ર જ એહ.
નામ રાખજો મારું, કરજો પદ કવિતા જેહ;
તેહ દા'ડાના પદ કરે તેમાં, "નરસૈંયાચા સ્વામી" ધરે તેહ.

નરસિંહ મેહેતાનાં પદોમાં આવતો છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય "ચા" આદિ અન્ય મરાઠી ભાષાના પ્રયોગોનો પરિહાર આ પ્રમાણે દંતકથાથી આપણા કવિઓ કરે છે.

**नरसिंहनी तपश्चर्या**

તેણે વિ. સં. ૧૪૮૭ ચૈત્ર શુદ ૭ ને સોમવાર (?) ને દિવસે ૧૭ વરસની વયે શંકર ભગવાનની નિષ્ઠાપૂર્વક આરાધના કરવા માંડી; "અને નિયમ લીધા કે, મહાદેવ પ્રસન્ન થાય તો જ ઘેર પાછા જવું, નહિ તો ત્યાં જ મરવું. એમ જણાવવામાં આવે છે કે, મેહેતે સાત ઉપવાસ કીધા, અને શુદ ૧૪ ને દિવસે શિવજી તેનો અચળ ટેક જોઈ પ્રસન્ન થયા."

**सदाशिवदर्शन**

ધ્યાનસ્થ નરસિંહને આશીર્વાદ આપી 'વરં બ્રૂહી 'વરં બ્રુહી' કહીને નરસિંહને માથે હાથ મૂકી, બીજા હાથવડે તેનો હાથ પકડી ભોળા શંભુએ તેને ઉઠાડ્યો. નરસિંહ તો પાર્વતીપતિને જોઈ ગદગદિત થઈ ગયો, અને એકમને તેની સ્તુતિ કરવા લાગ્યો. શંકરે પુનઃ કંઈ વર માગવાને કહ્યું, ત્યારે એણે ઉત્તર દીધો કે, "આપનાં દર્શન પછી

* કમલનયનના જણાવ્યા પ્રમાણે આત્માનંદે.

મારે માંગવાનું શું રહે છે? આપ સર્વાંતર્યામી પ્રભુ તો છો." આ ઉત્તરથી સંતોષ ન પામતાં વળી એકવાર ભોળાનાથે વર માગવાનું કહ્યું, ત્યારે નરસિંહે માંગી લીધું કે "તમને જે વલ્લભ, હોય જે દુર્લ્લભ, આપોરે'પ્રભુજી દયારે આણી" (શામળશાહનો વિવાહ). શિવના હૃદયમાં વિષ્ણુ અને વિષ્ણુના હૃદયમાં શિવ બિરાજે છે, એવો ઉમાપતિ અને રમાપતિ વચ્ચે અભેદ છે, એ રહસ્ય એક નરસિંહ સારી રીતે જાણતો હતો, અને જો ભેદ હોય તો તે માત્ર અજ્ઞાની જનોના ઉરમાં જ હોય છે, એ પણ તે સારી રીતે સમજતો હોવાથી, તેણે એક પંથ દો કાજ સાધેલાં જોઈ સદાશિવ તેની આવી મનઃસ્થિતિથી પ્રસન્ન થયા, અને નરસિંહને દિવ્ય દેહ ધારણ કરાવી, ચક્ષુ મીંચાવી, મનોગતિએ તત્ક્ષણ શ્રી દિવ્ય દ્વારિકામાં લઈ ગયા. પરમાત્મા શ્રી કૃષ્ણચંદ્રે પોતાના હૃદયસ્થ શંકરને પધારેલા જોઈ આવકાર આપી આસન ઉપર બેસાડ્યા, અને નરસિંહ સંબંધી પ્રશ્ન પૂછયો. શંકરે ઉત્તર આપ્યો કે, એ આપણો ભક્ત છે માટે તમારી પાસે રાખો.

**रासक्रीडानिरीक्षण**

આ સમયે રાસનો આરંભ થવાનો હતો, અને રાસેશ્વરી શ્રીરાધા કૃષ્ણને રાસ રમવાને તેડવા આવી હતી. તે નરસિંહને જોઈ પ્રથમ ચમકી અને કચવાતા હૃદયે બોલી કે 'શિવજી તો નિત્યના પ્રેક્ષક છે તે ઠીક છે, પણ આ પ્રાકૃત મૃત્યુ લોકનો માનવી આપણી લીલા જોય, એ ઠીક નહિ.' રાધિકાનાં આવાં વચન સાંભળી તેની પરીક્ષક શક્તિની ન્યૂનતાને લીધે શ્રીકૃષ્ણચંદ્રને હસવું આવ્યું, અને નરસિંહ મેહેતો પ્રાકૃત નથી પણ દૈવી જીવ છે, આત્મરૂપે તે અને પોતે એક જ છે અને એ કેવો પરમભક્ત છે, તે યથાર્થ દર્શાવવાને માટે એક યુક્તિ રચી. વિચાર કરીને નરસિંહને પૂછયું કે 'તારે શી જોવાની ઇચ્છા છે'? નરસિંહે એમ કહ્યું કે, 'આપને પ્રિય હોય તે.' કૃષ્ણે કહ્યું કે 'આ મશાલ ધરો, અને પ્રકાશ પાડી સર્વ લીલાઓ જુવો.'

તે પછી શ્રીકૃષ્ણે તેના હાથમાં એક મશાલ અને તેમાં પૂરવાનાં તેલની કુંભી આપી. દીવેટીઓ નરસિંહ તો એટલા બધા આનંદમાં આવી ગયો કે, અત્યંત પ્રકાશ પાડવાને તે વારંવાર મશાલ ઉપર તેલ નાંખતો. શ્રીકૃષ્ણનું શ્યામસુંદર લલિત ત્રિભંગ સર્વ શણગારોથી આભૂષિત મનોહર સ્વરૂપ, તથા શ્રીરાધિકાજીનું અદ્દ્ભુત દિવ્ય અમાનુષિક સ્વરૂપ, અને રાસ ખેલતી ગોપીકાઓ અને અન્ય રાણીઓનું સ્વરૂપ જોવામાં જ તે તલ્લીન થઈ ગયો; અને શ્રીકૃષ્ણે પણ રાસમાં રંગ જમાવવા, રક્ત, શ્યામ, નીલ, પીત, અને શ્વેત એવા એવા પાંચ જૂદાજૂદા રંગમાં સમગ્ર

રાસક્રીડા તેને બતાવી. આ વખતે નરસિંહ પ્રાકૃત જીવ છે, એવો જે ખોટો ભાવ શ્રીરાધિકાના મનમાં ભરાયો હતો, તે દૂર કરવાને માટે તેના નાકની નથની શ્રીકૃષ્ણે અદૃશ્ય કરી દીધી, એટલે રાધા નથનીની શોધમાં પડ્યાં અને કૃષ્ણને પૂછ્યું કે, 'મારી નથની એટલામાં નાકમાંથી કયાં ગઈ?' કૃષ્ણે કહ્યું કે, 'આટલામાં જ હશે, જૂવો, શોધો.'

**नरसिंहनी अडगभक्ति**

આમ શ્રીકૃષ્ણ અને રાધિકા વચ્ચે વિનોદવચન ચાલતાં હતાં, તેવામાં આખી રાસક્રીડા રક્ત રંગમાં નરસિંહને દેખાવા લાગી. રાધાજીને તેની નથની હજી પણ જડી નહિ, એટલે પુનઃ પૂછ્યું, અને કૃષ્ણે પણ તેનો તેજ ઉત્તર આપ્યો, અને પછી શ્યામે ઘનશ્યામ-ઝાંખા ભૂરા રંગમાં રાસક્રીડા નરસિંહને બતાવી. આ દિવ્ય દર્શન જોવામાં નરસૈંયો એટલો તો એકતાર થઈ ગયો કે, તે હાથમાં પકડેલી મશાલ ઉપર, જરા પણ તેજ ઝાંખું ન પડે, તે માટે અખંડ તેલધારા રેડતો જ ગયો. તેનાં પરિણામે ચોથાં પીત દર્શન વખતે તે તેલધારાનો રેલો તેના ઊર્ધ્વબાહુ ઉપર આવ્યો, અને અગ્નિજ્વાળા સ્વાભાવિક ધર્મ પ્રમાણે તેલ પાછળ ચાલતી તેના હસ્તને ભડભડાટ બાળવા લાગી અને આદ્વતીય પ્રકાશ આપવા લાગી. તે છતાં આનંદમાં આવી ગયેલો નરસિંહ જરા પણ અચકાયા વગર પોતાનો હાથ જાણે કે મશાલનો કાકડો જ છે, એમ ધારીને તે ઉપર સતત એક સરખી તેલધારા રેડતો જ ગયો. આ વખતે શ્વેત દર્શન પૂર્ણ થયું હતું, અને રાધાજી નથની શોધી કાઢી શકયાં નહોતાં. શોધવાની ખટપટમાં પડેલી રાધાની દૃષ્ટિ એકાએક નવીન પ્રકાશ ઉપર પડી અને તત્કાળ સ્ત્રીહૃદયની સ્વાભાવિક અનુકંપાથી તેણે શ્રીકૃષ્ણને નરસિંહનો હાથ સત્વર ઠારવાની આજીજી કરી, અને નરસિંહ મેહેતા માટે પોતે જે ખોટો અભિપ્રાય બાંધ્યો હતો, તે માટે ક્ષમા માંગી તેની અચલ ભક્તિ ઉપર પ્રસન્ન થયાં.

શ્રીકૃષ્ણે તદનંતર ઠપકો આપી શ્રીરાધિકાને કહ્યું, કે 'નથની તો આ તમારી પાસે છે ને તેની શોધાશોધ કરવામાં ગુંથાઈ વૃથા રાસક્રીડાની મઝા ગુમાવવાથી શું ફળ મેળવ્યું?' રાધાજી શરમાઈ ગયાં, નથની શા માટે સંતાડી દેવામાં આવી હતી તે મનમાં સમજ્યાં, શ્રીકૃષ્ણની ક્ષમા માંગી, અને નરસિંહને પોતાની પાસે રાખવાની માંગણી કરી. કૃષ્ણે તે માન્ય રાખી, નરસૈંયો તેને સોંપ્યો.

રાસલીલાના જૂદાજૂદા રંગમાં જોયેલાં દિવ્ય દર્શનનું કંઇક ઝાંખું વર્ણન નરસિંહ મેહેતાએ અનેક પદોમાં કર્યું છે, પણ પરિશિષ્ટ ૨ જામાં આપેલું વસંત રાગનું ૯૨ મું પદ

એ બનાવને ખાસ ઉદ્દેશીને મેહેતાએ કથ્યું હોય એમ લાગે છે, અને જેની પાસેથી અમને એ પદ પ્રાપ્ત થયું છે, તેણે પણ એ જ વાતને અનુમોદન આપ્યું છે. ઉક્ત પ્રસંગ પછી નરસિંહ દ્વારિકામાં ૩૦ (૨૧?) દિવસ રહ્યો, એમ તેના એક પદપરથી જણાય છે. આ દરમ્યાંન તેણે સુરતસંગ્રામ આદિ અનેક ગૂઢ રહસ્યવાળી લીલાઓનું દિવ્ય દર્શન કર્યું. સુરતસંગ્રામમમાં રાધાની નરસૈંદૂતી તરિકે તેણે કામ કર્યું હતું, તેની સ્પષ્ટ સાક્ષી, "નારસૈંયાનું પુરુષપણું જાણું ગયું તેની વેળારે" એ પદ પૂરે છે.

એક માસ પછી મહાદેવજીએ નરસિંહને પુનઃ ગોપનાથના દહેરા આગળ લઈ જવાની શ્રીકૃષ્ણને ઇચ્છા દર્શાવી. નરસિંહ મેહેતાએ અનિચ્છાએ, પણ શ્રીકૃષ્ણની ઇચ્છાથી તેની, રાધા, રુક્મિણી આદિની રજા લીધી, અને તેઓનાં લલિત ગુણકથન કરવાને અને ગૃહસ્થાશ્રમ ચલાવવાને પુનઃ ભૂતળે સંચર્યાં. જતી વેળાએ શ્રીકૃષ્ણે તેને ભીડ પડે ત્યારે યાદ કરવાને અને અડીઓપટીની વેળા તેનું કામ પૂર્ણ કરી આપવાનું તેમ જ સંસારવ્યવહાર યોગક્ષેમે ચલાવી આપવાનું વચન આપ્યું; અને આશિષ દીધી કે, આ લીલા જેવી જોઈ છે, તેવી તું નિઃશંક ગાજે (જૂવો શામળશાહનો વિવાહ પદ ૩ અને ૪ પૃ. ૭૬).

## નરસિંહ મેહેતાનું પુનરાગમન અને કાવ્યપ્રવૃત્તિ

આવી રીતે એક પલકમાં એક માસ વીતી ગયા પછી પુનઃ ગોપનાથના મંદિર આગળ મહાદેવજી સાથે નરસિંહ આવ્યો, અને પછી શંભુની રજા લઇને તાલ વાતો ને ગીત ગાતો જૂનાગઢમાં પધાર્યો. જૂનાગઢમાં પધાર્યાં પછી નરસિંહ પોતાને "દિવેટીઆ"ના ઉપનામથી ઓળખાવવા લાગ્યો, અને "રાસ સહસ્રપદી" નામનો જે એક ગ્રંથ એણે રચ્યો છે, તેમાં એ જ ઉપનામે તેણે કવિતા કરી છે. આ જ વખતથી તેણે પદો બનાવવાનું શરુ કર્યું છે એમ કહેવાય છે અને જે પદ ગાતો તે પ્રભાતમાં નગરમાં આવ્યો, તે નીચે પ્રમાણે છે. એમાં પ્રથમ રાસક્રીડા જ્યારે જોઇ હતી, તે વખતે શ્રી રાધાકૃષ્ણની વચ્ચે જે સંવાદ ચાલ્યો હતો તેનું જ વર્ણન આપેલું છે. આ પદ નરસિંહ મેહેતાની પ્રથમ જ કૃતિ છે એમ કહેવાય છે, અને તે ઘણી મેહેનતે શુદ્ધ દશામાં પ્રાપ્ત થયલું છે. એમાં આપેલી દરેક કડી પ્રત્યેક દર્શનની વચ્ચે રાધાજી તરફથી બોલાયલી છે, એમ સમજવાનું છે.

*પદ.

નાગર નંદજીના લાલ, રાસ રમતાં રમતાં મારી નથની ખોવાણી; ટેક.
એક એક મોતી માંહે સોના કેરો તાર,
સોળસત ગોપી માંહે કાહના રાખો મારો ભાર, ભાર. ભાર નાગર. ૧

નથનીને કાજે હું તો ઢુંઢી વૃન્દાવંન,
નથની આપોને મારા પ્રાણજીવન, વન, વન. નાગર. ૨
નાનેરી ઘડાવો મ્હારે નાકે ન સોહાય,
મોટેરી ઘડાવો મારા મુખ પર ઝોલાં ખાય, ખાય, ખાય. નાગર. ૩
વૃન્દાવનની કુંજગલનમાં ટૌકા કરે છે મોર,
રાધાજીની નથનીનો શામળિયો છે ચોર, ચોર, ચોર. નાગર ૪.
નથની આપો પ્રભુજી લાગું તમારે પાય,
નરસૈંયાચા સ્વામીપર વારી જાઉં બલિહાર. હાર હાર. નાગર. ૫

આ પ્રમાણે ગાતાગાતા અને લોકોની ઠઠ્ઠામશ્કરી અને 'ગાંડો' એવું ઉપનામ સાંભળતાં નરસિંહ પ્રભાતે ઘેર આવ્યો, અને ભાભીને પગે પડ્યો અને બોલ્યો કે,

"તેં વજ્રબાણુ જેવું મેહેણું માર્યું, ને મારું દુઃખડું સેહેજે હર્યું."

ભાભી કોમળ હૃદયવાળી હોવાથી પોતાની રીશ ઉતારીને મેહેતાપર કૃપાળુ થઈ.

---

* નાગર સ્ત્રીઓમાં ઉપરના ગીતનો નીચે પ્રમાણે હિન્દી અને ગુજરાતીનો ભ્રષ્ટ અને સંકર પાઠ ગવાય છેઃ—

નાગર નંદજીકે લાલ મોરી નથની ખોવાઈ;
બંસીબાલે હો કહાન મોરી નથની ખોવાઈ.
મોરલીવાલે હો શ્યામ મોરી નથની ખોવાઈ;
એક એક મોતી ને સોનાકેરો તાર.
સરખી સહિયરો ઉભી, રાખો મ્હારો ભાર, ભાર, ભાર. નાગર.
નાનેરી પહેરું તો મ્હારે નાકે ના સોહાય,
મોટેરી પહેરું તો મ્હારા મુખપર ઝોલાં ખાય, ખાય, ખાય. નાગર.
વૃન્દ્રાવનકી કુંજગલનમે બોલે મધુરા મોર,
રાધાજીકી નથનીનો શામળિયોજી ચોર, ચોર, ચોર. નાગર.

આ પદમાં 'નથની ખોવાઈ' તેમાં મહત્વ શું, એવો પ્રશ્ન થશે. પરંતુ એ આખું પદ સ્ત્રીના હૃદયનું એક ઉત્તમ આલેખન છે. નથની ઘણી કીમતી છે, તે રાસમાં જ ન પહેરેલી જોઈ શ્રીકૃષ્ણ તે વિષે પૂછશે તેથી રાધા પોતાનો બચાવ કરવાને કહે છે કે "હે નાગર! નંદજીના લાલા! નથની તો મેં પહેરી હતી, પણ તે રાસ રમતાં રમતાં ખોવાઈ છે." શ્રીકૃષ્ણે કહ્યું કે, "કંઈ હરકત નહિં તું શોધી કહાડ, આંહિંજ પડી હશે.' ત્યારે રાધા કહે છે કે 'તે એવી કીમતી હતી કે, તેનાં એક એક મોતીમાં સોનાનો તાર ઘાલેલો હતો કે જેથી નથની તૂટી ન જાય ને મોતી જતાં ન રહે. હે કાહના! આ સોળસેં ગોપીઓમાં અડવા નાકે હું રાસ રમું તે સારું નથી; માટે મારો ભાર રાખવાને નથની આપો.' આટલી વાતચિતમાં બે દર્શન થઈ ગયાં, પણ રાધાને નથની જડી નહિ. શ્રીકૃષ્ણે કહ્યું કે, "નથની અહિંયાં જ શોધો. હમણાં રાસ રમતાં કંઈ જવાય નહિ.' ત્યારે રાધાએ રડતાં કહ્યું, 'નથનીને કાજે હું તો ઢુંઢી વૃન્દ્રાવન, તે મને જડતી નથી માટે મારો ભાર રાખવાને

**મેહેતાજીનો ગૃહસ્થાશ્રમ**

વિ. સં. ૧૪૮૭ ના વૈશાખ શુકલ પૂર્ણિમાને દિવસે ભક્તરાજ નરસિંહ પ્રભુશ્રી કૃષ્ણની આજ્ઞાનું પાલન કરવા અને ગૃહસ્થાશ્રમ ચલાવવા પુનઃ જૂનાગઢમાં પોતાના ભાઇને ત્યાં આવ્યો અને ભાભીને પગે લાગી તેનો ઉપકાર માન્યો, પણ પોતાનું કંઈ જૂદું ઘર માંડ્યું નહોતું. ભાઇભોજાઇએ પણ પ્રથમ તેને આવકાર આપી ઘરમાં રહેવા દીધો. તેની સ્ત્રી માણેક પણ વયમાં આવેલી હોવાથી તે પણ સાથે આવીને રહી. ઘરમાં સ્ત્રી આવી ત્યારે તેને ખાવાપીવાના સાંસા હતા, અને જેઠજેઠાણી તરફથી અપાતા ટુકડા રોટલા ઉપર જીવન ગાળવું પડતું હતું, તે માણેક મેહેતીને ગમ્યું નહિ, અને તેથી અસંતોષી રહેતી અને મેહેતાજીને જૂદું ઘર માંડવાને કહેતી. મેહેતાએ પ્રથમ તેનું કહેવું ગણકાર્યું નહિ, તેથી માણેક મેહેતી રીસાઇને પિયર ચાલી ગઈ હશે એમ લાગે છે. સુઘડ નાગરણે સાંસારિક વિટંબણામાંથી છૂટવાને પોતાની રીત પ્રમાણે મેહેતાને ઉદ્યમ કરવાનું કહ્યું, ત્યારે મેહેતાજી પરમાત્માપર વિશ્વાસ રાખવાનું કહેતો, અને યોગક્ષેમની બધી ચિંતા શ્રીકૃષ્ણે માથે લીધી છે, માટે આપણે તેની વૃથા ચિન્તા કરવાનું કારણ નથી, એવી રીતે સમજાવતી વેળાએ તેણે માણેક મેહેતીને આ પ્રમાણે કહ્યું હોય એમ લાગે છે કે,

"જેહના ભાગ્યમાં જે સમે જે લખ્યું, તેહને તે સમે તેજ પહોંચે."

મેહેતાજીની વિટંબનાનો એટલાથી કંઈ પાર આવ્યો નહિ. અંતે સગાંવહાલાં અને ભાઇભોજાઇએ જૂદા પડવાની ફરજ પાડી; "એક વખતે પોતાના ભાઈ સાથે કંઇક અણબનાવ થવાથી, વળી નાગરી જ્ઞાતમાં મેહેતો નિંદાવા લાગવાથી, ને તે ઘરમાં રોજરોજ સાધુસંતોનો અખાડો મચાવતો હોવાથી, તેને તેના ભાઇએ જૂદું ઘર લઇને રહેવાનું કહ્યું. તે ઉપરથી તે ઘરમાંથી નીકળીને હાલમાં જ્યાં જૂનાગઢમાં જેતપુર જવાના દરવાજા નજીક નરસિંહ મેહેતાનો ચોરો છે, ત્યાં આવીને સહકુટુંબ તે

---

બીજી આપો.' પણ કૃષ્ણે તે આપી નહિ અને બીજું દર્શન થઈ ગયું. કૃષ્ણે કહ્યું કે, 'કાલે ઘડાવી આપીશું' ત્યારે રાધાએ સ્ત્રીના સ્વભાવ પ્રમાણે જૂનીની વાત પડતી મૂકતાં નવી મળવાના ઉમંગમાં કહ્યું, 'નાની ઘડાવતા નહીં, તે મારે નાકે સારી ન દેખાય. મારે તો એવી મોટી જોઇએ કે જે હું હાલુંચાલું ત્યારે મારા નાકપર ઝોલાં ખાય તેવી.' આ પ્રમાણે શ્રીકૃષ્ણ અને રાધા વચ્ચે વાતચિત થતાં ચોથું અને પાંચમું દર્શન થયું એટલે મયૂરે રાધાનું હાસ્ય કરતાં ટહુકો કર્યો ત્યારે માલમ પડ્યું કે રાધાની નથનીનો ચોર ઘનશ્યામ છે. અને પાંચમું દર્શન પૂર્ણ થયું ત્યારે રાધાની નજર નરસિંહના હસ્તરૂપ મસાલમાંથી નીકળતા દિવ્ય પ્રકાશપર પડી.

રહ્યો હતો (વિ. સં. ૧૪૯૩)." આ પ્રસંગ સંબંધમાં તે પોતાના માંમેરાના કાવ્યમાં નીચે પ્રમાણે લખે છે:–

"નિત્ય કીર્તન કરી તાળ કરમાં ધરી, દેશમાં દાસની વાત વાગી;
"ગામે ગામે થકી હરિજન આવતા, દર્શન કરવાને લહેર લાગી.
"ભાઇભોજાઇએ અકળાઇને એમ કહ્યું, હવે અમે તમો થકી દૂર રહીએ;
"મેહેતાજી કહે પછી નિજ નારને, નગર જૂનાગઢમાં જઇને રહીએ.

## મેહેતાની સુશીલ અને શાણી પત્ની

ભાઇને ત્યાંથી છૂટા પડ્યા પછી તેઓ ગામ વચ્ચે એક ઘર લઇને રહ્યા, પણ ત્યાં તેઓને કશો જંપ નહોતો. આશ્વાસન અને ધીરજ લેવાને માત્ર તેની પાસે શાણી સુશીલ સ્ત્રી માણેક મેહેતી હતી. જેઠજેઠાણીનાં મેહેણાં ઠપકાથી મુંઝાઈ ગયેલી તે હવે મેહેતાને ધીરજ આપવા લાગી, અને સ્વામિ પ્રત્યેના ભક્તિભાવમાં અને સેવામાં જરા પણ ન્યૂનતા આવવા દેતી નહિ. એટલા માટે નરસિંહ મેહેતાજીએ તેને "સતી સાધ્વી" તરીકે વર્ણવી છે. એના સંબંધમાં કેટલીક અણઘટતી વાર્તાઓ લોકમાં પ્રચલિત છે, પણ તે સત્ય જણાતી નથી. શામળશાહના વિવાહ અને મા'મેરા બન્ને કાવ્યોમાં નરસિંહ પોતાની સ્ત્રીની પ્રશંસા કરે છે.

## લોકાપવાદની ઉપેક્ષા

તેના જ્ઞાતિલા અને સગાં સંબંધીઓ મુખ્યત્વે જે શૈવધર્મ પાળનારા હતા, તેઓ તેની પાસે આવીને વૈષ્ણવી ધર્મનો ત્યાગ કરવાને અને ઢેડને ત્યાં ગાવા ન જવાને સમજાવવાને આવતા ત્યારે નરસિંહ મેહેતો તેમને હરિ અને હરમાં ભેદદૃષ્ટિ નહિ કરવાને કહેતો, અને તેમાં પોતાનો જ દાખલો આપતો, પણ તેને સૌ ગાંડામાં ગણી કાઢતા. આ સમયે આખરે કંટાળીને તેણે એક બે પદો કહી સંભળાવ્યાં છે, એમ ઘણાઓનું કહેવું છે. તે પદોની પ્રથમ લીટી નીચે પ્રમાણે છે;—

"દુરમતિયા ડાહ્યા થઈ આવે, શાણા થઇ સમજાવે રે." (પૃ. ૪૯૦. પદ ૫૪)

અને

"એવા રે અમો એવા રે એવા, વળી તમો કહો છો તેવારે." (પૃ. ૪૭૧. પદ ૫)

એ જ પ્રમાણે જ્યારે જ્યારે કોઈ આવી વર્ણ, કુળ, કુટુંબ વગેરેની વાતોથી સમજાવી તેને માર્ગમાંથી ચ્યુત કરવાનો પ્રયત્ન કરતા, ત્યારેત્યારે પ્રસંગાનુસાર સારી રીતે ઠોક દેતો, અને એવાં ઉપાલંભવાળાં તેનાં પદો ઘણાં છે.

**માણેક મેહેતીનું અનુકૂળ પતિપરાયણ વર્તન**

મેહેતાએ ગૃહસ્થાશ્રમની શરુઆત કર્યા પછી પહેલે તો માણેકબાઈએ પોતાને મહિયરથી પૈસા આદિ લાવીને સંસાર નિભાવ્યો હોય એમ લાગે છે, પણ સ્ત્રી હોવાથી સ્ત્રીસહજ ગુણવૃત્તિને લીધે જેમ જેમ વિપત્તિ પડતી ગઈ, તેમ તેમ તે વધારે વધારે ગભરાવા લાગી. મેહેતાને આવી પડ્યું કામ ગમે તેમ ઉકેલવાને ઉત્સાહ આપતી, અને સમયે કંઈક કહેવું પડે તો તે કહેતી પણ ખરી; પણ જ્યારે એણે પોતાના સ્વામિને ખરી રીતે ઓળખ્યો, તેનો ગુણ, સ્વભાવ, વૃત્તિ, આચરણ સર્વ પ્રભુપરાયણ દીઠાં, અને સાક્ષાત્ પરમેશ્વર હાજરાહજુર સહાય કરે છે એવી જ્યારે તેની પ્રતીતિ થઈ ત્યારથી એકમને દઢપણે તેણે સ્વામિની સેવા કરવા માંડી અને તેની સાથે રહીને તેના સ્વભાવને સંપૂર્ણ રીતે અનુકૂળ વર્તીને કોઈપણ રીતે કોઈ પણ બાબતમાં ન્યૂન પડવા દેતી નહિ, અને સર્વદા સંતોષ આપતી. મેહેતાજીએ પણ ખરા ગૃહસ્થને છાજે તેવી રીતે તેના કોઈપણ કાર્યને કે તેને સ્વતઃને તિરસ્કાર કરી કાઢી નહોતી. તે જાણતો હતો કે, તેમાં એનો વાંક નથી. દુનિયામાં જેણે જે સુખ માન્યું છે, તે જાતનું તેને પોતાને ઘેર ન મળતું હોવાથી સ્વાભાવિક રીતે સ્ત્રીધર્મ પ્રમાણે તેને અસંતોષ થાય જ, એમાં આશ્ચર્ય જેવું નરસિંહને કંઈ લાગ્યું નહોતું. તે તો તેને સદા "સતી સાધ્વી"ને નામે બોલાવતો. જેણે રુક્મિણી–કૃષ્ણનો ગૃહસ્થાશ્રમ પ્રત્યક્ષ જોયો હતો, તે અન્યથા કેમ જ વર્તે !

**મેહેતાજીની સંતતિ**

નવા સ્થળે આવ્યા પછી મેહેતાજીને ૨૫ મે વર્ષે પુત્રી થઈ. એનાં કાવ્યોમાં માત્ર એ જ સંતતિ હોવાનો ઉલ્લેખ છે, એથી કુંવરબાઈના જન્મ પૂર્વે કંઈ પ્રજા હતી, તે વાતને ટેકો મળતો નથી. વિ. સં. ૧૪૯૭ માં શામળશાહનો જન્મ થયો. આ દીકરા દીકરી પેટે પડ્યાં છતાં મેહેતાને કશો ઉદ્યોગ નહોતો. એ તો માત્ર શાલિગ્રામની કે બાલમુકુન્દ દામોદરરાયજીની સેવા અને સાધુસંતોનો સત્કાર કરવામાં જ પોતાનો કાળ નિર્ગમતો હતો.

**નરસિંહનો નિભાવ**

"વિશ્વંભર પૂરું પાડે અન્ન, વિશ્વાસ ઘણો મેહેતાને મન," અને "જ્યાં વિશ્વાસ ત્યાં વિશ્વંભર છે" એ નિયમ અનુસાર નરસિંહ મેહેતાનો નિભાવ ચાલતો હતો. "પણ રા. ઝીકાણીના કહેવા પ્રમાણે વસ્તુસ્થિતિ તેમ નહોતી. છેલ્લા મંડલિકની માતા વૈષ્ણવ ધર્મ પાળતી હતી; રાજા પોતે શિવમાર્ગી હતો, પણ તે કાચા કાનનો હતો, એટલે બીજાઓના ભંભેરવાથી વૈષ્ણવોનો દ્વેષિલો બન્યો હતો. આવા કટાકટીના સમયમાં

નરસિંહની ભક્તિભાવના સાંભળીને રાજમાતાએ તેને મળવા બોલાવ્યો હશે, અને તે પોતે તેનાં અન્ન વસ્ત્રની તપાસ લેતી હશે. આ હકીકત વધારે વાસ્તવિક અને સપ્રમાણ લાગે છે," કારણ કે કવિ નર્મદાશંકર પણ એ જ મતને મળતા થાય છે, અને હારમાળાના સંવાદ વખતે પણ રાજમાતાએ સભામાં હાજર થઈ નરસિંહનો પક્ષ ખેંચ્યો હતો, એ વાત પણ પ્રસિદ્ધ છે.

## મેહેતાનાં પુત્રપુત્રીનાં લગ્ન

"કુંવરબાઈ વયમાં આવવાથી તેનાં લગ્ન માટે પેહેલી ચિંતા મેહેતાને પેહેલી જણાય છે. એ સમયે મેહેતીજી પોતાના ભાગ્યને દોષ દેતી હોય ને પોતાનાં મહિયરનો આશરો માંગ્યો હોય એ સંભવિત છે. મેહેતાજી તો એમ જ કહેતા કે, શ્રી કૃષ્ણ સૌ કાર્ય પૂર્ણ કરશે. જ્યારે મેહેતીએ ઘણા વિનવ્યા ત્યારે "પારકી હુંસે" એ પદ બનાવીને સ્ત્રીને ગાઈ સંભળાવી ધીરજ આપી હતી, એવી દંતકથા છે. એ પ્રસંગમાં જ મેહેતો દ્વારકા ગયો હતો. પહેલે પ્રભાસપાટણ જ્યાંથી શ્રીકૃષ્ણ સ્વધામ ગયા ત્યાં જઇને સાત દિવસ સૂધી રહ્યો હતો, ને પછી દ્વારકા જઇને કોઈ પણ રીતે પુત્રીના લગ્નનાં સાધનની પેરવી કીધી." આમ અનુમાન કરવાને કારણ એ મળે છે કે, તેણે પુત્રના લગ્ન સંબંધી કાવ્ય રચ્યું છે, પરંતુ પોતાની પુત્રી કુંવરબાઇના લગ્નની કશી વાત કોઈ પણ સ્થળે કરી નથી. મામેરાના નાનકડા કાવ્યમાં પણ લગ્નની વાત બે શબ્દમાં પતાવી દીધી છે, તેમ જ "શામળશાહના વિવાહ"માં પણ જરાક સરખો ઉલ્લેખ જ જણાય છે.

કુંવરબાઇનાં લગ્ન ઉના ગામમાં શ્રીરંગ મેહેતાના પુત્ર સાથે થયાં હતાં, એમ તેના પોતાના કાવ્ય ઉપરથી, અને વિશ્વનાથ જાનીના તેમ જ પ્રેમાનંદના કાવ્ય ઉપરથી જણાય છે, અને હજી પણ ઉના ગામમાં જે સ્થળે બેસીને નરસિંહ મેહેતાએ ઉના પાણીમાં સમોવણ માટે રાગ મલ્લાર આલાપ્યો હતો, તે સ્થળ ઉપર નિત્ય એકાદ વાદળીની છાયા રહે છે, અને તેટલી જગ્યા સદા લીલીછમ્ જેવી રહે છે, એવું તે ગામના રહીશ કથાનક ઓધવજી ગીગાનું કહેવું છે. "રા. કમલનયનાચાર્ય, રા. મણિશંકર કીકાણી તથા રા. નરસિંહ પ્રસાદભાઇનું પણ કહેવું એવું હતું કે, મેહેતાની દીકરી ઉનામાં જ પરણી હતી. કુંવરબાઇનાં* લગ્ન વિ. સં. ૧૫૦૪ માં થયાં

* કુંવરબાઈ વિસનગર પાસેના વાલમ ગામમાં પરણી હતી, એમ પણ કહેવામાં આવે છે, પરંતુ એ માનવાજોગ હોય એમ લાગતું નથી.

જણાય છે. મેહેતો પોતે "શામળદાસના વિવાહ"માં લખે છે કે, "પુત્રી પરણાવી પુત્ર મોટો થયો" માટે લગ્ન તો કરવું જોઇએ, ને તેથી લગ્નની ધામધૂમની ફીકરમાં મેહેતો પડેલા હશે, તે તકની ઉદાસીનતાનું વર્ણન ઘણું ઉત્તમ રીતે તેણે કીધું છે," અને એ કાર્ય કેમ પાર ઊતર્યું, તેની સવિસ્તર હકીકત "વિવાહ"ના કાવ્યમાં આપેલી છે.

**માણેક મેહેતી અને શામળશાહનાં મૃત્યુ**

"ગમે તેમ પણ પુત્રપુત્રીનાં લગ્ન થયાં હતાં, તેમાં શ્રીકૃષ્ણે આશ્રય આપ્યો હોય કે કવિ નર્મદાશંકર જેમ અનુમાન ખેંચે છે, તેમ કોઈ ધનાઢ્ય વૈષ્ણવે મદદ કીધી હોય, પણ તેજ કાળમાં મેહેતાને માન આપનારા કેટલાકો હતા એમ જણાય છે. પુત્રનાં લગ્ન થયાં પછી થોડા વખતમાં જ માણેક મેહેતી મરણ પામી હતી (વિ. સં. ૧૫૦૬-૭)" એમ કહેવામાં આવે છે. સુખનો લાહવો લેવાને માણેક મેહેતી ઝાઝા દિવસ રહ્યાં નહિ. હવે મેહેતાજીપર આમ આપત્તિઓ એક પછી એક આવવા માંડી, અને જાણે ઈશ્વરે તેને માયામાંથી છોડવાનો રસ્તો કરી આપવાનો વિચાર રાખ્યો હોય નહિ, તેમ તેનો દીકરો શામળદાસ પણ પોતાની પાછળ વિધવા સ્ત્રીને મૂકીને ચાલતો થયો. એમ કહેવામાં આવે છે કે, જ્યારે તેની પવિત્ર સતી સાધ્વી સ્ત્રી મરણ પામી ત્યારે તેને જેટલો શોક લાગ્યો તેટલો અન્ય સમયે નહોતો લાગ્યો. જ્યારે શામળદાસ મરણ પામ્યો ત્યારે રડતી કુંવરબાઇને મેહેતે જે વચનો કહ્યાં છે, તે પ્રેમાનન્દયોજિત નિષ્ઠુર વચન કરતાં કેટલાં ઉત્તમ પ્રકારનાં અને ડહાપણથી ઉચ્ચારાયલાં છે, તે જ નરસિંહનું ખરું હૃદય-અંતઃકરણ દર્શાવી આપે છે. પ્રેમાનન્દ વર્ણવે છે તેવો નરસિંહ નિષ્ઠુર હૃદયનો (લાગણી વગરનો) નહોતો. મા'મેરામાં નરસિંહ કહે છે કેઃ-

"પત્નીને પુત્ર તે બે મરણ પામીયાં, નગરના લોક કરે રુદન;
"અવધ જેની થઇ તેહ જાયે સહી, લેશ નહિ શોક કરતું મન.

વળી પુત્રીને આશ્વાસન આપવા માટે જ તેણે "સુખદુઃખ મનમાં નવ આણીએ, ઘટ સાથે જે ઘડીયાં" અને "જે ગમે જગતગુરુ દેવ જગદીશને, તે તણો ખરખરો ફોક કરવો" એ પદ રચ્યાં એવી એક વાયકા છે. "પ્રેમાનન્દે આ બાબતમાં મેહેતા નિશ્ચિંત થયા ને દુનિયાના ખટરાગમાંથી બહાર નિકળ્યા, એમ જાણીને લખ્યું છે કે "ભલું થયુંરે ભાંગી જંજાળ, સુખેથી ભજશું શ્રીગોપાળ." આ શબ્દો પ્રેમાનન્દના કહેવતરૂપ થઈ પડ્યા છે, પણ તે એના સ્વરચિત લાગતા નથી. તેની પૂર્વના કવિ વિશ્વનાથ જાનીએ વિ. સં. ૧૭૦૮ માં તેવા જ ભાવવાળા શબ્દો વાપર્યા છેઃ-"મેહેતાજી

કહે ટળ્યો જંજાળ, પુત્રી સમરો શ્રીગોપાળ." મેહેતો જેને સાધ્વી સતી કહીને માન આપતો, તેના મરણને એક જંજાળ ભાગવા જેવું કહે એ સહૃદય નરસિંહ મેહેતાના ચારિત્ર્યમાં એક કલંક સમાન છે. વસ્તુતઃ સંસારની અસારતા મેહેતાના ધ્યાનમાં હતી અને તેથી તેણે દૈવની નિર્મિત થયલી ગતિને શરણ થવામાં જ મનુષ્ય ધર્મ છે એમ માની મન મનાવ્યું હતું, અને તેથી પુત્રીને સંતોષવાને 'સુખદુઃખ મનમાં ન આણીએ' ઇત્યાદિ કહ્યું હોય તો તે યોગ્ય છે. સહૃદય નરસિંહને મન તેની સતી સ્ત્રી શ્રી ગોપાળને ભજવામાં ઉપાધિરૂપ હોય, એમ સમજવાનું કંઈ કારણ નથી.

આ દૃષ્ટાંતો ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે, મેહેતાજીએ દૃઢ મન કરીને સર્વભક્ષી કાળના આ ફટકા ઠીક સહન કર્યા હતા. તે ખાત્રીથી જાણતો હતો કે, "સુખ સંસારીનું મિથ્યા કરી માનજો, કૃષ્ણ વિના બીજું સર્વ કાચું" અને જગતને સ્વપ્નવત્ મિથ્યા લેખવતો હોવાથી જીવનક્રમમાં બનતા વિવિધ પ્રસંગોની અસર તેણે પોતાના મન ઉપર થવા દીધી નહિ હોય; બાકી તેનું હૃદય કેવું પ્રેમાર્દ્ર હતું, તે મા'મેરાના કાવ્ય ઉપરથી અને હારમાળાના "પુત્રી પધારો સાસરે" એ પદ ઉપરથી સ્પષ્ટ જણાય તેમ છે.

**મા'મેરું**

કુંવરબાઈ પ્રતિ મેહેતાજીને કંઈ વિશેષ મમતા-પ્રેમભાવ હતો ખરો, પણ તે એને કદી બંધનકર્તા થઈ પડ્યો નથી. કુંવરબાઇનું <u>શ્રીમંત</u> પણ ૧૫૦૬-૧૦ સુધીની એકાદ સાલમાં આવી ગયેલું, અને તે કાર્ય પણ શ્રીહરિએ સાંગોપાંગ નિર્વિઘ્ને ઉકેલી આપેલું જણાય છે. આ વિષય નરસિંહે પોતે જેમ શામળદાસનો વિવાહ વર્ણવ્યો છે, તેમ રસભરી રીતે વર્ણવ્યો છે, અને વિશ્વનાથ જાની, પ્રેમાનંદ આદિએ પણ એનું અનુકરણ કરી વર્ણવીને હદ વાળી છે.

**नागरो तरफनां पीडनो**

"સ્ત્રી અને પુત્રના મરણ પછી ગૃહસ્થાશ્રમમાંથી મોકળા થયા પછી મેહેતાએ પોતે વૈષ્ણવ ધર્મ છડેચોક પાળવા માંડ્યો. આ વાતથી નાગરો તેનો ઘણો દ્વેષ કરતા થયા અને અનેક પ્રકારે પજવણી કરવા માંડી." ગૃહ છે તે ગૃહિણીથી જ શોભે છે. એના વગર ગૃહરાજ્યની વ્યવસ્થા સામાન્ય રીતે પુરુષથી સારી રાખી શકાતી નથી; એટલે સાધ્વી મેહેતીના મૃત્યુ પછી મેહેતાનું ઘર તો પ્રેમાનંદ જણાવે છે, તેમ વિચિત્ર થઈ પડ્યું હશે. "નાગરો તેની જ્યાં ત્યાં આવી સારી રીતે ઠઠ્ઠાલી કરતા, અને અનેક રીતે કનડતા. જે નાગરો આજે મેહેતાને માટે ગર્વ ધરાવે છે, તેમણે એને બહુવિધ દુઃખો દીધાં."

**નરસિંહનું ભક્તમંડળ**

પરંતુ એવી કનડતોથી મેહેતો યત્કિંચિત્ ડગ્યો નહિ, ને શ્રીકૃષ્ણ પરમાત્માપર સંપૂર્ણ આસ્થા રાખવામાં અચળ રહ્યો. તે શ્રીકૃષ્ણલીલા ગાવાથી પાછો હઠયો નહિ. તેના ઘરમાં સાધુસંતનાં ટોળેટોળાં પઞાંપાથર્યાં રહે, અને હરિકીર્તનમાં સ્ત્રીઓ પણ ભાગ લેતી. કવિ નર્મદાશંકર જણાવે છે કે, કેટલીક નાગરણો પણ વૈષ્ણવ ધર્મ એની પાસેથી પાળતાં શીખી હતી. જો કે રા. રા. મણિશંકર કીકાણી જણાવે છે કે; સ્ત્રીઓ પરતંત્ર, તે આવી રીતે નરસિંહની આશ્રિત થાય તો તે વેળાએ નાગરો પજવ્યા વગર રહે નહિ, તોપણ આ મતને પુષ્ટિ મળતી નથી; કારણ કે હારમાળામાં જ્યારે કટાકટીનો પ્રસંગ આવ્યો ત્યારે એનું સખીમંડળ શ્રીકૃષ્ણની પ્રાર્થના કરવાને એની પાસે ભેગું મળ્યું હતું; અને વળી એના ઉપર સ્ત્રીઓને આડે રસ્તે, એટલે શૈવ કે તે વખતના મનાતા ધર્મની વિરુદ્ધ, લઈ જાય છે એવા આરોપસર તેની તપાસ રાયમંડલિકની સભામાં નીકળી હતી. જો સ્ત્રીઓ એના મંડળમાં હોત નહિ તો "હારમાળા"નો પ્રસંગ બનત જ નહિ. નરસિંહ પોતે અને વિશ્વનાથ જાની તથા કવિ પ્રેમાનંદ બન્ને પોતપોતાનાં કાવ્યોમાં એના સંબંધી સ્પષ્ટ ઇસારો કરે છે. વિશ્વનાથ જાની સંકલિત હારચરિત્રમાં નીચે પ્રમાણે કડીઓ છે.

"રાજા તારી નગરી માંહે, ઉત્પાત અતિસે થાએ;
"એક નાગર નરસૈંયો નામ, તેણે વણસાડ્યું આખું ગામ.
"સહુ લોકને ભૂરકી નાંખી, તેહેની આ સભા સહુ સાખી;
"ઘેર ઘેર હીંડે છે ગાતો, પરસ્ત્રીને કંડે બાંહ વાતો;
"ગાય ઉઘાડો શૃંગાર, નિર્લજ કીધાં નર ને નાર.

પ્રેમાનંદસંકલિત હારમાળામાંની આ કડીઓ પ્રસિદ્ધ છેઃ—

"અમારી વહુ બેટી સરવે, એને મંદિર જાય;
"લાજ મૂકી નાત જાતની, લંપટ થઈ સૌ નારી.
"પાયે ઘૂઘરા વાજે રંગે રાચે, દીસંતી વ્યભિચારી;
"લંપટ મેહેતો લંપટ નારી, લંપટ રંગે રાચે;
"લંપટ થઇ હાથ કોટે મેહેલે, લંપટ થઇને નાચે.

**ઢેઢવાડાનો પ્રસંગ**

"કમળનયન જણાવે છે કે, મેહેતાને જ્ઞાતે પજવવામાં પહેલો પ્રસંગ તો વૈષ્ણવ (વલ્લભી વૈષ્ણવ નહિ) ધર્મ નહિ ગ્રહણ કરે તે માટે કર્યો, પણ તેમાં તેઓ ફાવ્યા નહિ." વિશ્વનાથ જાની કહે છે કે, એક દિવસે ઢેઢવાડામાં તે ન જાય તે માટે કેટલાક

નાગરોએ મેહેતી માણેકબાઇને સમજાવી. સમાનદષ્ટિ રાખનારા ભક્ત મેહેતાને ઘર-માંથી બહાર જવા ન દીધા. પરંતુ જ્યારે રાતના ઢેઢવાડામાં ભજનનો વખત થયો ત્યારે નાગરોએ મેહેતાને પ્રત્યક્ષ ત્યાં જોયા, એટલે પાછા ઘેર આવીને મેહેતી સાથે લઢ્યા, પણ મેહેતીએ પોતાના સ્વામિને ઘરમાં પોઢેલા નજરે દેખાડ્યા ત્યારે તેઓ વિલે મુખે પાછા ફર્યા.

**જ્ઞાતિવ્યવહાર બંધ**

મેહેતાને આપસમાન દૃષ્ટિ રાખતાં અને ઢેડા સાથે નહિ ભેળાતાં અટકા-વવામાં નાગરોનું જ્યારે કંઈ ન ચાલ્યું ત્યારે તેમણે મેહેતાજીનો જ્ઞાતિવ્યવહાર બંધ કીધો. મેહેતાએ નાતજાતનો ત્યાગ કીધો હતો, તે જો કે જરા અજાણ્યું નહોતું, તોપણ પોતાને માટે પોતાના ઇષ્ટ દેવ કૃષ્ણની નિંદા થતી, તે એ સાંભળી શકતા નહિ, ને તેથી જ જ્ઞાતિ મૂકી દીધી હતી. લોકપ્રચલિત દંતકથા એવી છે કે, એક પ્રસંગે મેહેતાને કૃષ્ણે સ્વપ્ન દીધું ને તેપરથી નોતરું મળતાં તેઓ જ્ઞાતિમાં જમવા ગયા, અને ત્યાં પણ પ્રકટપણે નિયમ પ્રમાણે જમતા પહેલાં થાળ ગાવા માંડી અને કૃષ્ણનાં કીર્તન કરવા મંડ્યા. નાગરો આથી રીસાયા ને જેને ત્યાં જમવાને આવ્યા હતા તેની સાથે લડી, જો નરસિંહને કાઢી મૂકવામાં આવે નહિ તો ભાણા ઉપરથી ઉઠીને, ઘેર જતા રહે-વાની ધમકી આપી. આ ઉપરથી નોતરનાર ગૃહસ્થે નાખુશીથી મેહેતાજીને રજા આપી, પણ તેના ગયા પછી બનાવ એવો બન્યો કે, દરેક નાગરે પોતાની વચ્ચે એકએક ઢેડને બેઠેલો જોયો, તેથી તેઓ શરમાઈ ગયા, ને ઘેર પ્રયાણ કરતા મેહેતાને અર્ધે રસ્તે જઇને તેડી લાવ્યા અને પછી એક પંક્તિએ ભોજન કીધું, પણ ત્યાર પછી મેહેતાજીએ જ્ઞાતિનું પાણી મૂકયું હતું.

વિશ્વનાથ જાનીના કહેવા પ્રમાણે વસ્તુસ્થિતિમાં કંઈક ફેર છે. મેહેતાનો એક નાગર ભક્ત હતો. તેને ત્યાં કોઈ કાર્યપ્રસંગે જ્ઞાતિ જમાડવાની વારી આવી હતી. તે ભક્તજન, નરસિંહ પોતાને ત્યાં આવીને જમી જાય તો પોતે કૃતકૃત્ય થશે, એવું માનતો હતો. આ ઉપરથી તેણે નરસિંહ મેહેતાને પોતાને ત્યાં જમવાનું નોતરું દીધું, અને જ્ઞાતિ બેસતી હતી, તે વખતે ઘણો આગ્રહ કરીને તેડી લાવ્યો. એટલા માટે નાગરો તેનાપર ઘણું ખીજાયા, અને ત્યાંથી જતા રહેવાની ધમકી આપી. નિરુપાયે નોતરનાર ગૃહસ્થે ખિન્ન મને મેહેતાજીને પાછા ઘેર જવાની વિનતિ કરી. રાગદ્વેષ રહિત મેહેતાજી તો પાછા ચાલ્યા, પણ જેવા પીરસનારાઓ પાકશાળામાંથી પકવાન લેવાને ગયા કે, ત્યાં ન ખમી શકાય એવી નર્કની દુર્ગંધી ફાટી નીકળી, અને સર્વ પકવાન નર્ક સમાન

કૃમીકીટ વગેરે જીવજંતુવાળું અને દુર્ગંધ મારતું દષ્ટિએ પડ્યું. મેહેતાનું અપમાન કર્યું, તેનું આ ફળ મળ્યું, એમ લાગવાથી નાગરો દોડતા જઇને મેહેતાજીને પગે લાગીને વિનતિ કરી તેડી લાવ્યા અને કોઠારમાં લઈ જઈ તેની અમી દષ્ટિએ પુનઃ સર્વ પકવાન્ન પવિત્ર કરાવ્યું, અને પછી તેની સાથે એક પંક્તિએ બેસી સહભોજન કીધું. વિશ્વનાથ જાની કહે છે કે, તે વખતે નરસિંહ મેહેતાએ ત્યાં આગળ "વટલ્યો નરસૈંયો, જેણે ઓટર્યું આહિરનું ખાધુંરે" એ પદ ગાયું હતું.

**हारमाळा**

• મેહેતાના સંબંધમાં મોટો પ્રસંગ તેના ઇષ્ટ દેવ દામોદરને હાથે હાર પહેર્યાનો છે. તે સમયે મંદિરમાં મળેલા રાજા મંડળિકના દરબારમાં સંન્યાસી, જોગટા, સાધુઓ સાથે મેહેતાને થયેલો વાદવિવાદ એ એના જીવનમાં સૌથી મોટો જાણવાજોગ ઐતિહાસિક પ્રસંગ ગણાય છે. એ પ્રસંગ વિ. સં. ૧૫૧૨ માં બનેલો જણાવવામાં આવે છે. દરબારમાં વડા સત્તાવાળા નાગરો, શૈવસાધુ, સન્યાસીઓ, મંડળિક રાજા અને બીજા સઘળાએ મેહેતાજીની ધર્મવૃત્તિથી વિરુદ્ધ હોવાથી, વળી નરસિંહ વૈષ્ણવ ધર્મનો પ્રચારક ને શૈવ માર્ગનો ઉચ્છેદક છે એમ માની, તેમ જ શૈવ ધર્મનું પ્રબળ વિશેષ હોવાથી નરસિંહ કોઈ ધૂતારો છે અને કૃષ્ણને નામે સ્ત્રીઓ સાથે રાસલીલાનો વિહાર રમે છે, એવું ધારીને તેના વિચાર ખરા છે કે ખોટા, તે માટે સાબીતી માગી; અને તેનું પારખું એવું રીતે આવ્યું કે, શ્રી દામોદરે પ્રકટ થઇને તેના ગળામાં હાર પહેરાવ્યો, અને નરસિંહનો વિજય થયો. રાજા મંડળિક આ વેળાએ નરસિંહ સાથે ઘણી ક્રૂરતાથી વર્ત્યો, તે માટે નરસિંહના ભક્તમંડળમાંથી કોઇએ એને શાપ આપ્યો અને તેથી તેનું રાજ્ય નષ્ટ થયું અને ઇસ્લામ ધર્મ સ્વીકારવો પડ્યો. રાજા મંડળિકના રાજ્ય ગુમાવવા સંબંધી જે ત્રણ કારણો કલ્પવામાં આવે છે, તેમાંનું આ પણ એક લેખાય છે.

**उत्तरावस्था**

હારમાળાના પ્રસંગ પછી પણ, જૂનાગઢના વૃદ્ધો એમ જણાવે છે કે, નાગરો નરસિંહને કનડવાને ડર્યાં નથી, અને તેની કાવ્યશક્તિ માટે પણ તેની સાથે વાદવિવાદ કીધો હતો. સુરતસંગ્રામનું મનહર નાનું કાવ્ય આ વાદવિવાદનું પરિણામ જ ગણાય છે. આવી વિપત્તિમાં મંડળિકની મા મરણ પામી, અને મેહેતાને જે આશ્રય મળતો હતો, તે જતો રહ્યો. સઘળો વખત એ લોકોની નિંદા સાંભળ્યા વગર જ પોતાનો સમય કૃષ્ણકીર્તન ગાવા, સાંભળવા, નિત્યનિત્ય નવાંનવાં પદો બનાવવાં, અને સાધુસંતોની

સેવા કરવામાં જ નરસિંહ ગુજારતો હતો. જીવનકાળની સંધ્યા વખતે તેણે શૃંગારનાં પદો બનાવવાનું મૂકી દઈ, કોઈ ગુરુની આજ્ઞાથી ઘણાં સુંદર અને જ્ઞાનભક્તિ પ્રચુર પદો બનાવ્યાં છે, એમ કહેવાય છે. જગત્‌ને ભગતને બનતી રાસ આવતી નથી, એ લોકોક્તિ અનુસાર સાધુ પુરુષને જે હેરાનગતિ વેઠવી પડે છે, તેથી એ વિરક્ત નહોતો. ન્યાતજાત, સગાંસંબંધી, અને બીજાઓની બત્રીસી નીચે ચવાતો, પણ શ્રીકૃષ્ણના રાસ ગાતાં અને પૂર્ણ જ્ઞાન–ભક્તિ દર્શાવતાં તે ૬૬ વર્ષની ઉમ્મરે એટલે મંડળિકના મરણ પછી છેક સાતમે વર્ષે વૈકુંઠવાસી થયો હોય એમ જણાય છે. નાગરોની તેના પ્રત્યે ગમે તેટલી અપ્રીતિ કે અભાવના હતી, તથાપિ તેઓએ એની સઘળા પ્રકારની ક્રિયા કીધી હતી.

**सिंहावलोकन**

"આ પ્રમાણે ભક્તકવિ નરસિંહનાં જીવનચરિત્ર માટે અમારી તરફની હકીકત છે. ગુજરાતમાં એનાથી પહેલો બીજો કોઈ પણ કવિ થયો હોય તેવું જાણવામાં નક્કીપણે આવ્યું નથી, તેમ આખા ગુજરાતમાં પહેલો જ વૈષ્ણવ એ હતો, એમ પણ જણાય છે. જો કે તે કાળે નાગરોએ તેની અત્યંત નિન્દા કીધી, પણ આજે તો નાગરો કહે છે કે "અમારી ન્યાતમાં નરસિંહ મોટો ભક્ત ને કવિ થઈ ગયો છે." જેમ જેમ એના ઉપર નાગરો તરફથી તથા બીજા ધર્મમાર્ગ તરફથી હેરાનગતિ થતી ગઈ, તેમ તેમ એણે પોતાના વિચારો છચોક ગાવા માંડ્યા ને તેનું આખર પરિણામ એ આવ્યું કે, પહેલે પૂર્ણ પ્રેમી ભક્ત બન્યા પછી અંતકાળે ઉત્તમ પ્રતિનું વૈરાગ્ય ને જ્ઞાન મેળવીને તેણે દેહ છોડ્યો છે. નરસિંહ સ્થિતિએ દીન હતો, કુટુંબમાં અસુખી હતો, રાજ્ય તરફનું પણ ભય હતું, છતાં નિન્દાથી ડર્યો નહિ, લોકલજ્જા ગણી નહિ, ટેક મૂકયો નહિ, ઈશ્વરે સર્વ પ્રકારે તેને સહાય કીધી ને અઘું કામ રાખ્યું નહિ, તેથી ઠગ થયેલા નાગરો ખસિયાણા પડી ગયા, અને નિત્યનિત્ય નવાનવા બુટ્ટા ઉઠાવતા ને પજવતા. તેવી સ્થિતિમાં જે કવિતા એણે બનાવી છે, તે ઘણા ઉંચા વિચારથી ભરપૂર અને મધુરતાએ ભરેલી છે."

**दंतकथाओ**

"નરસિંહ મેહેતાના ચરિત્રમાં ઘણીઘણી બાબતો તથા દંતકથાઓ પુસ્તકોના આધારે ઉમેરી શકાય તેવી છે. એમ જણાવવામાં આવે છે કે, શ્રીકૃષ્ણ પરમાત્મા એને હાજરાહજૂર દર્શન દેતા હતા તથા ઘણાંક કામો, એની અડી વેળાનાં કરી

આપ્યાં છે." જૂનાગઢમાં નરસિંહ મેહેતાનું ઘર એ સાધુસંતોનો અખાડો હતો; એના વખતમાં દ્વારિકાની યાત્રાએ જનારા ધર્મપરાયણ મનુષ્યોનું એ વિશ્રામસ્થાન હતું. સમાગમમાં આવેલા સાધુસંતો અને યાત્રાળુઓએ નરસિંહની ભગવદ્ભક્તિની ખ્યાતિ ચારે દિશામાં પ્રસારી, અને તેને અંગે દૃષ્ટાંતરૂપ અનેક કથાઓ લોકોમાં પ્રચલિત થઈ છે. ઐતિહાસિક દૃષ્ટિએ તેનાં સત્યાસત્યનો ચોક્કસ નિર્ણય આપવો કઠિન છે. એવી દંતકથાની ટીપ આ પ્રમાણે થાય છે.

૧. "ગોપનાથ મહાદેવે સાક્ષાત્ દર્શન દીધાં, તથા ભોળા શંભુએ તેને શ્રી દ્વારિકા તેડી જઈને શ્રીકૃષ્ણની રાસલીલા દેખાડી. શ્રીકૃષ્ણે પ્રસન્ન થઈને નરસિંહને આશીર્વાદ દીધો કે, આ જોઈ તેવી લીલા ગાજે.

૨. "મેહેતાજી જૂનાગઢની બહાર મજેવડીમાં રહેતો. તેની પશ્ચિમ બાજુની છાણવાળી ભીંત વરસાદમાં એકાએક તૂટી પડવાને તૈયાર થઈ ત્યારે આસપાસની સઘળી ભીંત તૂટી પડી, પણ જે સ્થળે નરસિંહ સુતો હતો, તે ભીંત શ્રીકૃષ્ણે ટેકો દઈને અદ્ધર રાખી.

૩. "શામળદાસનો વિવાહ કીધો, ને તેમાં લક્ષ્મીજી સહિત કૃષ્ણ જાતે પધાર્યા હતા.

૪. "કુંવરબાઈનું મામેરું કરી આપ્યું.

૫. "શ્રીરંગ મેહેતાની સ્ત્રીની પાસે નહાવાના ઉષ્ણ પાણીમાં સમોવણ માગ્યું, ત્યારે તેણે કહ્યું કે, તમને તો કૃષ્ણજી સહાય છે, તો માગ્યા મેહ વરસે. મેહેતાજી નરસિંહે મલાર ગાયો ને મૂશળધાર મેહુલો વરસ્યો.

૬. "કુંવરબાઈના સીમંતમાં, તેની નણંદની દીકરીને પહેરામણી આપવાની રહી, ત્યારે કીર્તન ગાતાંવારને આકાશમાંથી એક ઝભલું પડ્યું.

૭. "નરસિંહના પિતાનું શ્રાદ્ધ સારી આપ્યું.

૮. "નરસિંહને સંન્યાસી સાથે વાદવિવાદ થયો, ત્યારે એણે ગીરો મૂકેલો કેદારો રાગ છોડાવી આપ્યો તથા તે હકીકત કૃષ્ણે એના કાનમાં સભા મધ્યે કહી.

૯. "શ્રીદામોદરજીએ મેહેતાની ડોકમાં મંડલિકની સભામાં પોતે જાતે હાર પહેરાવ્યો.

૧૦. "નરસિંહ મેહેતો એક સમે ભક્તમંડળીમાં ગીત ગાવા ગયો ને ત્યાં તૃષા લાગી ત્યારે શ્રીકૃષ્ણે સ્ત્રીના વેશમાં આવીને પાણી પાયું.

૧૧. "મેહેતાએ લખેલી રૂ. ૭૦૦ ની હુંડી સ્વીકારી.

૧૨. "નાગરોએ, મેહેતાને ઢેઢ સાથે ગીત ગાવા બેઠો, તે માટે ન્યાત બહાર કીધો ને દૂર જમવા બેસાડ્યો. પછી નાગરી ન્યાત જમવા બેઠી ત્યારે એકએક નાગ-

રોની સાથે ઢેઢ બેઠેલો તેઓએ દીઠો. પ્રકારાન્તરે સર્વ અન્ન નર્કવત્ દુર્ગંધ મારતું બગડી ગયું હતું. તે મેહેતાને નાગરોએ પાછો પોતા સાથે બેસાર્યો ત્યારે કંઈ પણ દેખાયું નહીં, અથવા અન્ન પવિત્ર થયું હતું.

૧૩. "મેહેતાજી પોતાના કાકા પર્વતદાસ સાથે દ્વારકા યાત્રાએ જતો હતો, ત્યારે માર્ગમાં ઘણી ક્ષુધા લાગી, એટલે કૃષ્ણે આહીરોનો નેસડો બનાવ્યો. તેમાં મેહેતાએ ભજન કીર્તન કીધું ને તે આહીર સાથે જમ્યો. પછી એના કાકા પર્વતદાસ કોપાયમાન થયા ત્યારે નહિ મળે નેસડો કે નહિ મળે આહીરડાંઓ. આ વાતને ઉદ્દેશીને જ નરસિંહે એક પદ "વટલ્યો નાગર નરસૈંયો" પણ બનાવેલું કહેવામાં આવે છે. એ પદ નાગરી જ્ઞાતિમાં ગાયું હતું, એમ વિશ્વનાથ જાની કહે છે.

૧૪. "મેહેતો શાલિગ્રામનું પૂજન કરતો હતો, ને બાળમુકુન્દની મૂર્ત્તિ પૂજતો હતો. એ બાળમુકુન્દ સદા એને હાથે પ્રસાદ આરોગતા હતા.

૧૫. "એક વખતે કેટલાક શિવભકતો મેહેતા પાસે આવ્યા ને કહ્યું કે, શ્રીકૃષ્ણ ચતુર્ભુજ સ્વરૂપે અમને દર્શન આપે તો અમે તમારા સેવક થઇએ. તે જ સાંજના આરતિ ટાંણે શ્રીકૃષ્ણે સાક્ષાત્ ચતુર્ભુજ સ્વરૂપે દર્શન દીધું.

૧૬. "શામળદાસના વિવાહ વખતે મેહેતો વડનગર જતો હતો ત્યાં માર્ગમાં લૂંટારા મળ્યા, ત્યારે એક સૈન્યરૂપે કૃષ્ણે આવીને સૌને નસાડ્યા.

૧૭. "વૃદ્ધ વયે મેહેતો દ્વારકા જવાને અશક્ત હતો, ને માર્ગમાં તે થાકીને સૂતો, ત્યારે શ્રીકૃષ્ણે આવી, ગરુડપર તેને બેસાડીને દ્વારકામાં મૂકયો. પછી શ્રીકૃષ્ણે એને કહ્યું કે, તારે ત્યાં હું નિરંતર દર્શન દેઇશ. તે પ્રમાણે દર્શન દેતા મેહેતા સાથે કૃષ્ણ નૃત્ય કરતા હતા.

૧૮. "માણેક મેહેતી, મેહેતાની ભક્તિ સાચી માનતી નહિ, ત્યારે એક દિવસે શ્રીકૃષ્ણે માણેક મેહેતીને પોતાને હાથે પ્રસાદ આપ્યો હતો.

૧૯. "એક સમયે મેહેતાને ત્યાં ૫૦૦—૭૦૦ સાધુ સંતો આવ્યા, તેઓને ખાવા પીવાની કશી ગોઠવણ હતી નહિ, ને ગામમાં પણ કોઈ ધીરે તેમ નહોતું. ત્યારે રાત્રિના કૃષ્ણે આવીને એના પાસામાં સોનાની મહોરોની ભરેલી થેલી મૂકી. પ્રકારાન્તર માટે વિશ્વનાથ જાનીનું કાવ્ય બૃ. કા. દોહન ભાગ ૮ મો જૂવો.

૨૦. "મેહેતાજી ગીરનારની પડોસમાં આવેલા દામોદરકુણ્ડમાં સ્નાન માટે ગયો. ત્યાં કેટલીક વૈષ્ણવડીઓ તથા પોતે, સ્ત્રી પોશાકમાં નૃત્ય કરતા ને કીર્તન કરતા

હતા. આ વેશ જોઇને ઘણાક નાગરોએ ઠઠ્ઠોલી કરવા માંડી, ત્યારે તેઓ એક બીજાને અન્યોન્ય સ્ત્રીરૂપે દેખવા લાગ્યા ને તેથી સઘળાઓ શરમાઇને નાશી ગયા."

**परचाना आपवामां आवता खुलासा**

"રા. રા. હરગોવિન્દદાસ જણાવે છે કે, આવા આવા ૪૪ પરચા શ્રીકૃષ્ણે આપ્યા હતા, એમ મેહેતાના વંશના એક ગૃહસ્થથી તેમણે સાંભળ્યું છે. આમાંના કેટલાક પરચાના સંબંધમાં કવિ નર્મદાશંકર જણાવે છે કે, એ સહજ બનાવો છે. કાં તો કોઈ શેઠ સાહુકારે એનું અડીઓપટીનું કામ કરી આપેલું, કે કોઈ વૈષ્ણવે કામ બજાવ્યું હોય, ને તે સઘળું ભક્ત કવિએ પોતાના ઇષ્ટના નામ સાથે જોડી દીધું હોય."

"પણ રા. રા. હરગોવિંદદાસ જણાવે છે કે, હમણુાંના વર્ષમાં જે જે નવી શોધો થઈ છે, તે પ્રમાણે આવા પ્રસંગો ખોટા છે, એમ માનવું નહીં. યોગસાધનાથી ને ઈશ્વરપર પૂર્ણ આસ્થા રાખવાથી એવાં કામ નહીં બને તેમ નથી. એ બાબતમાં થિયોસોફિસ્ટનો દાખલો આપે છે કે, મેડમ બ્લાવટ્સ્કી એ બાબત ઘણું જાણે છે ને તેથી ઘણાકોના વિચાર ફેરવાયા છે.* આ બાબત ગમે તેવી હોય તોપણ તે માટે બહુ મોટા વાદવિવાદની જરૂર નથી. એટલું જ નક્કી છે કે, નરસિંહ ભક્તનાં ઘણાં કામો કોઇક રીતે થયાં, ને તે ઈશ્વરપ્રેરણાથીજ થયાં હોય એમાં સંશય રાખવાનું કારણ નથી. કેમકે, તે સર્વવ્યાપક, સર્વાન્તર્યામી અને દીનબંધુ છે."

**जीवन संबंधी सामान्य विवेचन**

નરસિંહને પોતાના ૧૭ મા વરસથી શ્રીકૃષ્ણપ્રત્યે લગની લાગી રહેલી, ને તે જ સમયથી સાધુ તરીકે વર્તી શ્રીકૃષ્ણ ઉપર પૂર્ણ ભક્તિભાવ દર્શાવી તેમાં નિમગ્ન રહેવા લાગ્યો હતો. એ વખતથી એણે કવિતાઓ અથવા કહો કે હરિકીર્તન કરવા માંડ્યાં હતાં, ને તેમાં જ્યારે જ્યારે મેહેતી એને ગભરાવતી ત્યારે ત્યારે એણે કૃષ્ણ-ભક્તિનાં કીર્તનો ગાઇને જ વખત ગાળ્યો છે. મેહેતીએ અને કુંવરબાઇએ પોતાના ભાગ્યને નિંદ્યું ને દુઃખી સ્થિતિ માટે શોક કીધો, ત્યારે એણે "સુખદુઃખ"નું પદ બનાવેલું એવી પણ એક વાયકા છે; પાછલા કાળમાં કુટુંબસગાં વિના એ જ્યારે હેરાન હતો, ને ખાવાપીવાની લોકોની અડચણ હતી. એમ સઘળા પ્રકારે અવસ્થા નબળી હતી, ત્યારે ઘડપણમાં એ પદ બનાવેલું એવું પણ કેટલાકો કહે છે. એ સંસાર વ્યવહારમાં

* હું યોગનો માનનારો છું, કે એવી કંઇક વસ્તુ છે, પણ મેડમ બ્લાવટ્સ્કીના કહેવા જેવો કોઈ પ્રકારનો યોગ છે, એમ મારું માનવું નથી.

કશું સમજતો નહીં ને ઓલિયા પાશા જેવો બની, પગે ઘૂઘરા બાંધીને સ્ત્રીઓના ટોળામાં નાચતો* ને પ્રેમઘેલો બનીનેજ મગ્ન રહેતો એમ જણાય છે, છતાં તેની કાવ્યશક્તિ, કુદરતી ભાષામાં પહેલવહેલી હતી. ભાષામાં બીજું કંઈ નહોતું, ત્યારે જે રીતે તે ખીલી નીકળી છે, તે જોતાં એનું જ્ઞાન ઘણું ઉંચું ને પાકું હતું. પાછળથી એનો શૃંગારભાવ મોળો પડીને વૈરાગ્ય ને જ્ઞાન મુખ્ય થયાં હોય, તેમ કેટલાંક પદોપરથી જણાય છે, પરંતુ તેણે કૃષ્ણભક્તિ મૂકી જણાતી નથી. લોકો એની ઠઠ્ઠામશ્કરી કરતા, તે એ સમજતો નહિ તેમ નહોતું, પણ તેઓને ગણકાર્યાં નથી; ને કેટલાક પ્રસંગમાં (હુંડીમાં) એ છેતરાયલો જણાતો નથી.

**पदोना पूरविषे दंतकथा**

"એની કવિતાના સંગ્રહ માટે એમ કહેવાય છે કે, સઘળાં મળીને એણે સવાલાખ પદો કીધાં છે, જેમાંના એક લાખ પદો કીધા પછી, એનું મૃત્યુ આવ્યું ને એનો જીવાત્મા ૨૫ હજાર પદો પૂરાં કરવામાં ગુંટાયો ત્યારે એના દીકરા શામળદાસની ધણિયાણીએ કહ્યું કે, બાકી રહેલાં પદો હું તમારે નામે પૂરાં કરીશ, ને તે પછી તે બાઇએ ૨૫ હજાર પદો મેહેતાને નામે પૂરાં કીધાં એમ કહેવાય છે. એ બાઇનું નામ પ્રેમાનંદ સૂરસેના કહે છે, ને રા. રા. હરગોવિંદદાસ કમળાગવરી કહે છે. કમલનયનાચાર્ય ને મી૦ મણિશંકરના કહેવા પ્રમાણે પહેલું નામ પિયરનું હતું, ને પાછલું નામ મેહેતાને ઘેરથી પાડવામાં આવ્યું હતું. એટલે સામળ(કૃષ્ણ)ની સ્ત્રી કમળા (લક્ષ્મી) છે, એમ ગણીને તે નામ પાડ્યું હતું. એ બાઈ જુઠીબાઇને નામે પણ કાઠીઆવાડમાં ઓળખાય છે. એ બાઇના પિતાનું નામ મદન મેહેતો, જે વડનગરના રાજાનો કારભારી હતો ને માતાનું નામ બચીબાઈ હતું."

**नरसिंहप्रति गुजराती प्रजानो प्रेम**

"વળી બીજી તરફથી એવી વાત જણાવવામાં આવે છે કે, કવિએ બાકી રહેલાં પદો સાયલામાં લાલા ભક્તનો જન્મ ધરીને પૂરાં કીધાં હતાં. ડભોઇના લોકો એમ માને છે કે, દયારામ ભાઈ સાક્ષાત્ નરસિંહ મેહેતાનો અવતાર હતા, અર્થાત્ મેહેતો એવો ઉત્તમ ભક્ત થઈ ગયો છે કે, તેનું નામ આજે એક નાગરી ન્યાતનું ભૂષણરૂપ, ભક્તોમાં આત્મારૂપ ને ગુજરાતની પ્રજામાં મોરારૂપ થઈ પડ્યું છે. એની પૂર્ણ ને ઉજળી ભક્તિને લીધે આજે જૂનાગઢમાં નરસિંહ મેહેતાના ચોરામાં એની

* વિશ્વનાથ જાનીકૃત નરસિંહ મેહેતાનું ચરિત્ર કડવું ૧૧ મું. બૃ. કા. દોહન ભાગ આઠમામાં જુવો.

મૂર્ત્તિ સ્થાપેલી છે, તેમ જ દ્વારિકામાં ગોમતીના તટપર કૃષ્ણુ–સામળદાસની સામા એની મૂર્ત્તિ ઉભી રાખવામાં આવેલી છે, ને તેની પડખે કુંવરબાઈની પણુ મૂર્ત્તિ છે. દક્ષિણુમાં નામૃદેવ અને તુકારામની મૂર્ત્તિઓ વિઠ્ઠલનાથજીની પાયરી સમક્ષ છે, તેના કરતાં પણુ આ ભક્ત કવિનો મહિમા વધારે ગવાયો છે."

## कविता संबंधी सामान्य विवेचन

"બીજા કવિઓ પેઠે એણે કૃષ્ણુનો શૃંગાર ને ભક્તિ, ને થોડુંક બ્રહ્મજ્ઞાન લીધું છે. એ સંસ્કારી કવિ હતો, એટલે વિચારમાં ને વાણીમાં ઘણી સરળતા આવી છે; નવાંનવા રાગો ભાષામાં એણે પહેલા જ દાખલ કીધા છે, પણુ તેમાં પ્રભાતિયાંનું માન તો એને જ ઘટે છે. પ્રેમનાં પદો ઘેલછાના કરતાં પૂર્ણુ આસ્થાવાળાં વધારે જણુાય છે, ને તેનું નવીનવી ઢબે વર્ણુન કીધું છે. કેટલાંક ચિત્રો ઘણાં ઉત્તમ આપ્યાં છે. એ ભક્તકવિ સાથે આત્મજ્ઞાની પણુ ગણુાય, ને તેમાં એની વિદ્વત્તા ઘણી માલમ પડી આવે છે; અને હું ખાત્રીથી કહીશ કે, આત્મજ્ઞાનપર જે જે કવિતા એણે રચી છે, તે તે કાનને જ માત્ર સારી લાગે એટલું જ નહીં, પણુ હૃદયને પણુ સંતોષ પમાડે તેવી છે. એની હારમાળામાટે મારે કહેવું જોઇએ કે, તેમાં જે જે ક્ષેપક પદો ઘુસી ગયાં છે, તે તે તારવી કાઢીને તેનો સંસ્કાર કીધો હોય તો, તેમાં એનું જ્ઞાન કેટલું પૂર્ણુ છે, તે જણુાઈ આવે છે. એનું કાવ્ય કવિતાશૂન્ય નથી, પણુ શુદ્ધ કાવ્ય છે."

"આ ટાણે એની કાવ્યશક્તિ માટે આટલો અભિપ્રાય આપી શકાશે. એની કવિતામાં અતિ મસ્ત થયેલા ભક્તિભાવના ઉભરાનો શૃંગાર ઉભળી આવ્યો છે. તે વળી ઘણો ખુલ્લો છે, તોપણુ તે પ્રથમ વર્ગથી ઉતરતો તો નથી. વાણી મંજુલ ને હૃદયભેદક, વિચાર સાદા ને સ્વાભાવિક, ચિત્રદર્શનો કંઈ કંઈ સારા, અલંકારો ઝાઝા નહિ, પ્રભાતિયાં આનંદ આપનારાં, નવ રસમાંના શાંત શૃંગારમાં ઉત્તમ એવો રસ ઝામેલો, ને નીતિ, ભક્તિ ને બોધથી ભરપૂર એવું એનું કાવ્ય છે. નવાનવા રાગો દાખલ કરવામાં એણે જ યોજના પહેલી કીધી છે, તે માટે આટલું તો આ પ્રસંગે કહેવું પડશે કે, અંગ્રેજી ચૉસર કરતાં એની કાવ્યશક્તિ વધારે ઉત્તમ છે. જો કે બન્નોના માર્ગો નિરનિરાળા છે, તોપણુ ભક્ત કવિની કવિતામાં એનું કાવ્ય મુખ્ય ગણુાય તેવું છે."

## हारमाळानो कर्ता कोण ?

અંગ્રેજી ભાષામાં શેકસપીઅરનાં રચેલાં નાટકો શેકસપીઅરનાં જ છે કે બેકનનાં છે, તે સંબંધી અદ્યાપિપર્યંત રસમય વાદવિવાદ ચાલે છે, પણુ બહુમતે તે નાટકોનું કર્તૃત્વ

શેક્સપીઅરને જ અપાયલું છે. સંસ્કૃત ભાષામાં પણ કેટલાંક કાવ્ય અને નાટકોનાં કર્તૃત્વ સંબંધી સાક્ષરોમાં ચર્ચા ચાલુ જ છે. આપણી મીઠી ને મધુરી ગુજરાતી ભાષામાં પણ એવાં કાવ્ય અને નાટકો છે કે, જેમના કર્તૃત્વ સંબંધે ઘણી રસમય ,ચર્ચા કેટલો સમય થયાં ચાલુ જ છે. અંગ્રેજી ભાષામાં શેક્સપીઅરનાં નાટકોનો બીજો કર્તા બેકનને ગણવામાં આવ્યો છે, તે પ્રમાણે અત્રે ગુજરાતી ભાષામાં હારમાળાનો બીજો કર્તા ભટ્ટ પ્રેમાનંદને ગણવામાં આવ્યો છે.

પ્રેમાનંદ કવિએ જે જે આખ્યાનાદિ લખ્યાં છે, તેનો મુખ્ય આધાર પ્રાકૃત કવિઓના અને સંસ્કૃત કવિઓના કાવ્યગ્રન્થો ઉપર અવલંબેલો જોવામાં આવે છે. ભક્તરાજ આદિ ગુર્જર કવિ નરસિંહ મેહેતા સંબંધી પ્રેમાનંદે જે જે આખ્યાનો બાંધ્યાં છે, તે માત્ર લોકકથાનો આધાર લઇને સ્વતંત્ર કલ્પનાથી જ રચ્યાં છે, એવી જમાનાઓથી ચાલતી આવેલી માન્યતા પણ છોડી દેવાનો સમય સમીપતર આવ્યો છે, એમ બૃહત્ કાવ્યદોહનના પ્રસ્તુત આઠમા ભાગમાં પ્રકટ થયેલા વિશ્વનાથ જાનીના કાવ્યપરથી દીપક સમાન પ્રતીત થાય છે. એ જ વિશ્વનાથ જાનીના કાવ્યને આધારે, અને અન્ય બાહ્ય તથા આંતર પ્રમાણોને આધારે આજે આપણે એ સિદ્ધ કરવાનું છે કે, "હારમાળા" પ્રેમાનંદની રચેલી છે, એમ જે એકપક્ષે અત્યાર સુધી મનાતું આવેલું છે, તે ઉપયુક્ત નથી.

હારમાળા કવિ પ્રેમાનંદે રચી છે, એમ ગુર્જર સાક્ષરોના એક પક્ષ તરફથી મનાવવામાં આવે છે, ત્યારે બીજા પક્ષ તરફથી તે નરસિંહ મેહેતાની રચેલી છે, એવો સબળ મત રજુ કરવામાં આવે છે. અહીં એ બે મતના બલાબલનો વિચાર કરી તે સંબંધી નિર્ણય દર્શાવવાનો ઉદ્દેશ છે. બૃહત્ કાવ્યદોહન ભાગ છઠ્ઠાની પ્રસ્તાવનામાં "હારમાળા" ઉક્ત ગ્રન્થમાં દાખલ કરતાં આદ્ય સંગ્રહકર્તાએ આ પ્રમાણે લખ્યું છેઃ—
"હારમાળા, જેના સંબંધમાં બહુ વાદ થયો છે, તેનું શોધન મારા સ્વર્ગવાસી મિત્ર રા. રા. હરિલાલ હર્ષદરાય ધ્રુવે કીધું હતું. શેષ ભાગ મેં તેમના જ ધારણે શોધ્યો છે. હવે માત્ર સિદ્ધ કરવાનું ગુર્જર વિદ્વાનોને માથે એટલું જ છે કે, હારમાળા કોની? પ્રેમાનંદની કે નરસિંહ મેહેતાની?"

આ ગ્રન્થના આરંભમાં જે હારમાળા છપાઈ છે, તે બૃહત્ કાવ્યદોહનના ૬ ઠ્ઠા ભાગમાં જે પ્રસિદ્ધ થઈ છે તે જ છે. નરસિંહ મેહેતાકૃત કાવ્યસંગ્રહ આજથી પાંચ વર્ષે પૂર્વે જ્યારે છાપવાનું શરુ કરવામાં આવ્યું હતું, ત્યારે આદ્ય સંગ્રહકર્તાને એવી આશા હતી નહિ કે, તેનું પૂર આટલું મોટું થવા જશે; બૃહત્ કાવ્યદોહનના છએ ભાગમાં જે

પદો આપવામાં આવ્યાં છે તેનો જ એક સંગ્રહ, બીજાં નવાં મળી આવેલાં અને શોધ-ખોળ કરતાં મળતાં પદોની સાથે એકત્ર કરી પ્રકટ કરવો, એવો એમનો મૂળ વિચાર હતો. એ વિચાર પ્રમાણે કામ આરંભાયું, એટલે તેને અંગે સ્વાભાવિક વિશેષ શોધ-ખોળ કરતાં ઘણાં પદો નવાં મળ્યાં, અને તે જેમ મળતાં ગયાં તેમ ગ્રન્થમાં અને પાછળથી મળેલાં પદો પરિશિષ્ટો ઉમેરીને દાખલ કરવાં પડ્યાં. તેમની આ સતત શોધખોળને પરિણામે હારમાળાની પણ ઘણી પ્રતો તેમના જોવામાં આવી, અને તે ઉપરથી એક વાર વાત થતાં સૂચવ્યું, કે આપણને મળેલી હારમાળાની જૂદી જૂદી પ્રતોના પદક્રમમાં ઘણો ફેરફાર જોવામાં આવે છે એટલુંજ નહિ, પણ ઘણાં પદો તદ્દન નવીન જ જોવામાં આવે છે, તેનો પણ સંગ્રહ પરિશિષ્ટમાં છાપી દીધો હોય તો તે ઠીક થશે. એ સૂચનાનુસાર પ્રસ્તુત સંગ્રહમાં હારમાળાનું પરિશિષ્ટ ઉમેરાયું છે. હારમાળાનો કર્ત્તા કોણ, એ સંબંધી પૂજ્યશ્રી સ્વતઃ લેખ લખવાના હતા, પરંતુ તેમની પ્રકૃતિ એટલામાં અસ્વસ્થ થઈ અને તેમનો પવિત્રાત્મા નરસૈંયાચા સ્વામીની સાથે સાયુજ્યતાને પામ્યો.

**हारमाळाना वादविवादनो इतिहास**

છાપાકળાની વૃદ્ધિ થતાં જ્યારથી જૂનાં ગુજરાતી કાવ્યો છપાવા માંડ્યાં છે, ત્યારથીજ હારમાળાની તકરાર ઉભી થઈ છે, એમ કેટલેક અંશે કહી શકાય. સ્વ. સર એલેક્ઝાંડર કીન્લોક ફૉર્બસે ગુજરાત વર્નાકયુલર સોસાયટીની ઈ૦ સ૦ ૧૮૪૮ માં સ્થાપના કરી, અને તેને અંગે પ્રથમ જૂના હસ્તલિખિત ગુજરાતી ગ્રંથો ભેગા કરવાનો પ્રયાસ આરંભાયો. કવિ દલપતરામ ડાહ્યાભાઇને તે સંગ્રહમાંથી સુંદર કાવ્યો શોધી કાઢી, બને તેટલો સારોદ્ધાર કરી છાપી પ્રકટ કરવાને તેમણે આજ્ઞા આપી, અને કવિવરે તે પ્રમાણે ગુજરાતી કાવ્યદોહનના બે ભાગ પ્રકટ કીધા. એ ભાગમાં તેમણે હારમાળાને, પ્રેમાનંદની નહિ ગણતાં, નરસિંહ મેહેતાની ગણી છે.

એ અરસામાં સુરતના વિખ્યાત કવિશ્રી નર્મદાશંકરે "કાવ્યોત્તમાંશ" નામે ગુજરાતી કાવ્યોના ગ્રંથો બહાર પાડવા માટે, અને ગુજરાતી ભાષાનો કોષ તૈયાર કરવા માટે જૂનાં ગુજરાતી કાવ્યોનો એક સંગ્રહ કરવા માંડ્યો હતો; પણ એટલામાં ગુજરાત વર્નાકયુલર સોસાયટી તરફથી કાવ્યદોહનના બે ભાગ બહાર પડેલા જોઇને, અને જે ગૃહસ્થો તરફથી આશ્રય મળવાની આશા રાખી હતી તેમનો ઉત્સાહ મંદ પડેલો જોઇને, તેમણે પોતાનું પ્રથમ કાર્ય માંડી વાળ્યું, અને બીજું કાર્ય પાર પાડ્યું. કાવ્યોત્તમાંશ માટે એમણે જે ગ્રંથો ભેળા કીધા હતા, તેમાં હારમાળાની પ્રતો પણ હતી.

તે ઉપરથી કવિશ્રી એવા અનુમાન ઉપર આવ્યા હતા કે, તે પ્રેમાનંદવિરચિત છે, અને પોતાનો સકારણ વાદ જૂના નર્મગદ્યમાં પ્રકટ કીધો છે.

ઈ૦ સ૦ ૧૮૬૪–૬૫ માં જ્યારે કવિ દલપતરામ મુંબઈમાં પધાર્યા, ત્યારે ઉભય કવિઓવચ્ચે "કવિતા" સંબંધી સારો વાદ થયો હતો; અને કવિ દલપતરામે ગુજરાતી સારી કવિતાના જે ઘણા નમુના રજુ કર્યા હતા, તેમાં નરસિંહ મેહેતાની હારમાળાનું પદ "તુંને રોકી રહી રાધિકા, રંગ ઝામ્યો ઘણો, રસીઆ રજની રહી રે થોડી" એ પદ પણ આગળ ધર્યું હતું. પહેલાં તો કવિ નર્મદાશંકરે એ પદને કવિત્વ વિનાનું ગણી હસી કાઢ્યું હતું, પણ પાછળથી તેમાં કંઈ કવિત્વ છે ખરું, એમ કબુલ કીધું હતું. એ વખતે હારમાળાના કર્તૃત્વ સંબંધી વાદ થયો હતો અને કવિનું મત જૂના નર્મગદ્યમાં પ્રકટ થયું છે, એટલે કવિના વિચારો જાણવાને આપણી પાસે સાધનો છે.

કવિ દલપતરામે હારમાળા નરસિંહ મેહેતાની છે, તે સંબંધી શાં શાં પ્રમાણો આપ્યાં હતાં તે પ્રકટ થયેલાં જાણવામાં આવ્યાં નથી. પણ એમ લાગે છે કે, તેમણે પ્રેમાનંદના નામ વિનાની જૂની પ્રતોને તથા પોતાના કાઠીઆવાડના અનુભવને આધારે જ બહુધા એ માન્યતા બાંધી હશે.

ઇ. સ. ૧૮૭૩ માં જ્યારે સા. શ્રી નવલરામભાઇએ મા'મેરાની સંશોધિત આવૃત્તિ પ્રથમ બહાર પાડી, ત્યારે તેઓએ પોતાના ઇષ્ટ મિત્ર નર્મદાશંકરના મતને જ ટેકો આપ્યો કે, હારમાળા પ્રેમાનંદવિરચિત છે. "દલપતરામ કવિએ હારમાળાને કાવ્યદોહનમાં નરસિંહ મેહેતાની કવિતામાં મૂકી, તે વખતથી તેની રચનાનો વિચાર કરતાં ઘણાને શક ઉત્પન્ન થયો, કે એ કવિતા નરસિંહ મેહેતાની ન હોય. કવિ નર્મદાશંકરે એ વિષે કેટલોક સકારણ વાદ પણ પ્રકટ કીધો છે. મારા જોવામાં એક પ્રત આવી છે, તેમાં પ્રેમાનંદની છાપ સાફ લખેલી છે." પણ કવિ નર્મદાશંકરે પાછળથી પોતાનો એ મત ફેરવ્યો હોય એમ લાગે છે. કારણ કે નામદાર સરકારે છપાવેલા નર્મગદ્યમાંથી હારમાળાની તકરારની બાબતનો ફકરો તેમણે જાતે કાઢી નાંખ્યો છે, અને "કવિ નર્મદાશંકરે હારમાળા કોની બનાવેલી છે એ માટે શોધ કરતાં પહેલાં તો એ સિદ્ધાંત થયો કે, તે નરસિંહ મેહેતાકૃત તો નથી જ. ત્યારે તેનો કર્તા કોણ? પ્રેમાનંદને માટે તેઓ હજુ પણ શકમંદ છે." એમ "ગુજરાતી"નો "વિવેચનકર્તા" તા૦ ૫ જુલાઇ ૧૮૮૫ ના પોતાના લેખમાં જણાવે છે. આ ઉપરથી સ્પષ્ટ સમજાશે, કે કવિને પોતાનો કશો પણ પાકો મત બાંધવાને તે વખતે આધાર મળ્યો હતો નહિ, અને હારમાળાના કર્તા સંબંધી તેમનું મત ડામાડોળ રહ્યું હતું.

ત્યાર પછી ઇ. સ. ૧૮૮૫ માં રા. સા. હરગોવિંદદાસ કાંટાવાળાએ પ્રાચીન કાવ્ય ત્રિમાસિકમાં પ્રેમાનંદને નામે હારમાળા પ્રકટ્ કરી, અને પોતાનો તે સંબંધી શો મત છે તે જણાવ્યો; મોટે ભાગે તેમાં કવિ નર્મદાશંકરના જ મતને તેમણે પુષ્ટિ આપી છે. ઉક્ત પુસ્તક ઉપર સને ૧૮૯૫ માં "ગુજરાતી" પત્રમાં અવલોકન લેવાયું હતું, અને તે કાવ્ય પ્રેમાનંદકૃત નથી, પણ કોઇ અન્ય કવિકૃત છે, પછી તે નરસિંહ મેહેતો હોય કે બીજો કોઈ કવિ હોય, એવો અનિર્ણયાત્મક વાદવિવાદ લગભગ ચાર માસ સુધી ચાલ્યો હતો. "ગુજરાતી"માં એ વાદવિવાદ અતિ લાંબો થવા છતાં કોઈ નવીન મુદ્દાઓ બહાર નહીં આવવાથી એ વાદ પ્રકટ થવો બંધ પડ્યો, અને "બુદ્ધિપ્રકાશ"માં કંઇક નવે રૂપે, જેમ હાલમાં પ્રેમાનંદના નાટકના સંબંધમાં એકની એક જ વાદ કરનારી વ્યક્તિ તરફથી કોઈ કોઈ સંજ્ઞાહેઠળ લેખો પ્રકટ થાય છે તેમ, પ્રકટ થયો.

તે ઉપરથી ગુજરાતમાં સર્વમાન્ય થયેલા અને સ્વ૦ રા૦ રા૦ હરિલાલ હર્ષદરાય ધ્રુવે હારમાળાના કર્તૃત્વસંબંધી ચર્ચા કરી, નિઃસંદિગ્ધ નિર્ણય આપ્યો કે, મૂળ હારમાળા નરસિંહ મેહેતાકૃત છે, અને તેમના મતને અમારા પિતાશ્રી મળતા થયા. એ વિદ્વદ્વરે હારમાળા નરસિંહ મેહેતાની જ છે, એમ સિદ્ધ કરી આપનારો લેખ લખી આપવાનું અને હારમાળાની એક સારી આવૃત્તિ સંશોધન કરી પ્રકટ કરવાનું જણાવ્યું હતું. બૃ. કા. દોહન ભાગ ૬ ઠ્ઠામાં તેઓશ્રીએ ૮૯ પદ સુધીનું સંશોધન કરી મોકલાવ્યું, અને તેઓના શોચનીય નિર્વાણ પછી સંશોધનનું અધુરું રહેલું કાર્ય અમારા પિતાશ્રીએ પૂર્ણ કર્યું; પરંતુ ડા૦ ધ્રુવનો છેવટનો અમૂલ્ય અભિપ્રાય શો હતો, તે જાણવાથી આપણે વિમુખ રહ્યા છીએ, એ નિઃશંક સંતાપજનક છે.

ઈ. સ. ૧૯૦૮ માં આ પ્રશ્ન પાછો જુનાગઢનિવાસી રા૦ રા૦ જયસુખરાય પુરુષોત્તમરાય જોષીપૂરાએ પોતાના "નરસિંહ મેહેતાના જીવન તથા કવન"માં વિસ્તારથી મુદ્દાસર ચર્ચ્યો છે, અને રા. બા. કાંટાવાળાની દલીલોનો નિરાસ કરી, નરસિંહ મેહેતાની તરફેણમાં ફેંસલો આપ્યો છે. એમાંના ઘણા વિચારો સાથે આપણે મળતા થઈ શકીએ એમ છે.

ત્યાર બાદ રાજકોટમાં ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ની ત્રીજી બેઠક ભરાઈ, ત્યારે રા૦ હરિરાય ભગવંતરાય બુચે "હારમાળા અને તેનો લેખક" એવો નિબંધ વાંચ્યો હતો, અને તેમાં હારમાળાનો કર્તા પ્રેમાનંદ છે એમ સિદ્ધ કરવાનો નિર્બળ પ્રયત્ન આદર્યો હતો. તેઓએ પોતાની દલીલો માટે મુખ્ય આધાર રા૦ કાંટાવાળાની શોધેલી ભૂલભરેલી હારમાળાની આવૃત્તિ ઉપર રાખ્યો છે. આ લેખ સંબંધમાં શોચ-

નીય તો એ છે કે, તેઓએ કોઈ પણ જાતની સ્વતંત્ર શોધખોળ કરી નથી, અથવા કોઈ નવી પ્રત મેળવી તેનો આધાર આપ્યો નથી; તેમ જ પૂર્વોક્ત સત્ય ઇતિહાસ-પ્રકાશક લેખો વિદ્યમાન હોવા છતાં, તેઓ તે સામગ્રીઓનો વિવેકપૂર્વક ઉપયોગ કરી શકયા નથી. માત્ર કેટલાંક પદોનું અવલોકન કરી, ભૂલભરેલી અનુમાનપરંપરા ચલાવી છે, તેથી એમાં તત્ત્વગ્રાહ કરતાં વાગાડંબર અધિક છે.

રા. બુચનો લેખ વાંચ્યા પછી નાંદોદ તાબે ઝઘડીઆ લાછરસના મેહેતાજી રા૰ રા૦ છગનલાલ વિદ્યારામ રાવળે ૧૯૧૧ના "ગુજરાતી"ના દીવાળીના સાહિત્ય અંકમાં હારમાળાના કર્તા, પ્રેમાનંદની પૂર્વના, પાટણના નાગર કવિ વિશ્વનાથ જાની છે, એમ સિદ્ધ કરવાનો પ્રયાસ કર્યો છે.

આ પ્રમાણે ગુજરાતી સાહિત્યક્ષેત્રમાં સાક્ષરોને વિચારના વમળમાં નાંખનાર "હારમાળા"ના કાવ્યના કર્તૃત્વનો સંક્ષિપ્ત ઇતિહાસ છે. હવે આપણે નવાં પ્રમાણોને આધારે શા નિર્ણયપર આવી શકીએ એમ છીએ, તે વિચારીએ.

**હારમાળાની પ્રતો**

નરસિંહ મેહેતાકૃત પ્રસ્તુત કાવ્યસંગ્રહ છપાતો હતો, તે વખતે અમારા પૂજ્ય પિતાશ્રીના હાથમાં હારમાળાની જૂદી જૂદી જે પ્રતો આવી હતી, તેની વિગત આ પ્રમાણે છે:—

૧ બૃ. કા. દોહન ભાગ ૬ ઠ્ઠામાં છપાયલી તથા આ સંગ્રહના આરંભમાં આપેલી સ્વ. રા. હરિલાલ ધ્રુવની પ્રત (સંપૂર્ણ).

ડા. ધ્રુવે કયા વર્ષની પ્રત ઉપરથી આ કાવ્ય સંશોધ્યું હતું, અને અમારી પાસેની પ્રતમાં કીયું વર્ષ હતું તે જાણવામાં નથી. (તે પ્રત હાલમાં ખોવાયલી છે.)

૨ પ્રાચીન કાવ્ય ત્રિમાસિકમાં છપાયલી રા. રા. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળી પ્રત. આ આવૃત્તિ આઠ જૂદી જૂદી પ્રતોપરથી સંશોધાઇને છપાયલી છે. ઇ. સ. ૧૮૮૫ અંક ૧ (સંપૂર્ણ) એમાં પદ સંખ્યા ૧૬૨ ની છે.

૩ કવિ નર્મદાશંકરના હાથની લખેલી ત્રીજી પ્રત છે. એ પ્રત પ્રેમાનંદની મનાતી જે પ્રત વડોદરાના નૃસિંહાચાર્ય મહારાજ પાસે હતી તે પ્રતની નકલ છે. એ પ્રતને રા. રા. હરગોવિંદદાસ કાંટાવાળાએ પ્રમાણભૂત ગણી હોય એમ લાગે છે, અને એને પ્રત પહેલી માની છે. એમાં પ્રેમાનંદસંકલિત ૧૪૮ પદો છે, અને રા. રા. હરગોવિંદદાસની પ્રેમાનન્દવાળી છાપેલી પ્રતમાં ૧૬૨ પદો હોવાથી ક્યાં ક્યાં ગડબડગોંટાળો થયો છે, તે આ પ્રત વગર કદી સમજી શકાય એમ નથી. એ પ્રત

અમારા હાથમાં હોવાથી એ ગોટાળો સમજી શકાય છે. રા. કાંટાવાળાની તે વખતની સંશોધનની રૂઢિ વિચિત્ર હોવાથી આવો ગોટાળો થયો હોય, એ સ્વાભાવિક છે. કવિ નર્મદાશંકરવાળી પ્રત જોતાં રા. રા. કાંટાવાળાની પ્રતમાં પ્રેમાનન્દનો ક્રમ પણ સચવાયો લાગતો નથી. ત્રિમાસિકની પ્રત પ્રેમાનન્દની રચનાનો ખ્યાલ નથી આપતી. તેમ નરસિંહ મેહેતાની રચના સંબંધી પણ સંશય ઉત્પન્ન કરાવે તેવી છે. રા. રા. હરગોવિંદદાસની પ્રતમાં તથા કવિ નર્મદની પ્રતમાં પ્રેમાનંદે હારમાળાની સંકલના કર્યાનું વર્ષ વિ. સં. ૧૭૩૪ છે, એ ધ્યાનમાં રાખવું આવશ્યક છે.

૪ અમારી પાસે જે પ્રત છે, તેમાં પહેલીમાં નરસિંહ મેહેતાની હારમાળાનાં પદો બધાં મળીને ૨૧૬ ગણાવ્યાં છે, અને એ જ પ્રત ઉપરથી પરિશિષ્ટમાં આપેલાં વધારાનાં પદો દાખલ કર્યાં છે. પ્રત ઘણી શુદ્ધ અને ગુજરાતી અક્ષરે લખેલી છે, પણ તેનાં પ્રથમનાં પાનાં ફાટી ગયાં છે એટલે આરંભ કેમ કરવામાં આવ્યો હશે તે સમજવાને સાધન નથી. પ્રતની પાછળ લખ્યા વર્ષ સંબંધી કશો ઉલ્લેખ નથી, પણ પ્રત જૂના ચીનાઈ ઘાસીઆ કાગળ ઉપર લખાયલી છે, અને કેટલેક સ્થળે અગ્નિદેવનો પણ સ્પર્શ થએલો છે. આ પ્રત ઘણી જૂની હશે, કદાચ પ્રેમાનન્દની પૂર્વેની પણ હોય, પણ એ બાબત કશા ચોક્કસ નિર્ણય ઉપર આવી શકાય તેમ નથી; અને એટલા પદવાળી હજી બીજી કોઈ પ્રત પ્રાપ્ત થઈ નથી.

૫ પ્રત પાંચમી સુરતમાંથી મળેલી છે. એ પ્રતનાં પ્રથમનાં પાનાં ફાટી ગયાં છે; માત્ર પદ ૬૨ થી ૧૪૨ પદો સુધી વંચાય તેવાં છે. એમાં નરસિંહ મેહેતાને જ હારમાળાનો કર્તા ગણ્યો છે. કયા વર્ષમાં એ લખાઈ હશે, તે એમાં આપવામાં આવ્યું નથી. તે પટેલ દયાળ વણારસીની ઉતારેલી છે.

૬ છઠ્ઠી પ્રત રા. રા. સાક્ષરશ્રી તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠીની છે. એ પ્રતમાં હારમાળાનાં માત્ર ૬૬ પદ આપવામાં આવ્યાં છે એટલે અધુરી છે. પ્રત ઘણી જ સુંદર અને જૂની છે. એ પ્રતમાં પ્રેમાનન્દની પૂર્વેના કવિઓનાં સુંદર કાવ્યો આપેલાં છે તેમ જ ભાષા પણ પ્રેમાનંદની પૂર્વના કવિઓની ભાષા જેવી જૂની છે. લેખક ગુરુ પંડિત વછરામસુત ગંગારામ નામનો કોઈ વિદ્વાન્ છે. લખ્યા સાલ વિ. સં. ૧૭૩૧ ની છે, એટલે રા. કાંટાવાળાની પ્રત કરતાં જૂની છે અને રચ્યા સંવત એથી જૂનો હોવો જોઇએ. સ્થળ કડાદરાની આસપાસનું ગામ છે, એટલે વડોદરાની બાહારનું સ્થળ છે, એ પણ સાથેસાથે ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે.

૭ સાતમી પ્રત વિશ્વનાથ જાનીની હારચરિત્રવાળી છે. પુસ્તક ઘણું જીર્ણ અને ચીનાઈ ઘાસીઆ કાગળ ઉપર લખાયલું છે. એ પ્રતમાં હારચરિત્ર, મોસાળાચરિત્રની પછી આપેલું છે. હારચરિત્રનાં વચમાંનાં તથા છેલ્લાં પાનાં ફાટી ગયાં છે. મોસાળાચરિત્રનું રચ્યા વર્ષ વિ. સં. ૧૭૦૮ માં આપ્યું છે એટલે હારચરિત્ર ૧૭૦૮ માં અથવા તે પછી એકાદ બે વર્ષમાં પૂર્ણ કરેલું હોય, એવો સંભવ છે. જેવી જોડણી અને મરોડ પ્રારંભમાં હુંડી અને મોસાળા ચરિત્રમાં છે, તેવી જ જોડણી અને અક્ષરોનો મરોડ હારચરિત્રમાં છે તેથી પણ એમ માનવાનું કારણ મળે છે કે, હારચરિત્ર સંવત ૧૭૦૮ માં અથવા તે પછી એકાદ બે વર્ષમાં લખાયું હશે. વળી આ પ્રતમાં સુધારા કરેલા જણાય છે અને તેનો અક્ષરોનો મરોડ અને જોડણી મૂળના જેવાંજ છે, તેથી તે મૂળ લખનારના જ છે એમ માનવાનું કારણ રહે છે. આપણી પાસે વિશ્વનાથ જાનીના હસ્તાક્ષર નથી, પરંતુ કદાચ કોઈ એવું કહે કે, આ પ્રતના હસ્તાક્ષર વિશ્વનાથ જાનીના હોય અથવા વિશ્વનાથ જાનીએ જે લહીઆ પાસે પ્રત લખાવી તેના હોય અને તેમાં વિશ્વનાથ જાનીએ સુધારો કરાવ્યો હોય તો તેને કંઈ બાધ આવશે નહિ. જાનીના કાવ્યની બીજી પ્રત મેળવવા માટે ઘણી તજવીજ કરવામાં આવી હતી, પણ તેનું કંઈ પરિણામ આવ્યું નથી.

૮-૯ આ બે પ્રતો પણ રા. રા. તનસુખરામની છે. આઠમીમાં પદ સંખ્યા ૮૫ ની છે, અને લખ્યા વર્ષ વિ. સં. ૧૮૧૨ છે; નવમીમાં પદ સંખ્યા ૧૧૬ ની છે, અને લખ્યા વર્ષ વિ. સં. ૧૮૫૩ છે. આઠમીમાં "મેહેતાજીની હારમાળા" અને નવમીમાં "નરસિંહ મેહેતાનો હારસંવાદ" એમ લખેલું છે.

૧૦ દશમી પ્રત રા. રા. અંબાલાલ બુલાખીરામ જાનીની છે. પ્રત ઘણી શુદ્ધ લખાયલી છે, પણ અપૂર્ણ છે. પૂર્ણાહુતિનાં પદો નથી, જો કે અંતે તે સંપૂર્ણ થયાનું લખેલું છે. અન્નાચાર્ય નામના લેખકે નંદરામસુત નિર્ભયરામના પઠનાર્થે નડીયાદમાં જય નામ સંવત્સર ૧૮૩૦ માં લખેલી છે.

૧૧-૧૨ રા. રા. છગનલાલ વિદ્યારામ રાવળની પ્રતો છે. તેમાંની બારમી પ્રત નકામી છે, કારણ તેમાં માત્ર ૨૦ પદો આવેલાં છે તેમજ વચમાંથી અર્ધાં ફાટી ગયલાં છે. પદોમાં નરસિંહ મેહેતાની છાપ છે, અને લેખન ઉપરથી જૂની હોય એમ લાગે છે. પ્રત અગીઆરમીનાં આગલાંપાછલાં પાનાં ફાટી ગયેલાં છે, અને તેમાં પદ ૧૧ થી ૪૦, ૪૫ થી ૬૨, અને ૬૪ થી ૧૦૮ છે. કયા વરસમાં, કયાં લખાયલી, અને લહીઓ કોણ છે, તેનો ખુલાસો મળી શકતો નથી; પણ પ્રત શુદ્ધ છે અને માન્ય રાખવા જેવી છે.

૧૩ આ ખુલાસો લખાતો હતો તે વખતે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના મે. સેક્રેટરી સાહેબ તરફથી સોસાયટીની પ્રત જોવાને મંગાવી હતી તે આવી. એની અંદર કુલ્લે પદ ૧૫૨ છે. એ પ્રત ઉપરથી કાવ્યદોહનમાં કવિ દલપતરામે નરસિંહ મેહેતાની હારમાળાનાં પદો લીધાં હશે એમ લાગે છે. પ્રત જૂની નથી, પણ કોઈ જૂની પ્રત ઉપરથી સોસાયટી માટે ખાસ ઉતરાવેલી હશે. એના અક્ષરો શુદ્ધ છે, અને હાલમાં જેમ કવિતાઓ છપાય છે તેમ કડીબદ્ધ લખાયલી છે. એમાં લખ્યા સાલ આપી નથી, પણ રચ્યા સાલ વિ. સં. ૧૭૧૨ લખી છે, જે ૧૫૧૨ ને બદલે ભૂલમાં લખાયલી હોવી જોઇએ.

૧૪ આ પ્રત સાક્ષરશ્રી રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ તરફથી મળી છે. એ પ્રતની અંદર પ્રારંભનાં બે પદો લખાયલાં નથી, અને કુલ્લે પદ ૧૭૨ છે, અને ત્યાંથી અધુરી છે. એ પ્રત અમારી ચોથી પ્રત સાથે પદક્રમમાં મળતી આવે છે, પણ લેખનશુદ્ધિ તેમાં જળવાયલી નથી. વિ. સં. ૧૮૮૯ માં મેહેતા ત્રિકમરામે લખેલી છે. એ પ્રતનો ઉપયોગ કરવા દેવા માટે એ સાક્ષરશ્રીનો અમે સપ્રેમ ઉપકાર માનીએ છીએ.

આ પ્રમાણે અમારી પાસે બધી મળીને ૧૪ પ્રતો ભેગી થઈ, જેમાં બે સંપૂર્ણ છપાયલી છે, અને માત્ર એકજમાં પ્રેમાનંદનું નામ જોવામાં આવે છે; અને બે પ્રતોમાં લખ્યા સંબંધી આપેલાં વર્ષો પ્રેમાનંદે હારમાળાની સંકલના કરી તે પૂર્વનાં છે. પ્રતો સંબંધી આટલો લાંબો ખુલાસો કરવાનું કારણ તો એ કે, અત્યાર સુધીમાં તે સંબંધી પૂરતી માહિતીના અભાવે ઘણી ગેરસમજુતીઓ ઉભી થતી અટકાવવી. આ સંગ્રહિત પ્રતોમાં લખ્યા વર્ષ સંબંધી જે ખુલાસો મળ્યો છે, તે હારમાળાના કર્તૃત્વ સંબંધી નિર્ણય આપવાને ઘણી સહાય આપી શકે તેમ છે.

હવે આપણે જૂદા જૂદા વિદ્વાનો તરફથી હારમાળા પ્રેમાનંદકૃત છે, કે નરસિંહ મેહેતા કૃત છે, તે બાબત જે જે મતો ઉચ્ચરાયાં છે તે જોઇએ. પ્રથમ કવિ નર્મદાશંકરે હારમાળા પ્રેમાનંદકૃત છે, તેના સમર્થનમાં નીચે પ્રમાણેની દલીલો કરેલી છે:—

**કવિ નર્મદાશંકરનું મત**

"હારમાળાના ગ્રંથ વિષે કેટલાક કહે છે કે તે નરસિંહ મેહેતાનો છે, ને કવિ દલપતરામ તે ગ્રંથની ગણના નરસિંહના ગ્રંથોમાં કરે છે. મેં હારમાળાની ચાર પાંચ પ્રત ભેગી કરી વાંચી જોઈ છે, તે ઉપરથી નરસિંહ મેહેતાની તો તે નથીજ લાગતી.

૧ નરસિંહ મેહેતો ગરીબ ભક્ત, જેના ઉપર નાત ને ગામ ઉલટેલું, તે શું સામાવાળા સમર્થ મંડળિક અને તેના પક્ષના સંન્યાસીઓને હારમાં લખેલા નઠારા તુચ્છકારના શબ્દ કહે, ને તે રાજા અને સંન્યાસીઓ સાંભળ્યા કરે? રાજાને તુચ્છકારથી ઉપદેશવાની કોની હિંમત ચાલે? ને ભલો નરસિંહ કેમ બોલે? માટે કોઈ ત્રિજા સખ્સે પદો લખેલાં, પણ છેલ્લે ભણે નરસૈંયો એમ આવે છે તેથી અને નરસિંહ મેહેતા સંબંધી વાત છે તેથી કેટલાક એમ સમજે છે કે, તે નરસિંહ મેહેતાનાં રચેલાં; પણ એનો અર્થ આમ હોવો જોઇએ કે કોઈ કવિ કહે છે કે એ પ્રમાણે "નરસિંહ ભણે" એટલે નરસિંહ તે વખતે ભણતો હતો અથવા નરસિંહે ભણ્યું.

૨ ભક્તજન પોતાની બડાઈ પોતાને મોઢે ન કરે.

૩ તૃતીય પુરુષમાં વાત લખેલી છે. હવે નરસિંહની પોતાની વાત હોય તો પ્રથમ પુરુષમાં કાં ન કરે?

૪ ભાષા પણ નરસિંહ મેહેતાના જેવી નથી.

**कविनी दलीलोनुं उत्तर**

હારમાળાની વસ્તુ શી છે તે જાણીતી હોવાથી અત્રે તેનું પિષ્ટપેષણ કરવું, એ યોગ્ય નથી. હારમાળાના સંગ્રહને સૂક્ષ્મ રીતે વાંચતાં વાચકને એમ માલમ પડ્યા વગર નહિ રહે કે નરસિંહ મેહેતાને કનડવામાં નાગરોએ કંઈ કચાસ રાખી નહોતી, તેમ છતાં નરસિંહને શ્રીકૃષ્ણ દામોદરની સાક્ષાત્ સહાય હોવાથી તેઓ ઘણી વાર પાછા પડ્યા હતા.

જગતને તૃણવત્ માનનારો નિઃસ્પૃહી અટલ ભક્ત, સામાવાળો રાજા હોય કે ગમે તેવા વિદ્વાન્ અને સંન્યાસીઓ હોય તોપણ તેની પરવા કસોટીસમયે શાની રાખે? જેમ સામાવાળાને બોલવાની છૂટ હતી, તેમ નરસિંહ પણ છૂટ લેતો હતો, અને વાદવિવાદમાં આઘાતપ્રત્યાઘાત સભામાં સરખોજ થતો હતો. વાદવિવાદમાં ઉતર્યા પછી નરસિંહ મેહેતાને કસોટી વખતે કોઇની પણ શરમ રાખવાની હતી નહિ; એણે સભામાં પ્રતિપક્ષી સાધુસંન્યાસીઓને જે ઉત્તરપ્રત્યુત્તરો આપ્યા છે તે યોગ્ય જ છે. વળી એ પણ સ્મરણમાં રાખવાનું છે, કે રાજા મંડળિકની માતા વૈષ્ણવ હતી, તેમજ તે નરસિંહ મેહેતાને ઘણી અનુકૂળ હતી.

'જે નરસિંહ ભણે' એનો અર્થ એવો જ સ્વીકારવામાં આવે કે, એ તો અન્ય કવિજનનાં વચન નરસિંહને મુખે કહેવડાવેલાં છે, તો હારમાળામાં જે પદો આવ્યાં છે તે

સિવાયનાં નરસિંહ મેહેતાનાં તેવાં જ અન્ય વિષયનાં અનેક પદો છે, તેને માટે શું સમજવું? શું તે પણ નરસિંહ મેહેતાનાં ન જ ગણવાં?

સ્તુતિનાં પદો એણે શિઘ્રતાથી ત્યાં ને ત્યાં રચ્યાં હશે, અને પછી પોતાના પ્રસંગનું વર્ણન એણે ઘેર આવ્યા પછી સ્વસ્થપણે કર્યું હશે, એવો પૂર્ણ સંભવ છે. સામાવાળા રાજા અને સંન્યાસીઓ વગેરે કંઈ કવિતામાં પ્રશ્નોત્તર કરતા નહિ હશે, અને વાદવિવાદ પણ કવિતામાં ચાલ્યો નહિ હશે, પરંતુ સ્તુતિનાં પદો તો નરસિંહે કવિતામાં જ તત્કાલ કર્યાં હોવાં જોઇએ. શ્રીકૃષ્ણે એને ક્યાંકયાં સહાય કરી છે, તે સંબંધે એણે "શામળશાહનો વિવાહ," "મા'મેરુ," "હુંડી" વગેરે પ્રસંગોનું રસમય વર્ણન કર્યું છે, એ તો જગપ્રસિદ્ધ છે, તો પછી હારસમાનાં પદો પણ નરસિંહ મેહેતે રચ્યાં, એ સંબંધી શંકા લઈ જવાનું કારણ નથી. આ ગ્રંથના પૃ. ૫૬૨ ઉપર આદ્ય સંગ્રહકર્તાએ જે નોટ કરી છે તેમાં લખ્યું છે કે, "હારનો પ્રસંગ નરસિંહ મેહેતાના જીવનમાં એક અતિ મહત્વનો અને ઈશ્વરના અસ્તિત્વના પૂરાવાનો અપૂર્વ પ્રસંગ છે, અને ભક્ત કવિરાજને પોતાના સંબંધમાં બનેલા એ પ્રસંગને શ્રીહરિના ગુણ ગાવાની તથા ભકતોને દૃઢ વિશ્વાસ આવે તેટલા માટે તે પ્રસંગને ભવિષ્યની પ્રજામાં ચિરંજીવ રાખવાની ઇચ્છા થાય ને તત્સંબંધી કાવ્ય રચ્યું હોય તો તે છેક જ અસંભવિત નથી; કારણ તેમણે પોતાના સંબંધમાં અન્ય ચરિત્રો અને પ્રસંગોનાં પદો રચેલાં જણાય છે, અને તે કંઈ આજકાલના મનુષ્યો પેરે બડાઈ મારવાને નહિ, પણ પરમેશ્વરનો મહિમા વધારવા માટે જ. નિષ્કામ વ્રતસ્થ ભક્ત અહંભાવ રહિત જ છે. ભકતોના ચારિત્ર્યની કસોટી વીશમી સદીના વિષમ–વિલક્ષણ–વિચિત્ર નેત્રથી થવી નહિં જોઇએ, પણ ભક્તના અંતરમાં ઉતરવાથી, ભક્તરૂપ બનવાથી જ થઈ શકશે." વળી ભકતોના મગજમાં પણ એવી પ્રબળ ખુમારી હોય છે, કે ભક્તાધીન પ્રભુને ભક્ત જ ઠેકાણે લાવી શકે છે; અને તે કારણે તે પોતાના પ્રિયતમ ઇષ્ટ પ્રભુને મેણાં ટોણાં મારતાં લવલેશ કચવાતો નથી. અનેક ભાષા કવિઓનાં એમની વિષમ સ્થિતિમાં રચાયલાં પદો જોવાથી આની ખાત્રી થશે જ.

નરસિંહ મેહેતાના સંબંધમાં "પુરુષ" સંબંધી જે ગડબડાધ્યાય જોવામાં આવે છે, તેનું કારણ તો એ છે કે, એ કાવ્ય અતિ લોકપ્રિય બનવાથી ઘણા મનુષ્યોના હાથમાંથી લખાઇને પસાર થયેલું છે, અને તેઓએ બહુધા એ ગોટાળો વાળેલો લાગે છે. વળી ઘણાં ખરાં પદોમાં નરસિંહ મેહેતાએ મોટે ભાગે પોતાને માટે પહેલો પુરુષ જ વાપરેલો છે, કોઈ કોઈ પ્રસંગે ત્રીજા પુરુષમાં જે લખાયું છે, તેનું સમાધાન

માત્ર આ રીતે થઈ શકે કે, કવિજન પોતાપર આત્મશ્લાઘાનો ઘણો દોષ કદાચ આવી પડે, ત્યારે પોતાને ત્રીજા પુરુષમાં ઉદ્દેશીને સામાન્ય રીતે બોલે છે, અને તે નિયમને અનુસરીને નરસિંહ મેહેતે પણ કર્યું છે. એવી રીતિ સ્વાભાવિક જ હોવાથી પુરુષભેદનો પ્રયોગ શંકા લેવા યોગ્ય નથી. આનાં ઉદાહરણો આ કાવ્યસંગ્રહમાંથી ઘણાં મળી શકશે. "ધાઈ ચર્ણે નમ્યા, વહેવાઈ મન ગમ્યા, નરસિંહ મેહેતો દિઠા સિદ્ધ સરખા" (શામળશાહનો વિવાહ પદ ૨૭ મું). શામળશાહના વિવાહમાં તેમ જ કુંવરબાઇના મામેરામાં તથા સુરતસંગ્રામ વગેરે કાવ્યોમાં કવિ કેટલીક વાર પોતાને માટે પ્રથમ પુરુષ વાપરે છે, અને કેટલીક વાર ત્રીજો પુરુષ પણ વાપરે છે; શું તે ઉપરથી આપણે એ સુંદર કાવ્યોનું કર્તૃત્વ નરસિંહ મેહેતા પાસેથી છીનવી લઈ શકશું?

**रा. रा. कांटावाळानी मुख्य दलीलो अने तेनो परिहार**

રા. રા. હરગોવિંદદાસ કાંટાવાળા હારમાળા પ્રેમાનંદની છે, એને માટે જે લેખિત પૂરાવો રજુ કરે છે, તે પ્રેમાનંદપુત્ર વલ્લભરામનો છે. "ગુજરાતી"ના અવલોકનકારને ઉત્તર આપતાં રાજેશ્રી લખે છે કે "જેને મેં મુખ્ય પૂરાવો માન્યો છે તે પ્રેમાનંદના પુત્ર વલ્લભરામ તરફનો છે, છતાં આપે તેને પ્રેમાનંદના એક વારસ"માં ગણ્યો છે. પ્રેમાનંદસુત વલ્લભરામ જાતે કવિ હતો; તેણે પ્રેમાનંદનું ચરિત્ર એક પુસ્તકના આકારમાં પદ્યબંધ આપેલું છે. તેની અંદર એક ઠેકાણે તેણે જણાવ્યું છે કેઃ—

**"આખ્યાયિકા અવનીમાં ઉડતી રે, તેનો સંગ્રહ કરિયો;**
"બાધ ન લાગે કોઈ ધર્મને રે, ભરિયો શાંત રસે જેવો દરિયો.
**"હારમાળા તેનું નામ ધરિયું રે, પણ નહિ માળા પુરી;**
"ચોરાશી પદે ચોરાશી કોટી રે, જીવ ઉધારવા **માળા અધુરી.**
"વ્યાસ વશિષ્ટ વાલ્મિકિ રે, કહીએ કાળીદાસ જેવા કવિ;
"નામ વિણ તેના ગ્રન્થો રે, ન ગુપ્ત રે' જ્યમ રેણુમાં રવિ.
"તેવાં પ્રાકૃતે ત્રય આખ્યાન છે રે, જેમાં, કર્તાનું નહિ નામ;
"તૃણમાં વન્હિ રહે જો છાનો રે, તો અન્ય નામે મહતનાં કામ.
"રચનારે નામ ધર્યું નહિ તેમાં રે, તો કયમ હું ડાહ્યો થાઉં;
"પણ પરમાનંદ વાણીમાં ઉપજે રે, તેથી પોતાને સમજાવું.
"વર્ણે રસનાં કુંડાં જેમાં રે, શબ્દે સરોવર કહિયે;
"પાદ રચનામાં પયોધિ રસનો રે, તે કયાં ઢાંકી રહિયે.
"જેની વાણીને જેની વાણી કેરી રે, ઉપમા તો અપાય;
"(જે) સાક્ષાત કૃષ્ણનો નંદન થયો રે, તે છુપાયો કંઈ છુપાય."

આથી વધારે પૂરાવો બીજો શો જોઇએ? ("ગુજરાતી" ૧૮૮૫ જુન).

રા. હરગોવિંદદાસે ભેગી કરેલી આઠ પ્રતોમાંની સાત પ્રતોમાં પ્રેમાનંદની છાપ નહતી, પણ પ્રેમાનંદના એક વંશજ પાસેથી મળેલી ૮૪ પદવાળી પ્રતમાં તેનું નામ હતું કે નહતું તે, અને પ્રત સંબંધી બીજી જાણવાજોગ વિગતો એમણે જણાવવાની કૃપા કરી નથી. આટલાજ ઉપરથી તેઓ હારમાળાનું કર્તૃત્વ પ્રેમાનંદને સોંપવાના નહતા, પણ પ્રેમાનંદના પુત્ર વલ્લભરામના કહેવાથી પ્રેમાનંદ હારમાળાનો કર્તા છે, એમ તેમણે કબૂલ કર્યું છે. વલ્લભરામે શું કહ્યું છે તે ઉપર જણાવ્યું છે. તેમાં પૂર્વેની આખ્યાયિકા ઉપરથી પ્રેમાનંદે લખેલી હારમાળા એના રચેલાં છાપ વગરનાં ત્રણ કાવ્યો પૈકી એક છે, એવો ફલિતાર્થ રા. રા. કાંટાવાળાએ કાઢ્યો છે. પોતાની પાસે વલ્લભરામકૃત પ્રેમાનંદ ચરિત્ર હોવા છતાં પ્રેમાનંદના ત્રણ નનામી કાવ્યો કીયાં, તે જણાવવાનો શ્રમ પોતાના પ્રાચીન વિચારાનુસાર લીધો નથી અથવા વાણિયાસાઈ બાંધી મુઠ્ઠી રાખવાનું તેમનું કારણ અકલિત છે. પણ વલ્લભના કથન ઉપરથી ઉલટું અનુમાન કાઢી, જે હારમાળાને રા. હરગોવિંદદાસ નનામી કહે છે તેજ હારમાળાની તેમણે જે પ્રત પ્રકટ કીધી છે, તેમાં તો ઠેરઠેર પ્રેમાનંદનું નામ આવે છે; કવિ નર્મદાશંકરની જે પ્રત અમારી પાસે છે તેમાં, અને નવલરામભાઇએ જે પ્રત જોઇને હારમાળાના કર્તૃત્વનો અભિપ્રાય આપ્યો છે તેમાં પણ, અને શ્રીમાન્ નૃસિંહાચાર્ય પાસેથી મળેલી પ્રતમાં પ્રેમાનંદનું નામ અનેક સ્થળે જણાય છે, એટલે એ બેના વિરોધનો પરિહાર રા. બા. કાંટાવાળા કેવી રીતે કરશે?

રા. હરગોવિંદદાસને એક ખોટું અનુમાન ટકાવવાને કેટલો તર્ક દોડાવવો પડે છે, તે સાહિત્યના ઇતિહાસમાં નોંધ કરવા જેવું છે. વલ્લભના લખાણ ઉપરથી પ્રેમાનંદે પોતાનું નામ આપ્યા વગર એટલે કે નનામે હારમાળા રચી એટલું સ્વીકારી, અર્થાત્ હારમાળાનું કર્તૃત્વ જે સાધ્ય છે, તે પ્રેમાનંદને અર્પી, "નરસિંહ મેહેતા જેવા ભક્ત કવિને નામે ગવાયાથી હારમાળાની સારી અસર થશે, એવા સ્તુતિપાત્ર હેતુથી કવિ પ્રેમાનંદે તેમાં પોતાનું નામ નહિ આપવામાં દીર્ઘ દૃષ્ટિ કરી છે," ("ગુજરાતી" ૯-૧૬-ઑગષ્ટ ૧૮૮૫) એવી દીર્ઘ કલ્પના, પ્રેમાનંદે હારમાળા નનામે શા કારણે લખી તે જણાવતાં રા. કાંટાવાળાએ કરી છે. પણ એ સ્તુતિપાત્ર હેતુ તો તેના દીકરા વલ્લભે થોડા જ વખતમાં પ્રેમાનંદના જીવનચરિત્રમાં 'મારા બાપે હારમાળા નનામે રચી છે' એવું જાહેર કરી ઉંધો વાળ્યો છે એટલું જ નહિ, પણ આશ્ચર્યકારક એ છે કે, પ્રેમાનંદે નામ સહિત હારમાળા લખ્યાની જે વાત વલ્લભરામે ન જાણી, તે વાત રા. હરગોવિંદદાસ આટલે લાંબે વખતે પ્રેમાનંદની છાપવાળી પ્રત મેળવી જાણવાને શક્તિમાન્ થયા.

વળી નનામે હારમાળા રચ્યાની વાતને ટેકવવાને રા. હરગોવિંદદાસ એક નવો તર્કનો ઘોડો એ દોડાવે છે, કે પ્રેમાનંદના કાવ્યમાં કોઇએ (તે કોણ?) પ્રેમાનંદનું નામ ઘૂસાડી દઈ કવિને અન્યાય આપ્યો છે!! આની વિરુદ્ધ એમ પણ પ્રતિ અનુમાન કેમ ન કરી શકાય, કે નરસિંહની હારમાળામાં કોઇએ પ્રેમાનંદનું નામ ઘૂસાડી દીધું છે? નરસિંહના નામની અનેક પ્રત મળતાં આ અનુમાન વિશેષ સહજ અને સબળ નથી?

વળી વલ્લભ જણાવે છે કે, પ્રેમાનંદની હારમાળાનું પૂર ૮૪ પદનું છે, અને ૮૪નો આંકડો ૮૪ ફેરા અને ૮૪ કોટિ સાથે બેસતો આવવાથી તેપર શ્લેષ કર્યો છે; ત્યારે રા. હરગોવિંદદાસની પ્રેમાનંદની છાપની પ્રતમાં પદ સંખ્યા ૧૬૨ ની છે એટલે કે લગભગ તેટલો જ પ્રક્ષિપ્ત ભાગ છે, અને અમારી પાસે કવિ નર્મદવાળી હારમાળાની જે પ્રત છે, તેમાં પ્રેમાનંદે ૧૪૮ પદ રચ્યાનું જણાવેલું છે. બાપ એક વાત જણાવે છે અને બેટો બીજી જ વાત કહે છે, તો સાચું કોણ? રા. તનસુખરામની ૮૫ પદવાળી હારમાળામાં તેમ જ અન્ય વિશ્વાસપાત્ર પ્રતોમાં સર્વ સ્થળે નરસિંહ મેહેતાનું નામ પ્રકટ રીતે જણાય છે, અને તેમાં પ્રેમાનંદની કોઈ પણ પ્રકારની છાપ જણાતી નથી. આ પરસ્પર વિરોધ દર્શાવતા પ્રત્યક્ષ પૂરાવા ઉપરથી એવું સિદ્ધ થવા જાય છે કે, હારમાળા રચ્યા સંબંધે વલ્લભના કથન ઉપરથી રા. કાંટાવાળાએ કાઢેલાં અનુમાનો નિરાધાર છે.

રા. હરગોવિંદદાસે એક ત્રીજો તર્કનો ઘોડો એવો દોડાવ્યો છે, કે હારમાળા એ ધર્મનો ગ્રંથ છે, અને "કવિતાનું રહસ્ય પોતાનું નામ આપવાથી કમી થશે એમ તેમને લાગ્યું હશે" માટે હારમાળામાં પ્રેમાનંદે પોતાનું નામ છૂપાવ્યું છે! જ્યારે ઓખાહરણમાં, નળાખ્યાનમાં, દશમસ્કંધમાં, સુદામાચરિત્રમાં, અને વિશેષે નરસિંહ મેહેતા સંબંધી પ્રેમાનંદકૃત જે કાવ્યો અત્યાર સૂધીમાં પ્રસિદ્ધ થયાં છે તે શ્રાદ્ધ, મામેરું, અને હુંડી વગેરે ધાર્મિક ગ્રન્થોમાં પ્રેમાનંદને પોતાનું નામ તે તે ગ્રન્થના રચનાર તરીકે આપતાં શરમ ન લાગી, તેમ જ પ્રેમાનન્દનું નામ હોવા છતાંયે તે કાવ્યોનું રહસ્ય કમી થયું નહિ, ત્યારે હારમાળાના ધર્મગ્રન્થમાં નામ મૂકતાં શરમ લાગે ને તેથી રહસ્ય કમી થાય, એ કેવું વિચિત્ર અનુમાન! એટલું જ નહિ, પણ શામળશાહનો મોટો વિવાહ કે જે મુખ્ય રીતે નાગરોની મશ્કરી કરવાના ખાસ ઉદ્દેશથી લખાયલો છે એમ તેમના તરફથી હમણાં કહેવામાં આવે છે, અને જે કાવ્ય સંબંધી એમ કહી પણ શકાય કે, કદાચ એણે એ નનામે લખ્યું હોય, તો તે પણ પ્રેમાનંદે પોતાને નામે જ રચ્યું છે એમ જ્યારે પ્રકટપણે જણાવવામાં આવે છે, ત્યારે હારમાળા જ તે નનામે શામાટે રચે, તેનું કારણ કલ્પી શકાતું નથી. ખરી વાત તો

એ જ છે, કે પ્રેમાનંદે નરસિંહ મેહેતાના સંબંધમાં બનેલા મુખ્યમુખ્ય પ્રસંગોનાં કાવ્યો પોતાને નામે જ પ્રસિદ્ધ રચેલાં છે, અને હારમાળાની સંકલના નરસિંહ મેહેતાનાં મૂળ પદો ઉપરથી ૧૪૮ પદોમાં કરી હોય, એ વાત જ માનવા જેવી છે.

**प्रेमानंदनो स्वीकार**

રા. હરગોવિંદદાસના સાહિત્યજીવનનું સાર્થક 'યેનકે ન પ્રકારેણ' પ્રેમાનંદનાં યશોગાન ગાવામાં છે. આપણે તેને માટે વાંધો કહાડી શકીશું નહિ. બોસ્વેલની કીર્તિ જોનસનનું જીવનવૃત્ત લખવાથી થઈ છે, તો અન્ય પણ તે પ્રમાણે શા માટે ન કરે? રા. હરગોવિંદદાસને પ્રેમાનંદનો પક્ષપાત છે, એટલે તેઓ પોતાના મતને અનુકૂળ પડતું સ્વીકારે તો તે સ્વાભાવિક જ છે. પ્રેમાનંદને હારમાળાનાં કર્તૃત્વપદે સ્થાપવામાં પ્રેમાનંદના નામ વિનાની હારમાળાની ઘણી પ્રતોનો સંયોગ આડે આવતો હતો, એટલે તેઓએ વલ્લભકૃત પ્રેમાનંદચરિતમાંથી નામ વગર પ્રેમાનંદે કોઈ ગ્રન્થો રચ્યા હોય તો તેમાં હારમાળા આવે છે કે કેમ તેટલુંજ શોધ્યું, અને નામ વગર ગ્રન્થ લખવાને કોઇને કેવું કારણ હોઈ શકે, તેનું અનુમાન બાંધી તે કારણનું આરોપણ પ્રેમાનંદપર કર્યું. કર્તાનું નામ નહિ એવાં પ્રેમાનન્દનાં ત્રણ આખ્યાન ક્યાંક્યાં છે તે વલ્લભે સ્પષ્ટ જણાવેલું નથી, પછી 'હારમાળા' પ્રેમાનંદના રચેલા ત્રણ નનામી ગ્રન્થોમાં છે એમ માનવાનું શું કારણ? શું ગુજરાતમાં જે નામ વગરનાં ગ્રન્થ મળી આવે તે પ્રેમાનંદના જ સમજવા? વળી 'હારમાળા'ના સંગ્રહ સંબંધી વલ્લભે પોતે ચાર લીટી લખી તો શું એ કાવ્ય છાપ વગર પ્રેમાનંદે રચ્યું છે, એમ કહેવામાં કંઈ એને હરકત હતી ખરી? પ્રેમાનંદ સાથે વલ્લભે પણ કાવ્યરચનામાં ભાગ લીધો હતો, તો પછી પ્રેમાનંદે નામ સાથે ૧૪૮ પદની હારમાળા રચી છે કે નનામે ૮૪ પદની હારમાળા રચી છે, તે પોતાના દીર્ઘ સમાગમ પછી પણ તે શું નહિ જાણી શક્યો?

મનમાં ધારેલું સિદ્ધ કરવાને બદલે લાંબાં અને આડાં અનુમાનો કરવા પૂર્વે 'હારમાળા' સંબંધે વલ્લભે પ્રેમાનંદચરિતમાં જે લખ્યું છે, તેનાપર જ વિચાર કરવો યોગ્ય છે. વલ્લભના શબ્દો આ પ્રમાણે છેઃ—

"**આખ્યાયિકા અવનિમાં ઉડતી રે, તેનો સંગ્રહ કરિયો;**
" બાધ ન લાગે કોઈ ધર્મને રે, ભરિયો શાંત રસે જેવો દરિયો.
" **હારમાળા** તેનું નામ ધરિયું રે, **પણ નહિ માળા પૂરી;**
" ચોરાશી પદે ચોરાશી કોટિ રે, જીવ ઉધારવા **માળા અધુરી.**"

આ પછીની જે કડીઓ છે તે જે ત્રણ આખ્યાનો છાપ વગર પ્રેમાનંદે રચ્યાનું વલ્લભ કહે છે અને જેનાં નામો પિતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા માટે વલ્લભે આપ્યાં જ

નથી, તેને ઉદ્દેશીને હોવાથી તેપર વિચાર કરવાની જરૂર નથી. વલ્લભ અત્રે સ્પષ્ટ કહે છે કે, અવનીમાં નરસિંહ મેહેતા સંબંધી જે આખ્યાયિકા ઉડતી હતી "તેનો સંગ્રહ કરિયો" અને "હારમાળા તેનું નામ ધરિયું." એ સંગ્રહ પૂર્ણ નહતો અને લોકમાન્યતા પ્રમાણે માળાના ૧૦૮ મણકા હોવા જોઇએ તેથી વલ્લભે અધુરી રહેલી જણાવી છે, એટલું જ નહિ પણ કવિઓની રીતિ પ્રમાણે સંગ્રહની સંખ્યા ૮૪ હોવાથી સંખ્યાને જીવને ફરવાની ચોરાશી કોટિ ચોરાસી અવતારની સાથે ઘટાવવા પ્રયાસ કર્યો છે. પ્રેમાનંદે પુસ્તકનું નામ શું રાખ્યું, તે પણ વલ્લભે સ્પષ્ટ જણાવ્યું છે તો એ જ પુસ્તક તેની છાપ વગરનું છે તેટલું સ્પષ્ટ ન કહેવાનું કંઈ કારણ કલ્પી શકાતું નથી.

અત્રે કદાચ શંકા ઉઠાવવામાં આવે કે "આખ્યાયિકા અવનિમાં ઉડતી" તે ગદ્યમાં કે ઉદ્યમાં ? આનું ઉત્તર એક જ છે કે પદ્યમાં. નરસિંહ મેહેતાકૃત હારસમાનાં પદોમાં નરસિંહ મેહેતાની જે આખ્યાયિકા ઉડતી તે; એ પ્રસંગે જે પ્રશ્નોત્તર થયલાં અને જે પદો નરસિંહ મેહેતાએ ગાયલાં, તે પદોનો પ્રેમાનંદે "સંગ્રહ કરિયો," તેની વ્યવસ્થા કરી તેનું નામ 'હારમાળા' રાખ્યું. અર્થાત્ પ્રેમાનંદે હારસમાનો ઇતિહાસ સાંભળી હારમાળાનું કાવ્ય નવીન ઉપજાવી કહાડ્યું નથી, પણ નરસિંહ મેહેતાકૃત પદોનો સંગ્રહ કરી તેનું નામ 'હારમાળા' રાખ્યું.

સત્ય વસ્તુસ્થિતિ તો પ્રેમાનંદ પોતે સ્વમુખે કબુલ કરે છે તેમ જ છે. હારમાળા પ્રેમાનંદકૃત નથી એમ માનવાને વિશેષ પૂરાવો એ છે કે, પ્રેમાનંદના સગાના ઘરમાંથી મળી આવેલી ૮૪ પદ વાળી પ્રત જે રા. હરગોવિંદદાસના જણાવ્યા પ્રમાણે સહુથી વધારે વિશ્વાસ લાયક છે, તેમાંના એક પદમાં હારમાળા કેમ હસ્તીમાં આવી, તેના સંબંધમાં કવિ પોતે જણાવે છે કે—

> "એ ભક્ત મહિમા સંક્ષેપે વર્ણવ્યો, જથા મતિ અનુસારજી;
> પૂર્વે જે જે કવિજન વૈષ્ણવે, કહ્યાં ચરિત્ર ઉદારજી.
> તે સઘળાંનો જોડ કરીને, બાંધ્યું શુભ આખ્યાનજી;
> જે જે પરિચા પ્રસિદ્ધ ભૂતળમાં, તે લખ્યું વ્યાખ્યાનજી.
> મેહેતાનો જશ અતિ અગાધ છે, કહી શકે ન કવિ કોડજી. ઇત્યાદિ.

એટલે આગળ થઈ ગયેલા જે જે વૈષ્ણવ કવિજનોએ ભક્ત નરસિંહનાં ઉદાર ચરિત્ર પદબંધ કહ્યાં, તે સઘળાં પદોનો, વિચારોનો અને પરિચાનો અને નરસિંહ મેહેતાનાં બનાવેલાં પદોનો જોડ કરીને આ શુભ આખ્યાન મેં (પ્રેમાનંદે) બાંધ્યું છે, એવો અર્થ હારમાળાની તેની કરેલી ગુંથણી જોતાં લાગે છે. આ ઉપરથી એમ

સિદ્ધ થવા જાય છે, કે એ ગ્રંથ પ્રેમાનંદનો રચેલો નથી. આવી જ સ્થિતિમાં વલ્લભના કહેવા પ્રમાણે તેણે હારમાળાને નામ ન આપ્યું હોય તો તે સંભવિત છે.

પ્રેમાનંદે હારમાળાની સંકલના વિ. સં. ૧૭૩૪ માં કીધી. જો હારમાળા પ્રેમાનંદની કવિત્વશક્તિનું અને લોકકથાનુવાદ ઉપરથી કલ્પનાશક્તિનું જ પરિણામ હોય, તો એણે જ્યારે હારમાળા બનાવી, એટલે વિ. સં. ૧૭૩૪ માં રચી, તે પૂર્વેની કોઈ પ્રતમાં હારમાળા વિષે કશો પણ ઉલ્લેખ આવવો જોઈએ નહિ; તેમ જ વિ. સં. ૧૭૩૪ પછીની પણ જે જે પ્રતો મળે, તેમાં પ્રેમાનંદનું જ નામ રચનાર તરીકે સર્વત્ર આવવું જ જોઈએ; તેમ જ વળી વલ્લભના કથનનો અર્થ એમ જ કાઢવામાં આવે કે, પ્રેમાનંદે હારમાળા જ નનામે લખી છે, તો પછી પ્રેમાનંદના નામ સાથની પ્રત પણ મળવી નહીં જોઈએ; અથવા નનામી હારમાળામાં પ્રેમાનંદનું નામ જોડી દેનાર અને વલ્લભે કહેલી પદ સંખ્યામાં વધારો કરી પ્રેમાનંદને નામે પૂર્ણાહુતિ કરનાર કોણ તે જણાવવું જોઈએ. પણ આ બાબતમાં કોઈ પણ જાતનો સ્પષ્ટ ખુલાસો રા. રા. હરગોવિંદદાસ તરફથી આપવામાં આવ્યો હોય, એમ લાગતું નથી.

**हारमाळा उभयकवि संकलित छे**

વિશ્વનાથ જાનીએ પોતાના કાવ્યમાં નરસિંહ મેહેતાનાં ઘણાં અસલ પદો ઉતાર્યાં છે, અને જ્યાં જ્યાં એણે એમ કર્યું છે, ત્યાં ત્યાં પોતાનો ભક્તિભાવ ભક્ત કવિરાજ પ્રત્યે દર્શાવવા "પદ શ્રીમુખનું" એમ સ્પષ્ટ લખ્યું છે. હારચરિત્ર આદ્ય સંગ્રહકર્તાને ખંડિત દશામાં પ્રાપ્ત થયું છે, એટલે તેમાં જાનીની સ્વકૃતિ કેટલી અને નરસિંહની કેટલી છે, તે કળી શકાતું નથી, પણ મોસાળાચરિત્રમાં તેણે જે પદ્ધતિ સ્વીકારી કેટલાંક પદોમાં નરસિંહ મેહેતાનું કર્તૃત્વ સ્વીકાર્યું છે, તે પ્રમાણે હારચરિત્રના સંબંધમાં પણ કર્યું હશે, એમ અનુમાન કરવાને સબળ કારણ મળે છે. આ સર્વ કારણોનો એકી સાથે વિચાર કરતાં વિશ્વનાથ જાની અને પ્રેમાનંદ બન્ને કવિએ નરસિંહની મૂળ જ્યોતિમાંથી જ પોતાના દીપકો પ્રકટાવ્યા, એવું સબળ અનુમાન નીકળી શકે છે.

વિશ્વનાથ જાની અને પ્રેમાનંદે તો માત્ર પોતાની મરજી મુજબ સંકલનાઓ કરી છે. વિશ્વનાથ જાનીએ "હારચરિત્ર"ની ગુંથણી, "મોસાળાચરિત્ર" પછી એટલે વિ. સં. ૧૭૦૮ પછી બે વરસે પૂરી હશે એમ લાગે છે, અને પ્રેમાનંદે ૧૭૩૪ માં સંકલના કીધી છે.

જો હારમાળાની મૂળ રચના પ્રેમાનંદની જ હોય તો પ્રેમાનંદની છાપની જે પ્રત મળી આવે છે, તેમાં દર્શાવેલાં પદો કરતાં વધારે પદો કોઈ પ્રતમાં મળવાં જોઈએ નહિ.

વસ્તુસ્થિતિ તેમ નથી. પ્રેમાનંદની પૂર્વેની એટલે વિ. સં. ૧૭૩૪ ના વર્ષમાં એણે હારમાળા ગુંથી તે પૂર્વેની અને તે પછીની અનેક પ્રતો મળી આવે છે અને તેમાંની કેટલીકની રચના પ્રેમાનંદની હારમાળા કરતાં પણ વિશેષ સુંદર છે. તેની અંદર ભીમ વગેરે સાથે ચાલેલા વાદવિવાદનાં ઘણાં પદો છે, અને તે પ્રસ્તુતસંગ્રહના પરિશિષ્ટમાં આપેલાં છે. એ સર્વ પદોના કર્તૃત્વનો ખુલાસો હારમાળા પ્રેમાનંદકૃત જ છે, એવું પૂરવાર કરનાર કેવી રીતે કરી શકશે?

ઉપર જે લખવામાં આવ્યું છે, તે ઉપરથી સહજ એ પ્રશ્ન થશે કે, હારમાળામાં પ્રેમાનંદે જેવી રીતે કર્યું છે તેમ શું તેનાં અન્ય કોઈ કાવ્યમાં તેની પૂર્વેના કોઈ કોઈ કવિના ગ્રન્થનો આશ્રય–પાઠ–શબ્દ–વાક્ય તેણે સ્વીકાર્યાં છે? એનો ઉત્તર હકારમાં આપી શકાય તેમ છે, અને તે વાત એનાં પોતાનાં વાક્યો અને વલ્લભના જ કથનથી પૂરવાર થઈ જાય છે; અને તેની પૂર્વેના કવિઓ–જાની, વિષ્ણુદાસ, નાકર, ભાલણ આદિના કાવ્ય-ગ્રંથો કે પદો સરખાવીને વાંચવાથી ખાત્રી થાય છે. પ્રેમાનંદે એવી જ ચોરી બીજા કવિઓની લીટીઓ ઉતારી લઇને બીજાં કાવ્યોમાં પણ કરી છે. અત્રે તેના એક બે દાખલા આપીશું.

પ્રેમાનંદે પોતાને હસ્તગત થયેલાં નરસિંહ મેહેતાના "હારસમાનાં પદો"નો વિવેક ભર્યો ઉપયોગ પોતે વિ. સં. ૧૭૩૪ માં હારમાળા જોડી–ગુંથી કર્યો જણાય છે. નરસિંહ મેહેતાનાં હારસમાનાં જે પદો મળે છે, તેમાં મંડળિકરાય પોતાની માતાના કહેવાથી શ્રીધર પંડિતને પોતાની સમક્ષ બોલાવી મંગાવે છે, અને નરસિંહ મેહેતા સંબંધમાં એ શી શી વાતો જાણે છે તે માટે પ્રશ્ન પૂછે છે. પ્રશ્નના ઉત્તરમાં શ્રીધર પંડિત પોતાનો જાતિ અનુભવ તથા નરસિંહ સંબંધી લોકકથા અને નરસિંહકૃત મામેરાનાં કેટલાંક પદો કહી સંભળાવે છે. હારમાળાની સંકલના કરતી વખતે કવિ પ્રેમાનંદને જ્યારે એ પ્રસંગ વર્ણવવાનો પુનઃ પ્રસંગ આવ્યો ત્યારે તેણે, શ્રીધર પંડિતે વર્ણવેલા મામેરાના પ્રસંગનાં નરસિંહ કૃત પદો છોડી દીધાં છે, અને પોતાની ભાષામાં તેનું વર્ણન માત્ર બે પદમાં સમાવી દીધું છે. પણ નરસિંહ મેહેતા કૃત મામેરામાંથી પ્રાપ્ત થયેલા પદોમાંથી પ્રેમાનંદે પોતાને પ્રિય લાગવાથી માત્ર એક પદનો સ્વીકાર ("ઉધડકી ઉઠ્યો વેગે વૈકુંઠપતિ, ગરુડ ક્યાં ગરુડ ક્યાં, વદત વાણી." પૃ. ૫૪૮. પદ ૨૪ મું) સ્વરચિત મામેરામાં (વિ. સં. ૧૭૩૯) કર્યો છે.

કવિ વિશ્વનાથ જાનીએ ઉક્ત પદ ઉપરાંત નરસિંહ કૃત મામેરામાંથી બીજાં બે ત્રણ પદો પોતાના "મોસાળા ચરિત્ર"માં સ્વીકાર્યાં છે.* પ્રેમાનંદે આ બાબતમાં જાનીનું

* જુઓ બૃહત્ કાવ્ય દોહન ભાગ આઠમાની પ્રસ્તાવના.

અનુકરણ કર્યું હોય એમ લાગે છે. વળી પૃષ્ઠ ૬૦૯ પર આપેલાં બે પદો ૧૦૦ અને ૧૦૧ પરથી એમ માનવાને કારણ મળે છે કે, નરસિંહે હુંડીનું કાવ્ય બનાવેલું હશે. એ પ્રમાણે તેણે શ્રાદ્ધ સંબંધી કાવ્ય કર્યું હોય તો સંભવિત છે. એ કાવ્યો પ્રાપ્ત થયાં નથી, પણ ૧૦૧ મા પદની પ્રથમની કડીનો ઉપયોગ પ્રેમાનંદે પોતાના "હુંડી" કાવ્યમાં કર્યો છે.

તેમ જ વિશ્વનાથ જાનીકૃત હુંડી અને મામેરામાંથી પણ ભાવ અને રચનાનો સ્વીકાર પ્રેમાનંદે ક્યાં ક્યાં કર્યો છે, તે એ બે કૃતિઓ સાથે રાખી સરખાવી વાંચવાથી સમજાશે. તેમ જ વળી "લક્ષ્મણાહરણ "માં કવિ પ્રેમાનંદ ખંભાતના વિપ્ર વિષ્ણુદાસનું સ્મરણ કરે છે, અને "સુદામા ચરિત્ર" અને "સપ્તશતિ"માં પાટણના ભાલણ કવિને સંભારે છે.*

આ પદ્ધતિને અનુસરીને પ્રેમાનંદે હારમાળાની સંકલનાની ગુંથણી કરી છે. અત્રે વાંચનારનું ધ્યાન ખેંચવાનું એટલુંજ કે, હારમાળાની જે કડીઓ "જે જે કવિ જનવૈષ્ણવો, કહ્યાં ચરિત્ર ઉદારજી; તે સઘળાંને જોડ કરીને, બાંધ્યું શુભ આખ્યાનજી" ઇત્યાદિ ઉપર ટપકાવેલી છે તે જ સત્ય છે, અને રા. રા. હરગોવિંદદાસે તેના ઉપર અનુમાનની ઇમારતો રચી શબ્દની ખેંચતાણ કરી હારમાળા પ્રેમાનંદપ્રણીત જ છે, એમ પૂરવાર કરવાને જે મથન કર્યું છે તે યથાયોગ્ય નથી. જો કદાચ કહેવામાં આવે છે તેમ પ્રેમાનંદે નનામે રચેલી હારમાળા મળી આવે તો તે ઉપરથી માત્ર એટલી જ કલ્પના થઈ શકે છે, કે એ ૮૪ પદો ઉપરથી અને ત્યાર પછી મળી આવેલા વધારાનાં પદો ઉપરથી વિ. સં. ૧૭૩૪ માં હારમાળાની સંકલના પ્રેમાનંદે કરી, પોતાનું નામ તેમાં રાખ્યું હોય, અને તેના પુત્ર વલ્લભને તે સંબંધી માહિતીજ ન હોય.

### भाषा अने काव्यनुं नाम

ભાષા સંબંધી પણ અનેક પુરાવાઓ આપી શકાય તેમ છે, પરંતુ અત્રે તે સર્વે આપવા જતાં ગ્રન્થનું પૂર મોટું થઈ જાય અને વાંચનારને તેમાં રસ નહિ પડે, એટલા માટે આ ગ્રન્થમાં આપેલાં પદો અને હારમાળાની ભાષા એક બાજુએ રાખી વાંચવાથી, અને બીજી બાજુએ પ્રેમાનંદના કાવ્યગ્રન્થો વાંચવાથી સુજ્ઞ વિદ્યારસિક વાચકવર્ગ પોતાનો મત નરસિંહ મેહેતાની જ તરફેણમાં આપ્યા વગર નહિ રહે.

ભાષા ઉપરથી હારમાળાનું કર્તૃત્વ પ્રેમાનંદને અર્પતાં રા. રા. હરગોવિંદદાસ જણાવે છે, કે નરસિંહ મેહેતો " કવિ તરીકે શ્રેષ્ઠ નથી. હારમાળાની કવિતા કોઈ ઉત્તમ

---

* નળાખ્યાન જેવા કાવ્યમાં પ્રેમાનંદે તેની પૂર્વેના કવિ નાકરનામાંથી શું ગ્રહણ કર્યું છે, તે માટે બૃ. કા. દોહન ભાગ આઠમામાં આપેલું નાકર કવિનું ચરિત્ર જુઓ.

કવિએ લખી હોય, એમ સ્પષ્ટ માલમ પડે છે. ભાષાની લટકજ કહી આપે છે કે, તે સર્વોપરી કવિ પ્રેમાનંદનીજ હોવી જોઇએ."

રા. કાંટાવાળાને હારમાળા પ્રેમાનંદપ્રણીત જ છે એમ સ્પષ્ટ માલમ પડે, પણ જેને એમ દેખાતું ન હોય, તેને માટે પ્રેમાનંદનાં અત્યાર સુધીમાં પ્રકટ થયેલાં કાવ્યોની "ભાષાની લટક" સાથે હારમાળાની ભાષાની લટકનાં દ્રષ્ટાંતો આપી સરખામણી કરી બતાવી, ઉક્ત અનુમાન કાઢ્યું હોત તો ઠીક પડતે. અમસ્થું એમ કહી દેવું કે, ભાષાની લટક ઉપરથી હારમાળા પ્રેમાનંદરચિત છે, એ દલીલ ગળે ઉતારતાં આચકી આવે છે.

વાદ ઘણે પ્રકારે થઈ શકે છે; તેમાંનો એક પ્રકાર અંગ્રેજી કહેતી પ્રમાણે Give a dog a bad name & then hang it—"એક કૂતરાને ખરાબ નામ આપો અને પછી ફાંસી દો" તે છે. ચોરેચૌટે બેસી માણભટ્ટનું કાર્ય કરનાર કૃષ્ણસુત ભટ્ટ પ્રેમાનંદને "મહાકવિ"નું ઉપાધિદાન કરવાના હેતુથી રા. હરગોવિંદદાસ, કૂતરાને લટકાવી મારવાના ન્યાયાનુસાર, જણાવે છે કે "ધર્મ જેવા લૂખા વિષયને સુરસ કરવો, એ મહાકવિથીજ બની શકે." એના ઉપરથી તો એવો અર્થ નીકળે છે કે, જેના સંબંધમાં આ હારનો પ્રસંગ બન્યો છે તે નરસિંહ જાતે "સરસ કવિ" હોવા છતાં તેનાથી નહિ બની શકે! ગ્રામ્ય શ્રોતાઓનાં દિલરંજન કરવાને, એક છીનાળ, કુલટા, વ્યભિચારિણીનાં મોંમાં શોભે તેવા શબ્દો, વાક્યો અને વિચારો મહાસતી દ્રૌપદીના મોંમાં મૂકયા સિવાય જેની કલ્પનાશક્તિ, કાવ્યશક્તિ, રસનું તોલન કરવાની શક્તિ, આગળ વધી નથી તેવા એક વ્યાખ્યાનકારને "ધર્મ જેવા લૂખા વિષયને સુરસ કરનાર મહાકવિ કહેવો" એના કરતાં વધારે શોકકારક એક પણ નથી. રા. હરગોવિંદદાસને પૂછવામાં જરા પણ હરકત નથી, કે નરસિંહ મેહેતાએ ગ્રામ્ય શ્રોતાઓનાં દિલરંજન કરવાને અધર્મનો ઉપદેશ કરનાર વાક્યો કોઈ મહાસતી કે ધર્માત્માના મોંમાં મૂકેલા બતાવી શકશે ખરા? રા. હરગોવિંદદાસ વળી "ધર્મને લૂખો વિષય" કહે છે! જેઓનાં મન ધર્મધ્વનિથી હલમલ્યાં નથી, ગાજી ઉઠ્યાં નથી તેઓ જ એમ કહી શકે. શંકર જેમણે નથી જોયા, તેમને મન સર્વ નર્મદાના કંકર જ છે. ઉલટું એમ કહી શકાય કે સ્વાનુભવરસિક કવિ ભક્ત નરસિંહથી આવું વર્ણન બની શકે, પ્રેમાનંદથી નહિ. શું હારમાળામાં નરસિંહના આત્માનુભવના પડઘા નથી સંભળાતા?

આગળ વધતાં, નરસિંહનાં પ્રસિદ્ધ પદો જોયા વગર અને તેની યથાસ્થિત તુલના કર્યા વગર જ તેમણે તડાક દઇને એવો ફેંસલો આપ્યો છે, કે "કેટલાંક પદોમાં પ્રાસની છટા એવી છે, કે તે અસરકારક પણ સાદા ભક્ત કવિ નૃસિંહ મેહેતાની

બાનીમાં આવે એમ તેમનાં બીજાં પદ તપાસતાં સંભવતું નથી." 'નરસિંહનાં બીજાં પદ તપાસતાં સંભવતું નથી,' એમ કેવળ કહેવા કરતાં પોતે પ્રસિદ્ધ કરેલી ત્રિમાસિકની હારમાળાનાં પદો ૬૪–૧૩૨–૧૩૩, પ્રેમાનંદના કયા કાવ્ય સાથે પ્રાસની છટામાં સરખા ઉતરતા છે, એ દાખલાદલીલ સાથે જણાવ્યું હોત, તો ઘણો ગુંચવાડો સહેલાઈથી દૂર થઈ જતે. છેલ્લેછેલ્લે તેઓ કહે છે કે "મેહેતાએ સ્તવન કદી પદ્યમાં કર્યું હશે, તો પણ તે હારમાળામાં આપેલાં પદ ન જ હોવાં જોઇએ." આ તેમનો ચોક્કસ નિર્ણય, પ્રેમાનંદના નામ વગરની અને નરસિંહ મહેતાની સ્વનામપ્રકાશક મુદ્રાવાળી પ્રતોમાં નરસિંહનાં સ્તવનનાં પદો સાથે સરખાવી જોયા પછી આપ્યો હોય, એમ લાગતું નથી.

"હારનો સંવાદ," "હારસમાનાં પદો," "હારચરિત્ર," "હારમાળા" વગેરે નામોમાંથી નરસિંહ મેહેતાએ પોતાના કાવ્યને શું નામ આપ્યું હતું, તે સાધનના અભાવે જાણી શકાય તેમ નથી. "હારમાળા" એ પ્રયોગ ખોટો વપરાયલો જણાય છે, તે દોષયુક્ત છે. જાનીએ "હારચરિત્ર" નામ વાપર્યું છે, કોઈ પ્રતોમાં "હારનો સંવાદ" એમ જોવામાં આવે છે, પણ મૂળ નામ તો "હારસમાનાં પદો" હતું, એમ સાંભળવામાં છે. એ કાવ્ય નરસિંહ મેહેતે હારમાળાનો પ્રસંગ બન્યા પછી ઘેર આવી નિવૃત્તિના સમયમાં કાંતો લખાવ્યું હોય, અથવા તો તેની ભક્તમંડળીમાંથી કોઇએ નરસિંહની હૈયાતિમાં જ તેઓની સંનિધિમાં રહી લખી કાઢ્યું હોય એમ લાગે છે.

સાક્ષરોને વિચારના વમળમાં નાંખનારું હારમાળાનું સુંદર કાવ્ય પ્રેમાનંદ કવિકૃત અસલ નથી જ, એ સંબંધે જે પૂરાવાઓ છે, તે અત્રે સંક્ષેપમાં અપાયા છે, તે સાક્ષરોને વિચારણીય થઈ પડશે એવી આશા છે. આ વિષય સંબંધમાં ઈ૦ સ૦ ૧૮૮૫ માં રસભર્યો વાદવિવાદ "ગુજરાતી"ના વિવેચન કર્તા અને રા. કાંટાવાળા વચ્ચે ચાલ્યો હતો. વાદવિવાદના અંતમાં ત્રણ ત્રાહિત–તટસ્થ ગૃહસ્થોએ પોતાનો સ્પષ્ટ અભિપ્રાય દર્શાવ્યો હતો. તેમાં પ્રથમના ગૃહસ્થે "તટસ્થ" ના તખલ્લુસથી (રા. નૃસિંહરાવ ભો. દીવેટીઆ) "ગુજરાતી"ના વિવેચન કર્તાએ હારમાળાના કાવ્યનાં કેટલાંક પદોના જે અર્થો કર્યા હતા, તે રા. રા. કાંટાવાળાના કરતાં વિશેષ ગ્રાહ્ય અને માન્ય છે એમ જણાવ્યું હતું, એટલે તેમનો અભિપ્રાય અત્રે ટાંકવાની જરૂર નથી. અભિપ્રાય બીજો નડિયાદવાસી એક ગૃહસ્થ (રા. ચતુરભાઈ શંકરભાઈ પટેલ) તરફનો છે. એમણે પ્રાચીન કવિઓનાં કાવ્યો જોયાં તેમ જ પ્રકટ કર્યાં છે. તેમણે 'ચો' ઇત્યાદિ પ્રયોગ તેમ જ પોતે જોયલી પ્રેમાનંદના સમયથી પણ જૂની પ્રતો ઉપરથી, એવો અભિપ્રાય દર્શાવ્યો છે કે હારમાળા પ્રેમાનંદે રચેલી નથી, પણ તેના રચયિતા ઉક્ત કવિ નૃસિંહ મેહેતા છે.

સૌથી વિશેષ મનનીય અને ઉપયોગી અભિપ્રાય સ્વ. ડા. હરિલાલ હર્ષદરાય ધ્રુવનો છે. પ્રાચીન કાવ્યોનો એમનો અનુભવ સ્પૃહણીય હતો. તેથી એઓએ તે સંબંધી આપેલો અભિપ્રાય અત્રે જણાવી હારમાળા હવે કોની માનવી, પ્રેમાનંદની કે નરસિંહ મેહેતાની? તેનો નિર્ણય સાક્ષરોને સોંપીએ છીએ.

જે પૂરાવાઓ આપણી સમક્ષ રજુ થયા છે, તે ઉપરથી જે અભિપ્રાય આપી શકાય તે નીચે પ્રમાણે છે. પ્રેમાનંદ પૂર્વેની તેમ પછીની જૂની પ્રતો જોતાં, તેમજ પ્રેમાનંદના નામવાળી હારમાળાની પ્રત જોતાં, એ કાવ્ય પ્રેમાનંદ પ્રણીત તો નથીજ, પણ સંકલિત હશે છે એ વાત ચોક્કસ છે. કેટલેક અંશે એ જ ન્યાયે અને અન્ય પૂરાવાથી હારચરિત્ર પણ જાનીકૃત નથી, પણ સંકલિત છે. હવે નરસિંહ મહેતાને પરમાત્મા શ્રીકૃષ્ણ દામોદરે રાય મંડળિકની સભામાં જ્યારે પોતાના કંઠમાંનો હાર પહેરાવ્યો, એટલે વિ. સં. ૧૫૧૨ માં જ્યારે એ પ્રસંગ બન્યો ત્યારથી તે વિ. સં. ૧૭૦૦ સૂધીમાં લખાયલી કોઈ પ્રત કોઈ વિદ્વાનને શોધખોળ કરતાં મળી આવે, અને તે ગ્રંથ ઉપરથી એમ નિઃશંક પૂરવાર થાય કે, હારમાળાનાં પદો નરસિંહ મેહેતાકૃત નથી પણ વચગાળે થયેલા કોઈ અન્ય કવિનાં છે, તો આ લેખમાં હારમાળાનું કર્તૃત્વ નરસિંહ મેહેતાને અર્પવાનો જે પ્રયત્ન થયો છે તે છોડી દેવો પડે ખરો; પણ જ્યાં સૂધી તેમ થાય નહિ ત્યાં સૂધી નરસિંહ મેહેતાનેજ હારમાળાનો મૂળ કર્તા માનવો, એ યોગ્ય છે.*

**सद्‌गत् डा. हरिलाल हर्षदराय ध्रुवनो अभिप्राय.**

રા૦ રા૦ **"ગુજરાતી"** ના અધિપતિ સાહેબઃ—

"આપના અમૂલ્ય પત્રમાં હારમાળાના ગ્રંથકર્તૃત્વ સંબંધી વિદ્વત્તા ભરેલી જે તકરાર લગભગ બે માસ સૂધી અથવા તે ઉપરાંત ચાલી રહી હતી, તેનું હું સાનંદાશ્ચર્યભેર લક્ષપૂર્વક અધ્યયન કરતો હતો. આ વિષય ઉપર હું પણ આર્યજ્ઞાનવર્ધકને સારુ એક ટુંકુ વાર્ત્તિક લખનાર હતો. પરંતુ આ ચાલતા યુદ્ધનો ચમત્કાર જોઈ તેનો પરિણામ જાણ્યે મારા તે વિષેના વિચાર પ્રકટ કરવા નિશ્ચય કર્યો. હવે તે ચર્ચા શાંત થઈ ગઈ છે અને બંને પક્ષોએ પોતાની દલીલો યથાસ્થિત દાખવી છે, તો મૂળ મુદ્દા ઉપર ફેંસલો આપવાનો બાકી છે, તો આપના સુજ્ઞ વાચક સમક્ષ પંચન્યાયાધ્યક્ષમાંના એક સભ્ય (Juror) તરીકે હું મારા અધીન મત પ્રમાણે આપવાની છૂટ લઉં છઉં.

---

* હારમાળાની ગમે તે સાલની લખાયલી સંપૂર્ણ પ્રત જો કોઈ ગૃહસ્થ મેળવી આપશે તો તેનો ઉપકાર થશે.

'નરસિંહ મેહેતાની હારમાળા' એ પદ સમુચ્ચયના બે અર્થ થઈ શકે છે. એતું તો ભક્ત કવિ નરસિંહ મેહેતાને શ્રી દામોદરરાયે આપેલી હારમાળા અથવા તે વિષેનું કાવ્ય; અને બીજો નરસિંહ મેહેતાએ રચેલું હારમાળા નામનું કાવ્ય! આ ચમત્કાર ષષ્ઠીના પ્રત્યયના અર્થને છે—એકમાં સ્વ–સ્વામિત્વ અને બીજામાં કર્મ–કર્તૃત્વનો ભાવ થાય છે! અને આ બંને ભાવને આધારે જાણે તેના કર્તૃત્વ સંબંધી વિચારનાં ઝરણ પરસ્પર ભિન્ન અને સ્વતંત્ર વહ્યાં ચાલ્યાં છે. એક પ્રવાહમાં કવિ નર્મદાશંકર અને બીજામાં કવિ દલપતરામ અને આપનો વિવેચન કર્ત્તા (કંઇક અંશે) છે. આ ચર્ચા અને વિષયના સંબંધમાં એક પક્ષે એવું પણ અનુમાન દોરાવાને સંભવ અને કારણ હતાં અથવા છે કે, એ કાવ્ય કવિ પ્રેમાનંદનું રચેલું નથી, તેમ તે નરસિંહ મેહેતાની એ કૃતિ નથી. પરંતુ રાજર્ષિ ભર્તૃહરિને નામે ચાલતાં શૃંગાર, નીતિ અને વૈરાગ્ય શતકોની માફક તેનાં પદો તે લોકોમાં પ્રસ્તુત પણ જૂદા જૂદા કવિનાં રચેલાં અને તેમાં નરસિંહ મેહેતાનાએ ખરાં–અને તેથી તે કાવ્ય નરસિંહ મેહેતાનું ગણાયું હોય! ઈંગ્રેજીમાં પણ કવિ શેક્સપિયરના સોનેટો વિષે તેવોજ વાદ છે. પણ વધારે તપાસ કરતાં અને અનુમાનિક અને લેખિ પૂરાવો જોતાં તે કાવ્ય કવિ પ્રેમાનંદની તો રચના નથીજ, પણ તે કવિ નરસિંહ મેહેતાની કૃતિ છે, તેવો છેવટ સિદ્ધાંત થાય છે. તેનાં કારણ નીચે મુજબઃ–

**કવિ પ્રેમાનંદની હારમાળા નહિ તેનાં કેટલાંક કારણોઃ–**

(૧) આ કવિના કોઈ પણ ગ્રંથને પ્રારંભે મંગળાચરણ નથી એમ નહિ. તેનાં બધાં કાવ્યમાં મંગળાચરણ પ્રારંભે છે. આમાં તેની કંઈ અસર પણ નથી.

(૨) આ કવિ પોતાનાં જાણીતાં બધાં કાવ્યોની સમાપ્તિએ પોતાનું કંઇક વર્ણન તથા તે કાવ્યની રચનાનું સ્થાન વા સમય આપે જ છે. આમાં તેમાંનું કંઈ પણ નથી. સબબ પદ ૧૬૨ મું ક્ષેપક ગણું છઉં અને તેના ઉપર કંઈ આધાર રાખી શકાતો નથી.

(૩) પદોની ભાષા અને કવિની ભાષામાં બહુ જ ફેર છે; તે પ્રેમાનંદ કર્તૃત્વની સતાંશે પણ સાક્ષી આપતી નથી.

(૪) પ્રાચીન કાવ્યમાળામાં પ્રકટ થયેલા આ કાવ્યનું બંધારણ કોઈ મહા કવિની કૃતિ સૂચવે એવું યથાઘટિત, તથા ન્યાય અને યથાસંબંધ નથી; તેથી તે અંશે પણ આ કાવ્ય તે કવિના બીજા ગ્રંથો સાથેની સગાઈ ધરાવતું લાગતું નથી.

(૫) કવિના સમય કરતાં કાવ્યની ભાષા વિશેષ પ્રાચીન છે.

(૬) કવિએ પોતાનાં કોઈ પણ કાવ્ય પોતાનાં નામ સિવાયનાં બહાર પાડ્યાં જણાતાં નથી–તો આમાં તેણે પોતાનું નામ છૂપાવ્યાનું વિશેષ કારણ નથી અને તે વિશેષે કરીને જ્યારે તેણે આ ભક્ત કવિ સંબંધી પોતાનાં બીજાં કાવ્યો પોતાના નામથી રચ્યાં છે ત્યારે.

(૭) ક્ષેપક પદો કેટલાંક આ કવિનાં પ્રકટ થયેલી આવૃત્તિમાં હોય તેથી આખું કાવ્ય કવિનું કહેવાય નહિ અને જે થોડામાં કવિના નામની છાપ છે તે એક જ પ્રતમાં છે અને બીજામાં તેમાંનું કંઈ પણ નથી તો આ બાબત ઉપર આધાર કે વજન રાખી શકાતું નથી.

## હારમાળા ભક્ત કવિ નરસિંહ મેહેતાની કૃતિ છે તે વિષેનાં કેટલાંક કારણો:–

(૧) ભાષા કવિના સમયની જ છે–જો કે લોકોમાં તેનો સાધારણ પ્રયોગ થવાથી તે પદોમાં ગાનારાઓએ અને ઉતારનારાઓએ પોતાને મનગમતો ફેરફાર કરી નાંખ્યો છે. ફેરફારનાં આવાં સબળ કારણો અને સાધનો છતાં એ ભાષાએ પોતાનો મૂળ ભાવ અને શણગાર તદ્દન તજ્યો નથી. તે તો ઠેકાણે ઠેકાણે ઝળકારા મારી જ રહે છે.

(અ) ષષ્ઠીના પ્રત્યય "ચા" નો જાતિવચનાનુસાર ભિન્ન ભિન્ન રૂપમાં પ્રયોગ તે કવિ નરસિંહ મેહેતાનાજ સમયનો છે. તે હરિલીલા ષોડશકળાના સંવત્ ૧૫૪૧ કે તે સમયના ભીમ કવિના કાવ્યમાં કે તેજ કાળના કાહ્નડદેપ્રબંધ નામે પદ્મનાભ કવિના કાવ્યમાંજ છે અને આ હારમાળામાં તો મને સંવત્ ૧૮૭૧ માં લખેલી પ્રતમાં સેંકડો દાખલા તેના મળી આવે છે.

(ઇ) ક્રિયાપદના વર્તમાનકાળના બીજા પુરુષના એક વચનનાં રૂપ "આં" પ્રત્યયથી થાય છે તે પણ આજ સમયનું દર્શન કરાવે છે–જેવાં કે કરાં, આપાં, નાપાં, નાચાં વિગેરે. તેમ જ "તરવા" વિગેરેને સ્થાને "તરેવા" નો પ્રયોગ.

(ઉ) "અ" તથા "ઇ" માં જણાવેલા તો પ્રત્યક્ષ ચિહ્નો છે; પણ "છે" નાં પ્રાચીનરૂપ, "એ" ને બદલે "ઇ" નો અને "ઓ" ને બદલે "ઉ" નો પ્રયોગ તો ઉપર સૂચવેલા વિકારોથી પરોક્ષ રહ્યો છે, તે પણ આ સમયનું ભાન કરાવે છે તે તો જૂદું. પદો પોતાના વર્તમાન આકારમાં ગાતાં કંઈ કંઈ તૂટે છે, તે આજ વિકારને લીધે, એ તે બાબતની જાણે સાક્ષી આપે છે.

(૨) આ કાવ્યની અને તેમાંના પદોની શૈલી તથા ઘટના અને બાની આ ભક્ત કવિનાં બીજા કાવ્યો અથવા પદોની પ્રતિબિંબરૂપ છે.

(૩.) પદોમાંના કંઈ કંઈ વિચાર ઝરણુ અને તેના ઝડાકા તથા છટા તથા રંગ અને કંઈ કંઈ ધીરોડાતત્ત્વ પણ ઘણે અંશે ધીરોદ્ધતત્ત્વ તે આ સ્વતંત્ર નિડર ભક્તિપ્રેમમાં ગળી ગયેલા ભક્ત કવિનું જ છે.

(૪) સેંકડો વર્ષથી લોકવાયકા આ કાવ્યનું કર્તૃત્વ આ ભક્ત કવિરાજને આપતી આવે છે; અને ઘણું કરીને કવિના પ્રત્યેક પદને અંતે તેના નામની છાપ છે.

(૫) મારી પાસે પ્રાચીનકાવ્ય માળાની પ્રકટ થયેલી આવૃત્તિ સિવાય બીજી ત્રણ લિખિત પ્રતો છે. તેમાંની એક ગુજરાત વર્નાકયુલર સોસાયટીની સાલ વગરની છે, પણ તેના અક્ષરપરથી તે લગભગ એક સૈકા ઉપર લખાયલી જણાય છે; બીજી મને વડોદરેથી નડિયાદના એક ગૃહસ્થની "બ્રહ્મચારી કૃષ્ણરામની હારમાળા લખી છે." એમ વર્ણવેલી "સંવત્ ૧૮૭૧ ના પોષ વદ ૧૫ બુધે"ની પ્રત છે; અને ત્રીજી પણ નડિયાદથી "અપ્રસિદ્ધ ગુજરાતી પુસ્તક"ની માસિક માળા પ્રકટ કરનાર રા. ચતુરભાઈ શંકરભાઈ તરફથી મળેલી સંવત્ ૧૯૧૩ ના માગશર વદ ૪ની પ્રત છે. તેમાં પહેલીમાં પદ ૧૫૨ છે–પણ ખરી રીતે તેમાં હારમાળા પદ ૧૩૭ મેથી પૂરી થાય છે. બીજામાં પદ ૨૧૯ છે, અને તે સર્વોત્તમ અને તેની ઘટના ન્યાયઘટિત વસ્ત્વનુક્રમ પ્રમાણે અને યથાસંબંધ છે અને ત્રીજીમાં પદ ૧૧૮ છે. આ સિવાય પણ મને બીજી પ્રતો મળે એવી આશા છે. આ ત્રણમાંની છેલ્લી પ્રત તો તદ્દન નકામી જેવી જ છે. એટલે હું તેના ઉપર બહુ વિશ્વાસ રાખતો નથી. તથાપિ રા. સા. હરગોવિંદદાસની આવૃત્તિ કરતાં પ્રાચીન રૂપોનો આ પ્રત વિશેષ સંગ્રહ કરી રાખે છે. હવે પ્રાચીન કાવ્યમાળાની આવૃત્તિનું ૧૬૧ મું તથા ગૂ૦ વ૦ સોસાયટીની પ્રતનાં પદ ૧૩૭ અને ૧૫૦ માં સમય આપ્યો છે તે એક બીજાને મળતો નથી, અને તે મેહેતાજીને હાર આપ્યાનો સમય બતાવે છે અને તેમ છે તો તે કંઈ જૂદો જૂદો ન જ હોવો જોઇએ.

"સંવત્ પંદર બારોતરામાં સપ્તમી ને સોમવારરે,
"તેણે દિવસે દામોદરે આપ્યો, મહેતાજીને હારરે." (પ્રા૦ કા૦ ૧૬૧)

કયો મહિનો તે આપ્યો નથી કે આપણે આ સમય તિથિ વાર ખરો છે કે કેમ, તેની જ્યોતિષ્ ગણનાથી પરીક્ષા કરીએ!

"સંવત્ પંદર બારોતરા વરખે માગશર શુદ સાત્યમ ભોમવારરે;
"તેણે દીવસ મેહેતાજીને, દામોદરજીયે આપ્યો હારરે." (ગુ. વ. સો. ૧૩૭)

અહિં માસ આપ્યો છે–સાલ ઉપર પ્રમાણે છે, પણ વાર ફેર છે. પહેલી કડી જોઇયે તે કરતાં લાંબી છે તેથી માસ અંદર ઘુસાડી દીધો લાગે છે. પણ તેની સાથે આ બીજું પદ જુઓ તે શું કહે છે.

"સંવત્ સત્તર બારોતેરો માગશર શુદ સાતમ સોમવારરે;
"તેણે દીવસ મેહેતાજીને, દામોદરજીયે આપ્યો હારરે." (ગુ. વ. સો. ૧૫૦)

અહિં માસ આપ્યો છે તે છેલ્લા પદ પ્રમાણે–વાર પહેલા પદ પ્રમાણે છે–તિથિ બધે એક છે, પણ વરસ ફેર છે. તથાપિ ૧૩૭ અને ૧૫૦ એ બે પદોમાં ફેર છે તો ખરું કયું કહેવું? રા. ચતુરભાઇવાળી પ્રતમાં તો આને મળતું પદ જ નથી.

હવે કાવ્યદોહનમાંનું આ બાબતનું પદ છે તે શું કહે છે તે જોઇયે. આ પદને લગભગ અક્ષરેઅક્ષર "બ્રહ્મચારી કૃષ્ણારામ"ની સંવત ૧૮૭૧ ની પ્રતનું પદ ૨૧૮ મું છે તે આ નીચે ટાંકિયે છઇયે:—

"સંવત્ ૧૫૧૨ પંદર બારોત્યરો ચૈત્ર શુદિ સપ્તમી સોમવારે;
"અતિ આણંદે **માલા ગાઈ નરસૈંયો** ઉતાર્યો પાર્યરે. ૧
"વૈધૃત ને વ્યતીપાત એકાદશી વૈષ્ણવમૂખ સુણાયેરે;
"અગમ અગોચર તેહેના પાતીક હેલામાં સર્વ જાયેરે. ૨
"જે સાંભળે ભાવ ધરીને તે નરનારી નરકીં ન થાયેરે;
"**ભણે નરસૈંયો** તે હરિપદ પામે ગરુડ ચડિને વૈકુંઠ જાયેરે. ૩

આ પદમાં બ્લેક ટાઇપમાં મુકેલા શબ્દોજ આ કાવ્યના કર્તૃત્વની વાત પોતાની મેળે કહેશે, એટલે અમારે તેના ઉપર વિશેષ ટીકા આપવાની જરૂર નથી. એની પુષ્ટિમાં માત્ર આજ પ્રતમાં પદ ૧૮૪ મું છે, તેમાં કવિના આર્જવ ઉપરથી શ્રી દામોદરજી પ્રસન્ન થઈ કહે છે તેનું ચિત્ર ગંભીર, બોધક અને મનોરંજક છે તે આપીશું તો નિરર્થક નહિ ગણાય:—

## "રાગ ષટ્પંચમ."

"હરખે હરિ ઓચરે, નરસૈંયો ચિત્ત ધરે, સાંભળો સર્વ સભાજ વાત;
"હાર આપીને હરિ વિનયે વિનતિ કરે, રહ્યા સન્મુખ પ્રભુ જોડી દ્વય હાથ. ૧
"મમ પ્રાણ વૈષ્ણવ સદા, જનમ જીવન મુદા, દાખવે દામોદર દીન વાણી;
"દુઃખ સર્વ પરહરી, પ્રેમ પ્રીત્યે કરી, પૂરણ બ્રહ્મ કેહે પ્રેમ આણી. ૨

"અધપી દીનહું, જન્મ લેલીનહું, જન જે **ગાય પદ હાર તોહોરાં;**
"કાપ્યે બ્રહ્માંડપતિ, મુખ્ય કરે વિનતી, **નરસૈંયા** તેં જનજીવ મોહોરાં." ૩

(બ્રા૦ કૃ૦ ૧૮૪)

આ પદમાં પણ અમે જે શબ્દો બ્લેક ટાઇપમાં આપ્યા છે તે લક્ષ આપવા યોગ્ય છે. આ પ્રમાણે આ બંને પદો આ કાવ્યના કર્તૃત્વનો અને તે રચાયાના સમયનો નિર્વિવાદ નિર્ણય કરે છે.

રા. સા. હરગોવિંદદાસભાઇએ પોતાની આવૃત્તિમાં આપેલા પદ ૧૬૧ ઉપરની નોટમાં આ પદોમાં કેવો ભિન્ન ભાવ છે તે સૂચવે છે અને તેમાંની એકમાં તો તે જ સંવત્ ૧૯૧૨ ના માગશર શુદ ૭ ને વાર ગુરુવાર આપ્યો છે!!! અમે પણ ઉપર કહેલી તિથિ સિદ્ધ ગણાવા માગતા નથી, પરંતુ કોઈ જ્યોતિષી આ બધી તિથિ માસ વિગેરેનું પરિશોધન કરી કઈ તિથિ ખરી છે તે જણાવશે તો આ અત્યુપયોગી પ્રશ્ન ઉપર કંઈ ઓર જ અજવાળું પડશે. અમુક વર્ષના અમુક માસની અમુક તિથિયે કયો વાર હતો તે ગણુત્રી શોધી કાઢવામાં આવે અને તે કાવ્યદોહનની તથા સંવત્ ૧૮૭૧ ની પ્રતોમાં આપેલી તિથિને બરોબર બંધબેસતી આવે તો જે કંઈ થોડો સંશય અવશિષ્ટ રહે છે તે પણ દૂર થાય.

મારો વિચાર બીજે કોઈ પ્રસંગે, અને બીજા કોઈ માસિકમાં, અથવા હારમાળાની મારે એક આવૃત્તિ કાઢવી, એવો મારા કેટલાક મિત્રોનો વિચાર છે તેમાં હું આ બાબત વિશેષ વિસ્તારથી સ્પષ્ટ કરવા માગું છઉં, તેથી આપના અમૂલ્ય પત્રમાં વિશેષ જગા રોકવા માગતો નથી. આટલું જ લખાણ કંઈ થોડું લાંબું થયું નથી."

વિ. સં. ૧૯૬૯
દેવશયની એકાદશી
મુંબઈ.

પ્રગટકર્તા

# વિષયાનુક્રમણિકા.


| | આરંભપૃષ્ઠ. |
|---|---|
| પ્રસ્તાવના–ધૂળધોયાના બે બોલ. | ૭ |
| નરસિંહ મેહેતાનું જીવન ચરિત્ર. | ૧૫ |
| હારમાળાનો કર્તા કોણ? ... | ૪૯ |
| હારમાળા... ... ... ... | ૧ |
| ગોવિંદગમન ... ... ... | ૫૬ |
| સામળદાસનો વિવાહ ... ... | ૭૫ |
| સુરતસંગ્રામ ... ... ... | ૯૪ |
| ચાતુરીછત્રીસી ... ... ... | ૧૧૮ |
| ચાતુરીષોડશી ... ... ... | ૧૩૯ |
| દાણલીલા... ... ... ... | ૧૫૪ |
| સુદામાચરિત્ર ... ... ... | ૧૫૭ |
| રાસસહસ્રપદી ... ... ... | ૧૬૨ |
| વસંતનાં પદ ... ... ... | ૨૨૧ |
| શૃંગારમાળા ... ... ... | ૨૬૪ |
| શ્રી કૃષ્ણજન્મ સમાનાં પદ ... | ૪૨૮ |
| શ્રી કૃષ્ણજન્મ વધાઇનાં પદ ... | ૪૩૫ |
| હીંડોળાનાં પદ ... ... ... | ૪૩૮ |
| બાળલીલા... ... ... ... | ૪૫૮ |
| ભક્તિજ્ઞાનનાં પદો ... ... | ૪૬૯ |
| પરિશિષ્ટ ૧ લું ... ... ... | ૪૯૬ |
| હારમાળાનું પરિશિષ્ટ ... ... | ૫૩૮ |
| પરિશિષ્ટ ૨ જું ... ... ... | ૫૭૬ |
| પદ પાઠાંતર ... ... ... | ૬૧૪ |
| શુદ્ધિ–વૃદ્ધિ–પ્રત પાઠાંતર ... | ૬૧૭ |
| વર્ણાનુક્રમણિકા ... ... ... | ૬૨૭ |

# નરસિંહ મેહેતા કૃત

## કાવ્યસંગ્રહ.

### *હારમાળા.

#### †ક્ષેપક—પદ ૧ લું—રાગ આશાવરી.

શ્રી દામોદર મંદિર સુંદર, જુનાગઢ જાણો જુગ આજ;
ધર્મવંત શ્રુતિ શાસ્ત્ર સનાતન, વિના વૈષ્ણવ મંડળિકનું રાજ. શ્રી દામોદર૦
એક સમે મેહેતા મોસાળે, આવ્યા મામા મંદિર સાર;
નિત્ય પ્રત્યે બેસે હરિ મંદિર, કરે કીર્ત્તન હરિનો વ્યાપાર. શ્રી દામોદર૦
સુરસેના સખીઓની સાથે, ગાન તાન કરે રંગ અપાર;
મનશું મન પ્રસન્ન થઈ છબીલો, મેહેતા કંઠ આરોપે હાર. શ્રી દામોદર૦
તે ચરચા ચાલી ચાચરમાં, સુણી મામો મન સોચે તેહ;
મેહેતાને શીખામણ દીધી, તું આજ પછે ન કરીશ એહ. શ્રી દામોદર૦
ત્યારે મેહેતે મન વિમાસ્યું, એ પાપી મુને વારે આજ;
સમજે નહિ કાંઇ સાન વોણો, હાર આપે મને માહારાજ. શ્રી દામોદર૦
સોરઠ સઘળે સોહોર થયો છે, કળિમાં કો કારણ છે એહ;
નરસૈંયો હરિ કીર્ત્તન નવ મૂકે, હરિને ગમશે થાશે તેહ. શ્રી દામોદર૦

---

* આ હારમાળાનાં ૮૮ પદ સુધીનું સંશોધન સ્વર્ગવાસી રા. બા. હરિલાલ હર્ષદરાય ધ્રુવે કર્યું છે, ને તે પછીનો ભાગ મેં, એમણે મેળવેલી પ્રતોપરથી સુધાર્યો છે. એમાં જે જે પ્રતોપરથી, શાસ્ત્રીય રીતિએ સ્વર્ગવાસીએ શોધન કર્યું છે તે કાઢી નાંખી, માત્ર મૂળ પ્રત જ રાખી છે. સં. કર્ત્તા.

વડોદરાની પ્રતમાં 'હારનાં પદ,' જુનાગઢની પ્રતમાં 'ભક્ત શિરોમણી નરાસિંહ મેહેતાનાં હાર સમાનાં પદ,' કવિ નર્મદાશંકરવાળી પ્રતમાં 'નરાસિંહ મેહેતાની હારમાળા,' છે.
હ. હ. ધ્રુવ.

† ક્ષેપક ભાગ નરાસિંહ મેહેતાનો જણાતો નથી. એ ભાગ માત્ર એક જ પ્રતમાં છે, ને બીજી છાપેલી પ્રત પ્રાચીન કાવ્યમાળામાં છે. જે, નૃસિંહમેહેતાની હારમાળાનો સંબંધ ગોડવવા માટે, પાછળના કોઇ કવિએ રચેલો જણાય છે. હ. હ. ધ્રુવ.

## ક્ષેપક-પદ ૨ જું-રાગ આશાવરી.

લોક અણસમજણા જમ તમ બોલે, રે કામનીશું રમે કામી એહ;
કાનોકાન વાત અન્યોઅન્ય કરતાં, જઈ રાજાસું પોહતી તેહ. લોક૦
રાજાએ મનમાં વિમાસિયું, એને તેડાવું મૂજ ભણી;
જોઉં જૂઠો કે સાચો ધરમી, કરું સભા સંન્યાસી તણી. લોક૦
સેવકને તેડી શીખ જ દીધી, નરસૈંયાને લાવો અહીં;
શીઘ્ર થઈ સેવક સૌ આવ્યા, મેહેતાનો ઉતારો જહીં. લોક૦
કહ્યું ચાલો મેહેતાજી વેગે, બોલાવે છે તમને રાય;
તેની સાથે ચાલ્યા મેહેતો, હરિ સાચાની કરશે સાય. લોક૦

## ક્ષેપક-પદ ૩ જું-રાગ આશાવરી.

નાગર સઉ મળીને ચાલ્યા, વળી પ્રજાનો સાથ;
રાજ સભામાં આવી બેઠા, કહે કરજોડી હાથ.
કહે નાગર સાંભળિયે રાયજી, અમો નવ રહેવાય;
અમારી વહુ બેટી સર્વે, નરસૈંયાને મંદિર જાય.
લાજ મૂકી નાત જાતની, લંપટ થઈ સૌ નારી;
પાયે ઘુઘરા વાજે રંગે રાચે, દીસંતી વ્યભિચારી.
લંપટ મેહેતો લંપટ નારી, લંપટ રંગે રાચે;
લંપટ થઈ હાથ કોટે મેહેલે, લંપટ થઇને નાચે.
રાયજી અમોને આજ્ઞા આપો, અમો પરદેશી જઇએ;
અમારી વહુ બેટી બેહેન બગડે, તે દુઃખ કોને જઈ કહિયે.
રાજા કહે ચિંતા નવ કરશો, અમો શીખામણ દેઉં;
આજ પછી જો ફેલ કરે તો, પ્રાણ એહના લેઉં.
શ્રીપાત સંન્યાસી ગોસાંઈ ગુણવંતા,જોગી ભોગી જોડે;
વિપ્ર વેદીઆ રાય પાસે આવ્યા, મેહેતા તણે વરઘોડે.
કહે શ્રીપાત અનર્થ થાય છે, નવ રહે કોની લાજ;
તમો વિના કો દુઃખ નવ ભાંજે, સાંભળીયે મહારાજ.
ઠામ ઠામથી રાવજ આવી, મંડળિકને લાગી દાઝ;
જાઓ મેહેતાને વેગે લાવો, દેઉં શીખામણ આજ.
મેહેતો સેવક સાથે ચાલ્યા, મનમાં નહિ ચિંતાય;
મંડળિક આગળ ઉભા રહ્યા, સમર્યા વૈકુંઠરાય.

## પદ ૧ લું–રાગ આશાવરી.

મેહેતો–પ્રણામ પરબ્રહ્મ પુરુષોત્તમને, દાસની વિનતિ હૃદે ધરજો;
આજ સમો પ્રભુ મારે આકરો આવીઓ, ચર્ણ શર્ણ સંભાળ કરજો.
મંગળ મુનિજન મન મોહિની, મહિમા અપાર તારો કો નવ જાણે;
રવિ શશિ ઇન્દ્ર ને ઈશ અજ અનુસરે, નિગમ નારદ શારદ વખાણે.
સંત સર્વજ્ઞ કહે ધન તું શામળા, તારે સંત છે પ્રાણ તોલે;
જળચર જળ વિના કેમ કરે જીવશે, પરસ્પરે પ્રીત તો વેદ બોલે.
અંબરીષ ભક્તની ભક્તિ જાણી કરી, ઋષિપર ચક્ર મોકલ્યું ક્રોધ આણી;
શાપ તે આપ લીધો શીર સંતનો, પ્રીતની રીત શ્રીમુખ વખાણી.
માટે મુને મન આનંદ અતિ માધવા, ચરણ પ્રતાપ પદ અભે પામ્યો;
સિંહને સંગ જાંબુક કેમ શોભશે, નરસૈંયો ભવોભવ દુઃખડાં વામ્યો.
રે હરિ, લોક કહે છે જે નરસૈંયો લંપટી, વાધતી વાત રાજાએ જાણી;
સેવક તેડવા મોકલ્યા મંડળિકે, રાખજો બિરદ સારંગપાણિ.
જ્યારે કપટ નથી રે કરુણાનિધિ, તો રાખજો લાજ શામળા મારી;
સુંદરી સહિત હું ગાન કરું સદા, પૂર્ણ પતિજ પરબ્રહ્મ તારી.
સોરઠા ચોરટા સર્વ જોવા મળ્યા, નગર લોક પાખંડ બોલે;
કીર્ત્તન નવ ચૂકું રે કમળાપતિ, જો મેરુ સહિત મહી શેષ ડોલે.
વાજે વીણા રસ ઝુલરી જાહરી, ઘુઘરી પાય ઝણુકાર બોલે;
નરસૈંયાચા સ્વામી નિર્ઘટ દાતા સદા, શામળા સમોવડ નાવે તોલે.

## ક્ષેપક–પદ ૪ થું–રાગ આશાવરી.

તેમાં સત્તર સંન્યાસી મુમુક્ષ, પત્ર ફળ કંદ કરતા જે ભક્ષ;
સહસ્ર સખા સહિત પરવર્યાં, તેણે પુસ્તક હાથે દંડ ધર્યાં.
આવ્યા સંન્યાસી સભાને ઠામ, તેનાં કહી સંભળાવું નામ;
ગોવિંદાશ્રમ માધવા સહી, નરસિંહાશ્રમ મુકુંદા તહી.
રઘુનાથાશ્રમ અંકભૂતા જેહ, અચ્યુતાશ્રમ શ્રીધર તેહ;
વિશ્વંભરાશ્રમ વાસુદેવ, બ્રહ્માનંદ આવ્યા અવશ્યમેવ.
અદ્વિતાશ્રમ કેશવ સ્વામી, અનંતાશ્રમ નારાયણ નામી;
શિવાનંદ બાળકાશ્રમ માંહી, એ સત્તર સંન્યાસી આવ્યા તાંહી.

તે સર્વ સહિત એહો રાજાન, એક એકને દેતા બહુ માન;
નગર લોક આવ્યા સાંભળી, જાણ્યું પરમહંસની મંડળી મળી.
સમીપ મેહેતા તેડ્યા ત્યાંય, પરમહંસ મંડળી છે જ્યાંય;
તવ ભીમ ભણે મેહેતાજી સુણો, છે વિષ્ણુ ભક્તનો મહિમા ઘણો.
જે નરસિંહ છે વૈકુંઠનાથ, તે કામની કંઠે ન ઘાલે હાથ;
તું નટવર થઈ નાચે ને ગાયે, એ ધર્મ તો શો કહેવાયે ?
એ વૈષ્ણવતા કયાંથી લહી, એણી પેર ભીમ પૂછે સહી.

## પદ ૨ જું–રાગ ગોડી.

**મેહેતો**–ભાઈ મુને હરિગુણ ગાવાની ટેવ પડી, મારા નાથજીને ન મૂકું એકે ઘડી;
વિંધાયું મન મારું નવ રહે અળગું, પ્રભુ સાથે મારે પ્રીત જડી. ભાઇ૦
એક દિવસ ઉદ્યમને ગયો તો, તે લેને તું જાણી;
આખા દિવસનો રળીખપી આવ્યો, ભાભીએ ન પાયું પાણી. ભાઇ૦
મેં જાણ્યું ધ્રુવની પેરે કરુંરે, એવી વાત ઊર આણી;
માત વચને ધ્રુવ તપને ચાલ્યા, તેમ અમારે ભાભી ગોરાણી. ભાઇ૦
એમ મન નિશ્ચે કીધું, હરિગુણ ગાઉં વખાણી;
પોતે પોતાનું બિરદ પાળશે, પૂરણ પ્રીત પ્રમાણી. ભાઇ૦
જેણે નામાનું છાપરું છાઇ આલ્યું, આપી કબીરને અવિચળ વાણી;
તેપે તો હું હરિને વહાલો, છબીલોજી આપશે પાણી. ભાઇ૦
એવાં એવાં વચન સુણી મારાં, ભાભી તે બોલ્યાં વાણી;
ઉઠો દિયરિયા હું હસતી હુતી, તત્‌ક્ષણ આપું પાણી. ભાઈ૦
ધન્ય ધન્ય વહાલો ભાભી હૃદેમાં, વસિયા સારંગપાણિ;
ભણે નરસૈંયો તે દહાડાની, છબીલાશું પ્રીત બંધાણી. ભાઇ૦

## પદ ૩ જું–રાગ આશાવરી.

**ભીમ**–કોણ છે છબીલો ને કોણ નાથ, કોણે મૂકયો તારે મસ્તક હાથ;
વિષય શૃંગારમાં તું ભિન્યો રહે,હરિ મળવાનો તું મારગ કહે.
લંપટપણું તું મૂકી દે, અબોલ્યો અધ્યાત્મ ગ્રહે;
જ્ઞાન વૈરાગ્યને પંથે પળે, તો ગર્ભવાસનો ફેરો ટળે.
આ સઉ સંન્યાસી કેહે છે તને, પછે કહીશ વાર્યો નહિ મને;
ભીમ ભમે નરસૈં કાં ભમે, ગુરુ વિણુ જ્ઞાન આવે નહિ ક્યમે.

## પદ ૪ થું–રાગ આશાવરી.

મેહેતો–ભાઇ ભોજાઇએ રીસજ કીધી, કઠિન વચન વાગ્યું હૃદે માંય;
રીસાઇને હું ગયો વનમાં, જઇ શિવને પૂજ્યા ત્યાંય. ભાઇ૦
ચૈત્ર સુદી સપ્તમી સોમવારે, મેં મનમાં કર્યો વિચાર;
ઉગ્ર તપશ્ચર્યા માંડી મેં તો, રહ્યો નિરંતર વન મોઝાર. ભાઇ૦
મહાદેવે મને કહ્યું સમણામાં, માગ માગ તે આપું તને;
મેં માગ્યું સ્વામી તમને જે વહાલું, તે કૃપા કરી આપો મને. ભાઇ૦
ભોળા શંકર પ્રસન્ન હુવા, આવી મસ્તક મૂકયો હાથ;
સોળ સહસ્ર ગોપી સંગ રમતાં, રાસ દેખાડ્યો વૈકુંઠનાથ. ભાઇ૦
વ્રખુભાન દુલારી ને નંદલાલા, સખી સમાણી સર્વે સાથ;
પરમ કૃપાળ દયાળજી રમે, ત્યાં દીપક ધરાવ્યો મારે હાથ. ભાઇ૦
હેત આણી પોતાનો માની, મહાદેવ વચન બોલ્યા તે વાર;
નરસૈંયા આ લીલા ગાજે, જે જોયું કૃષ્ણાવતાર. ભાઇ૦

## પદ ૫ મું–રાગ આશાવરી.

ભીમ–આજ કળિયુગના લોક વિષયી, વળી વિષયા તેં ગાઇરે;
કૃષ્ણે કીધું તે આપણ કેમ કરીએ, તે લોક રહેશે વાત સાહી. આજ૦
કૃષ્ણે જોને ગોવર્ધન ધરિયો, તે આપણે કેમ ધરાયરે;
કૃષ્ણે જોને દાવાનળ પીધો, તે આપણે કેમ પીવાય. આજ૦
કૃષ્ણે નવાં કીધાં વચ્છ બાળક, જે હર્યાં હતાં બ્રહ્માય રે;
કૃષ્ણે જોને કાળિનાગ નાથ્યો, તે આપણાથી કેમ થાય. આજ૦
તું થા સંન્યાસી જઈ રહે કાશી, ભલો હોય તો નિર્ગુણ ગાની રે;
ભીમ ભણે મા ભૂલ્ય નરસૈંયા, ગર્જના કરી મુખ ઘણી. આજ૦

## પદ ૬ ઠું–રાગ આશાવરી.

મેહેતો–વિષયી તાર્યા રે વિષયી, વિષયી તારતાં ન લાગી વાર રે;
પતિત હતા તે પાવન કીધા, ધરીને કૃષ્ણ અવતાર. વિષયી૦
કોઇ કહેશે વિષયી ક્યિા તાર્યા, જેણે એ રસ ચાખ્યો રે;
મન કર્મ વચન મેહેતાજીને અર્પી, નાથજી હૃદેમાં રાખ્યો. વિષયી૦

સાંભળ્ય ભીમ મેં દીઠા વિનોદી, તમો મુક્તિ વાણી ન ગાઓ રે;
ધન્ય વૃંદાવન ધન્ય નરસૈંયો, જેનો નાથ હ્રદેમાં સમાયો. વિષયી૦

## પદ ૭ મું-રાગ આશાવરી.

**ભીમ**-સાંભળરે નરસૈંયા સાચું, મુજને દેખાડો અહીં રે;
મોટાથી હરિ છે મહા મોટા, કેમ હ્રદેમાં સમાય સહી. સાંભળરે૦
જો ગિરી મોટો મંદ્રાચળ કહિયે, તો સાગર માંહી ભીજે રે;
જો સાગર અતિ મોટો કહીયે, તો ધરા ઉપર ધરીજે. સાંભળરે૦
જો પૃથ્વી અતિ મોટી કહિયે, તો શેષ મસ્તક કણીકા ભાર રે;
જો શેષ સમર્થ અતિ મોટો કહીયે, તો નીલકંઠ કરે હાર. સાંભળરે૦
જો મહાદેવ અતિ મોટા કહિયે, સુર ઇંદ્ર બ્રહ્મા જેહ રે;
તે સકળ વસે છે નિરંતર, હરિના મુખમાં તેહ. સાંભળરે૦
એવા મોટા હરિ વિશ્વ પોતે ધરી, કેમ સમાય ઊર સંતતણે રે;
કોણ સાધન તને હરિ હ્રદયે વસે, મૂકને હઠ નાગરા ભીમ ભણે. સાંભળરે૦

## પદ ૮ મું-રાગ સામેરી.

**મેહેતા**-મારા વા'લાજીશું બોલતાં વાધ્યું રે,
આણી આણી વાટડિયે, ઓ ભીમ જો ચાલ્યા વાટડિયે;
સાચું સગપણ શામળાનું, વિસરિયું તે તારી છાતડિયે. આણી૦
પેર પ્રભુની મુજને લાધી, મારા વહાલાજીને પ્રેમ રસ ભાવે રે;
કુમકુમ કાજળ ટીલાં ટપકાં, નેહ વિના નાથ ન આવે. આણી૦
એ નેડો હવે હું નવ મેલું, રાખું હ્રદયા મોઝાર રે;
નરસૈંયાચા સ્વામીની સંગે રમતાં, આનંદ અંગ અપાર. આણી૦

## પદ ૯ મું-રાગ સિંધુડો.

**મંડળિક**-અલ્યા કૂડ કપટી લંપટી કાહુવે સદા, પાખંડરૂપ નાગર જાત;
રાય મંડળિક મદ ભર્યો ઓચરે, સાંભળો કુલ મંડળી વાત. કૂડ૦
જો હરિ હારજ એને આપશે, તો દુઃખ નથી દેતા;
અચરજ દાખ્યા વિના નહિ છૂટે નાગરા, સબળ દામોદર રાય પિતા. કૂડ૦
માળા તિલક પાખંડ રચે સદા, સુંદરી સંગ તું રંગ રાતો;
ભણે નરસૈંયો, ધૂર્ત સુણ્ય નાગરા, આવડું શું મદ ભેર ગાતો. કૂડ૦

## પદ ૧૦ મું—રાગ સિંધુડો.

મેહેતો—ભક્તનો ઇષ્ટ તું કૃષ્ણ કહાવે સદા, મામ મૂકે શું રે નંદલાલા;
ઇંદ્રનો વૈભવ સુદામાને આપિયો, આજ કૃપણ થશે કાનડ કાળા. ભક્ત૦
હરિ મારો હાથિયો, કાળિનાગ નાથિયો, અર્ધ ઉતરડિયો જમુના ઘાટે;
તે બળ તાહરું ક્યાં ગયું કાનુડા, આજ નાઠો શું રાધાજી માટે. ભક્ત૦
શિશુપાલ નરકાસુર જરાસંધ જીતિયા, અનેક જોદ્ધા તણા છેડિયા બંધ;
પ્રબળ બગાસુર તૃણવત ત્રોડિયા, કેશી કંસના તેં મોડ્યા કંઠ. ભક્ત૦
ભાવે કભાવે જેણે તુંને આરાધિયો, તે જનુનીને જઠર ન આવે વળતો;
ભણે નરસૈંયો સ્મરણ તારું કરે, રાખે બાળકને બાપ બળતો. ભક્ત૦

## પદ ૧૧ મું—રાગ મારુ.

રઘુનાથાશ્રમ—અલ્યા રામજીનું લીજે નામ, તેણે ભવ છૂટિયે રે;
તુજ કૃષ્ણથી નવ સરે કામ, મિથ્યા કાંસા કૂટિયે રે. અલ્યા૦
રામનું નામ નામદેવે લીધું, તેની મોઇ જીવાડી ગાય;
નિર્મળ નામ રામજી કેરું, તે લેતાં કોટી પાતિક જાય. અલ્યા૦
રાજીવલોચન ભવદુ:ખ મોચન, દીનાનાથ દયાળ;
રામને મૂકી શું ગ્રહી રહ્યો છે, ગૌચારન ગોપાળ. અલ્યા૦
સીતાનો સ્વામી અંતરયામી, જેને નામે ભવ નિસ્તાર;
રઘુનાથાશ્રમ કહે નરસૈંયા સુણ, માગમાગ રામજી પાસે હાર. અલ્યા૦

## પદ ૧૨ મું—રાગ આશાવરી.

મેહેતો—રે ઘરડા થઇશું ત્યારે રામજી કહીશું, આપણાં કહ્યાનો મારે ખપ નથી;
છેલ છબીલો ને છોગાળો, તેને મૂકીને બીજો ભજવો નથી. ઘરડા૦
થડ મૂકી ડાળે કોણ વળગે, મૂકી મોદિક ખડ કોણ ખાયે;
રંગ રંગીલા છેલને છાંડી, મુકુટવાળાને કોણ ગાયે. ઘરડા૦
કૃષ્ણજી માત મારે, કૃષ્ણજી તાત છે, સગાં સહોદર કૃષ્ણજી સહી;
લોક મુને નંદો ને સંત મુને વંદો, મારે ગોવાળિયો મૂકવો નહીં. ઘરડા૦
સનક સનંદન મુનિજન વંદન, તે હરિ મારે હૃદે રહે;
ગિરિધરધારી ને કુંજબિહારી, ભક્તવત્સળ બિર્દ વિઠુલો વહે. ઘરડા૦
પૂરણ બ્રહ્મ ને સદા હિતકારી, દોહેલું દાસનું નવ સેહે;
નરસૈંયાચા સ્વામિને ભૂલ મા સંન્યાસી, ગર્જના કરી કૃષ્ણ કૃષ્ણ કેહે. ઘરડા૦

## પદ ૧૩ મું–રાગ સામેરી.

ભીમ–જો જો રામજીને નિંદે નાગરો, એને અધ્યાત્મ બ્રહ્માનો આધરો. ટેક.
રામજી વિના કોણ ભવજળ તારે, તું જોને મન વિચારી રે;
ચરણ શરણ પ્રતાપથી રે, ઓધારી ગૌતમ નારી. જુઓ૦
સાગરમાં જેણે શલ્યા તારી, ઢીમરને વૈકુંઠ આપ્યું રે;
ચિરંજીવી વિભીષણ કીધો, રાવણનું કુળ ઉથાપ્યું. જુઓ૦
રામને જાણો શંકર સરખા, તારક મંત્રનું હારદ લહે રે;
ભીમ ભણે કાં ભૂલે નાગરા, ગર્જના કરી મુખે રામજી કહે. જુઓ૦

## પદ ૧૪ મું–રાગ સામેરી.

મેહેતો–બેસી રહેને, બેસી રહેને, રામ દાસિયા;
અલ્યા તું બેશી રહે રામ દાસિયા, તેં તો દંભે રામ ઉપાસિયા. બેસી૦ ટેક.
રામજીના સેવક હોય સમદૃષ્ટિ, તે કોને નવ બોલે માઠું રે;
રામ કૃષ્ણમાં અંતર શાનો, જ્ઞાન તારું ક્યાં નાઠું. અલ્યા૦
પૂરણ બ્રહ્મ છબીલો મારો, જેણે ગોકુળ ગાય ચારી રે;
સત પાળ્યું સીતાપતિ સ્વામી, એક પતિવ્રત ધારી. અલ્યા૦
જેણે કંસ કુળ નિકંદન કીધું, છેદ્યાં રાવણનાં શીશ રે;
રાજ્ય વિભીષણ ઉગ્રસેનને આપ્યું, એવા એ જગદીશ. અલ્યા૦
તુંબડાં લીધે વિરાગ કીધે, રામ મળે નહીં, જ્યાં લગી નહિ વિવેક રે;
ભણે નરસૈંયો સાંભળ ભૂર ભીમડા, રામ કૃષ્ણ બેઉ એક. અલ્યા૦

## પદ ૧૫ મું–રાગ સિંધુડો.

ભીમ–શ્રી રઘુનંદન મંદ હું માનવી, દાનવી બુદ્ધિ ટાળો રે દેવા;
મનના સ્વાદને વાદ કરી બોલીએ, ભૂલીએ રામજી તારી સેવા.
અકળ અવિનાશ પ્રકાશ મન કીજીએ, દીજીએ દર્શન રામ રૂડા;
રામ નામનો વિશ્વાસ આવ્યો નથી, તે નર ભવજળ મધ્ય બૂડ્યા.
અંબરીષ વિભીષણ પરમ વિચક્ષણ, અંજની સૂત હનૂમાન દાસ;
ભીમ ભણે જેણે રામજી ઓળખ્યા, છુટયો તેનો આ ગર્ભવાસ.

## રાગ ૧૬ મું–રાગ મારુ.

મેહેતો–શ્રીકૃષ્ણ મહારાજ, મારે તો શ્રીકૃષ્ણ મહારાજ;
રંગીલો છબીલો ને છોગાળો, અવરસું નહિ કાંઈ કાજ. મારે૦

દુર્મતિયા દુર્બુદ્ધે કરીને, મિથ્યા આણે વાજ;
વિવેક વાતને કંઈ નવ જાણે, દિલમાં રાખે દાઝ. મારે૦
મન મમતા આણે, આપ વખાણે, જાણે નહિ કાંઇ મર્મ;
ભણે નરસૈંયો કૃષ્ણ સેવ્યા વિના, ભાગે નહિ કાંઈ ભર્મ. મારે૦

## પદ ૧૭ મું–રાગ આશાવરી.

નરસિંહાશ્રમ–નરસિંહાશ્રમ કહે સંન્યાસી,બાવન ખટ માસ મેં સેવી કાશીરે;
આત્મ વિદ્યા મેં ઘણી ઉપાસી, તોએ ન મળ્યા મને અવિનાશી. નર૦
બોંતેર ખટ માસ રહ્યો હું પ્રયાગે, સવાસો મથુરાં સેવ્યું રે;
તોએ સ્વપ્ને ના દીઠા કૃષ્ણજી, તો તને દર્શન કેવું? નર૦
પચ્ચાશ વર્ષ નિમિષારણ્ય રહ્યો, પુષ્કર રહ્યો પચાશ રે;
કેદારગઢ કામરુ ભમિયો, તોએ ન મળ્યો અવિનાશ. નર૦
સર્વ ઉપર સંન્યાસી થાશે, તારી પત તો જાશે પરી રે;
નરસિંહાશ્રમ કહે નરસિંહડા, બેશી રહેશે તારો અરિ હરિ. નર૦

## પદ ૧૮ મું–રાગ માળવ.

મેહેતા–રહે રહે ભગુવા લવરી કરતો, ભલો હોય તો અહિંયાંથી જા;
રળવાનું તને જોર ન હોય તો, રાખ ચોળીને ભીખી ખા. રહે૦
અદેખાઇ કરતો રહે જોગટા, લવરી કરતો ઉઠી જા;
જો પેલા વડના ટેટા મધ્યે, નાથ મારો બિરાજે ત્યાં. રહે૦
વારે વારે તુજને કહું છઉં, શામળિયાનું સ્મરણ સાહ;
ભણે નરસૈંયો સાંભળ્ય ભગુવા, માળા ઘાલીને વૈષ્ણવ થા. રહે૦

## પદ ૧૯ મું–રાગ માળવ.

અદ્વિતાશ્રમ–મહા રાંડનો મને માળા ધરાવે, જોતાં સૂધો કપટી સહી;
માળા તિલક ને છાપા છાપે, તુજને બ્રાહ્મણ ગણવો નહીં. મહા૦
આદ્ય અંત મધ્યે તું જોની, એવું કર્મ કહ્યું કીએ ઠામ;
પોતે પોતાનો ધર્મ તજીને, સગુણ બ્રહ્મનું લે છે નામ. મહા૦
ઘેલો રાજા ને તું પણ ઘેલો, એમાંથી કોઇને નથી કામ;
અદ્વિતાશ્રમ કહે સન્યાસી, મેલી દે તારો સુંદરશ્યામ. મહા૦

## પદ ૨૦ મું–રાગ મારુ.

મેહેતા–તે કેમ મૂકયો જાય, ભગુવા, તે કેમ મૂકયો જાય;
જેને શુક સનકાદિક ગાય, ભગુવા, તે કેમ મૂકયો જાય.' ટેક.
વિષયી જનને ઉદ્ધારવા વહાલે, ભૂતળ અવતાર લીધો રે;
છોગાળો ને છેલ છબીલો, જેણે વિશ્વ કૃતારથ કીધો. ભગુવા૦
જેણે જેવો દીઠો તેવો ગાયો, મેં રસીક રંગી ગાયો રે;
રાધાની સંગે હીંચ લેતો, તે મારે હૃદયે સમાયો. ભગુવા૦
મધુર વચન કહી વિનવિયો, નિરખ્યો કાનુડો કામી રે; "
વિરહ વિસારણ દુઃખનો ભંજન, તે નરસૈંયાચો સ્વામી. ભગુવા૦

## પદ ૨૧ મું–રાગ માળવ.

ભીમ–જો બ્રાહ્મણ તો વૈષ્ણવ કીમ છે, વૈષ્ણુવ તે નવ બ્રાહ્મણ નામ;
માળા તિલક પાખંડ કરીને, તેં વણુસાડ્યું આખું ગામ. જો બ્રા૦
ગાન કરીને ગાતો નાચે, નારી સકળ વૈષ્ણવડી કીધ;
નટવાની પેરે શું કરે નાગરી, દામોદરરાયને દોષ કાં દીધ. જો બ્રા૦
પાખંડે પેટ ભરે બહુ પેરે, આજ મંડળિકે સહાયો હાથ;
ભીમ ભણે છૂટશે નરસૈંયા, જો જપશે તું રઘુપતિનાથ. જો બ્રા૦

## પદ ૨૨ મું–રાગ આશાવરી.

મેહેતા–અદેખા લોક તે અણુઘટતું બોલે, મર્મ જાણ્યો ન જાય રે;
જેનું મન જે સાથે બાંધ્યું, તે વિના તેણે ન રહેવાય. અદેખા૦
ભાવિ પદારથ હોય તે પેખે, પ્રીત ભલી મનમાંય રે;
સ્નેહતણું કારણ છે મોટું, તેની અળગી આંખ જણાય. અદેખા૦
શામળિયો મારે હૃદયે સમાયો, તે જગના લોક શું જાણે રે;
ભણે નરસૈંયો સાંભળ્ય ભૂડા ભીમડા, ફોગટ શાને તું તાણે. અદેખા૦

## પદ ૨૩ મું–રાગ આશાવરી.

ગોવિંદાશ્રમ–ગોવિંદાશ્રમ કહે નરસૈંયાને, અમે પ્રીછી પ્રીત તારી રે;
મહાવાક્ય ઉપદેશ વિના તને, કીમ મળે દેવ મોરારી. ગોવિંદા૦
શ્રીપાત થઈને અમે સર્વશ મૂક્યું, અષ્ટાંગયોગ અમે સાધ્યો રે;
અમો દંડ કમંડળ ધારી રહ્યા, તું માળા ધારી કેમ વાધ્યો. ગોવિંદા૦

નાચ્યા ખુંદ્યા ને તાળ વજાડી, એમ પરમ પદ નવ લહિયે રે;
ઉદર ભરવાને પાખંડ કરવા વળી, લોકને અદેખા ન કહિયે. ગોવિંદા૦
મુકને માળા ને તજને ગોવાળા, અમો આપિયે ૐકાર રે;
ગોવિંદાશ્રમ કહે નરસૈંયાને, નાચે કુદે ન પામે હાર. ગોવિંદા૦

પદ ૨૪ મું–રાગ મારુ.

હેતો–સિદ્ધિ ન હોય રે, શ્રીપાતને, સિદ્ધિ ન હોય રે;
વૈષ્ણવ વિના તર્યા નહિ કોય, શ્રીપાતને, સિદ્ધિ ન હોય રે. ટેક૦
કીઆ સંન્યાસી શરણુ જ પામ્યા, દંડ ભેખ જટાધારી રે;
તું વૈષ્ણવની નિંદા કરે તો, નરકતણો અધિકારી. શ્રીપાત૦
કાં સ્ત્રી મરે કે ખાવા ટળે ત્યારે, મુંડમુંડાવી ભગુવાં પેહેરો રે;
પ્રેમ ભક્તિ વૈરાગ્ય વિના રે, કુંકાવો કાન બેહેરો. શ્રીપાત૦
તારા ૐકારનું કરને અથાણું, મારી સાથે વૃંદાવન ચાલ રે;
ભણે નરસૈંયો મેલ તારું કમંડળ, કરમાં આ તાળ ઝાલ. શ્રીપાત૦

પદ ૨૫ મું–રાગ મારુ.

ીમ–વાંકી વાણી રે, મેહેતા, તારી વાંકી વાણી રે;
ૐકારથી તાળ વખાણી, મેહેતા તારી વાંકી વાણી. ટેક૦
રાગ કરી કીર્તન ગાએ, વળિ વળિ કોટ હલાવે રે;
ઉત્પાત વાત કરે નરસૈંયા તું, શ્રીપાતને તાળ ઝલાવે. મેહેતા૦
નિર્ગુણ બ્રહ્મને મૂકી દઈને, વિષય શૃંગાર તું ગાય રે;
નાચી બ્રાહ્મણ ભ્રષ્ટ થયો શું, ક્યાં છે વૈકુંઠરાય. મેહેતા૦
નિંદા કરે છે પરમહંસની, કોણે કીધો તને ઘેલો રે;
ભીમ ભણે ભજ નિર્ગુણ બ્રહ્મને, મૂકી દે છેલ છબીલો. મેહેતા૦

પદ ૨૬ મું–રાગ પરજ.

હેતો–તે કેમ મૂકિયે રે, અહક્ષણ મૂકયો ન જાય;
સૂક્ષ્મરૂપે શામળિયોજી, મારા હ્રદેમાંયં સમાય. તે કેમ૦
અમે વૈષ્ણવ છીએ છેલ છબીલાના, શું સમજે ગોસાંઈ રે;
વૃંદાવન માંહે છબીલે, દીધું ગોપીને સાંઈ. તે કેમ૦
નરસૈંયો હરખે હરિગુણ ગાશે, ભીમડો રીસે બળશે રે;
આપણ બેઉએ વાદે વળગ્યા, કોણ જાણે કોણ તરશે. તે કેમ૦

પ્રેમરસનો સ્વાદ શંકર જાણે, કે જાણે શુક યોગી રે;
એક જાણે છે વ્રજની રે નારો, બીજો નરસૈંયો ભોગી. તે કેમ૦

પદ ૨૭ મું–રાગ પરજ.

સહુચરાનંદ–નથી પામવા રે, વેરાગ વિના ભગવાન;
તને દર્શન ક્યાંથી ભાઈ, વિના આતમજ્ઞાન. નથી૦
વેરાગ જો શુકજીએ ભોગવ્યો, ધ્રુવ અંબરીષ પ્રલ્હાદ રે;
તે વિદ્યા તે તારે ક્યાંથી, એ મિથ્યા કરવો વિવાદ. નથી૦
વેરાગ જોને હવો વિદુરને, તે પામ્યો દેવ મોરાર રે;
તારી પેઠે કોઈએ ન ગાયો, નાગો ભુંડો શણુગાર. નથી૦
લંપટપણે હરિ નહીં મળે, રાડજ મિથ્યા લાગી રે;
સહુચરાનંદ સ્વામી કે છે નરસૈંયા,અલ્યા મુકને ગોપાલ થા વેરાગી. નથી૦

પદ ૨૮ મું–રાગ માળવ.

મેહેતો–મુંડ મુંડાવીને ટોપી ઘાલી, એમ ન થઈએ વેરાગી રે;
અમો છું વૈષ્ણુવ છેલ છબીલાના, તે સાથે લગની લાગી. મુંડ૦
મમતા ભાગી તે વેરાગી, અનહદ શૃંગી બોલે રે;
ભેખ ધરીને દ્વેષ કરે તે, જોગી અસુરને તોલે. મુંડ૦
સંસાર વેવાર સર્વે સાચવિયે, વિકારથી વેગળા રહિયે રે;
સર્વે ભૂત સમદ્દષ્ટે પેખે, તેને વેરાગી કહિયે. મુંડ૦
અભિમાને તેં તો સુકૃત ખોયું, પ્રીત રંગ નથી લાગો રે;
ભણે નરસૈંયો ભેખ તજીને, પેહેરને પંચવસ્ત્રનો વાગો. મુંડ૦

પદ ૨૯ મું–રાગ માળવ.

માધવાશ્રમ–રહે રહે ઘેલા નાગરા, આવડો શાનો અહંકાર;
વૈષ્ણુવ નામ ધરાવે તો, ચડભડવામાં શો સાર. રહે૦
હરિજન હોય તે બકે ન ઘેલું, રહે લક્ષ્મીવરમાં લીન રે;
પંચવિષય પંચવસ્ત્ર તજીને, એક ગ્રહે કોપીન. રહે૦
શુકદેવ, વ્યાસ ને દુર્વાસા, ભગુવાં અંગીકાર કરતા રે;
નાગરા નટવાની પેરે ભકતો, શણુગાર કે દી ન ધરતા. રહે૦
શ્રીકૃષ્ણુ સ્વામી તો સર્વનો, ભક્તનો વિશ્રામ રે;
માધવાશ્રમ કહે નરસૈંયા, ભિન્ન નથી કેશવ રામ. રહે૦

### પદ ૩૦ મું–રાગ સામેરી.

મેહેતા–ભેખ ઉપર શું ભૂલો સંન્યાસી, ભેખ ઉપર શું ભૂલો;
લગન નહીં લક્ષ્મીવર સાથે, તેણે તમે તો ડુલો. ભેખ૦
જેને રંગ રંગીલાસું લાગ્યો, તે સહુ પામે સુખ;
ભેખ ધરીને ભગુવાં પહેરે, તે બહુ પામે દુઃખ. ભેખ૦
મારે છે શામળિઓ સાચો, મુજને આપશે હાર;
ભણે નરસૈંયો સુણો સંન્યાસી, તમને થશે ફિટકાર. ભેખ૦

### પદ ૩૧ મું–રાગ મારુ.

ભીમ–હાર ન આપે રે, અલ્યા તને હાર ન આપે;
જોને સંન્યાસી સાથે રે, અલ્યા તને હાર ન આપે રે. ટેક.
ભક્તિ વિના તું ભૂલ્યો ભમે રે, જીવ જંજાળમાં વળુંધ્યો રે;
ઘણા દિવસ છાનો દંભ ચલાવ્યો, હવે સાંકડે સળગ્યો. અલ્યા૦
પૂરણ બ્રહ્મ પુરુષોત્તમ સ્વામી, રહ્યો વિશ્વ પ્રકાશી રે;
તે સાથે નહીં પ્રીત જ પૂરી, હવે ક્યાં જઇશ નાશી. અલ્યા૦
નિર્ગુણ બ્રહ્મની નિંદા કરે છે, ઘેલા ગર્વ કાં રાખે રે;
ભીમ ભણે તું હાર ન પામે, વિના રામજી ન ભાખે. અલ્યા૦

### પદ ૩૨ મું–રાગ મારુ.

મેહેતા–શાપ ન લાગે રે, અલ્યા ભક્તને શાપ ન લાગે;
જોને દુર્વાસા આગે રે, અલ્યા ભક્તને શાપ ન લાગે રે. ટેક.
અંબરીષને દુર્વાસા નડિયો, શાપ દીધો મહા માઠો રે;
સુદર્શન તે પૂઠે પળાયું, ત્યારે ઋષિ ચડપ દેતો નાઠો. અલ્યા૦
શિવ બ્રહ્માદિક દેવ મુનિજન, કોએ શરણુ નવ દીધું રે;
રાજાની જઇ સ્તુતિ કરી ત્યારે, ચક્ર વાળીને લીધું. અલ્યા૦
ફરી ફરી ઋષિશ્વર શરણે આવ્યા, હરિજન મોટા કીધા રે;
અંબરીષ કારણ કૃષ્ણજીએ, દશ અવતાર લીધા. અલ્યા૦
બ્રહ્મા રુદ્ર બેઉ સાખ જ પૂરે, દેવ ગંધર્વ સઉ જાણે રે.
ભણે નરસૈંયો નિષ્ફળ નહિ જાએ, કૃષ્ણને જેહ વખાણે. અલ્યા૦

## પદ ૩૩ મું–રાગ મારુ.

ભીમ–વિચારે હાર જડશે રે, અલ્યા તને હાર વિચારે જડશે;
વણુ વિચારે વિપત્ત પડશે રે, અલ્યા તને હાર વિચારે જડશે. ટેક.
અલ્યા તું પાઘડી બાંધે ખૂણાળી, ઝીણા જામા ને પટકા રે;
સ્ત્રી સામું જોઇ આંખ નચાવે, વળી કરે હાથના લટકા. અલ્યા૦
નગર સ્ત્રી તને મોહી રહી, તું લંપટ દંભ ધારી રે;
કામની કંઠે બાંહે ધરીને, નાચે નચાવે શું નારી. અલ્યા૦
હમણાં હાર મંગાવની મેહેતા, તારો કોણ છે દેવમોરારી રે;
ભીમ કે બે ઘડીનું સાટું, નહીંતર રાયજી નાંખશે મારી. અલ્યા૦

## પદ ૩૪ મું–રાગ પરજ.

મેહેતો–હે હરિ! તારે ભરુંસે વળુંધ્યો રે, હું તો તારે ભરુંસે વળુંધ્યો. ટેક.
મંડળિક મુજને મારશે રે, ત્યારે ગોકુળ કેમ રહેવાશે રે;
મારું તો કંઇ નથી જાતું, તારું ભક્તવત્સલ બિરદ જાશે. હું તો૦
પ્રહ્લાદથી હિરણ્યકશિપુ તાર્યો, અંબરીષથી દુર્વાસા રે;
એકવાર આ દુષ્ટોને હરાવો, મુજને તારી મોટી આશા. હું તો૦
સંન્યાસી સહુ વરવું બોલે, એ ઘણા ને હું એક રે;
વિનતિ કરે નરસૈંયો હાર માટે, વાહલા હવે વધ્યો આંક છેક. હું તો૦

## પદ ૩૫ મું–રાગ સોરઠ.

અદ્ભુતાશ્રમ–રહે રહે ઉભો નાગરા, હરિશું ન કીજે ગર્વ રે;
હઠે હાર આપે નહીં, તેં સુકૃત ખોયું સર્વ. રહે૦
હઠે દાનવ પદવી પામે, તે રહે થોડા કાળ રે;
તપોબળે વરદાન જ પામે, તે ઉથાપે ગોપાળ. રહે૦
હિરણ્યકશિપુ હઠે ભરાયો, બીજો રાવણ દુર્યોધન રે;
અકળ પુરુષ નવ હઠ પામે, તું છોડને મમતા મન. રહે૦
કેમ કરી લજ્જા રાખે તારી, તેં હરિ ભજ્યા જમ તમરે;
અટપટી ગત ગોપાળની, એમ કેહ છે અદ્ભુતાશ્રમ. રહે૦

## પદ ૩૬ મું–રાગ પ્રભાત.

મ્હેતા–હરિ તું દયાળ હું દીન દામોદરા, જુઓ દીનાનાથ હૃદયે વિચારી;
ચરણ શરણ આવ્યો કૃપાનાથજી, કરની સંભાળ ગોપાળ ભારી. હરિ૦
દેવના દેવ સુણ દેવકીનંદન, ભક્તપાળક એવું બિરદ તારું;
એમ જાણી ઘટે તમ કરો વિઠ્ઠલા, અવર અદાપ નહિ કાંઈ મારું. હરિ૦
દુષ્ટ ભાવે કરી પૂતના તારી તેં, તેનો જમદૂતનો ભય નિવારી;
આમિકી નામ કીર્ત્તન કરી ઓધરી, તું વિના કોણ તારે મોરારી. હરિ૦
જો મારા કર્મને ભુલીશ તું ભૂધરા, પતિત પાવન તારું બિરદ જાશે;
છોડતાં તો તું નહિ છૂટે શામળા, છાંડતાં તારું ઉપહાસ્ય થાશે. હરિ૦
દ્રૌપદીને તેં પટકૂળ પૂરિયાં, થાપીઓ ધ્રુવ અવિચળ આગે;
દાસ નરસૈંયો તુજને ભજે જપે, રાખ શર્ણે નહિ તો લાજ લાગે. હરિ૦

## પદ ૩૭ મું–રાગ માળવ.

નરસિંહાશ્રમ–વટલ્યો રે નાગર નરસૈંયો, જેણે ઍાટ્યું આહીરનું ખાધું રે;
અવર રસ સર્વ ઢળતો મૂકયો, વિષ હળાહળ પીધું. વટ૦
જેને બ્રહ્મા વેદ વખાણે, લાગી જોગેશ્વરસું તાળી રે;
સનકાદિકને સ્વપ્ને ન આવે તે, ક્યાંથી મળે વનમાળી. વટ૦
જેને ખાંધે કામળી ને હાથે લાકડી, તે ગૌ ચરાવા જાય રે;
તે નરસૈંયાને સાથ બેસાડી, એકઠો બેશી ખાય. વટ૦
સ્વપ્ન સાચું જાણી વળુંધ્યો, ગળા સ્વાદે ગાય રે;
નરસિંહાશ્રમ કહે તરે નરસૈંયો, જો શ્રીપાતને શર્ણે જાય. વટ૦

## પદ ૩૮ મું–રાગ પ્રભાતીયું.

મ્હેતા–અજ્ઞાન અબુદ્ધ તારું મન ચોદિશ ભમે, પ્રીતની રીત તું શું રે જાણે;
પ્રીત વિના તું વિપરીત મુખ ઓચરે, એમ અજ્ઞાન તું કેમ આણે. અ૦
વિશ્વવ્યાપક પાળક છે શ્રી હરિ, તે રઘુનાથને તું શું રે જાણે;
વેદ નેતિ કહે નારદ શારદ સદા જપે, જે હરિ ગોપીકા પ્રેમ આણે. અ૦
જે રઘુવીર રણધીર કહાવે સદા, દશરથ વીર રઘુનાથ કહાવે;
અળગો છે સર્વથી, સર્વ મધ્યે સદા, તે અલ્પ બુદ્ધિને ઘટ કેમ આવે. અ૦
અલ્પ મતિ ઓચરે, જન્મ વૃથા કરે, હરિજન વિના હરિ હાથ નાવે;
ભણે નરસૈંયો હું અસત્ય ન ઓચરું, લીન થયા વિના હરિ કેમ આવે. અ૦

### પદ ૩૯ મું–રાગ સોરઠ.

અચ્યુતાશ્રમ–ગર્વ ન કીજે ઘેલડા, શું સાન ગુમાવ્યું;
સુકૃત ખોયું હઠવડે, શું કર્મ કમાયું. ગર્વ૦
નેત્ર છતે થયો આંધળો, જોને મનમાં વિચારી;
જેવી જનેતા આપણી, તેવી જાણ પરનારી. ગર્વ૦
શા કાજે તું અવતર્યો, તેં શું કારજ કીધું;
અમૃતરસ મેલી દેઇને, હળાહળ કેમ પીધું. ગર્વ૦
અણઘટતું શું આચરે, હૃદે થયું શું શૂન્ય;
અચ્યુતાશ્રમ એમ આચરે, મેહેતા કાં રહ્યો મૂન્ય. ગર્વ૦

### પદ ૪૦ મું–રાગ વેળાવર.

મેહેતા–મુન્ય અમે રહીએ નહીં, હરિયે આપ્યું છે મુખ;
કૃષ્ણ લીલા રસ ગાઇએ, પ્રેમ પરમ સ્વરૂપ. મુન્ય૦
મુન્ય રહ્યા જે મુનિયો, તેને નડ્યું દુઃખ;
હરિ રસને પીધા વિના, ભાગે નહીં ભૂખ. મુન્ય૦
હરિ રસ પીને તરપત થયા, સાચા તે જંન;
નરસૈંયાચા સ્વામીને મળ્યા, તેનાં ગયાં પાપપુણ્ય. મુન્ય૦

### પદ ૪૧ મું–રાગ વેળાવર.

કેશવાશ્રમ–મેહેતા મોટમ નવ કીજીએ, સુધી સમજાતી વાત;
નિર્મળ મન રાખી કરી, સમરને સિતાનાથ. મેહેતા૦
સાધનને ના નિંદીએ, સાધન સર્વ સત્ય;
સાધન સાધે પ્રથમથી, તો હોયે ગત્ય. મેહેતા૦
પ્રથમ મૂળ સાધન ખરું, સાધ્યે સીઝે કામ;
કેશવાશ્રમ કે' સુણરે મેહેતા,ભાવે ભજજે શ્રીરામ. મેહેતા૦

### પદ ૪૨ મું–રાગ મારુ.

મેહેતા–રહેવા દે તારો રામ, ભગુવા, રહેવા દે તારો રામ;
તેનું મરતી વેળા છે કામ, ભગુવા, રહેવા દે તારો રામ. ટેક૦
કેશ પળાય ને નેણાં ગળે રે, શ્રવણે સાંભળતા રહિયે;
લલુતા વાધે શ્વાનની પેરે, ત્યારે રામજી કહિયે. ભગુવા૦

જન્મનો જોગી કુટુંબ વિરોધી, ખોઈ બેઠો ધણીઆણી;
રંગીલો છબીલો નરસૈંયાચો સ્વામી, તે કેમ શકે તું જાણી. ભગુવા૦

## પદ ૪૩ મું–રાગ કાફી.

મેહેતા–શું સૂતો સોડ તાણી, શામળા શું સૂતો સોડ તાણી;
મેં તો તારી દુષ્ટેણુ ન જાણી, શામળા શું સૂતો સોડતાણી. ટેક.
સમીવડ સાથે શોભીએ રે, દેવતા સંગ જુગદીશ;
કીડી ઉપર શો કુહાડો, મુજ રંક ઉપર શી રીશ. શામ૦
વૃંદાવન દ્રુમ શીતળ છાયા, જમુના ત્રટ સમીર;
રાધાજી તારા ચર્ણ તળાંસે, ઘણું ઊંઘ્યો શ્યામ શરીર. શામ૦
જેમ જાગ્યો દ્રૌપદીને કાજે, ગજની કીધી વહાર;
જરાસંધને જીતી મૂકાવ્યા, રાજા તે વીશ હજાર. શામ૦
માનીતીને કાજે લાવ્યા, પારિજાતકનું ઝાડ;
નરસૈંયાને એક હાર આપતાં, શાનો ચઢે છે પાડ. શામ૦
વસુદેવ નંદ તો મોતે મુઆ છે, મુજ ઉપર શો ક્રોધ;
ભણે નરસૈંયો હવે વાહણું વાયું, જાગ્યરે જાદવ જોદ્ધ. શામ૦

## પદ ૪૪ મું–રાગ કાફી.

પ્રસાદપુરી–તારે કાજે સૂતો, શામળિયો તારે કાજે સૂતો;
અલ્યા વિષયારસમાં ગુંથ્યો, શામળિયો તારે કાજે સૂતો. ટેક૦
જ્યાં વિષય ત્યાં વિષ્ણુ નહિરે, એમ બોલે વેદ પુરાણ;
રામ તજી જેણે વિષય રસ ગાયો, તે પુરુષ નહિ પણ પાહાણ. શા૦
શનકાદિક ને શંકર સરખા, નારદ શુક સુજાણ;
ગોરખ, દત્ત, વસિષ્ઠ વખાણે, નિર્મળ શ્રી નારાણ. શા૦
નારાયણને નિદ્રા નથી રે, નરસૈંયા તું અવિધાર;
પ્રસાદપૂરી કેહ તારો કનૈયો સુતો, જ્યારે તેં ગાયો શણગાર. શા૦

## પદ ૪૫ મું–રાગ કાફી.

મેહેતા–સાચાની કરે સહાય, શામળિયો સાચાની કરે સહાય;
શું જાણે શ્રીપાતો સરવે, હરિતણો મહિમાય. શામ૦

તમો જાણો વિષય રસ ગાયો, મારો હરિશું પ્રેમ ઉભરાય;
હરિ લીલા શણગારજ ગાતાં, વિષયી નહીં કહેવાય. શામ૦
શુક સનકાદિક નારદ શારદ, હરિલીલા રસ ન્હાય;
ભણે નરસૈંયો હરિરસ ગાતાં, સકળ કારજ સિદ્ધ થાય. શામ૦

### પદ ૪૬ મું–રાગ રામગ્રી.

દેવા ભક્તિ વાહલી, દેવા ભક્તિ વહાલી, વૈકુંઠથી ભૂમિ આવ્યા ચાલી;
અખિલ સ્વરૂપ તારું દેવને દુર્લભ, ગોપીકાને કંઠે બાંય ઘાલી. દેવા૦
શ્રીમુખે એમ કહ્યું ભક્ત આધીન છું, તો દાસને પ્રાણની પેર પાળો;
સર્વની સહાય કરે છે તું શામળા, આજ દુઃખ માહરું શે ન ટાળો. દેવા૦
ભક્તિ કારણ જસોદા ઘેર અવતર્યો, કંસ માર્યો, નાથ્યોરે નાગ કાળી;
ભક્તને કારણે અંબરીષ ઉગારીઓ, અવતાર લીધોરે તેં વળી વળી. દેવા૦
સ્તંભ ફાડી આવ્યો ભક્તને કારણે, પ્રહ્લાદને અભેદાન દીધું;
નરસૈંયાચા સ્વામી ભક્તવત્સળ, સદા હારને કાજે કાં અસુર કીધું. દેવા૦

### પદ ૪૭ મું–રાગ દેશાખ.

બ્રહ્મભારથી–હઠ લીધે અર્થ ન થાય, મેહેતા હઠ લીધે અર્થ ન થાયરે;
આઠ માસ બપૈયો ટળવળે, તેને મેઘ પાણી નવ પાય. મેહે૦
સાચી સેવા વિના રામ રાચે નહિ, ખોટી તારી પ્રીતરે;
આકૃણીએ હાર આપે હરિરે, હોય જોગ સાધ્યાની રીત. મેહે૦
વાયુને રોધો શરીરમાં શોધો, ઘટ ઘટ રામજીને નિરખોરે;
બ્રહ્મભારથી કહે નરસૈંયા, થા જોગી અમ સરખો. મેહે૦

### પદ ૪૮ મું–રાગ સામેરી.

મેહેતા–ભોગી રે ભોગી, અલ્યા અમે ભોગી રે ભોગી;
જેનાં પાપ હોય તે થાય જોગી, અલ્યા અમે ભોગીરે ભોગી. ટેક૦
જટા ધરે જગદીશ મળે તો, વડ વૈકુંઠે ચાલે રે;
દંડ ધરે દીનાનાથ મળે તો, આંધળાં લાકડી ઝાલે. અલ્યા૦
ભસ્મ ચોળે ભગવાન મળે તો, ગર્ધવ છારમાં લોટે રે;
દંડવતે દયાળ મળે તો, ભોરિંગ બ્રહ્મને ભેટે. અલ્યા૦

વનમાં વસે વ્રજનાથ મળે તો, વનચર ગામ ન ઢૂંકે રે;
સિંગીએ શામળિયો મળે તો, બેહેરા, શંખ બહુ ફૂંકે, અલ્યા૦
જંગોટા કછોટા કંથા ગોદડી, શંખ ને શિંગી ફૂંકોરે;
ભણે નરસૈંયો તમે પ્રેમ પેર ન જાણો, મિથ્યા વઢવું મૂકો. અલ્યા૦

### પદ ૪૯ મું–રાગ મારુ.

શ્રીધરાશ્રમ–રાત રહી છે થોડી, નાગરા રાત રહી બહુ થોડી;
સ્નેહ દીઠો તારા શામળિયાનો, તેં શે નવ આવ્યો દોડી? નાગરા૦
સોરઠ મૂરત સર્વે જોવા મળી છે, કંઇ અર્થ ન સીઝોરે;
હજી આશા તને હાર તણી છે, કોણે ઘેલો કીધો. નાગરા૦
પાગે પડ પહેલાં સંન્યાસીને, મૂકને આ માળા ઉતારીરે;
મૃત્યુ થકો ઉગરરે નરસૈંયા, કહે શ્રીધર બ્રહ્મચારી. નાગરા૦

### પદ ૫૦ મું–રાગ મારુ.

મેહેતો–જીવને સાટેરે, માળા મારી જીવને સાટેરે;
શું મૂકું મૃત્યુ ભય માટે રે, માળા મારી જીવને સાટેરે. ટેક૦
પૂર્વના પુન્યે હું માળા પામ્યો, તે કેમ મૂકી જાયરે;
જો નરસૈંયો માળા ઉતારે તો, જગત પ્રલ્લે થાય. માળા૦
નવસેં નવાણું અવળી ચાલે, સમુદ્ર સાતે સૂકે રે;
મેરુ ચલે રવિ પશ્ચિમ પ્રગટે, નરસૈંયો માળા ન મૂકે. માળા૦
તમે જોગી સર્વે વૈષ્ણવ થાઓ, મારી પેઠે તાળ વજાડોરે;
ભણે નરસૈંયો રાખ ચોળીને, શીદને જન્મ વણસાડો. માળા૦

### પદ ૫૧ મું–રાગ મારુ.

વિશ્વેશ્વરાશ્રમ–મનની રાખરે, મેહેતા માળા મનની રાખરે;
તુલસી કાષ્ઠમાં ભાર ઘણો છે, એ ગુંછળાં કાઢી નાખ. મેહેતા૦
ભસ્મ તિલક તો ધરની લલાટે, મન આનંદ પમાડરે;
સોહં બ્રહ્મને બેઠો બેઠો ગાની, અનહદ તાળ બેઠો વજાડ. મેહેતા૦
આત્મ વિચાર વિણ અર્થ શરે નહિ, દુર્લભ મળવા રામરે;
વિશ્વેશ્વરાશ્રમ કહે નરસૈંયા, આમ ન કુધાનું કામ. મેહેતા૦

## પદ પર મું–રાગ મારૂ.

મેહેતા–વૈષ્ણવપણામાં ભાર, જોગીડા છે ઘણોરે;
મનમાં લે હરિનું નામ, જે હોય ગુંગણોરે.
અમે વિરલા વૈષ્ણવજન, પ્રગટ હરિ ગુણ ગાઇએરે;
નાચી કુદી કીજે કીર્ત્તન, લાજી કેમ જાઇએરે.
ચોરીનો શું છે માલ જે, ખૂણે બેશી ખાઇએરે;
અમે પીજે હરિ રસ પાન કે, પરને પાઇએરે.
આગળ નીસરવું સરિયાન, ખરે ખંખારીનેરે;
કુળ જાત ને લોકાચાર તે, સરવે વિસારીનેરે.
નથી જોવો કેવળ કૃષ્ણ કે, આંખ ફૂટારિયોરે;
તને લાગી નથી શ્રીપાત કે, પ્રેમ કટારિયોરે.
લટકાળા છબીલા નાથને, પ્રેમે પેખું હૂંરે;
નરસૈંયાચો સ્વામિ અમોલિક રતન, અન્ય તૃણવત લેખું છુંરે.

## પદ પ૩ મું–રાગ સિંધુરો.

દેવા અમચી વાર કાં બેદલ હોયલા, આપુલ્યા ભક્ત કાં બિસરુ ગેલા;
ધ્રુવ અંબરીષ પ્રહ્‌લાદ વિભીષણ, નામા હાથલે દૂધ પીલા. દેવા૦
અસુર માંહે હતો કબીર ઉદ્ધારિયો, નામાનું છાપરું આલ્યું છાઈ;
જયદેવને પદ્માવતી આપીને, રખે નાગરાને તું તો જાતો વાહી. દેવા૦
અમો ખળભળતાં તમો ખળભળશો, ગોકુળમાં કેમ રહી શકશો;
વૃંદાવનમાં રાધિકાની સંગે, અમો વિના આનંદ કેમ કરશો? દેવા૦
મંડળિક મુજને મારશે નાથજી, મુઠડી ધૂળ ભીંજાઇ જાશે;
ભક્તિ કરતાં નરસૈંયો મારીયો, દેવકીના પુત્ર ઉપહાસ્ય થાશે. દેવા૦
તમે વડી વડી વારના વાહુવ છો, મંડળિક રાયે તો માંડ્યું ઢીંગાણું;
જશ દ્યો તો જદુનાથજી જીતીએ, નરસૈંયાનું આ તો મંગળ ટાણું. દેવા૦

## પદ પ૪ મું–રાગ મારૂ.

વાસુદેવાશ્રમ–મૂક ને લીધી વાત, વૈષ્ણવડા, મૂકને લીધી વાત;
કશ્યપ સૂત ઉદયાચળ ઉગ્યો, હવણાં થાશે પ્રભાત. વૈ૦

નૃત્ય કરી કરી ચર્ણજ થાક્યા, તાળ વજાડી હાથ રે;
ગુણ ગાઈ ગાઈ સ્વર થયો ગાઢા, નવ આવ્યા ગોકુળનાથ. વૈ૦
શ્રીપાત સરવે તુજને કહે છે, તું દીસે મહાલંઠ રે;
લટકા મટકા કરીને ગાએ, શું કરે હવે પાખંડ. વૈ૦
સોરઠ સર્વને આજ્ઞા આપ હવે, આપ આપણે ઘેર જાય રે;
વાસુદેવાશ્રમ કહે તો જીવે, નમો શ્રીપાતને પાય. વૈ૦

### પદ ૫૫ મું–રાગ મારુ.

મેહેતો–એ તો ન હોય રે પાખંડ, ભગુવા, ન હોય રે પાખંડ;
હરિગુણ ગાતાં સ્વર બેસે તો, જીહ્વા કરું શત ખંડ. ભગુ૦
ના ઓસરું કીર્તન કરતાં જો, ભાગી પડે બ્રહ્માંડ રે;
હાર આવ્યા વિના નરસૈંયાચો સ્વામી, કેમ ઉગવા દે માર્તંડ. ભગુ૦
મૂકી છબીલાને નમું તમને, તેપે પાડું પંડ રે;
ભણે નરસૈંયો હમણાં હાર મંગાવું, મૂકાવું તમારા દંડ. ભગુ૦

### પદ ૫૬ મું–રાગ રામગ્રી.

ભીમ–લંપટી કપટી વાત કૂડી કરે, બોલ વિચારી વિવેક મેહેતા;
ખટ શાસ્ત્ર વેદ પાર જાણે નહીં, કેમ હવા દામોદર પિતા. લં૦
ધૂત વચન બહુ ઉચ્ચરે નાગરા, આપ દાખ્યાવિન ન વૈષ્ણવ થવાએ;
નાગરી નાતમાં અધિક લટકાં કરે, શામળા શર્ણ એમ નહિ જવાએ. લં૦
મંદમતિ તુજ તણી, ભૂલિયો વિશ્વ ધણી, રામનું નામ સૌ દુઃખ ટાળે;
ભીમ ભણે અલ્યા સાંભળ નાગરા, તુજ ચાલ ત્રૈલોક્યમાં કોણ ચાલે. લં૦

### પદ ૫૭ મું–રાગ રામગ્રી.

મેહેતો–લંપટી કપટી જન્મ જૂઠો સદા, જે હરિ કૃષ્ણ શર્ણે ન આવ્યો;
હીન તે દીન તે, ચટપટ ચાડિયો, જે હરિજન થકી દૂર કહાવ્યો. લં૦
અજ્ઞાન અસત્ય તું બોલ ભાખે સદા, કોણ ધરમ બોલે મૂઢ માતો;
તું હરિજન થકી રુડો રુઠયો ફરે, કુબુદ્ધિ વિવેક ને રંગ રાતો. લં૦
અલ્યા હરિજન સાથે તું હોડ શાને કરે, જો જે તું ભીમડા પ્રીત મારી;
ભણે નરસૈંયો હરિ હાર આપે મને, ત્યાર પુંઠે કોણ અલ્યા ગત તારી. લં૦

## પદ ૫૮ મું–રાગ રામગ્રી.

**ભીમ**–શ્રીરામ રઘુવીર રણધીર ધરણીધરા, સુખ કર્યાં દુઃખ હર્યાં સીત સ્વામી;
પ્રાણીપતિ રઘુપતિ અતિગતિ શુભમતિ, અવિગત નાથ અંતરજામી. શ્રી૦
માત એ તાત એ ભ્રાત એ રઘુપતિ, હાથ મસ્તક આવીને ધરશે;
દીન હું લીન છું, દીન માયા વિષે, રામ કૃપાથી સંસાર તરશે. શ્રી૦
દશરથ બાળ દયાળ કૃપા ભર્યો, એમ જાણીને હું શરણ આવ્યો;
ભીમ ભણેરે મૂકાવ્યા સંસારથી, જેમ ગ્રાહ થકી ગજ મૂકાવ્યો. શ્રી૦

## પદ ૫૯ મું–રાગ રામગ્રી.

**મેહેતા**–અજ્ઞાન અબુદ્ધ તારું મન ચોદિશ ભમે, પરબ્રહ્મની રીત તું શું રે જાણે;
પ્રીત વિના મુખ એમ શું ઓચરે, એવડું અજ્ઞાન તું કેમ આણે. અ૦
વિશ્વ વ્યાપક પાળક હરિ છે સદા, તે રઘુવીરને તું શું રે જાણે;
વેદ નેતિ કહે નારદ નવ લહે, એ હરિપર ગોપિકા પ્રેમ આણે. અ૦
શ્રી રામ રઘુવીર રણધીર ધરણીધરા, દશરથ વીર રઘુનાથ કહાવે;
સકળ વ્યાપી રહ્યો થાવર જંગમ વિષે, તે ઘટ ઘટમાં કેમ આવે. અ૦
ક્ષુદ્ર બાંધી ફરે, ફેલ શાના કરે, હરિજન હરિ હાથ નાવે;
ભણે નરસૈંયો અસત્ય નહીં ઓચરું, પ્રેમ પાખે રામ ઘટમાં ન આવે. અ૦

## પદ ૬૦ મું–રાગ મારુ.

**વિશ્વંભરાશ્રમ**–મૂકને લીધો વાદ, કૂડા મૂકને લીધો વાદ;
રજની બાધી વાતે ગમાવી, કરી બહુ બકવાદ. કૂડા૦
સ્નેહ તારો સઘળો દીઠો, ઉઠને વહાણું વાયુંરે;
શ્રવણ અપવિત્ર થયા અમારા, શણગાર હળાહળ પાયું. કૂડા૦
ખોટે પાયે ભીંત ચઢે નહીં, જૂઠે સાચ ન હોયરે;
નૃસિંહ મળે જો નાચે ખુંદે, તો શાસ્ત્ર ભણે નહીં કોય. કૂડા૦
ઘુઘરા છોડ તું પાલવ ઓઢ તું, જોડને બંનો હાથરે;
વિશ્વંભરાશ્રમ કહે નરસૈંને, ગાજી કહે રઘુનાથ. કૂડા૦

## પદ ૬૧ મું–રાગ મારુ.

**મેહેતા**–જાયે નહીં હાડ મારો, હરિ જાયે નહીં હાડ;
આવી ઉભો રહ્યો છે કમાડ, મારો હરિ જાયે નહીં હાડ. ટેક૦

જ્યાં વિશ્વાસ ત્યાં વિશ્વંભર છે, હરિની પ્રીત ન હોય ખોટી રે;
વૈષ્ણવ માર્ગમાં ગોથાં ખાયે, તુજ સરખા લંગોટિયા લખ કોટિ. મારો૦
નાચ્યા બ્રહ્મા, નાચ્યા નારદ, નાચ્યા તે નિગમ ચારરે;
શાસ્ત્ર બાંધી સાગરમાં નાંખ તું, મારો હરિ આપશે હાર. મારો૦
સાંકલ ત્રુટશે ને તાળાં વછૂટશે, વહાલે મથુરામાં જેમ કીધુંરે;
ભણે નરસૈંયો મુને દરશન દેશે, જેમ દેવકીને દર્શન દીધું. મારો૦

### પદ ૬૨ મું–રાગ મારુ.

મહેતા–તમે મેલો સર્વે મોડ, મનમાં રેહેશે મનના કોડ.
તમે જખ મારો હાર આપશે, વેચી શું તો વેચાયો જશે. મનમાં૦
ભક્ત જનને છે વિશ્વાસ, તમો દુર્જન થાશો નિરાશ.
ભણે નરસૈંયો વળી સાંભળો, કેહતાં કથતાં રખે પાછા ફરો. મનમાં૦

### પદ ૬૩ મું–રાગ મારુ.

મહેતા–શું જાણો સંન્યાસી, તમે શું જાણો સંન્યાસીરે;
બકબક કરતા બેશી રહોને, આત્મદેવના ઉપાસી. તમે૦
મારે તો એક કૃષ્ણ છબીલો, વૃંદાવનનો વાશીરે;
તે તો મુજને હાર આપશે, થાશે તમારી હાંસી. તમે૦
વાહલો મારો ભક્તવત્સળ છે, અમે ભક્ત વિશ્વાસીરે;
વિશ્વાસીને વાહે નહીંરે, સદાય પૂરે આશી. તમે૦
લટકાળો લટકંતો આવી, આપશે હાર અવિનાશીરે;
ભણે નરસૈંયો શ્રીપાતો સર્વે, તમે જઇને બેસો કાશી. તમે૦

### પદ ૬૪ મું–રાગ ધવળધનાશ્રી.

સંન્યાસી સઉ મળીને બેઠા, કરતા મનમાં વિચાર જી;
શ્રી દામોદરને કંઠે બાંધ્યો, તાણી કરીને હારજી.
મંડળિકને ક્રોધાંધ કરી, નરસૈંયાને બીવરાવ્યોજી;
ખડગ ઉઘાડી રાજા થયો ઊભો, સંન્યાસી મન ભાવ્યોજી.
ધશી રાજા હરિજનપર આવ્યો, ત્યારે રાણીએ સાહ્યો હાથજી;
મા મારો એ દાસ હરિનો, દુભાયે વૈકુંઠનાથજી.

વળતું રાજા એણી પેર બોલ્યો, વાત કહું વિસ્તારીજી;
આજ આપણી સભા મધ્યે, જે થયું છે નારીજી.
નાગર બ્રાહ્મણ નરસૈંયો, એ હરિનો ભક્ત કહેવાયજી;
નારી કંઠે હાથ ધરીને, ગાન કરીને ગાયજી.
તેનો પરચો જોવા કાજે, લોક મળીને આવ્યાજી;
પ્રલંબ પ્રધાને સત્તર સંન્યાસી, રાજસભામાં તેડાવ્યાજી.
ઠાકોરજીને હાર પહેરાવ્યો, જો નરસૈંયા કંઠ ધરશેજી;
જો નહીં હાર પેહરાવે એને, હું મારીશ એ મરશેજી.
તવ માતા મંડપમાં આવી, જ્યાં હુતો રાજાનજી;
સાંભળ કુંવર કુબુદ્ધ કાં આવી, આવડું શું અભિમાનજી.
દુષ્ટનો પ્રેર્યો તું પ્રેરાયે, દુષ્ટનો તજ તું સંગજી;
મૂઢ બની વૈષ્ણવને પીડે, રાજ્ય જવાના ઢંગજી.
ધિક ધિક તારા હાથી ઘોડા, ધિક તારો ભંડારજી;
ધિક તારો જન્મારો મમકુળ, તારો ધિક અવતારજી.
મિથ્યા તારાં દાન ધર્મ છે, મિથ્યા તુજ મહિમાયજી;
પૃથ્વી પ્રલે થાશે પાપી, નરસૈંયો જો દુભાયજી.
શાંત કરી માત વિદાય થઇ, મુકુંદાશ્રમ આવ્યો ત્યાંયજી.
રાજાને ક્રોધ ચઢાવ્યો તેથી, ખડ્ગ લેઇને ઉભો જોધજી.

**પદ ૬૫ મું–રાગ આશાવરી.**

મુકુંદ આવ્યો સભા ભરી જ્યાંય, રાયને વિનતિ કરે છે ત્યાંય;
બોલ્યો ગર્વ ધરી મતિમંદ, નરસૈંયો કરે છે મહા પાખંડ.
રજની સઘળી વહીને ગઈ, એના હરજીએ હાર આપ્યો નહીં;
ધૂર્ત પર હવે શી ધરવી મયા, હણવો રાખવી નહીં કંઇ દયા.
તું વૈષ્ણવને આદ્ય કરીશ, સંસાર સાગર તેણે ન તરીશ;
ખટદર્શન શું ખોટાં થયાં, તાલ કાંસા શું સાચા થયા?
મને આવડે અષ્ટાદિશ પુરાણ, જાુઠું બોલે નારાયણની આણ;
હું જાણું ચારે વેદ, મને આવડે ન ભેદાભેદ.
ત્રણ કોટી મેં કીધાં વ્રત, મારું હૃદે છે પરમ પવિત્ર;
અડસઠ તીરથ મેં સેવ્યાં ફરી, પ્રત્યક્ષ મેં નવ દીઠા કેઠે હરી.

આગે કોને એમ થયું નથી, એમ સાંભળ્યું સર્વ મુખેથી
વૈષ્ણવને જો ઉપર કરે, અમારી લજ્જા નિશ્ચે પડે.
દામોદર કહ્યું એનું જો કરે, નરસૈં માળા જો કંઠે ધરે;
હાર આપે દામોદરરાય, તો નરસૈંની કરો પસાય.
નહીં તો દેને એને દંડ, કરે ન મૂઢમતિ એવા પાખંડ;
જો મારું કહ્યું ન કરેશ, તો પૃથ્વી પલ્લે નિશ્ચે કરેશ.
તે સાંભળી રાજા વિસ્મે થયો, સભા મધ્યે આવીને રહ્યો.

## ક્ષેપક—સાખી.

એવું જાણીને થયો આકળો, મૂઢ બની ગયો તેવારરે;
નરસૈંયાપર કોપે ચડયો, ધરીને અહંકારરે.

## પદ ૬૬ મું—રાગ મેવાડો.

રાજા કોપે ચઢયોરે હો, હુને નહીં દોષજી;
એનું જ્ઞાન મુકાવુંરે હો, મંડલિક ધરી રોષજી.
મદગલ હસ્તિરે હો, એક મંગાવીએજી;
બીજા મંગાવ્યારે હો, જંત્ર બેડી પહેરાવીએજી.
માનભંગ થઇએ છેરે હો, સર્વે માનુનીજી;
ગાન કરતી અટકીરે હો, સોરઠની ભામનીજી.
મહેતાએ પુત્રીરે હો, ત્યાં તેડાવ્યાજી;
વિપરિત વેદનારે હો, બાઇ પધાર્યાજી.
કહી છે વિપત્તિરે હો, ભક્તે પ્રેમ ધરીજી;
જાઓ સાસરેરે હો, નરસૈં વલે આ થઇજી.

## પદ ૬૭ મું—રાગ મેવાડો.

રડતી આવીરે, કુંવરબાઇ દીકરીરે, જોઇ પિતાની વિપત્તિ વેળ;
પાયે પડીનેરે રુદન બહુ કરેરે, જોઇને રાજાના અવલા ફેળ.
ભક્તે હાથ ફેરવીરે, લીધી પુત્રી પાસા માંય;
મહેતા-ચિંતા સોંપોરે, શ્રી હરિનેરે, કરશે ભક્તને સહાય.
સાસરે પધારોરે, મારી કુંવરીરે, વિપત વેદના વિસાર;
પિયર તમારું રે, પુત્રી ઢુકડું રે, છે શ્રી ગોકુળપતિ પરિવાર;

તાત તમારોરે, ત્રિકમ રાયજીરે, માત તમારી લક્ષ્મી જેહ;
મહીયર તમારુંરે, પ્રભુ વિના કો નહિરે, તેની શરણ તમારો દેહ.
હરિગુણ ગાતાંરે, હરખે હીંડજોરે, સત સંગત શુદ્ધ વિચાર;
રુદન મા કરશોરે, હરિજી હસસેરે, નથી કોઇ આંસુનું લોહનાર.
મુજ નિરધનનેરે, તું પેટે પડીરે, કંઇ નવ પામી પિયરમાં સુખ;
નાત નઠોરરે, કઠોર નાગર તણીરે, ઠામ ઠામ દીધું બહુ દુઃખ.
માત તારીરે, હરિને જઇ મળીરે, ભ્રાત શ્રી કૃષ્ણ પામ્યો શર્ણ;
ચર્ણ વળુંધ્યોરે, કુંવરી હું રહ્યો રે, આજ આ કાળે ભુંડું મર્ણ.
પ્રેમની પીડારે, કુંવરી પીડે ઘણુંરે, પણ શિરપે હરિનો હાથ;
નાથજી ન મૂકુંરે, અદક્ષણ મન થકીરે, તે તુજ પિતા સાચો નાથ.
પ્રભુને સંભારો રે, પુત્રી માહરીરે, તે તો કરશે તારી સહાય;
ભણે નરસૈંયો રે, હરિ ભાવે ભજોરે, બીજો અવર નથી ઉપાય.

## પદ ૬૮ મું-રાગ મેવાડો.

કુંવરબાઈ–એમ ન કીજે રે હો, મારા તાતજીરે, રાખો નટવરજીસું નેહ.
સાર ઘણી કીધીરે હો, એણે શામલેરે, તે કેમ દેશે છબીલો છેહ.
જેણે મામેરુંરે હો, કીધું મુજનુંરે, રાખી દ્રૌપદીની લાજ;
હુંડી સીકારીરે હો, એણે શામલેરે, તે હાર આપશે મહારાજ.
સાસરે જઈનેરે હો, કહો પિતા શું કરુંરે, જ્યારે રુઠયા સારંગપાણ;
નરસૈંયાચા સ્વામિરે હો, વહેલા પધારજોરે, નહિ તો નિશ્ચે જાશે પ્રાણ.

## પદ ૬૯ મું-રાગ મેવાડો.

કુંવરબાઈ–આધારને હુતો રે, હરિ મુને તાહરો રે, અમો અબળાનો અવતાર;
પ્રીતડી તો હુતીરે, પેલા ભવ તણીરે, તે કેમ મૂકીરે વિસાર. આ૦
પટકૂળ પૂર્યાંરે, પ્રેમદા તણાંરે, રાખી દુષ્ટ સભામાં લાજ;
દીન જાણીને રે, તમો દયા કરોરે, ભક્તને મૂકાવો માહરાજ. આ૦
જ્યમ ગ્રાહથીરે, ગજ મૂકાવીઓરે, વાહરે ધાયા અશરણ શર્ણ;
દાસનાં દોહેલાંરે, સહી રહી નવ શકોરે, શું તમે સૂતા શામળવર્ણ? આ૦
સોરઠ સહુનેરે, હરિ હસાવિયુંરે, હારને કાં લગાડી વાર;
હળવાંને પાડયાંરે, આ સંસારમાંરે, વારું કીધું નંદકુમાર. આ૦

તમે તો વિસાર્યાંરે, અમે ન જીવીએરે, એકલા શો કરશો વિલાસ;
દીન જાણીનેરે, અમને દયા કરોરે, પૂરોઅમ અબળા કેરી આશ. આ૦
વિનતિ માહરીરે, શે નવ સાંભળોરે, ભક્તવત્સલ શ્રી ભગવાન;
કરજોડીનેરે, કરે છે વિનતિરે, નરસૈંયા સખી માગે છે રે માન. આ૦

પદ ૭૦ મું–રાગ મેવાડો.

સખી–દામોદર દીનનેરે, દર્શન દીજીએરે, તમારો મેહેતાજી દુભાય;
જનમ જનમનો રે, દાસ છે તમ તણો રે, તમે તો ઘણી કીધી છે સહાય. દામો૦
નરસૈંયાને રે, શું મંડળિક મારશેરે, તમે શું પોઢશો રાધાજીને ઘેર;
ગોપીઓની સંગે રે, પ્રભુ રંગે રમો રે, તો થાશે શી દાસીની પેર? દામો૦
પ્રીતડી ભાળીરે, પ્રભુજી પધારજો રે, આવો હરજી રમીએ રાસ;
મોગરાની માળારે, લેતા આવજોરે, પૂરો અમ અબલા કેરી આશ. દામો૦
ભટકી બ્રહ્માંડરે, અમો ભૂલાં પડ્યાં રે, પ્રથમ શ્રી ગોકુળ મધ્યે ઠામ;
નરસૈંયા સાથે રે શાનું રુશણું રે, એમ કેમ સરે સામળિયા કામ. દામો૦
વૃંદાવન માંહે રે, લાડ લડાવિયાં રે, આજ કેમ વિસારો મોરાર;
રુષણાં લીધાં રે, અમો દોહેલાં કર્યાં રે, એમ નવ કીજે પ્રાણાધાર. દામો૦
દીન જાણીને રે, દયા પ્રભુ આણીએ રે, મેહેતો ધરે છે તમારું ધ્યાન;
નરસૈંયાની રે, સખીની વિનતિ રે, કાહનજી ધરજે રે તું કાન. દામો૦

પદ ૭૧ મું–રાગ મારુ.

સખી–શામળિયા સાથે સ્નેહ કે, તતક્ષણ આવજો રે;
કહું મારા મનડા કેરી વાત કે, લટકે હાર લાવજો રે.
આવોજી રમીએ માજમ રાત કે, કામનીઓ કોડશું રે;
અમો સમોવડ સાથે સ્નેહ કે, રંગ ભેર હોડ શું રે.
અમે હળવાં પડ્યાં છું આજ કે, તમને કેમ ગમે રે;
મેહેતાને એક તમારી આશ કે, તેને રાયજી આ દમેરે.
નરસૈંયો મૂકે છે મામ કે, અવર એનું કો નથીરે;
જોઉં કાહનજી કરે છે સાન કે, નવ મૂકે હાથથીરે.

પદ ૭૨ મું–રાગ કારી.

જીવન જાદવા રે, મારી વીનતડી અવિધાર;
સંકટ હું તો શું કહું રે, વહાલા ઘણી લગાડી વાર. જીવન૦

આ સૌ દુરીજન દેખતાં રે, આપો મેહેતાજીને હાર;
બિરદ તમારું પાળજો રે, તમે સેવક જન આધાર. જીવન૦
રાજ, લાજ તમને લાગશે રે, છો ભક્તવત્સલ શ્રીનાથ;
સાર કરો તમો શામળા રે, અમો રંકનો ઝાલો હાથ. જીવન૦
તમો ગુણ સાગર ગોવિંદજી રે, કરી ગોકુળની પ્રતિપાળ;
અનાથ તણા તમે નાથજી રે, છો દીનબંધુ દયાળ. જીવન૦
બહુ દીન વિયોગ વહી ગયા રે, અમો કાંઇ ન પામ્યા ઠામ;
તમો વિના ક્ષણું રહી ના શકું રે, મારી સેજલડીના વિશ્રામ. જીવન૦
લીલજ લંપટ અમે કહેવાઇયેરે, તમે ન આવ્યા મહારાજ;
પ્રીત ઘણી છે નરસૈંયાની રે, હરિ જાયે તમારી લાજ. જીવન૦

## પદ ૭૩ મું–રાગ મારુ.

મેહેતો સખીને–સખી તું કહેતી હુતી કે, કાહન તે પેલા પિંડારમાંરે;
એવો સુંદર ચતુર સુજાણ કે, નહીં નર નારમાંરે.
વાધ્યો શામળિયા શું સ્નેહ કે, પ્રીત જેમ ચાતકીરે;
જૂઠા લોક બોલે છે આળ કે, દુરીજન પાતકીરે.
હરિગુણ ગાતાં લાજ કે, લાગે તો લાગજોરે;
કપૂર ખાતાં દાંત કે, ભાંગે તો ભાંગજોરે.
સુવર્ણ પેહેરતાં કાન કે, તૂટે તો તૂટજોરે;
પુન્ય કરતાં ભંડાર કે, ખૂટે તો ખૂટજોરે.
થડ મૂકી શું ભમિયે ડાળ કે, કાળ મસ્તક ભમેરે;
કેહ નરસૈંયો સૌને વાત કે, હરિ નવ મૂકે ક્યમેરે.

## પદ ૭૪ મું–રાગ કાફી.

સુરસેના–પ્રભુ મારી વિનતિ રે, તમે સાંભળો સારંગપાણ;
કષ્ટ કઠણ આ તો પડ્યું રે, વાહાલા જાણો જાણ સુજાણ. પ્રભુ૦
દાસ તમારો દોહેલું વેઠે રે, તે કેમ સહો છો આજ;
વિલંબ કરતાં વિઠ્ઠલા રે, હવે જાશે તારી લાજ. પ્રભુ૦
હું હળવો પડ્યો છું માવજી રે, પછે તારા ગુણ કુણ ગાય;
બિરદ પાળે નહિ તું શામળા રે, તો કેમ મજથી જીવાય. પ્રભુ૦

શે સજ થાઓ નહીં શામળા રે, તું કાયર શું થયો આજ;
હાર આપને તારા દાસને રે, જેમ માને મંડળિક મહારાજ. પ્રભુ૦
સ્વામી અમ વિના તમ એકલા રે, શો કરશો રંગ વિલાસ;
અરસપરસ છે શામળા રે, મને છે એકલી તારી આશ. પ્રભુ૦
તું જળહળતો સુંદરવર રે, હું છઉં તારી નાર;
નાથ વિના તે નારી ક્યમ રહે રે, તું છે અબળાનો આધાર. પ્રભુ૦
જાણુ સુજાણુ થઈ શું ભુલે રે, મનથી મેલોને ભુંડા રીસ;
સુરસેનાને ક્ષમા કરો રે, નરસૈંયા આ દેવનું નમશે શીશ. પ્રભુ૦

રાગ ૭૫ મું–રાગ મારુ.

સુરસેનાની વિનતિ જાણી, ચડપ ઉઠ્યા તે સારંગપાણિ;
જળહળ જ્યોત સરીખો આવ્યો, ભક્તને દર્શન દેઈ પધાર્યો.
સખીઓને અધ કરડી આપી બીડી, હૃદયાની સાથે હરખે ભીડી;
મુખે બોલ્યા શ્રી જગદીશ, નામ્યું ભક્તને પ્રેમે શીશ.
તારી સ્તુતિથી મેં ન રેહવાય, સાંભળી ચિત્ત ચંચળ થાય;
તું શાને કરે છે વિલાપ, મેં સમર્પ્યું તમને આપ.
મને વેચો તો વેચાઉં, કાચે તાંતણે બાંધ્યો જાઉં;
બ્રહ્માદિકને વશ ન થાઉં, જગ્ન કોટિ કરે ત્યાં ન જાઉં;
હું તો પ્રેમે સુખીયો થાઉં, સંધ્યાવંદન કરે ત્યાં ન જાઉં.
જેને વિદ્યાતણું અભિમાન, ત્યાં ન જાઉં કહે ભગવાન;
શિવ સનકાદિક ધરે ધ્યાન, તે તો નહીં તમારા સમાન.
મને વાહલા ઘણું હરિજન, જેની મારી સાથે લાગી લગન;
એ તો સત્ય વચન હું ભાખું, તે જનની લજ્જા રાખું.
તમે જે માગો તે આપું, ભક્તનું વચન નહીં ઉથાપું;
રતનબાઈને મસ્તક મુકયો હાથ, કહ્યું સાંભલ મારી વાત.
કાનબાઈને આલિંગન દીધું, અંગોઅંગ તાદું કીધું;
તમસું રમત કરું છું હું, માનબાઈ સાંભલજે તું.
આપણુ રંગ વિનોદ કીજે, એવો ખેલ મલીને ખેલીજે;
આરત ન મનમાં કરશો, મારા નામથી નિશ્ચે તરશો.
એ તો સત્ય વચન હું ભાખું, લાજ ભક્તની નિશ્ચ રાખું;

હવે એક પહોર છે રાત, તમને હાર આપીશું પ્રભાત.
કાં કેદારો ચિત્ત ન આણો? મેહેતા ધરણીધરને ઘેર મુકાણો;
મેહેતે લખી આપ્યો મહારાજ, એક બ્રાહ્મણ કેરે કાજ.
કહી સખીઓએ તે વાત, ચિત્તમાં ઉતારી શ્રી જદુનાથ;
મેહેતાને કહો કેદારો ગાય, ગાયા વિના હાર ન અપાય;
ગાઓ હું જઈ બેસું આસંન, તમે સાંભલો મુજ વચંન.
ત્યારે રાગ સામેર કીધો, નરસૈંયે હૃદયમાં લીધો;
આસન આપ્યાં દામોદર રાય, સખીઓને હરખ ન માય.

પદ ૭૬ મું–રાગ મારુ.

જુઓની આ ભક્તવત્સળ ભગવાન, જાએ કૃપા કરી ભક્તને;
જાઉં વાહલા તારે ભામણેરે.
તારું દીનબંધુ બિરદ સાચું, તારું વદન જોઈને રાચું; વાહલા૦
કાને કુંડળ મુકુટ બીરાજે, મુખ વીણા સુંદર વાજે. વાહલા૦
અંગો અંગ સહુ શોભામાન, સંગ ગોવાળારૂપ નિધાન; વાહલા૦
સાચો ભક્તવત્સળ મોરાર, નરસૈંયો જાય બલિહાર. વાહલા૦

પદ ૭૭ મું–રાગ ધવળ ધનાશ્રી.

દામોદરરાયને છે વહાલો, રાગ કેદારો રે, નાગરાજી;
તે વિના નહીં આપે હરિ, હાર આ સભા ભરી, નથી આશરાજી.
ગિરિવરધારી ને કુંજ બિહારી, તે સાથે શી હોડજી;
શ્રી હરિની પ્રીત બંધાઈ, રાગ કેદારની નથી જોડજી.
મેહેતાજી મન સ્થિર કરી રાખે, નહી મુકે વહાલો મારોજી;
શ્રી દામોદરને ઘણું વાહલો છે, પણ કેમ ગાઉં રાગ કેદારોજી.
કેદારો મુકયો છે ગીરવી, કેમ મુકું મારું માનજી;
ને રાગ આલાપ્યા વિના નવ રીજે, સમર્થ શ્રી ભગવાનજી.
રસિયાને મેહેતો કેમ રીજવે, રાગ કેદારો ગાઇજી;
હારયે કહ્યું તે છે પણ સાચું, પણ પત કેમ ગુમાવુંજી.

પદ ૭૮ મું–રાગ ધવળ ધનાશ્રી.

મેહેતા–મેહેતાજી કહે પુત્રી મારી, સાંભળ વાત વિવેકજી;
હરિની આજ્ઞા કેદારાની છે, ને મારે અટક છે એકજી.

સાઠ રૂપૈએ ઘરાણે મૂક્યો છે, કેમ કેદારો ગવાયજી;
આપી થાપણ છાની લેઇએ, પત આપણી જાયજી.
ધરણીધર મેહેતાને મંદિર, ખત લખી મેં આપ્યુંજી;
વ્યાજ સંગાતે ગરથ પોતાં વિણ, ગાઉં તો જીભ કાપુંજી.
અટક સાંભળી મેહેતાજીની, સમર્થ સારંગપાણિજી;
હરિ કેદારો મૂકાવા ચાલ્યા, પ્રીત પૂરવની જાણીજી.

પદ ૭૯ મું-રાગ કેદારો.

કેદારો મૂકાવા ચાલ્યા, ભક્તવત્સલ ભગવંત સ્વરૂપ;
ધરણીધર મેહેતાને મંદિર, આવ્યા નરહરિ નરસૈંનું ધરી રૂપ. કેદારો૦
ધન આપી ખત માગી લીધું, વ્યાજ સુધાં પોહચાડ્યું સહુ;
ધરણીધર મેહેતાને મંદિર, એક પાંગળી હુતી વહુ. કેદારો૦
ઘેલી કહી સૌ કો બોલાવે, તેની પાસે ગયા ભગવાન;
મસ્તક હાથ મૂકીને ઉઠાડી, રૂપ કીધું તેનું લક્ષ્મી સમાન. કેદારો૦
એક પંથ બેઉ કાજ કરીને, હરિ આવ્યા સભાની માંય;
મેહેતાને ખોળે ખત નાખ્યું, અંતરિક્ષ રહીને હરિજી ત્યાંય. કેદારો૦
તે શ્રીપાત સંન્યાસી સૌએ દીઠું, મંડળીક પ્રભુજી માગે માન;
નરસૈંયો ઇશ્વરનો સેવક, સાચો સેવક શ્રીભગવાન. કેદારો૦
અન્યો અન્ય સૌ વાત કરે છે, ખત આપ્યું દામોદરરાય;
મેહેતાને મંદિર મોકલીએ, નહીં તો આપણો મહિમા જાય. કેદારો૦
ધરણીધર મેહેતો સભામાં આવી, પ્રણિપત કરી પડ્યો ચરણે રાય;
હરિના જન હરિ સરખા જાણો, નરસૈંયાને લાગો પાય. કેદારો૦

પદ ૮૦ મું-રાગ દેવગાંધાર.

દ્વારિકા પોત્યા કમળાપતિ, રામાનંદને કહી વિનતિ;
તમે વેગે જુનાગઢ જાઓ, નરસૈંયાને કરો પસાયો.
ત્યાં થયો રે મારો સંવાદ, સંન્યાસી મળી કીધો વાદ;
જુનાગઢનો મંડળિક રાય, તેને ત્યાં મળી સર્વ સભાય.
સર્વ મળી મેહેતાને નડે, ઘેર જવાની આજ્ઞા ન દે;
મેહેતાને સમજાવો જઇ, લીધા વિના હાર ઉઠીશ નહીં.

પરમાનંદ પ્રભુએ કહ્યું, રામાનંદે હૃદેમાં લહ્યું;
આવ્યા રામાનંદ સભા મોઝાર, ધરણીધર ત્યાં કરે વિચાર.
નરસૈંનેરૂપે આવ્યા ભગવાન,પાંગળી વહુ કરી લક્ષ્મી સમાન;
ગરથ આપી ખત લીધું હરિ, ધરણિધરે વાણી ઓચરી.
શ્રીપાત સાંભળી વિસ્મે થયા, મંડળિક વાત વિચારી રહ્યા;
અન્યો અન્ય વાતો ઓચરે, વૈષ્ણવ સાથે વેર કુણ કરે.
દક્ષણાવત ગંગોદક ભર્યો, નરસૈં નાગર વૈષ્ણવ ખરો;
ગાયે રત્ન ગળ્યું જાણે સઉ, જડે રત્ન ને જીવે ગઉ.
એવડી પ્રીત દામોદર ક્યાંથી કરે,ભાગી ભોગળ હાર કંઠે ધરે;
માટે મેહેતાને મોકલો ઘેર,આપણે બ્રાહ્મણ સાથે શું વેર.
એમ વાત વિચારે થઈ, સભા સઉ વિસ્મે થઈ રહી;

પદ ૮૧ મું–રાગ ધવળધનાશ્રી.

રામાનંદ–પછી રામાનંદ વચન ઉચ્ચરે, તમે જોજો સૃષ્ટિની પેરજી;
સાચો ભક્ત હરિનો જાણ્યો, ત્યારે વળાવે છે ઘેરજી.
ખત આપ્યું દામોદર રાયે, ત્યારે થયા સાવધાનજી;
સર્વ મળીને પ્રીછવે છે, દે છે મેહેતાને માનજી.
મેહેતાજી હાર મંગાવજો, માનજો મારી વાતજી;
દ્વારકાથી મને મોકલ્યો, શ્રી હરિયે સાક્ષાતજી.
મેહેતા તમારે મંદિરે ન જાવું, એટલી કહેવી વાતજી;
નામ તમારું સૌ કોઈ જાણે, કેહ રામાનંદ શ્રીપાતજી.

પદ ૮૨ મું–રાગ આશાવરી.

જે હરિજનની નિંદા કરે, તે રૌરવ નરક સંચરે;
જૂઠા પુરુષની પક્ષ ધરે, તે નિશ્ચે નરકે પરવરે.–જે હરિજનની૦
નરસૈંયા નાગર તું અવિધાર, પૂર્વે પંઢરપુર મોઝાર;
બ્રાહ્મણે આણી મર્તક ગાય, લઇ બાંધી સુલતાન સભાય–જે હરિજનની૦
નામદેવ ગાય સજીવન કરે, તો તુલસી માળા કંઠે ધરે;
તે નામદેવની જીવાડી ગાય, એવા સમરથ વૈકુંઠરાય–જે હરિજનની૦
ભૂરલોક અળગા થઇ રહ્યા, વૈષ્ણવના ધર્મ સાચા થયા;
જગ્ત ભક્તાને આદે વેર, એ મેહેતાજી વિચારો પેર–જે હરિજનની૦

જો પ્રહ્લાદને કોપ્યા તાત, તો પ્રભુ પ્રકટ થયા સાક્ષાત;
વિભીષણને વિરે મારી લાત, તો તેને મળ્યા શ્રી રઘુનાથ-જે હરિજનની૦
અંબરીષને દુર્વાસા કોપીઆ, તો પ્રભુએ ત્યાં કીધી મયા;
જો ધ્રુવને સંતાપી અપર માત, તો તેને મળિયા વૈકુંઠનાથ-જે હરિજનની૦
શ્રવણ સાથ અબળા ચઢભડી, ભરત વૈષ્ણવને માતા નડી;
સુધન્વાને કોપ્યો પિતાય, ત્યાં હરિયે તેની કીધી સહાય-જે હરિજનની૦
કૌરવે કાઢયાં પંચાલીનાં ચીર, તે પૂર્યાં ત્યાં શ્યામ શરીર;
તે માટે મહેતા તુંને કહું, સંસાર ચરિત્ર સઘળાં લહું-જે હરિજનની૦
જો હાર લીધા વિના જાશો ઘેર, પછે વૈષ્ણવની કોણ થાશે પેર;
ભાંગી ભોગળ મંગાવો હાર, ત્રૈલોકય વર્ત્તે જેજેકાર-જે હરિજનની૦
નિજ ધર્મે સાક્ષી મહારાજ, ઠામ ઠામ રાખી ભક્તની લાજ;
દુરિજનનાં મુખ થશે શ્યામ, આપશો હાર થશે સિદ્ધ કામ-જે હરિજનની૦
મેહેતા તમે કેદારો ગાઓ, હાર લઈ સમોતા થાઓ;
રામાનંદ વાયક ઓચરે, ત્યારે મહેતાજી હર્ખજ ધરે-જે હરિજનની૦
જોઈ રહ્યા તે સરવે ખરા, મેહેતે હરિના વિશ્વાસ ધર્યા;
નરસૈં સુણી થયો મગંન, હરિ સાથે લાગી પ્રેમની લગંન-જે હરિજનની૦

## પદ ૮૩ મું-રાગ કેદારો.

મેહેતો-મારો વાલોજી રાગ મૂકાવી લાવ્યા, ખત વાંચીને ખંખાર્યારે;
પછે કેદારો આલાપીને ગાયો, મારે વાહલે નથી વિસાર્યારે. મારો૦
સુંદર રાગ સોહામણો સારો, મારો ગોરીઓ ગમાણે આવ્યોરે;
ઘમકે ઘુઘરી ને નૃત્ય કરે છે, મારો રાગ કેદારો મૂકાવ્યોરે. મારો૦
પ્રગટ થાઓ પાતળિયા સભામાં, મુજને આપો હારરે;
શામળિયા સંગ સાંઇડાં લેઇશ, નહીં લાગે કંઈ વારરે. મારો૦
મલપંતા મંડપમાં આવો હરજી, મેં જાણ્યા દીનદયાળરે;
સભા સર્વ દેખતાં મારા વાહલા, મારે કંઠે આરોપોની માળરે. મારો૦
એવું કહી ખત મસ્તક મેલ્યું, સર્વ સખીઓ થાઓ સાવધાનરે;
જેજેકાર બોલો કેહે નરસૈંયો, સઉ સુંદરી કરોની ગાનરે. મારો૦

## પદ ૮૪ મું-રાગ કેદારો.

કો હોય બ્રહ્માંડનું રાજ આપે, આપણા અંગની સ્ત્રી ન આપે;
વળી આપ સરીખો કરી થાપે, ભક્તિ ન આપે, નાથ ભક્તિ ન આપે. ટેક.

ભક્તિ માગે તેને મુક્તિ આપે, વળી સકળ ભોગ સંજોગ આપે;
અખિલ ઈંદ્રાદિક ભોગ, આદે દઈ, તે થકી અધિક કરીને થાપે. ભ૦
જે કોઈ નિંદે ભક્ત વૈષ્ણવને, તે ભક્તિની વાતમાં શું રે 'જાણે;
તુલસી તિલક તણા ભેખ ખોટા કહે, આપ આપણી તે તો તાણે. ભ૦
અવર જે બાપડા મુક્તિને માગે, મૂઢ તે કૃષ્ણ સેવા ન જાચે;
આંહાં નરસૈંયો કાંઈ ઇચ્છે નહીં, જનમ જનમ તારી ભક્તિ રાચે. ભ૦

## પદ ૮૫ મું–રાગ મલાર.

ચોદિશ જોઉં તારી વાટડી, મારો નાથ ન આવે;
મંડળિક ખડગ કાઢી રહ્યો, મને કોણ મેલાવે. ચોદિશ૦
હઠીલા હરજી હઠ મૂકીએ, હાર આપો મુજને:
મારી પુડળ મારા નાથજી, લાજ લાગશે તુજને. ચોદિશ૦
ગજ કારણ ગરુડ તજી, ચાલ્યા અડવે પાયે;
નરસૈંયાને હાર આપતાં, તારું શું જાયે. ચોદિશ૦
વામન રૂપે બલિ છલ્યો, ધરા ત્રણ પદ કીધી;
ઈંદ્ર ઈંદ્રાસન રાખિયું, શિક્ષા બલિને દીધી. ચોદિશ૦
મોસાળું દીધું ભલું, ગરથ ગાંઠે નહોતો;
લક્ષ્મી સહિત પધારીને, મુને કીધો સમોતો. ચોદિશ૦
તમો રાધાજીશું રંગે રમો, નરસૈં મૂકયો વિસારી;
છબીલાજી નિજ કંઠથી, હાર આપો ઉતારી. ચોદિશ૦
નરસૈંયો નાગર વિનવે, દામોદર સહુ જાણો;
તમો હવે શું નથી બોલતા, મંડળિક રોષે ભરાણો. ચોદિશ૦

## પદ ૮૬ મું–રાગ પરજ.

હું રે માંગુ મુને મયા કરો, ગાયોના ચારણ ગોવાળિયા;
વારે વારે શું રે કહું તુંજને, પરદુ:ખભંજન પિંડારિયા. હું રે૦
આગે અનેક ભક્તને કરુણા કરી, હાર આપો મુને થાય કલ્યાણ;
જે માંગે તેને તું આપે છે, તો મુને શે ના આપે નારાણ. હું રે૦
રાત્ય દિવસ સેવા કરું તારી, સાહે કરો મારી શામળવેશ;
ભણે નરસૈંયો અવર નહીં લેશું, તુંજ ભક્તિ વિના અવતાર કો દેશ. હું રે૦

### પદ ૮૭ મું-રાગ સિંધુડો.

તું કસ્યો ઠાકરો હું કસ્યો ચાકરો, કર્મના લેખ ભુંસ્યા ન જાયે;
મંડળિક હાર માટે મને બહુ દમે, હરિ વિના હારદ કોને કેહવાયે. તું૦
કોઈ કહે લંપટ, કોઈ કહે લોભિયો, કોઈ કહે તાલ કુટિયોજ ખોટો;
સાર કર શ્રી હરિ,* દીન જાણી કરી, હાર આપો તો કહું નાથ મોટો. તું૦
મુજને વેહવાઇએ ઘણું વગોવિયો, ઉષ્ણોદક મૂકી ઉપહાસ કીધું;
મેઘ તેં મોકલી ગૃહ તાણી નાંખ્યું હરિ, આપણો જાણીને માન દીધું. તું૦
જ્યારથી મહાદેવે મજપર કૃપા કરી, તે દિનનો મેં લક્ષ્મીનાથ ગાયો;
મામેરા વેળાએ લાજ જાતી હતી, ગરુડે ચઢી તું તરત ધાયો. તું૦
†મારી પાસ સુંદરી હાથ કંઠે ધરી, કેશવા કીર્ત્તન એમ ન હોયે;
અબુદ્ધીયાં લોકડાં અસત્ય વાણી વદે, તુંજ વિના માહરું નહીંરે કોયે. તું૦
હીરની દોરીએ હાર ગુંથો હરિ, દામોદરરાય મારે કંઠ ઘાલો;
વાહણું વાશે ત્યારે દાસને મારશે, દયા કરીને મને હાર આલો. તું૦
સોરઠ માંહે મને સર્વ સાચો કહે, પુત્રીનું મામેરું જેમ કીધું;
નાગરી ન્યાતમાં નામ વધારિયું, નરસૈંયાને અભેદાન દીધું. તું૦

### પદ ૮૮ મું.

ભોગળ ભાંગીએ રાય દામોદરા, ઊઠો જદુનાથ દેવાધિ દેવા;
એ મંડળિક મદ ભર્યો ઓચરે, જાણે નરસૈંયાની જૂઠી સેવા. ભોગળ૦
ભક્તપાળક દયાળ તું સાંભળો, મારે તો પુરણ પ્રીત તારી;
નાગર સાથ નવલ નેહ દાખવો, અકળ ચરિત્ર તારાં મોરારી. ભોગળ૦
જો મારે નરહરિ નામ હૃદે વસ્યું, પતિતપાવન તારું બિરદ કહાવો;
ગ્રાહથી ગજને મૂકાવ્યો શ્રીહરિ, તેમ નરસૈંયાને મૂકાવો. ભોગળ૦

### પદ ૮૯ મું.

કૃષ્ણ કૃપાનિધિ કેશવા શ્રી હરિ, હું અનાથ તું નાથ કહીએ;
હાર કાજે મને રાયજી પરભવે, શામળા શરણ કોને જઇએ. કૃષ્ણ૦
હું શરણ આવિયો સંસારને પરહરી, તો પ્રભુ કાં પેર પેર પીડે;
અંતરગત અવિલોકીને શામળા, તું વિના હૃદયશું કોણ ભીડે. કૃષ્ણ૦
મંડળિક મુજપર કોપ ઘણો કરે, તે મારું દુઃખ તું શે ન જાણે;
ભણે નરસૈંયો પ્રભુ પ્રીતડી તોડતાં, લાજ જાશે અલ્યા તારી વાહણે. કૃષ્ણ૦

---

* બીજી પ્રતમાં: "સારકર, વાહારકર શ્રીહરિ." † "ચોપાસ."

## પદ ૯૦ મું.

ગોપાલજીરે તુમચી ભક્તિ પાખે, હુંને ભવ વિષે ભટકતો કોણ રાખે;
અનેક જ્યોની ભમ્યો, સમકાંનો નવ સમ્યો, ક્ષણ એક સુખ નહિ શરણ પાખે. ગો૦
આવ્યની સમય કરી, અંબર સર્વે સજી, સમયસંચેકરી સરગ પામ્યા;
ક્ષિણ પુણ્યે કરી, મનુષા દેહ અવતરી, દેહતણા સુક્તિ ક્ષણ ન વિરામ્યાં. ગો૦
લોભ લેહેરે ભમ્યો, નીચ જનને નમ્યો, દેહ દુઃખમાં રમ્યો, વિષય પામ્યો;
રતન જતને જડ્યું, છીપ માંહે પડક્યું, કાળ અચાનકે કંઠ સાહ્યો, ગો૦
કામરુદેશની કુટીલ માયા મલી, કારમું કુટુંબને પ્રકટ કીધું;
સાચો સગો ગયો, નિર્મનો થઈ રહ્યો, અણછતું દુઃખ તે શીર લીધું. ગો૦
જનમ ને મરણ જોબન જરાએ દમ્યો, આહાર નિદ્રા વિષય મિથુને મોહ્યો;
કલ્પના કોટ, ભવ મોટમ મટી નહીં, કૃષ્ણ કીર્તન વિના કાળ ખોયો. ગો૦
મોહ મમતા કરી, મન મારું આવર્યું, ક્ષણ એક જોવાને ચિત્ત ઘાલે;
નરસૈંયા રંકને ડંક ભોરંગ ડસ્યો, એ દુઃખ તુંજ વિના કોણ ટાલે. ગો૦

## પદ ૯૧ મું.

સાર કર સાર કર શામળા માહરી, સનમુખ થઈને જોની આજ;
નાગર જ્યારે હઠ કરી બોલશે, રાખે નહીં ત્રિકમા તારી લાજ. સાર૦
ગોકુળ માંહે તું ગાળ ખાતો ફરે, નવનીત આહીરનાં લેતો ચોરી;
ચંચળ ચોર તું મુખ નથી બોલતો, હજુ અમો લાજ રાખુંજ તોરી. સાર૦
બહુ પેર ગોપીએ લાડ લડાવિયો, અન્ન આહીરનું જોતો ચાખી;
નટવાની પેર તું નૃત્ય લીલા કરે, તે નરસૈંયો રેહ છે રે સાંખી. સાર૦

## પદ ૯૨ મું.

મોગરા માળે શું મોહિ રહ્યો મોહના, હાર આપો જશ ખ્યાત વાધે;
કેહેશે નાગરો કોહનું નામ ગાતો હતો, કૃષ્ણ તુજને કોઈ નહિ આરાધે. મો૦
સારી પંક્તિતણા લોક સર્વે મળ્યા, સહાય કરશો તેની પાસ થાશે;
મૃત્યુના ભય થકી નરસૈંયો નવ બિયે, પણ તારો જશ જગદીશ જાશે. મો૦
રજની તો વહી ગઈ, રાત થોડી રહી, જ્યોત તો ઝાંખી થઇ ગઈ દીવાની;
કેશવા કંઠથી માળ અળગી કરો, પ્રેમે આરોપો નરસૈંની કમાણી. મો૦

### પદ ૯૩ મું.

હારને કાજ શું હઠ કરે શામળા, જાચવાને તારી પાસ આવ્યો;
રાધિકાની સંગે બેઠો વાતો કરે, કેહે રે વૈકુંઠથી તું શું રે લાવ્યો? હાર૦
તારું નામ વિશ્વંભર ધર્યું તે વરાંસિયે, નંદનો છોકરો છાશ પીતો;
હોડતો કામળી હાથમાં લાકડી, ગાવડી ચારતો વન રહેતો. હાર૦
માત તું, તાત તું, ભ્રાત તું ભૂધરા, તું વિના દુ:ખ તે કોને કહીએ;
ભણે નરસૈંયો તારા ગુણ ગાઈ જીવીએ, એકલા ભૂતળ કેમ રહીએ. હાર૦

### પદ ૯૪ મું.

હાર કાજે શું વિલંબ કરવો ઘણો, નહિજ કૌસ્તુભ વિદ્રુમ માળા;
ઉજ્વળ પુષ્પ ને સૂત્રનો તાંતણો, તેને શું મોહિ રહ્યો નંદલાલા. હાર૦
ઊંચને મૂકીને નીચને અનુસર્યો, જોઈ નહિ જાદવા જાત દાસી;
રાજાની દિકરી રુકમણી પરહરી, કુબડી મંદિરનો થયોરે વાસી. હાર૦
રત્ન ગુંજા વચે ભેદ નહીં ભૂધરા, સાયર છીલરાં સમ વખાણો;
મંડળિક હારને કાજ મને પરભવે, દોહેલાં દાસનાં શે ન જાણો. હાર૦
લોક કૌતુક જુએ, લાજ તારી ખુએ, સુખે શું સુતો દેવાધિદેવા;
કેશવા માળ કંઠેથી ઉતારિયે, પ્રેમે શણગાર નરસૈંની ગ્રીવા. હાર૦

### પદ ૯૫ મું.

આપ્ય રે હાર વસુદેવ સૂત વિઠ્ઠલા, વિવિધ વિચારતાં વાર લાગે;
લોકનાં વચન અવિલોક તું શામળા, નાથ નિદ્રા તજી શે ન જાગે? આ૦
દીનબંધુતાણું બિરદ હરિનું સુણ્યું, એમ બોલે સત્ય વેદ વાણી;
કરમ તારાં રખે આજ સંભારતો, રાખ્ય હું વિપ્રને રંક જાણી. આ૦
કૃપણપણું તું મૂક કમળાપતિ, જગપતિ જગ ઉપહાસ થાશે;
મોહના મંડળિકડો નરસૈંને મારશે, હાર આપો જશ ખ્યાત થાશે. આ૦

### પદ ૯૬ મું.

આપ્યની હાર વસુદેવ નંદન, આદ્ય અનાદ્ય તુંને લાજ થોડી;
કંસના ભય થકી નાશી ગોકુળ ગયો, રહ્યો આહીરશું પ્રીત જોડી. આ૦
સ્વારથ માટે મા બાપ તેં પરા કર્યાં, સુર અસુર મુનિ સર્વ જોતાં;
કંસનો વધ કર્યો અર્થ તારો સર્યો, ગોપીજન મૂકીઆં વને રોતાં. આ૦

ભક્તિ કરતાં આહીરનો નવ થયો, તો મુને હાર તું કેમ આપે;
ભણે નરસૈંયો હવે રજની થોડી રહી, આપ્ય તસ્કર હસી કાં સંતાપે. ૭

## પદ ૯૭ મું.

ઉઠને શામળા મૂકી મન આમળા, બોલે નહીં શા અભિમાન માટે;
આપીએ હાર કે પ્રગટ હુવણું કરું, જે કામ કીધું બંશીવટ ઘાટે. ઉ૦
અણુવરી નાર તેં ભોગવી ભૂધરા, પરણતાં ગરથ શું નોહતો તારે;
હારને વાર થઇ ભાર ભાગી ગયો, શું કહિયે નાથજી વારે વારે. ઉ૦
કળિયુગ માંહે કલંક જો લાગશે, વૈષ્ણવની ગત તે કોણ થાશે;
ભણે નરસૈંયો જયારે હું હળવો પડયો, તારું કીર્ત્તન જશ કોણ ગાશે. ઉ૦

## પદ ૯૮ મું.

કોણ ઠાકોરને વિનવું વિઠ્ઠલા, કંથ કમળાતણા મન વિચાર;
દ્રોપદી લાજને કાજ આવ્યા હરિ, તેમ દુઃખ પામે ઘણું દાસ તાર. કો૦
પ્રગટ થયું નામ ભૂતળ વિષે ભૂધરા, નરસૈંયા નાથ એવું બિરદ કહાવે;
સેવકનું સંકટ ટાળીએ ત્રિકમા, તો તું નાથજી ભલોરે ભાવે. કો૦
લોક દેખે સહુ કૌતક થાએ બહુ, મંડળિક મદ ભર્યો કૂડ બોલે;
નરસૈંયાચા સ્વામી નિત્ય દાતા સદા, શામળા સમોવડ નહિ કો તોલે. કો૦

## પદ ૯૯ મું.

તને રોકી રહી રાધિકા રંગ ઝામ્યો ઘણો, રસિયા રજની રહી રે થોડી;
નંદના નંદન તું શાને આળસ કરે, નાગરા સાથે શું પ્રીત તોડી? ત૦
ભાળ કપાળિયો કામ પ્રજાળિયો, ઈશ્વર પદ પામિયો, ઉમિયારે સ્વામી;
શામળા તુજને લોક લંપટ કહે, થયો વ્યભિચારી કાનુડો કામી. તને૦
હઠ કરે તેશું હઠ કીજીએ શામળા, ત્રુટશે સ્નેહ ત્રિકમ તાંતણે;
ભણે નરસૈંયો અવધ સૌ વહી ગઇ, મંડળિક મારશે મુજને વાહાણે. તને૦

## પદ ૧૦૦ મું.

જે તારા ચરણ શરણને અનુસરે દેવા, તે જનને તુજ સરીખા કીધા;
ભોગવે ભોગ સંસારનો શામળા, વિષય રસ સેવતાં કાર્ય સિઝયાં. દેવા૦
જોતાં જનકનાં કર્મ શાં કેશવા, રાજ રિદ્ધ વિલસતો નરક વાગ્યો;
નામ પ્રતાપથી જમપતિ જીતીઓ, અજામિલ તારું અભેપદ પામ્યો. દેવા૦

ભક્ત વાહાલા સદા દાસનાં દુઃખ હરો, નિશ્ચે વાયક એવાં વેદ બોલે;
અંબરીખ દાસથી ક્રોધી રુખિ રાજ રઝળિયો, તો મુંડળિક તારે શાજ તોલે. દેવા૦
તાહારાં ચરણને જે કોઈ અનુસરે, તે તો વૈકુંઠથી અધિક હોયે;
ઈંદ્રાદિક બ્રહ્માદિકે શંકર સેવતા, તાહરો પાર ન જાણે કોયે. દેવા૦
ઈંદ્ર અહલ્યા થકી મહા દુઃખ પામિયો, સહસ્રભગ તન થયાં તને સંભારે;
સાહ્ય કરની હવે સાધુ સંતાપતો, નરસૈંયાને નાથ કાં વિસારે. દેવા.

પદ ૧૦૧ મું

કૃષ્ણ કૃપાળ કરુણાનિધિ કેશવા, હું અનાથનો નાથ કહીએ;
ભૂપતિ ભોળો એને મર્મ મનમાં વસ્યા, શ્યામ વિના શર્ણ કોને જઇએ. કૃ૦
સગાં સરવે મળી, ન્યાત નાગર તણી, કૌતક જોવાની પેર કીધી;
ઉષ્ણજળ મેઘ તેં મોકલ્યો શ્રી હરિ, છાબ વેળા આવી આશા દીધી. કૃ૦
મને અપજશ તો તને અપજશ થશે, મને જશ તો તારો જશ વાધે;
હારને કાજ શું હઠ કરે શ્રી હરી, એવડો અનર્થ શીદરે સાધે. કૃ૦
મંડળિકરાય જો મુજને મારશે, તેમાં તો તાહરું પત જણાશે;
મૃત્યુને ભયે નરસૈંયો બિહતો નથી, ભકતવત્સલ તારું બિરદ જાશે. કૃ૦

પદ ૧૦૨ મું.

ભક્તના ઇશ તુને વિશ્વ સૌકો કહે, કાંગવા કેરાં તે દાન કર્યાં;
વિપ્ર સુદામાને નવનિધ મોકલી, વિદુરને મંદિર વાસો વસ્યા. ભક્ત૦
કૃષ્ણ કૃપાળ કૃપણ થયા શ્રી હરિ, ભક્તની ભીડ જાણો ગોપાળ;
નાશી કરીને ગીરિ મધ્યે જઈ રહ્યા, કાળયવન નોયે શિશુપાળ. ભક્ત૦
જરાસંધ કંસ કેશી નરકાસુર, તેહતણારે અહંકાર મોડ્યા;
અઘાસુર બકાસુર વેર ભાવે કરી, તેતણા તનના બંધ છોડ્યા. ભક્ત૦
ભાવે કભાવે જેણે આરાધિયો, ગર્ભ નિવાસ નહિ આવે વળતો;
ભણે નરસૈંયો હું દીન થઈ વરણવું, રાખ્યરે રાખ્ય મુને બાપ બળતો. ભક્ત૦

પદ ૧૦૩ મું.

કાજ પડ્યું કેશવા વલવલું વિઠ્ઠલા, બેઉ કરજોડીને માન માગું;
આવ તું ધસમસી નાથ નિદ્રા કશી, ઉઠ આળસ તજી શે ન જાગું? કા૦
તાણ કરતાં બહુ હાણ થાશે અલ્યા, હઠ કરતાં હલકાઈ થાશે;
કપટની પ્રીતે તો ભાર ભાગી જશે, દીનબંધુ તારું બિરદ જાશે. કા૦

શરણ આવે તેનું સંકટ તું ખુએ, વેદ સમૃત વદે રે વાણી;
તે બિરદ તારૂં જાય છે ત્રિકમા, રાખ્ય નરસૈંયાને દીન જાણી. કા૦

## પદ ૧૦૪ મું.

હારને કાજે શું હઠ કરે માવજી, બોલતો શે નથી મુગો માટે;
રાય મંડળિક પ્રતિત કારણ પ્રભુ, તુજને પાર્યું શીશ સાટે. હાર૦
પૂછવું હોય તો પૂછ તું નારીને, લે કાંઇ મૂલ એહું જે તારે;
લોક સરવે સમું કંઠ શણગારને, શું કહું શામળા વારે વારે. હાર૦
કળિયુગ માંહે પ્રતિત નહિ લોકને, હાર નહિં આપો તો કોણ ધારશે;
કહે નરસૈંયાને હાર આપ્યો નહિ, ચૌદલોકો ગુણ તારા ક્યમ ગાશે. હાર૦

## પદ ૧૦૫ મું.

મારે તો તહારા નામનો આશરો, તું વિના સાહે કોણ કરે મારી;
દીનબંધુ તમે સદા રે દામોદરા, આ અવસર આવી લો ઉગારી. મારે૦
ભક્તની લાજ તું રાખ લક્ષ્મીવર, નામ દયાળ તું બિરદ ધારી;
તારે સેવક કોટી છે શામળા, મારે તો એક છે આશ તારી. મારે૦
મંડળિક રાયને માન વાધ્યું ઘણું, તે તમે ચત્તિ ધરો નાથ મારા;
ભણે નરસૈંયો ભૂતળમાં અવતરી, અહરનિશ ગુણલા ગાઉં તારા. મારે૦

## પદ ૧૦૬ મું

દીનબંધુ તમે હરિ દારિદ્રમોચના, દાસને અનંત આશ તારી;
અનેક શત્રુ મળી મુજને પરભવે, નાથ વિના કોણ કરે સાહે મારી. હરિ૦
તું નાથ અનાથનો સાખ સમૃત પૂરે, વાત વિસ્તારતા વાર લાગે;
કૃત્ય તારા રખે આજ સંભારતો, હું મતિ મંદ અજ્ઞાન આગે. હરિ૦
રંકની લાજ તું રાખ લક્ષ્મીવર, દુષ્ટ જયમ ત્યમ લવે લોક સહુ;
તેની હાંશી ને મારું મોત છે, જેમ હરિ રાખશો તેમ રહું. હરિ૦
માન અપમાન માહારે નવ રહ્યું, ભૂપતિ ભોળવ્યો કામ કીજે;
રાખીએ નાથ અનાથને દુઃખથી, આશ અનંત તુજ નામ લીજે. હરિ૦
સૂત વસુદેવના અંતર અવિલોકીએ, પતિત પાવન એવું બિરદ તારું;
આપીએ હાર ઉગાર તું નરસૈંને, આણ કરુણા નહિ તો પ્રાણ કાહડું. હરિ૦

## પદ ૧૦૭ મું

વિશ્વપાળક વિશ્વંભર કરું વિનતી, તુજ વિના દુઃખ બીજું કોણ જાણે;
વિલપતાં વિલપતાં વહી ગઈ જામની, નાથ નિદ્રા તું શુંરે આણે. વિશ્વ૦
રોકી રહી રાધિકા કે પુત્રી ભીમક તણી, અંગના સંગમાં શો રંગ માણે;
હઠ થકી સુર અસુર સૌ હારીઆ, ત્રૂટશે સ્નેહ અતિય તાણે. વિશ્વ૦
રાહી ચંદ્રાવળી કે મળી લલિતા સખી, કામવશ થઇને શુંરે સૂતો;
ફુલના હારમાં એમ તું કા કરે, પ્રાતઃ થયો ને રાયે વગૂતો. વિશ્વ૦
સાચ પાખે કોઇ રાચે ન શ્રીહરિ, જગ્ત જીવનજી શે ન જાણો;
શીઘ્ર થઈ હાર નરસૈંયાને આપીએ, રાડે ચઢયો મંડળિક રાણો. વિશ્વ૦

## પદ ૧૦૮ મું.

સ્વારથભૂત ના હોવ રે ભૂધરા, પરમ કરુણાનિધિ વેદ ગાયે;
ગ્રાહના મુખથી ગજને મૂકાવિયો, ગરુડ તજીને ગોપાળ ધાયે. સ્વા૦
ગરુડની ગતિ અતિ મંદ લહી માવજી, ચર્ણે ધાયા ઘણું સંકટ જાણી;
આપ નહિ પોહુચીઆ ચક્ર ત્યાં પાઠવ્યું, બેઉ ઓધારિયા કરુણા આણી. સ્વા૦
હરિનામ જશ વાધીઓ ત્યાં થકી શામળા, સેવક સંકટ ટાળ્યુંરે માટે;
ભણે નરસૈંયો સેહલ વાતને કારણે, કરુણાસિંધુ બિરદ શાને ડાટે. સ્વા૦

## પદ ૧૦૯ મું.

દયા આણ દાયાળજી શીઘ્ર સેવક તણી, તું રે મારો ધણી વિશ્વ જાણે;
પ્રકટ મુજ નામ તે તુંજ થકી શામળા, કાં ન એ વિનતિ મંન આણે; દયા૦
મંત્ર તું જંત્ર તું ધ્યાન ધરણીધરા, મંત્રી મોહન વિના નહિ રે બીજે;
હાર આપ્યા વિના લાજ કોહ કેમ રહે, દીન દેખી હરિ શે ન રીઝે. દયા૦
સાહે કીધા વિના નેટ નહીં છૂટકો, જો તમ ચરણ નીશ્વાશ આપી;
નરસૈંયાચા સ્વામી માન માગી કહું, હાર આપી નાખો દુઃખ કાપી. દયા૦

## પદ ૧૧૦ મું.

પુષ્પથી સાર અનેક છે શામળા, મુજને હારનું દાન દીજે;
રંક રાયે લહી વાત દુલ્લભ કહી, કોની કેશવ હવે કેમ કીજે. પુષ્પથી૦
કાજ કીધા વિના પ્રતિત નહી પુરુષને, પ્રીતની રીતનો આપીરે ભાસ;
સકળ સુરીનર કહે, અકળ કો નવ લહે, મારે તો તુજ વિના નહિરે આશ. પુષ્પથી૦

નામ પ્રતાપે પાષાણ જળમાં તર્યા, પતિત ઓધારણ નામ તારૂ;
નરસૈંયાનું તું સંકટ હર શામળા, હાર આપે થાયે કાજ મારૂ. પુષ્પથી૦

### પદ ૧૧૧ મું.

નંદના નંદન વાર લાગી ઘણી, દુર્જિન લોકને કાં હસાવે;
અપકીર્તિ થશે, મારી ને તાહરી, વાત ચિત્તમાં તને શે ન લાજ આવે. નંદના૦
પેર પેર પ્રણવું, માન માગી કરી, કઠણ કાં થઇ રહ્યો કૃષ્ણ કામી;
કપટ ભાવે ભજ્યો તોય તુજને હરિ, સાહે સંભારી કર સંત સ્વામી. નંદના૦
કોણ વેળા થઈ હાર આવ્યો નહીં, સાંભળો શામળા વાત મારી;
નરસૈંયાચા સ્વામી મુજને તો દુઃખ નથી, લાજ જાશે જદુનાથ તારી. નંદના૦

### પદ ૧૧૨ મું.

ઘણું રે વરાંસિયો આજ હું વિઠ્ઠલા, અવસર વેળા ન આવ્યો કાજ;
કરુણાસિંધુ તને નિગમ નારદ ભણે, ભક્ત સઘળાને લગાડી લાજ. ઘણું૦
અલ્યા વાંક તારો નહીં, ગત મેં નવ લહી, ગાય ચારી કહો મેં ગોવાળ;
આહીરમાં રમી બુદ્ધિ સહુ નિર્ગમી, તે ક્રોધે નહીં આપે પુષ્પ માળ. ઘણું૦
સંગ સુનાર નહીં, જે શીખ સારી દીએ, હાર આપે દુઃખ મારું જાયે;
દુર્જિનનાં મુખ શ્યામ કર કેશવા, જો નરસૈંયો તારી લીલા ગાયે. ઘણું૦

### પદ ૧૧૩ મું.

પ્રીતની રીત ત્રૈલોક્યમાં સાર છે, શું કરું શામળા જો વિચારી;
સાચૂં જૂઠું જગદીશ જાણો તમો, પ્રીતની રીત તો અટપટી ભારી. પ્રીતની૦
શંકર સ્વામીએ દીન જાણી મને, હરિ ગુણ ગાવાની ટેવ પાડી;
વિવિધ વિલાસ ગાયા મેં ગોવિંદના, ભક્તિભાવ ભૂલ્યો શું હું અનાડી. પ્રીતની૦
તે દિનનો મેં તો તુજને આરાધિયો, સાધિયો શુદ્ધ કરી મન સાથે;
આજ વેળા પડી આવ ઉતાળો, ભલાઈ ભૂધરા કર રહીને માથે. પ્રીતની૦
મારું તો બળ નથી, ઝાઝું શું કહું કથી, તુજ થકી થાશે તેજ થાશે;
ભણે નરસૈંયો જો જીવ મારો જશે, વળતી ગુણ તાહરા કોણ ગાશે. પ્રીતની૦

### પદ ૧૧૪ મું.

કાનકૂટા થયા શામળા શ્રી હરિ, લક્ષ્મીના નાથ કે નિદ્રા આવી;
બિરદ મોટું ઘણું પતિતપાવનતણું, શરણ આવ્યો તેની બાંય સાહવી. શ્રવણ૦

નિરદે નિદ્રા તજી તાર નિજ ભક્તને, તું વિના માહરો કોણ સ્વામી;
દુરિજન લોકને મન આનંદ વસે, અવર કોને કહું શીર નામી. શ્રવણ૦
પુષ્પની માળ શું મન અટકી રહ્યું, વિદ્રુપમણિ એ શું મન તારે;
નરસૈંયાચા સ્વામિ વિલંબ તેં બહુ કર્યો, હાર અરપ્યો નહીં કંઠ મારે. શ્રવણ૦

## પદ ૧૧૫ મું.

પ્રીતડી ગોઠડી કરી, તે શું નવ સાંભરે, ન્યૂન તારે મન થઈ રે આજ?
કોથળી કંચનતણી નથીરે છોડવી, પુષ્પના હારનું મારે કાજ. પ્રીતડી૦
વૈષ્ણવ મારગે શામળા મેં તુજને ભજ્યો, હવે કાં તજો મને રે કહાન;
નઠોર કાં થઈ પડયો, મંડળિક મદે ચઢયો, તોય તને નવ આવી સાન. પ્રીતડી૦
મેલ મમતા હવે ફૂલના હારની, વાર લાગે ઘણી વિશ્વનાથ;
નરસૈંયાચા સ્વામી આશ તારી ઘણી, અર્પરે અર્પ હવે કંઠ હાર. પ્રીતડી૦

## પદ ૧૧૬ મું.

અલ્યા હાર હૈયે ધર્યો, દાસ કાં વિસર્યો, કેઇ મોટમ હૃદય મધે આણી,
જદુપતિ જનપતિ જગપતિ શામળા, તારી મોટાઇ મેં તો ઠીક જાણી. અ૦
હું તને જાણું રુડી પેર જાદવા, કંચુકી પેહરીને તું રે નાચે;
ગોપીઓ સરવને તારે રમાડવી, પુષ્પના હારથી તે બહુરે રાચે. અ૦
જે તુજને ભજે ગ્રહુસ્થપણું તે તજે, જોગી થઇ વનમાં ભીખ માગે;
ભણે નરસૈંયો મુને હાર આપો હરિ, નિર્લજ આ કાજે તુને લાજ લાગે? અ૦

## પદ ૧૧૭ મું.

નિરદે સદા હરિ, દયા તેં તો નવ ધરી, પયપાન કરાવી પુતના પ્રાણ લીધા;
અબળા વ્યાકુળ કરી, તેહ ત્યાં થરથરી, કાલાવાલા તારા કોટિ કીધા. નિ૦
જનકસુતા સતી, બંધુ લક્ષ્મણ જતિ, વણ અપરાધે તેં વન ભમાવ્યાં,
દુષ્ટતા તેં કરી, તેહને પરહરી, દમન બહુ બહુ કરી તેને દમાવ્યાં. નિ૦
માતનો વધ કર્યો, તે તું દામોદરો, વિસરી કેમ જાય વાત કૂડી;
આપતાં દાન પાતાળે બલિ ચાંપીઓ, પેર પ્રભુએ ન હોય રૂડી. નિ૦
જે તુને ધાય તેનું સરવશ જાય રે, જોગી થઇ વન વન ભીખ માગે;
ભણે નરસૈંયો તું તો નિર્દે રે નરહરિ, જોયું વિચારી મેં પાછે આગે. નિ૦

## પદ ૧૧૮ મું.

ઉઠરે અટપટા, નથી બોલતો લટપટા, લંપટા લાજ તારી આજ જાશે;
વૃજપતિ રંગમાં કેવળ ઘટા કરે, તુજ વિના વાહુરે તે કોણુ ધાશે. ઉ૦
ઉઠ તું ચરવડી, શું બેઠો હુરખડી, ગાંઠ ઘાઢી પડી મૂજ સાથે;
બરદ પાલક હરિ, સાર કરજો ખરી, નિર્ગમે લાજ તો તૂંજ હાથે. ઉ૦
જીવ મારો જગમગે, અંગ મારું ફગમગે, ડગમગે નેત્ર જોવાને રૂપ;
નરસૈંયો રંગમગે, લોક સહુ ચગમગે, કોપીઓ મંડળિક દુષ્ટ ભૂપ. ઉ૦
ફેલ મુકની પરા, ગેલ તે બહુ કરા, ગોપીને રીઝવી બહુરે સંતાપ્યાં;
માતને દુભવી તાતને વીસરી, બોલને કાનડા નરસૈંને શાં સુખ આપ્યાં. ઉ૦

## પદ ૧૧૯ મું.

બોલ્યને શામળા, આવડા શા આમળા, કામલામાં મન કેમ રાખે;
કોટિ બ્રહ્માંડ તુજ બાંયે બાહુ બળા, આજ મુને હાથથી ક્યાં ફેંકી નાંખે. બો૦
પ્રહ્લાદ ઉગારીઓ, ધ્રુવને પહોંચાડીઓ, બલીને કીધો પાતાલ ભૂપ;
હવણાં શું હારિઓ, કોણે તુને વારીઓ, નારીઓ મોહિ રહી નિજ રૂપ. બો૦
અલ્યા મૂકય રે મરકડા, ફોગટ ફરકડા, હરકડા મૂકય વારું રે વહાલા;
નરસૈંયા વિના તને આમ કોણુ પ્રીછવે, નગણા ન થઇએ મારા નંદલાલ. બો૦

## પદ ૧૨૦ મું.

ડગડગે કહાન તારું મન ચોદિશ ભમે, જાણે મને નાગર કંઇક આપે;
નામ લક્ષ્મીવરા કરે લાલચ સદા, આ રંકને રાય ક્યાં સંતાપે, ડગમગે૦
તાંદલા લઈ રિદ્ધ વિપ્રને મોકલી, ભુવન કીધું વૈકુંઠ સમું;
માહરે તો દાન તો ગાન છે તાહરું, નિત્ય પ્રીત ગુણુ ગાઈ રમું. ડગડગે૦
મન મોટું કરી હાર મુજ કંઠ ધરી, હરખીને હરિ મારા રે આવો;
ભણે નરસૈંયો રજની સઉ વહી ગઈ, દુષ્ટને હાથથી મને મૂકાવો. ડગડગે૦

## પદ ૧૨૧ મું.

દેવા ટેવ તુજને સદા દીન પ્રતિ પાળવા, કંથ કમળા રહ્યો સંત સામો:
લાખો પાળે તેનો દોષ શો માનીએ, હાથ જમણો વળે મુખ સામો. દે૦
કામધેનુ કૃષ્ણજી કોડ કરતાં રહ્યાં, ગોપીનાં ગોરસ ચોરી પીધાં;
શબરીના બોરમાં સ્વાદ ઝાઝો જડયો, મુનિતણા વૃંદનાં માન લીધાં. દે૦

દ્રૌપદી કેરી લાજને કારણ, દ્વારિકાંથી ધસ્યો એક શ્વાસે;
પાંચ પાંડવ તણી લાંચ નોહતી જડી, દૂત થઇને ગયો દુષ્ટ પાસે. દે૦
ભૂપનું નોતરું ભાવ વિણ પરહર્યું, પ્રેમનો પારખું પરમ ડાહ્યો;
ભક્તની ઝુંપડી જગ્ત ઊંચી કરી, ભાજીને ભોજને તું ધરાયો. દે૦
બિરદ તારું બહુ વિશ્વ જાણે સહુ, ના ચળે નાથજી વેદ વાણી;
નરસૈંયા રંકને ઝંખના તાહરી, આપ અલબેલડા દીન જાણી. દે૦

પદ ૧૨૨ મું–રાગ આશાવરી.

ઓળખ્યો હરિ રાજા વિભીષણ, નામે નામકી તારી રે;
કુબજાનું કષ્ટ હર્યું ધરણીધર, અહલ્યા શ્રી હરિએ ઉગારીરે. ઓળ૦
દુષ્ટ દુશાસન ને દુર્યોધન, સતીને સભામાં આણીરે;
પંચાલીને પટકૂળ પૂર્યાં, સમરથ સારંગપાણિ રે. ઓળ૦
ધ્રુવ અંબરીખ રાજા રુક્ષમાંગદ, પાંડવની પત રાખી રે;
સુદામાને નવેનિધ આપી, સુરીનર મુનિવર સાખી રે. ઓળ૦
સાંદીપનને સૂત આપ્યો આણી, વદે વેદમાં સાચું રે;
મારો ઠાકોર શ્રી દામોદર, અન્યને હું નહીં જાચું રે. ઓળ૦
તારણ તરણ પૂરણ પુરુષોત્તમ, નિરાકાર જે કહાવે રે;
નરસૈંયાચા સ્વામી સંગે રમતાં, પુનર્પિ જન્મ ન આવે રે. ઓળ૦

પદ ૧૨૩ મું–રાગ પરજીઓ.

તુંને હું ભક્ત કેમ સાંભરે રે, સેવક જનના રાખનહાર;
તુંને દાસ કેમ વિસરે રે, સકળ વિશ્વના આધાર. તુંને૦
જેને સોલ સહસ્ર પટરાણી, સાઠ લક્ષ સુત ગુણવંત;
તોએ તમને પ્રીતિ નહિ રે, વિનતિ કરૂં છું અનંત. તુંને૦
આગે અનેક ભક્ત ઓધારીયારે, તે વિમાસણ મુજને;
ભણે નરસૈંયો થાવ સાવધાન હરિ, ખોડ લાગશે તુજને. તુંને૦

પદ ૧૨૪ મું–રાગ રામગ્રી.

મહા રંડનો મુખથી નહીં બોલે, જોતાં જૂઠો જદુનાથ રે;
ધુતારો ધરણીધર જાણ્યો, હઠિલો ન મૂકે વાત રે. મહા રંડનો૦
ગોકુળમાં ગોવાળીઓ થઇને, ચાર્યાં વનમાં ઢોર રે;
જાણ્યું બળ જીવણજી તારું, નવનીત કેરો ચોર રે. મહા રંડનો૦

ચંચળ લંપટ ચાડીઓ, સઘળે તે કરતો સોર રે;
ગોકુળ માંહે હેરણા હેરતો, એણે અજીઠાં ચાખ્યાં બોર રે. મવા રંડનો૦
પરાધીન થઇને પેટજ ભરતો, જેમ કોઈ નઠોર નાદાન રે;
નરસૈંયા સાથે હારને કાજે, આવડું શું અભિમાન રે. મહા રંડનો૦

પદ ૧૨૫ મું—રાગ મારુ.

તું તો ગોકુળ માંહે રેહતો, તવ નવનીત ચોરી લેતો;
તું તો ગુજરને ઘેર જાતો, તેનો ટાઢો ઠુંમરો ખાતો.
જસોદાજી બાંધતાં તાણી, હું મૂકાવતો સારંગપાણિ;
તમે તે દહાડા સંભારો, એવું જાણીને ઉગારો.
માંહોમાહે મોટાઈ ન આણો, મને પોતાનો કરી જાણો;
મારે રુડે તમારે રુડું, માહરે ભૂંડે તમારે ભૂંડું.
મારી પત જાતાં તારી જાશે, ત્યારે ગોકુળ કેમ રહેવાશે;
લોક વરુવાં બોલે છે મારાં, ઢાંક મારા ઉઘાડીશ તારાં.
નાગર બટકરલડાં બોલા કહીએ, તું તો કાંઈ ન આણે હઇએ;
એવું જાણીને ઓરા આવો, હાર આપીને મુજને મનાવો.
તને બ્રખુભાન સુતા રહી રાખી, તેણે આંનદથી જોતો ઝાંખી;
તારો નરસૈંયો રીસે ભરાય, મુજ વિના જશ કોણ ગાય.

પદ ૧૨૬ મું—રાગ પંચમ.

ભાંગો ભોગળ, ભાંગો ભોગળ, ભાંગો ભોગળ શામલીઆ રે;
ઘેલા ઘેલાઇ મુકો મારા વાહલા, ગાયોના ચારણ ગોવાલીઆ રે. ભાંગો૦
આહીરડાંને આવડો શો મચકો, આપો મોગરડાંની માળા રે;
ખટકો ચિત્તમાં શાનો પેઠો, કે અટકો મારા વાહાલા રે. ભાંગો૦
હવાં ગાલ ન દેઉં મારા લાલા, નરહરિ નાધડીઆ રે;
બંધુ તમને બલવંતા જાણી, પ્રેમે અરપી ગાવડીઆ રે. ભાંગો૦
શુક સનકાદિક ધ્યાન ધરે છે, તે નંદતણો પિંડારું રે;
તને લંપટ કહીં હુલાવે, એવું છે ગાનું અમારું રે. ભાંગો૦
આવોને આલિંગન દીજે, સુંદીર મુખડું નિહાળું રે;
ભણે નરસૈંયો રજની વીતી, થયું ત્રિલોકે અજવાળું રે. ભાંગો૦

## પદ ૧૫ મું.

મદન મેહેતો તવ વારે છે તીરુણી, જ્ઞાન સુણી મન શાંત કીધું;
દિક્ષિત ગોરને શીશ નમાવીયું, તમે કીધું તે અમો શીશ લીધું. મ૦ ૯૧
અમતણાં ભાગ્ય જે સારો સગો મળ્યો, વૈષ્ણવનો હવે સંગ થાશે;
જનમનાં કોટિ સંચીત પાતક હશે, ભગતને ભેટતાં દૂર થાશે. મ૦ ૯૨
થાવો ઉતાવળા તેડો નાગર ભલા, જોડી તેડો શુભ લગન મોટો;
લખો કંકોતરી તેડાવો વેહેવાઈને, લાવશે જાન સામાન ગોટો. મ૦ ૯૩
તેડયું કુટુંબ વિચાર કીધો મળી, પોહોચશું લગન નીરધાર થાપો; •
વિપ્ર એક નાતનો શીઘ્ર તેડી કહ્યું, જઈ જુનાગઢ હવે લગન આપો. મ૦ ૯૪
કંકોતરી જઇ હાથમાં આપજો, નરસહીં મેહેતાજી નામ જેહેનું;
જાનમાં આવે તે સરવેને લાવજો, કૃષ્ણજી અડચું નહીં રાખે કેહેનું. મ૦ ૯૫

## પદ ૧૬ મું.

સ્વસ્તશ્રી શુભસ્થાન જીરણગઢી, શ્રી દામોદરરાયજી કેરું ધામ;
જે તણા ચરણની રેણુ દરશન કરે, સિદ્ધ થાયે સકળ અર્થ કામ. સ્વ. ૯૬
અરચના આન ઉપમા નહીં ભગતને, તેથકી અધિકતા શું રે આપું;
હરિજનને હરિ તણી એક છે ઊપમા, ઈંદ્ર અજ ઈશથી અધિક થાપું. સ્વ ૯૭
તમો ઊત્તમોત્તમ છોજી રુડી નાતમાં, તમ ઉજ્વળતા હું શી વિખાણું;
હરિતણા જંન તે છે સદા નિર્મળા, અડસઠ તીરથ કેમ જોડ આણું. સ્વ. ૯૮
પરમપૂજ્યા જોગ છો જગતમાં, ધન્ય મમ ભાગ્ય છે પુજ્ય કહાવો;
સરવ શ્રી ઉપમા જોગ કમળાપતિ, મમ વચન કરમગત ધ્યાન લાવો. સ્વ. ૯૯
મેહેતાજી શ્રી પાંચની ઉપમા શી લખું, નામ નરસહીંયો શિષ્ટ ગાજે;
લખીતંગ સેવક દાસ મદનજી, વડનગરમાંહે નીવાસ છાજે. સ્વ. ૧૦૦
કોટી પરણામ સાષ્ટાંગ અવિધારજો, હુંને પોતાતણો દાસ જાણો;
સમાચાર દિક્ષિતજીએ કહ્યા, સાંભળી મન સંતોષ આણ્યો. સ્વ. ૧૦૧
અહીંઆં છે કુશળતા તમારી કૃપાથકી, ક્ષેમ કુશળતા હું નિત્ય વાંચું;
નાથ વિધાતરાએ તમશું સગપણ કર્યું, ત્યારનો મનમાં મહદ રાચું. સ્વ. ૧૦૨
અંકીને લગન લીધું છે ઊતાવળું, માસ દિન ચાર રહ્યા છે આડા;
જાનમાં તેડીને સરવને આવજો, લગન આડા કાંઈ નથીરે દહાડા. સ્વ. ૧૦૩

વઇશાખ સુદ દિન શુભ છે પંચમી, વાર ગુરુ લગ્ન નિરધાર કીધું;
વાંચી કંકોતરી કુટુંબ તેડી કરી, મેહેતાએ વિપ્રને માન દીધું. સ્વ. ૧૦૪
લીધો પરસાદ મહારાજ મનભાવતો, શીખ આપી રળીયાત કીધો;
પત્ર પડો અંતર લખી મોકલ્યો, તે લઈ વીપ્રને હાથ દીધો. સ્વ. ૧૦૫
વિપ્ર પોહોંચ્યા જુનાગઢમાં જઈ, મદન મેહેતાએ ઘેર વાત જાણી;
પત્ર આપી પાછો વળ્યો ઘર ભણી, નરસહીંએ સમર્યા સારંગપાણી. સ્વ. ૧૦૬

પદ ૧૭ મું.

મેહેતાજી પ્રત્યે તવ બોલીયાં કામની, વિવાહ આવ્યો હવે દિવસ થોડે;
ઘરનીમાંહે હું તો કાંઈ દેખું નહીં, આવે સગાં રહ્યાં મુખ મોડે. મે. ૧૦૭
કુંકુમ નાડાં સોપારી ને શ્રીફળા, નથી હજી કાંઈ નિરધાર શોધો:
નામ સ્મરો હરી આળસ પરહરી, કાં બેસી રહ્યા બુદ્ધિ બોધો. મે. ૧૦૮
મેં શેઠ ધાર્યો એક વૈષ્ણવજંનને, લીધા દીધાનો વેહેવાર સાંધો;
અડચું રહેશે નહીં કામ વિવાહતણું, તેણે ચંચલ થઈ કેડ બાંધો. મે. ૧૦૯
શેઠ મમ સામળો સરવથી છે ભલો, રાખ વિશ્વાસ તે દેશે આણી;
નરસહીંયો નાગર રંક છે બાપડો, કરશે સંભાળ પોતાનો જાણી. મે. ૧૧૦

પદ ૧૮ મું.

સાંભળો સ્વામિ હું દીન વાણી કહું, કૃષ્ણે જે કાજ કીધાં છે કાહોના;
કહી દાખો જેણે ધીરજ રહે મુને, નામ મનોરથ કીધાં તેહેનાં. સાં. ૧૧૧
વેદ પુરાણથી મંન સાચે લહો, પતિતપાવન એવું નામ જાણે;
ગ્રાહે ગ્રહ્યો ગજરાજ મૂકાવીયો, ભક્તવત્સલ પ્રભુ આવ્યો ટાંણે. સાં. ૧૧૨
ભક્ત પ્રહ્‌લાદનાં કષ્ટ નિવારીયાં, રૂપ નરસિંહ લઈ સાદ દીધો;
શ્રાપ દુર્વાસાથી અમરિખ રાખીયો, ભગતને કાજ અવતાર લીધો. સાં. ૧૧૩
વીષ ટાળી વીખીયા કરી વીષ્ણુએ, દાસ ચંદ્રહાસને સદ્ય ઉગાર્યો;
વિપ્ર અજામીલ તે ઘેર ગુણકા રહે, નામ લેતાં તેને ટપક તાર્યો. સાં. ૧૧૪
રાજકુંવર હુતો પાંચ વરસતણો, માનાં વચને હરી ધ્યાન કીધું;
વઇકુંઠ નાથ વેગે તહાં આવીયા, અવિચલ રાજ તેનેરે દીધું.* સાં. ૧૧૫

* માત્ર એક પ્રતમાં આ નીચેની બે કડી છેઃ—

ભગત ત્રૈલોચન ઘેર કાવડ ભરી, નાઈનું કામ કીધું છે હાથે;
પાંડવનાં બહુ કષ્ટ નિવારીયાં, દ્રૌપદી ચીર પૂર્યાં છે નાથે. સાં. ૧૧૫

ભીલડી વ્યાધ અધમ ઓધારીયાં, ભક્તવત્સલતણું બરદ જાણી;
હજી પરતીત આવતી નથી તૂંજને, ભણે નરસહીંયો તે વેદવાણી. . સાં. ૧૧૬

પદ ૧૯ મું

રાખ વિશ્વાસ તું મન વિષે તારુણી, જાઉં દુવારીકાં શ્રી કૃષ્ણ પાસે;
શીખ મુજને દીયો ચાલવા સજ થયો, માહરે મંન આનંદ થાશે. રા. ૧૧૭
ધન્ય તે ભાગ્ય જે ધાઈ ભેટે જઈ, રાય રણછોડજીને શીશ નામી;
દુર્લભ ભગતને સુલભ થઈ મળ્યો, વાંછિત ફળ દીયો અંતરજામી. રા. ૧૧૮
ચાલતાં સનમુખ મુક્તપુરી જહાં, પદેપદે કીલમીશ કોટિ નાહાસે;
ગોમતી સ્નાન જેણે કર્યું પ્રેમશું, યમતણા કિંકરા સઘળા નાહાસે. રા. ૧૧૯
ભાગ્ય મોટું જોજો મૂરખાં માનવી, શ્રીકૃષ્ણ ધામ જાયે છે ચાલી;
જીવન મુક્ત તે થઇ રહે સર્વદા, હરીને ભજે પરપંચ ટાળી. રા. ૧૨૦
દીઠું છે શીખર દેહેરાતણું દૂરથી, નરસહીંયાને મન આનંદ વાધ્યો;
નાહી શ્રી ગોમતી નિરખવા શ્રી જદુપતિ, પૂરણ બ્રહ્મશું પ્રેમ સાધ્યો. રા. ૧૨૧

પદ ૨૦ મું.

અંતરજામીએ જાણી છે વારતા, આવીયો દાસ નિજ ભક્ત ચાલી;
ઊઠીને ધાયા છે ભગતને ભેટવા, હાથ ઝાલી તેડ્યો મંદીર ચાલી. અં. ૧૨૨
પ્રેમશું મૂજને પાટ પધરાવિયો, ગદગદ કંઠે હું અચરજ પામું;
કનક આસનપર મુજને બેસાડિયો, પાણ જોડી રહ્યો શીશ નામું. અં. ૧૨૩
હરિતણા ચરણની રેણુ મુસ્તક ધરું, કાંણુ હું રંક રણછોડ જોડે;
ભક્તવત્સલ પ્રભૂ ભક્ત આધીન છો, ભક્તના પૂરવા છે કોડ કોડે. અં. ૧૨૪
રુકમણી આદિને ચરણ કમળે નમ્યો, શ્રીમુખથી બોલીયાં મધુરી વાણી;
અમ સરખું કાંઈ કારજ ઊચરો, કેમ આવ્યા ફરી પ્રેમ આણી. અં. ૧૨૫
દાસના પુત્રનું પગરણ આવીયું, વિવાહ કીધો વડનગર માંહે;
આવી કંકોતરી નાતને નોહોતરી, દિવસ થોડા રહ્યા જાવું ત્યાંહે. અં. ૧૨૬
વચન આપ્યું કમલાપતિ મૂજને, તે હરી અવસર આજ પાળો;
લક્ષ્મીજી સહિત તહાં નાથ પધારીયે, દાસ નરસૈંયાની સાથ ચાલો.* અં. ૧૨૭

---

પારથ સારથી થઈ રથ ખેડીયા, નામાનું છાપરું દીધું છાઈ;
ભગતને કાજ સુવે સુખે નહિ, કૃષ્ણજી દાસનાં કામ કીધાં છે ધાઈ. સાં. ૧૧૬

* પાઠાંતરઃ "દાસ નરસઇની વેઠ ટાળો."

## પદ ૨૧ મું.

રુકમણી સાંભળો દાસની વીનતી, મુખથી કહો તેવું કામ કીજે;
ભગતની ભીડમાં હું રે મુંઝાય રહ્યો, જે કહો તે અમો શીશ લીજે. રુ. ૧૨૮
અંતરજામી પ્રભુ સરવ તમો લહો, કામ કીધાં ઘણાં સંત સાટે;
ધાઇ ઊઠ્યા પરિયંકને પરહરી, ધ્રુવ પ્રહ્લાદ ગજરાજ માટે. રુ. ૧૨૯
ભક્તને કાજ પ્રભુ ઉદક કાવડ ભરી, નામાનું છાપરું છાઈ દીધું;
પારથ સારથ થઈ રથ ખેડીયો, નાઇનું કામ વણ પૂછે કીધું. રુ. ૧૩૦
વારી વાયુ થકી ગોકુળ રાખીયું, વેદના ચૂકવી રાખી મુને;
રાજસુયજ્ઞ વિખે નીચ કારજ કર્યું, ત્યારે પૂછ્યું નહીં આવી હુને. રુ. ૧૩૧
ભગત તમારા ને છો તમે ભગતના, ભગત વિના પ્રપંચ ખોટો;
ભગત નરસહીંયાની ભીડ ભાંજો જઈ, નાગરી નાતમાં થાય મોટો. રુ. ૧૩૨

## પદ ૨૨ મું.

શ્રી કૃષ્ણજી કહે ધન્ય રામા તમો, ધન્ય છે ભાગ્ય જે ભક્ત માનો;
ભક્તને તોલે કોઇ નથી ભામની, તનમન પ્રાણથકી અધિક જાણો. શ્રી. ૧૩૩
ભક્તને કષ્ટ તે અમારે કષ્ટ છે, સંત જાએ તહાં અમારે જાવું;
બોલ દીધો હરી નિશ્ચે કીધો ફરી, લક્ષ્મી સહીત હું સંગ આવું. શ્રી. ૧૩૪
જાન જોડી તમો ગઢ થકી ચાલશો, શીઘ્ર આવું અમો દાસ તોલે;
ચઊદ ભોવનતણો નાથ શ્રી કૃષ્ણજી, ભક્ત આધીન થઈ એમ બોલે. શ્રી. ૧૩૫
હેતે ઉઠાડીઓ દીન હું દાસને, તેલ ફૂલેલ મર્દન કીધું;
ઉષ્ણોદક લઇ સ્નાન કરાવીયું, પિતાંબર પેહેરવા આણી દીધું. શ્રી. ૧૩૬
કનકની પાવડી રતન હીરે જડી, મેહલીને દાસ રહ્યા છે અળગા;
છપ્પન ભોગ શ્રી કૃષ્ણ આરોગીયા, રસનાએ કોટિક સ્વાદ વળગ્યા. શ્રી. ૧૩૭
હેતશું રુકમણી પીછે છે ભૂજને, મહાપ્રસાદ હું રહ્યો ચાખું;
ચૌદ ભોવનતણું સુખ તહાં શું લહું, કૃષ્ણનો વૈભવ સર્વ દાખું. શ્રી. ૧૩૮
આચમન લેઇને શીઘ્ર ઉભો ત્યહાં, મુખનું તંબોલ શ્રીકૃષ્ણે આપ્યું;
ધન્ય મમ ભાગ્ય ભૂતલેશું માનવી, રંકને લઈ જ્યમ રાજ થાપ્યું. શ્રી. ૧૩૯
પર્યંક ઉપર મુજને પોઢાડીયો, શ્રીકૃષ્ણ વીજણો લઈને કરે રે સેવા;
ભણે નરસહીંયો એની સ્તુત્ય હું શું કરું, ભક્તવત્સલ એહેને જ કહેવા. શ્રી. ૧૪૦

### પદ ૨૩ મું.

ઊઠી ઊભો થયો પાણ જોડી રહ્યો, શીખ આપો પ્રભૂ ઘેર જાવા;
ચત્રભુજ ચાર સેવક લઈ આપીયા, દાસ મનોરથ પુરણ થાવા. ઊ. ૧૪૧
એક અન્નપૂરણા ઈચ્છા ભોજન દીયે, વસ્ત્ર વાહન દીયે એક બીજો;
રત્ન હીરા હેમ ચોથો તે આપશે, રીધ સીધનો પતિ છેરે ત્રીજો. ઊ. ૧૪૨
સુંદર રથ એક શ્રીહરી સામળે, ભક્તને બેસવા સજ્જ કીધો;
વસ્ત્ર પ્રસાદિ શ્રી અંગનું આપીયું, તુલસીની માલ પ્રસાદ દીધો. ઊ. ૧૪૩
અંત્રીક્ષ મારગે અમો પણ આવશું, સઘ ચાલો એમ કહ્યું હીયાંથી;
ગદગદ કંઠને દાસ વળાવીયો, સેવક સંગ દીધા છે ત્યાંથી. ઊ. ૧૪૪
મુહુરત એકમાં આવીયો ઘર ભણી, કામની કંથની વાટ જૂએ;
મનમાં ફૂલી ને હર્ષ પામી રહી, તારુણી તંનના તાપ ખૂએ. ઊ. ૧૪૫
નવલ સ્થાનક હરિદાસ ઊતારીયા, નરસહીંએ અતિ સનમાન દીધું;
શીખ દીધી રથ સારથિ લઈ વળ્યો, શ્રી લક્ષ્મીનાથને જાણ કીધું. ઊ. ૧૪૬

### પદ ૨૪ મું.

સ્વજન કુટુંબને નાત તેડી સહુ, મંડપ રચનાના ઠાઠ સાંધ્યા;
ચંદરવા વિવિધ પ્રકારના શોભતા, લળકતાં તોરણ બહાર બાંધ્યાં. સ્વ. ૧૪૭
ગાલીચા જાજમ તકિયા શકલાદના, મંડપ સુગંધના બેહેક છાજે;
માનની મંગળ ગાય ટોળે મળી, વાજિત્રના નાદ બહુ ઘોર ગાજે. સ્વ. ૧૪૮
કંસાર ખાજાં જલેબી ને ઘેબર, વિવિધ પ્રકારના પકવાન કીધાં;
સેવૈયા મોતૈયા દળીઆ લાડુવા, ભાવતાં ઘૃત ને ખાંડ પીધાં. સ્વ. ૧૪૯
મિષ્ટાન્ન ભોજન કુટુંબ સારુ કરે, દુરીજન લોક આશ્ચર્ય થાય;
જેહ જોઈએ તે સર્વ લાવી દીયે, જેને શિર છત્ર વઈકુંઠરાય. સ્વ. ૧૫૦
કાલ સ્વામિ છે ગ્રહે દધિ શાંતિક દિન, ચોથે દિને સજ થાશેરે જાન;
નાત મહાજનને ઘેર તેડાં કરો, પ્રણીપતથી તે બહુ દેઈને માન. સ્વ. ૧૫૧
વણિક વેહેવારીયા સીમ ગરાસીયા, જાને ચાલ્યાની છેરે ખાંત;
વસ્ત્ર વાહન જેને જોઈએ તે મળે, નરસહીંયો સમરે શ્રીલક્ષ્મીકાંત. સ્વ. ૧૫૨

### પદ ૨૫ મું.

કેશર અગર સૂગંધનાં છાંટણાં, મંડપ રચના કહી નવ જાય;
નગરનું લોક તે સજ થયું જાનમાં, કોણ નરનારી ને રંક રાય. કે. ૧૫૩

અશ્વ સુખપાલ ને રથ મેગળ પુરી, વસ્ત્ર વાસણ લઈ ગાડે કસીયાં;
સુખડી મેવા પક્વાન વિધવિધતણાં, ડેહેરા તંબૂ કનાત તકીયાં. કે. ૧૫૪
સુગંધ તીલક કરી વરજી નવરાવિયા, વિવિધ આભૂષણ અંગ કીધાં;
તેજી ભલો તેને ઘુઘરા ઘમઘમે, શ્રીફળ લેઇને હાથ દીધાં. કે. ૧૫૫
શ્રી લક્ષ્મીનાથને ચર્ણે જઈ નમ્યો, આજ્ઞા માગીને તે અશ્વ બેઠો;
શીશ નમાવીયું તાત નરસહીંયાને, સ્વજન કુટુંબને નમ્યોરે હેઠો. કે. ૧૫૬

પદ ૨૬ મું.

સમય વિના શું સુઈ રહ્યા શ્રીહરી, નથી રેણી ને મધ્યાન કહાવી;
પાછલો દિવસ તે ખટઘડી નમી ગયો, લીધી નથી કાંઈ ભગત ભાવી. સ. ૧૫૭
જાન જોડી રહી નગરના દ્વારમાં, સરવ મળી મારી વાટ જૂએ;
તમ વિના દાસના પ્રાણ તે ક્યમ રહે, ભક્તપત જાતે કેમ ખૂએ. સ. ૧૫૮
અમો છું રંક તમો રાય રણછોડજી, પ્રીત સમોવડ ચાલી જાય;
વિપ્ર હું દુરબળ લોક લજામણો, જોડો જગજીવન હાંસી થાય. સ. ૧૫૯
ભુવન દસ ચારના ઈશ છો ત્રીકમા, નિધ સિધ મુક્તિ જાંહાં ઘેર દાસ;
લક્ષ્મીના કાંત ને પૂરણ બ્રહ્મ તમો, અજઅમર સુરપતિ ઈશ આશ. સ. ૧૬૦
પ્રહ્‌લાદ નારદ સનક સનકાદિક, ઓધવ અરજુન ભગત સારા;
રંક જાણી પ્રભૂ લાજે છો આવતા, નિરધન તોયપણ ભગત તારા. સ. ૧૬૧
તું ત્રિભૂવન ધણી ભક્ત ચિંતામણી, આદ્ય તું અંત્ય તું સરવ કરતા;
તમ થકી વેગળા આસૂરીમાં ભળ્યા, શરણ આવ્યાતણું દુઃખ હરતા. સ. ૧૬૨
માહરે સામળા શેઠ સમરથ ભલા, પ્રાણજીવન પ્રભૂ ધન્ય સારું;
કરમના લેખ તે સહી મીટે તમથકી, નવ લહે બિરદ ગોપાલ તારું. સ. ૧૬૩
માત તું તાત તું નાથ નારાયણ, સ્વજન તું સામળા સરવ માહારે;
પુત્રનું પાગરણ કૃષ્ણ તમથી થયું, લાડ લડાવીયાં હાથ તાહારે. સ. ૧૬૪
મિત્ર તું માધવા કંથ કમલાવર, તુજવિના નાથજી કોહોને જાચું;
કરમચા ભોગતે ભોગવે છુટીએ, કૃષ્ણ કરુણાવડે મોહ માચ્યું. સ. ૧૬૫
તવ હરી ધાઈ સેજા થકી ઉઠીયા, દારુક દારુક વદત વાણી;
ચાલ ચતુરા મુખ ચતુરભુજ એમ કહે, દુઃખ ધરે દાસ તે દોહેલું જાણી. સ. ૧૬૬
કનક જડિત મણી રથ આગળ કર્યો, અશ્વ જોડી હરી પાસ લાવે;
રુકમણી સહિત પધારીયા શ્રી હરી, મુનિવર જોગીને ધ્યાન નાવે. સ. ૧૬૭

અંત્રીક્ષ મારગે પલકમાં પરવર્યા, રથ તણી ગર્જના સર્વે જાણી;
અવર બીજું કોઇ દ્રષ્ટે દેખે નહીં, નરસહીંયો નિરખે સારંગપાણી. સ. ૧૬૮

## પદ ૨૭ મું.

શીઘ્ર સુખપાલ મેહેતોજી વેગે ચડી, વરજી શણગારીને અગ્ર કીધા;
જાન જોડી કરી ઘરથકી નીસર્યા, દુંદુભીના તવ ઘોષ દીધા. શી. ૧૬૯
પ્રથમ સમાગમ શૂભ શૂકન હુવા, દાસના પુત્રની જાન જાય;
ખાન ને પાન પકવાન મોદક ઘણા, ખટરસ ભોજન વાટે થાય. શી. ૧૭૦
બાર દિવસ થયા જાનને ચાલતાં, આવી પહોંચી વડનગર પાસે;
મદન મેહેતાને વધામણીએ કહ્યું, જાન આવી એક રાત વાસે. શી. ૧૭૧
તવ હસી બોલીયા મદન મેહેતોજી ત્યાં, જાનની જુગતી તે કેવી ભાસે;
જોયું નીહાળીને સત્ય કહો વારતા, ઠાઠ કેવો રચ્યો વિષ્ણુદાસે. શી. ૧૭૨
નવ કહું અનરથ, કહું છું જથારથ, રાજપુત્રીતણું ભાગ્ય મોટું;
તમ થકી વૈભવ અધિક દીઠો ઘણો, પૂરણ પૂન્ય આવીને ચોહોટયૂં. શી. ૧૭૩
મલપતા કુંજર મસ્ત ચાલે તાંહાં, નવરંગ હોદ્દા નીશાન ફરકે;
શત સુખપાલ તે રતન ડાંડે જડી, માતંગ મલપે તુરી ચારુ ઘરકે. શી. ૧૭૪
ત્રણસેં તીસ રેંવત ત્યાં પાખર્યા, વીશ તોખારના રથ જોડ્યા;
નીલા પીળા વળી લાલ કસુંબીયા, એક બીજા ઉપર પરદા ઓઢ્યા. શી. ૧૭૫
ઘુઘરુ ઘમઘમે ટોકરા ટમટમે, રમ ઝમ ધમ ધમ ધમ શબ્દ ઊઠે;
ભલે ઘોડે ચડ્યા શોભે સુભટ ઘણા, સ્વાર પાળા તણી ફોજ છૂટે. શી. ૧૭૬
જોડ નગારાંની ઊંટ ઊપર ધરી, અશ્વની જોડ ત્યાં ઝાંઝ વાજે;
તાળ મરદંગ સારંગી સોહામણી, જાનની જુગત તે સબળ છાજે. શી. ૧૭૭
નગરનું લોક તે કોઈક રહ્યું હશે, વણિક વેહેવારીયા લીધા ગોતી;
હાટ બેઠા ભરી શેહેરની શેરીયે, સહુ મળે વસ્તુ જે હોય જોતી. શી. ૧૭૮
આજ સૂધી નથી સાંભળ્યું શ્રવણેથકી, જુગતી જગતમાં જાન જોડી;
ઇંદ્રના વૈભવથી વૈભવ અતિ ઘણો, મળો વેહેવાઈને જાઓ દોડી. શી. ૧૭૯
સાંભળી વિપ્ર મન માન દીધાં ઘણાં, હરખીઆ મંન સંતોષ પામી;
નાતના અધિપિત સરવ તેડાવીયા, તેડીયા રાયજી શીશ નામી. શી. ૧૮૦
નગર વેહેવારીયા અવર ગરાસીયા, ચમરધર સુભટ સહુ સંગ લીધા;
કેસર કુંકુમ ને અત્તરના કળસીઆ, ફોફળપાન કર દાસ દીધાં. શી. ૧૮૧

માનનીઓ નવલ સરવ ટોળે મળી, મંગળ ગાય છે રથ બેઠાં;
ગડગડે દુંદુભિ સામૈયું સજ થયું, ખાય તંબોળ મુખ બોલે મીઠાં. શી. ૧૮૨
આવી પોહોચ્યા ત્યાંહાં જાન શોભે જહાં, મદન મેહેતો મનમાંહે હરખ્યા;
ધાઈ ચર્ણે નમ્યા વેહેવાઇ મન ગમ્યા, નરસહીં મેહેતો દિઠા સિદ્ધ સરખા. શી. ૧૮૩

## પદ ૨૮ મું.

કરજોડી મદન મેહેતો કરે વીનતી, સ્વામિ સ્વામિ હું સેવક તમારો;
દુર્વચન હસી મુખથી કીધાં હશે, તે ક્ષમા કરોને અપરાધ મારો. ક. ૧૮૪
સ્તુતિ કીધી ઘણી, પ્રાર્થના પેરતણી, મેહેતાએ નમીને દીધું છે માન;
જેમ ઘટે તેમ મળ્યા અવર સહુ સાથને, હેતશું આપ્યાં ફોફળપાન. ક. ૧૮૫
કરી પ્રણીપત નગરમાં આવીયા, લોક જોવા મળ્યા ટોળે ટોળે;
જોઈ શોભા હરિદાસની એમ વદે, મદન મેહેતો નથી એહેની તોલે. ક. ૧૮૬
અંત્રીક્ષ મારગે હરી મળ્યા ભાવતા, મેહેતોજી જાણે છે તેજ મર્મ;
દુરીજન લોક તે સહુ લહે વારતા, આડી અંત્રાઇના બંધ કર્મ. ક. ૧૮૭
સુંદર રથથી ઉતારી છે જાનને, મદન મેહેતે તાંહાં શીખ માગી;
વાહાણું વાશે ત્યારે લગનનો દિવસ છે, જાન મોહોટી તેની બીક લાગી. ક. ૧૮૮
રાખશે શરમ ને ધરમ આડું થશે, હરિતણા દાસની સેવા કરતો;
જે જોઇએ તે સર્વ વસ્તુ આણી દીયે, મદન મેહેતો રહ્યો ફેરા ફરતો. ક. ૧૮૯
પ્રેમે પૂજા કરી લક્ષ્મીના નાથની, નવલ મંદિર પધાર્યા અહેઠા;
ગદ ગદ કંઠે નરખીયો નરસહીંયો, કનક સિંહાસને કૃષ્ણ બેઠા. ક. ૧૯૦

## પદ ૨૯ મું.

તું મારો પ્રાણજીવન ધન શ્યામળા, લક્ષ્મીના નાથ શિર નાથ માહારા;
ભક્તથી કાંઇ અધિક નથી તાહરે, દાસને અધિક છે ગુણ તાહારા. તું. ૧૯૧.
વઇકુંઠ ધામમાં સાદ શ્રવણે સુણી, દ્રુપદ સુતાતણી લાજ રાખી;
ભગત ત્રિલોચન ઘેર કાવડ ભરી, વ્યાધ તાર્યો તેનો વેદ સાખી. તું. ૧૯૨
ભક્ત કારણ પર્યંકને પરહરી, ગજ ઊગારીયો હાથ ઝાલી;
દાસ જાણી પ્રભૂ આ કળીકાળમાં, લક્ષ્મી સહીત ત્યાં આવ્યા ચાલી. તું. ૧૯૩
પાદર જમણ કીધું તાંહાં અતિ ભલું, રાવ ને રંક ત્યાંહાં સર્વ આવ્યૂં;
લાડુ પકવાન જલેબી વિવિધતણી, શ્રી લક્ષ્મીનાથને મંન ભાવ્યૂં. તું. ૧૯૪

દીન દયાળ કરું એક વીનતી, દાસનો દાસ વરઘોડે ચઢશે;
રુકમણી સહિત ત્યાં સંગે પધારીયે, શ્રીમુખ સમરતાં કાજ થાશે. તું. ૧૯૫
પુત્ર આવ્યો ત્યાંહાં અગ્ર શ્રીકૃષ્ણનો, કોટિકંદર્પ લાવણ્ય દેહી;
ગદગદ કંઠ મુર્છાગત થઈ રહ્યો, મદનમોહનતણે રૂપ મોહી. તું. ૧૯૬
મુસ્તક હાથ મેહેલ્યો મધુસૂદને, પ્રાણ જોડી રહ્યો સ્તુતિ કરવા;
પ્રદ્યુમ્ને અંગનાં આભ્રણ આપીયાં, મકરાકૃત કુંડલ કાન ધરવા. તું. ૧૯૭
માણેક મેહેતી તાંહાં આવી ઇચ્છા થકી, ધન્ય મમભાગ્ય ધન્યધન્ય સ્વામી;
દેહ દીશા તવ નવ રહી નિરખતાં, ચરણ કમળે રહી શીશ નામી. તું. ૧૯૮
દંપતિ કર લહી મસ્તકપર ધર્યાં, ત્રિવિધના તાપ તે ગયારે નાસી;
રુકમણી હાર શણગાર સહુ આપીયા, રૂપ શોભા જાણે દેવદાસી. તું. ૧૯૯
આજ્ઞા લીધી છે રાય રણછોડની, ગદગદ કંઠે હું મોદ પામી;
કૃષ્ણે આભૂષણ આપ્યાં નરસહીંયાને, અઢળક ઢળીઓ અંતરજામી. તું. ૨૦૦

## પદ ૩૦ મું.

આજ લગન તણો દિવસ સોહામણો, મંડપમાં માનુની ગીત ગાયે;
મદન મેહેતો ગ્રહશાંતિકે બેસીઆ, મેહેતીને મંન આનંદ થાયે. આ. ૨૦૧
કલુવો કરવો નવલ વરરાયને, નાગરી નાતની રીત જાણી;
મેહેતાને મંદિર મંડપમાં માનની, ગાય છે ગીત સહુ પક્ષ તાણી. આ. ૨૦૨
વરઘોડા વેળા વરને થઇ તે સમે, નાત માહાજન સહુ લીધા સાથે;
અસ્તદશ ઘડી ઉદીયાત દિનકર સમે, જોશી ઘડી માંડી તે નીજ હાથે. આ. ૨૦૩
આજ્ઞા લીધી મેં લક્ષ્મીના નાથની, ગદગદ કંઠ હું ઊભો ત્યાંહે;
પ્રેમ ભરાણો હુંને બોલી તે નવ શકું, હાથ સાહી મારો લીધો રુદીયા માંહે. આ. ૨૦૪
હું તારા પ્રેમને વશ થયો નાગરા, વઇકુંઠમાં નથી તોલે તારે;
ભક્તાને કષ્ટ તે મૂજને કષ્ટ છે, તું સમોવડ નહીં કોઇ મારે. આ. ૨૦૫
બોલ મીઠા સુણી નરસહીંયો રાજીઓ, ધન્ય શ્રીકૃષ્ણની અચળ વાણી;
ભક્તવત્સલ પ્રભૂ બરદ રાખો સદા, સંતને સૂત પોતાનો જાણી. આ. ૨૦૬

## પદ ૩૧ મું.

નવલ વરરાયજી નવલ ઘોડે ચડ્યા, કુંકુમ રોલને અતર મેહેકે;
સોઘો ચૂવા મોગરેલ ફૂલેલ ત્યાંહાં, પુષ્પ સુગંધના હાર બેહેકે. ન. ૨૦૭

શ્રીફળ ફોફળ પાન કુંકુમ સહી, વરજીના હાથમાં દીધાં આણી;
તેજી ભલો તેને અધિક શણગારીયો, પાખર જરકસી મેહેલ્યાં તાણી. ન. ૨૦૮
ભૂષણ વસ્ત્રની શી રે શોભા કહું, લક્ષ્મીકાંત મમ છત્ર માથે;
વદન જોતાં મહીપતિ શોભે નહીં, સાંબેલા પાંચસેંહેં પાંચ સાથે. ન. ૨૦૯
ચારસેંહેં રથ રેવંત મેગલ તુરી, નવલ નીશાનની જોડ ફરુકે;
નાત માહાજંન ને નાત છે નાગરી, ગડગડ દુંદુભી નાદ ધરુકે. ન. ૨૧૦
મસ્તક મોહોડ તે મેહેતીજીએ ધર્યો, કાંતિ રમા તણી દાસી જાણે;
મદન મેહેતા તણે ભીડ મંડપ ઘણી, તોરણ સોહે એક વરને દાણે. ન. ૨૧૧
ચાર સોહાસણો સંગ શોભે ભલી, મદન મેહેતી ત્યાં આવ્યાં ચોકે;
ઘાટ ઘાલી નીચાં નમીયાં લેશ તે, નાક સાહ્યું હસ્યા મંડપ લોકે. ન, ૨૧૨
ભાવસું પોંખીને વિધિગત કરે ત્યાંહાં, માહેરે વરજીને પોંખી લીધાં;
વેદના શબ્દ વિપ્ર તે મુખથી વદે, લગન સમે કન્યાદાન દીધાં. ન. ૨૧૩
અંતરપટ દઇ પાણુવટ હસે, વાજે દુંદુભી દેવ નાદે;
પુષ્પની વૃષ્ટિ અંત્રીક્ષથી સુર કરે, ગુણીજન ગાય છે મધુર સાદે. ન, ૨૧૪
મધુપર્ક સમય તવ થયો તે સમે, વેવાહી વેહેવાણ તેડ્યાં સજોડે;
મદન મેહેતો કર કનક ઝારી લઈ, પગ પખાળે છે બહુ કોડ કોડે. ન. ૨૧૫
વર વધૂ દંપતી જોડ શોભે ઘણું, અવર પાસે નહીં જંન કોય;
કન્યાને સ્વસ્તિ ભણાવતાં તે સમે, નરસહીયો ચતુરભૂજ રૂપ જોય. ન. ૨૧૬

પદ ૩૨ મું.

મોરના પીછનો મુગટ મણિમય જડ્યો, મકરાકૃત કુંડળ શ્રવણ ઝળકે;
કૌસ્તુભ મણિ શિવલાંછન ઊર ધર્યું, વૈજયંતિ મોતી માળ લળકે. મો. ૨૧૭
પિતાંબર પટ કટિપર મેખળા, કંચન નેપૂર કર ખળકે;
કોટિ કંદર્પ લાવણ્ય જોઈ રૂપને, મુનીવર જોગીનાં મન સળકે. મો. ૨૧૮
શંખ ચક્ર ગદા પદ્મ આયુધ ધર્યાં, પરિબ્રહ્મ દેવ છે નામ જેહેનું;
કોટિ સૂરજ શશિજોતી નવ ચંદ્રિકા, કોટિ બ્રહ્માંડ એક રોમ જેહેનું. મો. ૨૧૯
મેહેતીનું રૂપ દીઠું કમળાતણું, વદન જોતાં કોઇ નથીય જોડે;
ઈંદ્ર રાણી બ્રહ્માણી ને રુદ્રાણી, નિરખતાં નિરખતાં હાથ જોડે. મો. ૨૨૦
ચાર ભુજ ને ચપલ છે ચાતુરી, નવલ તત્વલતા શર શોભાવે;
નિમિશ કટાક્ષમાં જગત મોહિત થયું, વદન જાણે વઇકુંઠ નામ કહાવે. મો. ૨૨૧

વરતાણું વદન તે પ્રદ્યુમન નિરખીયા, કુંવરીનું રૂપ તે રતિનું દીઠું;
દેવચક્ષુએ નરસહીંયો રવિ નિરખીયો, રૂપ સુંદર જોઇ લાગ્યું મીઠું. મો. ૨૨૨
જોઈ લીલા પ્રદ્યુમ્ન વિસ્મય થયા, પાણ જોડી બેઉ ચરણે નમીયા;
ગદગદ કંઠ થયાં વાણી ચાલે નહીં, કંથ કમળાતણે મંન ગમીયા. મો. ૨૨૩
ત્રિભુવનપતિ તવ પ્રસન્ન થઇ બોલીયા, એક હું મેહેતાજી તોલ થાશે;
મસ્તક કર ધરી અંતર્ધ્યાન થયા શ્રી હરી, મદન મેહેતો રહ્યા મન વિમાસે. મો. ૨૨૪
જોયા તાંહાં મેહેતાજી બેઠા છે એકલા, મદન મેહેતો જઇ ચરણે વળગ્યા;
ધન્ય મમ ભાગ્ય જે કૂળ પાવન કર્યું, નરસહીંયે સ્નેહ શું કીધા અળગા. મો. ૨૨૫

## પદ ૩૩ મું.

બહુ મોહોજોણું સરવે લાવે તાંહાં, મદન મેહેતાનો ગયો છે ગર્વ;
મેહેતાજી મંદિર નાર ટોળે મળી, મુખ જોઇ આપે શણગાર સર્વ. બ. ૨૨૬
વિપ્ર વદે તમો સરવ ચોહોરી રચો, મંગળ શુભ વરતોને ચાર;
દંપતી હરખે કંસાર આરોગીયાં, સાસુજી પીરસે છે ઘૃત ખાંડ. બ. ૨૨૭
માનુની ગાય મંગળ ટોળે મળી, વિવાહનાં ધોળ બોલે છે વાણી;
જય જય શબ્દ મંડપ મંડળ વિખે, વર વહુ બેઉ રહ્યાં છે પરણી. બ. ૨૨૮
અશ્વ ભલા રથ રેવંત પાલખી, મદન મેહેતો તાંહાં દે છે દાન;
સોળ શણગાર બેહુ દંપતી આપીઆં, જરકસી વસ્ત્ર દઇ આપે માન. બ. ૨૨૯
સસરાજીને દીધાં જામો ને પાઘડી, કુંવરબાઇને સુંદર સાડી;
જ્યાં જોઇએ ત્યાં તેવી કીધી પેહેરામણી, દીએ વાણોતર ટીપ માંડી. બ. ૨૩૦
ગઉ વિધિગતે દાન દીધાં ઘણાં, મહીષ આપી છેરે દૂધ પીવા;
સાત દિવસ તે લગન માંહે રહ્યાં, લોક જાણે તે નિત નિત વિવા. બ. ૨૩૧
શીખ દીધી પછી જાન તત્પર થઈ, ખટરસ ભોજન સરવે દીધાં;
વાગ્યાં નિશાન ને જાન ચાલી ત્યાંહાં, સ્વજન કુટુંબને વીદાય કીધાં. બ. ૨૩૨
ચાર જોજન લગી રાયજી આવીયા, મદન મેહેતે તાંહાં શીખ માગી;
પુત્રી વિજોગથી નીર નયણે ભર્યાં, વેહેવાઈ નાંખે છે રંગ રાજી. બ. ૨૩૩
તેર દિવસ થયા પછી પૂરણ, જાન જૂનાઘડ બાહાર આવી;
કચોરી પૂરી પકવાન ભોજન કર્યાં, નરસહીંયાને મન સઘ ભાવી. બ. ૨૩૪

## પદ ૩૪ મું.

સહુસ્ર પાંચ મશાલ ઊજ્વલ કરી, ગાજતે વાજતે જાન ચાલી;
નગરના લોક તે ટોળે મળ્યા, નિરખે છે વરજીને મીટ ઘાલી. સ. ૨૩૫
માનની હરખથી ગાય ટોળે મળી, સરવને ફોફળ પાન દીધાં;
વરજીને પોંખીને ઘરમાં પધરાવીયા, શ્રી લક્ષ્મીનાથનાં નામ લીધાં. સ. ૨૩૬
અંતરીક્ષ મારગે અંતરજામી વળ્યા, નરસૈંયો રહ્યો તે પાણુ જોડે;
સેવક ચાર વળાવીયા હેતશું, પૂરી રહ્યા દાસના કોડ કોડે. સ. ૨૩૭





# સુરતસંગ્રામ.

## પદ ૧ લું-રાગ પ્રભાત.

બક બકી મારીઆં, અસુર ઓધારીઆ, જેવું બળ આપનું તેહ તેવા;
કેશી ને કંસ વળી, મરડિયાં કંઠ ધરી, મલ્લ માતંગ જે કાળ જેવા.
કાળયવન કારમો, રુદ્રસું બારમો, ઈય* પણ બાળીઓ નાથ એવા;
જરાસંધ મહાબળી, તીને માર્યો છળી, શૂર શિરોમણી દક્ષ દેવા.
ભીષ્મ આદિક મળી, આવિયા બળ કરી, પાંડવ છોડવ્યા નાથ કેવા;
તે સુરતસંગ્રામમાં, હારિયો વામમાં, જેની નરસૈંયો કરે નિત્ય સેવા.

## પદ ૨ જું.

વીરનો વીર એ, રણતણો ધીર એ, અડગ અચળ હરિ નાથ મહારો;
શૂર નહિ કોઈએ, આધ અવિલોકીએ, એ સમો સુભટ નહિ કોઈ ધારો.
સાયરે સાયર એ, અન્યોપમા માયર એ, નહિ કોઇ મહીમા અહિ† વખાણે;
તે નાથ નખરાં કરે, નારિયુ મન હરે, વિકૃત અવિલોકિયે આજ ટાણે.
આભ ઊંડળ ભરું, અવળું વર્ણન કરું, હું હવે નવ ડરું પક્ષ છોડું;
પંચાનન પક્ષ વિણુ, જો રહે ભક્ષ વિણુ, થાય કદિ એમ નવ હાથ ઓડું.
સત્ય હૃદયે ધરું, અનશનવ્રત આચરું, નાથજી હારિયો એમ દાખું;
નરસૈંયો મૂઢ મતિ, કો કહે અલ્પમતિ, (પણ) હરિ હારિયો હારિયો સત્ય ભાખું.

## પદ ૩ જું.

વસંતના ભોરમાં, વિહુંગમ સોરમાં, સ્વામિની ચાલી મધુપૂર વાટે;
ત્રિભુવન મોહિની, આભ્રણ સોહિની, દશ સખી રાખી છે દાણ માટે.
શબ્દ ગેબી હુઓ, સ્વામિની કહે જુઓ, દાણી અલિ આવિયો કેમ કરશું;
સંપ કરી સખી કહે, કહીશું પરો રહે, તારી ડરાવી અમો નહીંરે ડરશું.

---

* એને. † સર્પ-શેષનાગ.

ડરાવિયો નહિ ડરે, બીક કુણ મન ધરે, શું કરશે સખી એ બાળ નાનું;
તાં દાણી તે આવિયો, દશ સખા લાવિયો, જાવ ક્યાં ચોરટી કાઢી બાનું.
શબ્દ હલકા સુણી, રાધિકા મનમાં ધુંણી, (બની) રુદ્રી સાક્ષાત્ કેઆપ રુદ્રી;
નરસૈંયાના સ્વામીને, અતિ ઘણા કામીને, પકડિયો ઝકડિયો કરી ક્રૂર મુદ્રી.

પદ ૪ થું.

છટકીને છૂટીઓ, ગોપીપર રૂઠીઓ, વાળીને મૂઠીઓ વામા સાહી;
કીડિયાં કટક તે, શું કરે મટકથી, ઝટક પટક દઇ પકડી ધાઈ.
ગોપિકા તે સમે, રણ બિછ કમકમે, છૂટવા મન કરે તાં કેત્તિ છૂટી;
તાં અષ્ટ છૂટી ગઈ, બેય બાકી રહી, થઈતિ પણ મુક્ત કરતી શું પૂઠી.
વજ્ર સમ કાછ કછી, વ્યૂહ રચના રચી, મચી સહુ બાળિકા શૂર શું મંડે;
શૂર તો શસ્ત્રથી, જીતે છે અસ્ત્રથી, પણ દસ્તથી નવ કીધાં નવ ખંડે.
દશમો જે દાણિયો, મધ્યમાં આણિયો, મારે બહુ કાણિયો નારી નિરદે;
ચોરટાં કુણ અલ્યા, સ્વમુખે કહે ભલા, નાગરાના નાથ વિચાર હિરદે.

પદ ૫ મું.

જે પશુ પાળશો, યશોમતિ બાળશો, ઋષિવરાં ધેનશો નાથ મારો;
કલ્પવૃક્ષ ભિક્ષુતણો, કાળ અરિયાંતણો, વિનવું વનિતાતણો પ્રાણ પ્યારો.
વારિણી હાથિયો, સંકટે સાથિયો, અબળ વશ તે હુઓ કુણ મૂકાવે;
એવે નંદનો નંદ, આનંદનો કંદ જે, જાય તે વાટ જા નંદજી આવે.
દૂરથી દેખિયા, નંદજી લેખિયા, ગોપ ને ગોપિ સંતાઇ પેઠી;
નંદજી તો ગયા, સર્વ ભેળાં થયાં, વિસરી રાઢ નિશ્ચિત બેઠી.
માનિની મદભરી, કેહતી કપોલ ધરી, લે અલ્યા લે અલ્યા દાણ આપું;
નરસૈંયાનો નાથ, બોલ્યો પીશી હાથ, તું જાશે ક્યાંરે વણ આપે દાપું.

પદ ૬ ઠું.

સ્વામીની કહે આપશું, હવે ન સંતાપ તું, ભોર ભયો ભૂધરા જોની દૃષ્ટે;
કરગરે શું સરે, મૂકું મુજને વરે, જોને ગભસ્તિ જાય અન્ય સૃષ્ટે.
હૈડાતણો હાર કરું, રાધિકા કેહ વરું, પણ નિર્બળ તું મને કાંના ભાસે;
અલ્યા અહીં તું હારિયો, નારીએ મારીઓ, તો તું થકી કેમ મનમથ ત્રાસે.
કાન કહે રાધિકા, બોલતી બાધિકા, સખી હારી હારી વદને પુકારે;
એવી હરવું સહી, તો વરે કે નહીં, આ સમે સાક્ષી તું દે હુંકારે.

રાધિકા બોલતી, મનમાંહે ડોલતી, જે હારે તે તેનું હાસ થાએ;
નરસૈંયો તો જુવે, સર્વ સંશય ખુવે, અબળ કે સબળ કુણ હાર ખાએ.

પદ ૭ મું.

જાવા દિજે જાદવા, ભોર ભયો માધવા, ઘર કામ ઘો સાધવા મોડું થાય;
કૃષ્ણ કેહ યુક્તિ પ્રયુક્તિએ મુક્તિ નહિ, રમણ નિશ્ચય કરી ત્યાંથી જાય.
ચૈત્રતણી પૂર્ણિમા, નવિ કરો ઉર્ણિમા, વાસર ક્ષપાએ મળી યુદ્ધ કરવો;
પ્રસન્ન મનથી થયા, સાંઈ દેવા ગયા, કેહે સાંઇ સ્વીકારું કંદર્પ દર્પ હરવો.
વચન સુણી ગર્વનાં, વ્યગ્ર મન સર્વનાં, ગયાં ગોપ ગોપી મધુપુર ચાલી;
માર્ગમાં શોચતી, રાધિકા રોચતી, મદાંધ થઈ બોલી ધૂર્ત વનમાલી.
પ્રિયતમ વિસારશે, હેતને હારશે, એ કરે એમ હુંથી ન થાશે;
ભણે નરસૈંયો એ જીવન રાધાતણું, એ રુઠે સ્વામિનીના પ્રાણ જાશે.

પદ ૮ મું.

મહી વેચવા સંચરી, ત્યાંથી પાછી ફરી, વાટે નિશ્ચય કર્યો જઈને વડલું;
ઝીતે સબળ થઊં, હારે અબળ કહું, બે મગ બારીયો નિડર ભડલું.
ભૂષણવડે ભામિની, વિધુવડે યામિની, ન રમા રેણ રહિત રમ્ય દીસે;
ત્યમ એહ આપણથકી, આપણ એહથી, ઉભય મળી શોભીએ ભરી રીસે.
એમ તર્ક તુરી નચાવતી, મનને ભાવતી, અન્યોન્યે મળી ગોઠ કરતી;
પૂર્વથી પશ્ચિમે, ઉત્તર દક્ષિણે, ચ્હોકોણ ભૂ નભથી કરવી ભરતી.
સાજ સારો સજી, વેશ શૂરનો ભજી, અબળ છાપ તજી સખિ નાક જૈએ;
સખી નરસૈંતણી, આવી મંદિર ભણી, તર્ક વિતર્ક તાં કરતી હૈએ.

પદ ૯ મું.

મંદિરે પરવરી, બેત મલણનો ધરી, કાજ ઘર સાધતી વિકળ વામા;
સ્વમનને બોધતી, તર્ક તુરિ રોધતી, સનયને શોધતી સર્વ શ્યામા.
તાં સહસ્ર રશ્મિ ગયો, હિમરશ્મિ થયો, કે મળી માનિની જાગે ધારી;
મોહિની સોહિની, ગર્વિણી દ્રોહિની, કેમ રેહે લલિતા તેના સ્વામે વારી.
ચંદ્રિકા ચંદ્રાવળી, મોદિની મહામતિ, તહી વયશ્યા વિશાખાદિ આવી;
સર્વ ટોળે મળી, વાટ જોતી અલિ, રાધિકા નિરખી મન એ ભાવી.
આવી ત્યાં રાધિકા, સકળ કજ્જ સાધિકા, સબ આનન નિરખી સાથ બેઠી;
નરસૈંયો મૂઢમતિ, ગાય ગુણલા કથિ, અજીતિયા ઝીત વિચારે પેઠી.

## પદ ૧૦ મું.

સ્વામિની કેહ ઘૂમો, સમય આવે ઝૂમો, કા'ન હરવો, પણ ભાગ કલ્પો;
નીલ અંબર ધરો, કોણુ એને વરો, કાળના કાળથી કોણ જલ્પો.
સીદામો જે સખો, (એને) કૂણુ પાડે વખો, વળી અન્યની સાથ કોહુ કુણુ વડશે;
સ્વામિની વિકળ લખી,* એમ સુણી સખી, વિશાખા કહે રામ હુંથી ન બડશે.
લલિતા કહે લઢું, સિદામા સાથ ભડું, અન્ય ગોપને ગોપિકા સર્વ જીતે;
સર્વ સૃષ્ટિ પ્રસિદ્ધમાં, નિપુણુ જે યુદ્ધમાં, વઢી તમે તેહને જીતો પ્રીતે.
એ જોડી જુગલ તણી, જાણો કુંદને મણિ, ચંદ્ર અને ચંદ્રિકાવત્ દીસે;
જિષ્ણુ વિષ્ણુ મળ્યા, સમર માંહે ભળ્યા, એમ જુગલ જોવા નરસૈંયો હીસે.

## પદ ૧૧ મું.

રાધિકા બોલિયાં, મનમાંહે ડાલિયાં, એ કપટીની સાથ હું દ્વંદ્વ જોડું;
તોએ હવે અર્ક તૂર,† ઉડે જેમ નભે ધૂર, હઠાડું સહુ જેમ વળી પાદ રોડું.
એમ ઉરાડિયે, એથી ન હારિયે, પોણુ લીધું તે તમે પૂર્ણ કરજો;
ક્રોધાંધ થઈ ભાખતી, શૂરપણું દાખતી, કંદર્પ શસ્ત્ર મારી એનો દર્પ હરજો.
પલાશનું ફૂલ શું, રાતું દુકૂલ શું, જાણે અધિક એથી મદે રાતી બાલી.
ઝીતિયે એહને, ટાળી સંદેહને, પણ એકદા કેહણુ મોકલિયેરે આલી.
વારું કરો એમ, નહિ વારમાં ક્ષેમ, યુદ્ધ વગર જો એ શરણ થાએ;
કમળ કરે લખી, જોઈ નરસૈં સખી, પત્રિકા લઈ હવે કુણુ જાએ.

## પદ ૧૨ મું.

સભા બીચ દેખતી, સર્વે ઉવેખતી, લાયક નહિ લેખતી વિષ્ટિ કાજ;
મનમાંહેનું બોલવું, કૃષ્ણ શું બોલવું, જિનાથી ડરપે સખિ કંસરાજ.
તાં અન્યનું કુણુ ગજું, તાં થાય નરસૈંયો રજુ, જે ધનવેલ ખોદતાં ધન આવે;
અલભ્યલભ્યે જેમ, રાધિકા થઈ તેમ, નિહાળી નરસૈં કુશળ પૂછ્યું ભાવે.
વાટ વિરહિણી સ્નેહ, દૂકાળિયા મેહ, આવ્ય રે આવ્ય તું આણી વેળા;
લઇ વિષ્ટિનું પત્ર, જાની તુંરે તત્ર, ગોપ ગોપેશ જ્યાં થાય ભેળા.
જઇ કહો એહને, મોહના મેહને, પવન સાથે ભડે કેમ જીતો;
નરસૈંયો ચાલિયો, મનમાં માલિયો, જે કૃષ્ણ સહુસથી નહિરે બી'તો.

* જોઈ. † આંકડાનું રુ.

## પદ ૧૩ મું.

કાહ્નને કાને લહ્યું, ભેળી થઇ છે સહુ, યુદ્ધ કરવા મળી ગોપી આજે;
શત્રુ હલકાથકી, ડરવું મનમાં નકી, વેણુ વિચારી વાઈ ગોપરાજે.
જેમ મયૂર મેહથી, દ્વિજાતિ ઉજેહથી, મૌવર મણિધર મૃગ મૃગિ નાદે;
તેમ વેણુ સ્વરે સહુ, મલણ ત્વરિત બહુ, ધાય અન્યોન્યે વાદ વાદે.
મિષોન્મિષમાં મળી, સર્વે સભા ભળી, કહો તમે કા'નજી શું રે રમીએ;
વચીને દાખતા, કૃષ્ણજી ભાખતા, ગોપી સન્મુખ થઇ કહો તો નમીએ.
એકીકાળે તહી, ગોપ બોલ્યા સહી, જાવજી જાવજી એ શું ભાખ્યું;
દાસ નરસૈં કહે, દ્વધમલ્લ કેમ રહે, કરભ આસ્ફોટિને બળ દાખ્યું.

## પદ ૧૪ મું.

ગોપ ભેળા થઈ, કૃષ્ણ સન્મુખ જઈ, બોલિયા નારીને કોણ લેખે;
સૈન્ય સુરભી ઘણું, યૂથ મૃગલીતણું, ગજપતિ ડરપિયો શું એવે વેખે?
દાઉજી બોલિયા, તોલ મન તોલિયા, ભાઈ કર્યે યુદ્ધ નહિ રુડું એમાં;
જીતીએ જશ નહીં, હારે અપજશ સહી, બાંડિયા સર્પ ને બચવું શેમાં.
મળ તેગ મારવી, મહિલા હરાવવી, તે કીડિયાં ઉપરે કટક જેવું;
કૃષ્ણ કેહ કેમ કરો, ડાહ્યા કેહશે ડરો, નારીને નમવું એ નીચ કેવું!
તાં કૃષ્ણ વિચારતા, બળદેવ વારતા, તવ કૃષ્ણને પૂછતો નરસૈં આવ્યો;
કૃષ્ણ ગોવાલીયો, ડરિ કંસથી આવીયો, છે અહીં તેહ જે ચોર કા'વ્યો.

## પદ ૧૫ મું.

વેણ હલકાં કહ્યાં, ગોપે સર્વે લહ્યાં, પકડિયો નરસૈંને ચારે પાસે;
માર મારો એને, ચોર કેહ છે કેને, શબ્દ એવા સુણી નરસૈં ત્રાસે.
કૃષ્ણે મૂકાવીયો, કેમ અલ્યા આવીયો, ગોપ કેહ કા'નને ચોર ભાખે;
નરસૈંયો વદે, બહુ ભર્યા છો મદે, ધિક્રે વિષ્ટિકારપેં બળ દાખે.
શૂરથી સંતાવ છો, અબળાપર ધાવ છો, એ શૂરાપણુ પર જઇએ વારી;
કેણે પુરુષ કર્યા, ભાર ભૂપર ધર્યા, તમથકી તો ભલી હોય નારી.
દ્વત માર્યાતણું, માન મળશે ઘણું, શત્રુ હવે નિશ્ચે શરણ થાશે
કેહ નરસૈં નકી, દાસ માર્યા થકી, બરદિયા તાહેરું બરદ જાશે

## પદ ૧૬ મું.

ગોપ ટોળે મળ્યા, કુણ છે કેહ અલ્યા, નિંધવાણી વદે તોય જીવે
જાગ બેસારિયા કા'ને રાહુ વારિયા, હે પતંગ કેમ ઝંપલાવે દીવે

શું વિષ્ટિયે આવિયો, કે લઢાઇ લાવિયો, બોલ્યરે ડાહ્યો થઈ અભય દીજે;
નૃસિંહ.કેહ વાહુવા, અભય દેનાર શા, કોહુજી કોહુજી કરશો શુંય ખીજે?
અભય તો હું દઉં, જે અપમાન સઉં, નહિતર ઉરાડું સહુ પાદ ઠેસે;
અવળ કરવું કંઈ, ધરમ મારો નહીં, કોઈ કહે ઝીતિયો દાસ વેશે.
એહ સુંપ્યું તમને, રુચે ન ભૂષણ મુને, કાહુના પત્ર વાંચીને તું શરણ થારે;
દાસ નરસૈં કહે, ચિત્ત ચારુ ચહે, તો લુઠતો* લુઠતો શરણ જારે.

પદ ૧૭ મું.

દાસનું સાંભળી, હુરખ ગયો ગળી, અગ્નિથકી તસ થઈ પત્ર લીધો;
સિદામાને કરે, આપિયો નટવરે, વાંચ તું વાંચ આદેશ કીધો.
જોઇએ શું લખે, ભામિની શું ભખે, વચન સુણી સિદામોજી વાંચે;
ખુંદી ખમું અમો, દુઃખ દ્યો જે તમો, નફટ મુક્તિ નહિ આજ નાચે.
અબળમાં બળ નહિ, એમ ધારીશ નહિ, જો જો ચંડીએ ચોળિયા શૂર કેવા;
મહિષિયો માતિયો, અન્ય જે સાથિયો, તેણે ઝીતિયા સર્વ દેવદેવા.
પુરુષ જે દેવતા, નારીને સેવતા, પ્રસન્ન થઈ છોડવ્યા એવી નારી;
એ અમો એક છું, છોડને ટેક તું, શરણ થા જાય નરસૈંયો વારી.

પદ ૧૮ મું–વિષ્ટિકાર વચન.

પત્ર વંચઈ ગયો, નરસૈંયો ઉભો થયો, બોલિયો બળકરી શરણ થારે;
સ્વર્ગ મૃત્યુ પાતાળ, વળિ કાળનો કાળ, થાયને સહાય તું શરણ જારે.
નારીને ઝીતવી, એહમાં ભીતિ શી, એવું ધારીશ નહિ કાહુના કાળા;
પાર્વતીનો પતિ, છોડવ્યો મહામતિ, કરિયો અસુરને હરવી લાળા.
એ ત્રિપુરારિયો, ભિલડિથી હારિયો, તો અલ્યા ગોપલા તું કવણ લેખે;
પિયુષને કારણે, નાંખિયા ધારણે, હરવિયા આસુરી દેખ દેખે.
સુણી દૃષ્ટાંતને, ત્યાગી સિદ્ધાંતને, તરણું લઈ ચાલ્ય તું દાંતે આજ;
વળી હુસ્ત દ્વય બાંધીને, શઘડી શીર સાંધીને, ચાલ નરસૈંયા સંગ ગોપરાજ.

પદ ૧૯ મું–ગોપ વાયક.

જીવતો જા અલ્યા, બોલ ત્યાં કેહ ભલા, કાલિય મર્દ્યો તિમ તમને મર્દે;
શ્લાઘા કરે આત્મની, મહુતા કશી માત્મ્યની, અબળ બળ કેતું હું જાણું હર્દે.
જઇ કહે એહુને, ટાળી સંદેહને, કરતી જે કાલ તે કરની આજ;

* આળોટતો.

નૃસિંહ વચન–

પણ ડગલું જોઈ ભરે, કાર્જ તેનું સરે, સારંગી* જીતી કંઈ સિંહરાજ.
સમજ કંઇ છેલડા, ગર્વ તજ ઘેલડા, સિંહથી સિંહણી હોય માતી;
સર્પિણી સર્પથી, અશ્વિની અશ્વથી, તેમ છે આહિરડી માતી તાતી.
વાર્યું કરશો નહીં, હાર્યું કરશો સહી, નિશ્ચે કહું નાથજી માન ખોશો;
નરસૈંયો મહા મતિ, વીનવે બહુ મથિ, જાઉં છું અમે, તમે હારી રોશો.

પદ ૨૦ મું.

દાસ ગયા પુઠી, રામ બોલ્યા રુઠી, ઉઠિયે ગોપ ગોપેશ ચાલો;
કાહન કેહ ચાલિયે, શસ્ત્ર સંભાળિયે, ઉતાવળા હાલી રણ બિચ માલો.
ગોળી ને ગોફણી, પાશ લીધો વણી, ગેડી ને ગેંદ સંભાળી સાહી;
કવચ ધરી કારમાં, ચાલિયા હારમાં, સેનાપતિ અગ્ર સમગ્ર માંહી.
શંખ શૃંગી રણે, ભેરીઓ ભણ ભણે, ઉરગ† ઉરવિ‡ ડગે સૈન્ય સાજે;
સૈન્ય શું રામનું, કાર્ત્તિકસ્વામનું, સુરેંદ્રનું સેન એ દેખી લાજે.
નદી પૂરે ચઢી, કા'ડે મળવા હડીઽ, તેમ કાહનનું લશ્કર વને ગાજે;
કિરણ ગણે કોઈ, બિંદુ ગણે જોઈ, નરસૈંયો ન ગણે કોઈ સમાજે;

પદ ૨૧ મું

અભ્ર છવાઈ ગયું, તિમિર ગાઢું થયું, રેણ કે દિન રજે ન સૂજે;
કુમઠો કંપીઓ, શેષ તો સળકિયો, ચાલ આઘાતથી ધરતી ધ્રૂજે.
એવું લશ્કર ચઢી, વૃંદે આવ્યું અડી, શંખ ને શૃંગી વિવિધ ફૂંકે;
નરસૈંયો મહામતિ, આવિયો બહુ મથી, કેહ સ્વામિની શ્યામળો ટેક ન મૂકે.
સ્વામિની સજ હુઈ, કીધી નિર્બળ જુઈ, જે ડરાઇ મૃત્યુથી ભાગી જાઈ;
કોઇપર જોર નહિ, કરવું મારે કંઈ, રક્ષિ જે જીવતિ પરીય થાઈ.
એકી કાળે તહીં, બાળિ બોલી સહી, સ્વામિની સત્યજી આપ ભાખો;
શીર જૂદું પડે, ધડ જઇને લઢે, ભણે નરસૈંયો એવી ટેક રાખો.

પદ ૨૨ મું.

વિશાખાદિ વદે, કા'નો ભર્યો છે મદે, એ અજિતને અલિ ઝીતીને જશ લેવો;
સૈન્ય જો ગોપનું, આવિયું ધોપતું,‖ જો તું એ બિચ લાલનો લટક કેવો.

---

* સારંગ=હરણ. તેની નારી જાતી સારંગી. † શેષ. ‡ પૃથ્વી. § દોટ–દોડવું. ‖ દોડતું.

શસ્ત્ર સજો સખી, સૈન્ય ભારે લખી*, કરો સિંહનાદ એ સુણે એવો;
બરકીને† બોલિયાં, તોલને તોલિયાં, છળ્યા સુણી સ્વર્ગના દેવો.
બ્રહ્માંડને ચીરિયું, વિયતને‡ પૂરિયું, સિંહનાદે ફાટયાં સમ ખેવો§;
નિર્બળો ભાગિયા, મળમૂત્ર ત્યાગિયા, કેદિ સુણ્યો શબ્દ નહિ ગોપી જેવો.
ગોપ જે મહા બળી, તેહ સર્વ ગયા છળી, વીર ધીરે મૂકયા અહમેવો;
નરસૈંયો ભણે, મુક્તિ નહિ દીનપણે, ચાહો ક્ષમા તો જઈ ચર્ણ સેવો.

## પદ ૨૩ મું.

સુણિને સિંહનાદ, સામો દીધો સાદ, ગર્જના ભારી થઈ ગોપ કેરી;
સુરત સંગ્રામમાં, કામના ધામમાં, નિહાળિયે જીતે કુણ મર્દ મેરી.
ગોઠડી બિચ ધરી, ગોપ ભેગા કરી, વિષ્ટિ કરનાર મોકલિયે કોય;
કોઇ કેહ કામ શું, કેહણનું નામ શું, જાઇ ભડીએ હોનાર હોય.
બળજીનો વીર જે, બરકિયો ધીર તે, સલાહકારની કરવી સોઈ;
જીત જે કામનો, નિપુણતા ધામનો, સંગી નહીં શ્યામિનો છે રે કોઈ.
સર્વે નીચું લહ્યું, હા ન કોઈ કહ્યું, ઊઠીયો જયદેવો સમય જોઈ;
નરસૈંયો ભણે, ઉભિયો મુદિત મને, કૃષ્ણ ભજતાં જીણે નાર ખોઈ.

## પદ ૨૪ મું.

ઉઠિને આવિયો, સર્વને ભાવિયો, વિષ્ટિએ જાવ તમે જયદેવા;
ઉન્મત્ત આહિરડી, લાલની લાડલી, વિકટ બહુ એહની વિષ્ટિ સેવા.
ધરવી ગૌપર ધરી, કરવી મૃગિપર છરી, કરમ એવું કરે કોણ વંદે;
નીચ એ છે ઘણું, કામ વિષ્ટિતણું, વળિ પાસ તે નારીની કોણ ન નિંદે.
હારમાં સાંધીને, સર્વને બાંધીને, લુઠતી લલના સાહી લાવું;
રે લાજું હું દેહમાં, સુંપ્યું શું એહમાં, કૃત્ય કહો કઠિન જે કરી હું આવું.
શૂર સાચોજ તું, કૃષ્ણ કહે ધન્ય તું, જઇ સર્વ સત્વર સાહી લાવો;
શીદ મરો મથી, બરકે બચવું નથી, જિત્યા પુઠે નરસૈં શૂર કા'વો.

## પદ ૨૫ મું.

જયદેવ ચાલિયો, મનમાંહિ માલિયો, આવિયો જ્યાં ઉભી ગોપ નારી;
રાધેને પૂછતો, મરડતો મૂછ તો, ગુસ ક્યાં ગોપી બ્રખુની દુલારી.

---

* લેખી–ગણી–જાણી. † બરકું–બોલાવવું. પણ આહિં તતડી–ગુસ્સે થઈ મોટેથી બોલવું.
‡ આકાશ. § ખ=આકાશ, તેનું બહુવચન.

જેહ ક્ષમા ચહે, તેહ ગુપત રહે, નિરખ એ નાર ભૂષણ બિરાજે;
રાધે બોલી નથી, કૂણ એ છે સખી, પુરુષ અહિં આવિયો કવણ કાજે.
અટકે શર ચાપથી, ધનંજય માપથી, અટકે નહિ ગોપિકા વાણી સુણી;
પકડી કમળાકરે, આણી આગે ધરે, કેમ આવ્યો પૂછિયું શીશ ધુણી.
વહ્નિપર ઘૃત ધરી, વૈર શૂરથી કરી, મૂળ સ્થિતિ ગોતિયે ક્યાંથી મળશે;
રોમાંચ જયદેવ થઈ, બોલે કંઇનું કંઇ, નિરખે છે નરસૈંયો કેવું હળશે.

પદ ૨૬ મું–વિષ્ટિકાર વચન.

તમે લઢો શા ઋણે, વિષ્ટિને કારણે, આવિયો આપનું હીત કરવા;
બલિયાશું બાકરી, બહુ પડે આકરી, શે જાવ મૃગરાજને મુખ મરવા.
શૂર શિરોમણિ, ખ્યાત જેની ઘણી, ત્રાસ પામે અરિ જેશું લઢતા;
પણ સ્ત્રી લખી કા'નજી, માગે છે માનજી, અસુર વિડારે ડરે ન તેહ ભડતા.
પૂતના પાપિણી, શ્યામશું સાપિણી, પયપાન કરતાં તેનો જીવ લીધો;
તાટકા આસુરી, મુનિ માર્યાં ધૂરી, શૂરી ચૂરી એકે શરે કાળ કીધો.
બળ કા'ના અમાપ છે, એવાં નહીં આપરે, હારી જવે તમે શું રે કરશો;
શૂરી થઈ હારી તે, બની નહિ આ રીતે, નારી નરસૈં થકી નીર ભરશો.

પદ ૨૭ મું–રાધિકા વચન.

બોલી ભારી દમે, રાધિકા તે સમે, જા અલ્યા જા ગુણ ગાન કરતો;
નીર નરનું ન રહે, કાર્ય ત્યાં નવ સરે, નારીનું રૂપ લેઇ વિખાણ કરતો.
અલ્યા આદિ દેવી અમો, ભામટા સૌ તમો, કોહ બીજ પૃથ્વી વિણ ક્યાંહી બોશો;
દેવ ને દાનવી, ઉરગ ને માનવી, નારીના દેવ દેવેશ જોશો.
તું અલ્યા ક્યાંથકી, તેજ કેહને નકી, પૂછ તું કૃષ્ણને જઇ ક્યાંથી આવ્યો;
વિચાર હૃદય વખે, આવિયો શા મખે, ધિક્ પદ્મિનિ માટ તું દાસ કાવ્યો.
પદ્મિનિ દેઉં અમો, જાવ ચાલ્યા તમો, દાસને છોડવી માન પામું;
દાસ નરસૈં ભણે, કૃષ્ણના ગુણ ગણે, આવે નહિ કામુક કામ સામું.

પદ ૨૮ મું.

સ્વામિની સ્વર સુણી, ચળે મોટા મુનિ, ત્યાંહિ જયદેવનું કોણ લેખું;
વિકળ મનથી થયો, વિષ્ટિ ભૂલી ગયો, હું રે રસમગ્નને શે ઉવેખું.
એમ ધારી અડ્યો, મોહ પાશે પડ્યો, દગ ચમકમાં ડૂબિયો વિષ્ટિ કરતાં;
નિહાળિયો રાધિકા, કામની સાધકા, એ લાજીઓ દાસનો હોશ હરતાં.

બાહર મૂકો ધરી, અહિંથી પરો કરી, ચાલો ચતુરા પછે જઈને ભડિયે;
બાહર જઈ મૂકિયો, વિષ્ટિ તે ચૂકિયો, ચઢી ગયો તે કોઇ ગોપ હડિયે.
તે જઇ કહ્યું કૃષ્ણને, ત્યાગી પડ્યો તૃષ્ણને, મંગાવિયો તેહને માન દીધું;
નરસૈંયો દાસ કેહ, ભાર વ્હેનાર વેહ, વાહવા જયદેવ તેં કામ કીધું.

પદ ૨૯ મું.

શરમ ભારે ધરી, વદન નીચું કરી, કહ્યું નાથજિ નાર માને ન બાનું;
કરગરે શું સરે, તેહ નવ ચિત્ત ધરે, દીધા વિણ દંડ સાને ન માને.
જયદેવે જે કહ્યું, તેહ સરવે લહ્યું, કટક કૃષ્ણે સજી પંથ લીધો;
જોશી તહિં આવિયા, શુકન દરશાવિયા, પ્રયાણ પળ વિપળ મેળિ કીધો.
ગગન ઘટા થઈ, વાદળી જાય ધાઈ, એમ કટક ચાલીયું ગોપી સામૂ;
વાટમાં ચાલતૂં, મનમાં માલતૂં, શુકન લખ્યાતણું લખિયે નામૂં.
સત્ય કહું સહી, પક્ષ કરવી નહીં, માહરો નિશ્ચય હું ન ભાગૂં;
જોશી નરસૈં બને, શુકનાવળી ભણે, ભૂલતા જોશીને ચર્ણ લાગૂં.

પદ ૩૦ મું.

સૈન્ય જે ગોપનૂં, ચાલિયું ઓપતૂં, તે સમે સપ્ત ગ્રહ યુદ્ધ કરતા;
પૃથ્વી ચલિત થઈ, અશનિ* પડતી તહીં, વરસતા ઉલકા પ્રાણ હરતા.
શાન્તિ ગઇ વસ્તિની, વૃષ્ટિ થઈ અસ્થિની, વાયુ ભયંકર ત્યાંરે વા'તો;
પ્રકાશ દિશાતણો, શ્યામ દીસે ઘણો, સંઘ સારંગનો સવ્યત જાતો.
ભૂત ગણ આવતા, ડાકિની લાવતા, શબ્દ ઉલૂકનો કાન પડિયો;
વારિ પ્રવાહ જે, દર્શાયે લાલ તે, સિંહની સંગ સારંગ લડિયો.
શુકન ઉલટાં લખી, સરવ થાતા દુખી, પણ વાંકડો આંકડો શે ન મૂકે;
વેઠ નરસૈં ગણે, લાભ થાશે ભણે, નહિ અલ્યા શુભ તું શે રે ચૂકે.

પદ ૩૧ મું.

ગોપ લશ્કર લખી, સાવધ થઇ સખી, સન્મુખ જઇ પછે સાદ કીધો;
શુકન વાટે થયા, સંશય દૂર ગયા, ગ્રહ દિશાદિએ પ્રકાશ દીધો.
પક્ષીમાં ચાષ જે ક્રૌંચની પાસ તે, જઇ મળી મારગ સવ્ય લીધો;
શ્યેન માંસારી વળિ, કંક બક કાક મળિ, ગયા વિધિ પુરસ્સર પંથ સીધો.

* વિજળી. † ડાબો.

મુદિત બહુ માનિની, મધ્ય લઈ સ્વામિની, શુકન રુડાં લખી શૂરી થાતી;
સમયને ભાળતી, ઝડપમાં ચાલતી, શું નદીપતિ મળવા રે જાતી.
સ્કંધ કર મેલતી, રેલતી ખેલતી, આવી રણુ બીચ નિશાન ગાડી;*
દાસ નરસૈં ભણે, ગોપ આવ્યા રણે, વેણુ રણમાંહિ વજાડી ધાડી.

## પદ ૩૨ મું.

નર વાનરતણું, યુદ્ધ ભાખું ઘણું, પણ કયાંહિ વિચિત્રતા હોય આવી;
દેવી દૃષ્ટાંત જે, ત્યાગે સિદ્ધાંત તે, કારણ તેહનું દર્ઉં બતાવી.
દેવી તો એકલી, શ્યામા ઘણી મળી, તે ખરું યુદ્ધ આ પ્રેમે પ્રેર્યું;
ભિન્નતા તો અશી, ત્યાંહી જુઓ કશી, પ્રેમીના પ્રેમ શી રીત હેર્યું†.
નહિ સૈન્યમાંહે મણા, પુરુષ શ્યામાતણાં, દરશાયે જુગલાં‡ તહિં ઘણેરાં;
સામ સામે તહીં, આવી મળ્યાં સહી, લશ્કર ગોપી ગોપેશ કેરાં.
બોલે બડઈ ભલી, જુગલ જુગલ મળી, હુસ્ત અન્યોન્ય ઝડપે ઝાલે;
ઉમંગી આફળે, કામના ના ફળે, દાસ નરસૈં બિચ બિચ મહાલે.

## પદ ૩૩ મું.

નારને નર ભળ્યાં, મીલ મીલે મળ્યાં, મકરાકૃતી વ્યૂહ શ્રીકૃષ્ણે રચિયો;
રાધિકા તે સમે, ચિંતવે કેમ નમે, નાગાકૃતિ વ્યૂહ સન્મુખ સજિયો.
કૃષ્ણ સમગ્રમાં, સૈન્યના અગ્રમાં, આગે રક્ષા કરે જે સિદામો;
પૂઠ પાછળ ખડા, વીર કહાવે બડા, સવ્ય અપસવ્ય નામો ને રામો,
નિર્ખિયો રાધિકા, કામની સાધિકા, મૂખ મર્દિને નરસૈં બોલાવ્યો;
કહે જઈ કૃષ્ણને, ત્યાગી દે તૃષ્ણને, શ્યામળા સ્વાંગ આ શો મચાવ્યો.
આવીઆ સૌ ભલા, તુજ કારણ અલ્યા, માહરે કારણે ગોપી આવી;
નરસૈં જઈ કહે, સર્વ કોરે રહે, જોઉં હુંથી કેવો જાય ફાવી.

## પદ ૩૪ મું.

રાધિકાએ કહ્યું, તેહ સર્વે લહ્યું, બોલિયો નરસૈંયો જઈ ડરાવું;
લેઈ આજ્ઞા પછે, કૃષ્ણશું જઈ મચે, વ્યર્થ કહ્યા કરે હું હરાવું.
શૂરત્વ લજાવિયું, રાધિકે કા'વિયું, એહ નિર્બળ કે આપ કા'વ્યા;
દર્પ તારો હરી, ધૈર્ય મનમાં ધરી, કાવિયું લશ્કર શે કાજ લાવ્યા.

---

* ગાડવું, ડાટવું. † હેરવું, ખેંચવું, આકર્ષવું. ‡ જોડકાં.

તુજ મુજ કારણે, બહુ પડે ધારણે, મહીષ લઢયે જ્યમ વૃક્ષ ભાજે;
વાંક છે તાહરો, કાંઈક છે માહરો, અન્યને દુઃખ કેહુ કેમ છાજે.
આપણ બે મળી, યુદ્ધ કરવું ભળી, હાર ખાએ તેનો પક્ષ લાજે;
નરસૈંયો વીનવે, શેને સહુને દમે, રાધા ને તું મચો યુદ્ધ કાજે.

પદ ૩૫ મું-કૃષ્ણવચન.

કે'ણ એવું સુણી, મંનમાંહે ધુણી, બરકીને બોલિયો બળ ભ્રાતા;
જઈ કહે એહને, ટાળી સંદેહને, કેમ ડરે તું થકી ગોપ મદમાતા.
દ્વંદ્વને કારણે, હું ખડો બારણે, આવી ભડિયે નહીં કામ અન્યે;
સુમનીષા* તાહરી, તેવી છે માહરી, કહું એહ કારણે ધન્યે ધન્યે.
કરાવવા વર્જના,† કૃષ્ણની ગર્જના, વિનવે નરસૈંયો કોઈ વારો;
મોદક મિષ્ટ નહીં, વાક ચાતુર્ય નહીં, દાણનો ઘાટ નહિ મન વિચારો.
રાધિકા વામ જે, કામનું ધામ તે, સુરતસંગ્રામ તેશું રે કરવો;
બેડશી‡ મારશો, સૈન્યશું હારશો, ત્યાગીએ નરસૈં કેહ ગર્વ ગરવો.

પદ ૩૬ મું-નૃસિંહ વચન.

કૃષ્ણ કહે દાસ તું, રાધિકા પાસ તું, જઈ કહે યુદ્ધ માટે રે આવે;
ઘટ જશી ગરજના, કરિયે વિસરજનાં, જાવરે અહીં નહીં દાવ ફાવે.
જો અલ્યા જાઊં છું, માર્ગ હું સાઊં છું, ગોપ પરા કરી આવ સામો;
મતી ઉલટી થઈ, સમજ સઘળી ગઈ, કરિયે જે બોધ તેને નકામો.
રાય રાવણને સતી,§ વારતી પાર્વતી, તોયરે બોધ બે દદ્દે‖ ન માન્યો;
એ ગતિ આપની, કાપ્ય સંતાપની, ન જશ અપજશ સહી મેલ્ય તાનો.
વળી વળી શું કહું, બોધ તારો અહું, જા અમો જાણું સહુ પંથ તારે;
નરસૈંયાના ધણી, હળવો હુંને ગણી, જોઈએ જીવણા ઝીત કયારે.

પદ ૩૭ મું.

દાસ નરસૈં ગયો, ગોપી ભેગો થયો, રાધાને જઈ કહ્યું દ્વંદ્વ કરવા;
હર્ષને પરહરી, ગોપી આવી મળી, લાગી સહુ તેહ ઉમંગ હરવા.
કાલિ મર્દન ક્યોં, ગોવરધન કર ધર્યો, સ્વામિની શ્યામળો એક બળિયો;
સહુને સંતાપતો, તાપ બતાવતો, શી રીતે નિર્બળો આપ કળિયો.

---

* સારી બુદ્ધિ. † વર્જવું-ત્યાગવું, છોડવું. ‡ બડાઈ. § મંદોદરી રાણી રાવણને વારતી હતી; ને પાર્વતી પોતાના પિતા દક્ષને વારતી હતી કે જમાઇને ન ટાળો. ‖ દશાનન ને દક્ષ-બે દદ્દા.

શાસ્ત્ર શૃંગારનો, નિપુણ આગારનો,* શામળો હે સખી તેં ન જાણ્યો;
દ્વંદ્વને કારણે, જો ખડો બારણે, એકલો એ અલી જાય માણ્યો.
નમન કરી રાધિકા, ગોપીની બાધિકા, બોલી બાળા બિચ બોલ મોટા;
નરસૈંના સ્વામીને, અતિઘણા કામીને, બિરદથી પાડું સખી આજ ખોટા.

પદ ૩૮ મું.

સર્વે મળી ઓપિયો, ધન્ય કહે ગોપિયો, તુલના તાહરી તું રે તરુણી;
અવતાર મૃગિતણો, શબ્દ સિંહના ભણો, ગોપી રજ કેરડાં છો ધરુણી.
સાજ સારો સજી, વેશ શૂરનો ભજી, જુવ્વણી જુવતી† જા રે જામી;
ભૂષિત રહે ભામિની, સહુ કહે કામિની, સ્વામિની કામીના જા રે સામી.
દાસ નરસૈં તણો, ગોપી શું ગદ‡ ભણ્યો, શીખ સખિ માહરી એક સુણીએ;
યુદ્ધ અજશું કરો, સાજ સિંહનો ધરો, શૂર ધર્મે કહ્યું વ્યાસ મુનીએ.
એક્કાતણું યુદ્ધ જે, અતિ વિશુદ્ધ તે, એ સખિ દાવ જુગાર રમવો;
નરસૈં વખાણિયે, રાધા કેહ જાણિયે, લહું સખિ એહને માહ્ત કરવો.

પદ ૩૯ મું.

ગોપ ભેગા થઇ, કૃષ્ણ પાસે જઈ, બોલિયા કામ એક્કાનું કાચૂં;
રામા રસની ભરી, એકલી શે વરી, બરકિયા બળદેવ એહ સાચૂં.
નિપુણ એ વામમાં, સુરતસંગ્રામમાં, કાનુડા કારમું કામ કીધૂં;
હરવિયા નારીએ, જારી વિજારીએ, કાનજી માન ગુમાવી દીધૂં.
શી કરો કાળજી, વારતા વાલજી, હરવિયે યુવતી સર્વત્ર ઉભો;
સર્વ જાણો તમો, ભેદ ભણિયા અમો, રોહજી નિશ્ચિત હુને ન દુભો.
મિથ્યાત્વ જી છોડિયે, માનને મોડિયે, જિકર જૂદી પડે આપ કેરી;
સ્વામી નરસૈં લહે, કરગરી સહુ કહે, માનશો નહિ અમો જાણીં વેરી.

પદ ૪૦ મું.

ક્રોધ કરી કા'નજી, માન ધરી વાનજી, બરકિયા શકટ શું શ્વાન તાણે;
રહિત વિલંબ મેં, કેશી પ્રલંબ મેં, મરદિયા§ હતું કોહ કોણ તેહ ટાણે.
રામજી રોળિયો, રાવણો ચોળિયો, કહો વાનરે વિઘન કેતુ વારયૂં;

* ઘર. † જુવાન સ્ત્રી. ‡ ગદ=ગુપ્ત. § મરદિયા,=મર્દન કર્યાં.

વેરાવ* વિખરાવ, મુખ બોલતા માવ, સાધવા દાવ શું કરવું લારો†.
વારુ વનમાળિયા, આ અમો હાલિયા, કાળિયા કેઇ પેરે કામ સાધો;
ઉર નહીં ધારતા, બળદેવ વારતા, બોલતા ડોલતા જશ બાંધો.
કહી વ્રજ વાટમાં, ચાલિયા ઘાટમાં, ઠાઠ વિણુ ઠાઉકા ઠામ બેસે;
આવી નરસૈંયો કહે, ચાલી શરણુ રહે, કેહ જઈ કોઈ ગુફ બીચ પેસે.

પદ ૪૧ મું.

ગોપ ગયા પૂઠી, રામ બોલ્યા રૂઠી, સૈન્ય વિણુ સામંત શું રે કરશે;
માવજી માનીએ, શીખ દઉં છાનીરે, કાનજી કામની દર્પ‡ હરશે.
હાર વિણુ ઊર નહીં, ઊર વિણુ હાર નહીં, તેમ અન્યોન્યે રાત દીપે;
શૂર વિણુ સૈન્ય નહીં, સૈન્ય વિણુ શૂર નહીં, છીપ ચળકાટ અન્યોન્ય દીપે.
ક્રોધી લહિ વીરને, મૂકતા ધીરને, બરકો§ આહીરને મરજી હોએ;
સન્મુખ નવ રહું, પૂઠ પાછળ જઊં, વળતી નિંદે ન મુને ન કોએ.
જા જયદેવ જઈ, સર્વને લાવ્ય સહી, દ્વંદ્વ નહિ પણુ કહે યુદ્ધ કરિયે;
નરસૈંયો મલપતો, સખી સંગે તળપતો, હે હરિ હવે ડરિયે ન જરિયે.

પદ ૪૨ મું–(બળદેવ ને ગોપી યુદ્ધ સંગ્રામ.)

કહે તું ક્યારે ભડું, સૈન્ય આવી ખડું, બળદેવ ઉભિયા સર્વ આગે;
દ્વંદ્વને નવ લહી, રાધે પૂઠળ ગઈ, મળિ વિશાખા તહીં કલ્પે‖ ભાગે.
ઉન્મત્ત ગોવાળિયા, હારમાં હાલિયા, પાળિયા જઈ કરી પાણુ સાતા;
ખેંચતા પકડતા, વેંચતા ઝકડતા, રગડતા રામાને ગોપ માતા.
કે'ણી સાચી કરી, વેણી શીરની ધરી, શ્રેણીરે સાહી મૃગનેણી કેરી;
બાથમાં ભીડતાં, સાથમાં હીંડતાં, હાથમાંહે ધરી માથ ફેરી.
પાદ ગ્રહી પાડતા, સાદ દઇ ત્રાડતા, વાદ વાદે વદી નાદ કરતા;
વસ્ત્રને ચીરતા, અસ્ત્ર લૈ ભીડતા, નરસૈંના શસ્ત્ર ને દસ્ત્ર હરતા.

પદ ૪૩-મું.

મર્દના કારણે, ગર્દમાં ધારણે, દર્દમાં તારુણી મર્દ હરતા;
રદ¶ દંશે મળી, હૃદમાં જાતા વળી, મોદ મનમાં ધારી કુચ પકડતા.

---

* વેરાવું=છૂટા પડવું. † ટોળું. ‡ ગર્વ. § બોલાવો. ‖ ઠરાવ્યા પ્રમાણે. ¶ દાંત.

હરખ આઘાતથી, નખના પાતથી, લખલખાવી* લલી† લાખ વેળા;
ચર્ણુ ધરી ધર્ણુમાં, વર્ણુ કે' કર્ણુમાં, શર્ણુમાં છે કોઇ હર્ણુ વેળા.
હસ્ત દ્વય નાખીને, મસ્તપણું દાખીને, વસ્ત અલભ્ય સમસ્ત લૂટે;
રુંભને‡ રોળીને, ચુંભને ચોળીને, દૂભવી કુંભ લઈ કુંભ ફૂટે.
પકડી ઉછાળતા, ઝકડીને ઝાળતા, કકડીને કાઢતા હકડી§ હાકે;
દાસ નરસૈંયાને, ત્રાસથી સાંઈને, હાસ કરી નાથતા નાથ નાકે.

### પદ ૪૪ મું.

વિશાખાને ધરી, લોટપોટ ત્યાં કરી, ખેંચતા પાસ બળદેવ બળિયા;
ખેંચતા યમીને, નગ‖ પડે ભમીને, વામનાં શાં કહો વાન વળિયાં.
દૈત્યના પ્રાણને, પકડી પાષાણને, પિષ્ટ પેષણ કરી મુક્ત કરતા;
ઉત્તમ વસ્તમાં, તેહના હસ્તમાં, આવતાં યુવતીના હોશ હરતા.
પિંડ દ્વય પીસતાં, મંનમાં હીસતાં, ત્રાહે ત્રાહે કરતી વિશાખા;
ચુંબને ચોળતા, સપ્ત વિધિ ઘોળતા, અષ્ટ આલિંગને ચોળી નાંખ્યા.
અષ્ટાદશ હાવમાં, વળિ પંચ ભાવમાં, પકડતા દાવમાં દારુ પાય;
નવ હવાં ચૂકિયે, કોઇદિ નવ મૂકિયે, ભ્રાત નરસૈંનો બહુ પીડાય.

### પદ ૪૫ મું.

એમ રુદન કરે, નીર નયણે ઝરે, ગોપ ગોપીને તોએ ન મૂકે;
છૂટવા છેલડી, ગર્વ કરે ઘેલડી, ગોપાંગ કેદિ નવ દાવ ચૂકે.
કેશ વિખરઈ ગયા, અધર ખંડિત થયા, ચોળી ને ચરણિયા સર્વ ખોયાં;
બળ કરી ઊઠતી, બહુ બહુ રુઠતી, ફાવિયું નહીં તવ ખૂબ રોયાં.
પાણી પ્રસ્વેદનું, નયન ઉદ્વેગનું, મળી સરિતા અતિ મોટી ચાલી;
માનિની જે મળી, ધરણમાં તે ઢળી, નિહાળતી રાધિકે રણ સર્વ ખાલી.
દીનપણું દાખતી, ભામિની ભાખતી, સ્વામિની મૂકાવિયે પાગ લાગું;
દાસ નરસૈં તણી, માઠી દશા બની, કરગરું છોડવો માન માગું.

### પદ ૪૬ મું–રાધાકૃષ્ણ સંગ્રામ.

મર્યાદને લોપીને, દુઃખી કરી ગોપીને, ધેપીને¶ ધાઇ રણ બીચ રાધે;
દૃગ–અસિ સજ કરી, ઢાલ ઉરની ધરી, ભ્રુવ શરાસન ખિચ શરને સાંધે.

---

* ધ્રુજાવી. † લલિતા. ‡ આલિંગન–ભેટવું–બાથમાં ઘાલવું. § હોંકારો કરી.
‖ પર્વત. ¶ ધપવું=આગળ વધવું.

કટાર જે વાંકડી, ઉછળતી લોકડી, સાંકડી આંખ માંહેથી ધાડી;
ભુશંડી*, મુદ્રાવડે, ઘાટ કંઇના ઘડે, કવચ કસુંબી ધરી ચાલી લાડી.
મેંદી મોજાં સ્થળે, મુનિવર મન છળે, પાશ લઈ પાણિમાં પડતી બાળી;
ધરી ગેંદ અવધ્યમાં, કંચુકી મધ્યમાં, મૂકીને મારતી આલી† ટાળી.
ભાલો ધરી ભોકતી, ગોપને રોકતી, ઓપતી રોપતી પાગ આવી;
દાસ નરસૈંયાને, છોડ્યો ધાઇને, રાઈને છોડવી શૂરી કા'વી.

પદ ૪૭ મું.

ધનુષ્ય ધરી ધ્યાનમાં, મારતી માનમાં, કાનમાં કહી ગયો કામ આવી;
પંચશર માંહેલું, કંજ‡ જે સોહલું, દોહલું મૂકીને જા રે ફાવી.
કંજ ધરી ધીરમાં, તાપન તીરમાં, મૂક્યું આહીરમાં સર્વ જોતાં;
બાણને તાણતાં, વર્ત્તિ રહી હાણ તાં, વાણને જાણતાં હુર્ખ ખોતાં.
હૃદયમાં કાનમાં, ભાનમાં સાનમાં, વાન ઉપાન બિચ તીર લાગ્યા;
ધારી કટારિયે, મારી સંહારિયે, વારિયે, હારી એ જોરે ભાગ્યા.
ધાઈ ગોપની માંહિ, નરસૈં જે સાંઈ, સાંઈ સકટ દઇ શૂર આણે;
મંત્ર વિધ વિધના, રાધાની રિદ્ધના, સિદ્ધ પરસિદ્ધ નરસૈંયો વખાણે.

પદ ૪૮ મું.

સંતાપ થયો નકી, તાપ તાપનથકી, વાત સુણી સ્વામિની ચાપ લેછે;
સર્વ મળી સામટા, ધશી પડ્યા ભામટા, કામટા§ કુડલાં કેહણ કેહ છે.
અંગ ઉમંગ લઈ, રંગ બેરંગ થઈ, ઉચરે વ્યંગ ઉછરંગ આગે;
નાદ કરી પાદને, વાદ ધરી માદને,|| સાદ ઉલ્લાદ વિખવાદ માગે.
હરિણી મળિ સિંહિપર, કરિણી વળિ સિંહિકર, ધરિણી વરાહપર જાય ધાઈ;
તેમ ઓપી પડ્યા ઠામુકા,¶ ગોપી પર કામુકા, લોપી મુક્કા બુક્કા$ લે રે સાંઇ.×
નિર્ખિ નધરોરને,** માખણ ચોરને, ઢોરના ઢોરને જુવતિ સાતી;
વીરની અંગના, ધીરની ભંગના, નરસૈં તણી સંગના†† બહુ પુલાતી.

પદ ૪૯ મું.

ગોપનું બળ લખી, સાવધ થઈ સખી, ચાપની બીચ ધરી ચૂત‡‡ મારે;
કુસુમાકર છોડિને, કુસુમકર ઓઢિને, મારતી ગોપને વાર વારે.

* એક જાતનું શસ્ત્ર. † સખી. ‡ કમળ. § કામી, અનીતિવાળા. || માદ=માહત.
¶ એકદમ. $ ચુંબન. × આલિંગન, પકડવું ** લાજ-મર્યાદા વગરના. †† સોબતણ, સખી.
‡‡ આંબો-(સ્તન) રૂપી શર=બાણ.

શર સુસવાટ કંઈ, દીસતો વાટ નહીં, ઘાટ તહીં તોય કંઈના ઘડાએ;
ઉથલી આડા પડે, માંહુમાંહે લઢે, કંઇક તો ચિત્રની વત્ જડાએ.
એડી ઊંચી થઈ, ગેડી નીચી ગઈ, છેડી જવ છેલડી છોરું પાડ્યાં;
વાંસળી માંસમાં, પાંમળી પાસમાં, પડી ગઈ બાળ એ વિધ રમાડ્યાં.
એક પર એક વળિ, ઢીગ થાતો મળી, લોપતી ટોપી ફૂંટો રે ફાટે;
નરસૈં નિહાળતો, કંઇકને પાડતો, રાધિકે વખાણતો વાટ ઘાટે.

### પદ ૫૦ મું.

શરતણા મારથી, હારિયા મહારથી, અડગ અચળ પડ્યા મહીની માંહી;
નષ્ટ ગૌરવ લખી, ગોપનું સહુ સખી, પાડતી ત્રાડતી સાહી બાંહી.
ભામિની ભાળતી, ઊંચકી અફાળતી, કંઇ ન સંભાળતી બાળી ત્યાંહી;
ધરી શીરના કેશ, કરી વિપરીત વેશ, હરી વસ્ત લવલેશ દેતી રે સાંઈ.
ગ્રહી પુલિનમાં* પાદ, કરતી સિંહનાદ, સંભારી વિખવાદ ને સાદ દેતી;
ધરી ધ્યાનમાં રોશ, ખેંચતી કંઈ કોશ, સંભારી આક્રોશ ને દૂર વે'તી.†
મારતી ફરી ફરી, કુચ કરમાં ધરી, હરિતણી મીલ‡ કરી તાર તાર;§
રમ્યો નરસૈં બહુ, ધૂમી ગણતો સહુ, ઝૂમી ઝઝુમી કરે માર માર.

### પદ ૫૧ મું.

બરકતા બાળરે, શ્યામ સંભાળજે, હરિ ટાળ આ દુઃખ અમે ચર્ણ લાગું;
ધાર મન ધીરડી, વાર આહીરડી, સંહાર આ ભાર બહુ માન માગું.
કટારથી કંપું નહિ, નયનથી જંપું નહિ, કૃત્રિમ ખડ્ગ હરિ બહુ રે કુડું;
વીર કરે હાણ, કંઇ તીર લઇ પ્રાણ, પણ આ કરે રૂડું પ્રભુ એથી ભુંડું.
દર્શાયે ઘાવ નહીં, દર્દ બહુ માવ સહી, તું વિણ કહિયે કુને હરિ લાગે ભાલા;
નયન શરાસને, ગોપ રોકયા વને, શિકારથી સાચવો સ્વામિ વા'લા.
શર્ણાગત આપના, હવિ ન સંતાપ ના, તાપ નાના વિધના ત્રોડી નાંખો;
નરસૈંયો મહામતિ, પકડી બાંધે અતિ, ઝકડી ઝાલી એને કેદ રાખો.

### પદ ૫૨ મું.

ગોપ ગોપન‖ કારણ, ધનુષ્ય ધરી ધારણ, ખડગ ખપુવો ધારી ખાંતે આવ્યા;
કંઇક રાધા જશાં, આયુધ તો કશ્યાં, હરિ નયન શરાસન સંગ લાવ્યા.

---

* નદીની રેતીના દડ. † ઘસડતી. ‡ ટોળી, લડનારી પંક્તિ. § ખેદાન મેદાન; છિન્નભિન્ન.
‖ રક્ષણ.

નાથ અનાથનો, ગોપના માથનો, વાહરે આવી ચઢયો કૃષ્ણ કામી;
ઇચ્છત વસ્ત જે, દેખી સમસ્ત તે, ગોપી ધોપી* સહુ શ્યામ સામી.
ઢાંકે મંધ મક્ષિકા, રાયને રક્ષિકા, ધાન્યને તીડ આચ્છાદિ નાખે;
તેમ થઈ ઓપિકા,† કૃષ્ણ પર ગોપિકા, ત્રાડ પાડે નિજ બળ દાખે.
અંક પર વામા લે, હસ્ત ધરી આમળે, પાદ ગ્રહી કુચ સાથે અફાળે;
નરસૈં ધરી ચર્ણને, ઝીત તો મર્ણને, શર્ણ થા રાધિકા દુઃખ ટાળે.

પદ ૫૩ મું.

• જેમ યજ્ઞની વેદીને, નીસરે ભેદીને, અભ્ર છેદીને આદિત્ય દરશે;
તેમ કૃષ્ણ પરમાતમા, ભેદીને આતમા, તીર ધરી વીર વરસે રે હરષે.
તાપ સંતાપમાં, ચાપ ધરી માપમાં, મૂકી અશોકને શોક કીધો;
બળ કરી મારિયું, હૃદય કમળ વિડારિયું, વારિયું તોય સંતાપ દીધો.
પડી ગઇ બાળિકા, મહ્લ જશી માલિકા,‡ રાધાએ જહીં તહીં શોક દીઠો;
સાંધી નીલોત્પલ,§ બાળી દર્શાવે બળ, શરવડે શસ્તણો તાપ નીઠો.||
મૂર્ચ્છા રે ઉડી ગઈ, ગોપી સાવધ થઈ, જઈ કરી કૃષ્ણપર મારો કરતી;
મારિયે મારિયે, કંઈ ન વિચારિયે, નરસૈં નવિ હારિયે મરતી વરતી.

પદ ૫૪ મું

વ્યર્થ શર જોઈને, સાધિયું સોઇને, ધોઇને મલ્લિકા¶ માંહિ મૂકયું;
કહી ગયું કાનમાં, ભૂલવું ભાનમાં, વાનમાં વાગું હરિ નહિ રે ચૂકું.
સત્ય કરી વાણીને, પાડી તહીં રાણીને, માની પટરાણીને આણી આગે;
પૂરની તાણીમાં, પડતી કોઇ પાણીમાં, શાણી અજાણીમાં જઇ રે ભાગે.
રાધે પડી ધર્ણમાં, નહિ કોઈ શર્ણમાં, હર્ણ કરવા તહીં ગોપ ધાતા;
નરસૈં નિદ્રાળવી, જાય નિહાળવી, તો પછી અધર જઈ કોણુ સાતા..
ગોપ જાએ ખરા, જોઈ થાએ પરા, ધરા તજી સિંહણી પેર ગાજી;
તીર ધરી ધીરમાં, મૂકયું આહીરમાં, વીર નરસૈં ગયો કંઇક લાજી.

પદ ૫૫ મું.

ઉરમાંહિ લાગતાં, ઉન્માદન વાગતાં, ભાગતાં આહીરાં આંહી તાંહી;
કૃશ થઇ કૃષ્ણજી, ત્યાગી દઇ તૃષ્ણજી, ભ્રાત આદિ પડ્યા મહીની માંહી.

---

* ધોપવું=ધસવું. † ઓપવું=શોભવું. ‡ માલિક=નાયક. § કાળું કમળ. કાળી આંખ આદિયા. || નાઠો, મટયો, દૂર થયો, શાંત થયો. ¶ પુષ્પ વિશેષ.

નારીમાં માલિની,* નિપુણ ગોવાલિણી, સાંઈ દઇ કંઈકના હોશ હરતી;
નારીના કોપથી, હાસ્યિા ગોપતિ, તહિ મંડળી જોઇ માવે રે મરતી.
ધરીને સંમોહન, ઉઠીઆ મોહન, મારિયું શર નારીને બળથી;
કંઇ પડી બારણે, કંઇ પડી ધારણે, રાધિયે વારીને રાખ્યું કળથી.
અરવિંદ† આહીરને, વીર ગોવિંદને, મારતી માનિની માન ખોવા;
નરસૈંયા ભાખતી, અધિકપણું રાખતી, દાખતી બળ તે શૂરત્વ જોવા.

### પદ ૫૬ મું.

અધિકતા નારીની, મેં રે સંહારીનિ, ધારી ધરણી ધણી ગોપ મેળ;
દરશાવિયે ક્ષેમરે, કરવું હવે કેમરે, આવિરે આપણે વાંકી વેળ.
આશરો તમતણો, તેહ આવું ભણો, તો હરિ પ્રાણનું દાન દીજે;
બળ કહે માવજી, સાધીએ દાવજી, અબળથી યુદ્ધ કોહ કેમ કીજે.
સીદામો બોલિયા, તોલ મન તોળિયા, નાસતાં નાથજી કેમ બચશો;
ગિરિ નહીં આડમાં, છૂપીએ ઝાડમાં, ભાખીએ આપ શો દાવ રચશો.
ઉપાય હું નવ લહું, તોય સહુને કહું, બોલતા એમ ઈક બાણ લાગું;
ધાઇ નરસંઈ, વિઘન કરે માંહી, ધરણે પડ્યા ગોપને નાખે આગું.

### પદ ૫૭ મું.

સન્મુખ સિદામજી, કહી મુખ રામજી, પડી ગયો રામ હે રામ બોલી;
સહુ સહુનું રૂવે, કુણ તેને જૂવે, નાખતી ગોપને ગોપી રોળી.
દુઃખ જોઇ દયાળ, ધરી વિજયમાળ, અલિ રાધે સંભાળ કહી શ્રોણિ‡ સાહી;
સાવધ થઇ હરિ, શસ્ત્રને પરહરી, સાઈ જઈ બાથમાં રાઈ ડાહી.
ભંગ અરવિંદને, ચૂચે મકરંદને, હરિ હરિવદનીને§ તેમ તાણે;
સિંહના કર વિષે, મૃગલિ જેવી દીસે, તેવી અબળા દીસે યુદ્ધ ટાણે.
આંખની પલકમાં, વિદ્યુત ઝલકમાં, કંઈકને મારી મચડીરે નાખી;
નરસૈંયો ઓટમાં, પડી જતો દોટમાં, દુઃખ થાતું તેના દેવ સાખી.

### પદ ૫૮ મું.

પકડી મનોરમા, ચંદ્રભાગા રમા, લલના લલિતાદિ લુઠાવી* દીધી;
કરતી જે બાધિકા, આવી ગઈ રાધિકા, પકડી દ્વય પાણીમાં† સીધી કીધી.

* માળણ. † કમળ. ‡ જાંગ. § ચંદ્રવદની-રાધા. ‖ ઢોળી પાડવું. ¶ હાથ.

છટકીને છૂટતી, રાજ્યપર રૂઠતી, સાજ સજીને તે આવી રે સામી;
દૂર કરી ગોપીને, ધાઇ ગઇ ઘોપીને, કોપીને પકડીઓ કૃષ્ણ કામી.
સાંઇ રંભન કીધલાં, ચુંબન દીધલાં, હાવ કંઈ ભાવના દાવ સાધી;
પણ દાવ જે રાધિકા, અર્થ કંઇ સાધિના, વ્યાધિ ઉપાધિ કંઇ નહિ સમાધી.
રાધિકા રાણી મચી, વિવિધ યુક્તિ રચી, બચી નહીં તોય કોઈ કૃષ્ણ કરથી;
સપડઇ ગઇ સ્વામિની, કળ કળે કામિની, તહિં નાસતો નરસૈંયો નાથ ડરથી.

પદ ૫૯ મું.

કૃષ્ણ કર રાધિ ગઈ, ગોપી ત્વરિત થઈ, પરો કરી પ્રાણને પડીય સા'વા;
મૂળ ઉપાધિનું, બંધન રાધિનું, સુણી ગોપ ગોપીને દે કેમ જાવા.
રાધા બચાવવા, માધવને હઠાવવા, સાધી શૂરત્વને યુદ્ધ કરતાં;
પકડતાં ઝકડતાં, ત્રાડતાં મારતાં, હારતાં નહીં પણ હોશ હરતાં.
હારતાં ઝીતતાં, ખીજતાં રીજતાં, સીઝતાં એકમેકે રે બળિયાં;
વળી વળીને લઢી, મૂકતાં બહુ હડી, ઘડી ઘડી ઘાટને વાટ મળિયાં.
એક જે મર્ણિયો, નહિ કોઇ શર્ણિયો, તોય તે કંઇકના પ્રાણ હરતો;
રાધિકા મનવશી, ગોપિકા સહુ તશી, નરસૈંનો નાથ નહિ કોથી ડરતો.

પદ ૬૦ મું.

સહન કરી મારને, હૃદયના હારને, મુક્ત કરવાને મહિલા રે ધ્રોડી*;
શિરોમણી વર્ણની, ભીતિ નહિ મર્ણની, થાય જય તેહની વેહલી મોડી.
એહ નિશ્ચય કરી, જઇને ધરતી† હરિ, વારતા ગોપથી નહિ રે વળતી;
ઘણીકને ઘેરીને, નાંખી વિખેરીને, તોય જઈ ત્રણ ત્રિયા રે મળતી.
રણ ઝીતી રાધિકા, શૂરતણી બાધિકા‡, હોય જો એકલી નહિ રે ડરતી;
તો તે થયાં ચાર, હે શ્યામ સંભાળ, વળી ટાળ્ય મન ગર્વ ગઈ હોંશ હરતી.
જો અલ્યા જાય છે, કૃષ્ણ કર સાય છે, થાય છે સાવધ ગોપ મોટા;
બળ જેનું અમાપ, મારી તેને થાપ, ગઇ આપ લઈ ચાપને§ મારી સોટા.

પદ ૬૧ મું.

છૂટી ગોપેશથી, વિપરીત વેશથી, મળી જઈ મીલમાં રાધારાણી;
આનંદ સૌ કોઇને, રાધાને જોઈને, ગર્જતી બાળ મળી સિંહ વાણી.

* દોડી. † ધરવું=પકડવું. ‡ અટકાવનારી, બાધ કરનારી. § ધનુષ્ય.

પણ* ધરી માનનું, કર્મ લખી કા'નનું, બોલી બાળા બીચ બોલ મોટા;
પ્રતિજ્ઞા પ્રમાણમાં, ધનુષ્ય ધરી પાણમાં, વદે નહિ રાધિકા બોલ ખોટા.
તજાવી દઊં તૃષ્ણજી, નિરખતાં કૃષ્ણજી, નવ કરું એમ, નહીં નામ રાધી;
વાહુવા વામ કેહ, ભાર વે'નાર વેહ, હુવે હરિ જાય કંઈ દાવ સાધી.
હેરકો† હરિતણા, તેહ જઈને ભણ્યા, સુણીએ શ્યામ રાધાની વાણી;
નરસૈંયા સમક્ષમાં, ગોપીના પક્ષમાં, પણ કરે આપ લઈ ચાપ પાણી.

પદ ૬૨ મું.

ગોષ્ઠિ કરતા જ્યહાં, આવી રાધા ત્યહાં, ચાપમાં શોષણ‡ સાંધી માર્યું;
સણણાટ કરતું સખિ, આવતું શર ઓળખી, સંહારવા શ્યામળે મન ધાર્યું.
તેહના સાથમાં, હરિતણા હાથમાં, લાગિયું બાણ લાલિત્ય હરતું;
માવ મન મોડમાં, પડી ગયા જોડમાં, દીલ રામાદિનું તેથી ડરતું.
મળી રામ સિદામ, વિચારતા આમ, કરિયે કંઈ સામ તો સર્વ જીવે;
વિચારતાં વાગતાં, આહિરાં ભાગતાં, લાગતાં શરતણે ભારી દીવે.
શોષણે શુષ્ક થઈ, ગોપ ગયા કંઈ કંઈ, કંઈક તો જાણીને ધર્ણ પડતા;
નરસૈં કો નાસતા, ત્રો વિધિ ત્રાસતા, મળી રામ સિદામ વિચાર કરતા.

પદ ૬૩ મું.

કૃષ્ણ મુર્ચ્છિત બન્યા, ગોપ કષ્ટે ઘણા, માતી§ મહિલા વિધ વિધ માર મારે;
સમય જોઈ સાંકડો, મૂકિયે આંકડો‖, તેહને રામ આ વિધ વારે.
સુણિયે સિદામજી, નહિ બને કામજી, રામ નહિ આંકડો મૂકે માને;
જો રાખવો ટેક, ઉપાય છે એક, મચાવિયે જંગ જાય સ્વર કાને.
આડમાં ઊભિયે, હું કે તું ઢૂભિયે, કૃષ્ણને લઈ ઘણા ગોપ નાસે;
કંઈ કરે બાધિકા, જાણે નહિ રાધિકા, જંગ મચે ને વળે ગોપ વાસે.
ગિરિધર ગોપને¶, રુચિયું ગોપને, કૃષ્ણની સાથ કોહ કોણ આવે;
નરસૈંયા સહુ ડરે, રાધા વિઘન કરે, સાચવે ભ્રાતને ભ્રાત કહાવે.

પદ ૬૪ મું.

નિશે$ કરી ગોપ, આણી મને કોપ, આરોપ કરી પ્રાણને સ્થિર થાતા;
કૃષ્ણ પાછળ ધરી, પ્રોઢી પંક્તિ કરી, રામ વહન કરી શ્યામ થાતા.

---

* પ્રતિજ્ઞા. † દૂત. ‡ સૂકવી નાંખનાર. અત્ર ઉચ્ચાટ-ઉદ્વેગ. § માતેલી. ‖ ટેક; મમત. ¶ છૂપાવું. $ નિશ્ચય.

અંક લઇ ચાલતા, પૂઠ નિહાળતા, ભાળતા ચો દિશે રાધા ડરથી;
પડતા અને ઊઠતા, અન્યોન્યે રૂઠતા, ભાખતા છૂટિયા કાળ કરથી.
જાતાં નથી ફાવતું, મન ભમાવતું, ધૈર્ય તજાવતું શે ન આવે;
તજી કરી વીરતા, એમ અધીરતા, આણતા ગોપ ઉન્મત્ત કહાવે.
ધરી યુદ્ધની હામ, કરે કામ સિદામ, વારે કંઇ વામને હોંશ હરતો;
નરસૈંયો તેવાર, લાવે સમાચાર, રાધા અવિધાર* જાય રામ ડરતો.

પદ ૬૫ મું.

સુણ્યું શ્યામળો જાય છે, સાવધ થાય છે, સાય છે આડમાં જેહ ઊભા;
રાધિયે રોળિયા, ચતુરને ચોળિયા, ઘોળિયા ઢોળિયા બહુરે દૂભ્યા.
સિદામનું કામ, કરતી કંઇ શ્યામરે, રામ કંઇ શ્યામ પૂછંતી બાળી;
દ્રોડતી દમકતી†, ધમકતી ઝમકતી, રાધિકા નાસતી ગોપ ટાળી.
ગોપ આલોકતા, તે જઇ રોકતા, શૃગાલી શી શોભતી સિંહણ આગે;
ગણે નહીં કોઇને, ધ્રોડતી જોઇને, શોધતી સોઇને અણુવિ‡ ભાગે.
નિરખિયા નાથને, ગોપના સાથને, હાથને સાહી અન્યોન્ય ધ્રોડે;
નરસૈંયા ડોલતી, છેલને છોલતી§, બોલતી રાધિ શે યુદ્ધ છોડે.

પદ ૬૬ મું.

વાણીને સુણતાં, તીર્થમાં ધૂણતાં, તેમ ગોવાળિયા સર્વ કંપે;
પાહાડ માંહે પડે, ઝાડ માંહે અડે, તોય નહિ નાસતા ગોપ જંપે.
લાગ્યા વ્રજ વાટમાં, રાધા ઉચ્ચાટમાં, જો સખિ શ્યામળો જાય નાશી;
સ્તંભન|| ધરી ધીર, તાકંતિ તે તીર, મારંતિ કંઇ વીર મનમાં ઉલાશી.
લાગંત તૈં તીર, ભાગંત આહીર, ત્યાગંત શરીર કંઇ વીર મોટા;
જે હુતા માતિયા, દશ વીશ સાથિયા, તે પડ્યા પૃથ્વીમાં જેમ સોટા.
ભૃંગ કુમુદપર, રાહુ જ્યમ ચંદ્રપર, તેમ બળદેવપર કૃષ્ણ રાજે;
નરસૈંયો નાસતો, મંન ઉલ્લાસતો, પકડતો કા'નને રાધા કાજે.

પદ ૬૭ મું.

જોઇ કૃષ્ણ આદિ સહુ, ગોપ પડ્યા બહુ, પકડવા કૃષ્ણને રાધા ધાઈ;
પડ્યા લહી સિદામ, કંઇ રામ ને શ્યામ, સા'યા દ્વય ભ્રાત જઇ રાધા વાહી.

---

* નક્કી. † વિજળીના ચમકારા જેવો વેગ. ‡ અડવી. § ભાંડતી. || જડ કરનારું.
(આ સર્વ કામશાસ્ત્રના ભેદ છે.)

લઈ સૂર્ય ને ચંદ્ર, નાસે જ્યમ ઈન્દ્ર, તેમ સાહિ સીદામ બે ભ્રાત નાસે;
હાકલ* કરી રાધિયે, બહુ રે ઉપાધિયે, તોય નહિ નાસતો તેહ ત્રાસે.
વ્રજતણી વાડીમાં, આવિયો ઝાડીમાં, નયરી† નયન પડે તેને ત્યાંથી;
ચક્ષ દ્વય મીંચીને, નાસતો ખેંચીને, પ્રાણ પ્યારો ધરી ભાગે ત્યાંથી.
એ ગયો જાય છે, ઢુકઢુકાં થાય છે, સા'વ રે સા'વ ‡સહુ દાવ જાયે;
નરસૈંયો મહામતિ, પ્રોડે રાધાવતી, તોય સીદામ નહિ શરણ થાયે.

પદ ૬૮ મું.

દોડ ઝાઝી કરી, પકડવા નરહરિ, પણ રે સીદામ નહિ હાથ આવ્યો;
પકડતાં પકડતાં, પેશી ગયો ગ્રોડતાં, જઈ વ્રજમાં ખરો શૂર કા'વ્યો.
પડતી મકરંદમાં, ભમરી અરવિંદમાં, મોહપાશ તરંગમાં રાત થાયે;
સરોજની§ મા'યે, વિચારતી ત્યાંયે, જો થાય પ્રભાત તો દુઃખ જાયે.
વારિણી‖ આવતી, કમળને ચાવતી, તેમ ગયે કૃષ્ણ સહુ ગોપી હુઈ;
તજી આશી નિરાશી, લુઠંત ઉદાશી, મળી ખાશી દાસી નવી થાય જુઈ.
વિચારતી વારતી, ચંદ્રિ¶ ઓવારતી, જીત થઈ આપણી શે ન હરખે;
નરસૈંયો ભાખતો, અધિકપણું દાખતો, હવે નભમાંય કુસુમ વરખે.$

પદ ૬૯ મું.

વૃષ્ટિ વારિતણી, કષ્ટ લેતી હણી, તો પછે સુમનની શું રે કરતી;
વામ હરખે ભરી, દુંદભિ કર ધરી, જીત દરશાવતી નહિ રે ડરતી.
વાદ્ય વજાડતી, ગોપને ત્રાડતી, શેષને પાડતી ચાલી સામી;
વ્રજતણી વાટમાં, કંઈ પડ્યા ડાટમાં, ઠાઠમાં ઠામુકા જેહ કામી.
ગોપી હસતી જોઇ, વસ્ત્ર વિહીન કોઇ, રોઈ રોઈ કોઇ પડ્યા વૃક્ષ આગે;
દુઃખી દીસે સહુ, બરકતા બહુ બહુ, શું કહું વળી વળી લાજ લાગે.
ગોપ દુઃખ કુણ ભણે, શેષજી દીન બને, તો કહો અન્યનું કોણ લેખું;
સાંઇ શ્યામની બાંઈ, ભણે ભક્ત નરસૈં, ભાઇ રામ રાવણ જશું યુદ્ધ દેખું.

પદ ૭૦ મું.

ફરકંત નિશાન, કરંત કંઇ તાન, બહુ મનમાં ગાન બાળી રે ગાતી;
જીતના વાદ્યથી, હરખના નાદથી. વિવિધ સિંહનાદથી વેણ વા'તી.

---

* બૂમ. † નગરી (માગધી.) ‡ સાહવું-પકડવું. § ખીલેલું કમળ. ‖ હાથણિ.
¶ ચંદ્રિકા-રાધાની સખી. $ વરસે.

ઘણું પડ્યા ગોપને, પકડતી કોપને, ઝકડતી ઝાલતી ફેંકી દેતી;
ગેંદ ને ગેડી લઈ, કંઇકને એડી* દઇ, છેડીને છેલડી વ્યંગ કે'તી.
બાંધી ફેંટાવડે, માંહેમાંહે લઢે, કંઇકને ઉંચલી નાર ફેંકે;
અશુદ્ધના† ચક્ષને, ગીધ કરે ભક્ષને, દક્ષને જોઇ ફરે કંઇક લેંકે.
કાક કાકા કરે, બાજ તૈં બહુ ફરે, સાવધ બહુ મરે કોણ લેખે;
નરસૈંયો મહામતિ, પકડી મારે અતિ, પણ તહિં રાધિકા તો ઉવેખે.

પદ ૭૧ મું.

રાધિકા ભાખતી, શૂરપણું દાખતી, હે સખિ કોઈને નવ દુઃખ દેશો;
થોભિયે થોભિયે, હવે નૈ શોભિયે, જો પ્રિય હુંને ગણો બંધ રે'શો.
કૃષ્ણ સીદામ નહીં, સખિ વળી રામ નહીં, નાયક વિણ સર્વને કિંમ દુભો;
સિંહ પરો થયે, વ્યાઘ્ર નાશી ગયે, તેમ અજાવત્ આહીર કિંમ ઉભો.
ગોપ ઉપાધિનો, બોધ જે રાધિનો, માનીને સર્વ કોઇ સીધી ચાલી;
એમ જીતી ગોપેશને, સર કરી દેશને, ભણતી હર હર હરિવદની હાલી.
રણસ્થળે આવિયાં, શૂર જે કાવિયાં, નીર રે લજાવિયાં નર કેરાં;
ઝીતી રણ ધીરને, વીરના વીરને, ચાલિયાં નરસૈંયા ડેર ડેરાં.

પદ ૭૨ મું.

રાધા ઘનશ્યામનો, સુરતસંગ્રામ આ, વળી વર્ણવી આમ હું વંદુ સહુને;
છે દોષ દરિયાવ, પણ ગાયન ભાવ, કરિયે ભાઇ રાવ નમન બહુને.
અપભ્રષ્ટ ગિરા વિષે, કાવ્ય કેવું દિસે, ગાય હિસે ને જ્યમ તીર લાગે;
તેમાં કોવિદકવિ નહિ, વાત કંઇ નવિ નહિ, ભક્ત અનુભવી નહીં રે આગે.
વાસ વસવા નહીં, સાધન પાસ નહીં, વળી કૃષ્ણનો દાસ થઈ ઉલટે ભણવું;
નાગરવટ નહીં, કંઈ ખટખટ નહીં, એક ધરી હઠ હરિ ગાન કરવું.
હરકતો સહુ સુણી, કાવ્ય જોયે ભણી, મતિ સહુ સહુ તણી જોડી જોયું;
આ નરસૈં મનાથ, કીધો હરે નાથ, સા'યો મુજ હાથ ને કષ્ટ ખોયું.

* પગની એડી-અર્થાત્ પડેલા ગોપપર પગ મૂકી. † બેભાન.

**સુરત સંગ્રામ સમાપ્ત.**



# ચાતુરી છત્રીસી.

## ચાતુરી ૧ લી–રાગ દેશાખ.

શ્રી પુરુષોત્તમને કરું પ્રણામજી; રંગ સલુણું અદ્દ્ભુત નામજી. ૧
સુખનું શિખર ગુણનું ધામજી; ત્રેહ નિવારણ અતિ અભિરામજી. ૨
સ્નેહશિખર રસ પૂરણ કામજી; મન વચ સાધન ચાતુરી ઠામજી. ૩

ઢાળ.

મન વચને સાધન ચાતુરી, અને અગમ અગોચર જેહ છે;
બ્રહ્મવાદ નિર્બોધ છે તેને, સમજશે તે કોણ છે. ૪
એવો રત્નકોષ છે નિધાન ગુણનો, નિગમે નિરગુણ ભાખીએ;
વેદ તિહાં વિધિભેદ બોલે, દયાનિધિ કરી દાખીએ. ૫
સ્નેહ કીરણ મહાશશિ શીતળ, શ્રીરંગ અંગે સંગમ્યો;
તેજ તનયા તારુણીશું, રૂપ રંગે શું રમ્યો. ૬
તારુણી કોટિક તેજ રસમાં, મયંક મહામતિ પરસહો;
સહેજ કર્તવ્ય કામ ભેદે, કારજ કારણ નવ લહ્યો. ૭
નવપલ્લવ જોબન શ્રીવૃંદાવન, તેની શોભા શ્રવણે ન સમાય;
સંસારમાં સનમુખ કહું તો, સ્તુતિ ટળી નિંદા થાય. ૮
સકુમાર રસ શુક સનકાદિ માણે, અને શિવ સમાધિયે લહ્યો;
તેની લેહેલુંએ ઝીલવાને, નરસહીંયો લોભી રહ્યો. ૯

## ચાતુરી ૨ જી–રાગ દેશાખ.

આજ મેં તમારી ચાતુરી જાણીજી; મારગે બેઠા છો થઈને દાણીજી. ૧
નથી હું એકલડી સાથે સહિયર સમાણીજી; કરી દઈશ ઘડીમાં પાણી પાણીજી. ૨

ઢાળ.

સહિયર સમાણી મારી જાણી, કોણ કહેશે આ ધર્મની;
નયણે તે લોભ્યો વાલમો, ને વાત કહે વિવિધ મર્મની. ૩

તમો અમારે તો અમો તમારે, ચિંતા કરો મોરા કર્મની;
કોણ ઈંદ્રાણી ને કોણ બ્રહ્માણી, કોણ સખી સમજે એ મર્મની. ૪
આઘા પધારો શીર ભાર ઉતારું, કુંજસદન સેજા પાથરી;
રુડી પેરે જાણો નહીં તો, જુવો ગોવાળાની ચાતુરી. ૫

વલણ.

વચન સુણીને ધીરજ ટળીયુંજી; તનમન મારું તે વહાલાજીશું મળીયુંજી. ૬
દધિચ્યું પાત્ર તે શિરથી ઢળીયુંજી; કટિ કિંકણી ને નીલાંબર ચળીયુંજી. ૭

ઢાળ.

ખસ્યું વસ્ત્ર શુચિ સ્નેહભર, ભાવ વિહ્વલ સુંદરી;
સખી સર્વ આશ્ચર્ય પામી, ખસી ગઇ સરવે પરી. ૮
પેરે કરી પધરાવ્યા સેજાયે, હરખે તે હસીઆ શ્રીહરી;
મુખ ચુંબન લેઇને ઉરજ સરસી, ચાંપી બાહુ દૃઢ બાથે ભરી. ૯
ચેત ચતુરા મુગટ મણિમાં, નેપૂર ધુન સુણી નરહરી;
નરસહીંયો રસ મધ્ય ઝીલે, તે કળિકાળે વિસ્તરી. ૧૦

## ચાતુરી ૩ જી–રાગ દેશાખ.

આજ મારે હઈડે હરખ ન માયજી, અંગોઅંગ શોભા તે કહી નવ જાયજી;
નીરખતાં નયણાં તૃપ્ત ન થાયજી. ૧

ઢાળ.

તૃપ્ત ન થાયે નયણાં મોરાં, નીરખી મોહ પામી સખી;
વિસરી સુધબુધ સર્વ સજની, જાણે ચિત્રામણ આલખી. ૨
કમલ વદન વિશાળ લોચન, તિલક રેષા સોહામણી;
મસ્તક મુગટ ઊર હાર લહેકે, કટિતટ સોહે કિંકણી. ૩

વલણ.

રૂપે સુંદરવર એ શામળીઓજી, કંઠે બાંહેડલી ધરી ઊર મળીઓજી;
આલિંગન લેતાં અંતર ગળીઓજી. ૪

ઢાળ.

અંતર ગળીયો આલિંગન લેતાં, અધરામૃત પીધું ઘણું;
શ્રમજળ માંહે નીલાંબર ભીનું, ધીરજ નવિ રહ્યું અમિતણું. ૫

મનતણા મનોરથ પોહોત્યા, અને ભવસાગરનો ભય ટળ્યો;
એવી સુખની સીમા શી કહું સજની, નરસહીંયાનો સ્વામી મળ્યો. ૬

**ચાતુરી ૪ થી–રાગ દેશાખ.**

આજ મને હઈડે હર્ષ અપારજી, મારગમાં મળીયા નંદકુમારજી;
કુંજભુવનમાં કીધો વિહારજી. ૧

**ઢાળ.**

કુંજભુવનમાં વિહાર કીધો, ત્યાં હંસ સારસ શુક ઘણા;
નવપલ્લવ ત્યાં લતા તરુવર, પુષ્પ નાનાવિધતણાં. ૨
ત્રિવિધ મંદ સમીર શીતલ, તરુણિ તનયા તીર;
ત્યાં મહામનોહર સેજા સુંદર, રચી હલધર વીર. ૩

**વલણ.**

હરજીનું રૂપ તે કોટિક મયણજી, મુખથી બોલે તે અમૃત વયણજી;
મન હરી લીધું તે ચંચલ નયણજી. ૪

**ઢાળ.**

મન હરી લીધું ચંચળ નયણે, સુખની સીમા શી કહું;
એવી વિચિત્ર લીલા મારા નાથજીની, સજની તૂને તે શી કહું. ૫
પ્રથમ સમાગમે એ વર પામી, કીધો વિવિધ વિહાર;
નરસહીંયાચો સ્વામી ભલે મળીયો, અબળાનો આધાર. ૬

**ચાતુરી ૫ મી–રાગ દેશાખ–ઢાળ બીજો.**

વિલસીને ચાલીજી; રતિરસ મહાલીજી. ૧

**ઢાળ.**

રતિરસ મહાલી ને સુખ, પામી સ્વામી કેરે સંગ;
નિશાયે નિમેષ ન લાગી, કોહોને જોનારા મનરંગ. ૨
અંગ રંગ તરંગ જોઈ જોઈ, નવ ચાલે શશિ સુખ પામતો;
તે શશિ કીરણ સંકોચ ઉદ્યો, તે હાંકે રથ વિશ્રામતો. ૩

**વલણ.**

અર્ધમિચેલે નયણેજી; ખંડિત વયણેજી. ૪

ઢાળ.

અંડિત વચણે ધાતકરતી, પુષ્પ ખરતી પદમની;
મુખ મકરંદે ભુવન ભરતી, તે વાટ ભૂલી સદમની. ૫
નરસૈંયે તિહાં આવી કરીને, સેજા કરીને પધરાવીયા;
શું કીજે ગુરુજન સંકોચે, કણુમણુ નાદે આવીયા. ૬

ચાતુરી ૬ ઠ્ઠી-રાગ દેશાખ.

આજની રજનીજી; સાંભળ સજનીજી. ૧

ઢાળ.

રંગે રમતાં રજની વીતી. સાંભળ સખી તુજને કહું;
મારા નાથ સાથે વિલસતાં, ત્યારે મેં જાણ્યું ધન્ય ધન્ય હું. ૨
વહાલો અનેક પેરે અનુભવી જાણે, શૂરાતણાં સુખશાં કહું;
તું મારે પ્રાણજીવન સજની. તુને કહ્યા વિના કયમ રહું. ૩

વલણ.

સહિયર સમાણીજી; રજની વિહાણીજી.

ઢાળ.

સહિયર સમાણી એમ વાત કરતી, ધન્ય ધન્ય એ સુંદરી;
ભાગ્ય જોજો સુંદરીનાં, જેણે કામવશ કીધો હરી. ૬
બ્રહ્મા શંભુ સૂર મહામુનિ, તે પામે નહીં ધ્યાને ધરી;
નરસહીંયાચા નાથને, એમ (લાડ) લડાવે વ્રજસુંદરી. ૭

ચાતુરી ૭ મી-રાગ દેશાખ, બિહાગડાની દેશી.

એક વાત અનોપમ આજુની, મારો નાથ નિર્લજ હું લાજુની;
એવી અકળકળા મહારાજની, ધન્ય ધન્ય ઘડી મારી આજની. ૧
સખી હું માહારે મંદીરીએ હૂતી, વા'લે પ્રેમ કરીને મોકલી દૂતી;
હું પ્રેમ આનંદ કરતી હૂતી, અંગોઅંગે આભ્રણ સજતી હૂતી. ૨
દૂતી સામું જોઇ પાછી વળી, જઇ કપટ કરીને પીઉને મળી;
ત્યારે નિશા હૂતી અંધિયારી, મારે મંદિરીએ આવ્યા મોરારી. ૩
મેં તો આવતો હરી નવ જાણીયો, કપટ કરીને પાલવ મારો તાણીયો;
ફરી જોઉં તો દીઠો કનૈયો કામી, હું તો મુખ જોઇને લજ્જા પામી. ૪

તારે દીપક પાલવે સંભળ્યો, સખી અંધકાર તહાં અતિ હુવો;
ત્યારે મણી મોહનજીએ કર ધર્યો, તે લઇને મેં મુખમાં ધર્યો. ૫
એવો મર્મ મોહનજીએ જાણીયો, શેષનાગ જગાડીને આણિયો;
તેને સહસ્ર ફણી જળહળે, તેનું તેજ જોઇ તિમિર ટળે. ૬
એવું જોઈને મનમાં થરથરી, તિહાં કૃષ્ણજીને કંઠ લાગી ઉગરી;
હું તો અતિ આનંદ પ્રેમે ભરી, બ્હિક સઘળી મનથી થઈ પરી. ૭
કામકળા કરી કામને જગાડીયો, અતિહર્ષથી વાહાલાને હસાડીયો;
સુખ કરીને સેજે રમાડીયો, મારા વાહાલાજીને આનંદ પમાડીયો. ૮
હું તો ભય પામીને ઊરપર લાગી, મારી કામ વાંછના એમ ભાગી;
મારા મન તણી વાહાલે પૂરી આશ, તેનો સાખી રહ્યો નરસિંહદાસ. ૯

## ચાતુરી ૮ મી–રાગ બિહાગડાનો દેશી. ચોપાઈ.

સાચું બોલોને શામળીઆરે, સાધૂ સરખા થઇ કાં નીસરીયારે;
કૃત્ય કીધું તે મોંહે મનાવ્યું રે, મુજ સખીને સર્વ જણાવ્યુંરે. ૧
વાત ગોકૂળમાં ગવરાવુંરે, તું તો જાણે છે જે છૂપાવુંરે;
અડવડતો મનશું કોપેરે, તે તો ઉત્તર કાંઇએ ન આપેરે. ૨
તું તો જાણે છે કોઇ નવ જાણેરે, તું તો નિત્ય નવી પરમાણેરે;
વાહાલો ઉત્તર કોયે ન વાળેરે, નયણાંની ચાલ જોઇને ચાલેરે. ૩
તુને નૌતમ નારી ભાવેરે, તું તો અણુતેડ્યો ઘેર આવેરે;
સુંદરીનાં રૂપગુણ વયણેરે, નરસઇંયાચો સ્વામી નમ્યો નયણેરે. ૪

## ચાતુરી ૯ મી–રાગ બિહાગડાની–ચાલ ઘોળની.

સખી તહાં લગી મન નથી માનતું, નથી મળ્યો નિરંકુશ નાથરે;
તું તો જાણે છે નંદજીનો લાડલો, નહીં છત્રપતિ ગજપતિ રાજરે. ૧
ત્યારે બોલી સામાની સાહેલડીરે, તું મા બોલીશ મોટા બોલરે;
ત્રિભુવન સુંદર મારી સુંદરી, હરી નહીં તારે સમતોલરે. ૨
કયહાંરે હુતો તારો કૃષ્ણજી, જોગેશ્વરને ધ્યાને નાવે કોયરે;
મારી પ્રેમદાની પ્રીતે પ્રગટ્યો, હવે સર્વકોમાં મોટો તે હોયરે. ૩
ત્યારે બોલી શ્રીકૃષ્ણની સાહેલડી, તું તો મનમાં ધરીશ અભિમાનરે;
કમલનયન મારા કૃષ્ણજી, એ તો અખિલભુવન પતિ જાણુરે. ૪

એનો પ્રેમ તે અઢળક ઢળિયો, પછી પ્રીતિમાં લગાડે તાનરે;
સામો મળે સુખ ઉપજે, અંગો અંગ ટાઢકનું માનરે. ૫
વાહાલાજીને અંગોઅંગ અનંગ રમી રહ્યો, જેમ જળમાં મીનરે;
તે દેખી શોભા તારુણી, ત્યારે તે થાશે લીનરે. ૬
એમ ઝગડો લાગ્યો બેહુ સખી, હરીણાક્ષીને હસવું ન માયરે;
હસવે તે માન જ વીસર્યું, વારંવારે સનમુખ થાયરે. ૭
સખિ શુંરે કરોછો તે કરું, ટાળું તમ બેહુની વઢવાડરે;
હું તો કહું જે સજ થઇને ચાલો, વાહાલાજીશું સજની રાઢરે. ૮
તિહાં ચાલી મદ ભરી માનુની, સુંદિસ્વર સુખડાંને કાજરે;
નરસંઇયાને તહાં આનંદ થયો, જાણે રંક બેસાર્યો રાજરે. ૯

## ચાતુરી ૧૦ મી-રાગ દેશાખ ભૂપાલ.

દૂતી તહાં આવીજી, સુંદરીને લાવીજી;
તે તો ભલી ભાવીજી, સેજે પધરાવીજી. ૧

### ઢાળ.

સેજે પધરાવી સુંદરી, ને સર્વરી સુખ આપીયું;
એહ રંગરાતી સુજસ માતી, જનમ દુક્તિ કાપીયું. ૨
કોટિક કામ વિલાસ વિવિધ, બેહુ સમોવડ શોભી રહ્યાં;
એવો પુષ્ટિ* મારગ અનુભવ્યો રસ, નરસંઈયો હતો તિહાં. ૩

## ચાતુરી ૧૧ મી-રાગ બિહાગડાની દેશી.

મારી વિનતડી અવિધાર, નારી નીહાળીરે;
મારા નાથ તણો અપરાધ, મ જોશો વાળીરે. ૧
તું તો હસીને ઘુંઘટડો છોડ, વદન રસાળીરે;
અંગોઅંગે અમૃત સીંચે છે, વર વનમાળીરે. ૨
શરણ નહીં શામળીયો કોને, સર્વાંગે તુંજ ટાળીરે;
તું તો જઇને સેજાએ પોઢ, હરિ આપીશ સંભાળીરે. ૩

* 'પ્રેમ માર્ગનો અનુભવ્યો રસ.' પાઠાંતર.

વલણ.

હરિ આપિશ જમણે હાથ, જાણે તેમ કરજેરે;
તારા મનના હોયે મોદ, તેમ ઊર ધરજેરે. ૪
ન દુભાય નાથ લગાર, તેમ આચરજેરે;
તુજ પાસેથી ક્યાંહી ન જાય, એમ અનુસરજેરે. ૫
ભણે નરસૈંયો સકળ સાહેલડી, હરખે હૈડાં ભરજેરે;
પ્રભુ અંતરજામી નાથસંગ, પ્રેમે તે રંગે રમજેરે. ૬

ચાતુરી ૧૨ મી–રાગ દેશાખ ભૂપાલ.

આજ મુને વ્રેહે વ્યાપ્યો અપારજી;
હવે કેમ મળશે પ્રાણ આધારજી. ૧

ઢાળ.

પ્રાણજીવનનો પંથ નીહાળું, ઉભી મંદિર દ્વાર;
સ્નેહી મારો હજી ન આવ્યો, કોણે લોભાવ્યો નિરધાર. ૨

વલણ.

નિરધાર ન આવીયોરે નાથ;
આજ કહીં પામ્યો નવલો સાથ.

ઢાળ.

સાથ સંગમ વિલસતાં, હું વિસરી છું મંન;
પૂરણ પ્રીતે પીઉજી મારો, મોહી રહ્યો મોહંન. ૪

વલણ.

મોહી રહ્યો મોહન આજ; તેનાં સાર્યાં સઘળાં કાજ. ૫

ઢાળ.

કાજ કામની કેલ કરતાં, અતિ વાધીઓ છે રંગ;
નાના ભાવ કરીને રાખ્યો, શ્યામળડો તે સંગ. ૬

વલણ.

સંગ ઘણો શ્યામને સ્નેહજી;
તેને કેમ કરી દીજે છેહજી. ૭

ઢાળ.

છેહ કેમ કરે કૃષ્ણજી, સુખ પામીયો છે સેજ;
કાંઈક હૃદીયામાં રોષ આણ્યો, તજ્યું અમશું હેજ. ૮

વલણ.

હેજ ધરીને આવ્યા આધારજી;
આતુર જાણી કહીં તે નારજી. ૯

ઢાળ.

નાર આતુર અતિ જાણી, વહાલો બોલે વચન પ્રકાશ;
નરસહીંયો પાછળ જઇ ઉભો, સુણ્યો પરસ્પર હાસ. ૧૦

**ચાતુરી ૧૩ મી–રાગ દેશાખ.**

સુણોજી અલબેલડા આધાર, નિશાએ કીહાં કીધોરે વિહાર. ૧

ઢાળ.

વિહાર નિશાએ કીહાં કીધો, અતિ સકુમાર અંગે કેમ ખમાય;
જુવતી અતિ બળવંત સાથે, કહોજી રંગે કેમ રમાય. ૨
કહેશો તો રળિયાત થાશું, નહીં કરું રીસ લગાર;
જો કહેતાં સંકોચશો તો, વઢવાડનો વિસ્તાર. ૩

વલણ.

સુણોજી સલુણડારે કંથ, શી પેરે આવીયા આણે પંથ. ૪

ઢાળ.

પંથ શી પેરે આવીયા, ઉજાગરા આણી વેળ;
ભરવિલાસમાં હશો તિહાં, સીદ પાડિયો ભેળ. ૫
તેડી ચાલો સાથ આવું, જોવું જુગત અપાર;
જેને તમને દેખું લડાવતી, તેને આપું હેડાનો હાર. ૬

વલણ.

શ્યામાજી સાંભળો એક વાત, જાણો કહાં થયું છે પરભાત. ૭

ઢાળ.

પ્રાતઃ નહીં પણ રાત પેહેલી, નિર્મળ શશિયર શોભતો;
ઉંચું જૂવો મૃગાલોચની, કાંહાં કરો મનમાં ક્ષોભ તો. ૮
હું સર્વ છાંડીને ધાઈયો, મુખ નીરખવા નીજ નાર:
મારે તું સર્વસ્વ સુંદરી, મારા લોચનનો તું શણગાર. ૯

વલણ.

શ્યામાજીએ ન કીધો ઉચ્ચાર; પીઉ વાણી સાંભળી અતિસાર. ૧૦

ઢાળ.

સાર વાણી સાંભળી, શ્યામાશ્યામ નિધિ તુરંગ;
લેહેરી લોચન ઝીલીયાં, સુખ પામ્યાં અંગોઅંગ. ૧૧
શશિયર વદની સંચરી, તેનાં લોચન કમળ સમાન;
નરસહીંયાચો સ્વામી રુદે લીધો, તજી માન અભિમાન. ૧૨

## ચાતુરી ૧૪ મી–દેશાખ.

તારાં કૃત્ય હું શાં કહું, જોઉં પ્રાણ આધાર;
નિત્ય ઊઠી અમને શું ખીજવો, મર્યાદા નહીં લગાર. ૧
અરુણ પ્રગટ્યો પ્રાચી દિશાએ, અને નિશા નહિરે લગાર;
અધર મધુરમય થયો ત્યાં, ભ્રમર કરે રે ગુંજાર. ૨
તારાં નયણાં તંબોળરસ જસાં, મસ્તક મુગટ ચોભાર;
મારા મંદિરમાં બાધા નથી, બાહારે લોક કરે રે વિચાર. ૩
વાહાલા માનો નહિ તો જઇ સાંભળો,જશ પ્રગટીયો વિસ્તાર;
ભૂતલે નરસહીંયો ઓચરે, સુણશે તે સકલ સંસાર. ૪

## ચાતુરી ૧૫ મી–રાગ દેશાખ.

ભલે પધારીઆ આણી વાર; ભાવે ભોગવો જે નાર. ૧

ઢાળ.

ભોગવી જે ધન્ય નારી, સફળ જીવત તેહતણું;
પધારો પિઉજી હું પાય લાગું, જિહાં મન માન્યું તમતણું. ૨

વલણ.

સખિ મન માન્યું તારે રે સંગ; મ કરીશ ગર્વ ઘેલી રે અંગ. ૩

ઢાળ.

અંગે મ કરીશ ગર્વ ઘેલી, નિશ્ચે કરીને જાણજે;
સ્નેહ તુજસોં અતિ ઘણો છે, હું કહું તે વચન માનજે. ૪

વલણ.

મન ધરી માનીયું મહારાજ; અમારે તમારું છે કાજ. ૫

ઢાળ.

કાજ અમારે તમારું છે, તમો મોટા મન જાણો નહીં;
સેજ રચીને પંથ નીહાળું, જાગતાં જામિનિ વહી ગઈ. ૬

વલણ.

નથી ગઈ જામિની રે લગાર; હવે હઠ કસીરે શ્યામા નાર. ૭

ઢાળ.

નાર તું નિરધાર જાણે, રસરૂપ રજની છે હજી;
ઉઘાડ બાર ને વિલાસ મુજશું, શોક સઘળો મન ત્યજી. ૮

વલણ.

શોચ શોરે મારે તું માન; સાંભળોજી શ્યામળારે કા'ન. ૯

ઢાળ.

કાહાના સુણીએ વાત મોરી, તોરાં નયણુ છે નિદ્રા ભર્યાં;
પ્રગટ અંગોઅંગ માંહે, ચિહ્ન તો દીસે ખરાં. ૧૦

વલણ.

કંઠે મુક્તાફળનો હાર; એથકો આવીયો તારે દ્વાર. ૧૧

ઢાળ.

દ્વારકેરો સ્પર્શ કરતાં, ખૂંચીયાં મોરે તન;
તેણે કરીને પ્રગટ દીસે, અંગમાં ઘણાં ચિહ્ન. ૧૨

વલણ.

હરિ હસી ભીડીયા ઊરમાંય; વાલાજીને વારણેરે શ્યામિની જાય. ૧૩

ઢાળ.

વારણે જાયે પ્રભૂજીને, સર્વસ્વ સોંપ્યું શ્રી હરી;
ભણે નરસહીંયો આનંદ વાધ્યો, રસ મોહ પામી સુંદરી. ૧૪

ચાતુરી ૧૯ મી–રાગ દેશાખ.

વિલસતી હરિ સંગ હો વ્રજનારીજી; સુખનો સાગર કુંજવિહારીજી. ૧
નાગર નટવર ગિરિવરધારીજી; સકલ શિરોમણિ મંગલકારીજી. ૨

ઢાળ.

મંગળકારી મહામનોહર, સદા સુખનું ધામ;
ગ્રેહે આવી નીવારીઓ, પૂર્યા મનોરથ કામ. ૩

કામ મનોરથ પૂરણ કીધા, અને સુખ પામી સુંદરી;
રતિવિલાસ વિનોદ કરતાં, વાહાલે વિનતિ ઊર ધરી. ૪

વલણ.

ઊર ધરી આનંદ કીધો, ગાઈ સુખમાં સર્વરી;
નરસૈંયો નીરખે નિત્ય લીલા, પ્રાતઃકાળ થયો ફરી. ૫

## ચાતુરી ૧૭ મી–ચાલ તેજ.

સાંભળ વહાલા વીનતી મારીજી, જૂઠું બોલ્યાની ટેવ તમારીજી;
એ ન ઘટે તુજને વ્રજવિહારીજી. ૧

ઢાળ.

વ્રજવિહારી સાંભળો, સાચી કહું એક વાત;
મુજ સંગાથે દૃષ્ટ કરીને, આવીઆ પ્રભાત. ૨
રજની સુખ માને ગમી, જોઈ રહી છું વાટ;
મુજ વચન દીધું વીઠલા, કોઈ શું કીધો ઠાઠ. ૩
સાચું બોલો પ્રસન્ન છું, મન રીશ નહીં લગાર;
કાંહાં સુખ પામ્યા શ્યામજી, તે કહોને પ્રાણાધાર. ૪
નીચું ઢાળીને નંદસુત, તવ વદે મુખથી વાણ;
નિદ્રા આવી નવ લહું, ને એ તે તું સત્ય માન. ૫
આ ચિહ્ન નિદ્રાતણાં ન હોય, અને શીથલ દીસે ગાત્ર;
પ્રકટ જોજો પારખું, પાગ ઠરે નહીં પળ માત્ર. ૬
શું કહું સત્ય માનને, મારા પ્રાણના આધાર;
એમ ન કીજે નાથ મારા, વારુ વારંવાર. ૭
ચતુરને શું દાખવું, મૂરખની શી ગોઠ;
વાહાલપણાની વાતડી, તે અંતરની ન હોય હોઠ. ૮
હસ્યા હરજી પ્રીત આણી, અને ભીડી ભામિનિ અંગ;
દુઃખ સર્વે વીસર્યું ને, રમ્યાં બેહુ જણ રંગ. ૯
સકળ મનોરથ પૂરણ કીધા, પોહોંતી મનની આશ;
નિકટ ઉભો નરસૈંયો તે, જૂએ કૌતુક હાસ. ૧૦

### ચાતુરી ૧૮ મી–દેશાખ–ચાલ બીજી.

શું કહું સજની રજનીનો રંગજી, અનંગ ઉધરક્યો મારે અંગજી;
ક્રીડા કીધી કા'નજીને સંગજી, રમતાં વાધ્યો લલિત ત્રિભંગજી. ૧
(ઢાળ.)–લલિત ત્રિભંગી શ્યામળે, મુજ અધર કીધું પાન;
કુચ ફળ કોમળ કર ગ્રહ્યા, ત્યારે ગઈ સુધબુધસાન. ૨
(વલણ.)– ઘેલી મુને કીધી સુધબુધ ભૂલીજી;
આલિંગન દેતાં ચુંબને ફૂલીજી. ૩
(ઢાળ.)–ફૂલી ચુંબને થઈ તત્પર, મિટ મેળાવો મેં કર્યો;
મદગલિત માતંગ મહાબળ, કામી મદ પૂરણ ભર્યો. ૪
મૂજ ઉપની અંગ મારે, હરિ હઈડામાં ધરી;
અંતરજામી નાથ નરસિંહનો, કામિની તરપત કરી. ૫

### ચાતુરી ૧૯ મી–ચાલ તેજ.

સુણને સજની મારાં વેણુજી, કામણગારા કા'નજીનાં નેણુજી;
કહીએ ન દેખું એનાં કેહેણુજી, ડગર બતાવે નેત્રની સેણુજી. ૧
(ઢાળ.)–સેન બતાવે ડગરની, હું ગઈ ઘેલી તાંહી;
આસપાસ દૃષ્ટિ દ્રઢ કીધી, ગ્રહી મારી બાંહી. ૨
બાંહી ગ્રહીને બાથ ભીડી, બોલી ન શકી બોલ;
અધર ચુંબન પાન કીધું, હાથ દીધો કોલ. ૩
તુજવિના કહી વિલસું નહીં, આજથી મારે પોણ;
તું મુજને વાહાલી ઘણી, ઘેરઘેર ભટકે કોણ. ૪
આગ્રહ કીધો અતિઘણો, પ્રસન્ન થઈ પ્રેમદા મળી;
નાટક દેખી નંદસુતનું નરસૈંયાની સુધ ટળી. ૫

### ચાતુરી ૨૦ મી–ચાલ તેજ.

જુઠડા બોલા સૂણો નાથજી, વચન શે દીધું મારે હાથજી;
કહોને શું કહીને ભીડી બાથજી, કહો કેમ રમીયા બીજીની સાથજી. ૧
(ઢાળ.)–સાથ બીજી શું રમ્યા, ક્યાં પાળ્યો કામી કોલ;
જે કહો તે સર્વ ખોટું, શાને દીધો બોલ. ૨
બોલ દીધો બીરદ હાર્યા, વિઠલ વાર્યા કેમ રહો;
હવે ન માનું સાચું તારું, કોટી સમ કરી કહો. ૩

લંપટ ધૂરત હોય એવા, કામી કૌતુક બહુ કરે;
પાશ નાંખી પ્રેમદાને, મન પરાઇનું હરે. ૪
તવ કરગરી કહે કા'નજી, તમે રખે રાખો રોષ;
હું તમ કારણ અવતર્યો, મારો મા આણશો દોષ. ૫
સકલ વ્રજમાં હું રહું, મુને વાહાલો વ્રજનો સાથ;
ચારું ગઉ તમ કારણે રમું, ને ખમું તમારું હાસ્ય. ૬
દુઃખ મા માનો નાથજી, મુજ અબળા કેરા બોલ;
પ્રાણપેં મુને અતિ વાહાલા, નહિકો તમ સમતોલ. ૭
મારા જીવનનું જીવન નાથજી, હું કિંકર તમારી દાસ;
આનંદ પામ્યો નરસૈંયો, જોઇ શ્યામ શ્યામાનું હાસ્ય. ૮

## ચાતુરી ૨૧ મી—ચાલ તેજ.

વાહાલા હોજી વિઠલ શું કહું વાણીજી, જાણો છો અંતરની સારિંગપાણીજી;
તમારા તનની મેં સહુ જાણીજી, મળવા ઇચ્છું છું તે નિરવાણીજી ૧
(ઢાળ.)—નિર્વાણ મળવા મન ઘણું, મેં જાણ્યું જાદવરાય;
ઉપાય કરો છો અતિ ઘણા, પણ તેણે કહો શું થાય. ૨
સારું દેખો શામળા, તેને ગ્રેહેવાની ગત કરો;
પાશ નાંખી પાતળા, તેનું તનમન જોબન નિશ્ચે હરો. ૩
તે જતન કરે બહુ આપનું, તેનું ધીરજ તમ દીઠે ટળે;
મળવા કારણ માવજી તુજને, પતિ પરિવારથી તે ચળે. ૪
સકળ અંગે તમો વ્યાપ્યા, અવર બીજો નવ ગમે;
તેહતણા મનોરથ પૂર્યા, અવર મન કહીં નવ ભમે. ૫
હું માગું મોહન આજથી, મુને તમારી કરી થાપીએ;
નરસહીંયાને કરો કરણા, ભગસાગરનો ભય કાપીએ. ૬

## ચાતુરી ૨૨ મી—ચાલ તેજ.

હસીને હરિ બોલીયા વાણીજી, મારે નથી કોય તુજ સમાણીજી;
સ્નેહ તમારે હું બાંધ્યો તાણીજી, આપ બંધાણા એ હેત જાણીજી. ૧
(ઢાળ.)—એવું હેત જાણી આપ બંધાણો, મોટમ નવ આણી મન વિખે;
ગુણ તમારા કાહાનજી, તે તો બ્રહ્માદિક પુસ્તક લીખે. ૨

ભાગ્ય મારું ખોલી જોતાં, નેહ હેતે મુજને આપથી;
મોટમ વાધી મુજ તણી, તે તો તમ ચરણ પ્રતાપથી. ૩
મુને વ્રજ વહાલું અતિ ઘણું, શ્રી વૃંદાવનનો વાસ;
મુજ નિરગુણીયાંને ગુણીયલ કીધાં, રજની રમ્યાં ખટ માસ. ૪
સબળ સુખને આપીયું, અબળા તણે આધીન;
કામિની વિના કયાંઈ નવ ગમે, જેમ ઓછા જળમાં મીન. ૫
એવા નિપુણ થઈને નાથજી, કરજોડીને માગે માન;
એહ લીલા નરસૈંયો જાણે, જેને અમૃત રસનું ધ્યાન. ૬

## ચાતુરી ૨૩ મી–ચાલ તેજ.

મુજને સજની તું અમૃત વાણીજી, હું શ્રી યમુના તીરે ગઇતી પાણીજી;
કાનુડો માન ધરી થયો માનીજી, મારગ રોકીને ઉભેલો દાણીજી. ૧
(ઢાળ.)–દાણી ઉભેલો દયામણો, મુને જોઈ જાદવરાય;
મળવા તે કારણ મન ઘણું, પણ મુખે કેમ કહેવાય. ૨
કહેવાય કહો કેમ મુખ થકી, શું કરે શામલ વર્ણ;
મુજ ચરણ સ્થંભ ઘાલી રહ્યો, જેમ નાદે મોહ્યું હરણ. ૩
(વલણ)– હરણ મનનો ચોરજી;
નારી નગ તણો એ મોરજી. ૪
(ઢાળ.)–મોર નારી નગ તણો, માનિની મન ઉલ્હાય;
જીવન જળમાં જઈ ભળ્યું તો, અંગ શીતળ થાય. ૫
શીતળે તરપત પામું, નમું તુજને શીશ;
લજ્જા મૂકી તુજને કહું છું, રખે ચડાવે રીશ. ૬
રીશ તુજને કેમ કરું, હું પ્રવિણ ચતુર સુજાણ;
મુજને થયું તે તુજને કહું, તું છું મારો પ્રાણ. ૭
પ્રાણજીવનને મળવું છે, તું ધીરજ મનમાં રાખ;
લાવું તને સજની કરી, તું વિવિધ રસને ચાખ. ૮
જાવા માન કરે છે માનુની, એવે આવ્યા અંતરજામી;
લીલાલહેર અંતર માંહે, પૂર્યો મનોરથ કામી. ૯
સકળ મનોરથ પૂરણ કીધા, પામી મન આનંદ;
નરસૈંયો આનંદ પામ્યો, જોઈ રસનો કંદ. ૧૦

## ચાતુરી ૨૪ મી-લાલ તેજ.

વાહાલાજીને મ્રેહે થઇ હું ઘેલીજી, મળવા ઈચ્છું મોહનને પેહેલીજી;
મેળવ મુજને સુણ્ સાહેલીજી, ચઢ તું વાહારે વેહેલી વેહેલીજી. ૧
(ઢાળ.)-વાહારે ચઢ તું વેહેલી વેહેલી,નહિ તો તન થાશે તાજ;
સાંભળરે તું સજની મારી, સ્હાજે પાલવ ને સાજ. ૨
તું મેળવ મુજને વાલમો, તે વિના ઘણું ન સોહાય;
સુખ સરવે વીસર્યું, ને દુઃખે દેહી અવટાય. ૩
તે વાત જાણી વીઠલે, અંતરની અવિનાશ;
મ્રેહ વેદનાને ચૂર કરવા, આવીયા તવ પાસ. ૪
કામિની કહે કામ વશથી, વર્તી ભૂદરજીને ભાવ;
તાપ તનના કોણ હરે, તુજવિના મીઠા મહાવ.
મહાવ મુજને દાન દીધું, જીવન જાચું આજ;
કોડ મનોરથ પૂરીએ, સીઝે તે મહારું કાજ. ૬
(વલણ.)-વહાલા તુજને આ તન આપ્યુંજી;
સ્થાનક તારું એ મેં સ્થિર કરી સ્થાપ્યુંજી. ૭
(ઢાળ.)-સ્થાપ્યું સ્થાનક સ્થિર કરી તે, પાછું કોણે નવ થાય;
માન્યું મન તુજ માહેરું, તહાં કોણે કાંઈ ન કહેવાય. ૮
ગોઠે નહીં તુજ વિના મુજને, વિલસીએ દિનરાત;
એ રસ જાણે કો નહીં, એક નરસૈંયાની જાત. ૯

## ચાતુરી ૨૫ મી-ચાલ ધોળની.

ઓરા આવોમે મારા નાથ, નિશાએ કયાં ભાવ્યાજી;
એવી કુણ સોહાગણ નાર, જેણે લડાવ્યાજી. ૧
તમે શાને કરો સંકોચ, સંગ ન લાવ્યાજી;
કેમ નવલ નારનો નેહ, મેલીને આવ્યાજી. ૨
તારે મહાવર લાગ્યું છે ભાલ, ચિહ્ન ચરણ તાણુંજી;
એવાં અંજન મધુર રસાળ, અધિક શોભે ઘણુંજી. ૩
એવા સુંદર સુભગ કપોલ, ડંખ દીસે ઘણાજી;
એવા ગુણ વિના હેડે હાર, નખશિખ નહીં મણાજી. ૪

એવી કંકણુ કેરી ભાત, વાંસે સોર પડીજી;
એવાં ગાઢ આલિંગન લીધ, ચતુર ચંપે ચઢીજી. ૫
એમ જાણો ત્રિભોવન નાથ, રાજ ત્રિયાતણુંજી;
હવે શાને કરો છો સંકોચ, આજ અતિ ઘણુંજી. ૬
જે થયું તે ભલે થયું કાજ, હું થઈ રાજી ઘણીજી;
હવે કહોને વિસ્તારી વાત, રાત રમણુ તણીજી. ૭
(ઢાળ.)–વાત રાત રમણુ તણી, મુજને તે કહો નિરધાર;
એવી કોણુ બળવંત સુંદરી, કોણે મનાવી હાર. ૮
એવાં મર્મવાચક માનનીનાં, સાંભળ્યાં અતિસાર;
વળતા તે વાહાલો એમ વદે, તું જીવન પ્રાણઆધાર. ૯
તુજ વિના મારે કો નહીં, તું સત્ય વચન કરી માન;
હું શરણુ તારે સુંદરી, દીજીએ ચુંબન દાન. ૧૦
એવાં વચન વાહાલાનાં સુણી, સુંદરીએ કર્યું સનમાન;
નરસૈંયાચો સ્વામી રુદે લીધો, તજી માનુની મન અભિમાન. ૧૧

## ચાતુરી ૨૬ મી–રાગ ધોળ.

સેજડીએ રમે સુંદરી રે, વાધ્યો રંગ અપાર;
મનમાન્યુંરે માનનીનું, મોહ્યા દેવ મોરાર. સેજ૦ ૧
ચોળી ચીર બેહેકે ઘણું, પહેર્યો નવસર હાર;
શ્રવણે ઝાલ ઝબૂકતી, પાયે નેપુરનો ઝણકાર. સેજ૦ ૨
રાખડલી રતને જડી, ગોફણો ફરકે અંગ;
વેણી ગુંથી ફુલતણી, સેથો પુરીને સંગ. સેજ૦ ૩
આલિંગન અબળા લીએ, ઊરમાંહે રાખ્યો નાથ;
અધર અમૃત પ્રેમે પાયે, કામની કંઠે હાથ. સેજ૦ ૪
વિલસીને બેહુ જણાય રસ ભર્યા, પીઉને ખવરાવે પાન;
અતિ આનંદ વિનોદશું, દેતાં તે ચુંબન દાન. સેજ૦ ૫
પ્રેમદાની પ્રીતે કરીને, પ્રસન્ન થયા મહારાજ;
નરસૈંયાચો સ્વામિ ભોગવ્યો, સુખસાગર તરવા કાજ. સેજ૦ ૬

## ચાતુરી ૨૭ મી–રાગ દેશાખ.

અભિનવી વિદ્યા હરજીની જાણીજી,
યમુના કાંઠે જાતાં પાણીજી;
પાલવ ગ્રહીને હરજીએ તાણીજી. ૧

(ઢાળ.)–પાલવગ્રહીને હરજીએ તાણી, ત્યારે હું મન લાજી ઘણું;
હરખે ચુંબન લઈ આલિંગન, કારજ સરીયું મુજ તણું. ૨

(વલણ.)–કારજ સરીયું એનું ને મારુંજી,
વાહાલાજીનું મુખડું મેં ત્યાં નિહાળ્યુંજી;
વહાલાજીએ મુને હૈડામાં ચાંપીજી,
રસ નિરધાર ઘણો મુને આપીજી. ૩

(ઢાળ.)–નિરધાર રતિ છે રસ ઘણો, તમો જાણ્યો હોય તે જાણજો;
નરસૈંયાચા સ્વામી સંગ રમતાં, માણી શકો તે માણજો. ૪

## ચાતુરી ૨૮ મી-રાગ દેશાખ.

સાંભળોરે સાહેલડી, જોબન મદમાતી નારરે;
ભજને સુંદર શ્યામળો, તારે સ્નેહ છે અપાર રે. ૧
માનની માન ન કીજીએ, શ્યામલડી કર શણગારરે;
વિલસતી વનમાં આવીને, સેજડીએ સુંદર નારરે. ૨
વળતી વનિતા એમ વીનવે, દૂતી સુણ કહું એક વાતરે;
મારા મંદિરમાં બાધા નથી, બહારે લોક કરે છો વાતરે. ૩
મારી સહિયર સમાણી સાંભળો, દુરીજન બોલે માનરે;
જેને બ્રહ્માદિક પામે નહીં, મોટા મુનિવરને નાવે ધ્યાનરે. ૪
તે તુજસું રંગે રમે વાહાલો, પરમરૂપ નિધાનરે;
મહિલાએ મનમાં ધર્યું, મૂકી હૈડાનું ગુમાનરે. ૫
ભૂધર સાથે ભાવશું, તું મળીને અંતર ટાળરે;
નરસૈંયાચા સ્વામી વિના, તુંને કોણ લડાવે લાડ રે. ૬

## ચાતુરી ૨૯ મી-રાગ દેશાખ.

દૂતી તહાં આવીજી, સુંદરીને લાવીજી. ૧
ચાતુરી ગવરાવીજી, મધ્ય મધ્ય નિશાણ વજડાવીજી. ૨
ધવળ મંગળ ગાયોજી, શ્રીજીએ મન ઉછાયોજી. ૩

(ઢાળ.)–ધરણીએ ચંદન ઢળાવીયો, સોહાવીયો સુરત વીતાન;
ત્યાં પધરાવો પદમની, સુખ કરે તે અમૃત પાન. ૪

એણે સુભટ જીત્યો શામળો, તે ધરી હૈડામાં ધ્યાન;
સાહેલડી આનંદ પામી, દીધું કુંવરીને દાન. ૫
(વલણ.) વહાલાજીને ઇહાં પધરાવોજી;
સ્તુત્ય કરતાં આગળ આવોજી. ૬
(ઢાળ.)–સ્તુત્ય કરતાં આગળ આવો, ને લાવો નવલા ભોગ;
સજ થઈ નાથને રીઝવો, ફરી કરાવો જોગ. ૭
જીત્યો જદુપતિ એણી વેળાએ, હવે થયાં બહુ સનમાન;
સુંદરી શ્રીનાથ પ્રત્યે, મદમાતી દીસે માન. ૮
(વલણ.) મળી સખી મોરલીએ રમાડોજી;
માંહોમાંહે. ભંભેરીને ભમાડોજી;
લેહેરે મળ્યા મહાસુખ પમાડોજી. ૯
(ઢાળ.)–લેહેરે મળી ને મળી મહા સુહાગણ, નિત્ય બોલતી અમૃત વેણ;
સુખ લેતાં અમૃત ઝકોરી, તેને ઉધરતાં કરણ મેણ. ૧૦
ધન્ય ધન્ય નરસૈંયાચો સ્વામી, ધન્ય ધન્ય સખિ સમવેણ;
ધન્ય ધન્ય ભૂમિ જ્યાં પ્રભૂ વિલસ્યા, ધન્ય ધન્ય દિન ને રેણ. ૧૧

## ચાતુરી ૩૦ મી–રાગ દેશાખ.

પીઉજી પધરાવીયા ઘર માંય, એ સુખ કહ્યુંરે નવ જાય. ૧
(ઢાળ.)–જાય જામની રસ ભરી, રમણ કરતાં રંગ;
વદન નિહાળ્યું વાહાલાકેરું, ફૂલ્યું અંગોઅંગ. ૨
(વલણ.) અંગે આનંદ ઘણો થાય;
વાહાલાજીને ભીડી હ્રદયામાંય. ૩
(ઢાળ.)–ભીડીયો મેં ભાવ આણી, ભૂષણ અંગે સારીયાં;
સેજ રચીરે સોહામણી, નાનાં કુસુમ મેં આણીયાં. ૪
(વલણ.) આણીયાં મેં કુસુમ અપાર;
વાહાલાજી શું કરશુંરે વિહાર. ૫
(ઢાળ.)–વિહાર કરશું કંઠ લાગી, પ્રેહે ટાળશે કહાન;
સુરતસંગ્રામે શ્યામળાશું, મૂકી મન અભિમાન. ૬
(વલણ.) અભિમાન તજું રે આજ;
વાહાલાજીશુંરે લોપી સઘળી લાજ. ૭

(ઢાળ.)–લાજ લોપી કાજ સરશે,વાહાલોજી ઊરપર માહાલશે;
અધરે અમૃત પાન કરીને, અમશું અંતર ટાળશે. ૮
(વલણ.) અંતર ટાળશેરે નાથ;
પ્રેમે ધરીને ભરશું બાથ. ૯
(ઢાળ.)–બાથ ભરશો નાથ સાથે, થાશે રજની રળિયામણી;
પૂરણ પ્રીતે પીઉજી મારો, મનસા પૂરે અમતણી. ૧૦
(વલણ.)– મનસા પૂરણ વિલાસ;
વાહાલાજી શો ક્યોંરે હાસ. ૧૧
(ઢાળ.)–હાસ્ય કરતાં હેત વાધ્યું, પિઉ સેજાએ પધરાવીયો;
નરસૈંયાચા સ્વામી સંગ રમતાં,મારે અંગોઅંગ સોહાવીયો. ૧૨

## ચાતુરી ૩૧ મી–રાગ દેશાખ.

શ્યામળો સેજડીએરે સોહાય, શ્યામાજી ઉલટ અંગ ન માય. ૧
(ઢાળ.)–ઉલટ અંગે અતિઘણી, ચર્ણે તે શીશ નમાવીયું;
વિનય કરીને વિલસીયો તે, વાહાલાને મન ભાવીયું. ૨
(વલણ.)–ભાવીયું વાહાલાજીને મન, તેં મુને કીધલો પ્રસન્ન. ૩
(ઢાળ.)–પ્રસન્ન પ્રેમદા પ્રેમ તારો, એમ બોલિયા રે મોરાર;
તેં મુને વશ આણીયો, તે જાણજે નિરધાર. ૪
(વલણ.)– રસ ભરી રીઝીયાં નરનાર;
રેણી કીધલો રે વિહાર. ૫
(ઢાળ.)–વિહાર કીધો ક્રેહે ભાગ્યો, નયણે નયણ બહુ ઠર્યાં;
શ્યામ ને સ્વામિનીજીનાં, રંગે રમતાં હૈડાં ગર્યાં. ૬
(વલણ.)– વાહાલાજી છું તમારી દાસ;
તમે તો પૂરી અમારી આશ. ૭
(ઢાળ.)–આશ પૂરી પ્રગટ પ્રીતે, એ સુખ કહ્યું નવ જાય;
બોલ અમારા મનમાંહે, આણજો જદુરાય. ૮
(વલણ.)– એમ કરતાં ઉદયોરે ભાણ;
વાહાલાજી તમે અમારા પ્રાણ. ૯
(ઢાળ.)–પ્રાણ અમારા તમો પ્રભૂજી, માન માગું કહાન;
નરસૈંયાચા સ્વામી સદા મુજને,રહેજો તમારું ધ્યાન. ૧૦

## ચાતુરી ૩૨ મી-રાગ દેશાખ.

સફળ સુહાગીરે નાથ, વા'લાજીએ સાહ્યો મારો હાથ. ૧
(ઢાળ.)–હાથ ગ્રહીને હૃદયમાં, ભીડી અંગોઅંગ;
નયણે નયણ તુરંગ વાધ્યો, શામળાને સંગ. ૨
(વલણ.)– સંગ સોહામણી રે રાત;
વહાલોજી વિલસેરે નાના ભાત. ૩
(ઢાળ.)–ભાત ભલીએરે વિલસીયો, સુર અતિ સંગ્રામ;
અધર અમૃત પાન કરીને, રંગે રમ્યો ચારે જામ. ૪
(વલણ.)– સખિરે રસીયો યાદવરાય,
એનું મુખ નીરખતાં સુખ થાય. ૫
(ઢાળ.)–સુખ થાય સાગર ઝીલતાં, વા'લો વિલસિયો સુખ ધામ;
સેજસું રમી રંગી શામળો, તેણે કીધાં પૂરણ કામ. ૬
(વલણ.)– સખિરે કામ કેલ વિલાસ;
વા'લાજીએ કીધાં વિવિધ પેરે હાસ. ૭
(ઢાળ.)–હાસ્ય કરીને હર્યું સર્વસ્વ, સોંપ્યું તન મન ધન;
અવર કો વાહાલું નહીં, તમ વિના પ્રાણજીવન. ૮
(વલણ)– ચાલ સખિરે જીવન મારું કહાન;
રંગભર રમી તજી અભિમાન. ૯
(ઢાળ.)–માન તજીને માંણીયો, સજી પુરણ શણગાર;
સખિરૂપે નરસૈંયો નીરખે, તે કૃષ્ણજીનો વિહાર. ૧૦

## ચાતુરી ૩૩ મી-રાગ ધન્યાશ્રી.

હરી ઊર લીધલારે, પીધલો રસ ચારે જામ;
સ્નેહ ધરી વા'લો સંગમ આવ્યો, હું વિલસી સુંદરસ્યામ. હરી. ૧
સુણ સખિરે મારા બોલ, સેજડીએ થયોરે ઝાકમઝોલ;
પ્રાણ પીઉસું પ્રીત બાંધી, મેં કીધલોરે રંગ કલોલ. હરી. ૨
અધરે ધરી કીધો પાન, તેણે ગયું મારું માન;
અંતર ટાળી એક જ કીધું, પામી વર હું કહાન. હરી. ૩
એ ધન્ય ધન્ય મારો નાથ, અમને કીધલાં સનાથ;
નરસૈંયે રંગની રેલમાં દીવી, હરી તાલી લીધી હાથ. હરી. ૪

## ચાતુરી ૩૪ મી–રાગ દેશાખ.

આવોજી આવો ભલે પધાર્યાજી; બહુ શ્રમ કરીને હાર્યાજી. ૧
સકલ લોકને તાર્યાજી; સહુ કોયના તાપ સમાવ્યાજી. ૨
ચર્ણ પખાળી ચર્ણોદક લીજેજી; પૂજા કરીને દંડવત કીજેજી. ૩
અંગ સોહામણું સુખ દીજેજી; કાંયક જે જે અમથી સીજેજી. ૪
બોલેછે મરડની વાતજી; અમારે તમ વિના નથી કો નાથજી. ૫
હું સર્વે તજીને શરણે આવ્યોજી; કાંહે મનમાંહિ જે જે ભાવ્યોજી. ૬
શું કહું શામાજીનો મચકોજી; બોલ્યાંતાં બેહુ જણ લચકોજી. ૭
આજ પછી ન કરે કોયે ખચકોજી; નરસૈંયો નાંખે નેહનો ભચકોજી. ૮

## ચાતુરી ૩૫ મી–રાગ દેશાખ.

સાંભળ સખી તારા નવલ રંગ, વાલોજી વિલસીયો રજની રમતાં રંગ. ૧
(ઢાળ.)–પરગટ દીસે પદમની, તોરે ચંદન અંગોઅંગ;
તારાં મદભર્યાં લોચન દીસે, મુખ બોલ વચણ તુરંગ. ૨
(વલણ.)–સુરત સંગ્રામનાંરે નયણ, વશ કીધો મહા મયણ;
તારાં હસી રહ્યાંરે કપોલ,તારું વદન કોમલ શશિતોલ. ૩
(ઢાળ.)–સખી તણાં વચન સુણીને, હઇડે હરખ અપાર;
નરસૈંયાચો નાથ મળીયો, કીધલો વિવિધ વિહાર. ૪

## ચાતુરી ૩૬ મી–રાગ બિહાગડો.

સેજડીએ સોહાવતીરે, રમતી વા'લાજીને સંગ;
ભાવે ભજતીરે, મન વાધ્યો છે બહુ રંગ. ૧
કંચુકી કસણ બહુ કસકસેરે, ઉરપર લહેકે છે હાર;
હારમાં પુષ્પ અમૂલ્ય છે રે, જે સુગંધ આપે અપાર. ૨
પિઉ સંગ વિલસતીરે, વદન નીરખી કરે અમૃત પાન;
ભૂજ બળ ભીડીનેરે, ઉરપર લીધલો કાહાન. ૩
હાસ્ય કરતી ઉમંગી અબળારે, સબળ સનમુખ શ્યામ;
કોય કોય નવ ઓસરેરે, રંગ વાધ્યો અતિ સંગ્રામ. ૪
ધન્ય ધન્ય કૃષ્ણનેરે, ધન્ય ધન્ય નારી વિલાસ;
ધન્ય ધન્ય નરસહિંયો નિરખતોરે, હરખતાં પોહોતી મનની આશ. ૫

### ચાતુરી છત્રીસી સમાપ્ત.



# ચાતુરી ષોડશી.

## પદ ૧ લું-રાગ રામગ્રી.

લલીતા-સુણોજી સલુણા સેણજી, સાને ભરો છો નેણજી;
શું દુઃખ છે તમારે નાથજી, વહાલા કહોને અમને વાતજી.

ઢાળ.

વાત કહોને વહાલા અમારા, કાં ઠરી રહ્યા આસન;
શાને કાજે શામલા તમો, મુકોછો નિશ્વાસન.
વદન તમારું વાલમા, કરમાણું તે શાને માટ;
કપોલ કર કાં દઈ રહ્યા, ઉપનો તે શો ઉચાટ.
મહાવજી તમારું વદન જોતાં, જનમ દુષ્કિત જાય;
નાથજી તમારું નામ લેતાં, પતિત પાવન થાય.
જેને કરુણા હોયે તમારી, તેને સ્વપને ન શોક હોય;
તમે એમ કાં મૂઢ થઈ રહ્યા, અમને તે અચરજ જોય.
સુદ્ધ બુદ્ધ તમારી શામલા, શાને હરિ કહોને શ્યામ;
નયને તે આંસુ કાં ભરો, વૈષ્ણવના વિશ્રામ.
અંગે કોટી અનંગ શોભા, રોમ રોમ અભિરામ;
તમે કલા પાડી કયમ રહ્યા, સમરથ શ્રી ભગવાન.
સુખતણો સાગર સુકાયો, આનંદકંદ અવિનાશ;
કેશવ કારણ કહોને અમને, હું છું તમારી દાસ.
માધવ તમારા મન તણી, કહોને કરુણાનિધાન;
હું તેડીને લાવું તેહને, જે તમારું જીવનપ્રાણ.
નિમિષ માત્રમાં નાથજી, લાવી કરું પ્રસંન;
વાત કર્તા વ્રજપતિ, ટળશે વડું વિઘંન.

મહીધર મનમાં ધરો ધીરજ, નહિ અકળાયાનું કામ;
નરસંઇયાના નાથજી, મને કેહોને તેનું નામ.

પદ ૨ જું.

કૃષ્ણ-વળતા બોલ્યા જુગજીવનજી, પ્યારી રાધામાંહે છે મંનજી;
છે ભીખુભાનની કુંમારજી, તે મારાં નયણુંનો શણુગારજી.

ઢાળ.

શણુગાર મારા નયનનો, ઊર તણો એ છે હાર;
તન મન જોબન જુવતી, મારા પ્રાણુનો આધાર.
અબલા તે નેહે અવતર્યો, મારો વ્રજ વિષે અવતાર;
વસે તે વ્રિજની નારમાં, એમ નીગમ કહે નીરધાર.
શ્રી વિશ્વ ધાયે મુજને, વ્રિજનાર મારું ધન;
સર્વમાં શ્રેષ્ઠ સુંદરી એ, વેદવાયક માન્ય.
લલીતા તેસુ રંગે રમતાં, શ્રી વૃંદાવંન મોઝાર;
અંગનાને ઊરે લેઈને, ભુજ ભીડ્યા તેણીવાર.
રસ રીતે પ્રેમ પ્રિતે, કરતાં સુધારસ પાન;
તે મટ્યા પછી શું થયું, માનુનીને વાધ્યું માન.
રાધા-લંપટ મેલી દેને મુજને, નીર્લજ સાથ શું નેહ;
મુજથી વહાલી વા'લમા, ઊર વિષે રાખી છે તેહ.
કૃષ્ણ-કર મુકાવ્યા પાણુથી, રમા ભરાણી રોષ;
વિનતા તે વન છોડી ગઈ, મુજને દઇ ગઇ દોષ.
ચતુરા ચિત્ત ચોરી ગઈ, પ્રેમદા લઇ ગઇ પ્રાણ;
મદનસર મારી ગઈ, કામની તે કામબાણુ.
ક્યમ કરું કહાં જાઉં હુવે, કયમ ધરું ધીરજ મંન;
તારા સમજો તારુણી વિના, ત્રયલોક લાગે શૂન્ય.
અપરાધ નહિ કંઇ માહરો, વિણુ વાંકે કીધો ત્યાગ;
દોષ કાંને દીજીએ લલીતા, એવાં અમારાં ભાગ.
સુખ દુઃખ હોયે મંનમાં, તે તો સજ્જનને કહેવાય;
માનુનીને મળવાને કીજે, કાંઈક કરો ઉપાય.
આધિન છું હું તાહરો, તું જશ લેને જુવતી;
નરસૈંયાનો નાથ કહે, કરજોડીને એ વીનતી.

પદ ૩ જું.

લલીતા–વળતી બોલી લલીતા વાણીજી, તમે સાંભળો સારંગપાણીજી;
પ્રભુજી હું તમારી દાસજી, માધવ રાખો મન વિશ્વાસજી.

ઢાળ.

વિશ્વાસ રાખો મન વિષે, ધરણીધર ધરો મન ધીર;
હું મનાવું એ નારને, તમો ચૈતન્યમાં રાખો શરીર.
નિઃશંક થાઓ નાથજી, તમો ભક્તના આધાર;
તમને જે વહાલી વાલમા, લાવું તે વન મોઝાર.
અંબર લઈ આંસુ લુવો, કાં થઈ રહ્યા આસંન;
તમને દેખું દોહેલા, તારે દાઝે તે મારું મંન.
માવજીરે મને સમ તમારા, કુંજે લાવું જુવતી;
શોક નિવારી સુખ કરું, તો જાણજો દૂતિ હતી.
પ્રભુજી તમોને પ્રાણ સુંપું, વિવિધ વન ક્રિડા કરો;
કહો તો હું લાવું જુવતી, તમો શોક સઘળો પરહરો.
નિઃશંક થાઓ નાથજી, નહિ અકળાયાનું કામ;
કવિ–લલીતા ચાલી વન વિષે, શ્રી કૃષ્ણને કરી પ્રણામ.
વિનતા તે વન જોતી ગઈ, જ્યાં કામિનીનું ભૂવંન;
શોક સાગર અંગે આતૂર, રહી રહી કરે રુદંન.
હાર ચીર શણગાર ભૂષણ, કાંકણ કંકણ જેહ;
શણગાર સર્વ અંગ થકી, અબલાએ ઉતાર્યાં તેહ.
તે સોલ કળાએ શોભતી, (ત્રૈ)લોક્ય તારુણી સુંદરી;
શોકસાગરે પડી શ્યામા, લલિતાએ દીઠી અણુમણી.
કમળ સરખાં નયન દીઠાં, નિશ્વાસ મહેલે નાર;
નરસૈંયાના સ્વામી તે પ્રતે, લલીતા બોલી તે વાર.

પદ ૪ થું.

લલીતા–સુણો ભીખુભાન કુમારીજી, સુંદરી તું વિનતી મારીજી;
માનુની મન અવિધારજી, મહા વન ચાલો કરવા વિહારજી.

ઢાળ.

વિહાર મહાવન કરો ક્રિડા, શ્રી નાથજીસું નેહ ધરી;
નંદ[illegible]ા નંદન તહારે કાજે, આવ્યો તે વૈકુંઠ પરહરી.

શિવ, શેષ, વિરંચી, સુરપતિ, ધરે તે સાંકો ધ્યાન;
નીગમ નેતી નેતી ભાખે, વિસ્તાર શ્રી ભગવાન.
જેને મળવા મુનિ મહોટા, કરે છે તપ અપાર;
તે તો પામે નહિ-નારી, તહારા પૂન્યનો નહિ પાર.
જેને કાજે જોગી જતી થયા, તજી તે સુખ સંસાર;
નિમેશ સ્વપને તે નવ દેખે, તું પામ પુરુષોત્તમ સાર.
ભીખુભાન કુંવરી તું જ ભાગ્ય મોટું, પુન્ય તણો નહિ પાર;
તુજને મલવા માનુની, તલખે છે નંદકુમાર.
કાંઈક કરુણા આણ મનમાં, નઠોર થઈ કાં નાર;
કંથ શું અધિક ન તાણીયે, તું માનને વહેવાર.
બેહુ કરજોડીને તારે પાયે લાગું, મારી વીનતી અવિધાર;
તું વહાલી છે ગોકુળનાથને, પામી છે સુખ અપાર.
પીયુ સાથેરે પ્રેમદા, કહું છું અધિક મા તાણ;
જોબન આપો નાથને, તું માની શકે તો માન.
શાને કાજે સુંદરી, તું ધરી રહી છે માન;
નાથને વહાલી કો નથી, તારુણી તુજ સમાન.
સખિ-લલીતાનાં વચક સાંભળી, શામા સજ થઈ તેણી વાર;
નરસૈંયાના નાથને, મળવા ધરે છે શણગાર.

પદ ૫ મું.

માનુનીએ માન તજ્યું તેણીવારજી, શામા ધરેછે સોળ શણગારજી;
મળવાને નંદકુમારજી, મનમાં ધર્યો હરખ અપારજી;

ઢાળ.

હરખ મનમાં ધર્યો ઘણો, મંજન કર્યું તેણીવાર;
ચુવા ચંદન અંગે કેસર, સુગધ લઈ અપાર.
ચીર ચંપક સાડી પટોળી, ઓપતાં તે પહેર્યાં અંગ;
ઘુંઘટમાં મધુરું હસતી, નારી નેણ કુરંગ.
શીશ ફુલી રાખડી, નેણે તે કાજલ રેખ;
લીલવટ સોહે ચાંદલો, વેણીએ તે વળગ્યો શેષ.
નિરમલ મોતી નાકમાં, શ્રવણે પેહેરી ઝાલ;
અધર અરુણ ઓપતા, ત્રાજવું શોભે ગાલ.

મોતીઆળી ઝરમર કંઠે, ઉર એકાવળ હાર;
ચોળી પહેરી કસકસી, કર કંકણુનો ઝણુકાર.
ચુડિલો હાથે સોહ્યામણો, બીડી મુખમાં જાણુ;
કાંકણુ સર્વ સોહ્યામણાં, શાં શાં કરું વિખાણુ.
ચરણે નેપુર ઘુઘરી, વીછુઆ તે અણુવટ સોહ્યે;
નખ શિખ જાતાં સુંદર, મુનિ જનનાં મન મોહ્યે.
હંસાગમની ગજગતિ, કટી કેસરીનો લંક;
ઉર અંબુજ બે ઓપતાં, મુખડું તે જાણે મયંક.
મુખડે તે મધુરું બોલતી, હલવે શું મોડે અંગ;
પત્નીને પ્રેમ વાધ્યો ઘણો, મળવાને શ્રીભગવંત.
અબલા તે સજ થઈ, પુરિયાં તે ખટ બાણુ;
નરસૈંયાના નાથને કાજે, લલીતાએ મુકાવ્યું માન.

પદ ૬ ઠું.

રાધા લલીતા સાંભળ મહારાં વચંનજી, અંગમાં પ્રગટ્યો છે અનંગજી;
તેણે કરી દાઝે મારૂં તંનજી, વેગે કરીને ચાલો મહાવંનજી.

ઢાળ.

કવિ–વેગે કરીને મહા વન ચાલી, મદન દલ લઇ હાથ;
જાયે લલીતા જાણુ કરવા, સજ થાયે તહારો નાથ.
લલીતા–અનેક અબળા અનુભવી, પણુ નાર મળી કોય;
સુરપણું હું શિખવું, તું રહેને ત્યાં જોય.
પૂર્વ દિશાથી પ્રકટ્યો, સોળ કળાનો ચંદ;
નયણે તે દેખી નારને, ડગવાને લાગ્યા દીગંજ.
મયંક મન ઝાંખો થયો, શશિ તે તેણીવાર;
એ કલંકી કેમ થાય, તહારૂં તેજ અપાર.
મહાવન અતિ રળિયામણું, શોભા તણો નહિ પાર;
હાસ્ય કોકીલા શબ્દ સોહામણા, મધુકરનો ગુંજાર.
ત્યાં મોર શબ્દ સોહામણા, ચાત્રક નવલ વીર;
ત્યાં અનેક પક્ષિ શબ્દ કરે, શીતલ જમુના નીર.

ત્યાં કદમ અતિ રળિયામણું, તેની તે શીતલ છાંય;
હું માન વધારું તાહરું, તું બેશ મારી માંય.
કવિ-ત્યાં સમિર ત્રિવિધ પ્રકારનો, લાવિયો તે બહુ સુગંધ;
કુંજ ભોવનમાં ગઇ ચાલી, ધ્યાન ધર્યું મુકુંદ.
મહા મતિએ જપે જોગી, તેનું ધ્યાન ધર્યું મન ધીર;
તતકાળ તેનું ધ્યાય ધર્યું, સુધ ના રહી શરીર.
રાધે રાધે કરે માધવ, જપે તે સારંગપાણ;
નરસૈંયાના નાથને, લલીતાએ કીધું જાણ.

પદ ૭ મું.

લલીતા-લલીતા કહે સાંભળો મારાવાલાજી, સુંદરી છે મહા રિસાલાંજી;
પેરે પેરે લાવી છું નાથજી, આવો સોંપુ તમારે હાથજી.

ઢાળ.

આવો તમારે હાથ સોંપુ, સાંભળોને મારી વાત;
મત્સર છે ઘણો નારને, તમે નમીને તેડો નાથ.
કવિ-એવાં વાયક સાંભળી, આનંદ પામ્યા મંન;
ચિંતામાંથી ચાલી આવ્યા, જુવતિનારે જીવંન.
સામ સામા ચાલી આવ્યા, નયણે તે નિરખી નાર;
કૃષ્ણજીએ લલીતાને આપ્યો, કૌસ્તુભ મણિનો હાર.
લલીતા-કુંવરીને કરમાં આપી, લોને તમારું તંન;
સલુણી છે કુંવરી શામળા, કરજો એનું જતંન.
બહૂ પેરે સુખ દેજો, કરજો તે વિવિધ વિહાર;
ઇચ્છા તે એની પૂરજો, રમી રજની માસ અપાર.
કવિ-કુંજ સમિપે આવિયા, કુંવરીને તેડી કુમાર;
એકાંત સ્થાને રચી શૈયા, મળી કરે રે વિહાર.
ભુદર તે ભીડી હૃદેશું, ચુંબન લીધું ગાલ;
રસિઓ તે રસ પ્રીતે પીએ, કંદ્રપ રસ રસાલ.
તેજ સમે રસ તેજ સ્થાને, ઉપજ્યો તે અધિક આનંદ;
રસિક જનને પાન કરવા, મુકીઓ તે વ્રજ રાજંન.

મુખ જડ પામે કહાં થકી, અન્ય ઉપાસીક જેહ;
જેને કૃપા હોય નાથની, નિઃશંક પામે તેહ.
રસિકના રસ આગળે, અમૃત શું લેખાય;
નરસૈંયો જુગો જુગ અવતરી, વિહાર ચરિત્ર એ ગાય.

## પદ ૮ મું.

મહાવન શ્યામની ને શ્યામજી, કરતાં કોટી કલા કામજી;
નંદ નંદન પુરે મનની હામજી, ભુજ ભરી રમે ચારે જામજી.

(ઢાળ.)—ભુજ ભરી ચારે જામ રાખી, ભોગવે રસ જામિની;
અબળા તે ઉર બળ કરી પિયુને, કુચપર લીધો કામિની.
સરોજ સકોમલ સુંદરી, માલતીની પેરે મુકુંદ;
ભમર થઈ પીયુ ભોગવે, સુધારસ ગોકુલચંદ.
સુરત સાધના સઘળી રાત્રિની રમે કોટી કલા કરી;
મુદિત થઈ ત્યાં માનુની, લજ્જા પિયુની પરહરી.
મૃગાનયની કરે મરકલા, મોહની પિયુનું મન હરે;
અતિ નિકટ નાગર નાગરી, વિવિધ વન ક્રીડા કરે.
પ્રેમદા સાથે પ્રેમસું, પિયુડો અતિ રંગે રમે;
અધર ડસી કુચ કર ગ્રહી, કૃષ્ણ કંદ્રપને દમે.
ભુજ બલ ભીડી બાથશું, કસકસે બહુ કામિની;
કનકવેલ કેસમાંહે લપટી, જાણીયે ઘન દામિની.
ચુંબન ચારુ કપોલ પામી, પ્રેમસું પિયુડો દિયે;
સુડીલો તે થઇને શ્રી હરી, અમૃતપે રસ મુખમાં દિયે.
સ્વર્ગ મૃત્યુ પાતાલમાં, બ્રહ્મલોક ને કૈલાશ;
વૈકુંઠમાં સાગર સુતા તે, કરે રસની આશ.
ધન એ દિવસ ધન એ શોભા, ધન ધન તે રાધિકા નાર;
ધન ભોગવે વ્રજવનિતા, કરે કૃષ્ણ સાથે વિહાર.
શ્રી વંદ્રાવન જમુના તીરે, બંસીબટે રસ જામિયો;
પ્રેમે પીયા રાસ રમિયા, ત્યાંહ નરસૈંયો ઝુલી રહ્યો.

## પદ ૯ મું.

સુંદરી પામી અતિ ઉલ્હાસજી, કરતાં કામ રસ ભોગ વિલાસજી;
વિલસાવવા એહુ વાસજી, હુતો નરસૈંયો પાસજી.
(ઢાળ.)-પાસ રહીને નયન નિરખ્યોં, અનુભવ રસ થયો જેહ;
જેવી લીલા નજરે દીઠી, મુખડે તે ગાઈ તેહ.
દીવી તે મ્હારે હાથ દીધી, કહે નરસૈંયો આ નિધ જોઈ;
વિલાસ ગોકુલનાથનો, ભૂતળ ગાયો સોઈ.
બલ અધિક કરી કરુણા, આપીયો કર તાલ;
હું સુખે લાગું ગાન કરવા, પ્રસન્ન થયા ગોપાલ.
ભામનીમાં ભળી ગયો, જેમ સાગરમાં રતન;
મહારસમાં ઝીલીયો, આનંદ પામ્યો મન.
ભાવ જણાવ્યો નયનમાં, ઉપજ્યો મનમાં નેહ;
માનુનીને રુડી મનાવી, દૂતી થઈ તેહ.
જે રસ શંકર કોઇ દિન દેખે, હું ઝીલી રહ્યો તે માંહે;
મહારસમાં મ્હાલિયો, તે શંભુ કેરી સાહે.
કૃપા હુવી ભોળાનાથની, તેણે દીધી તે મુજને આશ;
રંકને રિધિપત કીધલો, કાપયો તે ભવનો પાસ.
અનાથ હુને સનાથ કીધો, પાર્વતીને નાથ;
દિવ્યચક્ષુ આપ્યાં મુજને, મસ્તક મેલ્યો હાથ.
તેના તે ચરણુ પ્રતાપથી, પામ્યો તે પ્રેમ નિધાન;
પછી ગોપેશ્વર નાથનું, અવનીપે શું કરું ગાન.
ભાભીએ ભાગ્ય ઉદે કર્યાં, મને કહ્યાં તે કઠિણુ વચંન;
ત્યારે નરસૈંયો નિરભય થયો, પામ્યો તે જુગજીવન.

## પદ ૧૦ મું.

લલીતા-બેહેની તું સાંભળ માહારી વાણીજી, બોલી ત્યાં સખી શહાણીજી;
રસ ભર્યાં દીસે તારાં નેણુજી, શિરથી છુટી તે તારી વેણુજી.
(ઢાળ.)-વેણુ છુટી કસણુ ત્રૂટી, ઉલટાં તે દીસે અંગ;
સાચું કહેને સૈયર મ્હારી, કયમ રમી પીયુની સંગ.

હાર તણાં તે ડસણ હૈયે, અંગ છે કુમકુમ રોલ;
અંગે તે રેખા અતિ ઘણી, મુખ ભર્યાં જે તંબોલ.
કંપોલ તારા હસી રહ્યા, મુખડે તે પ્રગટ્યું નૂર;
દસન નખ દીસે ઘણા, અબલા તે તારે અધૂર.
પિયળ પુરી રહી અધુરી, ટળી તે કાજલ રેખ;
બોલ અભિવન બોલતી, વનિતા તુંરે વિશેક.
તીલક પીયુનું લલાટ તારે, દરપણ લઈ મુખ જોયે;
પીતામ્બર કહાં પલટ્યું, નીલામ્બર તારું ન હોયે.
કૌસ્તુભ મણિ તું કેનિ લાવી, નહિ એકાવલ હાર;
પાલટી આવી પ્રેમદા, મુજને કહેને વિચાર.
ચુવા ચંદન કુસુમ પરિમલ, અંગ માંહે સુગંધ;
હું જાણું છું હે સખી, તુંને મળ્યો તે નંદનો નંદ.
સ્વેદ શીતલ અંગ તાહરું, તે દેતું મન સાખ;
સંકોચ શાને કરો શ્યામા, મુજ આગળ તું દાખ.
ઉચું જોને અંગના, કયાં ઢાળે નીચાં નેણ;
વણ કહે સર્વે લહું, તું સંતાડે જોને વેણ.
સુરતનું સુખ કહેને મુજને, મા ધર મારી લાજ;
નરસૈંયાનો નાથ તુજસું, વિલસીયા છે આજ.

પદ ૧૧ મું.

રાધા—સજની સુરતનું સુખ જેહજી, સાંભળ તુજને કહું તેહજી;
જે અનુભવ્યો રસ આજજી, મુજને આવે લાજજી.
(ઢાળ.)—કહેતાં મુજને લાજ, એવી લીલા થઈ જેહ;
તુજને કહું છું તારુણી, તું ગુપ્ત રાખજે તેહ.
રખે કોને જણાવતી, વ્યભિચારિની એ વાત;
શ્યામ સંજોગી રસનો ભોગી, વનમાં મળ્યો વ્રજનાથ.
કર ગ્રહ્યો મારો કામીએ, કે ભલે આવી ભામિની;
આવ અબલા આપણ બેહુ, ક્રીડા કીજે કામિની.
અમૃત એના નયનમાં, એવો એ ઘનશ્યામ;
હું અંગ ફુલી થઈ ઘેલી, કામીએ જગાડ્યો કામ.

કસણ તે ચોલીતણાં, ઉર બળે ત્રૂટયાં તેહ;
મેં નીલાંબર નવ જાણિયું, કટીથકું ખસીયું તેહ.
પ્રેમતણો સાગર ઉલટયો, વાધ્યો કામ અપાર;
જઈ કામીને કંઠે વળગી, મારું ચિત્ત ચળ્યું તે ઠાર.
ઉછંગે લીધી વાલમે, વિવિધ વિલાસ્યા શ્રીહરી;
જેણે ગોવરધન કર ગ્રહ્યો, તે મેં રાખીઓ ઉર ધરી.
આલિંગન દીધું શામળે, કરે ભીડયું તંન;
અંતર ટાળી એક કીધી, મનાવ્યું તે મારું મંન.
શ્યામ સકોમલ અંગ પીયુનું, કઠણ કુચ ફલ માહેરાં;
નાથજીની ભુજે બાથ ભરતાં, ખૂચ્યા કૂચ ફલ બેહેરા.
ચુંબન ચારું કપોલ સરસી, અધર ડશી કરે પાન;
રતિપતિ રણજોધ જીત્યો, મદને તે મૂકયું માન.
આજનાં સુખતણી શામા, સંક્ષેપે કહું તુજ સુંદરી;
વિસ્તાર તેહનો નરસૈંયો, ભૂતલ કહેશે અવતરી.

પદ ૧૨ મું.

રાધા—સજની સાંભળો મ્હારાં વચંનજી, ધીર રાખજે તારું મનજી;
જે સુખ પામી આણે તંનજી, આજ હું ગઇ હતી મહાવંનજી.
(ઢાળ.)—આજ મહાવંન હું ગઈ હુતી, મુસ્તક મહીનો ભાર;
કારમો આવ્યો કુંજમાં, નટવર નંદકુમાર.
વહાલમાં એણે રોકી વનમાં, હું કરું તે કુણ ઉપાય;
આજ તે જાણી એકલી, મહાવજી મા કરશો અન્યાય.
મળવું તે ખોટું મન વિના, ઘેલા ન થાઇએ ગોવિંદ;
ચીર મ્હારુ ફાટશે, ટુટશે તે ચોલી બંધ.
વળગો મા રહો વેગળા, ફુટશે તે મહિનું માટ;
માણસમાં મ્હારે મ્હાલવું, તમને તે નહિરે ઉચાટ.
કૃષ્ણ—મેલ મહીડું શિરથકી, તું ધીરજ રાખજે મંન;
આવ અહીં દેખાડું તુજને, મારું તે કુંજભુવંન;
રાધા—શીતલ શૈયા પાથરી, રચ્યો તે રંગ વિલાસ;
અનેક રસ પીએ અનુભવી, કરે મન ઉલ્હાસ.

હું હુતીરે જોબન સમે, કુચ ફલ પીયુડા જોગ;
કોમલ કર લઇ સોંપીઆં, કરવાને રસનો ભોગ.
અમર ફલ લઇ આપયું, મેં પીયુના મુખ માંહિ;
રસ પીએ રસીઓ પાય મુજને, આનંદ પામી ત્યાંહિ.
કંઠ ઘાલી બાંહેડી, ચુંબન લીધું કપોલ;
સંગ્રામનું સુખ શું કહું, કરતાં તે રંગ કલોલ.
વદન સકોમલ શ્યામનું, કરતાં તે નયને પાન;
નિર્ખતાં ધીરજ ટળે, કંદ્રપ કોટી સમાન,
રમતાં રંગીલે એમ કહ્યું, જુવતી તું પ્રાણજીવંન;
સર્વમાં તું વડી સુંદરી, તું માન વેદ વચંન.
અકળ ગતી એની કોઇ નવ જાણે, નહિ કોને આધીન;
વન આવી વચન બોલે, મુજ આગળ થાય દીન.
સાહી લીધી શામળે, એની વાત કહી નવ જાયે;
જાવા ન દેતા મહાવજી, કર ગ્રહીને લાગે પાયે.
એટલા દીવસ હું નવ જાણતી, રહેતી હુતી આસન;
હાવે તે ક્ષણું મેલું નહીં, વેંધાણું મારું રે મંન.
સંસારનું સુખ શું કરૂં, ન ગમે ઘરની વાત;
નરસૈંયાના નાથ સાથે, વિલસી દિન ને રાત.

પદ ૧૩ મું.

રજની આવી જુગનીધાનજી, ઈચ્છા હુતી રમવાને મંનજી;
સજની આજ મહારે મંનજી, પ્રેમે પધાર્યા પ્રાણજીવંનજી.
(ઢાળ.)–પ્રેમે શું પધરાવીઆ, મેં તો સાંજ સમે તે શ્રી હરી;
ચરણ ધોયા પ્રેમશું, મેં તો સેજલડી ફુલની કરી.
કૃષ્ણની તે કપુર લઇને, અગરે કીધી આરતી;
પ્રેમે પીયુનું વદન જોતી, તન મન ઉપર વારતી.
પ્રથમ સંગમ પીયુજી શું, રમવાનેરે મારું મન થયું;
લજ્જા તે લોપી નવ શકું, મુખડે તે નવ જાએ કહ્યું.
જોબન મારું જાગીયું, કામાતૂર અંગે હું થઈ;
ભાવ નયનમાં જણાવીઓ, ત્યારે પ્રેમે મુને કરે ગ્રહી.

લજ્જા લોપી અંગ સુંપી, પ્રેમે પીયુજીને મલી;
રમતા તે રસબસ એક થઈ, જેમ દૂધમાં સાકર ગલી.
સહિયર હું બોલી શ્યામને, સંભાળ અંગ તાહેરું;
અનેક રામા સંગ રમીયો, પણ આજ જો પ્રાક્રમ માહેરું.
સનમુખ થાને શામળા, કરવાને રણ સંગ્રામ;
આજ તહારા મન તણી, પૂરું તે સઘળી હામ.
મુજ અબળાની આગળે, કાયર ન થઈએ શામળા;
સાવધાન થઈને શીખવું, રતીરણની સઘળી કળા.
ઉપર લીધો વાહલમો, કુચ બંધન તુટ્યાં તડતડી;
સુરતની સાધન સાંધવા, હું જોદ્ધા સાથે આથડી.
નાથ સાથે બાથ ભરતાં, ધસીને રે લીધો ઊર;
અધરડંસ ડશીને મૂકીયો, ત્યારે લડથડ્યો મહા શૂર.
બાલપણમાં અતી બળીયો, ગોવરધન કર તોલીઓ;
તે સુભટને મેં તારુણિરૂપ, રંગમાં તે રોળીઓ.
ભ્રુકુટી ચઢાવી નયન જોડી, મેં મારીયાં તે મોહનાં બાણ;
કામિનીની આગળ કાયર થઇને, માગવા લાગ્યો માન.

કૃષ્ણ—શરણ રાખો સુંદરી, હું તુજ આગળ ઓચરું;
દીન જાણી દયા આણી, પ્રેમશું ઊરપર રમું.

રાધા—આજ પછે હે વાલમા, મોટપણું આણેશ ન મંન;
લઘુવેશ જાણી દયા આણી, મૂકું છું પ્રાણજીવંન.
સ્વાસ ભરાણો હે સખી, સ્વેદ કણ અંગે ઝરે;
મુજને તે જીત્યો જુવતી, કાયર થઇ પીયુ કરગરે.

કૃષ્ણ—અબલા તે મારું અંગ દુઃખે, ભીડીશ મા રે ભામિની;
કઠણ પયોધર તાહરાં, મુજને તે ખુંચે કામિની.
અમૃતપેં અદકું હતું, મુજ કને ફળ જેહ;
પછે પીયુના મુખમાંહી, પ્રેમશું મુક્યું તેહ.
પ્રસન્ન થયા પીયુ પાન કરતા, રસીયાને મન તે રસ ગમ્યો;
ચુંબન લીધુ હસી હસી, પ્રગટ થઈ રંગે રમ્યો.

કુસુમ પેરે રાખીઓ, ઉર ઉપર ચીરે જામ;
હોંસ હતી મનમાં પિયુના, પૂરી તે સઘળી હામ.
સફલ તે રજની આજની, ધન ધન મારો અવતાર;
નરસૈંયાના નાથશું, રંગ રમ્યાં તે વિહાર.

પદ ૧૪ મું.

રાધા—સજની સાંભળ મારી વાતજી, ધન ધન આજની રાતજી;
હસતા ડોલતા આવે સાથજી, ભોવન પધાર્યો મોરો નાથજી.
(ઢાળ.)—ભૂવન પધાર્યો નાથ મોરો, અબલાને સુખ આપવા;
કોટી કંદ્રપ થયા કામી, નાથજી મુજ વશ હુવા.
નવલ સજ્જા પુષ્પની, ભુવન અતિ સ્હીઆમણું;
ચોદશ દીપક જલહુલે, હરખ ઉપનો મન ઘણું.
શણુગાર કીધો શોભીતો, નયને કાજલ સારીઆં;
કટાક્ષ સરખાં કસણુ કસીને, કામીના ઊરમાં મારીઆં.
શ્યામ સુંદર વદન જોતાં, અનંગ અંગે સજ થયો;
રતિપતિ રણુયુદ્ધ કરવા, સુભટને તે મેં કર ગ્રહ્યો.
નાથજીને ભુજ બાથ ભીડી, હૃદયામાં લઈ ચાંપીઓ;
સુભટ નરમાં શૂર કહાવે, તે મારી આગલ કાંપીઓ.
મદનમાતી શ્યામ સંગે, રતિ રંગ રસમાં રમી રહી;
પીન પયોધર પ્રાણુ પિયુને, અધર મુખડે રહી સહી.
તૃપ ના થયો પિયુ પીતાં, પછે તે હું લાજી રહી;
ચોલીતણુા બંધ ત્રૂટયાં, શરીરે શીતલ થઈ.
મેહેલ માવા હું માન માગું, મારા નાથ હું તૃપ્ત થઈ;
ચાર જામ સંગ્રામ કરતાં, રજની સઘળી વહી ગઈ.
દરપણુ લઇને વદન જોતાં, અધર ડંસ દીસે ઘણા;
નીરગુણુ તારા જોને કામી, નીરલજે કાંઈ ન રાખી મણા.
કહ્યું ન માને હો સખી, ભુજ બાથ ભીડીને રહ્યો;
સુરતનો સંગ્રામ સજની, બાળપણુનો તુજને કહ્યો.
એણી પેરે રસપાન કરતાં, નાથ નયણે નીહાલતી;
પિયુને અંગે પ્રેમ વાધ્યો, પલક પાછી ન વાલતી.

અનંગ આપદા અંગ ટાળી, તન તે શીતલ થઈ રહ્યું;
તે સમાન સુખડું સજની, મુખથી નવ જાએ કહ્યું.
મારા સમ કોઇને મા કહેશ, એ વાત મનમાં જાણજે;
વિહાર ચરિત્ર વિહાર લીલા, નરસૈંયો થઈ માનજે.

પદ ૧૫ મું.

રાધા–રસનીધાન આજની રાતજી, જાગો મહારા પિયુજી હુવો પ્રભાતજી;
દીપક જોત ક્ષણું ક્ષણું થાયજી, પંખીડાં રાગ પંચમ ગાયજી.
(ઢાળ.)–પંચમ ગાએ પંખીઆં, પૂર્વ દીશાએ રવી પ્રગટિયો;
સારી જામ સંગ્રામ કરતાં, હજી તે તૃપ્ત નવ થિયો.
રવી ઉગ્યો ને ઇંદુ આથમ્યો, ગૌ દોહ્યાની વેળ થઈ;
સાસુ ને નણંદ પુછશે, મારા કંથ કહેશે ક્યાં ગઈ?
તેને ઉત્તર આપવો, ને રાખવો કુલનો ધર્મ;
પરવેદના જાણો નહિ શામલા, નહિ તુજને શર્મ.
હજુએ તાહારા મનમાં, જાણને શું થયું શ્રીપતી;
ભુજ બાથશું ભીડી રહ્યો, મુક્તો તે મુજને શેં નથી.
કંઠ વલુંધી બાંહેડી, પિયુ પોઢીઆ નિઃશંક;
લક્ષણ તાહરારે શાં કહું, ભુડાં દીસે છે ઢંગ.
પૂરવે હતું પોતાતણું, એમ નીરગુણ નાથ ના રહી;
આજુની શીખામણ શામલા, નહીં આવું ફરી વેચવા મહી.
હું તુજ સરખી નવરી નથી, મારે ઘેર ઘણેરું કાજ;
પ્રાત સમે પિયા ભોવન જાતાં, આવે છે મુજને લાજ.
રેણી સમે રસ ઉપજે, સંયોગે રંગની રેલ;
કરજોડીને માન માગું, માવા તે મુજને મહેલ.
વારે જાતારે વાલમા, મુજને દેખે દુરીજંન;
નરસૈંયાના નાથજી, મારું દૂર છે ભોવંન.

પદ ૧૬ મું.

રાધા–કૃષ્ણ પ્રત્યે રંગે રમીઆ તે ક્યાં રેણુજી, અરુણ ઉજાગરા રાતાં નેણુજી;
અધર ભર્યો રંગ તંબોલજી, કાજલ રેખા તારે કપોલજી.

(ઢાળ)–કાજલ રેખા કપોલ સોહે, તીલક ખંડીત તાહેરૂં;
વિભિચારી બોલમા વાલમા, તો મન માને માહેરૂં.
અટપટી શીર પાઘ લટકે, કેસરને પુલે ભરી;
અબીલ ગુલાબ ને ચુવા ચંદન, શોભે નાભી શ્રીહરી.
કંકણુ કોમલ અંગે ખુંચ્યાં, રેખા દીસે નખ તણી;
જેશું રંગે રમ્યા રજની, વેગે પધારો તે ભણી.
આ નીલામ્બર કેઇ નારનું, તમો સાચું કહોને સમ તેહના;
આધીન થયા પ્રભુ તેહને વહાલા, લાવ્યાને ક્યાંથી રેણુમાં.
કૌસ્તુભ મણિ આ ક્યાં વીશારી,નવસેરો પહેર્યો કહી નારનો;
રીશ મા આણો મન વિષે, મુને કહોને સુખ વિહારનો.
કઈ ભામનીએ ભોગવ્યા, રજની તે ચારે જામ;
કોમલ અંગે કેમ ખમ્યાં, રતિપતિ રણસંગ્રામ.
વેગે પધારો ભુવન તેને, હું આવું તમારે સંગ;
શ્રીહરી સુખ દેખાડ તારું, રમીઆ તે જેશું રંગ.
હાવે તેને પ્રસંન થઈને, હું આપીશ ઉરનો હાર;
નરસૈંયાના નાથજી મારી, વીનતડી વારંવાર.





# દાણલીલા.

જાગો જાગો રે શામળા, જગાવે જશોદા માત;
જાગો રે સહુ જન જાગિયા, જાગોને હુઓ પ્રભાત.
જશોદાએ જદુપતિ જગાવિયા, ઝાલી સુવર્ણ ઝારી હાથ;
વદન પખાળો મારા માવજીરે, આરોગો શ્રી જદુનાથ.
જશોદાએ જદુપતિ જગાવિયા, આરોગાવ્યા જગદાધાર;
ધેન છોડીને વાહાલો સંચર્યા, મોહન મદન ગોપાળ.
મોરે તે શ્રીરંગ શામળા, જીરે કેડે તે સઘળી ગાય;
બળદેવ કોટે બાંયડી, પ્રભુ વૃંદાવન જાય.
ઇંદ્રાદિક જગ મોહિ રહ્યું, મોહન મધુરો ચરાવે ગાય;
જીરે બજાવે રુડી મોરલી, દુઃખ દળદર ભંજન થાય.
ગાયો ચારે છે ચોફેર ફરી, જીરે ગોવર્ધનને માળ;
બળભદ્રે ફાંસો પાડિયો, શીંકું બાધ્યું ડાળ.
કો કહે છે કૌવચ લહી, વાહાલા અંબરીષને કરે આળ;
અન્યો અન્ય માને નહી, હરિ દેવા લાગે ગાળ.
જ્યમ જ્યમ કૌવચ ખાજુએ, જીરે ત્યમ ત્યમ રુએ બાળ;
બળભદ્ર સામું જોઈને, હરિ હસિયા મદન ગોપાળ.
મરકટ કોટે સાંકળાં, જીરે ફુમતડાં લળકે કાનઃ
શૃંગાર સર્વ સજાવિયા, તેણે વિચિત્ર શોભે વાન.
છોડી છોડી નાંખે માંકડાં, બાંધે બાંધે નંદકિશોર;
મરકટ માને નહીં માવનું, ત્યારે કરે ઝાઝું જોર.
ઉખાણો સાચો થયો, જીરે મરકટ કોટે હાર;
છોડી છોડી નાખે માંકડાં, બાંધે બાંધે નંદકુમાર.

ગોવાળિયા મંડળી મળી, ઉભી ગોવર્ધનને માથ;
કૃષ્ણ આરોગે રુડો કરમદો, આહીરડાંની સાથ.
ચાખે ને ચખવી જુવે, વહાલો પીએ પીવડાવે ખીર;
જમી જમાડી પોતે જમે, હરિ હળધર કેરો વીર.
બમણું તે લે વહાલો વેંહેચતાં, તતક્ષણ આરોગી જાય;
જેનું દેખે વહાલો વાધતું, તેનું પડાવી ખાય.
ગાયો હીંડી ગોવર્ધન ભણી, જીરે ક્ષણું એક લાગી વાર;
વારો આવ્યો પ્રભુ તમ તણો, તમો વાળોને દીનદયાળ.
કર ગેંડી લઇ ઉભા થયા, ધાડે સ્વરે બોલાવી ગાય;
હીંડે વૃંદાવન શોધતા, ચૌદ ભુવનનો રાય.
સિંચાણી બગલી ને સારસી, પારેવી ચાતોર મોર;
પીળી ધોળી ને કાજળી, બોલાવે નંદકિશોર.
ગોવર્ધન ચઢી વાહાલે ચિંતવ્યું, દૂર દીઠી અનોપમ નાર;
તેજે ત્રિભુવન મોહી રહ્યાં, જીરે નરખે નંદકુમાર.
દોડી વહાલો પહોંચી વળ્યા, પુછ્યું કેની તમો છો નાર;
હીંડો છો સૌ મલપતી, નચવો ઘુંઘટમાં નેણ ઝલકાર.
છો રે રંભા કે રે મોહની, કે છો રે આનંદ કે ચંદ;
કે રે પાતાળમાંની પદ્મની, એવો વિચાર કરે ગોવિંદ.
નહિ રે રંભા નહિ રંનાદેવી, જી રે નહિ આનંદ કે ચંદ;
વ્રખુભાનની કુંવરી છું, રાધે બાળમુકંદ.
ગોકુળ મથુરાં જાઉં આવું ને, શું રે થયા અજાણ;
હું રે ગોકુળની ગોવાલણી, પ્રભુ ના આપું મહીનાં દાણ.
મુખ ભર્યું એનું મોતીએ, જી રે અમર વાસિક વેખ;
સુંદર સોહિયે રાખડી, નયણે કાજળ રેખ.
ચૂડી મુદ્રિકા ને બેરખી, મુખે ચાવંતી તંબોળ;
વૃન્દાવનમાં સંચર્યાં, જી રે સજીને શણગાર સોળ.
મોર મુકુટ વાહાલે શિર ધર્યો, મકરાકૃત કુંડળ કર્ણ;
પીતાંબર વાહાલે પેહેરિયું, જાણે ઉપમા મેઘજ વર્ણ.

કેસરનાં તિલક શિર ધર્યાં, પેહેરયો ગળે ગુંજાનો હાર;
પાલવ સાહ્યો પીતાંબરે, દાણુ આપ્ય ને જાની નાર.
મુખ આડો પાલવ ગ્રહી, તાણ્યાં ભવાનાં બાણુ;
નયન કટાક્ષે નિહાળીને બોલી, "પ્રભુ શાનાં માગો છો દાણુ?"
કનક કલશ તારે શિર ધર્યો, નિરખે તે નંદકુમાર;
આંખો નચાવે શાનિયે, શીખ ન માનું લગાર.
કોણે તે દાણી બેસાડિયો, જી રે કોણે લીધી છે છાપ;
આણે મારગ જાઉં એકલી, હું તો કોને ન દેવું જબાપ.
નવ રે દીઠું નવ રે સાંભળ્યું, જી રે અમને શાને વિપરીત;
દાણ માગો કેવાં દૂધનાં, કોને કીયા તે દેશની રીત.
આધેવાયાં નથી અમ સાથે, કે નથી બળદ કે પોઠ;
એક બે ટકાનું ગોરસડું, તેમાં શાની તે માગો ગોઠ.
ગંગા ને જમુના વચે, જી રે ચોકી બેસે આદ;
માણુસ જોઈને માગીએ રે, જેવો માલ તેવી રે જકાત.
વિત કેટલું છે દાણુનું, જી રે જોતા નથી એમાં માલ;
દાણુનું લેખું નથી રાધે, સહસ્ર કોટી કે મોઘી માલ.
બોલ્યા રાધા રાણી, હૈડે રીસ આણી, ઘેલા ગોવાળા ઘેર;
છબીલે મોહીની નાંખી ત્યારે, રાધે થઈ પેર પેર.
હાર આપું હૈડાતણો, જી રે ઘરાણે મૂકું ઝાલ;
મથુરામાંથી આવીને, છોડાવી લેઈશું કાલ.
તે વિદ્યા તો શીખ્યા નથી, નથી ભણ્યા કોની પાસ;
હાથમાંથી હરાવીને પછે, કયાં માંડિયે અભ્યાસ.
કૃષ્ણજી પ્રત્યે બોલ્યાં રાધિકા, જી રે ખોટી થાઉં છું હાલ;
મન મનાવોને માવજી, વાઓને વીણા રસાળ.
કૃષ્ણજીએ વેણુ વાઈનિ, જી રે રાધે કીધાં રળીયાત;
હસી હસી પૂછે હે સખી, સંભળાવો નવલી વાત.
દાણુલીલા ગાઇશુંજી રે, હોસે વૈકુંઠ વાસ;
ગાયે શીખે ને સાંભળે, નરસંઇયો હરિની પાસ.



# સુદામા ચરિત્ર.



## પદ ૧ લું.

જદુપતી નાથ તે, મિત્ર છે તમતણા, જાઓ વેગે કરી કૃષ્ણ પાસે;
પ્રીત પૂરવતણી, હેત ધરશે હરિ, મનના મનોરથ સફળ થાશે. જદુપતિ.
ઘેર બાળક સહુ, દુઃખ પામે બહુ, અન્ન ને વસ્ત્રથી રહે છે ઊણા;
નિરધન સરજિયાં, પુણ્ય કીધા વિના, કર્મના દોષ તે આવી પૂગ્યા. જદુપતિ.
જદુપતિ જાદવો, ભક્તિવશ માધવો, કરશે કરુણા પ્રભુ દીન જાણી;
ગોમતીસ્નાનથી, કોટી અઘ નાશશે, નિર્ખતાં કૃષ્ણને પ્રેમ આણી. જદુપતિ.
કૃષ્ણને હળીમળી, શીઘ્ર આવો વળી, જાણશે દુઃખ અંતરજામી;
વિનતિ મનમાં ધરો, આળસ પરહરો, સહાય થાશે નરસૈંનો સ્વામી. જદુપતિ.

## પદ ૨ જું.

સાંભળો ભામિની, કાન ધરિ કામિની, કવણ કહાવું હું કૃપણ પાપી;
ત્રિભુવન નાથ તે, મહિપતી માધવો, કેમ બોલાય ત્યાં વાત ચાંપી. સાંભળો.
દિવસ ઝાઝા થયા, બાલપણને ગયા, નરપતિ નવ પ્રીછે પ્રીત જુની;
દુર્બલ રંક હું, ભિક્ષુક બાપડો, નવ લહું ચોકશી ખોટી ચુની. સાંભળો.
ઉગ્રસેન અક્રુર, ઓદ્ધવ છે ત્યહાં, બળિભદ્ર ને અનિરુદ્ધ પાસે;
કોટી જોદ્ધા જ્યહાં, ઉભો રહીશ ક્યાં, કોણ આવી મ્હારો હાથ સહાશે. સાંભળો.
જડિત રત્નો મણિ, કાંતિ ભાસે ઘણી, તિમિર નાવે તેની જ્યોત પાસે;
ત્યાં કેમ બોલી શકું, વેણ વદતો થકું, ધમણ ધમતો રહું શ્વાસોશ્વાસે. સાંભળો.
મૌન બેસી રહો, સુખદુઃખ સઉ સહો, ભોગવો કર્મ જે ભાગ્ય ચોટ્યું;
દુર્જિન લોક તે, છોને લવતાં રહે, નરસૈંના સ્વામીનું બિરદ મોટું. સાંભળો.

### પદ ૩ જું.

સ્વામી સાચું કહ્યું, બોલવું નવ રહ્યું, કંથનાં વચન તે વેદ વાણી;
ભવતણું નાવ તે, ભક્તિ ભૂધરતણી, તેહ હું પ્રીછવું સ્નેહ આણી. સ્વામી.
નથિ હરિ વેગળા, ભક્તિ ભાવે મળ્યા, રાય ને રંક તે એક ઘાટે;
લખપતી કોટિધ્વજ, મંન નાણે રતી, શક્ર સરિખા ત્યાંહા નહિરે સાટે. સ્વામી.
બ્રહ્મણ્ય દેવ, દયાળ શ્રીકૃષ્ણજી, નિજ જન જાણિને સૂધ લેશે;
પ્રીતની રીતે, જાય નહિ વીસરી, બાળલીલાતણાં ચરિત્ર કહેશે. સ્વામી.
"નથી કાંઈ ઓઢવા, ભેટ લેઈ જવા, કેમ કરી જાણશે કૃષ્ણ કામી;
દત્ત (?) નથિ આપણું, વદન લજામણું, નિરખતાં લાજે નરસૈંનો સ્વામી." સ્વામી.

### પદ ૪ થું.

વીનતિ વળી કહું, ભેટ લાવી હઉં, પોતિયે તાંદુલ ગાંઠ બાંધો;
જાણશે થોડે ઘણું, ભાવ ભોજનતણું, ધન્ય કૃષ્ણસું સ્નેહ સાંધો. વીનતિ.
ભિલડીનાં બોર તે, ભાવે આરોગિયાં, જૂઠું અન્ન આહિરનું લીધું;
ભક્ત વિદુરની, ભાજી ભાવે જમ્યા, ભૂપનું નોતરું પાછું કીધું. વીનતિ.
પેરે પેરે પાંડવ, કષ્ટ નિવારિયાં, ભક્ત કારણ કંઈ દુષ્ટ તાર્યા;
ઊંચ ને નીચનું, એને છે પારખું, પતિત અધર્મી કંઈ કોટી તાર્યા. વીનતિ.
ભક્તિવશ વિઠ્ઠલો, સંત સાથે મળ્યો, સમોવડને નવ ચૂકે ટાણે;
સંત સમરે ત્યહાં, આવી ઉભો રહે, ભક્તના મનતણો ભાવ જાણે. વીનતિ.
જાઓ વેગે કરી, નિરખો મુક્તિપુરી, ધન્ય ધન્ય તારુણી સ્નેહ ન્યાળો;
નરસૈંના નાથને, નિરખો નિશ્ચય કરી, કામનિયે કંથને બાંહે ઝાલ્યો. વીનતિ.

### પદ ૫ મું.

ચાલિયો વાટમાં, જ્ઞાનીના ઘાટમાં, મિત્ર મોહનતણું નામ લેતો;
ધન્ય એ નાર, અવતાર સફલ કર્યો, કૃષ્ણ હે કૃષ્ણ મુખ એમ કહેતો. ચાલિયો.
માગવું મૃત્યુ, પ્રમાણ છે પ્રાણિને, લોભ કીધે ત્યાંહાં પ્રીત તૂટે;
કહ્યું મેં અબલા, સૂખે બેસી રહો, માગતાં તો બધો મર્મ છૂટે. ચાલિયો.
માગિયું મેં નથી, શું મુખે કહું કથી, ભોગવું કર્મ જે ભાગ્ય લાવ્યો;
શ્રીપતિનાથે મને, રંક સરજાવિયો, એમ કરતો દ્વિજ દ્વાર આવ્યો. ચાલિયો.
આવી ઉભો રહ્યો, કંઠ ગદગદ થયો, કોટી સૂરજ શશિ જ્યોત ભાસે;
ઉર દયા આણીને, હરિજન જાણિને, પોળિયે જઇ કહ્યું કૃષ્ણ પાસે. ચાલિયો.

મંદિરે તેડિયા, ચાહીને ભેટિયા, ત્રિવિધિના તાપ તે સર્વ નાઠા;
હેમસિંહાસને, લેઇ બેસાડિયા, તાણતાં વિપ્રનાં વસ્ત્ર ફાટાં. ચાલિયો.
તેલ ફૂલેલ, મર્દન કરાવિયાં, શુદ્ધ ઉષ્ણોદકે સ્નાન કીધું;
કનકની પાવડી, ચરણ આગળ ધરી, કૃષ્ણે ચરણોદક શીશ લીધું. ચાલિયો.
પુનિત પિતાંબર, પહેરવા આપિયું, કનકને થાળે પકવાંન દીધાં;
ભાવતાં ભોજન, કૃષ્ણ હાથે કર્યાં, લીધું આચમન ને કાજ સિધ્યાં. ચાલિયો.
કૃષ્ણે પલંગપર, પોતે પધરાવિયા, દધિસુતા વીંજણે વાયુ ભરતાં;
સત્યભામાદિક, નારી નિરખી રહી, નરસૈંનો નાથ પદસેવ કરતાં. ચાલિયો.

## પદ ૬ ઠું

ભાગ્ય જો જો બાઈ, કૃપણ ભિક્ષુકતણું, રુક્મિણી આદિ સૌ નારી બોલે;
હળધર જોગ્ય તે, ભોગ પહોંચાડિયા, અજ અંબરીષથી અધિક તોલે. ભા.
આ કૃપણરૂપ તો, પ્રગટિયું ક્યાં થકી, વસ્ત્ર મેલાં દિસે કર્મ ફૂટ્યો;
ત્રિગુણને દુર્લભ, સેજ રચનાતણી, વશ કરી નાથને પાપ છૂટ્યો. ભા.
અંગ અતિ કમકમે, ધમણ મ્હોડે ધમે, ઉધરસે ને વળી નાક લૂતો;
જો જો કૌતક હરી, દેહ દશા ફરી, કૃપણ તે કૃષ્ણને સંગ સૂતો. ભા.
પહોડીને ઉઠિયા, સ્નાને બેસાડિયા, વદન પખાળવા નીર દીધું;
કનક ઝારી ભરી, શીત જળ આપિયું, કનક કટોરે તે પાણી પીધું. ભા.
શ્રીમુખે બોલિયા, ક્હોને બાંધવ તમો, બ્રહ્મચારી કે ગૃહધર્મ કીધો;
કુશળ છે બાલગોપાલ સહુ તમતણાં, ભાગ્ય મોટું મને ચિત્ત લીધો. ભા.
ગૃહસ્થના ધર્મમાં, હુંય વળગી રહ્યો, હું તે મારી વળી ગત્ય ભૂલ્યો;
મિત્ર સુદામાની, શુદ્ધ લીધી નહીં, કામિની કેફમાં હું જ ડૂલ્યો. ભા.
સાંદીપનિ ગોરને, ઘેર આપણ ભણ્યા, ધન્ય ધન્ય દિવસ તે સફળ ક્હાવ્યો;
એક રેણી રહ્યા, વન વિષે આપણે, સર્પણ ભાંગતાં મેઘ આવ્યો. ભા.
અન્ન લીધા વિના, ભૂખ્યા બેશી રહ્યા, ગોરાણીએ આપણી પીડ જાણી;
વિસરી ગયું છે કે, વીર તને સાંભરે, સાંદીપનિ ગોરની અચળ વાણી. ભા.
ભાભીએ ભેટ જે, મોકલી મુજ ભણી, ભાવશું ભાઈ તે લાગે મીઠી
સંકોચતો ગાંઠડી, વિપ્ર આવી ધરે, નરસૈંના સ્વામીએ નજરે દીઠી. ભા.

## પદ ૭ મું.

છપ્પન ભોગ જ્યાં, ક્વણુ તાંદૂલ ત્યાં, આપતાં ઊર સંકોચ આવે;
જે રે જોઇએ તે, આવી મળે કૃષ્ણુને, તાંદૂલ ભેટ તે તુચ્છ કહાવે. છ.
( પણ ) ધાઈલીધા હરી, મૂઠી તાંદૂલ ભરી, પ્રેમે આરોગિયા તૃપ્તિ પામી;
ઇંદ્ર કુબેરથી, અધિક વૈભવ કર્યો, રુક્‌મિણી કર ગ્રહ્યો શીશ નામી; છ.
એક રહ્યાં અમો, એક બીજા તમો, ભક્તને અઢળક દાન કરતાં;
પ્રેમદાએ પ્રેમનાં, વચન એવાં કહ્યાં, હાથ સહાયો ત્રીજી મૂઠી ભરતાં. છ.
વનિતા વચન તે, વિપ્ર સમજ્યો નહીં, ચાલવા ઘર ભણી શીખ માગી;
નરસૈંને નાથે, દુર્બળપણું ટાળિયું, ભૂખનાં દુઃખની ભીડ ભાગી. છ.

## પદ ૮ મું.

વિપ્ર ચાલ્યો વળી, કૃષ્ણ સાથે મળી, ચિત્તમાં શોચી વિચાર કરતો;
આપ્યું તો કાંઈ નહીં, ત્રિઠ જાણી નહીં, તે તણો શોચ હૃદયે જ ધરતો. વિપ્ર
અષ્ટ મહા સિદ્ધિતણી, રિદ્ધિ નવ નિધિતણી, સંપત્તિમાં રહ્યો ભોગ માણી;
કામની કથને હું, દ્વારિકાં આવિયો, અમતણી ત્રીઠ તો નવ્ય જાણી. વિપ્ર.
બાલ ગોપાલ જે, વાટ જોતાં હશે, તેહને જોઈ અમો શુંય કહેશું;
મિત્ર મોહનતણું હેત જ્યારે પૂછશે, કામનીને ઉત્તર કેમ દેશું. વિપ્ર.
એમ ચિંતા કરે, નેત્રથી નીર ઝરે, કર્મની વાત મનમાંહિ ધારી;
નરસૈંનો નાથ તો, અતિ ઘણો લોભિયો, પીતાંબરી પણ લીધી ઉતારી. વિપ્ર.

## પદ ૯ મું.

ધન્ય તું ધન્ય તું, રાય રણછોડજી, દીન જાણી મને માન દીધું;
નહિ મુંજ જોગ તે, ભોગ પહોંચાડિયા, આજ અંબરીષથી અધિક કીધું. ધન્ય.
કનકને આસને, મુજને બેસાડિયો, રુક્‌મિણી કૃષ્ણુનો હાથ સહાતાં;
હેત કરિ કરિ હરિ, ચરણ તળાંસિયાં, ખટરસ ભોજન ખાંતે ખાતાં. ધન્ય.
બાલપણાંતણો, સ્નેહ નવ વિસરિયો, મિત્ર મોહનતણી પ્રીત સાચી;
હેતથી હળી મળી, માન દીધું મને, રંક બેસાડિયો કનક માંચી. ધન્ય.
ધન્ય ધન્ય કૃષ્ણજી, સંત સેવા કરી, ધ્યાન ધરતો હું નિજ દ્વાર આવ્યો;
રત્નજડિત મણિ, ભવન શોભા ઘણી, દેવ શું દ્વારિકા આંહિ લાવ્યો. ધન્ય.

કનકની ભૂમિ ને રત્નના થાંભલા, અર્કની જ્યોત ઉદ્યોત દીસે;
ખાન ને પાન વિહાર સ્થાનક ઘણાં, કામની નિરખતાં કામ હીસે. ધન્ય.
સપ્ત નવ વરસની, દીઠી ત્યાં સુંદરી, નારી નવજોબના બહુ રૂપાળી;
સોલ શણુગાર તે, અંગ સુંદર ધર્યા, દેવ વિમાનથી રહ્યા નિહાળી. ધન્ય.
સહસ્ર દાસી મળી, દીશે વીંટી વળી, કામની કંથની પાસ આવી;
સ્વામી રે સ્વામી હું, દાસી છું તમતણી, ચાલો મંદિર વિષે પ્રેમ લાવી. ધન્ય.
ગોમતી સ્નાન કરિ, કૃષ્ણજી નિરખિયા, પુણ્ય પ્રકટ થયું પાપ નાઠું;
તેથકી સમૃદ્ધિ આ, સકલ તે સાંપડી, મટી ગયું આપણું ભાગ્ય માઠું. ધન્ય.
કૃષ્ણ કહેતા તે, નિજ ધામ પધારિયા, નવલ જોબન થયાં નર ને નારી;
વિનતિ ઉચારતાં, રજનિ વીતી ગઈ, નરસૈંના સ્વામીની પ્રીત ભારી. ધન્ય.





# રાસ સહસ્રપદી.



## પદ ૧ લું–રાગ મલહાર.

કામની સર્વ ટોળે મળી, માંડયો વંદ્રાવન રાસ;
બાવના ચંદન છાંટણાં, રમે માધવ પાસ. ૧
રાસક્રીડા રમે માનની, ગુણ ગાએ ગોવિંદ;
કોકીલા કંઠે સ્વર કરે, સ્થિર થઈ રહ્યો ચંદ. ૨
કાછ વાળ્યા સર્વ કામની, સોહે સકળ શણગાર;
હાર હૈયાના લેહેકતાં, ઝાંઝરના ઝમકાર. ૩
પલવટવાળી પટોલડી, ગોરી શામળી નારી;
કુંડળાકાર કરી રહી, મધ્યે આણ્યા મોરારી. ૪
ત્રિભુવન ચર્ણે ચાલતાં, થાય દ્રમદ્રમકાર;*
પગતણા પ્રહાર વાજી રહ્યા, કોય ન લહે પાર. ૫
શબ્દ કોય કેના શુણે નહીં, બોલે જુજવી વાણી;
રોહીણી પતિ રહે સ્થિર, ખટમાસી રાત્રી વેહાણી. ૬
બ્રહ્મ શારદા આદે થઈ, દેવો જોવે છે રંગ;
નાદ નિરઘોષ વાજી રહ્યા, તાલી તાલ મૃદંગ. ૭
મુનિ જન મન વિમાસી રહ્યા, ધન ધન કૃષ્ણાવતાર;
નરસૈંયાચા સ્વામિ જુગમે, પ્રગટીયા તે નિરધાર. ૮

## પદ ૨ જું.

વંદ્રાવનમાં માનની, મધ્યે મોહન રાજે;
કંઠે પરસ્પર બાહુડલી, ધૂન નેપુર વાજે. ૧

*ધમધમકાર

એક એક આગે આલાપતી, એક નાચતી રંગે;
એક મધુરે સ્વર ગાઇને, તાલ આપે રંગે. ૨
એક આલિંગન લઈ ઉર ધરે, ભીડે ભામની ભાવે;
શ્રમજળ વદને ઝળકતાં, શામા શામ સોહાવે. ૩
મરકલડાં કરીને કૃષ્ણને, ભલા ભાવ જણાવે;
થૈ થૈ થૈ કરે પ્રેમે, ઉરના હાર હુલાવે. ૪
કામી કૃષ્ણ ત્યાં સંચરે, નાદ નિગમનો થાય;
મંડળ માંહે મલપતાં, વહાલો વાંસલી વાય. ૫
હાર કુસુમના પહેર્યા, * * *
ચુવા ચંદન ચરચીયાં, વાધ્યો પ્રેમ રસાળ. ૬
તાળી દેતાં તારુણી, ઝાંઝરનો ઝમકાર;
કટિ કિંકણી રણઝણે, ઘુઘરીના ઘમકાર. ૭
ધનરે ધન એ સુંદરી, ધન શામળવાન;
નરસૈંયો ત્યાં દીવી ધરી રહ્યો, કરે હરીનું ગાન. ૮

## પદ ૩ જું.

લીલા માંહે લલવતો, કૃષ્ણ કામનીને સંગે;
વંદ્રાવન માંહે મલપંતો, વાધ્યો મહારસ રંગે. ૧
મનમથે માન મુકાવીયું, કરી રમણ રસાળ;
નાચંતાં નેહ ઝડ લાગી રહી, ગાય ગોપી ગોપાળ. ૨
પ્રેમદા પિયુને અંગ મળી, કરે પ્રેમ રસ પાન;
વહાલાને વહાલે રીઝવ્યો, મુકી મન થકી માન. ૩
કરસું કરગ્રહી કામની, કરે કૃષ્ણ શું વાત;
આનંદ અંગે ઉલટ્યો, રમે નવી નવી ભાત. ૪
જે જે શબ્દ સુરી નર કરે, વરસે કુસુમ અપાર;
નરસૈંયો સુખી લેહેરમાં, જ્યાં કરે કૃષ્ણ વિહાર. ૫

## પદ ૪ થું.

વંદ્રાવનમાં વિઠ્ઠલો, વાહે વેણુ રસાળ;
તેમ તેમ તારુણી સ્વર કરે, તાળી મેળવે તાળ. ૧

રાસમંડળ મધ્યે મહાવજી, ઝળકે મુગટ અપાર;
એક એકને કંઠે બાહુડી, નાચે નેહ ભરી નાર. ૨
ઉર પર ચોળી ચમકતી, સોહે જુજવી ભાત;
ચીર ને ચરણા ચુંદડી, રમે માઝમ રાત. ૩
ચતુરાં ચંપકવેલના, ગુંથે પ્રેમસું હાર;
મરકલો કરીને માનની, આરોપે નંદકુમાર. ૪
અંગો અંગે ભળી રહી, વારે * * *
તનમન પ્રાણરૂપ કીધાં વહાલે,પુજવાં શામસુજાણ. ૫
ફરે રે ભમરી પ્રબળ પ્રેમદા, ઘમકે ઘુઘરી પાય;
ઉરપર હાર શોહે ઘણા, ઉલટ અંગ ન માય. ૬
જેહના મનમાં જે વદે, * પુરે તેની આશ;
માનની મોહન રંગે રમે, ધન ધન આસુ માસ. ૭
ધન ધન આ અવતાર ભલું, ધન ધન ગોકુળ નાર;
નરસૈંયાચા સ્વામિ ધન તમો, ધન ધન એ વિહાર. ૮

## પદ ૫ મું.

શરદ સોહામણો ચાંદલોરે, ને સોહામણી નાર રે;
કેલિ કરંતી કૃષ્ણસું, કરે થૈ થૈ કાર રે. ૧
એક આગળ આવી કરી, કરે સન્મુખ શાન રે;†
રસ માંહે રીઝવે નાથને, મેળે તારુણી તાન રે. ૨
અંબર અંગે ઝળકતાં,ભામની નેણે નેહ જણાવે રે;
ભમરી દેતાં ભામની, શિશ મુગટ શોહાવે રે. ૩
મરકતાં ‡ મનસું કરે, દેતાં અન્યોન્ય તાળી રે;
પ્રેમદાને પ્રેમ અતી ઉલટચો,કૃષ્ણ વદન નિહાળી રે. ૪
તાલ મ્રદંગ ધૂન અતી ઘણી,ઉલટયો અંબર ગાજેરે;
ગાન કરીને ગજગતીએ, ઝીણાં ઝાંઝર વાજે રે. ૫
ધન રે રમત રસ ચઢી, વાધ્યો અતી આનંદ રે;
માંહોમાંહે મલપતાં, વચમાં ગોપી ગોવિંદ રે. ૬

* ધરે. † કરે સન્મુખ આવવા શાન રે. ‡ મરકલડાં.

ધન ધન લીલા કૃષ્ણુની,જોતાં હૈયે હર્ષ ન માય રે;
* * * * ૭
બ્રહ્મા ઇંદ્ર આનંદે હઇ,કહે ધન્ય નારી ને નાથ રે;
નરસૈંયાને કરુણા કરી, ગ્રહ્યો કૃષ્ણુજીયે હાથ રે. ૮

પદ ૬ ઠું.

પ્રેમ પ્રબળ શું પ્રેમદા, કરે કૃષ્ણુ શું કેલ રે;
વંદ્રાવન રળીયામણું, વાધી રંગની રેલ રે. ૧
રણુઝણુ રણુઝણુ રણુઝણે,દ્રમકે પગતણા પ્રહાર રે;
નાચંતાં નાચંતાં નારને, વાધ્યો હર્ષ અપાર રે. ૨
સોળ કળા શશીયર થયો, જાણે ઉધ્યો ભાણુ રે;
મંડળ માંહે માનની ગાએ, મધુરી મધુરી વાણુ રે. ૩
હળવે આવી કૃષ્ણુને, અબળા ઉરપર દાબે રે;
કંઠે વળગી કામની, અંતર કાંઈ ન રાખે રે. ૪
પૂરણુ પ્રીત પામ્યાં સૌ, સુંદરી ને શામ રે;
મન ગમતો રહી મહાલતો, કીધો પૂરણુ કામ રે. ૫
ભામણાં લઈને નાથનાં, જોબનમાતી નાર રે;
નેણે નેણુ મેળાવીને, અરપે કુસુમના હાર રે. ૬
વેંધાણી વંશ વાજતાં, શુદ્ધ ન રહી અંગ રે;
મહારસ માંહે ઝીલતાં, ગોપી ને ગોવિંદ રે. ૭
* * * *
નરસૈંયો નેણે નિહાળી, કરતો ગોવિંદ ગાન રે. ૮

પદ ૭ મું–રાગ ગોડી.

છાની કેમ રહું, વન વેણુ વાજે;
સાંભળતાં અંગે, અનંગ જાગે. ૧
કાનનાં કુંડળ, પાઉલે ઘાલી;
નેહની વેધી, ગોપી વન ચાલી. ૨
નેહ નીછરાએ, વિઠ્ઠલો પામી;
ભક્તવત્સળ મળ્યો,નરસૈંયો સ્વામી. ૩

### પદ ૮ મું–રાગ સામેરી.

ઝાંઝરી ઝમકંતે, શામા શણુગટડો વાળે રે;
મરકલડેશું માન ધરીને, નારી નાથ નિહાળે રે. ૧
સેજડીએ રંગ રમતાં રામા, વહાલાને વશ કીધો રે;
સુરતસંગ્રામે સન્મુખ થઇને, આનંદે ઊર લીધો રે. ૨
વિવિધ વિલાસ કરંતી કામા, કંઠે બાહુડલી વાળી રે;
નરસૈંયાચા સ્વામિચે સંગમ, મેહેલો અંતર ટાળીરે. ૩

### પદ ૯ મું.

ઝાંઝરીયાં ઝમકતે, લટકતે બાહુડી લો'ડે* રે;
સાન કરીને સન્મુખ શામા, શણુગટડો સંકોડે રે. ૧
વાત કરીને વહાલા સાથે, લટકે દેતી તાળી રે;
હળવેશું લઇ ઉરપર આણે, કંઠે બાહુડલી વાળી રે. ૨
મનગમતું મ્હાલે મોહનશું, માનનિ માનને વારી રે;
નરસૈંયાચો સ્વામી રીઝવીયો, સુંદર સેજ સમારી રે. ૩

### પદ ૧૦ મું.

ઝાંઝર ઝમકે ને ખળકે ચુડી, વહાલાશું રમતાંરે;
પીન પયોધર ઉરપર રાખી, અધર અમૃતરસ પીતાંરે. ૧
નલવટ ટીલી ને ઝાલ ઝબુકે, નેણે કાજળ સાર્યુંરે;
મારો વહાલો સામું જુવે, તન મન ઉપર વારુંરે. ૨
મા'જમ રેણી મ્હારસ માંહે, વહાલો વાદે ચઢીયારે;
નરસૈંયાચો સ્વામિ મનમોહન, મ્હારી સેજે શોહીયારે. ૩

### પદ ૧૧ મું.

ઝાંઝર ઝમકે તાળી દેતાં, શામળીયાને સંગેરે;
મરકલડો કરી વદન નિહાળે, ઉલટ વાધ્યો અંગેરે. ૧
સકળ સણુગાર થયો મનગમતો, વહાલો પ્રેમે જોવેરે;
મલપંતો હિંડે મંદિરમાં, તેમ તેમ મનડું મોહેરે. ૨
મેં વહાલાને સરવસ સોંપ્યું, અવર ન જાણું કાંઇરે;
નરસૈંયાચો સ્વામી સન્મુખ, વહાલે લીધું સાંઇરે. ૩

* લો'ડે=હાલે. લોહોડવું=હાલવું.

## પદ ૧૨ મું.

ઝાંઝરીયાં ઝમકતે પિયુને, તારુણી તાળી દેતી રે;
મરકલડો કરી [illegible] મચકોડે, માનની માન ધરેતી રે. ૧
સેજ સમારી [illegible], ભાવે ભામની ભાવે રે;
વહાલા કે[illegible], નારી નેણુ નચાવે રે. ૨
મહારસ [illegible] પ્રેમદા પ્રેમે, શણુગટડો સંકોડે રે;
ભણે નરસૈંયો ચાંપડું લેવા, હળવે આળસ મોડે રે. ૩

## પદ ૧૩ મું.

ઝાંઝરીયાંને ઝમકે રે, ઠમકે નેપૂરીયાં વાજે રે;
શામળિયાને સંગમ રમતાં, માનની મચ્છર છાજે રે. ૧
લટકે બાહુ લો'ડાવે, શામા, હંસ તણી ગત ચાલે રે;
મોહી રહી સુંદર વર જોતાં, મદભરી માનની મહાલે રે. ૨
રાખડલી ઝળકતી દીસે, ગોફણુલે ઘુઘરડી ઘમકે રે;
ભણે નરસૈંયો નલવટ ટીલી, કાને ઝાલ ઝબુકે રે. ૩

## પદ ૧૪ મું.

ઝાંઝરીયાં ઝમકાવી કામા, કંઠે બાહુડલી વાળી રે;
અધર અમૃતરસ પાન કરંતાં, ઉરનો અંતર ટાળી રે. ૧
માનની માતી પિયુ રંગ રાતી, આનંદે અંગ ઓપે રે;
મગન થઇ મોહનની સાથે, શામા સરવસ સોંપે રે. ૨
ઉલટચો અંગ અનંગ અતિ ભારી, સારી પેરે સુખ લીધુંરે;
નરસૈંયાચો સ્વામિ ભોગવતાં, કાજ કામની સિધ્યુંરે. ૩

## પદ ૧૫ મું.

ઝાંઝરીયાં ઝમકાવતી, ગોરી ગજગતિ ચાલે રે;
મરકલડો કરી વહાલા સન્મુખ, શણુગટડો વાળેરે. ૧
જડીત્ર વિશાળ જાળીઆળી, કાને ઝાલ ઝળકતી રે;
ભામની ભાવ ધરીને પિયુશું, ચંચળ નેણે જોતી રે. ૨
લીલાંબર સોહે અંગ અબળા, માંહે ચંપાવરણી ચોળી રે;
નરસૈંયાચો સ્વામિ ઉરપર લીધો, કંઠે બાહુડલી વાળી રે. ૩

### પદ ૧૬ મું.

ઝાંઝરીયાંને ઝમકેરે, શામા સેજડીએ આવેરે;
નેપુરીયાંને રણુકે ઠમકે, લટકે બાહુ લોડાવેરે. ૧
શિરપર સોહે રાખડલી, જાણે પુત્ર પનોતીરે;
નેણે નેણ સમાર્યાં શામા, નાકે અનોપમ મોતીરે. ૨
હળવે આવી ઉરપર લીધો, કામાનીકંઠ વિલાગીરે;
નરસૈંયાચા સ્વામિચા સંગ રમતાં, નેણે નેટ ઝડ લાગીરે. ૩

### પદ ૧૭ મું.

ઝાંઝરને ઝમકે ઝણુકે, તારુણી તાળી દેતીરે;
આનંદ વાધ્યો અબળા અંગે, શામળીયો ઉર ધરતીરે. ૧
પ્રેમ ધરી પાતળીયા સાથે, રેણી રસમાં રમતીરે;
વહાલા કેરું વદન નિહાળી, મરકલડે મન હરતીરે. ૨
ચંચળ નેણે ચિતડું ચોરી, સેજે રમતાં જીતીરે;
નરસૈંયાચા સ્વામિચે સંગમ, રજની રંગ ભર વીતીરે. ૩

### પદ ૧૮ મું.

ઝાંઝરીયાં ઝમકાર કરે, રે વીછુડા વાગે વાદે રે;
બાહુડી કેરાં કંકણ ખલકે, બોલંતી ભર નાદે રે. ૧
રાખડલી રત્નમે ઓપે, વેણી વિશાળી ઢળકે રે;
આછુ અંબરશિરપર ઓઢી, શેષ નાગ જેમ સળકે રે. ૨
હંસાગમની હંસગતિ ચાલે, ચર્ણ તળે ચીરચાંપે રે;
ઉરમંડળપર અબળા સોહે, મુનીજનનાં મન કાંપે રે. ૩
સકળ શણુગાર સોહે શામાને, શામતણે રંગ રાતી રે;
નરસૈંયાચા સ્વામિને મળવા, નિશા એકલડી જાતી રે. ૪

### પદ ૧૯ મું.

ઝાંઝરને નાદે રે નારી, નરવરની ચાલે રે;
આળસ મોડે અંગ સંકોડે, તે અંબોડા વાળે રે. ૧
પ્રેમ ઘણો પુરુષોત્તમશું, મળવા શામળની સેજે રે;
સકળ શણુગાર કરીને, આવી સાંઇડાં લેતી રે. ૨

રમતાં રમતાં અતિ રસ વાધ્યો, કરતાં અધરરસ પાન રે;
નરસૈંયાચો સ્વામિ ઉરપર લીધો, તજીને મન અભિમાનરે. ૩

પદ ૨૦ મું.

ઝાંઝરીયાં ઝમકાવતી, આવે સેજડીએ રમવા રે;
શામળીયાશું સ્નેહ ઘણો તે, અધર અમૃત રસ પીવા રે. ૧
જોબન માતી મધુરું ગાતી, નેપુરીયાં ઠમકાવે રે;
મુખ અભિમાન ધરે મૃગાનેણી, વહાલાને મન ભાવે રે. ૨
પીન પયોધર કશણુ કશીને, હળવે આલિંગન લેતી રે;
નરસૈંયાચા સ્વામિ સંગમ રમતાં, મરકલડે મન હરતી રે. ૩

પદ ૨૧ મું.

ઝાંઝરીયાં ઝમકે રે, ગોરી ગજગતી ચાલે રે;
માન ઘણું મનમાંહે ધરીને, જઇ સહીયર માંહે મહાલે રે. ૧
જડીત્ર વિશાળ જાળીઆળી, ઝાલ ઝબુકે કાન રે;
શામળીયાશું સંગમ કરવા, મુખ ધરતી અભીમાન રે. ૨
પિતાંબર પટોળી પહેરી, માંહે ચંપાવરણી ચોળી રે;
નરસૈંયાચા સ્વામિને મળવા, ચાલી ભમ્મ * ભોળી રે. ૩

પદ ૨૨ મું.

ઝાંઝરીયાને ઝમકે, અબળા આલિંગન લેતી રે;
ઉરપર રાખી રહે વહાલો, નેણે નેણ મેલંતી રે. ૧
હાસ્ય કરે હળવેશું બોલે, પિયુને પ્રેમ જણાવે રે;
સેજડીયે શામળીયા સાથે, રમતાં રુડી ભાવે રે. ૨
શાન કરીને શણગટ વાળે, મરકલડે મન મોહે રે;
વહાલા કંઠે બાહુ ધરીને, દરપણ માંહે જોયે રે. ૩
વહાલાશું વિલસંતી શામા, રેણી રસમાં માતી રે;
નરસૈંયાચા સ્વામિચે સંગમ, અધર અમૃત રસ પાતી રે. ૪

પદ ૨૩ મું.

ઝાંઝરીયાંનો ઝમકોરે, શોહે શામળીયાને સંગે રે;
માજમ રેણી અમૃત વેણી, ઉલટ વાધ્યો અંગે રે. ૧

---

* ભાભર.

કસકસતી કાંચલડી ઉપર, લટકે મુક્તાહાર રે;
નિલાંબર ઓપે અબળાને શોભંતો શણગાર રે. ૨
પ્રેમ ધરી ભુજ ભરી ભામનિ, વહાલે સેજડીયે સુખ આપ્યું રે;
નરસૈંયાચા સ્વામિ સંગમ રમતાં, શામાયે સરવસ સાંપ્યું રે. ૩

પદ ૨૪ મું.

એહવી નારીને ભોગવી જેને, ઝાંઝરનો ઝમકાર રે;
કસ્તુરી કાજળશું ભેળી, માંહે અંજનનો અધિકાર રે. ૧
વીછીડા વાજે ને નેહે આવે, નેપુરની ઝણુ વાજે રે;
કેશપાશ કુસુમે અતિ ગુંથી, પુષ્પ ઝરંતી ચાલે રે. ૨
નેણે નેહ જણાવે, સકળ શિરોમણી ભાવે રે;
નરસૈંયાચા સ્વામિચે સંગમ, રમે મીટ નમાવે રે. ૩

પદ ૨૫ મું.

ત્રાજુડે ત્રિભુવન મોહ્યા, મુનિવર મોટા રે;
રૂપસ્વરૂપ કળ્યું નવ જાયે, જાણે ઈશ્વિરી માયા રે. ૧
નિલવટ કુંકુમ પીયળ પીળી, માંહે મૃગમદની ટીલી રે;
આંખડલી અણીયલ, પાખડલી લીલા લાડ ઘેલી રે. ૨
ચંચળ નેણુ ચોદશ ચાલે, માંહે મદન ચાળો રે;
નરસૈંયાચા સ્વામિ કહું તમને, સુંદરી વદન નીહાળો રે. ૩

પદ ૨૬ મું.

મુખ જોતાં અભીમાન ધરીને, શણગટડો વાળે રે;
અડપડીયાળી આંખડલીરે, કુચ ઉપર પાલવ હાલે રે. ૧
મુખ તંબોળે ભર્યાં અતિ શોહે, કટીકોમળતા ભાવે રે;
પિતાંબર પહેરીને ચાલે, ઈંદ્રાસન ડોલાવે રે. ૨
મુનિજનકેરાં માન છંડાવે, સેજે સુરંગી ભાવે રે;
નરસૈંયાચા સ્વામિને મળવા, હસતી સંગમ આવે રે. ૩

પદ ૨૭ મું.

ચમકંતી ચાલેરે ચતુરાં, ઝાંઝરનો ઝમકાર રે;
કામની કામ ભરી ભુજ ભીડે, સંગમ નંદકુમાર રે. ૧

મછરાલી મહાલે મોહનશું, ભજતાં ભાવ જણાવે રે;
મરકલડેશું મોહ મચકોડી, નારી નેણ નચાવે રે. ૨
સેજડીએ શામળીયો પામી, વામી વેદના ભારી રે;
નરસૈંયાચો સ્વામિ રેણી સઘળી, રાખ્યો ઉરપર ધારી રે. ૩

પદ ૨૮ મું.

ચંપાવરણી ચોળી ચતુરાં, નવરંગી ફાળી રે;
મરકલડા કરી મોહન સાથે, તારુણી દેતી તાળી રે. ૧
સાન કરી શામળીયા સન્મુખ, અબળા ઉરપર લેતી રે;
અધર અમૃત રસ પીય કરીને, ભામની ભુજ ભરી ભેટી રે. ૨
સુંદર સ્નેહ સંગમ આવ્યો, ભાવે રંગ ભરી રમતાં રે;
નરસૈંયાચો સ્વામિ ભલે મળીયો, સુખ પામી સાંઇડું લેતાં રે. ૩

પદ ૨૯ મું.

શામળીયા કર કંઠ ધરીને, વનિતા વિલસે રે;
વંદ્રાવનમાં જુવતી, જીવનજોડું સુંદર દીસે રે. ૧
ક્ષણુંએક વહાલો વેણુ વજાડે, ક્ષણુંએક મધુરું ગાય રે;
શામા સાથે સ્નેહ ધરીને, ભીડે હૃદયા માંહે રે. ૨
ભોગ કરે ભોગી ભૂતળમાં, નહીં કોઈ એને તોલે રે;
ભણે નરસૈંયો ધન ધન લીલા, નિગમ નિરંતર બોલે રે. ૩

પદ ૩૦ મું.

મરકલડે મોહીરે સખી, હું મારગડે જાતાં રે;
શામળીયે મ્હારો પાલવ, ઝાલ્યો ભાવે ભીડતાં રે. ૧
દીસંતો નાનડીયો સુંદર, ક્ષણું જોબનમાં થાય રે;
માનનીયાંને મોહ પમાડે, મધુરું મધુરું ગાય રે. ૨
મનમાં જાણું એ વહાલાશું, નિશદિન રંગ ભરી રમીયે રે;
નરસૈંયાચો સ્વામિ ઉરપર રાખું, ક્ષણું અળગો નવ ટળીયે રે. ૩

પદ ૩૧ મું.

નેણ સોહાગી શામળીયો, હુંને પ્રેમ ધરી બોલાવે રે;
હળવેશું આલિંગન લેતાં, નેણે નેહ જણાવે રે. ૧

કંઠે બાહુડલી વાળી વહાલો, હું સાથે પરવરીયારે;
વાળી વાળી વદન નિહાળું, આનંદે ઉર ધરીયારે. ૨
વિવિધ વિલાસ કીધ મહારે, વહાલે વંદ્રાવન મોઝારરે;
ભણે નરસૈંયો એ રસલીલા, જાણે વ્રજની નારરે. ૩

પદ ૩૨ મું.

તે દહાડો ધન સખીરે મોરી, શામળીયો આવે રે;
રંગભર રમતાં સજની, નવલો નેહ જણાવે રે. ૧
મનગમતો શણગાર કરીને, પહેરી પટોળી સાર રે;
જેમજેમ રીઝે તેમતેમ મહાલું, સંગમ નંદકુમાર રે. ૨
ક્ષણું આંગણે ક્ષણું મંદિર માંહે,પિયુજી વિના ન સોહાય રે;
નરસૈંયાચા સ્વામિશું રમતાં,નર દુર્લભ તે મારે વશ થાયરે. ૩

પદ ૩૩ મું.

પ્રેમ ધરી શણગાર કરુંરે, શામળીયાને ભાવે રે;
પહેરી પટોળી ચોળી ચળકે, વહાલો ઉર પર ધરાવે રે. ૧
ભરજોબનમાં કામઘેહેલી, મોહન મળવા જાતી રે;
મારગડે મરકલડો કરીને, દરપણ માંહે જોતી રે. ૨
સન્મુખ આવે સુંદરવરને, હશી કર દીધી તાળી રે;
નરસૈંયાચો સ્વામિ નેણે નિરખી, કંઠે બાહુડલી વાળી રે. ૩

પદ ૩૪ મું.

રુસણલાં રમતાં લીજે, તે રુડેરાં ભાવે રે;
પિયુશું પ્રેમ ઘણોરે બેહની, મનમથ માન છંડાવે રે. ૧
તાણાતાણ ન કીજે વહાલાશું, મન ડળકતું કરીયે રે;
અંતરથી અળગું નવ કીજે, એણીપેરે રંગભર રમીયે રે. ૨
આલિંગન લીજેરે ધાઢું, જેમ વહાલો મન રીઝે રે;
નરસૈંયાચા સ્વામિશું રમતાં, માનની માન ન કીજે રે. ૩

પદ ૩૫ મું.

શામળીયાશું તાળી દેતાં, ઝાંઝરીયાં ઝમકે રે;
હળવેશું આલિંગન આપું, બાહુલડીને લટકે રે. ૧

નીલાંબર ચોળી અતી ચળકે, માહે નાનાવિધ ભાત રે;
રસમાં રાતો મહારો વહાલો, રમતાં રસાળી વાત રે. ૨
હું મહારા વહાલાજી સાથે, માન નિવારી મહાલી રે;
ભણે નરસૈંયો મરકલડેશું, કંઠે બાહુડલી વાળી રે. ૩

પદ ૩૬ મું.

ઉરપર ચોળી ચળકતી, માંહે પેહેરણ પટોળી સાર રે;
સુંદરવરને સંગમ આપી, શોભંતો શણગાર રે. ૧
નાકે મોતી નિર્મળાં સોહે, નેણે કાજળ સારું રે;
વહાલા સાથે વાત કરંતાં, મોહી રહ્યું મન મહારું રે. ૨
કુચ ઉપર કર વાહી વહાલો, આપ મુખશું ભળીયો રે;
ભણે નરસૈંયો મહારો મનોરથ, વહાલે પૂરણ કરીયો રે. ૩

પદ ૩૭ મું.

પેર પ્રીછી પાતળીયા તહારી, નેણ નિહાળી ચાલે રે;
હું એકલડી મારગ માંહે, ઉરભરશું નિહાળે રે. ૧
પીનપયોધર ગ્રેહતાં, મારે નારંગડે નખ લાગે રે;
નણદી મહારી ખરી અદેખી, સાચો ઉત્તર માગે રે. ૨
આલિંગન તો આપું મહારાવહાલા, જો અમશું અંતર ટાળોરે;
નરસૈંયાચા સ્વામિ મહારા ઉરપર, નિશદિન આવી મહાલોરે. ૩

પદ ૩૮ મું.

ત્રોરડીયાળી દેખીને વહાલે, ત્રાશકડો કીધો રે;
મુખે મરકલડો કરીને વહાલે, અધરતણો રસ પીધો રે. ૧
એકવાર મંદરથી જાતાં વહાલે, કરગ્રહી પાલવ તાણ્યો રે;
આલિંગન લીધું મહારે વહાલે, સેજ સુરંગી માણ્યો રે. ૨
સર્વ અંગે સુખ પામી બાઇ રે, હ્રુદયાભ્યંતર લીધી રે;
નરસૈંયાચો સ્વામિ ભલે મળીયો, આપ સરીખડી કીધી રે. ૩

પદ ૩૯ મું.

આજ સખી શામળીયે, મુજશું સાન કરીને જોયું;
મારગડે મરકડો કીધો ત્યાં, મહારું મન મોહ્યું. ૧

સહી સમાણિ સાથે હુતી, તેહમાં હુને બોલાવી;
વૃંદ્રાવનમાં પ્રેમ ધરી વહાલે, સાંઈડું લીધું આવી. ૨
દુર્જિન સઘળાં અઢક બોલે, એ તો એમજ કરતી;
ભણે નરસૈંયો લવતાં મેહેલી, કૃષ્ણતણે રંગ રમતી. ૩

### પદ ૪૦ મું.

ઘુંઘટડામાં ગર્વ ઘહેલી, મરકલડો કરતી;
શામળીયાને સંગમ રમવા, નાનાભાવ ધરતી. ૧
ગોફણલે ઘુઘરડી ઘમકે, રાખલડી રતનાળી;
નલવટ ટીલી ને નેણ સમાર્યાં, દરપણમાંહે નીહાળી. ૨
શામળીયાની સેજે આવે, રમઝમ કરતી રામા;
નરસૈંયાચો સ્વામિ ઉરપર લીધો, કેલ કરંતી કામા. ૩

### પદ ૪૧ મું.

ઘુંઘટડો વાળી ગોરીને, સોહે સંગમ રમતાં;
શામળીયાશું સ્નેહ ધરંતી, શામા સંગમ રમતાં. ૧
કસકસતી કાંચળડી ઉરપર, લટકે નવસર હાર;
નીલાંબર પહેર્યું મનગમતું, સકળ કરું સણગાર. ૨
ચતુરાં ચિત્ત ચતુસ્વર ચરણે, વિનય કરી વિલસતી;
નરસૈંયાચા સ્વામિશું રમતાં, રજની રંગે વીતી. ૩

### પદ ૪૨ મું.

ઘુંઘટડો ગજગમનિ વાળે, ઝાંઝરને ઝમકે;
વહાલાને વશ કરતી શામા, ટીલડીને ટમકે. ૧
મોતીએ માંગ ભરાવી મન ગમતી, આંજી આંખ અણીઆળી;
વહાલા સાથે વહાલ ધરીને, કંઠે બાહુડલી વાળી. ૨
મન તણા મનોરથ પુરીયા, પ્રેમે પિયુજી પામી;
નરસૈંયાચો સ્વામિ રંગે રમીયો, ત્રેકુ વેદના વામી. ૩

### પદ ૪૩ મું.

વાંસલડી વાહીરે વહાલે, મારગડે જાતાં;
અંગોઅંગે વિંધાણી હું, મરકલડો કરતાં. ૧

આઘો આવી શામળીયે, મ્હારી લટકે બાહુડી ઝાલી;
મહીની ગોળી ધરણે ઢોળી, કંઠે બાહુડલી વાળી. ૨
અધર અમરત રસપાન કરંતાં, અંગોઅંગે ભળીયો;
ભણે નરસૈંયો મહા રસમાહે, આવી અઢળક ઢળિયો. ૩

પદ ૪૪ મું.

આવી અઢળક ઢળીયો જોની, મોહન મારગ માહે;
મ્હારે પ્રાણજીવન ધન વહાલા, રાખ્યા હૃદયામાહે. ૧
મંદીરમાં પધરાવો પ્રેમે, મોતીએ ચોક પુરાવું;
દીવડીયો અજવાળી પુરું, મંગળ ગાન કરાવું. ૨
ધન ધન રેણી આજની મ્હારે, નંદકુંવરશું રમતાં;
ભણે નરસૈંયો ધન આ જોબન, વહાલાશું અનુભવતાં. ૩

પદ ૪૫ મું.

અનુભવશું અમે અંતર ટાળી, શામળીયાને સેજે;
હુળવેશું હું ઉર પર રાખી, સાંઇડાં લેશું હેતે. ૧
નલવટ ટીલી ને નાકે કેશર, ઝાલ ઝબુકે કાને;
સકળ શણગાર કરી અંગ આપું, સંગમ શામળવાને. ૨
વહાલા સાથે વાત કરતાં, મનમાં મોદ ન માય;
નરસૈંયાચા સ્વામિ મુખ દીઠે, જોતાં તૃપ્ત ન થાય. ૩

પદ ૪૬ મું.

નેણ ભરી ભરી જોતાં વહાલો, રીઝવશું રસ માહે;
મરકલડો કરી વહાલા સાથે, મોહી રહી મન માહે. ૧
સેજ સમારું કુસુમ લઇને, પ્રેમળ પૂરણ આણું;
વહાલા સાથે વહાલ ધરીને, રેણી રંગ ભરી માણું. ૨
મન ગમતો હું મચકો કરીને, દરપણ માંહે જોઊં;
ભણે નરસૈંયો ભ્રગુટી ભાવે, વહાલાનું મન મોહ્યું. ૩

પદ ૪૭ મું.

ભ્રગુટી ભાવ કરીને વહાલો, મ્હારા ઉરપર રાખું;
સર્વસ સોંપી શામળીયાને, વિનય વચન મુખ ભાખું ૧

અંતરગતની જાણે વહાલો, પ્રેમ હોય તો આવે;
નેણે નેણ નિહાળી વહાલો, માનની માન છંડાવે. ૨
એક થઇ આલિંગન લેતાં, વહાલો અંતર તાપ સમાવે;
ભણે નરસૈંયો સંગમ સ્વાદે, અણ તેડ્યો ઘર આવે. ૩

પદ ૪૮ મું.

અણ તેડ્યો આવે મારો વહાલો, મશમશતી ઉર ધારું રે;
ભામણલાં લઉં ભાવ ધરીને, મનથી માન નિવારું રે. ૧
નીલી પટોળી અંગે મ્હારે, ચોળી ચંપાવરણીરે;
સુંદરવરને કંઠે વળગું, રસમાં જાએ રેણી રે. ૨
ભોગીને ભોગવતાં રંગ વાધ્યો, સેજ સુરંગી સોહે રે;
ભણે નરસૈંયો શામળીયો, તે મહાલંતો મન મોહે રે. ૩

પદ ૪૯ મું.

મોહી રહી મંદરમાં મહાલે, શામળીયો સુકુમાર રે;
પ્રેમ ધરી ઉર માંહે આણું, મહારો પ્રાણ આધાર રે. ૧
રેણી રંગ ભરી ભોગવતાં, કરતી અમૃત પાન રે;
નેણે નેણાં નેહ ઝડ લાગી, કંઠે વિલાગી કહાન રે. ૨
સુખની સીમા શામળીયો મહારો, ભુજબળે ભીડી રહીએ રે;
નરસૈંયાચા સ્વામિશું રમતાં, સહી સપરાણાં થૈએ રે. ૩

પદ ૫૦ મું.

સપરાણી કીધી રે વહાલે, સૈયરને દેખંતાં રે;
તાળી દેતાં ચિતડું લાગું, મોહી રહી મુખ જોતાં રે. ૧
કર ઉપર કર ધરી મારો વહાલો, વંદ્રાવન પરવરીયો રે;
હાસ્ય કરીને શામળીયાને, મેં મહારે ઉર ધરીયો રે. ૨
રંગભર રમતાં રમતાં વહાલો, મુખ ઉપર મુખ કરતાં રે;
ભણે નરસૈંયો મહારો મોહન, દર્પણ માંહે જોતાં રે. ૩

પદ ૫૧ મું.

દરપણ માંહે જોઇ મહારે વહાલે, મુખમરકલડો કીધોરે;
કંઠવિલાગી કહાનજીને, અધર અમૃતરસ પીધોરે. ૧

મનગમતું મહાલું મોહનશું, ટાળી અંતર ઉરનોરે;
હું સોહાગણ કીધી મ્હારે વહાલે, પૂર્યો મનોરથ મનનોરે. ૨
શાં શાં સુખ કહું શામળીઆનાં, પ્રગટ્યો પ્રેમ અપારરે;
ભણે નરસૈંયો ધન આ જોબન, ધન મ્હારો શણગારરે. ૩

### પદ પર મું.

શણગારે સોહંતીરે હું, શામળીયાને સંગે રે;
નેણે નેણ મેળાવી વહાલો, ભીડ્યો અંગોઅંગે રે. ૧
ચોળીબંધ કસશી કશી, પહેરી નીલી પટોળી રે;
અધર અમૃતરસ પીવા કારણ, કંઠે બાહુડલી વાળી રે. ૨
સારી પેરે સુંદરવર સાથે, સાંઇડાં દેતી ભાવું રે;
નરસૈંયાચા સ્વામિચે સંગમ, નાના ભાવ જણાવું રે. ૩

### પદ ૫૩ મું-રાગ માળવ.

આ જોની આ કેનું પગલું, પગલે પદ્મતણું એંધાણ;
પગલાં પાસે બીજું પગલું, તેરે સોહાગણ નૌતમ જાણ. આ જો૦ ૧
પૂરણ ભાગ્ય તે જુવતી કેરું, જે ગઈ વહાલાને સંગે;
એકલડી અધરરસ પીશે, રજની તે રમશે રંગે. આ જો૦ ૨
અડવડતી આખડતી ચાલે, દેહ દશા ગઈ ભૂલી;
નિશ્ચે હરિ આવ્યા આ વનમાં, જો જો કમોદની પુલી. આ જો૦ ૩
પૂછે કુંજ લતા દ્રુમવેલી, ક્યાંઈ દીઠડો નંદકુમાર;
વૃક્ષતણી શાખા પુલી રહી, અભિષેક કીધો નિરધાર. આ જો૦ ૪
નયણે નીર ને પંથ નિહાળે, કાન કાન મુખ બોલે બાળ;
ચાલી ચતુરાં સરવ મળીને, વનમાં ખોળે નંદનો લાલ*. આ જો૦ ૫
જોતાં જોતાં વનમાં આવ્યાં, દીઠી એક સાહેલી;
ધૂતારાનાં લક્ષણ જો જો, ગયો એકલડી મેલી. આ જો૦ ૬
ન દીઠા નાથ ગોપી પાછાં આવ્યાં, જળ જમુનાંને તીર;
બાળલીલા કીધી તે વારે, પ્રગટ્યા હળદર વીર. આ જો૦ ૭
રાસ આરંભ્યો સર્વ શામા મળી, સુરી નર જે જે કીધો;
ગોપીમાં હું તો નરસૈંયો, પ્રેમ સુધારસ પીધો. આ જો૦ ૮

* પા૦ કહાન કહાન મુખ બોલે, * * * નંદકુંવરને વનમાં ખોલે.' મેં ગ્રહણ કરેલો પાઠ ઘણું જૂનો છે. સંવત ૧૬૬૫ ની પ્રતનો.

## પદ ૫૪ મું-રાગ રામકળી અથવા પંથીડા.

પંથડો નિહાળતીરે, જોતી પીતાંબર પગલાં;
મદનરસ ઘેલડીરે, ભરતી લડસડતાં ડગલાં. પંથડો૦ ૧
ચતુરાં ચાલતીરે, જાણે વન ત્રાઠી હરણી;
શુદ્ધ બુદ્ધ વીસરીરે, વહાલા તે તારી કરણી. પંથડો૦ ૨
શામા શામનેરે, હીંડે મારગડે જોતી;
નેણે નીર ઝરેરે, ચતુરાં ચીરવડે લહોતી. પંથડો૦ ૩
શામા સહુ મળીરે, કીધો એક વિચાર;
ચાલો સખી ત્યાં જઇએરે, જ્યાં રમતા નંદકુમાર. પંથડો૦ ૪
ચાલ્યાં ચાલ્યાં ત્યાં ગયાંરે, આવ્યાં જમુનાજીને તીર;
આ આંહી હરી બેસતારે, જમતા કરમલડો ખીર. પંથડો૦ ૫
આ આંહી વહાતા વાંસળીરે, ગોપી સહુકો ગાતાં ગીત;
તે કેમ વીસરેરે, વહાલા પુરવ જનમની પ્રીત. પંથડો૦ ૬
પુછીયું દ્રુમનેરે, કયાંઈ મહારા નાથતણો ઉપદેશ;
અમ તજી ગયોરે, ધૂરત ધાબળીઆળો વેશ. પંથડો૦ ૭
જતને જાળવ્યુંરે, જોબન ભુદર ભેટ કરેશ;
જો હરી નહીં મળેરે, મહારા પાપી પ્રાણ તજેશ. પંથડો૦ ૮
આણે આણે મારગડેરે, આવ્યાં લખચોરાશી વાર;
મનખા દેહ ભલોરે, જેણે પામ્યાં નંદકુમાર. પંથડો૦ ૯
સરોવર પુછ્યુંરે, કયાંઈ નટ નાગર કેરી ભાળ;
નરસૈંયાચા સ્વામિ મળ્યોરે, દીનોનાથ દયાળ. પંથડો૦ ૧૦

## પદ ૫૫ મું—પ્રભાત.

કોણ રસ ઉલટયો, તીર જુમના ત્રઠે,
વાજાં વાજે બહુ જુથે;
બાંહે કંઠે ધરી, ગાય પ્રેમે કરી,
મેલવતાં નેણને માન રાચે. કોણ. ૧
કોહોને કો નવ લહે, નાથને ઉર ગ્રહે,
અધરામૃત રસ પાન કરતાં;

સરવને શ્યામળો, સન્મુખ શોભતો,
અલવ શું અંગના રુદયા ધરતાં. કોણ. ૨
પ્રેમ શું પરવર્યો, પ્રેમદા શું હરિ,
રમણ રસ આ ઠર્યો વનમાંહિ;
નરસૈંયો નીરખતાં, રંગ રસ મગન થયો,
કૃષ્ણ લીલા તણા ગુણ ગાએ. કોણ. ૩

### પદ ૫૬ મું—રાગ માલ કાલેરો ગોડી.

ભાવેરે ભામણડાં લેતી, આનંદ સાગર શામલિયોરે;
લટકે એહને હું લોભાણી, પ્રાણજીવન એ નાનડીયોરે. ૧
મરકલડો કરી સામું જોયું, મુને મોહ પમાડેરે;
અંગોઅંગે આનંદ વાધ્યો, જમ જમ રુદેયા ભીડેરે. ૨
કેમ કરી અલગાં થાયે, (એથી) મોહન મનમાં બેઠોરે;
ભણે નરસૈંયો અવર સહુથી, લાગ્યો હુંને મીઠોરે. ૩

### પદ ૫૭ મું—રાગ આશાવરી.

ભાવેરે ભજતાં મ્હારો વહાલો, રંગ રેલ રસ વાધ્યોરે;
કંઠે વિલાગી કહાનજીને, અધર અમૃત રસ પીધોરે. ૧
ભુજ બળે ભાવ ધરીને, અલવશું અંગ આપીરે;
સંગમ રમતાં શામલીયાને, સર્વ સહિ હું સાંપીરે. ૨
કંદ્રપ કોટ સરીખો દીશે, દીશંતો નહાનડીયોરે;
ભણે નરસૈંયો પ્રેમ પૂજતાં, બલિયામાંહે બળીયોરે. ૩

### પદ ૫૮ મું.

ભાવે ભજતા મનોરથ સીઝયો, અંતર કંદ્રપ કોટ સરીખો સુંદર;
મોહી રહી કૃષ્ણ કૃષ્ણને મુખ જોતાં, પ્રગટ પરમેશ્વર ભાવે ભેટ કરતાં. ૧
રીઝવીયા સેજડીયે શાંમા, વહાલાને વશ કીધો;
ભણે નરસૈંયો રજની સઘલી, જોબનલો લાલે હરી લીધો. ૨

### પદ ૫૯ મું-રાગ માલવ.

ભુજ બળ ભરતી ભરતી ભામની, કરતી અધરરસ પાનરે;
તાલ દઈ દઈ નાચે નાદે, સન્મુખ કરતી સાનરે. ૧

વાળ્યો કાછ કસી, કામની મૂરત સોહે, નેપૂરની ધુની થાયેરે;
ઘુઘરડીને ઘમકે ગોરી, ગર્વ ભરી ગોપી ગાયેરે. ૨
કરશું નેણ નેણશું સુંદર, રસે રમે સુંદર વર ને શામારે;
ભણે નરસૈંયો રસ રંગ ઝકુલે, વહાલો માહલે વનમાંરે. ૩

### પદ ૬૦ મું.

ભોગવીએ ભામણડાં લેઈ, સેજડીયે શામલિયોરે;
માન તજીને ઉરપે લીજે, પ્રેમે શું પાતલિયોરે. ૧
અંતર ટાલીને અનુભવીયે, તો વહાલો વશ થાયેરે;
સારી પેરે શણગાર કરીને, લીજીએ રુદીયા માંહેરે. ૨
સુંદરવરશું સાંઇડું દેઇને, એક થઈને રહીયેરે;
નરસૈંયાચા સ્વામી શું રમતાં, વાત રસાલી કહીએરે. ૩

### પદ ૬૧ મું—રાગ મલ્હાર.

લીલા માંહે ટળવળ્યો, કૃષ્ણ કામનીને સંગેરે;
વૃન્દાવનમાં મલપંતો, વાધો (ધ્યો) મહારસ રંગેરે. ૧
મનમથે માન મૂકાવીઉં, કરી રમણ રસાળરે;
નાચંતા નેહ જડ લાગી રહી, ગાએ ગોપી ગોવાળરે. ૨
પ્રેમદા પીઉને અંગ મળી, કરે પ્રેમરસ પાનરે;
વહાલાને વહાલે રીઝવ્યો, મૂકી મન થકી માનરે. ૩
કરશું કરગ્રહી કામની, કરે કૃષ્ણસું વાતરે;
આનંદ અંગે ઉલટચો, રમે નવી નવી ભાતરે. ૪
જય જય શબ્દ સુરીનર કરે, વરસે કુસુમ અપારરે;
નરસૈંયો સુખ લહેરમાંહે, જ્યાં કરે કૃષ્ણ વિહારરે. ૫

### પદ ૬૨ મું.

લડસડતી લહેકા કરે રે, મોરલીએ મન હરતીરે;
નયણે નીર વેહ નેહ જણાવે, ચંચળ નયણે જોતીરે. ૧
સુંદરી સદા સકોમળ દીસે, મેદની ધમકતી ચાલેરે;
ડગલે ડગલે દેહી નમાવે, કામી જનને સાલેરે. ૨
મારગડે મરકલડા કરતી, સેજ સલુણી ભાવેરે;
નરસૈંયાચા સ્વામીને મળવા, હસતી સંગમ આવેરે. ૩

## પદ ૬૩ મું.

લહુલકીને લટકે ચાલે, મુખ મધુરું મધુરું બોલેરે;
અનેક સુંદરી સુંદર દીસે, પણ નહિ કોય એહને તોલે*. ૧
સકળ શણગાર કીધા મન ગમતા, નાકે વેસર સોહેરે;
નાના ભાવ ધરીને જોયે, મુનીજનનાં મન મોહેરે. ૨
ઝાંઝર ઝમકે ને હાર હુલાવે, કાને ઝાલ ઝબુકેરે;
નરસૈંયાચા સ્વામીને વહાલી, તે ક્ષણું અળગી નવ મુંકેરે. ૩

## પદ ૬૪ મું.

સાહેલડીને સાન કરીને, વાહલો વૃન્દાવન ચાલ્યોરે;
જૂગતા જૂગતું જોડી દીપેને, વાહલે હાર હૈયાનો ઘાલ્યોરે. ૧
રાસ મંડળ રચ્યો રાધાવર, પીતાંબર પલવટ વાલીરે;
ધન ધન કામની હૃદયા ભીડે, મધ્ય રહ્યો વનમાલીરે.† ૨
ગોપી માંહે ગોપવધૂ આવે, કેશવ કોણે ન કલાણોરે;
શ્રૃંગી ધરા પ્રહારે અતિકંપી, ભોમી ભાર ભરાણોરે. ૩
અતિ આનંદે ઉલટ આપતાં, માંહે મદનનો ચાળોરે;
નરસૈંયાચો સ્વામી ભલે મળ્યો, એ ઉપવાદથી ટાળોરે. ૪

## પદ ૬૫ મું—રાગ ધનાશ્રી.

ઉરવચ હેત જણાવીયું, મારો વહાલોજી મળશે આજ;
કરશું તે દલડાની વાતડી, હસી હસી લોપશું લાજ. ૧
મચકો તે માંડીને હિંડશું, તહાં મોહશે મારો નાથ;
નાકે નકવેસર શોભતું, અલતે રંગશું હાથ. ૨
નીલી પટોલી પહેરણ માંહે, નાના વિધની ભાત;
બ્રહ્માદિકને સ્વપ્ને દુર્લભ, તે શું રમશું તે સઘળી રાત. ૩
સાઇડાં તે લેશું હસી હસીને, કરશું તે રંગવિલાસ;
નરસૈંયાચો સ્વામી મળે, પહોતી તે મનડાની આશ. ૪

## પદ ૬૬ મું—રાગ આશાવરી.

ભજશું રે અમે ભાવ ધરીને, સેજડીયે શામલિયોરે;
અમ રુદયા સરસો ભીડી રાખું, પ્રેમધરી પાતળીયોરે. ૧

* પાઠ 'નથી કોણુ રાધા તોલેરે.' † પા૦ માંહી રહ્યો બનમાળીરે.'

સૈયર સઘળી દેખતાં હું, સફરાણી થાઉંરે;
મહારારે મોહન શું રમવા, રમઝમ કરતી જાઉંરે. ૨
મહારો વાહલો છે અતિ રસીયો, મોહન મીટડી માંહેરે;
ભણે નરસૈંયો અંતસ ન લાવે, જમ વાંસલડી વાહેરે. ૩

પદ ૬૭ મું.

ભજતીરે ભામની વાહલે, વાહલો વાહલે ભજતોરે;
એક એકને આલિંગન આપી, શામા માંહે શોહંતોરે. ૧
કૃષ્ણકામની ક્રીડા કરતાં, ઉલટ અંગે ન માયેરે;
પ્રગટી પ્રીત પરસ્પર જલમાંહે, મોહી રહી મન માંહેરે. ૨
તૃપ્ત ન પામે હરીશું રમતાં, મુખડું નિહાલી નિહાલીરે;
નરસૈંયાચો સ્વામી આનંદો, આનંદી અબલા બાળીરે. ૩

પદ ૬૮ મું–રાગ સામેરી.

થૈઈ થૈઈકાર કરે છે કામા, વૃંદાવન મોઝાર રે;
તાળ મૃદંગ વેણા વંસ વાજે, નેપુરનો ઝમકાર રે. થૈઈ. ૧
મધુરું ગાન કરંતી ગોપી, ગોવિંદજીને સંગે રે;
ભુજ ઉપર ભુજ ધરી પરસ્પર, નૃત્યકરે અતિ રંગે રે. થૈઈ. ૨
આનંદ સાગર લહેરી ઝકોળે, મગન થઈ સહુ નારી રે;
નરસૈંયાચા સ્વામી સંગ રમતાં, દેહદશા* વિસારી રે. થૈઈ. ૩

પદ ૬૯ મું–રાગ માલવ.

દિવટીઓરે દિવટીઓ, નરસૈંયો હરિનો દિવટીઓ;
પૂર્વ પ્રીત ધરી મન માંહે, તો રસનાએ રસ ભરીઓ. નર૦ ૧
જૂવતી જૂથ જીવન રંગરાતી, મંડળમાં મહાલતીરે;
એક નાચે એક તાન મેલાવે, મધુરું મધુરું ગાતીરે. નર૦ ૨
મનગમતું ભોગવતાં ભામની, કરે નેણુના ચાળારે;
નરસૈંયાનું પુરુષપણુંરે, જાણ્યું ગયું તેણી વેળારે. નર૦ ૩

પદ ૭૦ મું.

દીઠડો નાથ મેં તો બાઈરે, રાખ્યો રુદીયા માંહેરે;
એણે અમશું કુડ કરીને, વાહ્યા વૃંદાવન માંહેરે. ૧

* દશા=અવસ્થા.

રમતાં રમતાં મહારસ વાધ્યો, કીધું અંતરધ્યાનરે;
વ્યાકુળ થઇ અમે કાંઈ નવ સુઝે, રહી નહી સુદ્ધબુદ્ધ શાનરે. ૨
અનેક ઉપાય કરી કરી થાકાં, નાથ ન દીઠો નયણેરે;
અમે અબળા બળ કાંઈ નવ ચાલે, કાહન કાહન કહું વયણેરે. ૩
પૂરણ પ્રીત ધરી મન માંહે, આવ્યા અંતરર્યામીરે;
નરસૈંયાના સ્વામી રસ પૂરણ, જુવતી પ્રાણને પામીરે. ૪

## પદ ૭૧ મું.

ઘુંઘટડો ગોરીનો, સોહે સંગમ રમંતીરે;
વાહલાને વશ કરવા કારણ, શામા સાન કરંતીરે. ૧
શામળીયા શું સ્નેહ ધરંતી, તે શામા કરે શૃંગારરે;
કસમસતી કાંચલડી ઉપર, લટકે નવસર હારરે. ૨
નીલાંબર પહેર્યું મન ગમતું, સકલ કીધા* શૃંગારરે;
નરસૈંયાચો સ્વામી ભલે મળીયો, રંગે કીધો વિહારરે. ૩

## પદ ૭૨ મું.

થૈઈ થૈઈ કરે, અગણિત અંગના, ગોપી ગોપી પ્રત્યે શોહે કાહન;
ઝાંઝર નેપુર કટીતણી કીંકણી, તાલ મૃદંગ રસ એક તાન. થૈઈ૦ ૧
નાચતાં નાચતાં, છેલ છંદે ભર્યો, સપ્ત સ્વર ધુન તે ગગન ચાલી;
લટકે લટકા કરે, નાથને ઊર ધરે, પરસ્પર બાંહોડી કંઠ ઘાલી. થૈઈ૦ ૨
પ્રગટ ભાવે ભજે, પુરણ પુરુષોત્તમ, જેહનું મહા મુનિ ધરતા ધ્યાન;
ભણે નરસૈંયા વિહાર રસ વિસ્તર્યો, ગોવિંદ ગોપી મળી કરતાં ગાન. થૈઈ૦ ૩

## પદ ૭૩ મું.

આનંદ ભરી આલિંગન લેતી, શામલીઓ તે સરવસ ગોપી;
* * * રેણી રંગભર રમતાં, શામલીયા રંગરાતી. ૧
પ્રેમ ધરી પ્રાણજીવનને, વાલિ વાલિ ઉપર લેતી.
આનંદ ઉલટો અંગ ન માયે, જમ જમ વાહલો સામું જોયે;
ભણે નરસૈંયો સુખની સીમા, માનનીનું મન મોહે. ૨

## પદ ૭૪ મું.

દીપકડો લઈશ મા રે ચાંદલિયા, સ્થિર થૈ રહેજે આજ;
વાહલોજી વિલસ્યો હું સાથે,† લોપી સઘળી લાજ. ૧

* પા૦ 'સોલ સજ્યા.'' † પા૦ "વાહલાજી લપટાયા હું સાથે."

સોંપ્યું અંગ શામળિયા સાથે, કરવા કેલિવિલાસ;
રખે જોત્ય તું ઝાંખી કરતો, પીઉડે માંડ્યું હાસ્ય. ૨
અનેક ઉપાય કરી કરી વાહલો, આણો મંદિર માંહે;
નરસૈંયાચો સ્વામી કહું તુજને, રખે ક્ષણું અળગો તું થાયે. ૩

## પદ ૭૫ મું.

વૃન્દાવન માંહે વિલસે વીનતા, મધુરું મધુરું ગાય રે;
કંઠ પરસ્પર બાંહોડલીને, શ્યામા સમ સોહાય રે. વૃન્દા૦ ૧
અધર અમૃત રસપાન કરીને, વહાલે ભીડી અંગે રે;
આલિંઘન* ચુંબન પરીરંભન, વાધ્યો રતિરસ રંગે રે. વૃન્દા૦ ૨
છેલપણે છે, છોછ ન ભાળે,† મુખમરકલડો કરતી રે;
ભોળી ભામની કાંઇ ન સમઝે,‡ મોહન સંગે રમતી રે. વૃન્દા૦ ૩
ચપળપણું ચતુરાનું દેખી, રહ્યો નાથ નિહાળી રે;
ભણે નરસૈંયો સુખસાગરમાં, ઝીલે અબળા બાળી રે. વૃન્દા૦ ૪

## પદ ૭૬ મું.

વૃન્દાવનમાં રમત માંડી, ગોપી ગોવિંદ સાથે રે;
હાસ્ય વિનોદ પરસ્પર કરતાં, તાલી દે છે હાથે રે. ૧
પીતાંબર પટોળી પેહરી, કંઠે એકાવળ§ હાર રે;
વીંછીડાને ઠમકે ચાલે, ઝાંઝરના ઝમકાર રે. ૨
સોળ સહુસ ગોપી ને માધવ, એક એક બીચમાં‖ નાચેરે;
અમર આશિષ દે ત્યાં ઉભા, ચરણ રેણુને જાચે રે. ૩
નાના જાત પટોલી પેહરી, ચોળી સુંદર દીસે રે;
મોહન મસ્તક મુગટ બીરાજે, જોઇ જોઇને મનડાં હીસેરે. ૪
શીરપર સોહે રાખડલી રે, કાંને કુંડળ ઝળકે રે;
ખેલ રચ્યો રાધાવર રમતાં, મુનિજનનાં મન દળકે રે. ૫
ધન ધન કૃષ્ણ લીલા અવતર્યા, પુષ્પ વૃષ્ટિ ત્યાં થાય રે;
ઇશ કૃપાથી ઉભો નરસૈંયો, લેવા દીવટીઓ પસાય રે. ૬

---

* 'પા૦ અંબર અબળા ઉરથી ઉચું નાચે નારી રંગ રે.' † પા૦ 'છેલપણે છે, છો સંભાળે.'
‡ પા૦ જાંણ. § પા૦ "એકાવળિ ઝલકે હારરે." ‖ પા૦ 'પ્રત્યે.'

### પદ ૭૭ મું–રાગ માલવ.

વૃન્દાવનમાં રચ્યો રે અખાડો, નાચે ગોપી ને ગોવાળ;
તાલ પખાજ રબાબ વાંસળી, તાન મેલાવે નંદનો લાલ. ૧
સુંદર રાત શરદ પુનમની, સુંદર ઉદિયો નભમે ચંદ;
સુંદર ગોપી કંચનમાળા, વચ્ચે મરકત મણિ ગોવિંદ. ૨
ઝળકે કુંડળ રાખડીઆં રે, લળકે ઉર મોતી માળા;
રમઝમ રમઝમ નેપૂર વાજે, મરકલડા કરતી બાળા. ૩
હરખ્યા ત્યાં સુરીનર મુનીજન, પુષ્પ વધાવે ભરી પસ્વરીયો;
જય જયદેવ જશોદાનંદન, * નરસૈંયો ત્યાં દીવટીયો. ૪

### પદ ૭૮ મું.†

વૃંદાવન માંહે રમત માંડી, ગોપી ગોવિંદ સાથે રે;
પીતાંબરની પલવટવાળી, શામા સાહી હાથે રે. વૃં૦ ૧
ઝાંઝર ઝમકે ને ઘુઘરી ઘમકે, નેપુરનો ઝમકાર રે;
એક એક ગોપી બીચ બીચ માધવ, આનંદ વાધ્યો અપાર રે. વૃં૦ ૨
મોહન મુસ્તક મુગટ બીરાજે, તે જોતાં મન મોહે રે;
ગોરી શીર રાખડલી ઝળકે, કાને કુંડળ સોહે રે. વૃં૦ ૩
ખેલ મચ્યો રાધાવર રુડો, ઉલટ અંગ ન માય રે;
ધન ધન કૃષ્ણ લીલારસ પ્રગટ્યો, પુષ્પવૃષ્ટિ ત્યાં થાય રે. વૃં૦ ૪
અમર આશીશ દે ઉપરથી, ચરણ રેણુને જાચે રે;
નાના ભાત વિલાસ જોઇને, મન માંહે અતિ રાચે રે. વૃં૦ ૫
સુરિનર મુનિ મનમાંહે વિચારે, પાર ન પામે કોય રે;
ઉમીયા ઇશ કૃપાથી ઉભો, નરસૈંયો રંગ જોય રે. વૃં૦ ૬

### પદ ૭૯ મું–રાગ માલવ.

વૃન્દાવનમાં માનની મોહન, રંગભર રસમાં રમતાં રે;
કંઠે પરસ્પર બાહુલડી ઘાલી, અધર સુધારસ પીતાં રે. ૧
શામલિયાને સન્મુખ શામા, થેઈ થેઈ ગાન ઓચરતાં રે;
વાજાં વાજે નાદે નાચે, ગમતાં ગાન કરંતાં રે. ૨

* પા૦ 'દેવકીનંદન'. † પદ ૭૬ અને ૭૮ માં કેટલીક કડીમાં સરખાપણું છે.

કાને કુંડળ મુગટ મહામણિ, શોભા કહી ન આવે રે;
ભણે નરસૈંયો આનંદ્યો હરિ, ભામની માંહે ભાવે રે. ૩

## પદ ૮૦ મું.

વાણી બોલે બળવંતબાળી, રસમાંહે રઢીયાળી રે;
શામળીયાના રંગમાંહે રાતી, કંઠે બાહુડલી ઘાળી રે. ૧
જોબનમાતીજ મલતાં જુવતી, જીવનને અનુભવતી રે;
સુંદરવરનું વદન સકોમળ, ચહાન પામે જોતી રે. ૨
શામળીયો ને શામા સંગે, ઝીલતાં નવ નંદાય રે;
નરસૈંયાચો સ્વામી ભોગવે ત્યાં, ફૂલ્યાં અંગે ન માય રે. ૩

## પદ ૮૧ મું.

વાટડી જોઉં નાથ નાહુલી,સંગમ રમવા માટે જાત મેં બાળીરે. વ૦
પહેલું અમશું પ્રીત કરીને, તો શું મેલો વીસારીરે. વ૦
મનની વાત તે કોને કહીએ, અમને વેદના ભારીરે. વ૦
આગે અમને અપૈડો સારે, અમે અબળા ક્યમ રહીએ. વ૦
નરસૈંયાચા સ્વામી વિના બાઈરે, ધીરજ કેટલુંક ધરીએરે. વ૦

## પદ ૮૨ મું–રાગ સોમેરી.

વાજે વાજે, નેપુરિયાંનો ઝમકો રે વાજે,
મદમાતિ નાર ન લાજે, એને સકળ શણગાર છાજે;
એને મદન મહા ભડ ગાજે, નેપુરિયાંનો રમકો ને ઝમકોરે વાજે.
કોણ સોહાગણ સાંચરીરે, આણી વેળા અર્ધ રાતેરે;
નેપુરિયાંને રમકે ને ઝમકે, ચાલંતી મદન સંગાતેરે. નેપુ૦ ૧
પૂરણ પુન્ય તે તારુણી તણારે, જે સેજે સુંદરવર પામીરે;
અનંગતણું અભિમાન ઉતાર્યું, સો નરસૈંયાચો સ્વામીરે. નેપુ૦ ૨

## પદ ૮૩ મું–રાગ કેદારો.

વાગી વન વાંસળી, નાથે અધર ધરી, પ્રગટીઆ નારનો નેહ જાણી;
અબળા આનંદશું, અંગ પુલી રહી, ધન ધન નાથ એમ વદત વાણી. વાગી૦ ૧

જયમ શશી ગગનમાં, વીંટયો ચાંદ્રણી, ત્યમ હરિ વીંટાયો સકલ ગોપી;
વળી વળી વારણે, જાય જુવતી જન, તન મન ધન સહુ રહ્યા સોંપી. વાગી૦ ૨
કાછવાળી સુભગ કૃષ્ણ કોડામણો, સજ થયા સબળ તે સંગ શ્યામા;
નરસૈંયાનાથે, સનાથ કરી સુંદરી, મળી મળી વિલસતી કૃષ્ણ કામા. વાગી૦ ૩

## પદ ૮૪ મું.

વહાલોજી આલિંગન સરખો, નયણુ ભરી ભરી નિરખો;
જોઇ જોઇ મન હરખો. વાલોજી૦ ૧
સકલ વિશ્વ શિખંતાં બાઇરે, મૂખ ઉપેર મૂખ મુકીઉં લાલા;
એ એ વિષયા અમે કાંઇ નવ જાણું, કહો સખી અમૃત કોણે પીઉલા. વા૦ ૨
જહાં જીનું તહાં સ્નેહ સમજા શો, અમને અલગો મેલો;
નરસૈંયાચા સ્વામી જાશે યોવના, અણુતેડો આવે વાહલો. વા૦ ૩

## પદ ૮૫ મું-રાગ માલવ.

વાહલ ધરીને વાહલા સાથે, રંગમાં રમતી રેણીરે;
પ્રેમ ધરીને પાતળિયાશું, બોલે અમૃત વેણીરે. ૧
તાલ પખાજ ને વાજાં વિધ વિધ, જાણે અંબર ગાજેરે;
શામળિયો ને શામા નાચે, વાંસલડી મધુરી વાજેરે. ૨
એક એકને આલિંગન આપે, વાહલે ભુજ બલે ભીડીરે;
ભણે નરસૈંયો ધન એ લીલા, ધન એ જુવતી જોડીરે. ૩

## પદ ૮૬ મું-રાગ મલ્હાર.

વૃંદાવનમાં માનની, મધ્યે મોહન રાજે;
કંઠે પરસ્પર બાહુડી, ધૂન નેપૂર વાજે. ૧
એક એક આગેં આલાપતી, એક નાચતી રંગે;
એક મધુરે સ્વર ગાઇને, તાળી તાળ તુરંગે. ૨
એક આલિંગન લઈ ઉર ધરી, ભીડે ભામની ભાવે;
શ્રમ જળ વદને ઝળકતાં, શામા શામ સોહાવે. ૩
મરકલડા કરી કૃષ્ણને, ભલા ભાવ જણાવે;
થૈ થૈ થૈ કરે બલિયો, ઉરના હાર હુલાવે. ૪

કાલા કૃષ્ણ ત્યાં સંચર્યા, નાદ નિર્ઘોષ થાયે;
મંડપમાંહે મલપતાં, વાહલો વાંસળી વાહે. ૫
હાર કુસુમના અતિઘણા, કંઠ આરોપે હાર નાર;
ચૂઆ ચંદન ચરચીઆં, વાધ્યો પ્રેમ રસાળ. ૬
તાળી દેતાં તારુણી, ઝાંઝરનો ઝમકાર;
કરી રહ્યો કિંકણી રણઝણે, ઘુઘરી ઘમકાર. ૭
ધનરે ધન એ સુંદરી, ધન શામળવાન;
નરસૈંયો ત્યાં દીવી ધરી રહ્યો, કરે હરિનું ગાન. ૮

## પદ ૮૭ મું–રાગ સામેરી.

વૃંદાવનમાં નાચે નરહરિ, રાધા શું પરવરીઓ રે;
પીતાંબરની કાછની કાછે, મોર મૂગટ શિર ધરીઓ રે. વૃંદા૦ ૧
પીતાંબરની પટોળી પહેરી, કંઠે મોતીનો હાર રે;
કટીમેખલા સોહે સહુને, ઘુઘરીનો ઘમકાર રે. વૃંદા૦ ૨
ઝાંઝર નેપૂર ખલકે કાંબી, કંઠે પરસ્પર હાથ રે;
વારંવાર મુખ ચુમ્બન દીસે, આલિંગે ગોપીનાથ રે. વૃંદા૦ ૩
તાલ પખાજ વેણા રસ મહુવર, વિધવિધ વાજાં વાજે રે;
થૈ થૈકાર કરે ત્યાં ઉભા, નાદે અંબર ગાજે રે. વૃંદા૦ ૪
પ્રેમ ધરીને પાલવ તાણે, હરિશું હાસ્ય કરંતી રે;
નલવટ ટીલીને નયન સમાર્યાં, નાકે અનોપમ મોતી રે. વૃંદા૦ ૫*
નાર નીર્ઘોષ ઉલટ અતિ વાધ્યો, પુષ્પ વૃષ્ટિ ત્યાં થાયે રે;
લોટ પોટ ત્યાં થયો નરસૈંયો, શંભુજી તેણે વસાય રે. વૃંદા૦ ૬

## પદ ૮૮ મું.

વદન સોહામણાં, શામ શામાતણા, રાસ રમત રમે વનમાંહે;
નાથ બાથે ભરે, અધર ચુંબન કરે, પ્રગટીયું પ્રેમ સુખ કહ્યું ન જાએ. વ૦ ૧

* બે પ્રતમાં નીચેની એક કડી વધુ છે, પણ બે પ્રત (સં. ૧૭૨૯ ને સં. ૧૭૩૩ માં એ કડી નથી. પહેલી પ્રત જુનાગઢની છે. બીજી પ્રતપર ગામ નામ નથી.

અબિલ ગુલાલ ઉછાળે અબળા, ચોસર સાથા લહેકે રે;
વેણી વેણ કુસુમ શું ગૂંથે, ચૂઆ ચંદન બેહેકે રે. વૃંદા૦ ૫

ચરણુને પ્રહારે, ધરણી ભ્રમ ભ્રમી રહી, ઘુઘરાના ઘમકારા થાએ;
તતા થેઇ થેઈ કરે, તાલ તરુણી ધરે, મદભરી માનની ગીત ગાએ. ૧૦ ૨
શ્રમ જળ બિંદુને, સુભગ અંબર શીર, કંચુકીબંધ તે શીથલ સોહે;
ભણે નરસૈંયો, રંગ રસ ઉલટચો, ઉપર કુસુમચી વૃષ્ટિ હોએ. ૧૦ ૩

### પદ ૮૯ મું.

આજ અજુઆલડું, પરમ સોહામણુ, રંગ ભર્યો નાથ રંગ રાસ રમતો;
કંઠ બાંહે ધરી, સ્વર કરે સુંદરી, મધ રહ્યો મોહન ગાન કરતો. આજ. ૧
કટી પકરી કરી, પ્રબલ ભમરી કરે, કરતળે કામની ગ્રહીરે કાહ્નને;
જાણે શશી પ્રગટ,શીર શોભતી લટક,વાજતાં નેપુર કલાં (?) શબ્દ તાને. આજ. ૨
મદભરી માનની, વીલસતી જામની, ભુજ ભરી નાથને બાથ ભરતાં;
વદન નિરખી રહ્યાં, પ્રેમે આતુર થયાં, અધર અમૃત રસ પાન કરતાં. આજ. ૩
સબળ શામા સંગ, શોભતો શામળો, કુચવચ રાખીઓ બાંહે ભીડી;
નરસૈંયો નાથ, રસ રેલમાં ઝીલતો, અતિ ઘણી શોભતી જુગલ જોડી. આજ. ૪

### પદ ૯૦ મું.

આજ સખી શામળિઓ વાહલો, રમે વૃન્દાવન મોઝાર રે;
જુવતી જુથ મંડલમાં નાચે, આનંદ વાધ્યો અપાર રે. આજ. ૧
ગાન કરે ગોકુળનો વાહલો, સ્વર દે સઘળી ગોપી રે;
છંદ તાન ને માન મેળાવે, મંડળ રહ્યું સૌ ઓપી રે. આજ. ૨
સુરત વિહાર વિષે અતિ સુંદરી, દષ્ટિ ભરી મુખ જોતી રે;
નરસૈંયાચા સ્વામીને સંગમ, અનંગ વેદના ખાહોતી રે. આજ. ૩

### પદ ૯૧ મું.

આજ વૃંદાવન આનંદ સાગર, શામળીયો રંગ રાસ રમે;
નટવર વેશે વેણુ વજાડે, ગોપીને મન ગોવાલો ગમે. આજ૦ ૧
એક એક ગોપી સાથે માધવ, કર ગ્રહી મંડળી માંહે ભમે;
તાતા થૈં તાથૈં તાન મીલાવે, રાગ રાગણીમાંહે ઘૂમે. આજ૦ ૨
સોલ કળાનો શશીએર, ઉડગણુ સહિત બ્રહ્માંડ ભમે;*
ધીર સમીરે જમના તીરે, ત્રિવિધ તનના તાપ શમે. આજ૦ ૩

* પા૦ નભમે નભમે.

હરખ્યા સુરનર દેવ મુનીશ્વર, પુષ્પવૃષ્ટિ કરી ચરણે નમે;
ભણે નરસૈંયો ધન્ય વૃજનારી, એને* કાજે ગોપી દેહ દમે. આજ૦ ૪

### પદ ૯૨ મું.

આજ વહાલે સુરતસમે પ્રીત માંડી, ક્ષણુંએ ન થાયે અળગો છાંડીરે-સજની.
ધન ધન આજની રજની બાઇરે, રમતાં ન જાણી જાતી રે;
પ્રેમ ધરીને કંઠે વિલસ્યો, ઉર ઉપર લીધી તાણી રે, સજની. આજ૦
વિવિધે વિલાસ કીધો માહરે વાહલે, અમૃતની પેર પીધી રે;
નરસૈંયાચ્યા સ્વામીશું રમતા, મન ગમતી વાત કીધી રે, સજની. આજ૦

### પદ ૯૩ મું-રાગ માલ કાલેરો ગોડી.

આજ સોહાગણ કીધી માહરે વાહલે, મહારા ઉરપર ધરતા રે;
શું કરશે નણદી નસકારી, દુર્જન હીંડે લવતા રે. ૧
શોભંતા શણગાર કરીને, ચોળી ઉર ચલકતી રે;
પ્રેમ ધરીને પિયુજી અંગે, ભુજબલ ભીડી મળતી રે. ૨
રીઝવીઓ સુંદરવર મહારો, રમી રેણી રસમાં રંગે રે;
ભણે નરસૈંયો પ્રીત બંધાણી, શામલિયાને સંગે રે. ૩

### પદ ૯૪ મું-રાગ માલવ.

મંડળમાં માહલંતો વાહલો, નાચે નારી સંગે રે;
તેમ તેમ વાજાં વાદે વાજે, વેણુ વગાડે ઉમંગે રે. ૧
એક આલાપે એક દે તાળી, એક લઇ તાળ વજાડે રે;
એક મરકલડાં કરી કામની, ભજતાં ભાવ દેખાડે રે. ૨
જૂવતી જૂથજ મળ્યો સોહે, લીલાએ તરવરીઓ રે;
ભણે નરસૈંયો ધન ધન વનમાં, પ્રેમદા શું પરવરીઓ રે. ૩

### પદ ૯૫ મું-રાગ ધનાશ્રી.

પ્રેમદા પ્રેમ ભરાણી રે, પીઉને વિલશે વાહલ સંગે રે;
વાહલે વાહલો આવિયો, ભીડો અંગો અંગે રે. ૧
દર્પણ કર કામનિને સારે, કંઠે વિલાગી કહાન રે;
પ્રેમે શું શામલિયાને, ખવરાવે ખાંતે પાન રે. ૨

* પા૦ 'જેને જેવા યોગેશ્વર દેહ દમે.'

વાલી વાલી કરે વારણા, ઘહાલી કંઠે હાર રે;
નેણે નેણાં રસ ભર્યાં, હૈયે હર્ખ અપાર રે. ૩
ઉરશું ઉર ભીડી રહી, સેજડીએ વાધ્યો રંગ રે;
નરસૈંયાચા સ્વામીસુ રમતાં, પુલી અંગોઅંગ રે. ૪

## પદ ૯૬ મું-રાગ અરગજો.

ષોડશ ચહેન સોહે, પગલાંને ખોળે રે;
અજવાળી રાતે ગોપી, જેમ દહાડે ધોળે રે. ષોડ૦ ૧
ગ્રેહની વિધાણી ગોપી, મળી ટોળે ટોળે રે;
કૃષ્ણ હું કૃષ્ણ હું, કૃષ્ણ તન્મય થૈ બોલે રે. ષોડ૦ ૨
કોઇ ઉભી વાંસળી વાએ, ગાઈ ગાઈ ડોલે રે;
કો કહે મેં કાળી નાગ નાથ્યો, પર્વતને તોલે રે. ષોડ૦ ૩
કોઈ તો દાન મિષેથી, મહીનાં માટ ઢોળે રે;
પ્રેમ પ્રેમ મગ્ન થઈ, રંગ રસ રોળે રે. ષોડ૦ ૪
કૃષ્ણ તો છળીને બેઠો, હ્રદયાને ઓળે રે;
પ્રગટ્યો નરસૈંયાનો નાથ, રીઝી ભાવ ભોળે રે. ષોડ૦ ૫

## પદ ૯૭ મું-રાગ માલવ.

પ્રેમે પ્રેમદા પીઉની સંગે, હરખે હાસ્ય કરતી રે;
મરકલડો દેખીને મોતી, હલવે ઉરપર ધરતી રે. ૧
કૃષ્ણ કામની જેમ જેમ નાચે, વાજા વાજે ભારી રે;
ત્રિભુવનમાં ધુની સાંભળી, ગાંધર્વની ગતિ હારી રે. ૨
જય જય સુરીનર મુનીજન બોલે, શુધ વીનતા અંગ ભૂલી રે;
કૃષ્ણ કૃપાથી નરસૈંયો ત્યાં, લીલામાં રહ્યો ડૂલી રે. ૩

## પદ ૯૮ મું.

પરું રે જોઉં તો પીઉજી, પંથ આડો થાયે રે;
મન ઘણું કરી રાખીયે, માહરાં નયણા જાયે રે. ૧
સુંદર વદન દીઠા પછી, કોણે ન રહેવાયે રે;
શોભા શામ તરંગમાં, નયણા ગોતા ખાયે રે. ૨

નયણાં ચૂતાં પાછા વળ્યા, ઘુંઘટ ન સોહાયે રે;
નરસૈંયો લહેર સમુદ્રમાં, નર કોઇક નાહે રે.

### પદ ૯૯ મું.

માન કરે પાતળીયા સાથે, આનંદ અંગે વાધો રે;
કેલકરે કામાનિઓ કોકે,* શામળિયો વશ કીધો રે. ૧
મન ગમતો માણે મોહનને, આવ્યા જમુના તીર રે;
વાલી વાલી કરે વારણા, ઉપર શામ શરીર રે. ૨
સકળ શણગાર કરીને અંગે, પહેર્યાં નૌતમ ચીર રે;
ભણે નરસૈંયો મદગલ માતો, બળભદ્ર કેરો વીર રે. ૩

### પદ ૧૦૦ મું.

મારો વાહલોજી વગાડે રુડી વાંસલડી, કહોજી કેમ રહીયે;
હું તો ભૂલી પડી વનમાંહ, એકલડા કેમ રહીયે. મારો૦ ૧
મને ઘરમાં ઘડી ન સોહાય, ઢુંઢું સારી કુંજ ગલી;
મને મળ્યો રે નરસૈંયાનો નાથ, રમાડ્યા રાસ વળી. મારો૦ ૨

### પદ ૧૦૧ મું.

પ્રાણનો પ્રાણ તે, આજ મુજને મળ્યો, તેણે કરી મારે રુદે વર્ષ વાધે;
પીયુતણી સેજ તે, કુસમ સુત્રે રચિ, નવી નવી ભાતનો સંગ સાધે. ૧
નેણે અંજન કરી, નરસૈંયા શ્રીહરિ, પ્રેમેશું આવીને સાંઈ લીધું;
અધુર ચુંબન કરી, કુચપર કર ધરી, સ્નેહસુ શામલે ગુહ્ય કીધું. ૨
ધન ધન આજની, રાતડી કૃષ્ણજી, સાથે રમી ગોપી લાજ લોપી;
નરસૈંયાચ્યા સ્વામી, ધન એ વશ આણિયો, શું કરે સાસુડી અધિક કોપી. ૩

### પદ ૧૦૨ મું.

પ્રાણજીવન મહારે હુયામાં, ઢોલ દદામાં વાહુ રે;
મંદિર મહારે મોહન હાલંતો, દેખી ભામણે જાઉં રે. પ્રાણ૦ ૧
સઇયર સઘળી આવો મંદિર, નંદકુંવરને હાલો રે;
ઘણા દિવસની આરત હુતી, અંગે તમારે ટાળો રે. પ્રાણ૦ ૧

---

* કોકશાસ્ત્રે વર્ણવેલા રતિરસના ભેદથી.

સુખની સીમા શી કહું હું, વહાલે સહામું જોયે રે;
.નેણ ભરી નીરખું ઉભી, ત્યાં મહારું મન મોહે રે. પ્રાણ૦ ૩
મુગતાફલના હાર કરીને, વહાલા કંઠે ઘાલું રે;
સકલ શણગાર કરી શામલિયાને, મારે મંદિર મહાલું રે. પ્રાણ૦ ૪
મુકતાફલના તોરણ બંધાવું, કુસમે નાથ વધાવું રે;
ભણે નરસૈંયા મનમાં ફુલી, મંગલગાન કરાવું રે. પ્રાણ૦ ૫

પદ ૧૦૩ જું.

પહોંચે હૈયે હીંમતવાન, પ્રીત હોયે જો ઘાટી રે;
નંદકુંવરસું રંગભરી રમતાં, લજ્જા મેહેલો લોપી રે. પહોંચે૦ ૧
શામલીયાસુ સાઇડું લીજે, તનમન ઉરપર વારી રે;
શણગાર સકલ કરીને અંગે, રાખું ઉરપર ધારી રે. પહોંચે૦ ૨
તો વહાલો વશ થાયે બહેની, કુટુંબ કલહને ટાળો રે;
ભણે નરસૈંયો નીરભે થઇને, વહાલા સાથે મહાલો રે. પહોંચે૦ ૩

પદ ૧૦૪ થું—રાગ મારુ.

અમને રાસ રમાડ વહાલા, મધુરો બંસ વજાડ વહાલા;
થૈ થૈ નાચ નચાડ વહાલા, વૈકુંઠથી વૃંદાવન રુડું,
તે અમને દેખાડ વહાલા. ટેક.
જાદવ જમુનાં કાંઠડેરે, વાઓ વેણુ રસાળ;
નાદની મોહી ગોપીકા તેણે, રોતા મેલ્યા બાળ, વહાલા. અમને૦ ૧
એક અંજન કરતી ચાલીરે, વસન કર્યાં પરિધાન;
અવળાં તે અંબર પહેરીયાં, નેપુરીયાં ઘાલ્યાં કાન, વહાલા. અમને૦ ૨
સન્મુખ જઇ ઉભી રહીરે, નયણે નીરખ્યા નાથ;
તન મન ધન સહુ સોંપીયાં, ગોપી હરિશું જોડ્યા હાથ, વહાલા. અમને૦ ૩
વૃંદા તે વન રળીઆમણુંરે, શરદ પુનમની રાત;
લલિત ત્રિભંગી શોભા બની, ત્યાં દીસે નવલી જાત, વહાલા. અમને૦ ૪
એક હરિસુ તાળી દેયરે, બીજી કુંકુંમ રોળ;
હાર રાધા જ્યાં રાસ રમે, ત્યાં ઝાઝા નાદ ઝકોળ, વહાલા. અમને૦ ૫
શીખે ગાય ને સાંભળેરે, હરિ રાધાનો રાસ;
તે નર વૈકુંઠ પામશે, એમ કહે નરસૈંયો દાસ, વહાલા. અમને૦ ૬

## પદ ૧૦૫ મું.

અધર અમૃત રસ ચાખું, રદયા ભીતર ભીડીને રાખુંરે. ટેક.
અંગ અનંગ વ્યાપ્યોરે સજની, પીઉ વિના કોણ સમાવે;
અલજ થઈ હું પીઉ મુખ જોવા, પ્રેમ ધરી ઘેર આવેરે. રદયા. ૧
અબલાની આરત જાણી મહારે વહાલે, હસતા હસતા આવ્યા;
નરસૈંયાચા સ્વામી મન મનાવ્યું, ભામનીને મન ભાવ્યારે. રદયા. ૨

## પદ ૧૦૬ ઠું.

એ વાજે વૃંદાવન મોરલી, ગોવિંદ ગોપી રાસ રમે;
કેશવ શ્યામ ગૌરવરણ ગોપી, ભલી અનોપમ ભાત ભજે. એ વાજે. ૧
અજવાળી રાત અંધારે જાએ, નવરસ નાટક નાથ રચ્યો;
થેઈ થેઈકાર કરે રસે ગોપી, રંગતણો ત્યાં અખાડો મચ્યો*. એ વાજે. ૨
શણગટડે દ્વે કુમત ફરકે, વળી નયણ કટાક્ષ કર ખંધ ધરી;
તાળી દઈ દઈ હસે હસાવે, નાચે નચાવે રંગ ભરી. એ વાજે. ૩
શ્રમ જલકણ મુખ અંગ અલસાણાં, અતિ રસરાસ વિનોદ થયો;
શીતળ જળ લઇને આરોગ્યા, ચરણ તળાસે નરસૈંયો. એ વાજે. ૪

## પદ ૧૦૭ મું.

અંગ નમાવે આનંદ વાધ્યો, બોલે જયજય કારરે;
પ્રેમે ભરાણી પાલવ તાણે, પામી પ્રાણ આધારરે. અંગ૦ ૧
સુંદર વર શામળીયા સાથે, તારુણી દેતી તાળીરે;
અલવેશુ આલિંગન આપી, વશ કીધા વનમાળીરે. અંગ૦ ૨
રમતાં રમતાં મહા રસ વાધ્યો. પ્રેમદા છાંટે પાણીરે;
નરસૈંયાચો સ્વામી રીઝવ્યો, બોલી મધુરી વાણીરે. અંગ૦ ૩

## પદ ૧૦૮ મું–રાગ સામેરી.

આંણી વાટડીએ ગયા વનમાળીરે, બાઈ મારી બહેનડીઆં;
કોણે દીઠડો હોય તો દેખાડોરે, સખી સાહેલડીઆં. ૧
મેહેરામણ ન દીઠડે જાએ પ્રાણરે, બાઈ મારી બહેનડીઆં;
અને પાઓલે પદ્મ એંધાણરે, સખી સાહેલડીઆં. ટેક. ૨

* પાઠ "અબીલ ગુલાલ ઉરાડે કામની, ચુવા ચંદન પ્રાચ મચ્યો."

વૃંદાવન માંહે રાસ રમતાં, ચત્રુભુજે ચક્ષ મીચાવી રે;
અંતરધ્યાન થયા ધરણીધર, ગયો વીઠલ મુને વાહી રે. બાઈ૦ ૩
ગોપી કહે ગીરી તરુવર જાઇશું, સજ થાઓ ત્રીજ નારી રે;
ગુણનિધાન ગિરિધરને જોઇશું, મહી સ્થળ હશે મોરારી રે. બાઈ૦ ૪
સોળ શણગાર સજીને શ્યામા, એને નાકે તે નિરમળ મોતી રે;
કનક દીવી કર સાહીને સુંદરી, એને હીંડે વન વન જોતી રે. બાઈ૦ ૫
પુછતી હિંડે કલ્પદ્રુમ વેલી, તરુઅર તાલ તમાલ રે;
હરિ હરિ કરતી નયણે જળ ભરતી, કોણે દીઠડો નંદજીનો લાલ રે. બાઈ૦ ૬
વળવળતી વિનતા દેખીને, આવીયા અંતરજયામી રે;
ભલે મળ્યો નરસૈંયાનો સ્વામી, ગોપી આનંદ પામી રે. સખી૦ ૭

પદ ૧૦૯ મું.

સોહાગણ કીધી મહારે વહાલે, મરકલડો કરી જોયું રે;
પ્રેમ ધરીને ઉરપર લીધી, મારું મન એણે મોહ્યું રે. સો૦ ૧
સોવ્રણ પાટ બેસારી વહાલો, મોતીએ થાલ વધાવું રે;
વાલી વાલી વદન નિહાલી, આરતી અગર ઉવારું રે. સો૦ ૨
નાના વિધનાં ભોજન ભાવે, દુધ કઢૈયા લાવું રે;
સુંદર સાકર માંહે ભેળું (આનંદે), આનંદે આરોગાવું રે. સો૦ ૩
સકલ શણગાર સજીને અંગે, રમઝમ કરીને આવું રે;
ભણે નરસૈંયો સેજ સમારી, રમતાં રુડી ભાવું રે. સો૦ ૪

પદ ૧૧૦ મું.

સજની સ્નેહ તો ભલે અનુભવીએ, જો હોય વહાલાજી શું સાચું રે;
ચતુર હોય તો મનમાં વીચારે, મૂરખ બોલે તે કાચું રે. સ૦
મૂઢા ટલીને જો મુગ્ધા થઈએ, તો અનુભવ રસ આવે રે;
જ્ઞાન વિવેક થકી હરી અલગા, ચતુરપણે વશ થાયે રે. સ૦
સ્નેહતણી પેરય કોઈક જાણે, સૌને અજાણે જાયે રે;
નરસૈંયાચા સ્વામી સ્નેહતણો, રસ પીતાં ત્રપ્ત ન થાયે રે. સ૦

પદ ૧૧૧ મું.

સુંદરી શામળીઆની સાથે, નયણે નયણ મીલાવેરે;
ભુજ ઉપર ભુજ ધરી પ્રેમશું, નાચંતાં મન ભાવેરે. સુંદરી૦ ૧

કટીમેખળા કીંકણુને નાદે, ઝાંઝર નેપુર ખલકેરે;
ફરતાં ફરતાં મુકટ મનોહર, શીશ રાખડલી ઝળકેરે. સુંદરી૦ ૨
મધુર મધુર સ્વરે શ્યામને ગમતું, ગોપી પ્રેમે ગાયેરે;
ત્યમત્યમ વહાલો વેણુ વજાડે, ઉલટ અંગ ન માયેરે. સુંદરી૦ ૩
આલિંગન આનંદે દેતાં, શામળીઓ ને શ્યામારે;
નરસૈંયો રસ મગ્ન થયો, ત્યાં કેલિ કરંતી કામારે. સુંદરી૦ ૪

## પદ ૧૧૨ મું.

લાડકડી લડસડતી ચાલે, માગ સહુંરે સોહેરે;
પાઓલે નેપુર રણુઝણુ વાજે, નવજોબન ભરી મોહેરે. લાડ૦ ૧
નાગચોલી ચર્ણા ચંપાવર્ણી, નીલવટે ટીલડી ઝળકેરે;
નાગ નગોદર ઝાલ ઝુમણાં, વચ્ચે મોતીશર લળકેરે. લાડ૦ ૨
રાતાવાતે ને આડ કેશરની, પેરણુ પટોલી લીનીરે;*
નરસૈંયાચા સ્વામીને વહાલી, રુદેઆ અંતરે લીધીરે. લાડ૦ ૩

## પદ ૧૧૩ મું.

ભાવ ભેર ભજતા વહાલાને, સુખ સાગર ઝીલતાંરે;
માનની મોહન મહારસ ગાતા, અંગો અંગે ખીલતાંરે. ભાવ૦ ૧
પ્રેમદા પ્રેમ ભરાણી પીઉને, ઉરમાંરે રીઝવતાંરે;
વારે વારે વહાલાજીપે ઉલટીરે, ઉરમાંરે મીલવતાંરે. ભાવ૦ ૨
કંઠે પરસ્પર બાહોડલીરે, ક્ષણુક્ષણુ દર્પણુ માંહે જોતીરે;
માંહોમાંહે મરકલડેસુ, અધુર સુધારસ પીતીરે. ભાવ૦ ૩
માન તજીને માણ્યો મોહન, ઉરથી અલગો ન કરતીરે;
નરસૈંયાચ્યા સ્વામીચે સંગમ, રેણી રંગે વીતીરે. ભાવ૦ ૪

## પદ ૧૧૪ મું–રાગ માલવ.

ભાવેરે ભામની ભોગવતાં, શામળિયાને સંગેરે;
આલાપે અબળા નારીરે, ઉમંગ વાધ્યો અંગેરે. ભાવે૦ ૧
કરસુ કર ઉરસુ ઉર, ફરતી પલવટડી તે વાળીરે;
નેહ ઝડ લાગી ઉદાર અબળા, વશ કીધો વનમાળીરે. ભાવે૦ ૨

* પા૦ 'નારીરે.'

ધન ધન જૂવતી ધન એ જીવનજી, વૃંદાવનમાં મ્હાલેરે;
ધન ધન નરસૈંયો નેણુ સોહાગી, રંગ રેલ રસ નિહાળેરે. ભાવે૦ ૩

### પદ ૧૧૫ મું.

લોચન આલીગારારે, જેણે કાઢીને લીધા મહારા પ્રાણ;
એવો રુડો શામલિયો સુજાણરે, કાંઈ કીધું છે વિનાણરે. લો૦ ૧
ગણુ ચઢાવીને બાણુ મહેલ્યુંરે, ભાગ્યું છે અભિમાન;
તાલાવેલી તેવારે લાગીરે, જે વારે મૂજને કીધી સાનરે. લો૦ ૨
અમે વહૃઆરું ત્યાં નવ કહ્યુંરે, ભેદ ન જાણું કાંઇ;
એકવાર એકાંતે મળીનેરે, ભીડીને લેશું સાંઇરે. લો૦ ૩
જેના મનમાં કપટ નહિરે, તે જાણે રસ ભાંખી;
ભણે નરસૈંયો મુક્તિ ઈજ નિર્મળરે, તે રસ જાણે ચાખીરે. લો૦ ૪

### પદ ૧૧૬ મું.

વાંસલડી વાહી મ્હારે વહાલે, મંદિરમાં ન રહેવાયેરે;
વ્યાકુલ થઇને વહાલાને, જોવા શું કરું ઉપાયેરે. વાંસ૦ ૧
જલ જમુનાં ભરવા જાઉં, ત્યાં શામલિયો હોયેરે;
વદન નિહાલી હરખું મનમાં, જેમ જીવને મુખ જોયેરે. વાંસ૦ ૨
શાન કરીને હું સાંચરું, પાતળીયો પાછળ આવેરે;
ભણે નરસૈંયો ભાવે વહાલો, પ્રેહેતાપ સમાવેરે. વાંસ૦ ૩

### પદ ૧૧૭ મું-રાગ માલવ.

ચંદારે વનમાં વેણુ વજાડી, ગોપી વિહવલ કીધાંરે;
વર આપ્યો તે વચન પાળવા, ચિત્ત હરિને લીધાંરે. ચંદા૦ ૧
એક તો અન્ન મૂકીને ઉજાણી, બીજી માંગ સિંદૂરરે;
જૂવતીનાં જૂથ મળીને, ચાલી સાહેર નદી પૂરરે. ચંદા૦ ૨
પીતાંબર પટોળી પહેરી,* કંઠે એકાવલ હારરે;
†વીછીંડાને ઠમકે ચાલી, નેપૂરનો ઝમકારરે. ચંદા૦ ૩
રત્ન જડિત રાખડી અતિ રુડી, ઝાલ ઝબૂકે કાનેરે;
રાતા દાંત અધરસુ ઓપે, ગોરી ગોરે વાનેરે. ચંદા૦ ૪

* પા૦ 'પલવટડીવાળી.' † પા૦ 'ઝાંઝર ઝમકે ને ઘુઘરી ઘમકે.'

હર્ખે આવ્યાં હરીની પાસે, વૃંદાવન મોઝારરે;
નરસૈંયાચા સ્વામી મુખ દીઠે, ઉલટ અંગ અપારરે. વૃંદા૦ ૫

## પદ ૧૧૮ મું–રાગ સામગ્રી.

વાંસળી વાહેરે વાહેરે, મધુર ગાયે કહાન;
સપ્ત સુર ને શબ્દ નાનાવિધ, રાગ રાગણી ને તાન;
ઈહાં તતા થઈરે, ઈહાં નનનન નહીરે. ૧
ઇહાં માંહો માંહેરે માનની રાખે રંગ;
ગણુણ ગણુણુણુ ઉપાંગ વાગે, દે તાળી વગાડે શંખ મૃદંગ; ૨
ઇહાં રમઝમ રમઝમ રે, ઈહાં ઝાંઝર ઝમકે રે;
ઇહાં ઠમઠમ ઠમકરે, ઈહાં વીછીડા ચમકે રે. ૩
ઇહાં ધમધમ ધમકેરે, કર્ણ ઝબૂકે ઝાલ;
એકને દે આલિંગન, ચાલે મધુરી ચાલ. ૪
અનિહાંરે વૃંદાવન રાસ રચ્યોરે, રાસ રચ્યોરે, મરકડા કરે બાળી;
કોટિ કલશ શશીઅરની શોભા, ઉગો અજુઆલી. ૫
અનિહાંરે સુરપતિ મોહી રહ્યા મોહી રહ્યા, ભક્તિ થઈ રહ્યાં દેવ વિમાન;
નૃત નાચે રંભા પુષ્પ વૃષ્ટિ હોયે, જય જય જગત નિધાન. ૬
અનિહાંરે રેણુ અધિક થઇ અધિક થઇ, પ્રગટ ન હોયે ભાણુ;
નરસૈંયાચો સ્વામી રાસ રમે, ત્યાં મુની જને મેલ્યાં ધ્યાન. ૭

## પદ ૧૧૯ મું–રાગ સામેરી.

સાખી. કુંજભુવન ખોજતી પ્રીતેરે, ખોજત મદન ગોપાળ;
પ્રાણુનાથ પાવે નહિ તાતેં, વ્યાકુલ ભઈ વૃજબાળ. ૧
ચાલ ચાલતા તે વ્યાકુલ ભઈ વ્રજબાળા, ઢુંઢતી ફીરે શ્યામ તમાલા;
જાય બુઝત ચંપક જાઇ, કાહુ દેખો નંદજીકો રાઇ. ૨
સાખી. પીય સંગ એકાંત રસ, વિલસત રાધા નાર;
કંધ ચડાવનકો કહો, તાતેં તજી ગયેજુ મોરાર. ૩
ચાલ. તાતે તજી ગયેજુ મોરારી, લાલ આય સંગ તે ટારી;
ત્યાં ઓર સખી સબ આઇ, કયાહૂ દેખ્યો મોહનરાઇ. ૪

મેં તો માન કીયો મેરી બાઇ, તાતેં તજી ગયે કનાઇ. ૫

સાખી. કૃષ્ણ ચરિત્ર ગોપી કરે, બીલસે રાધા નાર;
એક ભઇ ત્યાં પૂતના, એક ભઇજુ ગોપાળ લાલ;
એક ભઇ જુ ગોપાળ લાલરી, તેણે દુષ્ટ પૂતના મારી. ૬

ચાલ. એક ભેખ મુકુંદ કોકીનો, તેણે તૃણાવત હરિ લીનો;
એક ભેખ દામોદર ધારી, તેણે જમલા અર્જુન તારી. ૭

સાખી. પ્રેમ પ્રીત હરિ જીનકે, આએ ઉનકે પાસ;
મુદિત ભઈ ત્યાં ભામની, ગુણ ગાવે નરસૈંયો દાસ. ૮

## પદ ૧૨૦ મું.

એહવી નારીને ભોગવી જેને, ઝાંઝરનો ઝમકાર રે;
કસ્તુરી કાજળસુ ભેળી, માંહે અંજનનો અધિકાર રે. એ૦ ૧
વીછીડા વાજે ને નેહે આવે, નેપુરની ઝણ વાજે રે;
કેશપાશ કુસમે અતિ ગુંથી, પુષ્પ ઝરંતી ચાલે રે. એ૦ ૨
નેણે નેહ જણાવે **, સકળ શિરોમણી ભાવે રે;
નરસૈંયાચા સ્વામિચે સંગમ, રમે મીટ નમાવે રે. એ૦ ૩

## પદ ૧૨૧ મું.

હું સપરાણી કીધી રે વહાલે, સૈયરને દેખતાં રે;
તાળી દેતાં ચિતડું લાગ્યું, મોહી રહી મુખ જોતાં રે. હું ૧
કર ઉપર કર ધરી મારો વહાલો, વંદ્રાવન પરવરીયો રે;
હાસ્ય કરીને શામળીયાને, મેં મહારે ઉર ધરીયો રે. હું ૨
રંગભર રમતાં રમતાં વહાલો, મુખ ઉપર મુખ કરતો રે;
ભણે નરસૈંયો મહારો મોહન, દર્પણ માંહે જોતો રે. હું ૩

## પદ ૧૨૨ મું.

અનુભવશું અમે અંતર ટાળી, શામળીયાને સેજે રે;
અળવેશું હું ઉરપે રાખી, સાંઇડાં લેશું હેતે રે. અનુ૦ ૧
નલવટ ટીલી ને નાકે કેશર, ઝાલ ઝબુકે કાને રે;
સક્ળ શણગાર કરી અંગ અર્પું, સંગમ શામળ વાને રે. અનુ૦ ૨

વહાલા સાથે વાત કરતાં, મનમાં મોદ ન માય રે;
નરસૈંયાચા સ્વામિ મુખ દીઠે, જોતાં તૃપ્ત ન થાય રે. અનુ૦ ૩

### પદ ૧૨૩ મું–રાગ માલવ.

ધન જોડી ધન ધન લીલા, ધન ધન રેણી રુડી રે;
ધન ધન વહાલો ઉરપર મહાલે, ભાવે ભામની ભીડી રે. ધન૦ ૧
ધન ધન વાજાં વાગે વાદે, ધન ધન તાળી વાહે રે;
ધન ધન વૃંદાવનની શોભા, ધન ધન મધુરું ગાયે રે. ધન૦ ૨
ધન ધન ધરતી ઉપર નાચે, સુખસાગર શામળિયો રે;
ધન નરસૈંયો કૃષ્ણ કૃપાથી, હરી લીલામાં રસ્રીઓ રે. ધન૦ ૩

### પદ ૧૨૪ મું.

ધન ધન દહાડો આજનો, ધન ધન મંદિર મહારું રે;
મસમસતો મલપંતો મોહન, આવે સરવસ વારું રે. ધન૦ ૧
ધન ધન નેણાં મહારાંને, ધન નીરખું મારો નાથ રે;
ધસમસતી જઈ ઉરપર લીધો, ભીડ્યો ભુજધરી બાથ રે. ધન૦ ૨
મોતીયે ચોક પુંરાવુંરે પ્રેમે, હું ફૂલી મંગળ ગાઉં રે;
નરસૈંયાચ્યા સ્વામીનું મુખ, જોતી તૃપ્ત ન થાઉં રે. ધન૦ ૩

### પદ ૧૨૫ મું.

ધન ધન દહાડો આજનો; મને પ્રેમ ઘણો મારા નાથનો. ૧
મારે મીઠે મેલાવો જેમ થયો; વહાલો આવી આલિંગન દે રહ્યો. ૨
સકલ શણગાર સજી કરી; હું તો વિલસુ વહાલો ઉર ધરી. ૩
શામળિયો સહેજ સોહાવતો; વહાલો ભોગ કરે મન ભાવતો. ૪
નરસૈંયાચ્યો સ્વામી અતી ઉદાર; રંગભર રયણી કરે વિહાર. ૫

### પદ ૧૨૬ મું.

ધન ધનરે તુ દીવડા મારા, પ્રગટે જોત અપાર રે;
સેજડીયે શામળિયે વીલસુ, ધરી શોભંતો શણગાર રે. ધન૦ ૧
પ્રેમ ભરાણી પીયુજી સાથે, મનમાંહે હરખ ન માયેરે;
ભુજ બલે ભીડો ભાવશું, તે સુખ કહ્યું નવ જાયે રે. ધન૦ ૨

રાસ વિલાસ માહા રસ ઝીલું, નંદકુંવર રઢીયાળો રે;
ભણે નરસૈંયો સુર સમાગમ, ઉરથી અંતર ટાળો રે. ધન૦ ૩

### પદ ૧૨૭ મું.

ધન ધન વહાલો વિલસે સહેજે, ધનધન કંઠે વળગી રહેજે. ટેક.
ધન ધન મારો માન તજીને, મારા પીયુને સરવસ સોંપીરે;
સુરત સમાગમ મહા રસ વાધ્યો, મનની લજ્જા લોપીરે. ધન૦ ૧
જે જે મનોરથ કરતી હુતી, મનોરથ તે તે પામી રે;
મહારા ઉરપર મહાલે મોહન, તે નસૈંયાનો સ્વામી રે. ધન૦ ૨

### પદ ૧૨૮ મું.

ધન ધન ધન ધન કહિ ચાલ લવ લલંક;
ધન ધન એહનું વદન મયંક. ૧
ધન ધન ધન એહનાં નેણાં કુરંગ;
ધન ધન વેણી ભાવે ભોયંગ. ૨
ધન ધન અધર અમૃત રસે ઠરતા;
ધન ધન અહેની ભુજની ચપલતા. ૩
ધન ધન ગજગતિ નેપુર છંદા;
ધન ધન હરિ સંગે વિલસે પ્રેમદા. ૪
ધન ધન ઉરપર મહાલે મુરારી;
નરસૈંયાચા સ્વામિ પે જાઉં બલહારી. ૫

### પદ ૧૨૯ મું—રાગ માલવ.

ધન ધનરે વૃંદ્રાવનની શોભા, ધન ધન આસો માસ રે;
ધન ધન કૃષ્ણતણી જે ક્રીડા, ધન ગોપી રમે રાસ રે. ધન૦ ૧
* શણગટડામાં સાન કરંતી, માનની મોહ ઉપજાવે રે;
અળવે અંગ મોડે અતિ અબળા, નેણે નેહ જણાવે રે. ધન૦ ૨
કંઠે કોકીલા શબ્દ ઓચરે, † નૌતમ તાન ઉપજાવે રે;
મગ્ન થઇને મોહ પમાડે, ‡ ગાંધર્વ ગાન હરાવે રે. ધન૦ ૩

* પા૦ 'ધન શણગટડામાં.' † પા૦ 'નાના રંગ મચાવેરે.' બીજી પ્રત. પા૦ 'જણાવેરે.' ‡ પા૦ 'તાંહાં ગાંધર્વ.'

અમર *કોટી તેત્રીશ ઉભાં, ત્યાં બ્રહ્મા ઇંદ્ર સંઘાત રે;
જય જયકાર કરીને, પુષ્પ વૃષ્ટી કરે ખાંત રે. ૪
†ધન ધન ગોપી ધન લીલાં, ધન જે રસમાં મહાલે રે;
ઉમિયાવરની બાંહે વળગ્યો, નરસૈં દીવી ઝાલે રે. ૫

### પદ ૧૩૦ મું–રાગ માલવ.

જેમ જેમ વહાલો વેણુ વજાડે, તેમ તેમ નાચે નારી રે;
સરવે‡ સાદે ગાયે ગોપી, રીઝવીઓ મોરારી રે. જેમ૦ ૧
રુમઝુમ રુમઝુમ નેપૂર વાજે, વાદે વેણા વાહે રે;
તાલ મેલાવે મહારસ માતી, માનની મોદ ન માયે રે. જેમ૦ ૨
સન્મુખ થઈને શામળિયો તે, અબળા આગળ નાચે રે;
સુરીનર મુનીજન ધ્યાન ન આવે, બ્રહ્મા એ પદ જાચે રે. જેમ૦ ૩
તે વ્રજ વનિતા નંદકુંવરશું, એકથઇ અનુભવતાં રે;
ભણે નરસૈંયો સર્વશ સોંપી, ગોવિંદને વશ કરતાં રે. જેમ૦ ૪

### પદ ૧૩૧ મું.

જેમ જેમ કામની કૃષ્ણ સાથે રમે, તેમ તેમ આનંદ અંગ ન માયે;
ઘુઘરી ઘમકે ને રાખડી જલહલે, નેપુર વીંછીયા ઠમકે પાયે. જે૦
ચંચલ નેણ તે હાલ્યા કરે, મરકલડો કરી રાચે મન માંહે;
પ્રેમ રસે પ્રીતરી અધુર ચુંબન કરી, વિઠલા બાહુડી કંઠે સાહે. જે૦
તાલસુ તાલ તે મેલવે સુંદરી, કર સાહી કૃષ્ણજી સંગે નાચે;
ભણે નરસૈંયો નીરખી સુખ પામીયો, ધન જે જે ધન સુર કેશવ જાચે. જે૦

### પદ ૧૩૨ મું.

રમતાં રંગે રાત વિહાણી, વહાલો ઉરપર મહાલ્યો રે;
હું મહારું અંગ આપી રહીરે, ક્ષણું અલગો ન ટાલ્યો રે. રમ૦ ૧
નરભેં થઈ શામલિયો પામી, (વામી) વેદના ભારી વામી રે;
મલપંતી હીંડું મંદિરમાં, શું કરશે સાસુ સ્વામી રે. રમ૦ ૨

---

* પા૦ 'કોડ.' બીજી પ્રત. પા૦ 'કોટી તેત્રીશ મળીને. ઉભા.' ત્રીજી પ્રત. પા૦ 'અમર કોટના જુથ મળ્યા, ત્યાં મુનિવર જોવા જાતરે.' † પા૦ 'ધન એ ગોપી ધન એ લીલા.' બીજી પ્રત. પા૦ 'મગ્ન થયાં અતિ મોહન પામિયારે.' ધીમે ધીમે. ‡ પા૦ ('તાનને.')

પરણ્યાનું હોયે તે સહુ કોયે જાણે, સાચવણનું શું કરીયે રે;
નરસૈંયાચ્યો સ્વામી ઉરપર રાખી, આનંદે અનુભવીયે રે. રમ૦ ૩

પદ ૧૩૩ મું.

રમતાં રુડું જો લાગે, જો માન તજીને મલીયે રે;
શામળિયાને ઉરપર રાખી, ભાવ ધરીને ભજીયે રે. રમ૦ ૧
મહારો વહાલો છે મહા રસીયો, રસ માંહે રીઝવીયે રે;
અંતર ટાલી આલિંગન લેતાં, વિને* કરી વશ કરીયે રે. રમ૦ ૨
ભામણાં લઇએ વહાલા કેરાં, કંઠે વિલાગી રહીયે રે;
નરસૈંયાચા સ્વામીચે સંગમ, વાત રસાલી કરીયે રે. રમ૦ ૩

પદ ૧૩૪ મું.

રમઝમ રમઝમ નેપૂર વાજે, તાળીને વળી તાલ રે;
નાચંતો શામળિયો શામા, વાધ્યો રંગ રસાલ રે. રમ૦ ૧
ઝાલ ઝબૂકે રાખડલી હાથે, મોર મુગટ શિર સોહે રે;
થૈ થૈ તહાં કરતી કૈ સુંદરી, મરકલડે મન મોહે રે. રમ૦ ૨
કોટીકલા ત્યાં પ્રગટ્યો શશીયર, જાણે દિનકર ઉગ્યોરે;
ભણે નરસૈંયો મહારસ ઝીલે, માનનીમાં મહા બળીયોરે. રમ૦ ૩

પદ ૧૩૫ મું.

રસીક શિરોમણી શામળીએ, વૃંદાવનમાં રચ્યો રાસ રે;
ગોપી પ્રત પ્રત રૂપ ધરીને, કીધો રંગ વિલાસ રે. રસીક. ૧
પૂરણ પ્રેમ પ્રહવાયે ઝીલે, મહા ભાગ્યવંત વૃજનારી રે;
બાંહોડલી કંઠેય ભરાવી, વિલસે નવલ વિહારી રે. રસીક. ૨
એ લીલા સુખ કહ્યું ન જાયે, પાર ન પામે કોઈ રે;
નિત્ય નવલો આનંદ હોયે, ત્યાં નરસૈંયો રંગ જોઈ રે. રસીક. ૩

પદ ૧૩૬ મું.

રાસ રમે રાધાવર રુડો, શ્યામલડીની સંગેરે;
માન મુકાવવા કારણ કામા, અનંગ ધરતી અંગે રે. રાસ૦ ૧
વિનતા વૃંદ મંડળમાં સોહે, મોહન મદન મોરારી રે;
એક નાચે એક ગાન કરે ત્યાં, ઉમંગ ભરી વૃજનારી રે. રાસ૦ ૨

* વિને–વિનય.

શ્યામા શ્રવણે ઝાળ ઝબુકે, શ્યામને કુંડળ કાન રે;
ઝાંઝર નેપુર રમઝમ વાજે, વેણુ વજાડે કહાન રે. રાસ૦ ૩
આલિંગન દેતા દામોદર, અબળા અંગ હુલ્લાસ રે;
ભણે નરસૈંયો મયંક મોહ્યો, થકીત રહ્યો ખટમાસ રે. રાસ૦ ૪

પદ ૧૩૭ મું.

રાસ વિલાસ રમે રાધાવર, જુગમ જુગમ ગોપી વચ્ચે કહાન;
કંઠ ભુજા ઉર ઉપર કર ધરી, આલિંગન ચુંબન રસ પાન. રાસ૦ ૧
કોકીલા કંઠ અલાપતી કામની, માંહે મધુરા રાગ ને તાન;
મોરલી ઉપર સંગીત વાજે, વળી પોતે દે સુર બંધાન. રાસ૦ ૨
ત્રુટ્યા હાર વસન વપુ વીસર્યાં, જાણે જોગેશ્વરે ધર્યું ધ્યાન;
નરસૈંયાચા સ્વામીને જોતાં, વ્યાકુળ થયો તજ્યું અભિમાન. રાસ૦ ૩

પદ ૧૩૮ મું.

રંગ ભરીરે ઘણી રજની વેહાણી, હું વિલસી વહાલા સંગે રે;
નાના ભાવ ધરી ઘાલી બાથે,* ભીડી અંગો અંગે રે. રંગ૦ ૧
વિવિધ કુસુમની સેજ સમારી, પરીમલ પૂરણ કામ રે;
ઉર ઉપર રાખી રહી રસિયો, પામી સુંદર ધામ રે†. રંગ૦ ૨
નેણે નેણ મેલાવે વહાલો, તેમ તેમ હરખ ન માયે રે;
દીપકને અજુઆલડે મારે, બાહુડી કંઠે સોહાયે રે. રંગ૦ ૩
દરપણ માંહે નિહાલતો, વહાલો, ચુંબન દે વારંવાર રે;
પીયુજી પ્રેમે પામીયાં મારો, જીવણ પ્રાણ આધાર રે. રંગ૦ ૪
વહાલોજી વહાલાપે વહાલો, અતિશે એહનું ધ્યાન રે;
ભણે નરસૈંયો એ લીલાનું, કરતો નિશદીન ગાન રે. રંગ૦ ૫

પદ ૧૩૯ મું.

રણઝણે નેપુર, નાચતાં નારનાં, કંકણી ધ્વન તે મધ્ય થાએ;
ચરણ અતી ચાલવે, અંગ વાળે ઘણું, ત્યમત્યમ વાહોલીજી વેણું વાએ. રણઝણે. ૧
પ્રેમે પ્રેમદા રમે, પીયુને મન ગમે, નયણાં ભરી નાથનું વદન નીરખે;
કરવિશે કર ગ્રહી, કુંડળાકારમાં, મરકલા કરે ઘણું મંન હરખે. રણઝણે. ૨

* પા૦ "નાના ભાવ ધરી હું સાથે." † પા૦ "શાહે પરમ એ કામરે." બીજો પાઠ. "પામી અવિચલ ધામરે."

જુવતી જોબન ભરી, નાથને ઉરધરી, અધર અમૃત રસપાન કરતાં;
રામા સહુ રસભરી, અંગ શુધ વિસરી, મુધુર મુધુર સ્વરે ગાન કરતાં. રણઝણે. ૩
ધનરે ધન એમ, અમર સહુ ઉચરે, ભેદ કો નવ લહે રમણ કેરો;
નરસૈંયો ચરણુની, રેણુમાં ઝીલતો, જો શામલે સન્મુખ હાથ ફેર્યો. રણઝણે. ૪

## પદ ૧૪૦ મું.

ઝીણુલાં ઝાંઝર વાજે વૃંદાવન, આનંદ ન માયે ગોપીયાંએ મન;
વીડલા બાહુડી કંઠે અન્યો અન્ય, નાચે ગોપી ને ગાયે ગોવિંદ. ઝીણુલાં૦ ૧
તાલ મૃદંગ મોહર ને વાંસલી નાચે, નાચે હસીને ગોપી ગાયે;
અમર અંત્રિક્ષથી મોહ પામી રહ્યા, પ્રેમે પુષ્પની વૃષ્ટિ થાયે. ઝીણુલાં૦ ૨
મસ્તક ઘુમકાં રાખડી જલહલે, જુગલ જોડી રમે વન માંહે;
નિરખતાં નિરખતાં નિમેષ મલે નહિ, ધનરે ધન્ય જાદવ રાયે. ઝીણુલાં૦ ૩
કૃષ્ણ ને કામની મધ્ય માધવ મલી, નાદ નિરઘોષ રસ રહ્યારે જામી;
નરસૈંયાચ્યો સ્વામી સકલ વ્યાપી રહ્યો, અનેક લીલા કરે ગરુડગામી. ઝીણુલાં૦ ૪

## પદ ૧૪૧ મું.

ઝાકમ ઝોળ કરી, ઝાકમ ઝોળ કરીરે, વહાલો વશ કરશું રે;
અનેક હાવભાવ કરીને, હળવે ઉરપે ધરશું રે. ઝાકમ૦ ૧
શણગારે શોભંતો કરીને, તાળી દઈ દઈ હસશું રે;
આંખડલી આંજીને આપણ, વાદે વેણા વહાશું રે. ઝાકમ૦ ૨
કંકણ ધૂન ઘઘરડી ઘમકે, દરપણ લઈ ધરશું રે;
નરસૈંયાચો સ્વામિ નાચંતો, આપણ ભામણલડે જાશું રે. ઝાકમ૦ ૩

## પદ ૧૪૨ મું.

ઝાંઝરને ઝમકેરે, ગોપી ગજગમની ચાલે;
માન ઘણું મનમાં ધરીનેરે, જઇ સૈયરશું માહલે. ઝાં૦ ૧
જડીત્ર વિશાલ જોલીયાંરે, આલી ઝાલ ઝબુકેરે કાન;
શામળીયાસું સંગ કરેરે, વા અંગ ધરી અભિમાન. ઝાં૦ ૨
પોપટ ભાત પટોળો પહેરીરે, ચાંપા વર્ણીરે ચોલી;
નરસૈંયાચા સ્વામીને મલવારે, ચાલી રબારણ ભોલી.* ઝાં૦ ૩

* પા૦ "ઝાલી ઝાઝી ઝોળી." બીજી પ્રત. "ચાલી ભાંભર ભોળી."

## પદ ૧૪૩ મું.

ઝાંઝરીયાં ઘડાવ્યાં મહારે વહાલે, રમઝમ કરતી હીંડુ રે;
વદન નિહાલી વહાલાકેરું, શણગટડો સંકોડું રે. ઝાંઝ૦ ૧
ઘણા દિવસનું મનમાં હોતું, પીયુસુ કરવા વાત રે;
ચોલી પહેરું ચંપા વર્ણી, ચીર જાણે પત્રની ભાત રે. ઝાંઝ૦ ૨
શામળિયાસુ સાઇડું લેવા, સન્મુખ સેજે આવી રે;
હાસ્ય કરી રુદેયાસુ ભીડી, પ્રેમ ધરી બોલાવી રે. ઝાંઝ૦ ૩
ધનધન રેણી આજની રુડી ગઇ, મહારા વહાલજીસુ રમતાં રે;
નરસૈંયાચો સ્વામી ઉરપર લીધો, શું કરે દુરીજન લવતાં રે. ઝાંઝ૦ ૪

## પદ ૧૪૪ મું.

ઝાંઝરીયાં ઝમકાર કરે, રવી છંદા વાજે રે;
બાહોડીયાંચાં કેવલ કંકણ, બોલંતા નાદે રે. ઝાંઝ૦ ૧
હંસાગમનિ હંસગત ચાલે, ચરણ તલે ચીર ચાંપે રે;
ઉરમંડલ ઉર ઉપરે સોહે, મુનિજનનાં મન માપે રે. ઝાંઝ૦ ૨
રાખડલી રતનાલી સોહે, વેણે વાસંગ નાગ છલકે રે;
આછૃ અંબર શીરપર ઓઢે, શેષ નાગ જેમ સલકે રે. ઝાંઝ૦ ૩
સર્વ શણગાર સોહે શામાને, રામા રંગભેર રમતી રે;
નરસૈંયાચા સ્વામીને મલવાની, *શીકલે ભમતી રે. ઝાંઝ૦ ૪

## પદ ૧૪૫ મું.

મધરાતે મોહનજી મોહ્યા, માનની સાથે રે;
નાના ભાત રમે મહારસીયો, હસી હસી ભીડે બાથે રે. મધ૦ ૧
તરુણપણે તારુણી ડગ ભરતી, પાયે નેપુરનો ઝમકાર રે;
ઝાંઝર નાદે બાંહ ડોલાવે,* રીઝવીયા મોરાર રે. મધ૦ ૨
અધુર અમૃતરસ પાન કરતાં, શ્યામલડી સંગ આવે રે;
† નરસૈંયાચા સ્વામીશું મળવા, ભામની ભેદ જણાવે રે ‡. મધ૦ ૩

* પા૦ 'નયણ નચાવે બાંહો લોડાવે.' † પા૦ 'સ્વામિ સંગ રમતા.' ‡ પા૦ 'શ્યામા શ્યામ સોહાવેરે.'

## પદ ૧૪૬ મું—રાગ સામેરી.

મધરાત્રીએ મધુરીરે, વહાલેજીએ વાંસલડી વાહી રે;
કામિની કામ ઘહેલી થઈને, સૌ વૃંદાવન ધાઇ રે. મધ૦ ૧
સાસુ નણુંદની લાજ તજીને, ભૂષણ અંગે સજીયાં રે; *
રયણી † રાસ રમવા કારણ, જઈ યાદવને ભજીયા રે. મધ૦ ૨
નયણી ભરી નિરખ્યો લક્ષ્મીવર, આનંદ અબલા પામી રે;
નરસૈંયાચો સ્વામી વૃંદાવનમાં, કેલકરે મહા કામી રે. મધ૦ ૩

## પદ ૧૪૭ મું-રાગ આશાવરી.

મ્હારે વહાલે વેણુ વગાડી, આકુલવ્યાકુલ થાઉં રે;
મંદિર માંહે મેં ન રહેવાયે, કેમ કરી જોવા જાઉં રે. મ્હારે૦ ૧
હું વેંધાણી મધુરી નાદે, અનંગ ઉલટયો અંગે રે;
નેણ ભરી નિરખું શામળીયો, સાંઈડા લીજે સંગે રે. મ્હારે૦ ૨
મારું મન મોહ્યું એણે વહાલે, દીઠા વિના ન સોહાયે રે;
ભણે નરસૈંયો ધન તે નારી, રાખ્યો રુદીયા માંહે રે. મ્હારે૦ ૩

## પદ ૧૪૮ મું.

મહારા વહાલાજીમાં કુસમચો ભાર નહીરે;
તે કારણ મને કહોને. સજની. ટેક. મ૦ ૧
સાત સાગર ને નવ ખંડ પૃથ્વી, મેર શીખર મુખ માંહે;
એટલા સહેત વહાલો ઉરપરિ રાખું, ભ્રમર કમલ સમ હોયેરે. સજની. મ૦ ૨
દિવ્ય વસ્ત્ર મેં શીરપર ઓઢયું, તે મને દુસ્તર થાયે રે;
જેટલે મારો વહાલોજી સંગમ આવે, કુચ ઉપર ચિત્ત ચલાવેરે. સજની. મ૦ ૩
તાચા ગુણ લક્ષ્મીવર જાણે, જેણે આ સૃષ્ટ નિપાઈ રે;
નરસૈંયાચો સ્વામી ભલે મલીયો, સુખકરો ગોકુલ રાઈ રે. સજની. મ૦ ૪

## પદ ૧૪૯ મું.

ગોપી આવી રે આવી રે, વહાલાનું મુખ જોવા;
અદ્દભૂત ખેલ રચ્યો પુરુષોત્તમ, માનનીનાં મન મોહવા. ગોપી૦ ૧

* પા૦ 'આભૂષણ અવળા અંગે અબળા, વિહ્‌વળતાએ સજીયારે'. † પા૦ 'રજની'.

રાતી ચુડી કરે કામનીયાં, રાતાં ચરણ ચુંદડીઆં;
રાતી આડ કરી કુંકુમની, તે તળે રાતી ટીલડીયાં. ગોપી૦ ૨
રાતા ફુલ કલેવરે કમખે, રાતી ચોળી હૃદે ભલી;
રાતાં તંબોળ આપે મુખે અબળા, તવ નરસૈં ત્રિકમને ત્રિયારે મળી. ગોપી૦ ૩

## પદ ૧૫૦ મું-રાગ માલવ.

ઝમઝમ નાદે નેપૂર વાજે, ઝાંઝરના ઝમકાર રે;
તાળ મૃદંગની ધૂની થાએ, કટી કંકણ ઝણકાર રે. ઝમ૦ ૧
એક વેણા એક મહુઅર વાહે, કામની કેલ કરંતાં રે;
શિરપર સોહે રાખલડીરે, ઝલકે ઝમરી દેતાં રે. ઝમ૦ ૨
કાને કુંડળ મુગટ મહામણિ, શોભા કહી ન આવે રે;
ભણે નરસૈંયો આનંદ્યો હરિ, ભામની મોહે ભાવે રે. ઝમ૦ ૩

## પદ ૧૫૧ મું.

ઝાંઝરનો ઝમકાર મનોહર, રંગ જામ્યો મહાજમ રયણી રે;
ત્રિકમને તાળી દે તારુણી, ચતુર ચપલ મૃગ નયણી રે. ઝાં૦ ૧
વીઠ્ઠલને વશ કરવા કારણ, નાના ભાવ ધરતી રે;
નયન કટાક્ષે મોહ ઉપજાવે, મુખ મરકલડા કરતી રે. ઝાં૦ ૨
ગોપી ગેલ કરે ગોવિંદ શું, તનમન ધન સો સોંપી રે;
ભણે નરસૈંયો તૃપ્તિ ન પામું, જો તો ગોવિંદ ગોપી રે. ઝાં૦ ૩

## પદ ૧૫૨ મું.

હલકું લાગ્યું હરિ મુખ જોતાં, વેંધી વાંસલડી નાદેરે;
કેમ કરી અળગાં થઈએ એથી, વહાલો ગાયે સરવે સાદેરે. હલકું૦ ૧
જો ઘર આવું તો હરિ હૈયે, સુતાં સ્વપ્ને આવેરે;
પ્રીત બંધાણી પાતળીયાસુ, દીઠાવના ન સોહાવેરે. હલકું૦ ૨
મુકી લાજ મેં મ્હારા મનથી, શામળિયા સંગે રાચીરે;
ભણે નરસૈંયો દુરીજન માંહે, હીડું હું મળપાંતીરે. હલકું૦ ૩

### પદ ૧૫૩ મું.

હરિ વના રહી ન શકું મારી આલી, વહાલે નેણુ બાણે વીંધું* રે;
†ચત ચતુરભુજે ચોરીને લીધું, કાહાનજીએ કામણ કીધું રે. હરિ૦ ૧
મન મારું મહાવજી શું બાંધું, વહાલે વેણુ ત્રિભંગી વાહ્યો રે;
જમનાં ત્રટ તરોવરની છાયા, વહાલા રાસ રમી ગુણ ગાયો રે. હરિ૦ ૨
ધન વૃંદાવન ધન ધન ગોપી, જેણે નંદકુંવર વશ કીધો રે;
નરસૈંયાચા સ્વામીસું મળીને, અધર અમૃત રસ પીધો રે. હરિ૦ ૩

### પદ ૧૫૪ મું–રાગ રામગ્રી.

હાંહાંરે હરીવેણુ વાઈરે વાઈરે, રામગ્રી ગાઈરે, હરિ વેણુ વાઈરે;
ગોપીજન સુતપતિ સહુ છાંડી, જોવાને ધાઈરે, હરિ વેણુ વાઈરે. હરિ૦ ૧
હાંહાંરે નેપુર કાન ધર્યાં, કુંડળ પહેર્યાં પાયે;
સેંથે કાજલ નયને સિંદુર, એવા વિપ્રીત વેશે ધાયે રે. હરિ૦ ૨
હાંહાંરે રજની શરદ તણી, રાસ રમે બાળી;
વચ વનમાળી ને દે કર તાળી, બાંહોડલી વાળી રે. હરિ૦ ૩
હાંહાંરે માનનીને માન ઘણાં, આણ્યો મન અહંકાર;
અંતરધ્યાન હુવા હરિ તત્ક્ષણ, શ્રી વૃંદાવન મોઝાર રે. હરિ૦ ૪
હાંહાંરે કામની ને કહાન મળ્યાં, જો છોડયો અભિમાન;
નરસૈંયાચા સ્વામી સંગે રમતાં, સુરપતિ વાયે નિશાન રે. હરી૦ ૫

### પદ ૧૫૫ મું.

ચુંદડીનો રંગ જોઈને, ગોપી ચટકશું ચાલી રે;
સેજડીએ શામળીઓ શોહે, કંઠે બાહુડલી ઘાલી રે. ચુંદડી૦ ૧
રમકે ચમકે ચાલંતાં, કૃષ્ણુને મન ભાળી રે;
સોળ શણગાર સાર્યાં સુંદરી, એ મુખ છે રંગ રસાળી રે. ચુંદડી૦ ૨
સુગંધ ગંધ સુરાસુર ભીની, મુખ તંબોળે બોળે રે;
જોબન આવ્યું તેવારે, મદન સંતાપે અતોળે રે. ચુંદડી૦ ૩
* * * * કહોની કઈ પેર કીજે રે;
નરસૈંયાચા સ્વામીચે સંગમ, તન મન ધન સોંપીજે રે. ચુંદડી૦ ૪

---

* અસલ પાઠ–'વીંધીરે.' † પાઠ. 'ચટ'. ચટ એટલે ઝટ અને ચત એટલે ચિત્ત. બંને પાઠ સારા છે.

### પદ ૧૫૬ મું.*

હાંહાંરે વાંસલી વાઈરે, મધુરું ગાયે કાહાન;
સ્વર શબ્દ નાનાવિધના, રાગ રાગણીનાં ગાન. વાંસલી૦ ૧
હાંહાંરે માંહેમાંહેરે, માનની રાખે રંગ;
ઘુણણણણણણ ઉપાંગવાજે, તાલનિશાન મૃદંગ. વાંસલી૦ ૨
હાંહાંરે વીછીઆ ઠમકેરે, કાને ઝબૂકે ઝાળ;
એક એકને દે આલિંગન, ચાલે મધુરી ચાલ. વાંસલી૦ ૩
હાંહાંરે વૃંદાવન રાસ રચ્યો, ગોપી ઘૂમે મરકલડાંવાળી;
સોળકળા શશીયર શોભે, નભમે કરતે અજુવાળી. વાંસલી૦ ૪
હાંહાંરે સુરપતિ મોહી રહ્યા, તેહના થંભી રહ્યાંરે વિમાન;
નર્તનાટારંભ † પુષ્પ વૃષ્ટિ હોએ, જયજય શ્રીભગવાન. વાંસલી૦ ૫
હાંહાંરે રજની અધિક વધી, પ્રગટ ન હોય ભાણ;
નરસૈંયાચા સ્વામીની શોભા જોવા, મુનિવરે મુકયાં ધ્યાન. વાંસલી૦૬

### પદ ૧૫૭ મું.

તૃપ્ત ન થાઉં મુખડું જોતાં, તન મન નાખું વારી રે;
નિશદિન મહારા શામલિયાને, રાખું ઉરપર ધારી રે. ૧
સેજ રચીને પીઉ પધરાવું, હું વિલસું કંઠે વિલાગી રે;
સકળ શણગાર પીયુ કારણ ધર્યાં, પટોલી નવરંગી રે. ૨
તાળી દઈ દઈ વહાલા હાથે, હળવે આલિંગન આપું રે;
ભણે નરસૈંયો રંગ ભરી રમતાં, કાયર થઈ નવ કાંપુ રે. ૩

### પદ ૧૫૮ મું.

તૃપ્ત થઈ હરિનું મુખ જોતા, હરખી મંદિરિયા‡ માંહે રે;
મન ગમતો મચકો કરીને, બીડું રુદીયા માંહે રે. ૧
શાશા ભાવ ધરું પીયુ સાથે, સુંદર સેજ સમારી રે;
નંદકુંવર સુંદિરવર વિલસુ, તન મન ઉપર વારી રે. ૨

---

* પદ ૧૧૮ અને આ પદમાં બહુ મળતાપણું છે–માત્ર થોડા શબ્દમાં જ ફેર છે. છતાં એ અને એવા બીજા કોઇ કોઇ પદ કાયમ રાખવાનું કારણ એ છે કે, એમાં શુદ્ધ પાઠ કીયો છે, તે સાક્ષરોને જોવાને બની આવે, તેમ જ વધુ જૂની ને પ્રમાણીક પ્રત મળે, શુદ્ધ પાઠ સિદ્ધ થઈ શકે. † પાઠ. "નર્ત નાટક રંગ પુષ્પ૦". ‡ મંદિર એટલે હૃદય.

દીવડીએ અજવાળું મંદિર, કુંકુંમ રોલ કરાવું રે;
ભણે નરસૈંયો શામલીયાને, મોતીયે લઈ વધાવું રે. ૩

## પદ ૧૫૯ મું–રાગ આશાવરી.

તન મન ધન વારી વહાલા ઊપર, રજની રંગભેર રમશું રે;
નિરભે થઈને શામળીને, કંઠે બાંહોડલી ધરશું રે. તન૦
સારી પેઠે શણગાર કરીને, જે કહેશો તે કરશું* રે;
ભાવ ધરી ભામણુડાં લઈને, રસમાંહે રીઝવશું રે. તન૦
મારો વહાલો છે અંત્યત ભોગી, ભલી પેરે ભોગવશું રે;
ભણે નરસૈંયો દે આલિંગન, અધર અમૃત રસ પીશું રે. તન૦

## પદ ૧૬૦ મું–રાગ રામગ્રી.†

શામળો સુખ નિધાનરે સજની;
વેણુ વાહી અમો તેડી રમાડ્યાં, દઈ મરકલડે માનરે સજની.
રાસ રમંતાં સુરીનર મોહ્યારે, મુનિજને મેલ્યાં ધ્યાન;
વામાએ રસ કાંઈ ચાખી ન જાણ્યો, કાંઇએક કીધાં માનરે સજની.
માનનું કારણ (જોઈ) મોહનજીરે, થયા છે અંતર ધ્યાન;
વિનય વચને અતિશય પ્રકાશ્યા, મધ્યેથી પ્રગટ્યા કહાનરે સજની.
અધરપાન કીધાં સુખ લીધાં, દીધાં ચુંબન દાન;
નરસૈંયાચો સ્વામી સુખની સીમા, પામ્યાં પરમનિધાનરે સજની.

## પદ ૧૬૧ મું.

શામળીઆ સાથે, રમવું શામળીઆ સાથે રે. ટેક.
ધન્ય ભાગ્ય આહીરડાં કેરાં, હરિએ ઝાલ્યાં હાથે રે; રમવું૦
ચૌદ લોકમાં થયાં રે જાણીતાં, બળવંતાની બાથે રે; રમવું૦
આજ તારા મેં ગુણ સાંભળ્યા, બ્રેહતણી વાતે રે; રમવું૦
ભલે મળ્યો મેહતા નરસિંહનો સ્વામી, નાગરની નાતે રે; રમવું૦

## પદ ૧૬૨ મું.

શામળીયાનો સ્નેહરે બેની, તુજ વિના કોને કહેવાય રે;
એહ વાત તું રાખે છાની, રખે ક્યાંએ પ્રગટ ન થાય રે. ૧

* પાઠ. "સહેશું રે". † પાઠ૦ બિહાગડો.

રજની તેજ રળિયામણી રે, માંહે ચંદ્રમાનુ તેજ રે;
મન માંહે મનોરથ કરતો વહાલો, આવ્યો અમારી સેજ રે. ૨
શાં શાં સુખ સંભારીએ, કહેતાં ન આવે પાર રે;
નરસૈંયાચો સ્વામી ભલે મળીયો, નીત નીત કરતી વિહાર રે. ૩

### પદ ૧૬૩ મું.

શામલડીને સાન કરીને, વહાલો વૃંદાવન ચાલ્યો રે;
જુગતી જોડી જોઈ કરીને, હાથ ગળામાંહે ઘાલ્યો રે. શા૦ ૧
રાસ મંડળ રચ્યો રાધાવર, પીતાંબર પલવટ વાળી રે;
કરગ્રહીને અધરરસ પીએ, મધ્ય માહલે * વનમાળી રે. શા૦ ૨
અતિ આનંદ ઉલટભેર રમતાં, માંહે મોહનજી રસ માણ્યો રે;
ગોપીમાંહે ગેલ કરંતો, કેશવ કોણે ન કળાણો રે. શા૦ ૩
ધ્રુજી ધરા ચરણે ચાંપ્યો ભોરંગ, ભાર કોણે ન ખમાણો રે;
નરસૈંયાચા સ્વામી એટલું માગું, રહેજે ઉર લપટાણો રે. શા૦ ૪

### પદ ૧૬૪ મું–રાગ માલવ.

શામલિયો શામલડી સંગે, અંગો અંગે મળિયો રે;
નાચંતાં નાચંતાં હળવે હળવે,† અબલાઓએ ઉર ધરિયોરે. ૧
જૂવતી જીવન રસમાં રાતા, દેતાં પરસ્પર તાળી રે;
વાહે વેણા મહુઅરની ધુની, થનનન કરે‡ વનમાળી રે. ૨
જાણે સુખનો સાગર ઉલટયો, શોભા કહી ન જાયે રે;
કરુણા કીધી નરસૈંયાને, ગોવિંદના ગુણ ગાયે રે. ૩

### પદ ૧૬૫ મું–રાગ માલવ–કાલેરો–ગોડી.

શામલિયાને સંગે રમતાં, માન તજીને મળીએ રે;
હળવે શું આલિંગન આપી, જેમ રીઝે તેમ કરીએ રે. ૧
વદન નિહાળી વહાલા કેરું, નેણા અમીરસે ભરીએ રે;
અંગો અંગે આનંદ વાધ્યો, ભાવ ધરીને ભજીએ રે. ૨
જીવન સફલ હોયે તે તારુણી, જો વહાલો વહાલ જણાવે રે;
ભણે નરસૈંયો ધન તે નારી, હળવેસુ ઉરપર આવે રે. ૩

---

* પાઠ. "મધ્ય રહ્યો". † પાઠ. "હલકે હલકે." ‡ પાઠ. "વાંસલડી."

### પદ ૧૬૬ મું–રાગ માલવ.

શામલિયો ને શ્યામા સજીઆં, મંડળમાં મહાલંતા રે;
તાળી તાલ પખાજ મહાધુન, થઇ થઇ થઇ કરતા રે. ૧
કંઠે પરસ્પર બાહુલડીરે, નાચંતાં રસ વાધ્યો રે;
જોબન માતી હરિ રંગ રાતી, વહાલાને વશ કીધો રે. ૨
એક આવીને ઉરપર લેતી, તાળી દઇ દઇ તારુણી રે;
ભણે નરસૈંયો ધન વૃંદાવન, ધન જે રમતાં રેણી રે. ૩

### પદ ૧૬૭ મું–રાગ માલવ.

ચાલો સહીયર સામટી આપણુ, સુંદિરવરને જોઇયે રે;
એકલડા એકાંતે મળીને, કાંઇક કહાનને કહીયે રે. ૧
વૃંદાવનમાં વહાલા સાથે, રંગ ભરી રેણી રમીયે રે;
અધર સુધારસ પાન કરીને, વહાલો ઉરપર ધરીયે રે. ૨
જેમ જેમ વહાલો વેણુ વજાડે, વાદે વેણુ વાયે રે;
નાચંતાં નાચંતાં આપણુ, મધુરું મધુરું ગાયે રે. ૩
શોળ કળા શશિ પ્રગટ્યો પૂરણુ, તેતા વહાલો વશ કરીયે રે;
ભણે નરસૈંયો રાસ રમતાં, વહાલો વહાલે વરીયે રે. ૪

### પદ ૧૬૮ મું–રાગ બેહાગડો.

શામળીયા રાસ રમાડો, જે સુખ હેત લીજે તમ સાથે, ધન ઘડી ધન દહાડો. શા૦ ૧
મોરલીને નાદે મોહ ઉપજાવ્યો, આનંદ સિંધુ પમાડો. શા૦ ૨
નરસૈંયાના સ્વામી કંઠ બાંહે ધરી, અમને પ્રેમ પીછોડી ઓઢાડો. શા૦ ૩

### પદ ૧૬૯ મું–રાગ માલવ-કાલેરો–ગોડી.

સાઇડું દેવા દ્યો સાઇડું દેવા દ્યો, સાઇડું દ્યો શામલિયા;
જો મન માને તો હસી બોલાવો, એકવાર સામુ જુઓ બલિયા. ૧
અમો માનની કેમ માન મૂકું, શું કીજે જો ચિત્ત ચલિયા;
તું દીઠા વણુ મહારું મન, રહી ન શકે રે વન મલિયા. ૨
તું દીઠડે બ્રહ્માદિક મોહતા, અમો અબલાનું કોણુ ગજું;
નરસૈંયાચો સ્વામી સુંદર જાણી, તેણે મને મળવા કોડ ઘણું. ૩

### પદ ૧૭૦ મું.

શાને કાજે સહુ મળી આવ્યાં, શું છે તમારું કામ રે;
પતિવ્રતાનો નહીં રે ધરમ, એ ગોપીજાઓ તમારે ધામ* રે. ૧
મોહન કેરાં વચન સુણીને, નીચું જોયું બાલી † રે;
‡ મૂખ આંગલી ને મન વિમાસે, આ શું કહે છે વનમાળી રે. ૨
ગદગદ કંઠે ગોપી વચન પ્રકાશે, તમે સાંભળો દેવ મોરારી રે;
§ ભૂદર અમને નહીં ભજો તો, તજશું દેહ હમારી રે. ૩
અંતર પ્રીત જોઈને હરી હસીયા, રુદયા ભીતર ભીડી રે; ‖
પ્રેમ ધરીને નરસૈંયો નિરખે, સરખા સરખી જોડી રે. ¶ ૪

### પદ ૧૭૧ મું.

શા માટે શામળીઆ વહાલા, સાન કરીને તેડી રે;
વ્યાકુળ થઇ વિનતા સહુ અંગે, વેણુ વજાડી રુડી રે. શામાટે. ૧
આણી વેલાં મધરાત્રીએ અમો, પરહરીઓ પરિવાર રે;
સામાં આળ ચઢાવ્યાં અમને, નીરલજ નંદકુમાર રે. શામાટે. ૨
વચન વિચારીને બોલો પ્રભુજી, અમો અબળા બળ થોડું રે;
નરસૈંયાચા સ્વામી આશા પૂરો, દીન થઇ કરજોડું રે. શામાટે. ૩

### પદ ૧૭૨ મું—રાગ ધનાશ્રી.

શામલડી અંગ મોડીને ચાલે, નેણુ નચાવીને શણગટવાળે;
નીલી પટોળી, ઓપે અંગે ચોળી, ચાંપાવરણી કંદ્રપકર કુસમ ઉછાળે રે. ૧
પરવશ પ્રેમે ભરાણી શામલડી, શામલિયાની સેજે આવી ઉલટ
અંગ ન માયે રે;
નરસૈંયાચો સ્વામી ઉરપર લીધો, ભિડ્યો રુદીયામાંહે રે. ૨

### પદ ૧૭૩ મું.

રેણી રમતાં પિયુજીસુ શામા, હસી હસી કંઠે વળગીરે કામા. રેણી૦
પ્રેમધરી વહાલો ઉરપર લીધો, ભીડયો અંગો અંગે રે;
સુરત સમાગમ શામલિયા સાથે, વાધ્યો નવલે રંગે રે. રેણી૦ ૧

---

* પાઠ 'ઠામ' † પાઠ. "નિહાળી રે." ‡ પાઠ. "મુખ આંખડલી ને મુખને વિમાસે, એ શું બોલ્યા વનમાળી રે." § "ભુદર નહિય ભજે રે અમને." ‖ પાઠ. "ગોપી હદીયા સાથ લીધાં રે." ¶ પાઠ. "નરસઈયાંના સ્વામીસંગ રમતાં, આપ સરીખાં કીધાં રે."

દરપણુમાંહે નેહાલી જોતાં, રીઝી રહી મન માંહે રે;
નરસૈંયાચા સ્વામીસું રમતી, તે સુખ કહ્યું નવ જાયે રે. રેણી૦ ૨

પદ ૧૭૪ મું-રાગ ધનાશ્રી.

શણગટડો સંકોડી જોયે, તમ તમ વહાલાજીને મન મોહે. શણગટડો૦
ભમે *ધનુકનેણુ કટાક્ષે, ભામની ભાવ જણાવે રે;
પીન પયોધર કશણુ કશીને, ઉભી હાર હુલાવે રે. શણગટડો૦ ૧
સેજડીયે શામલિયો ને શામા, ઉલટ અંગ ન માયે રે;
નરસૈંયાચા સ્વામી માનની મોહ્યા, એમ કરી વશ થાયે રે. શણગટડો૦ ૨

પદ ૧૭૫ મું.

સકળ શણગાર કરીને અંગે, ચોલી પટોલી ચળકે રે;
શામલિયાસું સાઈંડું લેતાં, કંકણુ ચુડી ખળકે રે. સકળ૦ ૧
વાંસલડી વાગી શોહાગણુ થઈ હીંડું, રમઝમ લટકે બાહુ લોડાવું રે;
સુંદિરવરની સેજ સમારી, રમતાં રુડી ભાવું રે. સકળ૦ ૨
વાંસલડી વહાતો આવે ઘેર, મુક્તા થાળે વધાવું રે;
નાના વિધનાં ભોજન કરીને, વહાલાને આરોગાવું રે. સકળ૦ ૩
નરસૈંયાચ્યો સ્વામી મહાલે ઉરપર, તો સફ્રાણી થાઉં રે;
હરખે હરિને હું મહાલાવું, માતી મંગળ ગાઉં રે. સકળ૦ ૪

પદ ૧૭૬ મું.

શંકર હસે રે જેહને જોઇ, રાધાવર રમે જોને;
ગોપેશ્વરે ગોકુળની લીલા, દેખાડી મૂને રે. ૧
ધન ધન ભાભી તેં વચન પ્રકાશ્યાં, ભેટ્યો ભૂધરને;
યૂવતિ જૂથ મળી જ્યાં રંગે, મોહી રહ્યો ગાને રે. ૨
ચકિત થયાં ત્યાં વનનાં પક્ષી, નાદ સૂણી શ્રવણે;
ધન નરસૈંયો ઉભો નીરખે, સદા શિવ શરણે રે. ૩
ગંગાધર ને ગોકુળપતિ વચ્ચે, જે કોય આણે ભેદ;
ભણે નરસૈંયો વૈશ્નવ નહીં તે, અધમ તેને કહે વેદ. ૪

* ધનુષની આકૃતિ જેવાં વાંકા નેણ.

## પદ ૧૭૭ મું.

નૌતમ યોવન મ્હારું, તે જોવાને;
સેજ શે ન આવ્યો શામળીયા. ટેક.
કુચને ઉડત અધુર રંગરાતા;
દેવમુને શુંરે જોઇ જોઇ જાતા. નૌ૦ ૧
કટીને પાતલડી સકોમળ દેહા;
શે ન સંભારો મ્હારા પુરવ સનેહા. નૌ૦ ૨
એવાં એવાં વચન સુણીને હરિ હસીયા;
નરસૈંયાચો સ્વામી મ્હારા ઉર પર વસીયા. નૌ૦ ૩

## પદ ૧૭૮ મું.

ગોપી ટોળે મળીરે, નેપુરીયાં ઠમકાવતી આવે;
રમઝમ કરતી, મારા નાથને બોલાવે રે. ૧
શીરશોહે રુડી રાખડલિરે, વેણીચા ફુમક લટકે;
નેણે કાજળ સારીયાં, શ્રવણે ઝાલ ઝબુકે રે. ૨
સુરિજન તારી બાહુડલીરે, હેજ ધરી ગલેશુ લેશું;
મીઠડે વચને સંતોકશુંરે, પ્રેમે આલિંગન દેશું રે. ૩
એવાં વચન શ્રવણે સુણી, સંતોકી વૃજનારી;
નરસૈંયાચો સ્વામી ભલે મળીયો, આવગમન નિવારીરે. ૪

## પદ ૧૭૯ મું.

નેણાં નીરખતાંરે, શાન કરી સંભળાવે રે;
પ્રેમદા પ્રેમ ધરી મન માંહે, લટકંતો ઘેર આવે રે. નેણાં૦ ૧
સુંદિરવરને કારણ કામા, જે જે મનોરથ કરતી રે;
સોવ્રણપાટ બેસારી આરોગાવે, આગળ લઇને ધરતી રે. નેણાં૦ ૨
જેમ જેમ વહાલો મુખમાંહે મહેલે, તેમ તેમ ઉલટ અંગ ન માયે રે;
નરસૈંયાચ્યો સ્વામી ભાવે ભીજ્યો, વળતો રુદીયા માંહે રે. નેણાં૦ ૩

## પદ ૧૮૦ મું.

નિર્ગુણગારો નાહોલીયો તે સગુણ થયો; નિર્ગુણગારો૦ ટેક.
જનમની કોટાન કોટ લગે, વહાલો અમશુ અબોલડો રહ્યોરે. નિર્ગુણ૦ ૧

આજનો દીન રળીયામણોરે, રંગભેર રમશું રજનીરે;
વહાલાને આલિંગન લેશું, પછે તે સુખ કહેશું સજનીરે. નિર્ગુણ૦ ૨
એકજ મનમાં ચિંત્યા હુતી, તે મારે વહાલેજીએ ટાળીરે;
નરસૈંયાચો સ્વામી ભલે મળીયો, નહીં અવતરીએ વળીરે. નિર્ગુણ૦ ૩

### પદ ૧૮૧ મું–રાગ કેદારો.

નાર નાચે સંગ નાથ તે સ્વરભરે,
તાળ મૃદંગ રસવેણું વાજે;
અણુસારા કરતી શામળા સન્મુખે,
માનની મુખ ઘણો મચ્છર છાજે. નાર૦ ૧
ચોળી ચમકાવતી ઘમઘમે ઘુઘરી,
છંદે ઠમકાવતી નેપુર નારી;
અલવે અંગ મોડતી વહાલા સંગ દ્રોડતી,
જાણે ઘન દામની ચમકે ભારી. નાર૦ ૨
નાથને બાથ ભુજ ભરી રહી ભામની,
અબળા આનંદ ઉર અંગ ન માયે;
ભણે નરસૈંયો રંગ લહેરી ઝકોળમાં,
મોહન મનની મગન થાયે. નાર૦ ૩

### પદ ૧૮૨ મું–રાગ કેદારો.

નાથ નાચે શીર મુકુટ તે ઝળકતો,
અબળા અલાપીને મધુરુ ગાએ;
નેપુર કીંકણી શબ્દ શોહામણા,
કર ધરી કામની તાલ વાએ. નાથ૦ ૧
કુંડલાકારમાં મલપતિ માનની,
હરખતી નાથને બાથ ભરતાં;
સર્વ સુખદાયક પ્રેમ હેતો પ્રેમદા,
સકળ વ્યાપી રહ્યો રસ રમતાં. નાથ૦ ૨
હાર શણુગાર ને અંબર ઓપતાં,
કરતણાં કંકણુ ખલકે ચુડી;

નરસૈંયાને મન આનંદ વાધ્યો ઘણો,
નિરખતાં નાચતાં જુગમ જોડી. નાથ૦ ૩

### પદ ૧૮૩ મું–રાગ કેદારો.

નાચતાં નાચતાં નયણે નયણાં મલ્યાં,
મદ ભર્યાં નાથને બાથ ભરતાં;
ઝમકતે ઝાંઝરે તાલી દે તારુણી,
કામની કૃષ્ણસું કેલ કરતાં. નાચતાં૦ ૧
પ્રેમદા પ્રેમસું અધર ચુંબન કરે,
પીઉ સંગ પરવર્યાં અબળ બાળા;
તાળ મૃદંગ મધ્ય ઘમઘમે ઘૂઘરી,
સામ સામા કરે ચપળ ચાળા. નાચતાં૦ ૨
ઉરસું ઉર ભરે કંઠસું બાંહ ભરે,
જેહને જે ગમે તે લેજ રમતાં;
ભણે નરસૈંયો રંગરોળ ઝકોળમાં,
શામ ને શ્યામ સહુ મન ગમતાં. નાચતાં૦ ૩

### પદ ૧૮૪ મું.

નાનકડી નાર નમતી ચાલે, ઝાંઝરને ઝમકે;
તારુણી દેખી ત્રિભુવન મોહે, ટીલડી ટમકે. ૧
મરકાલી મન મછર જણાવે, અંગ ધરે અભિમાન;
શ્રીરંગરાતી મધુરું ગાતી, કરતી સાહમી સાન. ૨
નરહરીસુ મલવા નિસરતી, ભૂષણ પાયે ધરતી;
નરસૈંયાચો સ્વામી ભલે મળ્યો, જાયચા બંદાન ભજતી. (?) ૩

### પદ ૧૮૫ મું.

કાળી કોરનાં પહેરણ પ્રેમદા, કાળા કમખા કશણ કશા;
કાળી દોરી ગોફણડે ગુંથી, કાળા દંત મુખ મેણ જશા. ૧
કાળો કાજળ નેણે સાર્યો, કાળી વેણુ વિવિધ વળી;
કાળા કૃષ્ણ કાલિંદ્રી તીરે, તવ ત્રિકમને ત્રિયા મળી. ૨

નીલી ભાતી પટોળી પહેરણુ ને નીલાં કોલી પાન ઘણાં;
નીલા ગુલર કમલ કર કમખે, નીલાં ટોડર તુલશી તણાં. ૩
નીલાં તરુવર ગીરી ગોવરધન, લીલું વંદ્રાવન વળી;
નીલા પોપટ પાણુ પદ્મની, તવ ત્રિકમને ત્રિયા મળી. ૪
પીળાં પટકુળ પેહેરણુ પ્રેમદા, પીળાં ભૂષણુ હ્રદે ધરી;
પીળાં ચાંપા ચોસર કંઠે, પીળી કેશર આડ કરી. ૫
પીળી આંબા શાખ મનોહર, પીળી કમખે શેર વળી;
પીળું અંગ ઓપે અતિ અબળા, તવ ત્રીકમને ત્રીયા મળી. ૬
ઉજ્વળ શ્વેત શાવટું પહેરણુ, ઉજ્વળ ચોળી ભરત ભરી;
ઉજ્વળ જાઇ છેલાનાં ટોડર, ઉજ્વળ ચંદન ઉગટ ભરી. ૭
ઉજ્વળ ચિત્ત રાખો હરી ચરણે, ઉજ્વળ વિઠ્ઠલ હ્રદે ધરી;
ઉજ્વળ વેહુ જમુનાજીનું પાણી, ઉજ્વળ વાણી નરસૈંયાતણી. ૮

### પદ ૧૮૬ મું-રાગ કાલેરો.

કાનજી કાનજી કરતી હીંડે, વૃંદાવનમાં ગોપી રે;
મોરલીને નાદે નારી નીસરી, કુટુંબની લજ્જા લોપી રે. કાનજી.
શરદ રેણી શોહામણી સુંદર, રુડો આસો માસ રે;
વીણા વજાડી વિહ્વળ કરીને, રંગ ભેર રમવા રાસ રે. કાનજી.
મનડું વ્યાકુળ વિનતા કેરું, નાદે હરી લીધાં મન રે;
ભૂષણુ વસ્ત્ર ભૂલી ભામનિયો, વાંસલીએ હર્યું તન રે. કાનજી.
અબળા એકલડી નીસરિયો, તજીને ઘર પરિવાર રે;
નરસૈંયાયા સ્વામીને મળવા, રમવા રાસ મોરાર રે.* કાનજી.

### પદ ૧૮૭ મું-રાગ કાલેરો.

લઇ ચાલો મને વૃંદાવનમાં, મદન મૂરત રુડી દીઠી રે;
પીતાંબરની કાછ કચ્છી, અમૃત પેં અતિમીઠી રે. લઇ.
મોર મુકૂટ ને કાને કુંડળ, મુખની મોરલી શ્રવણુ કરે;
જુવતીનાં જૂથ મળ્યાં છે સર્વે, હરિ મુખ જોવા હરખ ભરે. લઇ.
પાયે નેપૂર તે રુમઝૂમ વાજે, વીંછુડાને ઠમકે રે;
મોરલીધરનું મન ભમાવા, શીશફૂલ તે લેહકે રે. લઇ.

---

* પાઠ૦ "રમવા ઇચ્છે નારરે"

ચરણા ચોળી ચુંદડિયો શોહિયે, મુખ શોહિયે સુંદર પાન રે;
શામળિયાસું રંગ ભેર રમતાં, ગોપી ગોરેવાન રે. લઇ.
નવલાં રૂપ ધરે રાધાવર, ઝાંઝરનો ઝમકાર રે;
તાળ પખાજ વાજે વાંસલડી, ઘુઘરીનો ઘમકાર રે. લઇ.
એક એક પ્રત્યે અંગ નમાવે,* મધ્યે માધવ નાચે રે;
આશીશ દે દેવ ઉપરથી, ચરણુ રેણુંને જાચે રે. લઇ.
જે જે કૃષ્ણુ કરે બ્રહ્માદિક, પુષ્પવૃષ્ટિ ત્યાં થાય રે;
ઉમિયા ઇશ્વર અતિ આનંદે, નરસૈંયો ત્યાં જાય રે. લઇ.

## પદ ૧૮૮ મું–રાગ કાલેરો. †

ધન્ય ધન્ય વૃંદાવનની શોભા, ધન્યરે રુડો આસો માસ રે;
ધન્ય ધન્ય કૃષ્ણુ તણી જે લીલા, ધન્ય ગોપિયોનો રાસ રે. ધન્ય.
ઘુંઘટડામાં સાન કરીને, માનુની મોહ ઉપજાવે રે;
હળવે અંગ મોડતી અબળા, નેહ નેણામાં જણાવે રે. ધન્ય.
કંઠ કોકિલો સ્વર ઉચ્ચરે, ગાંધર્વ ગાન હરાવે રે;
વચન મીઠાં મધુરાં ઉચ્ચરતી, વહાલાને સુખ મનાવે રે. ધન્ય.
અમર લોકનાં જૂથ મળ્યાં ત્યાં, મુનિવર જોવા આવે રે;
જય જય જય જયકાર કરીને, પુષ્પ દેવ વધાવે રે. ધન્ય.
ધન્ય એ ગોપી ને ધન્ય એ લીલા, ધન્ય એ રાસમાં રમાડે રે;
ગોપીશ્વરની કૃપા થકી રે, નરસૈંયો તાળ વજાડે રે. ધન્ય.

## પદ ૧૮૯ મું.

રુસણુલાં રમતાં લીજે, તે રુડેરાં ભાવે રે;
પિયુસું પ્રેમ ઘણોરે બેહની, મનમથ માન છંડાવે રે. ૧
તાણાતાણુ ન કીજે વહાલાસું, મન ડળકતું કરીયે રે;
અંતરથી અળગું નવ કીજે, એણીપેરે રંગભર રમીયે રે. ૨
આલિંગન લીજેરે ધાડું, જેમ વહાલો મન રીઝે રે;
નરસૈંયાચા સ્વામિશું રમતાં, માનની માન ન કીજે રે. ૩

* પાઠ. "એકએક વિચવિચ ગોપી નાચે." ગ્રહણ કરેલો પાઠ ત્રણ પ્રતમાં છે. † ઉક્ત પદ ૧૨૯ પદને બહુ અંશે મળતું છે, પણ કેટલોક પાઠાંતર હોવાથી રાખ્યું છે.



# વસંતનાં પદ.



## પદ ૧ લું-રાગ વસંત.

*પ્રથમ દિવસ વ્રજ વસંતપંચમી, સખી ઘેર સોઇયે;
તા પછે સબ વૃજ સુંદરી, હરિનું મન હસી મોહિયે. સુખ. ૧
સોવણપાટ પથરાવો માનુની, વાહલાને પધરાવો;
આંબા મોર મુકુટ મુસ્તક ધરી, અભિશેક કરાવો. સુખ. ૨
ફૂલડે પગારા †ભરાવો માનુની, કેશર કળશ ભરાવો;
ચૂવા ચંદન કસ્તુરીનાં, છાંટણાં ઝીણાં છંટાવો. સુખ. ૩
‡શરણ રહિયે મારા વાલમા, કોટિ વર્ષ વસંત રમીજે;
§નરસૈંયાના સ્વામીના સંગથી, ભામની ભોગ સમીજે. સુખ. ૪

## પદ ૨ જું-રાગ વસંત.

હાં હાં રે રત આવીરે આવી, ફૂલ્યો ફાગણ માસ;
નિઃશંકપણે નંદજીનો કુંવર, પૂરે મનડાની આશ. હાં હાં. ૧
મન ગમતા શણગાર સજીને, કરીશું હાસ વિલાસ;
સુંદરીનું ભૂષણ શ્રી વૃજજીવન, અમો તમારી દાસ. હાં હાં. ૨
કામણ ગારો કેશવજી રે, વસે વૃજમાં વાસ;
નરસૈંના સ્વામીએ રે વિધી, પડી પ્રેમને પાશ. હાં હાં. ૩

---

* પાઠ. "આવી આજ વસંતપંચમી." † પાઠ. "ફુઆરા." ‡ પાઠ. "પણ જુઓ મારા વાહલા." § પાઠ. "નરસૈંયાના સ્વામી સંગે રમતાં".

### પદ ૩ જું–રાગ વસંત.

આવી રત ફૂલી વૃંદાવન, પ્રફુલિત ફૂલી ગોપી;
અનંગ વ્યાપ્યો અંગો અંગે, નારાયણ રહ્યો છે ઓપી. આવી. ૧
દેહ દશા ભૂલી સુણ્ય સજની, રહી ચરણે ચિત્ત ચોંપી;*
ક્રીડા વન કીધી કામનિયે, કુટુંબની લજ્જા લોપી. આવી. ૨
પ્રીતમજી શું પ્રીત ઘણેરી, તન મન સર્વે સોંપી;
નરસૈંયાનો સ્વામી મળિયો, કંચનમાળા આરોપી. આવી. ૩

### પદ ૪ થું–રાગ વસંત.

આ ઋતુ રુડી રુડી મહારા વાહલા, રુડો તે માસ વસંત;
રુડાં વનમાંહે કેશુ તે ફુલ્યાં,† રુડો રાધાજીનો કંત. ૧
અતી રુડાં રે ઝાંઝ વજાડે,‡ તારુણી વજાડે તાલ;
ચતુરાં મળીને ચંગ વજાડે, તો મોરલી વજાડે મદન ગોપાળ. ૨
અતિ રુડું વંદ્રાવન પસરતું, રુડું જમુનાનું તીર;
અતિ રુડી ગોપી ગોવાળ મંડળી, રુડારુડા તે હળધર વીર.§ ૩
રુડાં રંગ કુંકુમ કેશર ઘોળ્યાં, રુડાં તે મુખ તંબોળ;
અતિ રુડો નરસૈંયાચો સ્વામી, નીતનીત ઝાકમઝોળ. ૪

### પદ ૫ મું–રાગ વસંત.

આવ્યો આવ્યોરે ઋતુનો રાય, અતિ ઉલટ થાય,
ઘડીરે લાખેણી જાય, વેગે પધારો;
સહિયર સમાણી ટોળી, પહેરો નવરંગ ચોળી,
કુંકુમકેસર ઘોળી, ભાજન ભરો. ૧
ચાલોને સાહેલી વહેલી, જોયે કોણ પહોંચે પહેલી,
અબીર ઉછોળી રહી, આ કરે;
હેતે હરિ કંઠે લાગો, મન વાંછિત માગો,
અબીલ ગુલાલ અતિ, ઝુરઝુરે. ૨

* ચોંપ રાખીને. † પાઠ. "તન રુડાં ને વનમાં કેસુડાં ફુલ્યાં." ‡ પાઠ. "રુડી રંગભર વાજે વાંસળી." § પાઠ. "આ રત રુડી વૃંદાવન સોહિયે, રુડી તે જમુનાની તીર; રુડી ગોપી ગોપાળની મંડળી, રુડા તે હળધર વીર."

આનંદે આવે ગોપી, લાજ મરજાદ લોપી,
કેસુરીયા વસંત પેહરી, મુનિ ચિત્ત હરે;
નરસૈંયાનો સ્વામી રુડો, પેહેરાવે અખંડ ચુડો,
તે જોની સંસાર કુડો, પ્રભુ પ્રેમે ભરે. ૩
આ૦યો આવ્યોરે ઋતુનો રાય૦

## પદ ૬ ઠું–રાગ વસંત.

ચાલ ચાલ સૈયર સહી,* મહેલ મથવું મહી,
વસંત આવ્યો વનવેલ ફુલી;
મ્હોરીયા અંબ, કદમ કોકીલ લવે વસંત,
કુસુમ કુસુમ રહ્યો ભમર છલી. ૧
સાર ને હાર આભૂષણ, સજી ગજગામની,
કહુવારની કહું છું, ચાલ ઉઠી;
રસીક મુખ ચુમીએ, વલગીએ ઝુંબીએ,†
આજ તો લાજની દોવાઈ છૂટી. ૨
હેતે હરી વશ કરી, નાવલો ઉર ધરી,‡
કરગ્રહી કૃષ્ણજી પાછા કેમ ફરશે;§
નરસૈંયાચા સ્વામી રંગમાં, અંગે ઉદમસ્ત હવો,
કોઇ પણ દિવસનો ખંગ વળશે.‖ ૩

## પદ ૭ મું–રાગ વસંત.

આવ્યો વસંત રમવાને જઈએ, વનડામાં વનમાળી;
સખી સર્વે ભવન ભવનથી, રમવા ચાલી¶ બાળી. આવ્યો. ૧
મોહો માંહે મરકડલાં કરતી, હસી હસી દે કર તાળી;
કૃષ્ણ કલેવર કુચની સાથે, કંઠે $બાવલડી વાળી. આવ્યો. ૨
ઉન્માદ અનંગ પ્રકટ્યો ઉરમાં, રમત રમે રસવાળી;×
નરસૈંયાના સ્વામી તમ પાખે, કોણ શકે લેઈ તાળી. આવ્યો. ૩

* પાઠ. "સૈયર રમીએ સહી." † પાઠ. "રસીક મુખ એવું લુંબીએ ઝુંબીએ." ‡ પાઠ. "લાવોની જરૂર ધરી." § પાઠ. "પ્રીતે પળશે." ‖ આ પદની પાંચ પ્રતમાંની ત્રણમાં, "રામ કૃષ્ણ સંગમાં અંગે ઉન્મદ હવો; પોઇસા દિવસનો પંગ વળશે" એવો પાઠ છે. ¶ પાઠ. "નિકળી બાળી." $ બાવલડી–બાહુ. × પાઠ. "રસાળી વાડલી."

### પદ ૮ મું–રાગ વસંત.

ચાલો સખી વૃંદાવન જઇએ, જહાં ગોવિંદ ખેલે હોળી;
નટવર વેષ ધર્યો નંદનંદન, મળી માનનીની ટોળી. ચાલો. ૧
એક નાચે એક તાલ વજાડે, એક કેશર છાંટે ઘોળી;
એક અબીલ ગુલાલ ઉડાડે, *એક ભ્રમમાં ભમે છે ભોળી. ચાલો. ૨
મદમાં છકેલી છાનું છાનું બોલે, અબળા બની મતબાળી;
એક એક માંહે કરે મરકડલાં, હસી હસી લે કર તાળી. ચાલો. ૩
વસંતઋતુ વૃંદાવન માંહે, ફૂલ્યો ફલ્યો ફાગણ માસ;
હરખે હરજી હોળી રમે છે, ત્યાં જુવે નરસૈંયો દાસ. ચાલો. ૪

### પદ ૯ મું–રાગ વસંત.

રમવા સરખું શ્રી વૃંદાવન, પાસે જમુના તીર;
રુડી ગોપ ગોવાળની મંડળી, રુડો રુડો હળધર વીર. રમવા. ૧
શીતળ મંદ સુગંધ બે'કે, ત્યાં બોલે ચાતક મોર;
મુખ જોઈ મોહનજી કેરું, † નવ રહે કોઈનો તોર. રમવા. ૨
નવ સપ્ત ભૂષણ અંગ ધરે ગોપી, પેહર્યાં ચરણાં ચીર;
નરસૈંયાનો સ્વામી વાંસળી વાહતો, મધ્ય ઉભો સકળ આહીર.‡ રમવા. ૩

### પદ ૧૦ મું–રાગ વસંત.

કેસુડાં રાતાં ને ઋતુ રાતીજીરે, કોયલડી વનવાસી;
માનનીયાં જોબન મદમાતી, મોહન ચરણ ઉપાસી. ૧
મોહરા અતિશે મનોહર વનમાં, કુમકુમ સાધન સાહેલી;
ક્રીડા કારણ શામ મનોહર, મલી છે સર્વ સાહેલી. ૨
ધન્ય ધન્ય રે શ્રી જમનાં તીરે, ધન્ય વૃંદાવન સોહે;
નરસૈંયાચા સ્વામીની લીલા, દેખત સુરી નર મોહે. ૩

### પદ ૧૧ મું–રાગ વસંત.

કેસુડાં કુલ્યાં રે, આવ્યો ફાગણ માસ;
રંગ ભરી રમશું નરહરિ સાથે, આણી મન ઉલ્લાસ. ૧

---

* પાઠ. "એક ગાય છે ભમર ભોળી." બીજો પાઠ. "એક ભ્રમમાં ભટકે ભોળી."
† પાઠ. "નવ રહે કોને ધીર." ‡ પાઠ. "મળી સકળ૦" બીજો પાઠ. "આવી ઉભો સકળ."

ચુવા ચંદન ચરચી અંગે, નવલ કુસુમના હાર;
અબિલ ગુલાલ માંહે વિલશું, નવલ રંગ નંદકુમાર. ૨
તાળી દેશું ત્રિકમને હાથે, બાહુલીને લટકે;
હુળવેસું આલિંગન દેતાં, ઝાંઝરીઆં ઝમકે. ૩
જે જે ગમશે જસોદાનંદન, તે તે આપણ કરશું;
નરસૈંયાચા સ્વામીસું રંગમાં, રમતાં ભામણડાં લેશું. ૪

## પદ ૧૨ મું-રાગ વસંત.

વસંતઋતુની હું બલિહારી, નાર નર હુંસે ફાગ રમે;
માધવ સખા સહીત ગૃહગૃહપ્રતિ, જમ વન અંબુજ ભમર ભમે. ૧
મનભાવતાં વચન પરસ્પર, વનિતાવૃંદ વશેક કરે;
લડસડતો લક્ષ્મીવર લઘુ વેશે, ધાઈ ધાઈ સહુ કોઇ બાથ ભરે. ૨
કનક કળશ કેશર ભરી હરિ, પૂઠે રહી મસ્તકે ઢોળે;
કરતલ ભરી શીખંડ અગરરસ, મુખલોચન ઉપર રોળે. ૩
સાસુ નણુદી ડાહ્યાં ડમરાં, મરજાદાએ અનુસરતાં;
તે સહુ કહે વહુ ચાલો રમીએ, આડો શણગટ શા ધરતાં. ૪
નરસૈંયાચા સ્વામી નિત નવલી પેરે, વિચિત્ર લીલા કેલી કરે;
લેહેરીઓ જડમાં જે આવે, પુરુષપણું વેગે વિસરે. ૫

## પદ ૧૩ મું-રાગ વસંત.

ધન્ય ધન્ય રે આ ઋતુ ભલી, રમશું વહાલાને સંગ;
આંબા કેશુ ફૂલાં રે, ફૂલી આંબલી અંગ. ધન્ય૦ ૧
ધન્ય ધન્ય આનંદ ઉલટો, આવ્યો ઋતુનો રાય;
પ્રેમે પીઉને પુજીશું, સુખની લેહેરડી ન માય. ધન્ય૦ ૨
મન મોદ ભરાણી રે, સજીઆં સકળ શણગાર;
નેપૂર કંકણી ખલકે, ઝાંઝરના ઝમકાર. ધન્ય૦ ૩
નટવર ટીલડી શોભતી, ઝાલ ઝબૂકે કાન;
દાંત જસા દાડમકળી, ગોરી ગોરેવાન. ધન્ય૦ ૪
ચોળી પટોળી ચળકે રે, ઉરપર લટકે હાર;
મળવાને મોહન આકળી, જોબનમાતી નાર. ધન્ય૦ ૫

નાકે વેશર લટકતાં રે, મ્રગમદ અંજન સાર;
મોતીયે માંગ ભરાવીરે, રાખડી જોત અપાર. ધન્ય૦ ૬
ટોળે ટોળે તારુણી, ગાયે ગીત રસાલ;
માનુની આવી મલપતી, ઉડે અબીલ ગુલાલ. ધન્ય૦ ૭
નંદભૂવન રળીયામણું રે, જહાં છે પ્રાણ આધાર;
કેશર ભરી પિચકારી રે, દે પરસ્પર માર. ધન્ય૦ ૮
સુંદર વદન વહાલાતણું, જોતાં તૃપ્ત ન થાયે;
જુવતી જુથ સહુ ધાઇને, ભીડ્યો રુદીયા માંહે. ધન્ય૦ ૯
કેશર ગોળી ઢોળીને, રામા કરતી રંગ;
વાજાં બહુ વિધ વાગે રે, તાળી તાળ મૃદંગ. ધન્ય૦ ૧૦
હાસ્ય કરે સર્વ સુંદરી, કરી પરસ્પર સાન;
અબીલ ગુલાલે ભરીશું, સુંદર શામળવાન. ધન્ય૦ ૧૧
મુખડું માજી માનુની, પામી પ્રાણ આધાર;
તાલી ચોહદિશે પાડે રે, બોલે જયજયકાર. ધન્ય૦ ૧૨
કામની કર ગૃહી કૃષ્ણનો, કરતી નેણાનો માર;
ચાલેરે સુંદર શામળોરે, રમીયે વન મુઝાર. ધન્ય૦ ૧૩

કામની કૃષ્ણને કંઠે વલાગી;
છૂટશે નાથ હવે માન માગી.

માતા કુંવરને હરખે, કરતી સકળ શણગાર;
ગાલે ટબકુ કીધુંરે, કાજળ લઈ તે વાર. ધન્ય૦ ૧૪
મુખડું નિરખી નિરખી, મીઠાં કીધાં માય;
વળી ઘણી કરતી વારણાં, હૈયે હરખ ન માય. ધન્ય૦ ૧૫

મીઠાં કરીને વદન નેહાલે;
માતાજી મનનાં મોદ મહાલે.

જુવતી જુથ સહુ ચાલેરે, વાજાં વાગે અનેક;
વહાલો વેણુ વગાડેરે, વિનતા વેણા વશેક. ધન્ય૦ ૧૬
ગગન ગુલાલે છાયો, જાણે થઇ રહી રાત;
મરકલડા કરી આવીરે, શામળીયા સુણીએ વાત. ધન્ય૦ ૧૭

આગળ પાછળ આવીને, સાહ્યા સુંદરશામ;
વશ કીધો વિનતાતણે, પૂરણ કરવા કામ. ધન્ય૦ ૧૮
આગળ આવી નાચે રે, નયણે નીરખી નાથ;
વહાલાજી વદન નિહાલીએ, દરપણ લઈને હાથ. ધન્ય૦ ૧૯
સુખ સાગરમાં ઝીલે, કામા કરે રે કલોલ;
શશિવદની સંગ શોભતી, વાધ્યો ઝાકમઝોળ. ધન્ય૦ ૨૦
રામા રમતાં રસ ચડી, ફાગ મધુરા ગાય;
કામની કૃષ્ણ ક્રીડા કરે, ફૂલી અંગ ન માય. ધન્ય૦ ૨૧
કામની કૃષ્ણને રંગેરાતી;
મગન થઇ પ્રેમ રસમાં માતી.
અંક આલિંગન લઈ રહી, કરગ્રહી ઢોળે વાય;
પ્રેમદા પ્રેમ ભરાણીરે, ઉર વારણે જાયે. ધન્ય૦ ૨૨
સંતોષી સર્વ સુંદરી, કાનોજી* કરતા વિહાર;
ધન વૃંદાવન મહાલતા, ધન ગોકુળની નાર. ધન્ય૦ ૨૩
સુરીનર કુસુમે વધાવે રે, દેવ દુંદભી થાય;
કૃષ્ણ કૃપાથી નરસૈંયો, હરખી હરી ગુણગાય. ધન્ય૦ ૨૪

## પદ ૧૪ મું—રાગ વસંત.

જમુનાંને તીરે શામળો, જુવતી જુથ મોઝાર;
મહારસ માંહે મહાલતો, ઉલટ અંગ અપાર. ૧
વહાલો વેણુ વજાડે રે, નાચે નારી સંગ;
ઝાંઝર નેપૂર રણઝણે, તાળી તાલ મૃદંગ. ૨
ગાયે ગીત સોહામણાં, શામા સરવે સાદ;
તારુણી તાન મેલાવેરે, વેણા વાહે નાદ. ૩
અબિલ ગુલાલ ઉછાળેરે, ચુવા ચંદન સાર;
કેશરભરી પીચકારીરે, કરે પરસ્પર માર. ૪
હલધર ગોપ તહાં આવ્યા, કુસુમ લતા લઇ હાથ;
બળવંત બાળી ઉલટી, છોડી સઘળો સાથ. ૫

* પાઠ. "કાલોજી."

માર પરસ્પર કીધો રે, ઉલટી વ્રજની નાર;
કોઇ હાર ન માનેરે, હરખે નંદકુમાર. ૬
ચુવા ચંદન છાંટે રે, કેશર ઘોળી રંગ;
અબિલ ગુલાલ ઉછાળે રે, વાધ્યો મહારસ રંગ. ૭
જૂવતિ જૂથ મહાબળ વાધુંરે, નાઠા ગોપ ગોવાળ;
હોહો કરીને ગાયેરે, વાયે તાળી ને (વળી) તાલ. ૮
ધસમસતી હલધર સાહ્યારે, કુંકુમ કરદમ લીધાં;
મુખડું માંજીને હસીઆરે, કાજળ નેણે કીધાં. ૯
મનમાં મોદ ભરાણીરે, પુલી અંગ ન માયે;
આવોજી વદન નેહાળીએ, કર લઇ દરપણ માંહે. ૧૦
શશિવદની સોંડી કરી, તારુણી ટોળી માંહે;
નાચે ગાયે ગમતુંરે, મહુયરની* ધૂન થાયે. ૧૧
પ્રાણજીવનને ઘેરી કરી, બળીઓ ભિડ્યો બાથે;
કેશર ગોળી ઢોળીને, સાહી રહ્યાં બે હાથે. ૧૨
પીતાંબર પટ લઇને, હાસ્ય કરે સર્વ નાર;
ગમતો ગમતો કરશું રે, શામલા સકલ શણગાર. ૧૩
નલવટ ટીલી કીધીરે, નેણે કાજળ સાર;
શીષ ફૂલ રાખડી ઝલકેરે, મોતી માંય† અપાર. ૧૪
નાકે વેસર ઘાલતાં, રમતાં નાના ભાવ;
કંકણ ચૂડી ખલકે રે, હાર હેમ જડાવ. ૧૫
પટોળી અતિ ઓપતી, પુમક ફરકે માંહે;
કંદુક કુસુમ બે લઈને, મેલ્યાં ચોલી માંહે. ૧૬
નેપૂર પાયે રણઝણે, કટી મેખલા ઝણુકાર;
લટકે બાહુ લોઢાવોજી, ઝાંઝરને ઝમકાર. ૧૭
મુખડું જોતાં માનુની, મોહી રહી મનમાંહે;
એક આવી આગળ ધરે, નીરખોજી દર્પણ માંહે. ૧૮

---

* પાઠ. "મયુરની." † પાઠ. "માંઝ."

શામલાનો વેષ શામાને, કીધો અતિ આનંદ;
શોભા કહી નવ જાયરે, જોડે નંદાનંદ. ૧૯
વાજાં વાજતે* ચાલ્યાંરે, જૂવતી જીવન સંગ;
આવ્યાં નંદજીને આંગણે, માતાજી ફૂલ્યાં અંગ. ૨૦
જોડું સુંદર શોભતુંરે, ગોપી મંગલ ગાય;
મુકતા થાળ વધાવીને, મીઠડા કીધા માય. ૨૧
અંબર ભૂષણ આપ્યાંરે, શામા શોભતાં અંગ;
નિત્ય નિત્ય રમવાને આવજો, મ્હારા મોહન સંગ. ૨૨
સર્વસ્વ વારીને વારણે, †ચાલી ચતુરાં નાર;
નેણા સફળ કરી નરખેરે, નરસૈંયો કૃષ્ણ વિહાર. ૨૩

## પદ ૧૫ મું–રાગ વસંત.

કહો કેમ વસીએ રે મારા વહાલા, ગોકુળ લુંટ મંડાણી;
નંદતણો નાંધડીયો રે નરહરિ, થઈને બેઠો દાણી. કહો૦
ભાગ નથી રે એનો લાગ નથી રે, બાળક જાણીને પાળ્યો;
દધી વેચવાનો મારગડો તે, કહાનુડે ખાળ્યો. કહો૦
એકનું ઢોળે વહાલો એકનું ફોડે, એકનું દધી લુંટી ખાય;
(એક) એકને વહાલો અટકણ બોલે, તે રે સહ્યાં કેમ જાય. કહો૦
(એક) એકને વહાલો ચીર પહેરાવે, એકને ચરણા ચોળી;
(એક) એકને વહાલો ગીત ગવડાવે, બીજીને મેલે ઠેલી. કહો૦
સહુ રે સખી વૃંદાવન ચાલી, અબીલ ગુલાલ ભરી ઝોળી;
નરસૈંયાના સ્વામીની સંગે રમતાં, ત્યાં ખેલીશું હોળી. કહો૦

## પદ ૧૬ મું–રાગ વસંત.

જોડું શોભતુંરે શોભતું, શામલિયા ને શામારે;
હાસ્ય કરે સહુ સન્મુખ આવી, આનંદી મનમાંરે. જોડું૦ ૧
વાજાં વાજે ઝાંઝર નેપૂર, તાળી ને વળી તાળરે;
અબિલ ગુલાલ કનક પિચકારી, વાધો રંગ વિશાળરે. જોડું૦ ૨

* પાઠ. "વાગે" † પાઠ. 'ચરણે ચાલી.'

નેહ ઝડ લાગી સુંદર વરશું, પ્રેમદા પ્રેમે પુરીરે;
ચુવા ચંદન વિલસે વનિતા, સબલી સામા ચુરીરે. જોડું૦ ૩
ઉપર સુરીવર કુસુમે વધાવે, બોલે જયજયકારરે;
નરસૈંયાચો સ્વામી રમતો, વૃંદાવન મોઝારરે. જોડું૦ ૪

## પદ ૧૭ મું–રાગ વસંત.

પ્રેમદા પૂજેરે પૂજેરે,* પિયુશું આણી પ્રેમરે;
આવ્યો દાહુડો રંગે રમવાનો, પંચમી પુરણ કામરે. પ્રેમદા૦ ૧
નાના વિધનાં કુસુમ અનોપમ, કેશર ચંદન ઘોળીરે;
અબીલ ગુલાલ અગર ઉત્તમ, અરચો સૌ વનમાળીરે. પ્રેમદા૦ ૨
ધન ધન ઋતુ રળીઆમણી, ફુલ્યું સઘળું વનરે;
નરસૈંયાચા સ્વામિ રંગે રમશે, ચુવતી પ્રાણજીવનરે. પ્રેમદા૦ ૩

## પદ ૧૮ મું–રાગ વસંત.

માતા હરખીનેરે હરખીને, મોતીએ થાળ ભરાવે રે;
સુંદર જોડું શોભતું, ઉપર લઇ વધાવે રે. માતા૦ ૧
આભુષણ અંબર બહુ આપ્યાં, જેને જેવા શોહે રે;
આંગણડામાં આનંદ વાધ્યો, માનનિયા મન મોહે રે. માતા૦ ૨
જેજેકાર કરે સહુ નારી, નાચે ને વળી ગાયે રે;
ભણે નરસૈંયો મુખડું જોતાં, માતા તૃપ્ત ન થાયે રે. માતા૦ ૩

## પદ ૧૯ મું–રાગ વસંત.

માનની મોહનશુંરે મોહનશું, ધાઇ ધાઇ ભરતી રંગરે;
અબીર ગુલાલ ઉછાળે અબળા, ફુલી ફાલી અંગરે. માનની૦ ૧
ચાબુક ગ્રહીને શશિવદની, સન્મુખ પાલવ ગ્રહીને તાણેરે;
ભુજબળ ભીડી ભામની, તે મોહન મધ્યે આણેરે. માનની૦ ૨
ચંદ્રભાગા ચુઆ ચંદન લઇ, વહાલાનું મુખ માંજેરે;
ભણે નરસૈંયો ભામણડલાં લઇ, નારી નેણાં આંજેરે. માનની૦ ૩

* પાઠ. "પૂજેરે પૂજેરે."

### પદ ૨૦ મું–રાગ વસંત.

માનની મોહીરે મોહીરે, કહાન કામી જોતાંરે;
નીલાંબર અતિ સુંદીર વહાલા, તાળી દઈ દઇ હસતાંરે. માનની૦ ૧
સાચું બોલો શામળીયા રે, દરપણ માંહે નિહાળીરે;
શોભંતો શણગાર સુંદીરવર, આંજી આંખ અણિઆળીરે. માનની૦ ૨
મરકલડો કરી મહાબળીયાને, ગાલે ટબકું કીધુંરે;
ભણે નરસૈંયો ભામણુડલાં લઈ, મુખ ભેળી ચુંબન દીધુંરે. માનની૦ ૩

### પદ ૨૧ મું–રાગ વસંત.

બાહુડી મહેલોજી મહેલોજી, શું છે અમશું કાજરે;
અબીલ ગુલાલે અંગ ભર્યું, વહાલા નહીં કાંઈ તહાંને લાજરે. બાહુડી૦ ૧
કેશરની પીચકારી છાંટી, ઊર અંબર કાંટાળાંરે;
આલિંગન દેતાં મારા વહાલા, દુરીજન લોક બોલાવાંરે. બાહુડી૦ ૨
ટોળે મળી સર્વ તારુણી, મરકલડાં મસ કરતીરે;
નરસૈંયાચા સ્વામિશું રસભર રમતાં, કેશર રસમતતીરે. બાહુડી૦ ૩

### પદ ૨૨ મું–રાગ વસંત.

માતા મોહનને મોહનને, રે જઇ ઉચ્છંગે લીધો રે;
અબીલ ગુલાલ મહા રસરંગે, માનની મનોરથ સીઝો રે. માતા૦ ૧
ધન્ય ધન્ય ધન્ય કૃષ્ણ, ધન્ય એ ગોપી ધન ધન જશોદા માયરે;
પૂરણ પ્રીતે તૃપ્ત થઇને, વશ થયા જાદવરાય રે. માતા૦ ૨
સુરીનર મુનીવર ભરમે* ભૂલા, લીલા ભેદ ન જાણે રે;
નરસૈંયાચા સ્વામિ નિત્યે રસમાં ઝીલે, કૃષ્ણલીલા રસ માણે રે. માતા૦ ૩

### પદ ૨૩ મું–રાગ વસંત.

મુખડું નિરખતાં રે નિરખતાં, તાળી દઇ દઈ નારરે;
દરપણ આગળ લઇને ઉભાં, શશીવદની સુકુમારરે. મુખડું૦ ૧
ભામડલાં લે ભામનીરે, ચુંબન કરતી વારંવારરે;
ચુંબન ગ્રહી મરકલડો કીધો, નિહાળે નંદકુમારરે. મુખડું૦ ૨

* પાઠ. 'ભરૂસે ભૂલા.'

લલીતા લલીત મુખ વચન બોલે, ઉડે* અબીલ ગુલાલરે;
શોભા સાગર શામળીયાની, આંજી આંખ વિશાળરે. મુખડું૦ ૩
મુખ અંબર લઇ હલધર હસીયા, ગોપીગોવાળા સાથેરે;
ભણે નરસૈંયો ચંદ્રભાગાએ, હલધર સાહ્યા હાથેરે. મુખડું૦ ૪

## પદ ૨૪ મું–રાગ વસંત.

મુખડું મોહનનુંરે મોહનનું, જોતાં તૃપ્ત ન થાયેરે;
અબીલ ગુલાલ ચુઆ ને ચંદન, મહાલે મહારસ માંહિરે. મુખડું૦ ૧
વાજાં વાજે વિધવિધનાં, મોહન વચ્ચે આણીરે;
નાચે નારી કંઠે વળગી, ગાયે મધુરી વાણીરે. મુખડું૦ ૨
હાર ન માને ઉલટી અબળા, હરીને હાસ્ય કરતીરે;
ભણે નરસૈંયો માનની માતી, રંગે રેલ વરસતીરે. મુખડું૦ ૩

## પદ ૨૫ મું–રાગ વસંત.

અબળાને અમીરસ ઉલટચોં, વહાલા શું કરતાં વિહાર;
ચુઆ ચંદન ભરીને, છાંટતી નંદકુમાર.
(ચોબોલો). છાંટેરે કામની કૃષ્ણ અંગે, ભરી દીધી ભામની સર્વ અંગે.† ૧
જસોદાજીએ કળશ કેશર ભરી, ઉરપર લીધા મોરાર;
અબિલ ગુલાલ વરસાવેરે, નાઠી વ્રજની નાર. ૨
હો હો કરી હરી કડે, ધાયા ગોપ ગોવાળ;
સન્મુખ થઇ સર્વ સુંદરી, પાછી વળી તતકાળ. ૩
કુસુમ લતા કર કામની, મારતી આવી તે વાર;
કેશર કચરો કીધો, નંદતણા ઘેર દ્વાર. ૪
માંહોમાંહિ ઝાકમઝોલરે, વાજાં વાદે વાહે;
કોય હાર ન માને રે, પ્રગટચો પ્રેમ ન સમાયે. ૫
જૂવતી જુથ સૌ ધાઈને, કર ગ્રહી લાવી પાસ;
કહો હાર્યા‡ હવે કૃષ્ણજી, કરે પરસ્પરે હાસ્ય. ૬

---

* પાઠ. 'ઉડાવે.' † પાઠ. "ભરી ભરી ભામની." ‡ મૂળ પાઠ 'કહો હારા.'

(ચાળ્યાલો) કર ગ્રહી કામની કૃષ્ણ લાવી, ભુજ બળ ભીડતી મનમાં ભાવી.
મ્રકલડે કરી મુખ લોહે, રામા પર્મ આનંદ;
મહારસમાં એ મા'તાં રે, ગોપી ને ગોવિંદ. ૭
ધન ધન લીલા હરિ તણી, કહેતાં નાવે પાર;
કૃષ્ણ કથા નિરખે નરસૈંયો, ધન ધન એ અવતાર. ૮

પદ ૨૬ મું–રાગ વસંત.

રામા રંગીરે રંગીરે, રસમાં થઈ ઝાકમ ઝોળરે;
શામળીયાનું અંગ ભરિને, બોલે મીઠા બોલરે. રામા૦ ૧
સુંદીશ્વર રસમાંહે ઉલટો, ઉલટી અબલા બાગીરે;
વાદે ચડી સહુ શિરપર નાખે, ધાઈ ધાઇ કેશર ઘોળીરે. રામા૦ ૨
તાલ પખાજ વેણુ મહુંયર, વિધ વિધ વાજાં વાહેરે;
ભણે નરસૈંયો હલધર ઉપર, યુવતિ જંન ધાયેરે. રામા૦ ૩

પદ ૨૭ મું–રાગ વસંત.

*હાંરે હાંરે કાંકરડીરે કાંકરડી, મુજ ઉરપર નાંખેરે;
કરશું રાવ જસોદા આગળ, એવડું કોણ સાંખેરે. હાંરે૦ ૧
શામાટે શામળિયા વહાલા, અધર સુધારસ પીધોરે;
શામાટે શામળિયા વહાલા, હાર હૈયાનો લીધોરે. હાંરે૦ ૨
સાંઇડું દેતાં શામળિયાને, ફાટી નવરંગ ચોળીરે;
નરસૈંયાચા સ્વામી કહું તમને, અમો નથી કાંઇ ભોળીરે.† હાંરે૦ ૩

પદ ૨૮ મું–રાગ વસંત.

શોભા શોભંતી રે શોભંતી, શામલિયા ને શામા સંગરે;
નેહજડ લાગી વાદ ચઢી સહુ, ભરી ભરી ભરતી રંગરે. શોભા૦ ૧
નાચે ગાયે નેણુ નચાવે, મરકલડાં કરતીરે;
અળવે આવી શામળિયાને, ઉરની ઉપર ધરતીરે. શોભા૦ ૨
વદન નિહાળી સર્વસ વારે, અબિલ ગુલાલ ઉછાળેરે;
ભણે નરસૈંયો વાજાં વાજે, માનની મોહન મહાલેરે. શોભા૦ ૩

---

* પાઠ. "હાંરે હાંરે કાંકરડી ઠીકરડીરે." † પાઠ. "અમો નથી કાંઈ બાળી ભોળી રે."

## પદ ૨૯ મું–રાગ વસંત.

ભામણુલે જાશુંરે જાશુંરે, સુંદીરવરને નિહાળીરે;
ચુવા ચંદને ચરચી વહાલો, વહાશે વેણુ રસાળીરે. ભામ૦ ૧
વહાલા આગળ નાદે નાચી, મધુરું મધુરું ગાશુંરે;
ઝાંઝર ઘુઘરી નેપૂર ઘમકે, વારુ વાજાં વહાશુંરે. ભામ૦ ૨
કરતલ કુંકુમ ભરી ભરી, નાક ને મુખને ભરીશુંરે;
ભણે નરસૈંયો અબીલ ગુલાલે, વહાલાનું અંગ રંગીશુંરે.* ભામ૦ ૩

## પદ ૩૦ મું–રાગ વસંત.

ભોળી નવ જાણીશરે નવ જાણીશ, અમે છું ચતુરાં બાળારે;
અબીલ ગુલાલ ભરીશું હોંસે, વહાલે કેશર રસ લીધારે. ભોળી૦ ૧
ટોળે ટોળે તારુણી રે, આગળ આવી ઉભીરે;
બળીયો બાંહે ગ્રહી મેં સાહ્યો, મધ્યે શામા શોભીરે. ભોળી૦ ૨
અબીલ ગુલાલ અગર રસ ઉત્તમ, ભરી કેશર રસ ગોળીરે;
ભણે નરસૈંયો હો હો કરીને, શિરપર નાંખે ઢોળીરે. ભોળી૦ ૩

## પદ ૩૧ મું–રાગ વસંત.

ભરશું ભાવધરીરે ભાવધરી, વહાલા કેરું અંગરે;
શામળીઆને સન્મુખ કરીએ, તેમ તેમ વાધે રંગરે. ભરશું૦ ૧
તાલ પખાજ નેપૂરને નાદે, ઝાંઝરના ઝમકારરે;
રમીશું રમત રઢીયાળી, સંગે નંદકુમારરે. ભરશું૦ ૨
એણીપેરે આનંદે વહાલો, ઉર ઉપર ધરશુંરે;
નરસૈંયાચા સ્વામિ વૃંદાવનમાં, લઈ ઉરે વરશુંરે. ભરશું૦ ૩

## પદ ૩૨ મું–રાગ વસંત.

ઓપી ગોપીરે ગોપી, કૃષ્ણુતણે રંગ રાતીરે;
અબીલ ગુલાલ ચુવા ને ચંદન,ધાઈ ધાઈ અંગે ભરતીરે. ઓપી૦ ૧
ધન ધન વાજાં વાજે, વારુ હો હો કરતાંરે;
ઘુમણુડી ઘાલે ઘણેરી, શામળીયાશું રમતાંરે. ઓપી૦ ૨

* પાઠ. "વાહાલાના નયણાં આંજશુંરે."

વાદે વાદે પરસ્પર રમતાં, કહાન કામી સંગેરે;
ભણે નરસૈંયો સુંદીરવર, મહાપુષ્પવૃષ્ટી કરે રંગેરે. ઓપીo ૩

### પદ ૩૩ મું–રાગ વસંત.

ગોપી ગોવીંદશું ગોવીંદશું, વૃંદાવન માંહે મહાલે રે;
સન્મુખ આવી શામળીયાપર, અબીલ ગુલાલ ઉછાળે રે. ગોપીo ૧
સુંદીરવરને શણગારીને, હૈડે હરખ ન માય રે;
વાજાં વાજે નાચે નારી, મધુરું મધુરું ગાય રે. ગોપીo ૨
પિતાંબર ચોળી અતિ ચળકે, નાકે વેશર લળકે રે;
નરસૈંયાચો સ્વામિ શોભે સુંદર, કાને ઝાલ ઝબૂકે રે. ગોપીo ૩

### પદ ૩૪ મું–રાગ વસંત.

કુસુમે વધાવો રે વધારો રે, શશીવદની સંગેરે;
શણગટડો વાળે આવીને, ઉલટ વાધ્યો અંગેરે. કુસુમેo ૧
નીલાંબર પીતાંબર પેહરી, ભેળી ગાંઠડલી વાળીરે;
મુખડું જોતાં મનમાં પુલ્યાં, વહાલો વનમાળીરે. કુસુમેo ૨
જો કહો મુખથી હારચો* વહાલા, ભામણડલે જઇએરે;
નરસૈંયાચા સ્વામિનું સુખ મુકી, અળગા કેમ થઇએરે. કુસુમેo ૩

### પદ ૩૫ મું–રાગ વસંત.

કૃષ્ણ ઝીલે જમુના જળ માંહે, શ્રીરંગને મલીને શામા રે;
પ્રેમ ધરીને પાણી છાંટે, રંગ ભરી રમતી રામા રે. ૧
ચહુ દીશે ચતુરાં ચદન ચરચે, અગર ઉત્તમ રસ ભેલી રે;
હાર કુસમના વહાલા કંઠે, ઘાલે દઈ દઇ તાલી રે. ૨
ઉલટી અબલા જોબનમાતી, ભુજ બળે ભીડી રહેતી રે;
ભણે નરસૈંયો શશીવદની તે, નીરખી નેણાં ભરતી રે. ૩

### પદ ૩૬ મું–રાગ વસંત.

ચુવા ચંદન ચરચી અંગે, જળ જુમનામાં રમતાં રે;
પ્રેમદા પ્રેમ ભરી સંગે ઝીલે, ભામની ભાવે ભજતાં રે. ૧

* મુળ પાઠ 'હારો' છે.

સન્મુખ રહી સખી સુંદરી, વહાલાનું અંગ ભરતી રે;
ઉલટી અબલા ઉરપર લઈને, વહાલે ભુજા ભરતી રે. ૨
નાના વિધ કુસમ અનોપમ, ગુંથી સુંદર હાર રે;
નરસૈંયાચા સ્વામી કંઠે, આરોપી કર, કરત વિહાર રે. ૩

### પદ ૩૭ મું–રાગ વસંત.

ચાલોરે આપણુ સહુ મળી, રમીએ વહાલાને સંગ;
કેશર માટ ભરાવો, ભરીયે વહાલાનું અંગ. ૧
શણગારે સોહાવેરે, ચોળી પટોળી સાર;
મનગમતો ઉર મહાલીયે, જીવન પ્રાણુ આધાર. ૨
શામા સહુયે શોભતી, શશીવદનીને સંગે;
નેપૂરીયાંને ઠમકે રે, નાચે નવલે રંગે. ૩
નંદકુવર અતિ શોભતા, સાથે ગોપ ગોવાળ;
વાહે મહુવર વાંસળી, ગાયે ગીત રસાળ. ૪
અબીલ ગુલાલ ઉછળે, નાતા (?) આવ્યાં જહાં વ્રજ નાર;
સન્મુખ થઈરે સુંદરી, કરે પરસ્પર માર. ૫
ચુવા ચંદન કેશર, જાણે વરસે મેહ;
કોઇ હાર ન માનેરે, અબળા ઉલટો નેહ. ૬
છેલપણે છાના જઈ, સાહે ચતુરસુજાણ;
અળવે શું ઉર લીધો રે, વારી તન મન પ્રાણ. ૭
મુખડું જોઈ મન હીસે, કાજળે નેણ સમાર;
શણગારે સોહાવ્યો રે, સુંદર નંદકુમાર. ૮
એક ચિબુક ગ્રહી જોયેરે, તાળી પાડી* હાથ;
વહાલાજીનું રૂપ નિહાલીયે, આપું દરપણ હાથ. ૯
હલધર ઉપર ઉલટી સહી, લાવી તેણીવાર;
સરખેસરખું કીધું રે, હો હો બોલે અપાર. ૧૦
ધન્ય ધન્ય લીલા હરિતણી, મહાલે ગોકુળમાંય;
કામની કૃષ્ણ ક્રીડા કરે રે, દેવ દુંદભી વાય. ૧૧

* પાઠ. "તાલી દેઈ દેઈ હાથ."

નાદે નારી નાચે રે, નારી સંગે નાચે નાથ;
કૃષ્ણ કરુણાએરે નરસૈંયો, નિરખી થયો રે સનાથ. ૧૨

### પદ ૩૮ મું–રાગ વસંત.*

ચાલો ચાલો સખી વૃંદાવન જૈયે, ગોવિંદ ખેલે હોળી;
નટવર વેશ ધર્યો નંદનંદન, મળીને મહાવન ટોળી. ૧
એક નાચે એક તાળ વગાડે, છાંટે ચંદન ઘોળી;
એક એક શું કરેરે મરકલડા, ગાયે ભાંભરા† ભોળી. ૨
કર્યા શણગાર ને હાર નગોદર, પહેરીયા ચરણા ચોળી;
સેંથે સિંદુર ને નેણે સમાર્યાં, કુંકુમ કેશર ઘોળી. ૩
એક છાના છમકલડા વાહે, એક વાગા બોળે બાળી;
એક માંહોમાંહે કરે મરકલડા, હસી હસી દે કર તાળી. ૪
વસંતઋતુ વૃંદાવન શોભે, પ્રફૂલ્યો ફાગણ માસ;
ગોવિંદ ગોપી હોળી રમે ત્યાં, જોયે નરસૈંયો દાસ. ૫

### પદ ૩૯ મું–રાગ વસંત.

અળગાં કેમ થઈએરે કેમ થઇએરે, રંગે રમીએ હોળીરે;
ચુઆ ચંદન કલશ કનકના, ભરીએ કેશર ગોળીરે. અળગાં ૧
શિખા સહીત શામળીયો સોહે, સન્મુખ શામા આવેરે;
અબીલ ગુલાલ પરસ્પર છાંટે, રમતાં રુડા ભાવેરે. અળગાં ૨
ચુવા ચંદન કનક પિચકારી, વાધ્યો રંગ અપારરે;
ભણે નરસૈંયો મહાઝકઝોળે, કોય ન માને હારરે. અળગાં ૩

### પદ ૪૦ મું–રાગ વસંત.

અબળા આનંદીરે આનંદીરે, પીયુશું પ્રેમે પૂરીરે;
અબીલ ગુલાલ કેશરરસ, છાંટે સંગ્રામે સૂરીરે. અબળા૦ ૧
સન્મુખ રહી સર્વ સુંદરીરે, મધ્યે શામા ગોરીરે;
ચતુરપણે ચંચલગત જોતી, શણગારે ગોરીરે. અબળા૦ ૨

* આ પદ, પદ ૮ માની ત્રણ લીટી સુધી એકસરખું છે. તે પછીની કડીઓમાં ફેર છે.
† ત્રણ પ્રતમાં એ પાઠ છે ને એકમાં 'ભગ્મર' પાઠ છે.

વશ કીધો વનિતાએ વહાલો, મરકલડાં કરતીરે;
નરસૈંયાચા સ્વામિશું રમતાં, હળવે ઉર ધરતીરે. અબળા૦ ૩

પદ ૪૧ મું–રાગ વસંત.

અબળા આવી રે આવી, ગૃહ ગૃહથી સહુ નારરે;
અબીલ ગુલાલ ઉછાળે, ગાયે ઊભી નંદદ્વારરે. અબળા૦ ૧
પહેરી ફાલી પલવટ વાળી, શણગારે સારીરે;
મોહન કેરું મુખ જોવાને, ઉનમત ઉભી બારીરે.* અબળા૦ ૨
તાલ મૃદંગ વેણા ને મહુવર, નેપૂર ધૂન થાએરે;
ભણે નરસૈંયો ધસમસતી, સહુ વાહલો જોવા જાએરે. અબળા૦ ૩

પદ ૪૨ મું–રાગ વસંત.

ભામણડાં લઇ શામલીયાનાં, વદન નેહાલી રહીયેરે;
નેણે નેણ મેલાવી વહાલો, તે સુખ કહેને કહીયેરે. ૧
પ્રેમ ધરી પાતલીયા સાથે, વાત રસાલી કરીયેરે;
તાલી દઇ દઈ વહાલા સાથે, અળવેશું ઉર ધરીયેરે. ૨
મનગમતો મહાલું મહારો વહાલો, કંઠે બાહુડલી ઘાલીરે;
ભણે નરસૈંયો નવ મનથી, મહેલું પ્રાણને ટાળીરે. ૩

પદ ૪૩ મું–રાગ વસંત.

વનિતા વાદ ચડીરે વાદ ચડી, પિયુને પ્રેમ ભરાણીરે;
કેશર રસની ગોળી ઢોળી, તે શામા શિર આણીરે. વનિતા૦ ૧
અબીર ગુલાલ ઉછાળે હળવે, ચુવા ચંદન ઘોળીરે;
સન્મુખ આવી શામળીયાને, ભરી ભરી નાંખી ઝોળીરે. વનિતા૦ ૨
ઉમંગી અબળા આલાપે ને ગાયે, વાધ્યો પરસ્પર રંગરે;
શશીવદની સુંદરવર સાહી, ભીડ્યો અંગોઅંગરે. વનિતા૦ ૩
તાળી દેઈ દેઈ હાસ્ય કરેરે, મોહનનું મુખ જોતીરે;
ભણે નરસૈંયો રસની લેહેરે, કામની કેલ કરંતીરે. વનિતા૦ ૪

પદ ૪૪ મું–રાગ વસંત.

વનમાં વિલસતાં રે વિલસતાં, વહાલો વનિતા વેશેરે;
નિરખંતાં મોહી રહ્યાં સહુ, અબળા અંગ ઉલાસેરે. વનમાં૦ ૧

* પાઠ. 'ઉન્મત હુંવારીરે.'

ધન ધન ઋતુ રઢીયાળી, રસમાં કહાન કામની રમતાંરે;
શામળીયાને શામા રૂપે, ધાઈ ધાઈ ઉરપર લેતાંરે. વનમાં૦ ૨
ધન ધન ગોપી સખા સંગમના, ધન ધન હળધર વીરરે;
ધન નરસૈંયો નેણે જોતાં, ધન ધન જમુના તીરરે. વનમાં૦ ૩

## પદ ૪૫ મું–રાગ વસંત.

વનમાં વહાલાશુંરે વહાલાશુંરે, કરશું કેલ રસાળીરે;
કનક ઘડા કેશરના ભરશું, પલવટડી વાળીરે. વનમાં૦ ૧
શામળીયાને શીર નામી, દેશું પરસ્પર તાળીરે;
કહેશું આવો રમીએ આપણ, બળીયા વનમાળીરે. વનમાં૦ ૨
કોણ હારે કોણ જીતે મોહન, અબીલ ગુલાલ ઉછાળીરે;
નરસૈંયાચા સ્વામિ સંગે રેહશું, તવતવડીરે ટોળીરે. વનમાં૦ ૩

## પદ ૪૬ મું–રાગ વસંત.

વહાલો વહાલ ધરીને, શામા સંગે સોહાવે;
મુક્તાફળ બેઉ કરમાં લઇને, કામની કૃષ્ણ વધાવે. ૧
કેશર ગોળી શીરપર ઢોળી, સહુએ હો હો કરતી;
માતા મોદ ન માએ મનમાં, મોહન મુખ જોતી. ૨
ચોળી ચીર આભૂષણ આપ્યાં, હરખી હરખી ગાયે;
ભણે નરસૈંયો રમતાં રમતાં, કૃષ્ણ કામની જાયે. ૩

## પદ ૪૭ મું–રાગ વસંત.

ઓરા આવો અલબેલા વહાલા, રંગ ભરી રમીએ હોળી;
તમ સાથે રમવાને આવી, સરસ બનીને ટોળી. ૧
લાલ ગુલાલ અબીલ ઉડાડીએ, નાંખીએ લઇ લઈ ઝોળી;
કનકની પીચકારી ભરી ભરી, છાંટીએ કેશર ઘોળી. ૨
તમારો વાઘો કરીએ ભીનો, તેલ ફૂલેલમાં બોળી;
અમારી નિલાંબરની સાડી, રસબસ કરીએ ચોળી. ૩
બાહર માહર સરખાં થાએ, માંહેમાંહે ઝકોળી;
નરસૈંયાચા સ્વામી સંગે રમતાં, અબળા તે બાળીભોળી. ૪

## પદ ૪૮ મું–રાગ વસંત.

આપણુ રમશું રે રમશું રે, રંગ રસાળી હોળી;
શામળીયો વશ કરવાને, ભરશું કેશર ઘોળી. ૧
અબીલ ગુલાલ અગરરસ ઉત્તમ, ઘર ઘરથી નીસરશું;
નંદકુમારનું મુખ માંજીને, હો હો હોળી કરશું. ૨
જોવોરે આ ઋતુ રઢીયાળી, કોયલ ટહૂકા બોલે;
નરસૈંયાચા સ્વામિશું રમતાં, કરશું ઝાકમઝોળે. ૩

## પદ ૪૯ મું–રાગ વસંત.

દરપણે નિહાળી જો નિહાળી જોરે, શામળીયા વહાલા;
આગળ પાછળ તાળી દઈને, કરે નેણુના ચાળા. ૧
કેશરની ગોળી રંગે રોળી, કરે પરસ્પર માર;
વાજાં વાજે વિધવિધનાં ત્યાં, કટી કંકણુ ઝણુકાર. ૨
ચાલો જઈયે જસોદા કને, કુંવર રૂપ નિહાળે;
અબળા અતિ આનંદી મનમાં, અબીર ગુલાલ ઉછાળે. ૩
વંદ્રાવન રળિયામાણું રે, રળિયામણી ગોપી ગાય;
ભણે નરસૈંયો સુરીનર ઉમંગી, પુષ્પ વૃષ્ટિ ત્યાં થાય. ૪

## પદ ૫૦ મું–રાગ વસંત.

ઉરપર લીધો રે લીધો, વહાલો વનમાળીરે;
મનગમતો સણુગાર કરીને, નિરખે વાળી વાળીરે. ઉર૦ ૧
ચંદ્રભાગા ચંદ્રાવલીરે, શશીવદનિ સુકુમારરે;
અબીલ ગુલાલે અંબર છાયો, વિલસે વનમુઝારરે. ઉર૦ ૨
અબલા ઉલટી હલધર સાહો, કરે રે રંગના રોળરે;
મુખ માંજીને નેણે કાજલ, વાધો તે ઝાકમઝોળરે. ઉર૦ ૩
સખી સુદામા સરખા કીધા, બાલાબળ વાધુરે;
ભણે નરસૈંયો સુખની લહેરે, શામાયે સુખ લીધુંરે. ઉર૦ ૪

## પદ ૫૧ મું–રાગ વસંત.

યુવતીજ મળીરે યુવતીજ મળી, મોહનશું માણે હાલેરે;
ચહુદિશ ચતુરાં ઉલટી અંગે, અબીલ ગુલાલ ઉછાળેરે. યુવતીજ૦ ૧

ચુઆ ચંદન કેશર ઘોળી, જોબન માતી નારરે;
ઉલટયા હળધર ગોપ સંગાથે, પડે પરસ્પર મારરે. યુવતીજ૦ ૨
એક છાંટે એક ભરી ભરી લાવે, હો હો કરીને ગાજેરે;
ભણે નરસૈંયો મા કહો હાવે, માનની મચ્છર છાજેરે. યુવતીજ૦ ૩

પદ પર મું–રાગ વસંત.

યુવતી જીવનનેરે જીવનને, આલિંગન લેવંતીરે;
ચુઆ ચંદન કરતલ મર્દી, શ્રી મુખડું માજંતીરે. યુવતી૦ ૧
આગળ પાછળ અબળા ઉભી, મધ્યે મોહનને આણીરે;
અબીલ ગુલાલ અંગ ભરીને, અંબર લીધું તાણીરે. યુવતી૦ ૨
વહાલ ધરી વહાલાને વશ કીધો, કોઇ ન જાણે ભેદરે;
એ લીલા વ્રજવનિતા જાણે, કે જાણે નરસૈંયો વેદરે. યુવતી૦ ૩

પદ પ૩ મું–રાગ વસંત.

ગાજે ગર્વ ધરી, ગોપી ગર્વ ધરી, વહાલાને વશ કરતાં રે;
ચુઆ ચંદન ચરચી અંગે, હળવે ઉરપર ધરતાં રે. ગાજે૦ ૧
ટોળે ટોળે સર્વ તારુણી, મરકલડાં કરતી રે;
પ્રાણજીવન ધનને ઉર આણી, સરસ રસ ભરતી રે. ગાજે૦ ૨
વહાલા કેરું વદન નિહાળી, ઉભી ગાલ વજાડે રે;
ભણે નરસૈંયો આવી ટોળે, તારુણી તાળી પાડે રે. ગાજે૦ ૩

પદ પ૪ મું–રાગ વસંત.

હો હો કરતી હરીને સાથેરે સાથે, હરખી હાસ્ય કરંતી રે;
અબીલ ગુલાલ ચુઆ ને ચંદન, વહાલાનું અંગ ભરંતી રે. હો હો૦ ૧
યૌવન માતી મધુરું ગાતી, થઇ થઇ કરીને નાચે રે;
આવી આવી સુંદિરવરનો, અધર સુધારસ જાચે રે. હો હો૦ ૨
વારે વારે કરે રે વારણાં, કુસુમે નાથ વધાવે રે;
ભણે નરસૈંયો મહાબળીયાને, હળવે ઉરપર લાવે રે. હો હો૦ ૩

પદ પપ મું–રાગ વસંત.

હાર ન માનેરે હાર ન માને, શામળીયો ઉર ધરતી રે;
શશીવદની સન્મુખ આવી, રંગભરી રંગે રમતી રે. હાર૦ ૧

હો હો હો બોલે બાળી, ક્હાનજીનો કર સાહ્યો રે;
કરે મનોરથ માનની મનના, યુવતિ વેશે સોહાયો રે. હાર૦ ૨
એમ કરતાં આવ્યા હરજી, નંદતણે ઘેર દ્વાર રે;
ભણે નરસૈંયો માતા હરખે,* ઉલટ અંગ અપાર રે. હાર૦ ૩

પદ ૫૬ મું–રાગ વસંત.

હળધર સાહ્યારે સાહ્યારે, શામળીયાની શાને રે;
કુંકુમરદ સુખસાજ સજીને,† તાલી દેતી તાને રે. હળધર૦ ૧
એક અબીર કેશરની ગોળી, ઢોળી શ્યામ શૂરી રે;
એક અબીર‡ ગુલાલ ઉછાલે, પ્રેમદા પ્રેમે પૂરી રે. હળધર૦ ૨
ચુઆ ચંદન જ્યમ ઘન વરસે, વાધ્યો મને આનંદ રે;
ભણે નરસૈંયો રમતાં રમતાં, હરખે ગોપી ને ગોવિંદ રે. હળધર૦ ૩

પદ ૫૭ મું–રાગ વસંત.

હળવે ઉર ધરતી રે ધરતી રે, શામળીયો દે સાંઈ રે;
મગન થઈને મધ્યે મહાલે, કંઠે ધરી રહી બાંહી રે. હળવે૦ ૧
તાળી દઈ દઈ ગાએ ગોપી, ઝાંઝરના ઝમકાર રે;
તેમ તેમ વહાલો વેણું વજાડે, ઉલટ અંગ અપાર રે. હળવે૦ ૨
અબીલ ગુલાલ કનક ઘટ કેશર, ચુઆ ચંદન સાર રે;
ભણે નરસૈંયો મહારસ વાધ્યો, રમતાં નરહરી ને નાર રે. હળવે૦ ૩

પદ ૫૮ મું–રાગ વસંત.

નેણે§ નિહાળીરે નિહાળીરે, ઘુમણી ઘાલે લાંબી રે;
નાચતાં નેપુરધ્વન વાજે, ખલકે કડલાં કાંબી રે. નેણે૦ ૧
આનંદી અબળા આલાપે, મધુરું મધુરું ગાયે રે;
અબીર ગુલાલ હળવે ઉછાળે, ઉલટ અંગ ન માયે રે. નેણે૦ ૨
કૃષ્ણ કામની લીલા જોતાં, ઉપર જે જે થાયે રે;
નેણ સફળ થયાં નરસૈંયાનાં, જોતાં તૃપ્ત ન થાયે રે. નેણે૦ ૩

* પા૦ 'હરસે.' † પા૦ 'રંગીને'. ‡ પા૦ 'મુખ માઝીને,' § પા૦ નરગે.

પદ ૫૯ મું–રાગ વસંત.

શામા સર્વ મળી રે, સર્વ મળી રે, ગોકુલ કેરી નાર રે;
ગોપી ગેલ કરે મદમાતી, સંગમ નંદકુમાર રે. શામા૦ ૧
ચુઆ ચંદન ભરી ભરી છાંટે, નારી ને વળી નાથ રે;
અબીર ગુલાલ ગગનમાં પ્રસર્યો, ભુજ ભરી ભીડે બાથ રે. શામા૦ ૨
નાનાં રંગે અંબર પહેર્યાં, મન ગમતા શણગાર રે;
નરસૈંયાચો સ્વામિ રંગભર રમતો, વંદ્રાવન મુઝાર રે. શામા૦ ૩

પદ ૬૦ મું–રાગ વસંત.

શામા રંગીરે રંગીરે, રસમાં થઇ ઝકઝોળ રે;
શામળીયાનું અંગ ભરીને, બોલે મીઠા બોલ રે. શામા૦ ૧
સુંદિરવર સમો તો ઉલટચો, ઉલટી અબળા બાળી રે;
વાદ ચઢી સહુ શિરપર નામે,* ધાઈ ધાઇ કેશર ગોળી રે. શામા૦ ૨
તાલ પખાજ વેણુ મહુયર, વિધવિધ વાજાં વાદ્યાં રે;
ભણે નરસૈંયો હળધરપર, જુવતી જન ધાયાં રે. શામા૦ ૩

પદ ૬૧ મું–રાગ વસંત.

કામા કોડ ભરીરે, કામા કોડ ભરીરે, વહાલાનું શિર ગુંથે રે;
ગોફણુડે ઘુઘરડી ઘમકે, મુક્તા ઝળકે સેંથે રે. કામા૦ ૧
કેશર આડ ને કુચરે કુસુમના, કાંચલડી બંધ કસતાં રે;
નલવટ ટીલડી ને નેણુ સમારી, મુખે અંબર દઇ હસતાં રે. કામા૦ ૨
નવરંગી ફાળી પેહેરાવી નટવરને, ચુઆચંદન ભરતાં રે;
ભણે નરસૈંયો રામા રીઝી, દરપણુ આગળ ધરતાં રે. કામા૦ ૩

પદ ૬૨ મું–રાગ વસંત.

કામા કૃષ્ણુ મળીરે, કૃષ્ણુ મળી, હસતી મુખડું જોતી રે;
અબીલ ગુલાલ કેશર રસ છાંટે, તારુણી તાળી દેતી રે. કામા૦ ૧
ફરતી ફરતી નાચે નારી, વહાલો વેણુ વજાડે રે;
માનની મોહી મોહન સાથે, લઇ હ્રદયાશું ભીડે રે. કામા૦ ૨
સુર બ્રહ્માદિક કૌતક જોતા, બોલે જેજેકાર રે;
ભણે નરસૈંયો ભરમ ન જાણે. વરસે કુસુમ અપાર રે. કામા૦ ૩

* પા૦ "નાંખ."

### પદ ૬૩ મું–રાગ વસંત.

રંગ રસ રાતી રે રાતી રે, વહાલા શું માણે રે;
પ્રેમ ભરાણી પ્રેમદા, તે અવર કોએ ન જાણે રે. રંગ૦ ૧
સર્વ મળી શામળીયાને, સકળ કીધો શણગાર રે;
પીતાંબર* પહેરાવ્યું પોતે, શશિવદની સુકુમાર રે. રંગ૦ ૨
નાચો વહાલા જમ કહીએ, તમ વાજાં વાદે વાહશું રે;
ભણે નરસૈંયો શશિવદનીને, ભીડી હૃદયા રહેશું રે. રંગ૦ ૩

### પદ ૬૪ મું–રાગ વસંત.

રંગમાં રાતો રે રાતો રે, કરતો મધુરું ગાન રે;
ચુવા ચંદન માંહેમાંહે રેડે, કામની ને વળી કહાન રે. રંગમાં૦ ૧
તવતવડી તારુણીની ટોળી માંહે, શામળીયો સોહે રે;
અબિલ ગુલાલ ઉછાળે અબળા,તેમ તેમ મનડું મોહે રે. રંગમાં૦ ૨
સોળ કળા સંપૂરણ શ્રીહરિ, શશીવદની શ્યામા રે;
ભણે નરસૈંયો લીલા જોતાં, ભૂલી રહ્યો બ્રહ્મા રે. રંગમાં૦ ૩

### પદ ૬૫ મું–રાગ વસંત.

જીવન રમશેરે, રમશેરે, રંગે મનગમતાં કરશું રે;
ચુઆ ચંદન ભરી ભરી વહાલાને, હળવે ઉર ધરશું રે. જીવન૦ ૧
અબીલ ગુલાલ કેશર ગોળી, ભરી ભરીને ધરશું રે;
કર પીચકારી સન્મુખ થઈને, વહાલાને છાંટીશું રે. જીવન૦ ૨
પ્રેમ ધરી પાતળીયાને, આપણ વશ કરશું રે;
ભણે નરસૈંયો મુખ માંજીને, તાળી દઈને હસશું રે. જીવન૦ ૩

### પદ ૬૬ મું–રાગ વસંત.

ધન ધન ધરતી રે ધરતી રે, જ્યાં સુંદિરવર નાચે રે;
ધન ધન ગોપી પ્રેમે કુંજમાં, રામા રસમાં રાચે રે. ધન૦ ૧
ધન ધન ચુવા ચંદન ચતુરાં, અબીલ ગુલાલ ઉછાળે રે;
ધન ધન કેશર કરદમ કીધો, મદ ભરી માનની મહાલે રે. ધન૦ ૨
ધન ધન જોબન† યુવતિ કેરું, જીવન અબલા‡ સોહે રે;
ભણે નરસૈંયો ધન ધન લીલા, જોતાં સુરીનર મોહે રે. ધન૦ ૩

---

* 'પાઠ નિલાંબર.' † પાઠ 'જીવન' ‡ પાઠ 'જાબલા.'

### પદ ૬૭ મું–રાગ વસંત.

ઝાકમ ઝોળ કરી ઝાકમ ઝોળ કરીરે, વહાલો વશ કરશું રે;
અનેક હાવભાવ કરીને, હળવે ઉરપર ધરશું રે. ઝાકમ૦ ૧
શણગારે શોભંતો કરીને, તાળી દઇ દઈ હસશું રે;
આંખલડી આંજીને આપણ, વાદે વેણા વહાશું રે. ઝાકમ૦ ૨
કંકણ ધૂન ઘુઘરડી ઘમકે, દરપણ લઇ ધરશું રે;
નરસૈંયાચો સ્વામિ નાચંતો, આપણ ભામણલડે જાશુંરે. ઝાકમ૦ ૩

### પદ ૬૮ મું–રાગ વસંત.

આજદીન રુડો રે રુડો રે, રુડું ગોકુળ ગામ રે;
રુડી રામા રંગે રમતી, રુડા સુંદરશામ રે. આજ૦ ૧
રુડી વાટ સોહે રંગે રાતી, રુડા જમના તીર રે;
રુડું વન વંદ્રાવન પુલ્યું, રુડા હળધર વીર રે. આજ૦ ૨
રુડો રસ આવ્યો નરસૈંયાને, પીતાં તૃપ્ત ન થાય રે;
રુડે રુડું તો મળે જો, પૂજીએ જાદવરાય રે. આજ૦ ૩

### પદ ૬૯ મું–રાગ વસંત.

કેલ કરતાંરે, કરતાં રે, વહાલાને વશ કીધો રે;
ચુઆ ચંદન મુખ માંજીને, અબળાએ ઉર લીધો રે. કેલ૦ ૧
પીતાંબર લઇ પાતળીયાનું, નીલાંબર પહેરાવ્યું રે;
હોહો કહો હરી હવે હાર્યો, માનનિયે માન ભંગાવ્યું રે. કેલ૦ ૨
ચંદ્રભાગા ચમકતી આવી, રાખ્યાં બેઉને જોડે રે;
ભણે નરસૈંયો કુસુમે વધાવે, કામા લઇને કોડે રે. કેલ૦ ૩

### પદ ૭૦ મું–રાગ વસંત.

નારી નરહરીશું નરહરીશુંરે, ભાવ ધરી ભજતી રે;
સુંદિરવરશું સાંઇડું લેતાં, મોહનને મનગમતી રે. નારી૦ ૧
કરતલ કુંકમ ભરી વધાવે, ભામની વહાલાનું મુખ માંજે રે;
હાસ્ય કરી હરિવદન નિહાળે, તાળી ચોદિશ વાજે રે. નારી૦ ૨
સાન કરી શામળીએ વહાલે, તેડ્યા સહુ ગોવાળ રે;
અબીર ગુલાલ કેશર પીચકારી, છાંટે શ્રી ગોપાળ રે. નારી૦ ૩

તેવતેવડી સર્વ સુંદરીરે, શામા સહન મોરાર રે;
નરસૈયાચા સ્વામિપર છાંટે પરસ્પરે, કોય ન માને હાર રે. નારી૦ ૪

## પદ ૭૧ મું–રાગ વસંત.

નાના નહીં બોલું, નહીં બોલુંરે, પરાણે નહીં હોય પ્રીત રે;
પાલવ ગ્રહીને શું રાખી, કહોની ક્યાંની રીત રે. નાના૦ ૧
અબીર ગુલાલ કેશર છાંટીને, હું રહીશ સામું જોઈ રે;
મનગમતીને હું જાતે લઈને, કંઠે ધરતી બાંહી રે. નાના૦ ૨
વંદ્રાવનમાં પરવરીયા, તે વડા ને વડીની સાથે રે;
નરસૈંયાચા સ્વામિને વહાલી, હું તેને ભીડીશ બાથે રે. નાના૦ ૩

## પદ ૭૨ મું–રાગ વસંત.

સાખી–નાચેરે નાથને નારી ગાયે,
સ્નેહ ધરી શામળો વેણુવાહે. ૧
માનુની આગળ નાચેરે, નટ નાગર* નંદકુમાર;
વાજાં વાગેરે રસ ભર્યાં, કરે થેઇ થેઈકાર. ૨
તારુણી તાન મીલાવેરે, તાળી ને દે વળી તાલ;
રામા રંગે રમતાંરે, ઉડારે અબીર ગુલાલ. ૩
ચુઆ ચંદન વરસેરે, ઉલટી વ્રજની નાર;
કનક કલશ કેશરતણા રે, ભરી ભરી કરતાં માર. ૪
જાણેરે સાયર ઉલટ્યો રે, લેહેરે લેહેરે તુરંગ;
માનની મોહન માહલતાં રે, ઉલટ વાધ્યો અંગ. ૫
સાખી–નારી સહુનાં વદન નિહાલે;
અંગ અનંગની પીડ ટાલે.†
આવ્યાંરે ગરજતાં ગોપીરે, સંગમ શામલવાન;
નારી નાદે નાચંતાંરે, ગાતાં મધુરું ગાન. ૬
મધ્યે મોહન રાજેરે, વાગે તાલ મ્રદંગ;
અબિર ગુલાલ ઉછાલેરે, કલશ ભરી ભરી રંગ. ૭

* પાઠ "નટવર." સ્વીકારેલો પાઠ બે પ્રતમાં છે. † પાઠ "અંગ અંગની પીડ ટાળે."

ઘેર ઘેરથી સહુ ધાઈરે, જોવા પ્રાણ આધાર;
વિધ વિધનાં કરે વારણાંરે, હરખી હરખી નાર. ૮
જસોદાજી ઉલટ વાધ્યોરે, ઉભાં મંદિર દ્વાર;
કુંવર કૃષ્ણ કોડામણોરે, નીરખી વારંવાર. ૯
અંગ ભરી ભરી નાથનેરે, ભીડે રુદેયા માંહે;
મુખડું નીરખી મોહી રહ્યાંરે, ઉલટ અંગ ન માયે. ૧૦
વાજાં વાજતે આવ્યાંરે, નંદતણે ઘેર દ્વાર;
માતા મુક્તાફળ લઈરે, વારતી* વારંવાર. ૧૧
નંદરાય મન ફુલીઆરે, દીધાં બહુ વિધ દાન;
અંબર આભૂષણ આપીનેરે, સહુને દીધાં માન. ૧૨
કુસુમે વધાવીનેરે, સુરીનર બોલે જય જયકાર;
નરસૈંયો નીરખીને મનહરખેરે, લીલા કૃષ્ણ અવતાર. ૧૩

## પદ ૭૩ મું-રાગ વસંત.

રાતી મોલ ધરો મોહનજી, રાતી ઋતુ રુડી;
રાતે દાંતે હસે રાધાજી, રાતી કરમાં ચૂડી. ૧
રાતાં ફુલ ખરે ખાખરનાં, રાતી રજ રુડી;
રાતી ચાંચે પોપટ રમે, પક્ષીડાં સુડલો ને સૂડી. ૨
રાતા સાળુ સહીયર સહુને, શિર છુટી જૂડી;
નરસૈંયાચા સ્વામિ સંગ રમતાં, રહી તે રસમાં બૂડી. ૩

## પદ ૭૪ મું-રાગ વસંત.

રહો રહોરે રાઠ ન કીજે, ન કીજીએ ઉરવર છે નવલું;
પાલવ મેહલો પાતળીયારે, શું લાગું છે ઘેલું. ૧
કુચ ફળ ગ્રહીએ નહીં કાનજીરે, શા માટે કર સાહો;
લાજ નહીં નિર્લજ થયા વહાલા, જુઠા સમડાં ખાઓ. ૨
અધર અમૃતરસ તો પીને, જો અંતર ટાળી મળીયે;
નરસૈંયાચા સ્વામિ રમતાં રમતાં, રુડા વંદ્રાવન લૈ જઈયે. ૩

* વારી જતી.

## પદ ૭૫ મું-રાગ વસંત.

રંગ ભરી હરિ સદા સુંદરી, વસંત કર્યો વિશેક,
જે શોભા આફણીએ દીસે નહી, વિધી નિગમ સુલેખ. ૧
કુંજસદન અંબુજ વન અલિ ગણ, ક્રીડા સહેજ અવીર;
આવે વેગ પરાગ પુંજરે, જક વહાલો* જદુવીર. ૨
અંગ છાંટણા શ્રમ જલ અંબર, સખી કેસર ભીનો સોહે;
અધુરરંગ કીરણાવળી પ્રસરી, ત્યાં કોણ ગુલાલ તે જોએ. ૩
મુખ મકરંદ કોટી કુસુમાકર, મધુકર માતા ડોલે;
ચંદન મિત્ર† માસે મહાવનતરુ, સખી કોકીલા બોલે. ૪
નવકુમુદેશ્વર કીરણ રાગ દ્રુમ,‡ દમકી§ શુક સમ દીસે;
ગુણવંત નારી‖ ગાન ફાગરે, નરસૈંયાચો સ્વામિ મન હિસે. ૫

## પદ ૭૬ મું-રાગ વસંત.

ધન ધન રેણી આજ થઇ રે, શામલિયા શું રમતાં રે;
અંગો અંગે આનંદ વાધ્યો, મ્હારા ઉરપર ધરતાં રે. ૧
ફુલી મંગળ ગાઉ માહરી બાઇ, મોતીએ ચોક પુરાવું રે;
નંદકુંવરને સન્મુખ રહીને, ભાવતાં ભોજન કરાવું રે. ૨
શથરું દહી માખણ શાકર, શું દુધ કઢીને પાઉં રે;
ભણે નરસૈંયો મુખડું જોતાં, ભામણડે હું જાઉં રે. ૩

## પદ ૭૭ મું-રાગ વસંત.

સોવ્રણ પાટ ઢલાવીયે, જો માનની મોહન આવે રે;
વાંસલડી વહાતો મારો વહાલો, નેણે નેણે મેલાવે રે. ૧
મોતીયેં ચોક પુરાવીયે, કરીએ મંગળ ગાન રે;
મંદિર માંહે આવે વહાલો, સુંદર શામળવાન રે. ૨
આવંતો દેખી માહરો વહાલો, ફુલડે પાંગર ભરાવું રે;
ભણે નરસૈંયો મુક્તાફળ લઇ, વાલી વાલી વધાવું રે. ૩

* પા૦ "જકદ્દલો." † પા૦ "ચિત્ર માસે." ‡ પા૦ 'રાગદ્રુ.' § પા૦ 'મદલકી.'
‖ પા૦ 'બારી'

### પદ ૭૮ મું-રાગ વસંત.

. શોહાગી શામલીયો મ્હારો, અણુ ચીતવ્યો ઘેર આવ્યો રે;
આનંદી આંગણુડે જઇને, મોતીયે નાથ વધાવ્યો રે. ૧
મનમાં નહોતું ચિતમાં નહોતું, આવીને અઢલક ઢલીયો રે;
હું સોહાગણ કીધી વહાલે, મારો મોહન મળીયો રે. ૨
પુલી અંગે ન માઉંરે બ્હેની, હું રવિવદન નેહાલી રે;
ઘણા દિવસની આરત મ્હારી, તે શામલીયે ટાલી રે. ૩
આવો રે સહુ સઇયર મ્હારી, મલીને મંગળ ગાવો રે;
નરસૈંયાચો સ્વામિ સામું જોયે, તો શપરાણી થાવો રે. ૪

### પદ ૭૯ મું-રાગ વસંત.

આવ્યો વસંત વસંત રત રુડી, આ બાલ હરે જાય ઘણા. આવ્યો૦
કેશર વરણા કેશુરે પુલ્યા, લીલા દીસે છે ઘઉં ને ચણા. આવ્યો૦
પીળાં પીતાંબર પેહેર્યાં મારે વહાલે, કેડે બાંધ્યા છે આછોકણા. આવ્યો૦
ગીરધરલાલને ગોપીયો વધાવે, જોવા મળ્યાં છે લોક ઘણાં. આવ્યો૦
નરસૈંયાના સ્વામીની સંગે રમતાં, કશીએ રહી નથી જો મણા. આવ્યો૦

### પદ ૮૦ મું-રાગ વસંત.

વસંત વધાવા ચાલો જઇએ, સજની નીરખીએ નંદકુમાર;
શ્યામ સુંદરને મળી લઇએ, મીઠડાં લેઇએ વારંવાર. વસંત૦
કનક કલશ મોર આંબાનો, શ્રીફળ લો માથે લો થાળ;
લો ચંદન ચરચી શરીરે રે, પેરાવવા પુષ્પના હાર. વસંત૦
અબીલ ગુલાલ લો ઉડાડવા, નંદતણે દરબાર;
ફગુવાને મીસે મોહનને વરસું, એ આપણા નીરધાર. વસંત૦
વાગા લ્યો વહાલાને પેરાવવા, કરો કેશર છંટકાર;
નરસૈંયાના નાથને અર્થે, સજોને સોળ શણગાર. વસંત૦

### પદ ૮૧ મું-રાગ વસંત.

ગુલાલ ભરિયા ગોવિંદજી રે, ઘેરૈયા થઇ આવો;
. વસંતની વરણાગી કરીને, મારે તે મંદિર આવો. ગુલાલે૦ ૧

આ રતમાં તમે રુડેરા, દીસો છો અતિસારા;
સુરીનર મુનીજન શામલીયાને,પાવલીયે લાગે વાહલા મારા. ગુલાલે૦ ૨
આજ રમો અમ સાથે મારા વાહલા, કોઈન દે તમને મેણું;
નરસૈંયાચા સ્વામીને સંગ રમવું, પેલા તે ભવનું લેણું. ગુલાલે૦ ૩

પદ ૮૨ મું–રાગ વસંત.

આવો મારા વાહલા અતિ રઢીઆળા, ઓપે મંદીર મારાં;
આજ સપરમો દિવસ અમારે, દરશન થયાંરે તમારાં. આવો૦ ૧
નાવલીયા ધોવરાવો પાવલીયા, સંઘાસણ પધરાવો;
પાથરવાને પુષ્પ પછેડા, વેજણે વાય ઢોળાવો. આવો૦ ૨
છપન રસોઇ છબીલાજી તમને, પ્રેમ કરી પીરસાવું;
રુમઝુમ રુમઝુમ આવો મારા વાહલા,તેમ તે રુડેરી દીસું. આવો૦ ૩
પાન તણી બીડી પાતળીયા, તે તમને ચવરાવું;
નરસૈંયાચા સ્વામીની સંગ રમતાં, ફુલડે મુગટ ભરાવું. આવો૦ ૪

પદ ૮૩ મું–રાગ વસંત.*

પ્રથમ દિવસ વ્રજ વસંતપંચમી, પુરુષ સખા ઘર સોહે રે;
જે પુઠે બહુ સુંદરીયો રે, હરીજીનું મન મોહે રે. પ્રથમ૦
ફુલડે પગારાં ભરાવો કામિની, કેશર કલશ ભરાવો રે;
અગર ચંદન છંટાવો મારી સજની,માવજી મંદિર આવો રે. પ્રથમ૦
સોના પાટે પટ પથરાવો, વહાલાને પધરાવો રે;
આંબા મંજરી વિશેક રુચિને, અભિષેક ભણાવો રે. પ્રથમ૦
ચીરંજીવો તું વાલમીયા રે, કોટી વસંત રમીજે રે;
નરસૈંયાના સ્વામી શ્યામલા, ભામની ભુવન ભમીજે રે. પ્રથમ૦

પદ ૮૪ મું–રાગ વસંત.

સાસરીયાં દેખે મારા વાહાલા, કેઇ પેર રમવાને આવું રે;
પ્રીતલડી કરતાંશું કીધી, કઠણ પડી છે હાવું રે. સાસરિયાં૦
આજ અમોને મૈયરિયામાં, ભાભીએ મેણાં દીધાં રે;
મારી બાઈજીએ ભૂધરજીને, કામણિયાં શાં શાં કીધાં રે. સાસરિયાં૦

* આ પદ ને પદ ૬ હું, બહુ અંશે એક જ છે, થોડા ફેર છે, તેથી રાખ્યું છે.

પ્રીતની રીત નવ રહે છાની, બહુ આપ્યાં છે ઓઠાં રે;
નરસૈંયાના સ્વામી વસંત રમે, આવી મળ્યાની ગોઠાં રે. સાસરિયાં૦

પદ ૮૫ મું–રાગ વસંત.

આવ્યો આવ્યો રે વસંત માસ, મન ઉપન્યો ઉલ્લાસ,
કરોની નખશિખહાસ, લાજ મેલી;
તેડાવો સકળ મળી, છાંટણાં ચંદન ઘોળી,
પધરાવોની વનમાળી, સર્વ સાહેલી. ૧
વિવિધ વાજાં વજડાવો, ચતુરાં ચાચરે આવો,
કુસુમ માળ સોહે, કરકમળી;
સજ થઈને સધાવો, હરખે હરી થકી હારો,
જુવતીનાં જુથ મળી, રહો જ મળી. ૨
ચાલોની આપણ જઈએ, નંદને ભુવને રહીએ,
ભલો ગોવાળિયો, તે વાહલ ધરશે;
દીઠે કીજે હેલા મેલો, આજ દન અક્ષે કહેજો,
નરસૈંયો ત્યાં રંગ જુએ, રસરંગ થાશે. ૩

પદ ૮૬ મું–રાગ વસંત.

કુસુમ વિશોકનાં કટક ચઢ્યાંરે, મન ગજ આગળ કીધો;
મુક્તા મંડીત કુચ કુંભસ્થળ, લઈ ક્ષણ અંકુશ લીધો. ૧
હળવે હળવે નંદભૂવન રે, વણુ કાંતાએ આવે;
પુરુષ સકળને સહેજે નસાવે, કેસરી કહાન જગાવે. ૨
જશોમતીકેરો એકસંઘેરે, સેહેસક (?) મધ્યે સોહે;
થઇ આકળો ચરિત્ર જણાવે, દેખી ઘણેરા મોહે. ૩
નરસૈંયાચા સ્વામિ વધ કેસરી, કરી કાંતાએ ગૃહીઓ;
વિપરીતે વિપરીત જણાવે, નરસૈંયો તે બાંધ્યો રહીયો. ૪

પદ ૮૭ મું–રાગ વસંત.

કામા કેલ કરે પીયુ સાથે, પ્રેમ ધરી ભુજ ભરતારે બાથે. કામા૦
મરકલડો કરી પીયુ મન રીઝે, કંઠે બાહુડલી ધરીને;
અધર સુધારસ પીતાં, માનની માન ધરીને. કામા૦

સુરત સમાગમ રતિરણ ઝીલે, શામલીયા ને શ્યામા;
ભણે નરસૈંયો નેહઝડ લાગી, આનંદ વાધ્યો મારા મનમાં. ક્રમા૦

### પદ ૮૮ મું–રાગ વસંત.

સુખ લહેરમાં શામળો, શામા સંગે સોહાયે;
નેહઝડ લાગી રમતાંરે, નાચે ને મધરું ગાયે. ૧
પ્રેમદા પ્રેમેરે પૂજતી રે, નાનાં કુસુમ અપાર;
ચુઆ ચંદન ચરચીને, કંઠે આરોપે હાર. ૨
નિલામ્બર પહેરાવીને, અંજન નેણુ સમારી;
હરી હાથિયો લીધો ઉર પરે, જાએ વારણે વારી. ૩
ચુંબન ગાલે કરતાંરે, સકલ કીધો સણગાર;
રાધાની માંગ સમારીનેરે, નિરખે વારંવાર. ૪
હો હો હોલી બોલેરે, શોભા નંદકુમાર;
સરવસ વારતી વારણે, ધાઇ સર્વે નાર. ૫
* * * * * * *
ચાલો આપણ જઇયેરે, નંદતણે ઘેર દ્વાર. ૬
કનક કળશ કેશર ભરી, ધાઇ ધાઈ ભરતાં અંગ;
અખિલ ગુલાલ ઉછાળેરે, મન વાધ્યો અતિ રંગ. ૭
જશોદાજી પુત્રપે પુષ્પ વેરે,* હૈયે હરખ ન માય;
મુક્તા થાળ ભરાવીને, આવ્યાં આંગણા માંય. ૮
વાજાં વાદે વાગેરે, ઝાંઝર નેપૂર નાદ;
નાચે ગાયે સૌ મળી, શ્યામા સરવે સાદ. ૯
સીખા સરવે સોંડી કરી, આવ્યા હલધર વીર;
ચુવા ચંદન કેસર ભરી ભરી, ભરીયાં શ્યામ શરીર. ૧૦
જસોદાજી અંબર ભૂષણ, આપ્યા નાના રંગ;
જેહને જેવાં શોભતાં, તેહને તેવાં અંગ. ૧૧
કૃષ્ણ કરુણાએ નરસૈંયો, હરીલીલા ગુણ ગાયે;
અંગે આનંદ ઉપન્યો, નયણે અમી ભરાએ. ૧૨

* પા૦. "પુત્રને પંખેરે."

## પદ ૮૯ મું–રાગ ધુમાર.

વસંત વિવાહુ આદર્યો હો હો, આદર્યોરે પરણે છે નંદજીકો લાલ—વસંત૦
વસંત પંચમીને નૌતમ નક્ષેત્ર, લગન લીયો નિરાધાર બલ જાઉં;
કલશ થપાવું ને ગણેશ બેસારૂં, તોરણુ બંધાવું દ્વાર.—વસંત૦
ધન્ય ધન્ય ફાગણુ ધન્ય એ મહેમા, મંડપ રચ્યો અતિ સાર બલ જાઉં;
ભાવેસુ બ્રહ્મા વેદ ભણુત હે, વરત્યો છે હો મોરે પ્યારે,વરત્યો હે મંગલ ચાર.—વસંત૦
સુરિનર મુનિજન સરવે મળીને, કંઠે આરોપી વરમાળ બલ જાઉં;
ભાવે ભગતને જુગતે જમાડું, વરત્યો છે હો પ્યારી લલના, વરત્યો છે જયજયકાર.–વસં૦
જેસો સુંદર શ્યામ બન્યો હે, એશી બની રાધેનાર બલ જાઉં;
પહેલો પરણ્યો મહેતા નરશીનો સ્વામી, પછી પરણ્યો આ સકલ સંસાર.–વસંત૦

## પદ ૯૦ મું–રાગ વસંત–પંચમ.

ચાલો હરિ હોળી રમવા વૃન્દાવન જઇયે, ઝાકમઝોલ કીજે મારા વહાલા;
કોણુ હારે કોણુ જીતે, હાં હાં હરજી હાર્યા, એમ ક્હેતી પરસ્પર બાળા. ચાલો.
વળી વિઠ્ઠલે ગોવાળા બોલાવ્યા, વસ્ત્ર લીધાં અંગેથી ઉતારી;
મોરે* નાથ નાસે પુંઠે દોડે અબળા, ધરો ધરો રે કોઈ રાખો વનમાળી. ચાલો.
સકળ શણુગાર સજ્યા અંગ શ્યામા, રમે રંગ માંહે રાતી;
નરસૈંયાના સ્વામી સંગ રમતાં, માનુની મદ ભરાતી. ચાલો.

## પદ ૯૧ મું–રાગ વસંત–પંચમ.

લાવ લાવ રે માલણ વેલ મરવો,
મારે પૂજવો છે ગોપીનો નાથ ગરુવો. લાવ૦ ટેક.
જાઈ જુઈ કેતકી ને કમળ સાર,
લાવ ફુલ ગુલાબ ચાર ગુંથીએ હાર. લાવ૦
આવી છે માલણુ ભાવ જાણી,
પ્રેમે પૂજવા સમરથ સારંગપાણી. લાવ૦
આવી છે માલણુ લટકાળી,
મેહેતા નરસૈંયાચો સ્વામી વનમાળી. લાવ૦

* પા૦ "છૂટ નાથ નાસે અતિ અબળા,–રાખો રાખો વનમાળી."

### પદ ૯૨ મું–રાગ વસંત–પંચમ.

રજની રમીને રે, શ્રીહરી ઘેર આવીયા, બળિયા મારું બાર મા ઠેલ;
મંદિર પધારો રે, પ્રભુ બોલી નારને રે, જ્યાં થઈ રંગડાની રેલ. રજ૦
રાતાં રાતાં નેણાં રે, દીસે નિદ્રાળાં રે, રાતી અધર તંબોલ રંગેલ;
અંબર પિતાંબર રે, પ્રભુ કયાં પાલટયાં રે, તે પાટલી પટોળી પાછી મેલ. રજ૦
કોહોની રાધાજી રે, અમે શું કરુંરે, જો તું મારું કહ્યું રે માન;
આનિ દૃષ્ટિએ આવીશરે, રાધા તારે આંગણે, ભોળી મનમાં ભ્રાંત મા આણ. રજ૦
દાવાનલ પીધો રે, સાહેર વલોઇઓરે, નેતરે કાપી તાણ્યા વાસુકી નાગ;
વિષ રે હલાહલ રે, પ્રભુ તમને શું કરે, તો સમ લાગે શેણે રે માટ. રજ૦
ચાંદલીયોને ઉગ્યો રે, હરણી આથમી રે, ત્યાં લગી જોઈ તમારી વાટ;
ફુલડીએ બોછાઇ રે, સેજ સુની રહી, બોલ દીધો તો શાને રે માટ. રજ૦
પંચમને આલાપ્યો રે, પંખીડાં સૌ લવેરે, પરગટ હુવા છો પરભાત;
નરસિંહનો સ્વામી રે, મંદીર પધારીયા, તે સ્નેહ તો ઘણો ને થોડી રાત. રજ૦

### પદ ૯૩ મું–રાગ વસંત–પંચમ.

શોકડલી ધૃતારી રે, સહીયર શું કરુંરે, તેને દેખે દાઝે મારો દેહ;
ઘણા દિવસ થયાં રે, વહાલો મારું ઘર તજ્યારે, જઈ કીધો નવલ નારસું નેહ. શો૦
એ તો કાંઇ ચંચલ રે, બાઇ અમે સાંસતા, તેણે અમ ઘેર નાવે દીનોનાથ;
સરખાને સરખું રે, બાઈ એને સાંપડયું રે, ધુતો મળ્યો ધુતારાને સાથ. શો૦
કામણગારો રે, બાઈ એનો કંચુવો, ચંચલગારા છે કંઈ એનાં ચીર;
અમે તો પહેરું રે, સાદી ચુંદડીરે, તેણે ન મળે હરજી કેરું હીર. શો૦
નિર્લજ વેડો રે, બાઇ અમને નાવડે, તે લાજતાં કાંઇ બોલું નહીં રે લગાર;
નરસૈંયાનો સ્વામી રે, સબલ સવાદીયો, તેથી ગળી લાગી રે એની ગાળ. શો૦

### પદ ૯૪ મું–રાગ વસંત–પંચમ.

કહાનજી છોગાળો રે, બેની મારે મન વશ્યો રે, જાદવ મળિયા જમુના તીર;
અંગેને ઓપે રે, પીતાંબર પામરી રે, બાઈ મારે ઓઢણુ નવરંગ ચીર. કહા૦
વૃંદાવનની કુંજે રે, મોહન આવે મલપતો રે, કંઠે તો મુકતાફળનો હાર;
મારેને ચોળી રે, નવરંગ ચળકતી રે, પાવલિયે ઝાંઝરનો ઝમકાર. કહા૦
ધન્ય ધન્ય ગોપી રે, ગોકુળ ગામની રે, ધન્ય ધન્ય ઉત્તમ રાસવિલાસ;
ધન્ય ધન્ય લીલા રે, લક્ષ્મીવરતણી રે, ધન્ય ગુણ ગાય નરસૈંયો દાસ. કહા૦

### પદ ૯૫ મું–રાગ વસંત–પંચમ.

મનોહર વાઇ રે, આંગણે મોરલી રે, હવે ક્યમ જીવુંરે મોરી માય;
રજની સંતાપે રે, મા મારી દેહડી રે, હરિ વિના ક્ષણુ ના રહેવાય. મનો૦
જાતાંને જાણી રે, મરી અમો નવ ગયાં રે, રહ્યાં રહ્યાં ગાતર ગાળવા કાજ;
બાળ રે* બતાવો રે, કોઇ ભૂધરતણી રે, કહું છું મેલીને મારી લાજ. મનો૦
વૃંદાવન શોધ્યું રે, શ્યામા સઉ મળી રે, આંખડીએ આવે ભરી ભરી નીર;
શોધતાં થાકીરે,ફૂટી જોઈ જોઈ આંખડી રે, તોય ન મળ્યા વહાલો બળના વીર. મનો૦
મીઠાનો મેળાપી રે, આવી જો મળે રે, એ વ્રજમંડળનો આધાર;
નરસૈંયાના સ્વામીને રે, જાવા નહીં દઉં રે, કરી રાખું હૈડાં કેરો હાર. મનો૦

### પદ ૯૬ મું–વસંત–પંચમ–પ્રભાત.

જાગોરે જશોદાના જીવન, વાહાણેલાં વાયાં;
તમારે ઓશીકે મારાં, ચીર ચંપાયાં. જાગોરે. ટેક.
પાસુંરે મરડો તો વાહલા, ચીર લેઉંરે તાણી;
સરખી સમાણી સૈયરો સાથે, જાવું છે પાણી. જાગો.
પંખીડાં બોલેરે વાહલા, રજની રહી થોડી;
સેજલડીથી ઉઠો વાહલા, આળસડાં મોડી. જાગો.
સાદડી પાડું તો વાહલા, લોકડીઆં જાગે;
અંગુઠો મરડું તો, પગના ઘુઘરા ગાજે. જાગો.
સાસુડી જાગેરે વેરણ નણુંદી જાગે;
ઓ પેલી પાડોસણને ઘેર, વલોણું વાગે. જાગો.
જેને જેવો ભાવ હોય તેને, તેવુંરે થાએ;
નરસઇયાચા સ્વામી વિના રખે, વાહણુલું વાએ. જાગો.

### પદ ૯૭ મું–રાગ વસંત–પંચમ.

જશોદાના જીવન ઊભા, જમનાને તીરે;
મોરલી વજાડે મોહન, મધૂરી ધીરે. જશોદાના. ટેક.
પીતાંબરની પલવટ વાળી, ઉર લેહેકે માળા;
કાનબીચ કુંડળ લળકે, દીસે રૂપાળા. જશોદાના.

* પા૦ "બાળને."

પરભાતે ઉઠીને ગોપી, ગૌને હેરાવે;
ઓ કાનુડા, ઓ કાનુડા, કહીને બોલાવે. જશોદાના.
આજ તો અમારી ધેને, દૂધ થોડેરાં દીધાં;
રખેરે શામળિયે વાહલે, દોહીને પીધાં. જશોદાના.
સાંભળરે સલૂણી શ્યામા, વાતલડી મારી;
તુજ સરખી સલક્ષણી છે, ગાવલડી તારી. જશોદાના.
એવાં એવાં વચન સુણી, ગોપી આનંદ પામી;
ભક્તવત્સલ ભૂધરજી મળ્યા, મેહેતા નરસૈંના સ્વામી. જશોદાના.

## પદ ૯૮ મું–રાગ વસંત–પંચમ.

ભોળીરે ભરવાડણ હરિને વેચવા ચાલી;
સોળ સહસ્ર ગોપીનો વાહાલો, મટુકીમાં ઘાલી. ભોળીરે–ટેક.
અનાથના 'નાથને વેંચે, આહીરની નારી;
શેરીએ શેરીએ સાદ પાડે, લ્યો કોઈ મોરારી. ભોળીરે.
મટુકી ઉતારી માંહી, મોરલી વાગી;
વ્રજનારીને સેજે જોતાં, મૂરછા લાગી. ભોળીરે.
બ્રહ્માદિક ઇંદ્રાદિક સરખા, કૌતક એ પેખે;
ચૌદ લોકના નાથને કાંઈ, મટુકીમાં દેખે. ભોળીરે.
ગોવાલણીના ભાગ્યે, પ્રગટ્યા અંતરજામી;
દાસલડાંને લાડ લડાવે, નરસૈંનો સ્વામી. ભોળીરે.

## પદ ૯૯ મું–રાગ વસંત–પંચમ.

વહાલાને જોતાંયે મહારી, ભૂખલડી ભાંગી;
ઘરમાં રહીને શું કરું માહારી આંખડલી લાગી. વહાલાને–ટેક.
શામળી સુરતે મન મોહીને લીધું;
કાંઇક શામળિયે વાહાલે કામણ કીધું. વહાલાને.
સંસારીનું સુખ હું તો તજીને બેઠી;
મધુરી મૂરતી મારે, પાંજરીએ પેઠી. વહાલાને.
સોનાની સાંકળીએ મુને, બાંધીરે તાણી;
મનડાની વાતોરે પેલે, મોહનિયે જાણી. વહાલાને.

તુજ મુજ વચ્ચે વાહાલા, અંતર નથી;
નરસૈંયાચા સ્વામીની લોકે, કથની કથી. વહાલાને.

### પદ ૧૦૦ મું.–રાગ વસંત–પંચમ.

આજનો માંડવડો મારો, મોગરડે છાંયો;
રાધાજીને સંગે વાહાલો, રમવાને આયો. આજનો.
ગોપ્યણીએ ઘુઘરડી ઘમકે, રેશમની દોરી;
શામળીઓ શામળો રંગે, રાધીકા ગોરી. આજનો.
દહી દૂધ ને કરમલડો, માંહી સાકર ઘોળી;
માહારા વાહાલાજી આરોગે, પીરસે ભમરભોળી. આજનો.
શોળે ને શણગાર સજ્યા, સખી ઓઢણુ સાડી;
શ્રી વૃંદાવનમાં વિઠ્ઠલ સાથે રમત માંડી. આજનો.
અખંડ અહેવાતણુ મારે, એ વર રૂડો;
નરસૈંયાચા સ્વામીએ મુજને, પેહેરાવ્યો ચૂડો. આજનો.

### પદ ૧૦૧ મું.–રાગ વસંત–પંચમ.

મારેરે આંગણિએ, કોણે પંચમ ગાયો;
ધસમસ્યા આવીને વાહાલે, પાલવડો સ્હાયો. મારેરે. ટેક.
પીતાંબર, હાર ગળે, મૂગટ શોભંતો;
મદેરે ભર્યોરે પ્રભૂ, માનની મોહુંતો. મારેરે.
વાંસલડી વાઇને વાહાલે, મોહ પમાડી;
પ્રેમશું પાતળિયે વાહાલે, હૃદિયાશું ભીડી. મારેરે.
મંદરિયામાં આવી વાહાલે, માંડિયો વિહાર;
ભણે નરસૈંયો પામી, પૂરણુ આધાર. મારેરે.

### પદ ૧૦૨ મું.–રાગ વસંત–પંચમ.

મોગરડે છાયો રે, મંડપ મોગરડે છાયો;
આજરે માંડવડો મારો, મોગરડે છાયો. મોગરડે૦
સાસુડી સુતી રે, વેરણુ નણદ રે જાગે;
કલ્લાં ને કાંબી રે, અણુવટ વીંછુવા વાગે. મોગરડે૦

ઉઠો રે અલબેલા વાહલા, આળસ મોડી;
વનમાં પંખી બોલવા લાગ્યાં, રજની રહી થોડી. મોગરડે૦
જશોદા જગાડે મોહન, જગાડ્યા જાગે;
એ પેલી પાડોસણ ઘેર, વલોણું વાગે. મોગરડે૦
શંખ ચક્ર ગદા પદ્મ ગરુડગામી, સેજડીએ જાગે;
મહેતા નરસિંહનો સ્વામી, દુઃખડલાં ભાંગે. મોગરડે૦

પદ ૧૦૩ મું.–રાગ વસંત-પંચમ.

વાતલડીને કરતાં રે, વહાણું વાહી ગયું રે, હરિ ગુણ ગાતાં ના આવ્યો પાર;
પ્રભાતે ઉઠીને રે, ગોપીઓ સાંચરી રે, ભરવા જમનાજીનો જુવાલ. વાત૦
વેણીને ડોલે રે, જેમ નાગણી રે, પાએ ઝાંઝરનો ઝમકાર;
વલોણું વલોવતાં રે, ગુણ સાંભરે રે, ખળકે કાંકણ ચૂડી સાર. વાત૦
રથને તો દીઠો રે, નંદજીના આંગણે રે, ત્યારે મુને પડી પેટડીયામાં ફાળ;
પ્રાણ હમારા રે, પ્રથમ લેઇ ગયો રે, હાવે શું લેવારે આવ્યો કાળ. વાત૦
આપણ સહુ એકઠાં રે, મલીને મારશું રે, એ છે એકાએક;
નરસૈંયાના સ્વામીએ રે, બાઈ મુને મોકલ્યો રે, ઓધવ કહે ગોપીશું વિવેક. વાત૦

પદ ૧૦૪ મું.–રાગ વસંત-પંચમ.*

રજની રમીનેરે વહેલા ઘેર આવીયા રે, બળવંતા બારણીયું મા ઠેલ,
રજની વિહાણીરે, અમો આશા ભર્યાંરે, જાઓ જ્યાં કીધી હોય રંગની રેલ. રજની૦
મંદિરે પધારોરે બોલી નારનેરે, વાહલા મારા અમ ઘેર આવજો કાલ;
ચાંદલીઓને ઉગ્યોરે, હરણી આથમીરે, ત્યાં લગી જોઈ તમારી વાટ. રજની૦
નિદ્રા તો આવેરે, સુંદર તારે બારણેરે, વેરણ જાતાં ન જાણી રાત;
નયણાં દીશેરે, અતિ નિદ્રાલવાંરે, રાતી રાતી અધુર તણી છે †જાત. રજની૦
માથાનું મોળીયું રે, તેલે ટબકી રહ્યું રે, પારકી પટોળી પાછી આલ;
અંબર છોડોરે, વિઠ્ઠલ માહરું રે, પરણ્યો આલશે નીત નીત મોટું આલ. રજની૦
પંચમ આલાપ્યો રે, પંખીડાં સોર કરે રે, વાહલા મારા પ્રકટ થયો પ્રભાત;
નરસૈંયાનો સ્વામીરે, મંદિર પધારીયારે, વાહલાજીનો સ્નેહ ઘણો ને થોડી રાત. રજની૦

---

* આ પદ અને પૃષ્ઠ ૨૫૪ મે આવેલા પદ ૯૩ માંની કેટલીક લીટી એકસરખી છે; છતાં જે થોડો ફેર છે તે માટે એ અત્ર આપ્યું છે. † પા૦ "૦ તણી છે રેખ." આ પાઠ સારો છે, છતાં સ્વીકારેલો પાઠ, પ્રાસ મળવાથી ને અર્થ બેસતો હોવાથી સ્વીકાર્યો છે.

### પદ ૧૦૫ મું.—રાગ વસંત.

ટોળે ટોળે મળી ગાયેરે, ગોકુળ કેરી નાર;
ચાલો રમિયે નાથશું, કરીએ વિવિધ વિહાર. ૧
ઉલટયો આનંદ અંગના, ભાવતાં ભૂષણ અંગ;
કળશ કેશરશું ભરીને, શ્યામાએ લીધા સંગ. ૨
પ્રેમદા પ્રેમશું પરવરી, વાજાં વાદે વાહે;
નાચેરે નારી રસ ભરી, ઘમકે ઘૂઘરી પાયે. ૩
પ્રાણજીવન પાસે જઈ, ઉપર વારણે જાયે;
ચુઆ ચંદને અંગ ભરી, ફૂલી અંગ ન માયે. ૪
મુખડું તે માંજી મોહન, કુંકુમ કરદમ હાથ;
નારી નેણ સમારેરે, કર ગ્રહી ભીડી બાથ. ૫
દરપણે વદન નેહાલો, નાનડીઆ નંદકુમાર;
નાચોજી નવલે છન્દે, અમ અબળાના આધાર. ૬
નેપુર કંકણી વાજેરે, તાળી મેલાવે તાન;
સુંદર સ્વર લઈ શામળા, કરીએ મધુરું ગાન. ૭
નાચેરે વાહાલો રસ ભર્યો, તારુણી ટોળી માંહે;
વાહેરે વેણુ રસાળી, શોભા કહી ન જાયે. ૮
મરકલડા કરી મુખ જોયે, શશિવદનીરે તે વાર;
નેણે નેણ મેલાવી, કરતી નવલા વેહાર. ૯
ધાઇને સહુ છાંટેરે, કેશર ભરિયા માટ;
અબિલ ગુલાલ ઉછાળેરે, કીધી રંગાળી વાટ. ૧૦
જાણેરે અરુણ ઉદય થયોરે, વાધી રંગની રેલ;
સુંદર શામળા સંગે, કામનિ કરતી કેલ. ૧૧

( ચોબોલો. ) કામનિ કૃષ્ણશું કેલ કરતી,
ભામણું લઇને ઊર ધરતી. ૧૨

સુરીવર કુસુમે વધાવીને, બોલે જયજયકાર;
ભણે નરસૈંયો ધન ધન, કામા કૃષ્ણ વિહાર. ૧૩

### પદ ૧૦૬ મું.—રાગ વસંત.

ઉર ધરી નારી નાથને, વનમાં કરે વિહાર;
નાચેને ગાયે ગોપીરે, આગળ નંદકુમાર. ૧

વાજાં વાજે સોહામણાંરે, ઝાંઝર નેપૂર વાદે;
ચુઆ ચંદન વહાલોજી છંદે છાંટે, વાંસળી વાહે નાદે. ૨
ચુઆ ચંદન કેશર, ભરી ભરી ભરતાંરે અંગ;
અબિલ ગુલાલ ઉછાળતી, રામા રમતી રંગ. ૩
( ચોબોલો. ) રમતાંરે રમત અતિ રસાળી,
કામની કંઠશું બાહુડી વાળી. ૪
કંઠ વળગાડી કહાનને, બોલે થઈ થઈકાર;
મગન થઈ રસ મહાલતીરે, પ્રગટી પ્રીત અપાર. ૫
( ચોબોલો.) પ્રેમેરે પીઉને વશ આણી,
રસ માંહિ રીઝવે મધુરી વાણી. ૬
રીઝવીઓરે નાથને, માનની મોહી સંગ.
ભાવ ભલા કરી ભેટેરે, શામળા અંગો અંગ. ૭
વ્રંદાવનથી સહુ વળ્યાં, આવ્યાં જમુનાં તીર;
નરસૈંયાચો સ્વામી મહાલંતો, શામાશ્યામ શરીર. ૮

## પદ ૧૦૭ મું.–રાગ વસંત.

ચાલો હરજીને જોવા બેર બેર, પટ વસ્ત્રમાં સર્વે તેલ તેલ;
અબીલ ગુલાલની રંગ રેલરેલ, માનુની તું માનજ મેલમેલ. ચા૦ ૧
ચાલંતી ગજની ચાલ ચાલ, લટ છૂટીને આવે ભાલ ભાલ;
એને શ્રવણે ઝબૂકે ઝાલ ઝાલ, ચાલંતાં ચળકે ગાલ ગાલ. ચા૦ ૨
સખી સાત્ત પાંચ મળી સાથ સાથ, હસી તાળી દે બેઉ હાથ હાથ;
પહેર્યાં પટ ભૂષણ ઘણી ભાત ભાત, વન પંખી બોલે બહુ જાત જાત. ચા૦ ૩
સુંદર જળ ભરિયાં ઠામ ઠામ, શોધંતી શ્યામા શ્યામ શ્યામ;
એનું પલક ના મેલું નામ નામ, મળ્યો નરસૈં સ્વામી પૂરણ કામ કામ. ચા૦ ૪

## પદ ૧૦૮ મું.–રાગ વસંત.

પીતાંબર પાલવ છોડ છોડ, અબળા બાંયલડી મોડ મોડ;
લક્ષ્મીવર લાગે ખોળ ખોળ, તારે મુજ સરખી છે ક્રોડ ક્રોડ. પી૦ ૧
મહીધરજી માથે ભાર ભાર, શું રોકી વિશ્વાધાર ધાર;
મુને મારગ લાગે વાર વાર, પેલાં દુર્જન દેખે ઠાર ઠાર. પી૦ ૨

મારું મહીનું માટ મા ઢોળ ઢોળ, એવા અટપટા બોલ,મા બોલ બોલ;
નરહરજી નયણાં મા ઘોળ ઘોળ, મારા ઉર વશિયા મા ચોળ ચોળ. પી૦ ૩
કમળ નેણુ ઘનશ્યામ શ્યામ, વ્યાપી રહ્યો વિશ્વમાં ઠામ ઠામ;
તન તાપ નિવારણુ નામ નામ, મળ્યો નરસૈં સ્વામી પૂરણુ કામ કામ. પી૦ ૪

### પદ ૧૦૯ મું.–રાગ વસંત.

સખી ચાલો ને વસંત વધાવિયે, આપણુ કહાનુડાને કહાવિયે;
આપણુ સામગ્રી સર્વે લાવિયે, સખી ચાલોને વસંત વધાવિયે. ૧
લાવો અબીલ ગુલાલ ફુલેલ તેલ, માંહી ઘઉં ની ઉંબી આંબામોર મેલ;
માંહી ચંપા ચંબેલી ને વનવેલ, તેના સંગ થકી થાય રંગરેલ. સ૦ ૨
લાવો કુમકુમ કેશર ઘોળિયે, છાંટો મોહનજીને મોળિયે;
રસિયાજીને રંગમાં રોળિયે, રંગ વાધ્યો રાધાજીની ચોળિયે. સ૦ ૩
શિવ બ્રહ્મા કો નવ લહેપાર, દેવ સૂરત જોઈ સર્વે પામ્યા હાર;
જ્યાં વૃજ વિનતા કરે શૃંગાર, ત્યાં નરસૈંયો કરે જેજેકાર. સ૦ ૪

### પદ ૧૧૦ મું.–રાગ વસંત.

પીળાં પટકુળ પેહેરણુ પ્રેમદા, પીળાં ભુષણુ* હૃદે ધરી;
પીળાં ચાંપા ચોસર કંઠે, પીળી કેશર આડ કરી. ૧
પીળી આંબા શાખ મનોહર, પીળી કમખે શેર વળી;
પીળું અંગ ઓપે અતી અબળા, તવ ત્રીકમને ત્રીયા મળી. ૨
ઉજ્વળ શ્વેત શાવટુ પહેરણુ, ઉજ્વળ ચોળી ભરત ભરી;
ઉજ્વળ જાઈ વેલનાં ટોડર, ઉજ્વળ ચંદન ઉગટ ભરી. ૩
ઉજ્વળ ચિત્ત રાખો હરી ચરણે, ઉજ્વળ વિઠ્ઠલ હૃદે ધરી;
ઉજ્વળ વહે જમુનાજીનું પાણી, ઉજ્વળ વાણી નરસૈંયાતણી. ૪

### પદ ૧૧૧ મું.–રાગ વસંત.

નંદના ગોવાળિયા રે, તારો રસીલો સ્નેહ; નંદના. ટેક.
ગ્વાલણુ પાણીડાં સાંચર્યા રે, જળમાં ન બોળે પાય;
કદમ કેરે છોડવે રે, ઉભલા દીસે જાદવરાય. નંદના.
સહસ્ર કોટિનો મારો કંચવો રે, તે સાહી નવ તાણુ;
લાખના બંધ મારા ટૂટશે રે, તારે હસવું ને મારે હાણુ. નંદના.

---

* મૂળ પા૦ "ભુક્ષણુ."

કહાનજી કેસર ના છાંટીએ રે, ભીંજે અમ અબળાના કેશ;
ભીંજે જાદવરાય લોબરી* રે, હુતો ઘેર શો ઉત્તર દેશ.† નંદના.
કહાનજીને મુકુટ બિરાજતો, રાધાજીને એકાવળ હાર;
નરસૈંયાનો સ્વામી મલ્યો રે, વાહાલે ઉતાર્યાં ભવપાર. નંદના.

### પદ ૧૧૨ મું.-રાગ વસંત.

મંદિર મહાલે મહારો વહાલો, રમઝમ કરતી હીડું રે. મંદિર૦ ટેક.
શાન કરીને સામું જોવે, ફુલી અંગ ન માઉં રે;
સઇયર સઘળી આગળ જઈને, ગુણ તમારા ગાઉં રે. મંદિર૦ ૧
સન્મુખ રહીને શામલિયાને, હરખે વિન્જુ વાયે રે;
ભણે નરસૈંયો સુખની લેહેરે, ભીડું રુદીયામાંહે રે. મંદિર૦ ૨

### પદ ૧૧૩ મું.-રાગ વસંત.

મુક્તા થાલ ભરી લ્યો ભામની, વહાલાને વધાવોરે;
મંગળ ગાન કરંતા હરખી, મંદિરમાં પધરાવોરે. મુક્તા૦ ૧
પુલડે પાગર ભરાવો સઘળે, અગર ઉવેખી મહેલોરે;
લટકંતો આવે સુંદિરવર, નેણે નેણાં ભેળોરે. મુક્તા૦ ૨
શણગારે સોહાવ્યો વહાલો, સોવરણ પાટ બેસારીરે;
માન તજી માણો મોહનને, તેમ તેમ ઉપર વારીરે. મુક્તા૦ ૩
જોબન સફળ કરોરે એહની, નંદકુંવરશું રમતારે;
નરસૈંયાચો સ્વામી ઉરપર લઈને, હીંડો રમઝમ કરતારે. મુક્તા૦ ૪

### પદ ૧૧૪ મું.-રાગ વસંત.

મંગળ ગાઉ મોદ ભરાણી, વારી વારી આપું દાન રે;
આંખડલી આગળ હું રાખું, સુંદર શામળવાન રે. મંગળ૦ ૧
ખીર ખાંડ આગળ ઘૃત મહેલું, પેર પેરના પકવાન રે;
કર વીઝણડે વાય ઢોલાવું, આરોગે મહારો કહાન રે. મંગળ૦ ૨
બીડાં સુંદર પાનનાં, પ્રેમલ પુરણ સાર રે;
મુખમાંહે મેલતાં હું હરખું, નરખી નંદકુમાર રે. મંગળ૦ ૩

---

* એક જાતનું સ્ત્રીઓને પહેરવાનું વસ્ત્ર-કાઠીયાવાડમાં આહીરણ ને બીજી સ્ત્રીઓ, જાડું હોવાથી ગાંડ વાળી ચણિયાની જગે પહેરે છે. † પા૦ "હું છું હજી રે બાળે વેશ."

સુંદર સેજ સમારુ સારી, સકળ કરું શણુગાર રે;
નરસૈંયાચ્યો સ્વામી પ્રેમે પોઢ્યા, હૈયે હરખ અપાર રે. મંગળ૦ ૪

### પદ ૧૧૫ મું.—રાગ વસંત.

મંગળ ગાઉં હું મલપતી, નાચંતો મંદિરે આવ્યો રે;
મુક્તા થાલ ભરીને ઉપર, વહાલાને વધાવ્યો રે. મંગળ૦ ૧
સામું જોઇને શામળિયે, કાંયે મુખ મરકલડો કીધો રે;
અંગોઅંગે આનંદ વાધ્યો, એ મ્હારે ઉર લીધો રે. મંગળ૦ ૨
નેણાં તૃપ્ત ન થાયે મ્હારાં, સુંદિસ્વરને જોતાં રે;
અમૃત ઓઝરયા મ્હારે અંગે, કારજ કીધાં મનગમતાં રે. મંગળ૦ ૩
રસમાંહલે રાતો મ્હારો વહાલો, રીઝી રહી મન માંહે રે;
નરસૈંયાચા સ્વામીનું સુખ તે કોઇને, મેં કહ્યું નવ જાયે રે. મંગળ૦ ૪

### પદ ૧૧૬ મું.—રાગ હોરી.

ચાલો હરિ હોળી રમવા વૃંદાવન જઇયે, ઝાકમઝોલ કીજે મારા વાહલા;
કોણ હારે કોણ ઝીતે, હાંહાં હરજી હાર્યા,
એમ કહેતી પરસ્પર બાળા. ચાલો. ૧
વળી વિઠ્ઠલે ગોવાળ બોલાવ્યા, વસ્ત્ર લીધાં ઉતારી;
છેટે નાથ નાસે અતિ અબળા સોચે, હાં હાં અબળા સોચે,
રાખો રાખો વનમાળી. ચાલો. ૨
સકળ શૃંગાર સજ્યા અંગ શ્યામા, રમે રંગે મદમાતી;*
નરસંઇના સ્વામી સંગ રમતાં, હાં હાં હરિ સંગ રમતાં,
માનુની મદ ભરાતી. ચાલો. ૩

---

* પા૦ "રગ માંહે રાતી."



# શૃંગાર માળા.



## પદ ૧ લું.–રાગ કેદારો.

આવો રે અલબેલા વાહાલા, મોહન મારા રસીયા રે;
આવડી વારો તમે ક્યાંહાંરે લગાડી, કોને તે મંદિર વસીયા રે. આવો.
તમને ટેવ પડી પરઘરની, હવે તે શી પેર કરીએ રે;
સંસારમાં કાંઈ સાર ન દીઠો, કેને તે જોઈ જોઈ ઠરીએ રે. આવો.
આજ પછી હરી એવું ન કરીએ, લોકહસારત થાશે રે;
નરસૈંયાના સ્વામિ હમને તજશો, બિરદ તમારું જાશે રે. આવો.

## પદ ૨ જું.–રાગ કેદારો.

સાચું બોલો શામળિયા વહાલા, કોહને ક્યાં ગયાતા રે;
માનીતીને ભવન તજીને, કોને મહોલ રહ્યાતા રે. સાચું.
આજ રજની રડતાં વીતી, કંથ વિના ક્યમ રહીયે રે;
તલ પાપડ થઈ રજની ગાળી, એવું થાય તે ક્યમ સહીયે રે.* સાચું.
હમણું હેત ઉતાર્યું હરજી, પેલી નવલ નારશું મન મોહ્યું રે;
તમો વિના અમો તલસિ મરિયે, તોલ તમારું જોયું રે. સાચું.
†વાહાલપણુની પ્રીત શામળિયા, સેજે સૂતાં ઘણી સાલે રે;
ફુટ્યું ગુમડું ને થયો વૈદ્ય વેરી, એવી ગત કીધી વહાલે રે. સાચું.
ભલે પધાર્યા મારા મંદિરમાંહી ભાવે ભામણાં લીધાં રે;
નરસૈંયાચા સ્વામી સંગે રમતાં, દુઃખ ફેડી સુખી કીધાં રે. સાચું.

---

* પા૦ "એવું થાય તે ક્યમ શહિયેરે." બીજો પા૦ "૦ તે કોને કહિયેરે."

† પા૦ "બાળપણાની પ્રીત ૦"

### પદ ૩ જું.-રાગ કેદારો.

. શામલીઓ તે ઉરનું ભુષણ, હ્રદયા ભીડી રાખું રે;
શણુગટ વાલી વાલીને જોઉં, વિને વચન મુખ ભાખું રે. શામ.
સેજ સમારું પરીમલ પૂરણ, સકળ કરું શણુગાર રે;
દીવડીઓ અજવાલી મેલું, પોઢે પ્રાણ આધાર રે. શામ.
મૃગમદ અંજન નયને સમારું, નાના ભાવ જણાવું રે;
નરસૈંયાચા સ્વામીશું રમવા, લટકંતી હું આવું રે. શામ.

### પદ ૪ થું.-રાગ કેદારો.

ઉર રાખી સુંદરવરને, વિલસું ચારે જામ રે;
પ્રેમ ધરી પાતલીઓ આવે, પુરે મનના કામ રે. ઉર૦
આવંતો વહાલો દેખીને, ફુલી અંગ ન માઉં રે;
હાર કુસુમના કંઠે ઘાલી, ભામણુલડે હું જાઉં રે. ઉર૦
નીરમલ જોતી કરું રે દીવે, સકળ સજું શણુગાર રે;
નરસૈંયાચા સ્વામીચે સંગમ, રસમાં કરું વિહાર રે. ઉર૦

### પદ ૫ મું.-રાગ કાફી.

મારો નાથ ન બોલે બોલ, અબોળાં મરિયે રે;
હું ક્યમ કરી વેઠું વિજોગ, હવે શું કરિયે રે; અબોળાં.
સાંભળ સહિયર વિનતિ, આ દુઃખ કેમ સેહેવાયે રે;
મેલી ગયા મુને માવજી, મારો જન્મારો ક્યમ જાયે રે; અબોળાં.
શેરડીએ સામો મળે, તો વાટ મરોડી જાયે રે;
ઊંચું જોઉં ત્યારે નીચું જુએ, મલવાને વિમાસણ થાયે રે;* અબોળાં.
મોર મુગુટ પીતાંબર સોહિયે, કુંડળ ઝળકે કાન રે;
નરસૈંયાનો સ્વામી મલ્યો રે, વહાલે વાળ્યા અમારાં વાનરે; અબોળાં.

### પદ ૬ ઠું.-રાગ પ્રભાત.

આજ ઉજાગરા, અંગ આળસ ભર્યાં, માહરે મંદિરે કેમ આવ્યા;
ભુવન ભૂલ્યા, અવર† ભામની ભોગિયા, સાથ સાહેલડી શે ન લાવ્યા. આજ.
અળતા અળતીતણે, રંગે રાતા થયા, તિલક અધર રહ્યું સુભગ ભાળે;
શ્રમ ‡જળ કારણે, કુંડળ સોહિયે ઘણું, અપૂર્ણતા અધિક લોચન વિશાળે. આજ.

---

* પા૦ "મને વડી વિમાસણ થાય રે." † પા૦ "વર ભામની૦" વર એટલે સારી અને અવર એટલે અન્ય-બીજી. ‡ મૂળ પા૦ 'સીમજળ' છે.

પટ પીત વિસારિયા, નીલાંબર ધારિયાં, અધર અંજનતણી રેખ લાગી;
પરમ પુન્યવતી, કોણ તે સુંદરી, તમ સંગ તે નાથ રજની જાગી. આજ.
કારણ કહો કરી, કારજ અમતણું, ભલેજી પધારિયાં પ્રાતઃ પહેલા;
મન હરખી ઘણું, કાર્ય થયું તેતણું, તે નાર કેઈ કહો લાડ ઘેહેલા. આજ.
શું મુજમાં નથી, તે સહુ કોહોને કથી, ગર્વ કરતી નથી પ્રાણપ્યારા;
નરસૈંયાના નાથજી, સાહો હરિ હાથજી, કરો વ્યભિચાર ખોટા એ ધારા. આજ.

## પદ ૭ મું.–રાગ પ્રભાત.

પ્રાતઃ થયો મારો પાલવ મેલો, વેરણ નણદી જાગે રે;
દિનકર ઉગ્યો થયું અજવાળું, ઝીણા વલોણાં વાગે રે. પ્રાતઃ૦
સમીરે સાંજની સેજ્યાએ આવી, પેર પેર મળી સંગ લીધો રે;
આવભાવ લીધો મન ગમતો, અમૃતની પેરે પીધો રે. પ્રાતઃ૦
પ્રાતઃ ઠામ ઠામ તો રડાડંક* દિસે, અધર થયા રંગ રાતા રે;
વ્યભિચારીનાં નોહોય એ લક્ષણ, કો દેખે જાતા વળતા રે. પ્રાતઃ૦
સુણો તમો નારી, અમો બ્રહ્મચારી, અમને તે કોઇ એક જાણે રે;
વેદ ભેદ લહે નહીં મારો, મુને સનકાદિક નારદ વખાણે રે. પ્રાતઃ૦
એક જાણો છો વૃજની ગોપી, કે રસ જયદેવે પીધો રે;
ઉગતો રસ અવની ઢળતો, નરસૈંયે તાણીને લીધો રે. પ્રાતઃ૦

## પદ ૮ મું.

વાહાલા મારા વૃંદાવનરે ચોકકે, વહેલા પધારજો રે લોલ; વા૦
ગોકુળની વ્રીજનાર કે, વેગે બોલાવજો રે લોલ. વા૦ ૧
અમને રાસ રમ્યાના કોડ કે, નાથ સંગ બેલડી રે લોલ; વા૦
લેવા મુખડાના મુકરંદ કે, મલી તેવતેવડી રે લોલ. વા૦ ૨
રુડો વંસીવટનો ચોક કે, કુંજ શોભા ઘણી રે લોલ; વા૦
રુડું જમુનાંજીનું તીર કે, ત્રટ રળીઆમણું રે લોલ. વા૦ ૩
મળીઓ વ્રીજ વીનતાનો સાથ કે, તાલી દે હાથશું રે લોલ; વા૦
માનની મન્મથ ભીડે બાથ કે, કોમળ હાથશું રે લોલ. વા૦ ૪

* રડા–રદા=રદ=દાંત+ડંક=દંશ=ઘા.

ફરતાં ગાન કરે વ્રીજનાર કે, વચમાં વાલમા રે લોલ; વા૦
રુડી શરદ પુનમની રાત કે, સુંદર સોહામણા રે લોલ. વા૦ ૫
જોવા મળીઆ ચઉદે લોક કે, ઈંદ્ર ત્યાં આવીઆ રે લોલ; વા૦
રુડાં પારીજાતકનાં પુષ્પ કે, પ્રભુને વધાવીઆ રે લોલ. વા૦ ૬
બ્રહ્મા રુદ્ર ધરે એનું ધ્યાન કે, પાર પામે નહિ રે લોલ; વા૦
નાચે નરસૈંયો સુખ જોઇ કે, લીલા નાથની રે લોલ. વા૦ ૭

### પદ ૯ મું.

વાત રસાલી કરતાં મારા, પીઉશું સરવસ સોંપી રે;
રજની રંગ ભરી રમતાં, મનનું ગમતું કરશું ગોપી રે. ૧
મહારા વહાલાજીને સાથે, મળશું માન નિવારી રે;
લટકંતો આવે મંદિરમાં, રાખું ઉરપર ધારી રે. ૨
એકાંતે આલિંગન લીજે, દીવડીયો અજુવાલી રે;
નરસૈંયાચા સ્વામીચે સંગમ, જોબન મહારું મહાલી રે. ૩

### પદ ૧૦ મું.

વહાલોજી મંદિર આવ્યો, મનગમતી મારે કાલી લાવ્યો. ટેક.
ચોલી ભરત ભરાવી મહારે વહાલે, શોભતી ભલી ભાતે;
મનગમતો મેં મચકો કીધો, વિલસી માઝમ રાતે. વા૦ ૧
દુરીજન લોકની લાજ ઝીલે, પીયુજી શું પ્રીત બંધાણી;
નરસૈંયાચા સ્વામીશું રમતાં, રુદયા ભીતર આણીરે સજની. વા૦ ૨

### પદ ૧૧ મું.—રાગ માલકાલેરો—ગોડી.

વ્રેહ તાપ ટલે તો મુજને, શામલિયો સંગ પામું રે;
સકલ શણગાર કરીને આવું, મારો જીવન જોયે સામું રે. વ્રેહ૦ ૧
સેજ સમારું ભાવ ધરીને, પ્રેમલ પુરણ ભાવું રે;
અળવેશું આલિંગન લીજે, જો વહાલાના મનમાં આવું રે. વ્રેહ૦ ૨
પ્રેમ ધરીને મહારા પીઉ, હું તો અંતર ટાળુ રે;
ભણે નરસૈંયો હેત કરીને, કંઠે બાહુડલી વાળુ રે. વ્રેહ૦ ૩

### પદ ૧૨ મું.—રાગ માલકાલેરો—ગોડી.

વાત રસાલી કરતાં વહાલો, વહાલ ધરી બોલાવે રે;
સુરત સમાગી શામલિયે, તે નેણે નેહ જણાવે રે. વાત૦ ૧

અંગો અંગે પુલી રહી હું, વહાલાજીનું વદન જોતાં રે;
સુખની સીમા શી કહું, રંગ ભરી તાલી દેતાં રે. વાત૦ ૨
સેજડીયે મેં સુંદરવરને, ભોગવીયો ભલી ભાતે રે;
નરસૈંયાચા સ્વામીચેં સંગમ, રસવાધ્યો રુડી રાતે રે. વાત૦ ૩

## પદ ૧૩ મું.–રાગ માલકાલેરો–ગોડી.

વિલશું રે મંદિરમાં મોહન, હું ભાવે ભોજન કરાવું રે;
જમ જંમ જીવનજી સામું જોયે,ભામણડા લેતી ભાવું રે. વિલશું૦ ૧
સુંદરવર શામલિયો સેજે, મહારો પ્રાણ આધાર રે;
એકાંતે વહાલે આલિંગન આપી, વહાલે કરું વિહાર રે. વિલશું૦ ૨
સર્વસ સોંપુ શામલિયાને, જાણું રખે કોય જાણે રે;
ભણે નરસૈંયો અલગો ન કરું, આણીને ઉર આણે* રે. વિલશું૦ ૩

## પદ ૧૪ મું.–રાગ માલકાલેરો–ગોડી.

વેદના ટાળી વહાલે મહારે, હું રસ માંહે ઝીલી રે;
પીઉજી મહારો પ્રેમે મહાલું, નણદીનો ભે મેલી રે. વેદના૦ ૧
શોહાગી શામલિયો મહારો, ક્ષણું ઉરથી નવ ટાળું રે;
મરકલડો કરી કહાનજીનું, રહિ રહિ વદન નેહાળું રે. વેદના૦ ૨
પ્રગટ પયોધર ભેટ કરું હું, ફૂલી કલી અંગ ન માયે રે;
ભણે નરસૈંયો અંતર ટાળું, જમ વહાલો વશ થાયે રે. વેદના૦ ૩

## પદ ૧૫ મું.–રાગ માલકાલેરો–ગોડી.

વરિયો મેં કૃષ્ણ વર વરીયો, બીજો તો હું નવ જાણું રે;
સાસરિયામાં સાદ પડાવું, નણદીનો ભે ન આણું રે. વરિયો૦ ૧
ગાજે ઢોલ વગાડતી હીંડું, શામલિયાશું થઉં સાચું રે;
વાંસલડી વાહતો ઘેર આવે, મનડામાંહે રાચું રે. વરિયો૦ ૨
સણગટડો ટાળી મેં મહેલ્યો,જેમ જાણું તેમ વિલશું નાથ રે;
નરસૈંયાચો સ્વામી સબલ સ્નેહી,પ્રેમ ધરીને ભીડું બાથ રે. વરિયો૦ ૩

---

* આ વેળાએ.

## પદ ૧૬ મું.–રાગ આશાવરી.

વહાલોજી આંગણુડે આવ્યો, વેણું ઘુમઘુમ વહાતો રે;
પીતાંબર પહેર્યું અતિ ઝળકે, શણુગારે સોહાતો રે. ૧
મંદીરમાંથી હું આનંદી, જઈને ઉરપર લીધો રે;
મુક્તા થાળે વધાવી વાહાલો, વન્ચેં* કરી વશ કીધો રે. ૨
લેહુકંતો બેહુકંતો દેખી, સેજડીએ પધરાવ્યો રે;
ભણે નરસૈંયો સુખની સીમા, શામલિયો સુંદર ભાવ્યો રે. ૩

## પદ ૧૭ મું.

વદન સુકુમલ તારી ચાલને ચમકે મોહિરે, સુંદરી દેખાડો ચાલી રે;
તમવિના ઘડી એક ન રહી શકું, રુદયા ભેતર તાપ ચાલી રે. ૧
આણે મારગડે જાતાં, શેરીયે સામું જોયું રે;
જેવારે ઘુંઘટ આઘો તાણ્યો, તે વારે મારું મન મોહ્યું રે. ૨
જેને જેશું પ્રીત જ હોયે, તે તે સામું જોયે રે;
નરસૈંયાચ્યા સ્વામી ભલે મલીયો, તમ સમોવડ નાહી કોયે રે. ૩

## પદ ૧૮ મું.–રાગ આશાવરી.

વાંસલડી વાહાતે મહારે વહાલે સામું જોયું રે;
લટકે બાહુડી ઝાલી મોરી, ત્યંમ મારું મન મોહ્યું રે. ૧
કંઠવિલાગી વહાલાજીને, મંદિર માંહે લાવી રે;
મનમાં મોહન માયે મહારે, આરતી અગર ઉવાંરી રે. ૨
પ્રેમધરી બેસારીયો મેં, સોવ્રણ પાટ ઢલાવી રે;
વહાલા કેરું વદન નેહાલી, ભામણુડે હું ચાલી રે. ૩
ગાયદોહીને દુધ કડું હું, સરસી શાકર ભેલું રે;
ભણે નરસૈંયો પાન કરે હરી, વલતી ઉરપર મેલું રે. ૪

## પદ ૧૯ મું.

વ્રેહુતાપથી ટળીયે જો, વાહાલો મંદિર આવે રે;
મનગમતા મહાલું મન મોહન, મહારે ઉર સોહાવે રે. ૧

---

* વિનય.

દુધ કઢીને શાકર ભેળું, ભાવતું ભાવતું પાઉં રે;
વાળી વાળી વહાલા ઉપર, ભામણુડે હું જાઉં રે. ૨
મુક્તા ફળનો હાર કરાવીને, વહાલા કંઠે સોહાવું રે;
ભણે નરસૈંયો મંદિર માંહે, મોતીયે ચોક પુરાવું રે. ૩

### પદ ૨૦ મું.–પ્રભાત.

વ્રજનો વિહારીરે, અમો ઘેર પ્રાહુણલો રે;
હાં રે હું શા શા સજું શણગાર. વ્રજનો૦
માંગ સમારું રે, સજની મોતિએરે;
ચાંદલીઓ માગું રે, મહારાજ. વ્રજનો૦
પ્રભુજીની બાંહે રે, બાજુબંધ બેરખા રે;
મારે ગળે રે, ગુંજાનો હાર. વ્રજનો૦
પહેરું પટોળી રે, પાએ શેરતીરે;
કંચુકી કસી કરી, અતિસાર. વ્રજનો૦
રમઝમ રમઝમ રે, વાગે વિછુવારે;
ઉપર નેપુરનો, ઝણુકાર. વ્રજનો૦
જમનાને તીરે રે, હરિ સામા મલ્યારે;
મસ્તક બેડલીઆનો ભાર. વ્રજનો૦
નરસૈંયાનો સ્વામીરે, બાઈ મને ત્યાં મલ્યોરે;
વાહલે મારે પ્રેમે લડાવ્યાં લાડ. વ્રજનો૦

### પદ ૨૧ મું.

સુંદરવર આંગણે આવ્યો, વેણુ મધુરી વાહીરે;
અંગે અંગે ઉલટો આનંદ, જોવાને હું ધાઇરે. સુંદર૦ ૧
મંગળ ગાતી મંદિર મહારે, પધાર્યો મહારો નાથરે;
મુખનાં લીધાં વારણું, ઘાલી ગળામાં બાથરે. સુંદર૦ ૨
પાટ બેસારી પ્રેમળ પુરણુ, કંઠે આરોપું હારરે;
શણગારે સોહાવીયો, આરોગે તે વારરે. સુંદર૦ ૩
નૌતમ જોબન જાણવું, હું ભેટ કરી ઉર મહાલુંરે;
ભણે નરસૈંયો શામલિયાશું, અંતર સર્વે ટાળુંરે. સુંદર૦ ૪

### પદ ૨૨ મું.

સેજ સમારું નાના વિધની, રેણી રંગ ભર રમવારે;
પીન પયોધર, પ્રગટ થયો નેહ, વહાલાને ભેટ કરવારે. ૧
પ્રેમ ધરીને મ્હારો વહાલો, હું લઈ ત્યાં વધાવુંરે;
દીવડીયો અજવાળી મહેલું, શણગારે સોહાવુંરે. ૨
મરકલડો કરી મારા ઉરપર, સુંદરવરને આણુંરે;
અળવે શું આલિંગન આપી, જેમ જાણું તેમ માણુંરે. ૩
સઈયર માંહે સફ્રાણી થાઉં, વહાલે વહાલો ભજતાંરે;
ભણે નરસૈંયો વહાલો વશ થયો, શું કરશે દુરીજન લવતાંરે. ૪

### પદ ૨૩ મું.

સુણ સજની, સુતા માંહે ઝબકીને જાગી;
જાણ્યું મ્હારા વાલાજીને કંઠડે વિલાગી. ૧
અતિ રંગ કીધો, અધરરસ પીધો;
સેજડી ઉપર થયો સતો, વહાલો ઉરપર લીધો. ૨
સહીસમાણી મ્હારું, સ્વરૂપ ન વિચારો;
નરસૈંયાચો સ્વામી, મારા મંદિરિયે પધારો. ૩

### પદ ૨૪ મું.

સેજ ઉપર બીજી સેજ રચીને, તહાં મારા વહાલાને પહોઢાડું રે હેલી;
જેમ જેમ વહાલોજી સંગમે આવે, તેમ તેમ રુદે થાયે ટાઢું રે હેલી. ૧
સંપત નહોતી દન એટલડા, મન માંહે રહેતો વિચાર;
હવે પુલ પુલ અતિ પ્રેમૂલ વાધ્યો, મળો મુજ ભરથાર રે હેલી. ૨
પહેરો પીતાંબર પરમ પુરુષોત્તમ, પુરો મ્હારા મનનાં કોડ;
વારે વારે વચ્ચે સ્હામું જોજો, ભણે નરસૈંયો કરજોડ રે હેલી. ૩

### પદ ૨૫ મું.

સજની રે, શામળીઓ વેણુ વાહે;
રહી ન શકું મારા તન માંહે, જાગો મલવાને મન છાયે. સ૦
જલ જમુનાં મસે આપણ બહેની, ચાલો જોવા જઈએ;
સાસુ મારી ઘેર નથી રે, ક્હાનજીને ક્હીએ. સ૦

જે કહેશે તે સહેશું આપણુ, ચાલો જોવા જઈએ;
નરસૈંયાચા સ્વામી સંગ, રાસડા રે લઈએ. સ૦

### પદ ૨૬ મું.

સફળ મહેણું આજ થયું, હું મલપતી હીંડુંરે;
શામળીયાને સનમુખ આવી, શણુગટડો સંકોરું રે. ૧
મોહન માહાલે મારા મનમાં, જંમ જંમ જીવન જોયે રે;
આંખડલીથી ન કરું અળગો, મુખલડે મન મોહે રે. ૨
આનંદે આરોગાવું વહાલા, પેર પેરનાં પકવાન રે;
ભણે નરસૈંયો ધન ધન જોબન, પામી પરમ નિધાન રે. ૩

### પદ ૨૭ મું.

આંખલડીથી ન કરું અળગો, મહારા જીવન પ્રાણ રે;
રુદેયા સરસો ભીડી રાખું, શામલિયો સુજાણ રે. ૧
રાત દિવસ મહાલે મંદિરમાં, તંમ મહારું મંદિર મોહ્યું રે;
મચકો કરીને આગળ આવું, વહાલે સામું જોયું રે. ૨
દુધ કઢીયલ ધસમસતી લાવું, શાકર સરસુ પીયે રે;
હાર કુસમના કંઠે ઘાલું, જેમ હું હરખું હૈયે રે. ૩
મનગમતો શણુગાર કરીને, કર દરપણ લઇ દેખાડું રે;
ભણે નરસૈંયો માન કરીને, શણુગટડો સંકોરું રે. ૪

### પદ ૨૮ મું.

સોહાગણ દીવડો જાળવરે જાળવનીરે, આપણા મંદિર માંહે; સોહા૦
ત્યાં લગી અબળા કર અજવાળું, જ્યાં લગી પીઉજી જાગે;
ઓલવડે આઘેરા રાખો, જેમ વા લહેર ન લાગે. સોહા૦ ૧
સેજલડીએ શામલિયો આવે, રજની રંગ ભર રમવા;
જોબન મહારું છે રઢીયાળું, તજી અભિમાન ને ભજવા. સોહા૦ ૨
નિરખ્યો નાથ બાથ બળે ભિડ્યો, રાખ્યો હ્રદયા માંહે;
નરસૈંયાચો સ્વામી ચતુર શિરોમણ, પ્રેમે પીઉ વશ થાયે. સોહા૦ ૩

### પદ ૨૯ મું.-રાગ પ્રભાત.

સખી તારાં નેપુરરે, સુંદર વાગતાં રે, વાગ્યાં વાગ્યાં મહાજમ રાત;
નાનું સરખું નગરરે, સુતેલું જાગીયું રે, જાગ્યું ત્યારે ઝાંઝરનો ઝમકાર. સખી૦
વાડીમાંરે પાકયોરે, સુંદર આંબલો રે, તેની તે મીઠી મીઠી ઉતરે શાખ;
કામિની વેડાવેરે, આરોગવા રે, મારા હરિને કહું કે ચાખ. સખી૦
આંગણીએ રોપાવુંરે, સુંદર એલચી રે, ઠામ ઠામ રોપાવું નાગરવેલ;
નરસૈંયાચા સ્વામીરે, બાઇ મને ત્યાં મલ્યો રે, હરિ મારો શોભે ઉરની વેલ. સખી૦

### પદ ૩૦ મું.

પુછોની પુછોની અબોલડા શે લીધા;
કેઈ કામણગારીએ કાન ભકારા* રે; સજની૦ ૧
પાયે પડી પડી નીલવટ પાડી, કાલાવાલા અમે કર્યા;
રોષ ન છંડે વહાલો રદયા માંહેથી, નયણાં નીર ભર્યાં રે; સજની. ૨
દીન જાણી દયા ન ઉપજે, ક્ષણ એક સાહામો ન થાયે;
પુઠડી વાલીને પીયુડો સુતો, કહો રજની કેમ જાયે રે; સજની. ૩
આલિંગન લેતાં કઠિણ કુચ ખુચ્યા, એ અપરાધ અમારો;
નરસૈંયાચ્યા સ્વામીને ઝટ મનાવો, તો માનું પાડ તમારો રે; સજની. ૪

### પદ ૩૧ મું.

પેર પેરનાં પકવાન કરીને, મેહેલ્યાં વહાલા કાજે રે;
ખીર ખાંડનું કનક કચોલું, ભરીઉં ઘ્રતલા તાજે રે. ૧
આનંદે આરોગે મહારો વહાલો, મનના મનોરથ કીજે રે;
સથરું દહી લેઈ આગલ મહેલું, જો ભાવે તો પીજે રે. ૨
વેણા વાહો ને મધુરું ગાઓ, ફુલી અંગ ન માઉં રે;
ભણે નરસૈંયો થઇ સફરાણી, વહાલાજી સામું જોઉં રે. ૩

### પદ ૩૨ મું.

પાંડરી પટોલીયે આ કોણ રે, એ તો નવલ નારી કોઇ દીસેરે;
એ આગળ આપણ ક્યમ ઓપીએ રે, મારા વાલાજીનું મન ક્યમ હીસે રે. પાં૦
શર† ઉપર શોકય થઇ આવી, કહોની બાઇ આપણ કેમ કરીશુંરે;
મોહન સંગે ભજતી દેખી, અધીકપણે ભરીશું રે. પાં૦ ૨

* બંભેર્યા=કાન ભર્યાં. † શિર.

ચતુરપણું ને ચાળા જોજો, કણેર કાંબી જીમ લલકે રે;
સર્વાંગે શોભંતી શામા, શશીવદની મુખ ઝલકે રે. પાં૦ ૩
વેણુ વિશાલ મણિધર જીમ ડોલે, મૂખ બોલે મધુરી વાણી રે;
બત્રીશ માંહે એકો નહીં ઓછું, જેહવી સામુદ્રિકે વખાણી રે. પાં૦ ૪
મછર માન તણો મન ધરતી, એહુને નાકે અનોપમ મોતી રે;
નરસૈંયાચા સ્વામીને મળવા, ખંજન નયણે જોતી રે. પાં૦ ૫

## પદ ૩૩ મું.

લોચન એનાં રે, ન તુલે કોઈ આવે, જાણું જઈને મલીયે રે;
નિત નિત એણે મારગ જતાં, નિરખી વિષયી થઈએ રે. ૧
દાણ મસે આગળ આવીને, વેણુ મધુરી વાહે રે;
મહોની ગોળી ધરણે ઢોળી, માંકલડાંને પાયે રે. ૨
ઉરવર નેહાલી રુદયા ભીડી, મેં તો નવ બોલાયે રે;
ભણે નરસૈંયો શામળીયાને, જોયા વિના ન રહેવાયે રે. ૩

## પદ ૩૪ મું.

ભ્રગુટી ભાવ કરીને વહાલો, મહારા ઉરપર રાખું રે;
સર્વસ સોંપી શામળીયાને, વિનય વચન મુખ ભાખું રે. ૧
અંતરગતની જાણે વહાલો, પ્રેમ હોય તો આવે રે;
નેણે નેણ મેલાવી વહાલો, માનની માન છંડાવે રે. ૨
એકરસ થઈ આલિંગન લેતાં, વહાલો અંતર તાપ સમાવે રે;
ભણે નરસૈંયો સંગમ સ્વાદે, અણુતેડ્યો ઘેર આવે રે. ૩

## પદ ૩૫ મું.

લોચન માંહે કાંય કામણ ભરીયું, તે તો હુને શું રે કરીયું;
કેમ કરી મંદિર જાઉં મારી સજની, મારું મન એણે હરીયું રે. લોચન૦ ૧
રુદયા સરસો કેમ કરી ભીડું, હું સર્વાંગે રહી ડૂલી રે;
ચર્ણ ન ચાલે મારગ માંહે, મુખડું જોતાં ભૂલી. લોચન૦ ૨
આકુળ વ્યાકુળ વેદના વ્યાપી, તે તો મેં ન સેહવાયે રે;
નરસૈંયાચો સ્વામી આવી ભેટે, રુદેયા ટાઢું થાયે રે. લોચન૦ ૩

## પદ ૩૬ મું.

ઉરવર બીડી રહો રે સજની, રમતાં સંગે રહો રે, સજની. ટેક.
અધુરે અમૃતરસ પીતાં પીતાં, વહાલોજી અલગો ન થાય રે;
નયણે નયણાં મેલતાં રે, ઉલટચો પ્રેમ ન સમાય રે, સજની૦ ૧
મહારા મનની વાત હુતી, તે મારે વહાલોજીએ જાણી રે;
ભણે નરસૈંયો અંતર ટાળી, સેજડીએ લીધાં તાણી રે, સજની૦ ૨

## પદ ૩૭ મું.

ઉરથી અળગો ન ટાળું રે, સજની, વાલી વાલી વદન નિહાળુંરે, સજની૦ ટેક.
યૌવન મારું લહેરે જાયે, પ્રગટયા પયોધર મોહી રે;
શામલીયાને ભેટ કરુંરે, રંગ ભરું રમતાં રજની ખોઈ રે, સજની૦ ૧
જો માહરો વહાલો સેજે આવે, તો નવલું અંગ સમારું રે;
નરસૈંયાચો સ્વામી માહરો જીવન, તનમન ઉપરે વારું રે, સજની૦ ૨

## પદ ૩૮ મું.—રાગ ધનાશ્રી. (પ્રભાત.)

સાંભળ બંહેની વાતલડી, મીઠામાં અતિ મીઠી રે;
જમુનાં પાણી હું ગઈતી, તહાં નંદને કુંવરે દીઠી રે. ૧
આગળ આવી ઉભો રહ્યો, હુંને ઘાલી પગમાંહે આંટી રે;
મારા વાહલા એમ જોર ન આણો, અમે અબલા તમો માટીરે. ૨
અધુર અમૃતરસ ગૃહીને દાબી, મારી નવલ પટોલી ફાટી રે;
આલિંગન લીધું અતિ પ્રેમે, કેશર લઈ લઈ છાંટી રે. ૩
જાદવરાય શું સ્નેહ સબલો, પીઠ ધરુ ઉપર નમેલી છાતીરે;
નરસૈંયાચ્ચો સ્વામી ભલે મળ્યો, હુંને આપી હાથે વીંટી રે. ૪

## પદ ૩૯ મું.—રાગ માલકાલેરો—ગોડી.

ઉરપર લીધો શામળિયોરે, હું માનેતી કીધી રે;
વાત કરતાં વહાલ જણાવી, કરગ્રહી તાળી દીધી રે. ૧
નાના વિધના અન્ન નીપાવ્યાં, ભોજન ભાવે કીધું રે;
સથરું દહીં આગળ લઈ મેલ્યું, કાજ અમારું સીધું રે. ૨
સુંદર પાન તણી જે બીડી, વહાલો મુખમાં લેતો રે;
નરસૈંયાચો સ્વામી પ્રેમ ધરીને, મહારા ઉરપર લેહેતો રે. ૩

### પદ ૪૦ મું–રાગ માલકાલેરો–ગોડી.

ઉરનું ભુષણ અલગું ન કરું, મ્હારો પ્રાણ આધાર રે;
મંદિરમાં આવે મલપંતો, નહાનડીયો નંદકુમાર રે. ૧
ગોરસ ગમતું* મહારા પીયુને, માંખણ મુખમાં મહેલું રે;
સરવસ વારી વારણે, હું માંહે શાકર ભેળું રે. ૨
સકળ શણગાર કરીને અંગે, વહાલા સાથે વિલસું રે;
નરસૈંયાચો સ્વામી સેજડીયે, ભુજ બલે ભીડી રેહેશું રે. ૩

### પદ ૪૧ મું–પ્રભાત.

સાંભળ સખી, આજની વાતડી, માજમ રાતડી હુંરે જાગી;
મેં જાણું પીઉજી, મંદિરે આવિયા, લઇ આલિંગન કંઠડે લાગી. ૧
મ્હારો જો ઉતારો નેહે, ન દેખું તમને, ટલવલું ને અંગે તાપ લાગે;
દીન જાણી કરી, સેજ આવ્યા હરી, વળતાં વિલસતાં વ્રેહ ભાગે. ૨
અમે અબલાતણી,પ્રીત મનમાં ધરી, રંગ ભરી રમતાં થયુંરે વોહણું;
નરસૈંયાચ્યા સ્વામી, ઉરપર લીયો, સાસુ નણંદનું ટાળ્યું રે મેહણું. ૩

### પદ ૪૨ મું.

સેજ સમારું શોભંતી, શોભંતા સજુ શણગાર રે;
હાવભાવ કરી રીઝવું, કરતાં સંગે વેહાર રે. ૧
નેણ ભરી ભરી વદન નેહાલું, સુરત સમે શામલીયો રે;
અધક્ષણ અલગો ન કરું ઉરથી, પ્રેમ ધરી પાતલીયો રે. ૨
હું સોહાગણ સહિયરમાં થાઉં, વહાલાને વશ કરતાં રે;
ભણે નરસૈંયો નરભે થઇને, દુરીજન મહેલ્યાં લવતાં રે. ૩

### પદ ૪૩ મું.

સેજડીનો શણગાર શામળીયો, અળવે આલિંગન હું આલું;
રમતે પ્રેમ ધરી પધરાવું; સેજ સુરંગીએ મ્હાળું, સેજ૦ ૧
વાહાલાજી વણ વ્યાકુળ થાઉં, ક્ષણ ક્ષણ પ્રત્યે ના રેવાઉં;
સેજડીએ સુંદરવર લાવું, ધસમસતી જોવા જાઉં. સેજ૦ ૨
મોતીયે ચોક પુરાવું મંદિર માંહે, હરખી હું મંગળ ગાઉં;
નરસૈંયાચો સ્વામી મુખ દીઠે, ફૂલી અંગે ન માઉં. સેજ૦ ૩

---

* મૂળમાં પાઠ. "ગોરસગતું" છે.

### પદ ૪૪ મું.

છેડલો ન તાણુ મ્હારા છાલનો, છેલપણું મેલ મ્હારા વહાલા. છેડલો૦ ટેક.
અમારે આહીરડા નાર પીંડારી, ને તુંને લોક ક્હાવે વ્યભિચારી;
પરનારીનો પાલવ તાણ્યો, તો કાહાંનો બ્રહ્મચારી. છેડલો૦ ૧
સુરીજન મુનીજન કૌતક જોયે, તુને નિરખતાં મન મોહે;
નરસૈંયાચ્યો સ્વામી ભલે મળીયો, તજ સમો નહી બીજો કોયે. છેડલો૦ ૨

### પદ ૪૫ મું.

આવડો શો આસંકો* રે, બાઇ તારે શામળિયા સાથે;
કાંઇએક એને અક્ષત મેલ્યા, મંત્ર ભણી માથે રે. બાઇ૦
જમનાજીમાં ઘડુલો ભેળાવે, મસ્તકપર મેલાવે રે;
ઉંચા કરાડા ચઢતાં ઉતરતાં, વાહુલો બળ કરી બાંવડી ઝલાવે રે. બાઇ૦
ગાય દોહી ગાગર ભરાવે, ઘર લગી સાથે તેડે રે;
વૃંદાવનને મારગ જાતાં, ક્હાન પડ્યો બાઈ કેડે રે. બાઇ૦
વાહુલો ઘેર આવીને માથું હોરાવે, લાંબી વેણુ ગુંથાવે રે;
સેંથામાંહે સિંદૂર ભરાવે, લીલવટ ટીલડી સોહાવે રે. બાઇ૦
એક સમે મારા ખોળા ઉપર, મસ્તક દેઇને પોઢે રે;
પહેર્યાનો પિતાંબર મારો, તેનો પાલવ સાહીને ઓઢે રે. બાઇ૦
નાનું સરખું રમકડું કીધું, નાહના નાચ નચાવે રે;
નરસૈંયાનો સ્વામી નાનકડો, વણુ તેડ્યો ઘેર આવે રે. બાઇ૦

### પદ ૪૬ મું.

આવની સુંદર શ્યામળા, તારી આંખલડી અણીઆળી રે;
શેરડીએ સામો મળ્યો, હું તો મુખડું જોઉં વાળી વાળી રે. ૧
પાંચ પટાનો મારો ઘાઘરો, ને ઉપર પીળી સાડી રે;
ચિત ચોર્યું ચાળા કરી, મુને પ્રેમને ફંદે પાડી રે. ૨
કાળા કમખાની મ્હારી કાંચળી, ને ઉપર ફરતા બખીઆ રે;
વૃંદા તે વનમાંહે હરિ મળ્યા, મારા પુરવજન્મના લખીયા રે. † ૩

* આસંગો=પ્રીતિથી કોઇની પૂઠે પડવું. મૂળમાં 'આસંકો' છે, તે 'આસંગો'ને બદલે જ—અશુદ્ધ છે. † પાઠ. "મારા પુરવ જનમના રસીયા રે."

રાતા રેશમની મારી ઓઢણી, અને વચવચ ધોળો ધાગો રે;
સાસરીયાં રે મને શું કરે, મનમોહનશું રંગ લાગો રે. ૪
ઝાંઝરીઆં રે ઝમકે ઘણું, ને વીછીઅડા શુભ વાજે રે;
નંદકુંવર નિરદે થયો તેણે, અંતઃકરણ મારું દાઝે રે. ૫
જળ જમુનાં રે ગાગેર ભરું, સામો આવી આવી આખડે રે;
પુંઠળથી આવી કરી માહારી, ચોળીની કસ છોડે રે. ૬
ગોકુળથી મથુરાં ગયા, કાંઈ અમને આરે મૂકી રે;
નરસૈંયાના સ્વામી વિના, માહારી સુંદર દેહેડી સુકી રે. ૭

## પદ ૪૭ મું.

આવો હરિ ભલેને રે પધાર્યા, મારા તનડાના તાપ સમાવવા,
તમે સકળ લોક સહજ તાર્યા. આવો૦
પૂજી અર્ચી દંડવત્ કીજે, તારી સેવાનાં ફળ લીજે,
હમથી સીજે તેવાં કામ દીજે. આવો૦
મેહલો મેહલો મરડની વાણી, તમે રાધિકાને કીધી રાણી,
સોલસે અષ્ટમે તે પટરાણી. આવો૦
જોયો જોયો શ્યામાજીનો મચકો, બેહુ મલીને કીધો લટકો,
ત્યાં તો નરસિંહે ભાગ્યો ભચકો. આવો૦

## પદ ૪૮ મું.

આવ્યા સુંદર મુખને ભામણે, ચાલી આવ્યો તો અમારે આંગણે. ૧
પાય લાગું વાહાલા લળી લળી, આપણ સાંઇડાં લીજે બેહુ ભળીભળી. ૨
સેજ સમારું મારી સોહામણી, પૂરો મનસા મજના મનતણી, ૩
મોતીએ ચોક પૂરાવું, તનમન ઉપરે વારું; ૪
ભણે નરસૈંયો વાધ્યો ઉલ્લાસ, કૃષ્ણ મલામણ પહોંચી આશ. ૫

## પદ ૪૯ મું.

આ જોરે સખી મારગમાં રે, આવી આડો થાયે રે;
દાણ મસે માહરો પાલવ ઝાલી, ભીડી રુદીયા માંહે રે. ૧
કેમ જાઉં જળજમુનાં ભરવા, વાંસલડીયે વેંધાણી રે;
કામણગારો નેણ નચાવે, લટકે હું લોભાણી રે. ૨

મરકલડો કરી મોહન મ્હારો, મને મોહ પમાડી રે;
ભણે નરસૈંયો મુખડું જોતાં, મેં ન જવાયે છાંડી રે. ૩

### પદ ૫૦ મું.

મહાલેરે મંદિરમાંહે મોહન, દૂધ દહીં દારણમાં ઢોલે;
રાવ કરંતા લાડકડો રુડો, બાલક થૈ બેશે ગોળે. મા૦ ૧
જશોદા નંદન કાનુડોરે, ગોવાળા માંહે ગાજે;
જો ક્ષણુ અલગો રહીએ એથી, આવી ભેટે માજમ રાતે. મા૦ ૨
દીઠા પાખે ક્ષણુ નવ ચાલે, આઠે પહોર રહે હૈયે;
નરસૈંયાચો સ્વામી દીઠાપાખે, મનનીવાત તે કેમ કહીએ. મા૦ ૩

### પદ ૫૧ મું.—રાગ પ્રભાત.

મ્હારે ઘેર આવે તો હુને મ બોલાવીશ, સાસુડી છે સરડી મ્હારી રે;
જણુ જણુ આગળ જુઠું બોલે, વાત કહે છે વધારી રે. મ્હારે૦ ૧
જેઠ જેઠાણીયે જીવવું બાળ્યું, સાસરડાનું સુખ ટાળ્યું રે;
દેયરીઓ હુંને અણુઘટ બોલે, વહુવર એહુવાતણુ રોળ્યું રે.* મ્હારે૦ ૨
તિચકારી નણુદી પલપલ પૂછે, પેલા કાનનું શું કાજ રે;†
અણુ તેડાવે આવે છે અમ ઘેર, નિર્લજને નહિ લાજ રે. મ્હારે૦ ૩
ઠામ ઠામથી ઇમ સહુ ઠપકાવે, એકલડી ઓશીયાલી રે;
વહુવર માટે સાંખી રહીએ, વેણુ જન જન કુથારી રે.‡ મ્હારે૦ ૪
રીસાવ્યાં અમો પીહેરે જાશું,§ નિર્લજ નાર કહેવાશું રે;
નરસૈંયાચા સ્વામીને કહેશું, જઈ અમરાપુર રહેશું રે.‖ મ્હારે૦ ૫

### પદ પર મું.—રાગ માલકાલેરો-ગોડી.

મ્હાલ્યો રે મેમાન થઈને, નરખે થઇ અનુભવતાં રે;
દુરીજન કેરું કાંઇ નવ ચાલે, હીંડો સઘળાં લવતાં રે. મ૦ ૧
પ્રીત બંધાણી પુરણુ પ્રેમે, સાચે સાચો મળિયો રે;
આંગણુડે હું ઉભી હુતી, આવી અઢળક ઢળીઓ રે. મ૦ ૨

---

* પા૦ "નણુદ દેયરીઓ નમી ન બોલે, મારું એવાતણુ એમ રોળું રે." † પા૦ "નસકારી ને નગોદીયું કહે છે, આવે કાહનડ શું કાજ રે." ‡ કુંવાડી. § પા૦ "લાજ તજી પિહેરડે જાશું." ‖ પા૦ "નરસૈંયાનો સ્વામી આણે આવે તો, સાસરડે સમાશું રે."

સોળ શણુગાર સજ્યા મેં અંગે, નીલી પટોળી સોહાતી રે;
ભણે નરસૈંયો સન્મુખ આવી, વહાલાનું મુખ જોતી રે. મ૦ ૩

## પદ ૫૩ મું–રાગ માલકાલેરો–ગોડી.

મલપંતી મહાલું મહારા પીઉશું, ક્ષણું અળગો નવ થાયે રે;
જે જાણે તે કહોરે મુજને, વહાલો ઉરપે ન ધરાયે રે. મ૦ ૧
મહારું મન મોહ્યું મોહનશું, અવર ન લાગે મીઠું રે;
શામલિયાશું રંગ ભરી રમતાં, કુટુંબ સહુ સહજ રુઠું રે. મ૦ ૨
જો રુઠાં તો રુઠજો મહારે, નંદકુંવરશું કામ રે;
નરસૈંયાચો સ્વામી નિત્યે ઘેર આવે, પોંહચે હૈયે હામ રે. મ૦ ૩

## પદ ૫૪ મું.–રાગ માલકાલેરો–ગોડી.

દેઇશ જો આળ તો દેશું ગાળ, કહોની કહાનજી એ કયાંની ચાલ;
વણ બોલાવ્યો વણ ચલાવ્યો, ધાઈ ધાઈ ચુંબન દેરે ગાલ. ૧
દહીઆં મહીઆં વેચી તેજી, હું દીઠડે મારગ જાઉં રે;
થાએ અસુરુ ને સૂર ચઢે માથે, પુલડાં જિમ કરમાઉં રે. ૨
ઘેર બેઠાં કર કંસને ન આપું, અંગ કહેને નવ દાખું રે;
કરશું રાવ જસોદા આગળ, તમારા કુંવરનું શું દાણમાં દાપું રે. ૩
હું ગુજર સોધોજાની ઘેયડી, મહારું નામ ધનાઈ રે;
* * * * * * * ૪
અમોએ જાત આહીરડા, જહાં ખાઉં ત્યાં લોહું હાથ રે;
નરસૈંયાચા સ્વામી હવે મેલો, જાએ અમારો સહીઅર સાથ રે. ૫

## પદ ૫૫ મું.

મનનો મનોરથ મોહનીએ જાણી, આંગણડે હરિ આવ્યો રે;
મેં ઉઠી આનંદે વહાલો, મંદિર માંહે પધરાવ્યો રે. ૧
વહાલા કેરું વદન નેહાલી, ફુલી અંગે ન માઉં રે;
રુદીયા સરસો ભીડી વહાલો, ભામણડે હું જાઉં રે. ૨
વહાલો વહાલો અતિ છે વહાલો, ઉરપર રાખી રહિયે રે;
ભણે નરસૈંયો શામલિયાને, ભાવેશું ભોગવિયે રે. ૩

## પદ ૫૬ મું.

નયણાં ઘોળી શા માટે અમ દેખી, અમ દેખીરે પરાણે પ્રીત ન હોય;*
એ કારણ મન માન્યું, તે જાણેજ વિરલો કોય રે. નયણાં૦ ૧
મારગડે મા વળગીશ વિઠ્ઠલ, મારગે લાગે વાર;
દોહેલા દુરીજન લોકલડાં રે, દોહેલી લોકાચાર રે. નયણાં૦ ૨
છાની કહું એક વાતલડી રે, સાંભળ દેવ દયાળ;
નરસૈંયાચા સ્વામી કહું તુજને, હાવે ભેટતા શાની વાર રે. નયણાં૦ ૩

## પદ ૫૭ મું.

નયણાં ન રહેરે વાર્યાં, વેરણ વિષયાનાં ધારાં;
હરિ અવિલોકનત કરે, ઈતર ઉન્મદ ઉબારાં રે. નયણાં૦ ૧
પ્રેમ પ્રઘલ રસ પીવાનેરે, સન્મુખ શણગાર્યાં;
શ્યામા સંગ રંગ અતિ રાતા, મોહ બાણ માર્યા રે. નયણાં૦ ૨
પર રામાશું પ્રીત કરેવા, છે મમ કર્મ ભારા;
નરસૈંયાચો સ્વામી નવ્ય નિરખો, તેણે ભૂતલ ભવ્ય હારા રે. નયણાં૦ ૩

## પદ ૫૮ મું.

નયણાં નેહ રસ મચ્યાં મ્હારાં, વાહલાજીનું મુખ જોતાં;
મોહી રહી મરકલડે મોહન, વાત સાલે કરતાં રે. નયણાં૦ ૧
જેમ જેમ વહાલો વેણુ વજાડે, ફૂલી રહી મન મોહે;
મંદિર જાવા મન નહીં જાણું, બીડુ રુદયા માંહે રે. નયણાં૦ ૨
સાન કરી વહાલો સામું જોયે, રહી હું નયણાં †મેલી;
નરસૈંયાચો સ્વામી ઉરપર રાખું, મનની લજ્યા મેલી‡ રે. નયણાં૦ ૩

## પદ ૫૯ મું.

નહિં આપુંરે નંદાજીના લાલરે, મહિડાં મારાં રે;
હાંરે તમે વળગો મા વિઠ્ઠલરાય, હમે નહિ તારાં રે. ટેક.
વહાલો મારો ઉભો છે જમના તીરરે, નેણ બાણ માર્યાં રે;
આવી વાગ્યાં છે રુદેયા મોઝાર, તે મને સાલ્યાં રે. નહિ૦
કાહાના કાંકરડી ના મારરે, માટ મારી ફુટશે રે;
ફુટે ફુટે નંદાજીના લાલ, મહી મારું ઢળશે રે. નહિ૦

* અમ=અમને. અમ=એમ. † મેલી=મેળવી. ‡ છોડી દેવી; તજી દેવી.

વહાલે મારે મારી છે અવળી દોટરે, ઉતારીને લીધાં રે;
લીધાં મહી તે* નંદાજીના લાલ, ઉતારીને પીધાં રે. નહિ૦
એમ જિત્યા જાદવરાયરે, ગોપીકા હારી રે;
ભલે મળ્યો નરસૈંયાનો નાથ, બાલો બ્રહ્મચારી રે. નહિ૦

### પદ ૬૦ મું.

ના આવે, ના આવે રે, નાથજી ના આવે;
એને મથુરામાં મળી મોહીની નારરે, ગોકુળ કેમ ભાવે; નાથજી૦
મથુરામાં છે સાલ દુશાળા, ને નાના વિધના વાગા રે;
ગોકુળ મેલી નાસી ગયા, કાળી કામળ ઓઢતા ભાગા; નાથજી૦
આગળ હુતા ગોવાળીયા, ને થયા મથુરાના રાય રે;
કહો બાઈ ગોકુળ કેમ ગમે, એને નિત્ત ઉઠી દોહવી પડે ગાય; નાથજી૦
કંસરાયની દાસી કુબજા, ખુંધી ને વળી ખોડી રે;
કાળો કાહનો કાળી કુબજા, સરખી મલી છે જોડી રે; નાથજી૦
વૃંદાવનની કુંજગલીમાં, હમને રમાડ્યાં રાસ રે;
નરસૈંયાના સ્વામી હમને, કરી ગયા છે નિરાશ રે; નાથજી૦

### પદ ૬૧ મું–રાગ માલકાલેરો–ગોડી.

નહિ જાઉં જળ જમુના પાણી, મારગડે માહારો નાથ મળ્યો;
હું આશંકી અળગી રહું તો, આવી અંગો અંગે ભળ્યો. ૧
માન કરે દેહી પરવશ થાયે, મૂકાવે વહાલો માનની લાજ;
અંગોઅંગે અનંગ ઉલટ્યો, મુકાવે વહાલો ઘરનાં કાજ. ૨
જોતી નેણ: તૃપ્ત ન થાયે, છાનો વાહે વહાલો છમકલડો;
ભણે નરસૈંયો વહાલો આ ઉરપર, મહાલે જસોદાનંદ લાડકડો. ૩

### પદ ૬૨ મું.

નહિ પાઉં પાણી રે, જાઓ હરિ નહિ પાઉં પાણી;
અમને તો અણગમતાં કીધાં, કીધી કુબજા પટરાણી રે; જાઓ હરિ૦
અમને દેખી હરિ આંખ મીંચો છો,
તે શો રે રોષ મનમાં આણી; જાઓ હરિ૦

* પા૦ "લીધાં લીધાં."

અણગમતીનું હરિ નામ શીદ લીધું,
કીધી મનગમતી રાણી રે; જાઓ હરિ૦
પહેલાં હમને લાડ લડાવ્યાં,
ગમે નહિ પીવા પાણી રે; જાઓ હરિ૦
નરસૈંયાચા સ્વામી સંગ વઢીયે,
તે શેને અહીં મનમાં આણી રે; જાઓ હરિ૦

પદ ૬૩ મું.

નામ ન જાણું પણ છે કાળો;
એ જાયે, એ જાયે, કોઇ પાછો વાળો; નામ૦ ૧
છેલપણે છમકલો વહાલો, શામળીયે સાંઇડું લીધું રે;
મારગમાં વાંસલડી વાહતાં, ચિત હરીને લીધું રે.* નામ૦ ૨
આલિંગન આપ્યું વહાલા અલવે,નાથ મન માન્યું તમશું રે;
નરસૈંયાચા સ્વામી આપણ રમિયે, અંતર ટાળો અમશું રે. નામ૦ ૩

પદ ૬૪ મું.–રાગ માલકાલેરો–ગોડી.

ના, ના, રે હરિ મારે ના, ના, રે;
ઘેલી દાણ બેસે ને બીજાં મહીડાં ખા રે. ના, ના, રે૦
નજર પડ્યાં હરિ ના જોઇયે,
ઘર મેલી ઘેલાં થઇએ રે; ના, ના, રે૦
એક કહે તમે શાને બીઓ છો,
આપણાં મહીડાં હરિ નવ લેશે રે; ના, ના, રે૦
જો હરિ આપણાં મહીડાં લેશે,
રાવ જશોદાને જઇ કહેશે રે; ના, ના, રે૦
મસ્તકથી રે મારી મટુકી રે લીધી,
મુને મારગ જાવા ના દીધી રે; ના, ના, રે૦
ભલે મળ્યો મેહેતા નરસિંહનો સ્વામી;
મહીં લૂટી ગોપી પ્રસન્ન કીધી રે; ના, ના, રે૦

* પાઠ "ચિત્ત હરિને લીધું બાઇરે." એમજ ત્રીજી કડીના બીજા પાદમાં પણ 'બાઇ' શબ્દ છેવટે છે.

### પદ ૬૫ મું–રાગ આશાવરી.

નેણેનેણ મેળવતાં બહેની, મારગડે હું મોહી રે;
કેમ જાઉં શામલિયે લોભી રહી, હું મુખડું જોઈ રે. ૧
મરકલડો કરી મોહન હસીયો, વસીયો રુદીયા માંહે રે;
દુરીજનકેરી લાજ ન આણું, વહાલો આવે મંદીર માંહે રે. ૨
દુધ કઢીને આગળ મહેલું, માંહે શાકર સરશું રે;
નરસૈંયાચ્યો સ્વામી આરોગે, વહાલે વળતો વિલશું રે. ૩

### પદ ૬૬ મું.

તન મન ઉપરે વારુ,
મનગમતો રથ સારુ, મહારી બાઇ રે. તન૦ ૧
સકળ શણગાર સોહાવે મહારો વહાલો, નયણે નેહ ઝડ લાગે;
શામલીયાસું પ્રેમ ધરીને, મંદિરિયે ગ્રેહેના બાણ વાગે રે;* તન૦ ૨
અવસર આવે આલિંગન આપું, ગ્રેહ વચન મુખ ભાખી;
નરસૈંયાચો સ્વામી કંઠે વિલાગી, મથુ મથુ અમૃતરસ ચાખી રે. તન૦ ૩

### પદ ૬૭ મું.

તમો મરકલડો કરી શું જોયું, તમારી વાત મેં જાણી રે;
મન માન્યાવિના મારા વહાલા, પ્રીત ન હોય પાયે પાણી રે. ૧
વહાલા આઘા આઘેરા આવો છો, માણો છો એહને સાહું રે;
નાના ભાવ કરી અમે દેખિ, વાહી કહેની નવ જાઉં રે. ૨

* * * * *

એહિ નિમેશે આ પાલવ તાણ્યો, તે છમકલડા શા વાહો રે. ૩
અમો સુંદરી કાય નિમિષ ન આવું, જ્યો કરો ક્રોડ ઉપાયે રે;
નરસૈંયાચા સ્વામી મુખ દીઠે, દેહી પરવશ થાયે રે. ૪

### પદ ૬૮ મું.

તે મહારી શોક દેખાડરે સજની, જેણે મહારા વહાલાજી શું કામણ કીધું; તે૦ મ૦ ૧
આજ લગી પીયુ મહારે વશ હુતો, જેમ કહેતી તેમ કરતો;
મનડાં ઉવેખાં અળગા જણાએ, મંદિર ન પેખ્યો વલતો રે; સ૦ તે૦ ૨
જે નારી શર† સાલ શોકયનું, તે સંગમ સુખ નોહિ;
નરસૈંયાચા સ્વામીની ક્રિયા વિના, રસ અનુભવ કેમ હોયે રે; સ૦ તે૦ ૩

---

* પાઠ " મંદિરે પીયુજી મહાલે રે. તન૦ " † શિર.

### પદ ૬૯ મું.–રાગ આશાવરી.

હૃદેયા સરસો શામળિયો, તે ક્ષણું અળગો ન કીજે રે;
નિશદિન આવે મંદિર માંહે, તન મન ધન વારીજે રે. ૧
મુખડું જોતાં હું અંગે ફુલી, આનંદ ઊર આણું રે;
શું કરે સાસુડી મુને, મ્હારો મોહન માણું રે. ૨
મારું મન મોહ્યું શામળિયે, અવર કોય ચિત્તે ન ભાવે રે;
ભણે નરસૈંયો વહાલો વિલશું, ક્રેહુતાપ સમાવે રે. ૩

### પદ ૭૦ મું.–રાગ આશાવરી.

શ્યાં શ્યાં સુખ કહું શામળિયાનાં, નાના લાડ લડાવે રે;
એકલડો આવે એકાંતે, માહરે ઊર સોહાવે રે. ૧
હાસ્ય કરીને માહરે વહાલે, કંઠ બાહુડી ઘાલી રે;
હું દરપણ લઈ શામળિયાનું, નિરખું વદન નેહાલી રે. ૨
વાત કરંતાં વહાલા સાથે, ઉલટચો પ્રેમ ન માયે રે;
નિશદિન મહારા સુંદરવરને, રાખું રુદીયા માંહે રે. ૩
જે જે મનોરથ મહારા મનના, તે વહાલા સાથે કરશું રે;
નરસૈંયાચો સ્વામી રસપૂરણ, રસ માંહે રીઝવશું રે. ૪

### પદ ૭૧ મું.–રાગ આશાવરી.

સાઈડાં શી પેરે લીજે મારી સજની, એ નાવલીયો નાહનો રે;
બેઠો બાળક બોલ ચઢાવે, શી પેરે રાખું છાનો રે. સા૦ ૧
વેશ ચઢી વિચિક્ષણ બોલે, નર નારી નહીં જોડું રે;
વિધાતાએ શું સરજાડયું, કલયુગમાં કજોડું રે. સા૦ ૨
આ ભવનું ઊધાર થયું તે તો, લક્ષ્મીવરનું લેણું રે;
નરસૈંયાચો સ્વામી સેવા વણ, સંસાર સુખ કેમ માણું* રે. સા૦ ૩

### પદ ૭૨ મું.–રાગ આશાવરી.

હરખે હીંડું મંદિર માંહે, ભુષણ અંગે સોહાવું રે;
નલવટ ટીલડી નેણ સોહાવું, મોતીયે ચોક પુરાવું રે. હ૦ ૧
નિલાંબર અંગે ઓપતું, પાયે નેપુરનો ઝમકાર રે;
કર કંકણ ઝાંઝરીયાં ઝમકે, ઉરપર લટકે હાર રે. હ૦ ૨

---

* ભોગવવું.

ચાંપાવરણી ચોળી સુંદર, માંહે ભાત ભરાવી રે;
શામળિયાશું સાંઇડું લેવા, રમઝમ કરતી આવી રે. હ૦ ૩
આનંદે મેં ઉરપર લીધો, ભીડ્યો રુદેયા માંહે રે;
નરસૈંયાચો સ્વામી ભલે મળિયો, ધન સોહાગી થાયે રે. હ૦ ૪

પદ ૭૩ મું.—રાગ આશાવરી.

લોચન એનાં જોવા સરખાં, નિત નિત જોવા જઇએ રે;
જો આવીને આળ કરે તો, મનમાં જાણી રહીએ રે. ૧
પ્રગટ ન કીજે પીઉનો અનુભવ, મનમાં ફૂલી રહીએ રે;
એકાંતે આલિંગન આપી, ક્ષણું અલગો નવ કરીએ રે. ૨
સથરુ દહિ ઝામીસું દેખી, એકલડાં લઇ જઇએ રે;
નરસૈંયાચા સ્વામી આરોગે, તેણે અમીરસ ભરીએ રે. ૩

પદ ૭૪ મું.

જો ઘેર આવે એકલડો,
વહાલ ધરી વહાલો વિલસું, યશોદાનંદન લાડકડો. જો૦
પ્રેમ ધરી વહાલો ઉરપરે રાખું, સુરત સમે વહાલો રંગે રમતો;
સેજડીયે શામળિયો શોહે, મોહન મહારે મન્ય ગમતો. જો૦
દુરીજન લોક તે અઢલક બોલે, તે તો મનમાં નવ આણું;
નરસૈંયાચો સ્વામી સુખસાગરમાં, રંગભરી રયણી હું માણું. જો૦

પદ ૭૫ મું.

જે જે મનોરથ હુતા મનમાં, પુર્યા પાતળીયે ભાવી રે;*
અલવેસું આલિંગન લેતાં, સેજડીએ રમતાં ભાવી રે.† સજની૦ ૧
સનમુખ થઇને સાંઇડું લીધું, કીધુ અધુરરસ પાન રે;
ઉર ઉપર હું ધરીને રહીરે, કંઠ કોડીલો કાહન રે. સજની૦ ૨
સહીયર માંહે સમોતી કીધી, પ્રેમધરી બોલાવી રે;
નરસૈંયાચો સ્વામી ભલે મળીયો, રમતાં રઢ ન લાવી રે. સજની૦ ૩

પદ ૭૬ મું.

ભાવેરે ભજતાં મારો વહાલો, રંગ રેલ રસ વાધ્યોરે;
કંઠ વિલાગી કહાનજીને, અધુર અમૃત રસ આપ્યોરે. ભા૦ ૧

* ભાવી=પૂર્વ જન્મના. † ભાવવું=ગમવું. આનંદ પામવું. તેની નારી જાતિ 'ભાવી.'

ભુજ બળ ભીડી ભાવ ધરીને, અલવે આલિંગન આપીરે;
સંગમ રમતાં શામળિયાને, સરવસ રહી હું સાંપીરે. ભા૦ ૨
કંદ્રપ કોટ સરીસો સુંદર, દીસંતો નાનડીયોરે;
ભણે નરસૈંયો પ્રેમી પ્રાણુ, બલીયા માંહે બલીયોરે. ભા૦ ૩

પદ ૭૭ મું–રાગ માલકાલેરો–ગોડી.

જાવા દે જમના પીયુ પાણી ભરવા, આલીંગારા નંદકુમાર;
છેડલે મ વળગીશ છેલ છબીલા, દુરીજન લોકઠાં કરે વિચાર.* ૧
કહાન એકલડા મળજો વૃંદાવન, તે વારે કરીશ હું ઉરહાર;
હમણાં મેહુલો મદ ભર્યા મોહન, આપણુ મળશું ઝાઝીવાર. ૨
મુખ જોતાં વિઠ્ઠલ શું વદતાં, વનિતા વિસરાં અંગ વહેવાર;
નરસૈંયાચા સ્વામી તમો અમારા, લોભી લોચનના શણગાર. ૩

પદ ૭૮ મું.–રાગ આશાવરી.

મનમાન્યું શામળિયા સાથે, વશ કીધા નેણુની શાને રે;
બોલ્યું ન ગમે બીજા કોઇનું, કામણુ કીધલાં કહાને રે. મન૦ ૧
ઘાંટરવાલે જમ મૃગ વેધાયે, ગાયન સાંભલી કાને રે;
તમ વેધાઈ રહુરે મન મહારું, શામળિયાના ગાને રે. મન૦ ૨
જે જે રાગ જેહને હોસે વહાલો, તે રીઝે તેણે તાને રે;
નરસૈંયો રસ મન ભીંજે, હરિરસ અમૃત પાને રે. મન૦ ૩

પદ ૭૯ મું–કેદારો.

જવા દેની જાદવ, મેલ મારો પાલવ, મોડીશ ના મારું અંગ દુઃખે;
ભીડ ના ભૂધરા, રાખડી તૂટશે, ચોળી કંચુઆકેરા બંધ છૂટશે. જવા૦
હમોરે આહીરડાં, અમીરસ ન ભરીયાં, પીંડારાના છાશની છાક લાગે;
જાણુતા પુરુષને, પૂછરે ગોવાળિયા, હીંદોલે ચઢયું તે હાથ નહિ જ લાગે. જવા૦
ઓછા માણુસની, પ્રીત કરંતાં, આ આહીરડીને શરમ લાગે;
નરસૈંયાના સ્વામીની, સંગે રમતાં, નીચ સંગત જોની લાજ લાગે. જવા૦

પદ ૮૦ મું.

ધન ધનરે શામલિયા વહાલા, તેં તો પુરયા મનનાં કોડ રે;
સૈયર સઘળી દેખતાં હું, હીંડું મોડામોડ રે. ૧

---

* પાઠ "કઠણુ છે લોકાચાર."

પ્રગટ થઇ ઘેર આવિયો તે, સઘળે વાત જણાણી રે;
મારો મોહન મળતાં હું તો, થઇ છું સફરાણી રે. ૨
મોતીયે ચોક પુરાવી મંદિર, કુંકુમરોલ કરાવું રે.
જે રુચે તે શામળિયાને, તે તે ભોજન નિપાવું રે. ૩
જીવન જમતાં દેખીને ફુલી, સથરું દહીં હું લાવું રે;
નરસૈંયાચા સ્વામી પુરણ પ્રીતે, માન તજીને મહલાવું રે. ૪

પદ ૮૧ મું.

ધરણીધર શું લાગ્યું મહારું ધ્યાન રે;
મહીડું વિસરી ગયું લો કોઇ કહાન રે. ૧
ચાલી ચાલી ગોવાળણી, ગઇ નગર મોઝાર રે;
મટુકીમાં બેઠા શ્રી દેવમોરાર રે. ૨
લોક કહે ગોવાલણી ઘેલી થઇ રે;
વેચે છે કાહન, આને માથે છે મહી રે. ૩
નરસૈંયાચો સ્વામી ભેટશું ધીર રે;
આપ સરીખડી વહાલે કીધી આહીર રે. ૪

પદ ૮૨ મું.

ધન ધન દહાડો આજનો, મહારો મોહનજી મંદિર આવ્યો રે;
મુકતાથાલ ભરીને બહેની, વહાલાને વધાવ્યો રે. ૧
ઉલટ અંગે ન માયે મહારે, જેમ જેમ વદન નેહાલું રે;
રુદેયા સરસો ભીડીભીડી, ઉરથી અંતર ટાળું રે. ૨
સોવ્રણ પાટ ઢલાવી વહાલો, ત્યાં લઇ હું બેસારું રે;
ભણે નરસૈંયો ભાવતાં ભોજન, કહાનજીને કરાવું રે. ૩

પદ ૮૩ મું.

ધન ધનરે ધેન સંઘાથે, શામળિયો શોભંતો રે;
વનમાળા વન વાટ બીરાજે, વેણુ મધુરો વહંતો રે. ૧
નાદ સુણીને શામા સર્વે, ઘેર ઘેરથી ધાઇ રે;
વદન સુકુમળ સુંદર દેખી, ફુલી અંગ ન માઇ રે. ૨
આંગણડાં શણગાર્યાં શેરી, પ્રાણજીવન ઘેર આવે રે;
પ્રેમ કરીને રુદેયા ભીડે, વેહતાપ સમાવે રે. ૩

મોતીયે ચોક પુરીને, કુંકુમ છડા દેવરાવું રે;
મનગમતો હું મચકો કરીને, વહાલાજીને વહાલ જણાવું રે. ૪
નાના વિધનાં ભોજન ભાવે, વહાલાજીને સરાવું રે;
ભણે નરસૈંયો ધન ધન જોબન, મારે ઉર સોહાવું રે. ૫

## પદ ૮૪ મું.

ધન ધનરે ગોકુલની નારી, શામળિયા સંગ માણે રે;
વદન નેહાલી વહાલા કેરું, અળવે ઉરપર આણે રે. ૧
સથરુ દહી પરિમલ સંઘાતે, માખણ શાકર નાંખ્યું રે;
મહારો વહાલો મુખમાં મહેલે, તેમ તેમ મનડું હરખ્યું રે. ૨
ક્ષીર ખાંડ ઘૃત તાવી મહેલ્યા, આરોગે મહારા નાથ રે;
ભામણડાં લેઇ ભેટું ભાવે, ઘાલી ગલામાં હાથ રે. ૩
નીત નીત મહારે મંદિર આવે, મારો પ્રાણ આધાર રે;
નરસૈંયાચ્યા સ્વામીશું રમવા, સકળ કરું શણગાર રે. ૪

## પદ ૮૫ મું.

ધન ધન ઉરપર મહાલે રે, મોહન ધન ધન રમતાં રંગે રે;
ધન ધન નેણાં નેહાલું રે, વહાલો ધન ધન ભીડું અંગે રે. ૧
ધન ધન સેજડી રચી રઢીઆળી રે, જ્યાં મહારો નાથ સોહાવે રે;
ધન શણગાર કરી અંગ અર્પું રે, પીયુજીના મન જે ભાવે રે. ૨
ધન ધન દીપક થાઉં આલી રે, ધન પીયુશું પ્રીત માંડી રે;
નરસૈંયાચ્યા સ્વામી ધન ધન રે, ધન ધન પરમ આનંદ પમાડી રે. ૩

## પદ ૮૬ મું.

ધન ધનરે આ મંદિર મહારું, મારો મોહન મહાલે રે;
રમઝમ કરતી આગળ હીંડું, લટકે બાહુડી ઝાલે રે. ૧
મુખડું જોતાં મોહ ભરાણી, હું એ ઉપર વારી જાઉં રે;
સરવ સાહેલી શામળિયાને, જેમ રીઝે તેમ રીઝાઉં રે. ૨
હારકુસુમના કંઠે ઘાલી, પરિમલ પૂરણ બહેકે રે;
શણગારે શોભંતો વહાલો, કાને કુંડલ લહેકે રે. ૩

મારા પ્રાણજીવનને હું તો, આનંદે આરોગાવું રે;
ભણે નરસૈંયો દુધ કઢિયલ, ધસમસતી હું ધરાવું* રે. ૪

## પદ ૮૭ મું.

ધન ધનરે આ જોબન મ્હારું, વહાલો વહાલ જણાવે રે;
મલપંતો વાંસલડી વહાતો, નંદકુંવર ઘેર આવે રે. ૧
હું હરખીને રુદેયા ભીડ્યો, મંદિરમાં લઈ જાઉં રે;
માખણ શાકર મુખ માંહે મહેલી, ફુલી અંગે ન માઉં રે. ૨
હાવભાવ કરી શામલીયાને, મ્હારા ઉરપર ધરતી રે;
ભણે નરસૈંયો રસમાં રાતી, હસી હસી કર તાલી દેતી રે. ૩

## પદ ૮૮ મું–રાગ માલવ કોલેરો–ગોડી.

જોતીરે હું જઇ વન મ્હારો વહાલો, નેણા નેણા મેલાવી રે;
સાસરીયેરે શામલિયાની સાથે, રમતાં રુડો ભાવી રે. ૧
નિર્મળ જોત પ્રગટ થઇ દીવડે, રેણી રંગ રસ વાધ્યો રે;
સુરત સમાગમ શામળિયાશું, મનનો મનોરથ સાધ્યો રે. ૨
આરત ટાળી વહાલે મ્હારી, મલપતો ઘેર આવ્યો રે;
ભણે નરસૈંયો શી કહું શોભા, સુંદર વર મન ભાવ્યો રે. ૩

## પદ ૮૯ મું–રાગ આશાવરી.

રજની વીતી અમ ઘેર આવ્યા, શું કીધું શામળિયા રે;
તમ સાથે નહિ બોલું મહારા વહાલા, પ્રીત જાણી પાતળિયા રે. રજ૦ ૧
મોલીડું છુટું ને લટ લેંકે લટકે, હાર હૈયે પણ પહેર્યો રે;
અધુરે ડંક દીશે ઘણા માહરા વાહલા, નેણાં નિદ્રાએ ઘેર્યાં રે.† રજ૦ ૨
બોલે બંધ ન હોયે જેહને, તેહને શું અનુસરીએ રે;
તસ્કરનો લઈ છેડલો ગ્રહિયે, જુઠડા બોલાને શું કહીએ રે. રજ૦ ૩
ઘણા ઘરનો જે હોયે પરણ્યો, તેહનું મન સ્થિર ન હોયે રે;
નરસૈંયાચ્યો સ્વામી ભલે મળીયો, માનનીમાં મન મોહે રે. રજ૦ ૪

* પા૦ "ધસમસતી હું લાવું રે." † પા૦ "અધર રેખ કાજલની થએલી, નયણાં નિદ્રાલુડા ઘેર્યાંરે."

## પદ ૯૦ મું.

રાતલડી નવ પહોંચે રસીયાને, પ્રેમીને આળસ નાવે રે;
પીયુશું પ્રેમ ઘણો રે બેહેની, મનમથ માન છંડાવે રે. રાત૦ ૧
માઝમ રાતે હું પીઉ સાથે, કંઠે વિલાઈ* સૂતી રે;
પીયુનો કર કુચ ઉપરે ધરીને, એણીપેર નિશાએ રમતી રે. રાત૦ ૨
જાદવરાય મારું કહ્યું નવ માને, પરસ્પર સંગમ પીડે રે;
નરસૈંયાચો સ્વામી ભલે મળીયો, રુદયાશું લૈ ભીડે રે. રાત૦ ૩

## પદ ૯૧ મું.

રાધે તું કુંજ ભુવનમાં બિરાજે, રાસવિનોદ કરે તે છાજે; રાધે૦
હરિને ઉર તો મણિનો રે હાર, દ્રષ્ટે નિરખ્યો રાધાએ નાથ;
નિરખી મનમાં આણી ભ્રાંત, તજીને રે ચાલ્યાં હરિનો સાથ. રાધે૦
હરિએ મનશું કર્યો રે વિચાર, દૂતી તેડાવી તેણીવાર;
જો રે દૂતિ તું મારે મન ભાવે, જઈ રાધાને મનાવી લાવે. રાધે૦
પ્રભુનાં વચન સુણી દૂતી ચાલી, જઇ રાધાની બાંવડલી ઝાલી;
રાધે તમે હરિશું કેમ રીસાયાં, વણ કહે ઉઠી શું †આયાં. રાધે૦
ચાલો સખી મારો લાલ બોલાવે, તુજ વિના ઓર ત્રિયા નહિ ભાવે;
દૂતી પરાક્રમ પીયુના ન તું જાણે, મુજ આગળ તું શું રે વખાણે. રાધે૦
જારે દૂતી હમારે વિના જ્યાં ચાલે, પ્રભુનું મન માને ત્યાં મહાલે;
રાધાનાં વચન સુણિ દૂતી આવિ ચાલી, કુંજસદનમાં જ્યાં બેઠા વનમાળી. રાધે૦
પ્રભુ રાધે મનાવ્યું નવ માને, જાણે બેઠા યોગી મુનિ ધ્યાને;
એમ ભણે નરસૈંયાચો સ્વામી, એકવાર જઈ મનાવો શિરનામી. રાધે૦

## પદ ૯૨ મું.

રમઝમ ડરતાં હીંડું જયો, પીયુજી પ્રેમ જણાવે રે;
પ્રગટ થઇને પાતલીયોરે, નીત નીત મંદિર આવે રે.‡ ૧
મરકલડો કરી કહાનજીએ, કંઠે બાહુડલી ઘાલી રે;
તો શોહાગણ થઈ બહેની, વહાલાના ઉરપર મહાલી રે. ૨

---

* વિલાઈ=વિલાગી=વળગીને=ભેટીને=વિંટલાઇને. † આવ્યાં.
‡ પા૦ "નીત નીત લાડ લડાવે રે." બીજો પા૦ "નીત્ય નીત્ય નવલા છંદ જણાવે રે."

સકલશણુગાર સજ્યો ધનથાઉં, નેણે નાથ નેહાલે રે;
રમતાં રુડું લાગે મજને, જાં વહાલો અંતર ટાળે રે. ૩
(પછે) સરવસ સોંપી શામલિયાને, ભાવ ધરીને ભજીયો રે;
નરસૈંયાચ્યો સ્વામી નિરંતર માહલું, ક્ષણ અળગો નવ કરીયો રે. ૪

### પદ ૯૩ મું.–રાગ માલકાલેરો–ગોડી.

રમઝમ કરતી આવું સહેજે, જો વહાલો હુને મળિયો રે;
સહિયર માંહે થઈશ પટરાણી,* દુરીજનનો ભે હરિયો રે. ૧
પ્રગટ થઇ વહાલો મંદીર મહાલે, હું વહાલા સંગ રાતી રે;
મ્હારા મનની વાતલડીરે, પ્રેમ ભરી ન કરાતી રે.† ૨
સાસુ નણદી પરહરીઆ મેં, પ્રીત થઇ પીયુ સાથે રે;
ભણે નરસૈંયો સર્વસ્વ મ્હારું, સોંપું વહાલાને હાથે રે. ૩

### પદ ૯૪ મું.

સાંભળ આજ આનંદ વાધ્યો, હું ગાઉં મંગળ ગીત રે;
ફુલડે પાગર ભરાવીયે, પીયુશું આણી પ્રીત રે. ૧
સોવણ પાટ ઢળાવી, મોતીએ ચોક પૂરાવું રે;
આગણુંડું દીશે રળીયામણું, ફુલડે મેહ વરસાવું રે. ૨
લટકંતો આવે મ્હારો વહાલો, છેલડો તાણી તેડે રે;
આરતી અગરે ઉતારું શામળિયાની, નેણાએ રસ ઘેરે રે. ૩
વદન નેહાલી વહાલા કેરું, વારી વારી આપું અધરદાન રે;
સુરત સંગમે રસ વાધશે, હું વિલસુ શામલવાન રે. ૪
નાના ભાવ ધરી ઉરસાથે, સજી સકળ શણગાર રે;
નરસૈંયાચ્યો સ્વામી ઉરપર રાખી, કરું વિવિધ વિહાર રે.

### પદ ૯૫ મું.

તું નહિ માણુસા રે, ગોવાળિયા, તું નહિ માણુસા રે;
તું નહિ ગામ ગરાસીયો રે, તું નહિ રાજ કુમારરે; ગોવાળિયા૦
રાક્ષસ માર્યા ઘાત કરી રે, દેવતાને આલ્યાં દાન;
નંદ આહીર વસે વ્રજમાં, તું શાનું માગે છે દાણરે; ગોવાળિયા૦

* પા૦ 'સકરાણી.' † પા૦ "૦ કહાનજી સાથે કરતી રે."

અમો ગોકુળ કેરી ગોવાલણીરે, ને તું રે મથુરાનો કહાન;
નાત જાતમાં કોણુ પત તારી,* અમો નહિ આલીએ દાણુરે; ગોવાળિયા૦
માસી મારી પય પીતાં રે, મામાનો કાઢયો વંશ;
નરસૈંયાના સ્વામી સંગ રમતાં, નોહે રાવણુ નોહે કંસરે; ગોવાળિયા૦

## પદ ૯૬ મું.

પરણુવા કોને પધાર્યાં, પ્રભુ પરણુવા કોને પધાર્યા. ટેક.
અંગે પડ્યો તંબોલનો ડબકો, આ વરમાળના આંકા રે;
ચતુરવર ચોરીમાં કાં બેઠા, હાવે શુંરે હીંડો છો હરિ વાંકા રે. પરણુવા૦
કોહની હરિ પલ્લુ ક્યાંથી આણ્યું, વામણુડીનું શું બેઠું રે;
આ નાની તમે કન્યા લાવ્યા, શું રે જુઓ છો હરિ હેઠું રે. પરણુવા૦
આ નાનકડી તમે જુવતી લાવ્યા, એથી શું હોય નાનું રે;
નરસૈંયા સરખા જાનૈયા હશે તો, કેમ રાખશો હરિ છાનું રે. પરણુવા૦

## પદ ૯૭ મું.

કંઠડાચો ભૂષણુ સજની,
અળગો ન મેલું દિવસ ને રજની. કંઠડા૦
હરિ વિલોકતાં અધરરસ ચાખું,
હૃદયા સરસો ભીડીને રાખું. કંઠડા૦ ૧
એ ભૂષણુ મહારે અંતરયામી;
મનરજન મળ્યો નરસૈંયાનો સ્વામી. કંઠડા૦ ૨

## પદ ૯૮ મું–રાગ માલકાલેરો–ગોડી.

કૃષ્ણુ કોડીલો હું વર પામી, મહારો પ્રાણુ આધાર રે;
સન્મુખ થઇને સાંઇડું લેતાં, હું વારી વારંવાર રે. ૧
મસમસતો મંદિરમાં આવ્યો, છળ કરી મેં સાહ્યો રે;
પ્રીત ધરી પાતળિયે મ્હારે, હલવે ઉર સોહાવ્યો રે. ૨
મોહી રહી એણે શામલિયે, રહી હું વદન નેહાળી રે;
ભણે નરસૈંયો ઘણા દિવસની, વહાલે વેદના ટાળી રે. ૩

## પદ ૯૯ મું.

કુટુંબ સહુકોએ કેડે લાગ્યાં, જણુ જણુ આગળ લવતાં રે;
હું માહરે મનમાંહિ ન આણું, પરહરિ પાપ જલતાં રે.† ૧

* પા૦ "૦ કોણુ બડાહે." † પા૦ "મજનાં પાપ નીત ધોતા રે."

સકલ શણગાર કરીને અંગે, નેણે કાજલ સારું રે;
ભામલડાં લઈ ભીડું વહાલો, સરવસ ઉપર વારું રે. ૨
ગાય દોહીને દુધ કઢ્યું રે, સરસી શાકર ભેલું રે;
નરસૈંયાચો સ્વામી ઘેર આવે, આગલ લઈને મહેલું રે. ૩

પદ ૧૦૦ મું.

કાયર થઈએ તો રસ ના આવે, શામલિયાના સંગે રે;
મગન થઈને મોહન સાથે, ભળીયે અંગોઅંગે રે. ૧
ભર જોબનમાં પીયુડો પામી, પ્રગટ થઈ ઘેર આવે રે;
થઈ સફરાણી પ્રેમ ભરાણી, વહાલો લાડ લડાવે રે. ૨
અંતર ટાળી ઉરપર લીધો, નેહે કીધો વિવિધ વિહાર રે;
નરસૈંયાચા સ્વામી અળગો ન કરું,મહારો પ્રાણ આધાર રે. ૩

પદ ૧૦૧ મું.

કેમ કરી મંદિર રહીએ,
વેણુ વગાડી કહો સખી કેને કહીએ. કેમ૦ ૧
કામકાજ વીસર્યાં મજના, વિરહ અંગે અતિ થાયે;
જાણું જઈને તન મન સોંપું, ફુલી અંગે ન માયે રે, સજની. કેમ૦ ૨
જો કોઇ મારો નાથ મેલાવે, તો તેને પાયે લાગું;
નરસૈંયાચ્યા સ્વામીનું એ બાઈરે, કામબાણ ઉર લાગું રે, સજની. કેમ૦ ૩

પદ ૧૦૨ જું.

કામ બાણ ઉર લાગુ,
રોતી રોતી રયણી સઘળી જાગી રે, સજની. કામ૦ ૧
ક્ષણ આંગણે ક્ષણ મંદિર માંહે, ટોડલે ઉભી રહું;
માહારા મનની વાતલડીરે, પીયુ વિના કોને કહું રે, સજની. કામ૦ ૨
આ વેળા આવે મહારો વહાલો, તો હૈડે હરખ ન માયે;
નરસૈંયાચ્યા સ્વામીને પ્રેમ ધરીને, ભીડું રદયા માંહે રે, સજની. કામ૦ ૩

પદ ૧૦૩ જું.

કાહનો રમ્યા રજની રે, રસીયો કાહનો રમ્યા રજની;
આજનું સુખડું કોને આપ્યું, તે આ પૂછે સઉ સજની રે; રસીયો૦

શાકર ધાન્ય ધરીને વાહ્યા, બુધ હરિ અજની;
તેણી વેળા ત્રિકમજી પધાર્યા, તે ચાલ ચાલે ગજની રે; રસીયો૦
સૂર ઉગે સહુ સાધન સાધે, તે ભજન કરી ભજની;
નરસૈંયાચા સ્વામી સાથે રમતાં, તારું નફ્ટપણું* તજની રે; રસીયો૦

પદ ૧૦૪ થું.

કહાં જાઉંરે વેરણુ રાત મલી, કહાં જાઉંરે વેરણુ રાત મલી. ટેક.
ચોરા જોયા મોચકુટા જોયા, જોઇ વળી સારી રાજ ગલી; કહાં૦
પીંડી ફાટે મારા પાયા દુઃખે, દુઃખનાં દળણાં દળી રે દળી; કહાં૦
નરસિંહના સ્વામીએ વેણુ વજાડી, તેરે સમે મારી આંખ મલી; કહાં૦

પદ ૧૦૫ મું.

કરું વિહાર રયણી રંગે રમતાં, મૂકી મારા મનની લાજ;
સુંદિરવર શામળીયો આવે, પૂરે મારા મનનાં કાજ. કરું૦ ૧
સેજ સમારું કુસુમ લઇને, નાના વિધના કરું શણુગાર;
દીપકને અજવાલે ઉભી, રુદયા ભીડું દેવ મોરાર. કરું૦ ૨
થૈ નિરભે ને વહાલો વિલસુ, અંતર ટાળી આપું અંગ;
નરસૈયાચા સ્વામીનું મૂખ દીઠે, તમ તમ મનમાં વાધે રંગ. કરું૦ ૩

પદ ૧૦૬ ઠું.

ક્યમ કરીએ ને કેમ રહીએ, વાહલો વેણુવાહે અતી મ્રેહ થાય;
કામકાજ હુ ઘરનાં ભૂલી, જોવા મારું મન કુમલાય. ક્યમ૦ ૧
મન મારું મારા વાહલાશું, બીજું મનમાં નવિ આવે;
નંદ નંદન વિણુ રહ્યું નવિ જાવે, શામળીયો તે મુખડું† નચાવે. ક્યમ૦ ૨
કોણુ ઉપાય કરું રે બેહની, સુંદિરવર આવે ઘરમાંહે;
નરસૈંયાચો સ્વામી નયણે નેહાલુ, અંગોઅંગે અગ્નિ થાયે. ક્યમ૦ ૩

પદ ૧૦૭ મું–રાગ સામેરી.

વાહલાને વછોડી રે, દિન મારો કેમ જશે રે,
મનમાં મોટી વિમાસણુ થાય;
મેં ના રે રહેવાય, હરિ મુખ જોયા વિના રે,
બાઇ મારે એક પલક યુગ જાય. વાહલાને૦

* પાઠ. "લંપટપણું." † પા૦ "૦ મનડું નચાવે."

સજની શાન સર્વે ગઇ રે,
અકુરને શે ન થયો પિંડ રોગ;
રથને જોડી રે, ગોકુળ આવીયો રે,
અમો અબળાને પાડ્યો વિજોગ. વાહલાને૦
નગર ધૂતારું રે, કે નાથજી દેખાવડું રે,
દેખી સુરનર મુનિવર જાતા મોહી;
નગર જોવાને રે, નાથજી જાશો નહિ રે,
વાહલા કંઈ કામણુ કરશે વાહલા મોઈ. વાહલાને૦
મથુરા નગરની રે, નાર મીઠા બોલણી રે,
તેની તમે વાત ન ધરતા કાન;
હાજી હાજી કરતાં રે, નાથજી હીંડજો રે,
નીચું નિહાળીને ચાલજો શામલવાન.* વાહલાને૦
વખત વિચારી રે, નાથજી શે ના કેહેતા રે,
દુઃખ દેખાડજો ન દીન દયાળ;
જીવણુ હમારા રે, જોઇ વેહેલા આવજો રે,
કંઈ દેહની લેજો સંભાળ. વાહલાને૦
ઝાંખી ના જોશો રે, મામાજીના મહેલને રે,
જાઓ તો જોઇને ન રેહેતા રાત;
હળવે વિખ પાશો રે, નાથજી હેરવી રે,
વાહલા મારા કહું શિખામણુની વાત. વાહલાને૦
મલ્લને અખાડે રે, મલ્લને મારજો રે,
મારજો મથુરા કેરો રે રાય;
પાછેને ડગલે રે, પાછા તે અહિં આવજો રે,
વાહલા મારા ગુણુ નરસૈંયો ગાય. વાહલાને૦

## પદ ૧૦૮ મું.

મોહી રહ્યું મન મહારું, વહાલાજી ઉપર સર્વસ્વ વારું; મોહી૦
પ્રેમ ધરી પધરાવ્યો મંદિરમાં, કંઠે બાહોડલી વાળી;
હાસ્ય કરી મેં ઉરપર લીધો, ભીડ્યો અંતર ટાળી રે; મોહી૦

---

* પા૦ "નીચુ નેહાળીને ભેટજો' સાચે શામલવાન."

મ્હારું સુખ તો મેં કહ્યું નવ જાયે, વહાલોજી વહાલ જણાવે;
નરસૈંયાચો સ્વામી ભલે મળીઓ, લટકંતો ઘેર આવે રે; મોહી૦

## પદ ૧૦૯ મું.

મોહી રહી પીઉનું મુખ જોતી, રસમાં રાતી તાલી દેતી;
વહાલાશુંરે વહાલ ધરીને, મુખ ઉપર મુખ મુકી જોતી રે. મોહી૦ ૧
નાના ભાવ જણાવે ભ્રકુટીમાં, શણગટડો લઈ વાળે;
ભણે નરસૈંયો પ્રેમ ભરાણી, અવળો અંબોડો વાળે રે. મોહી૦ ૨

## પદ ૧૧૦ મું.

ભુજબળ ભીડું રે વહાલે, રંગભર રજની રમે રે રસાલે; ભુજ૦
શાં શાં સુખ આપુ સેજડીયે, પહેરું નવરંગ ફાળી;
કસમસતી કાંચલડી ઝલકે, સાઇડું દીઉ વાલી વાલી રે; ભુજ૦ ૧
જેમ જેમ રીઝે શામળીયો, તેમ તેમ સંગમ મહાલું;
નરસૈંયાચો સ્વામી ઉરપર રાખું, ક્ષણુ અળગો નવિ ટાળુંરે; ભુજ૦ ૨

## પદ ૧૧૧ મું.

ભુજબળે ભીડું ભાવ ધરીને, શામલીયાશું રમતા રે;
અંગો અંગે આનંદ વાધ્યો, મહારા ઉરપર ધરતાં રે. ૧
સેજ સમારું નાના વિધની, ભુષણુ ભાવે અંગે રે;
સુંદિરવરશું સાંઇડું લીજે, રેણી રસમાં રંગે રે. ૨
માન નિવારી વહાલા સાથે, મહેલું મનની લાજ રે;
ભણે નરસૈંયો મારો મોહન, પૂરે મનનાં કાજ રે. ૩

## પદ ૧૧૨ મું.

કાંબળી ઓઢાડો રે કાહાન, મારી ચુંદડી ભીજે;
નહીં કાં મુને રુદયા ભીડો, અંગ ઉઘાડું ધ્રૂજે રે; મારી૦ ૧
સ્નેહ ધરી શામલીયા વાહલા, રંગભર સાંઇડાં લીજે;
કંઠ ધરીને બાંહોડલી રે, અધુર અમૃત રસ પીજે રે; મારી૦ ૨
ઝરમરીઓ આ મેહુલો વરસે, દાદુર જોરે ટહુકે;
નરસૈંયાચા સ્વામી(ના) સંગમમાં, મેઘ ને વીજ ઝબુકે રે; મારી૦ ૩

### પદ ૧૧૩ મું.

મીઠડાબોલા નાથ રે, આવોને મારા મીઠડા બોલા નાથ;
એક ઘડી એકાંતે આવો તો, કહું મારાં મનડાં કેરી વાત રે; આવોને૦
આજે આનંદ અતિ ઘણો વહાલા, વહાલે પ્રેમે સાહ્યો હાથ;
તરીયા તોરણ દ્વારે બંધાવું, મગદલ ખવડાવું સારી રાત રે; આવોને૦
વૃંદાવનકી કુંજ ગલીમે, સહુ સખીઓનો સાથ રે;
નરસૈંયાના સ્વામી સંગ રમતાં, હવે તો થયો પ્રભાત રે; આવોને૦

### પદ ૧૧૪ મું–રાગ માલકાલેરો–ગોડી.

મીઠા માંહે મીઠો મોહન, ચિત અમારે ચડીઓ રે;
એકાંતે આણીને હળવેશું, મેં મ્હારે ઉર ધરીઓ રે. ૧
જોબન માંહે જીવન મ્હારો, ભલી પેરે ભોગવશું રે;
સાસુ નણદી છટકાવાશે, તો તેને પરહરશું રે. ૨
લજ્જા શાની પીયુશું માની, સઘળે વાત જણાણી રે;
ભણે નરસૈંયો ફૂલી હીંડું, પીયુજીનો રસ માણી રે. ૩

### પદ ૧૧૫ મું.

મંદિર માંહે મોહન મ્હાલે, ફુલી અંગે ન માઉં રે;
વાળી વાળી વદન નેહાલું, ભામણુડલે હું જાઉં રે. ૧
વિધવિધનાં સોવ્રણ પાટ સોહાવે, વહાલે મોતીએ ચોક પૂરાવું રે;
વિધવિધનાં હું કરુંરે વારણાં, કુંકુમ છડા દેવરાવું રે. ૨
શણગારે શોભંતો કરીને, આગળ અગર ઉવારું રે;
નરસૈંયાચો સ્વામી કંઠે વિલાગો, સહી સોહાગણ થાઉ રે. ૩

### પદ ૧૧૬ મું.

મારો વહાલોજી વરણાગીયો; મારો૦ ટેક.
શામળીયા મારા વહાલા સાન કરું છું,
સાન કરીને સાદ કરું છું;
એક વાર તો ઘેર આવ મારા વહાલા,
નયણ નિહાળું ને નેહ ધરું છું. મારો૦

કોમળ અંગ કોમળ કર સરખા,
ને લક્ષ્મીવર લિલે વિચરું છું;
નંદકુંવરના રંગા ચંગા,
તે આવ્ય ને વાગો ભેટ ધરું છું. મારો૦
જે દીન દેખું સોહી દીન લેખું,
બીજુ જીવ્યું બાળ પરુ છું;
નરસૈંયાચો સ્વામી કહું છું જમો,
અમર્યાદિયા માગ (વન) લુછું છું. મારો૦

### પદ ૧૧૭ મું.

મારો વહાલોજી આવ્યો આંગણુડે, વેણુ મધુરી વાહતો રે; મારો૦
મંદિરમાંથી હું આનંદી, જઈ મેં ઉર પર લીધો રે;
મૂક્તાથાલે વધાવ્યો વહાલે, વિનય કરી વશ કીધો રે; મારો૦
લેહેકંતો બેહેકંતો દેખી, સેજડીએ પધરાવ્યો રે;
ભણે નરસૈંયો સુખની સીમા, શામળીયો ભીડાવ્યો રે; મારો૦

### પદ ૧૧૮ મું.

મારો વહાલોજી વરણાગીયો, મસમસતો હસતો આવે રે;
છોગાળો અતિ છેલ છબીલો, મોહ ઘણો ઉપજાવે રે. મા૦ ૧
લેહેકંતો બહેકંતો આવે, કોટે કૌસ્તભ મણીચી માળા રે;
સંગમ આવે અતિ સુખ પાવે, કરે વિલાસ રમણના ચાળા રે. મા૦ ૨
* * * * *
નરસૈંયાચો સ્વામીશું મલીયો, રુદયા સરશો ભીડે રે. મા૦ ૩

### પદ ૧૧૯ મું–રાગ માલ કાલેરો–ગોડી.

માણે માનની રાવ કરતાં, નેણે નેણ મેલાવે રે;
અંગો અંગે આનંદ વાધ્યો, ભામની ભાવે ભાવે રે. માણે૦
કંદ્રપ કોટ સરીખો સુંદર, સન્મુખ સાન કરતી રે;
શ્યામા સર્વે શામલિયાનું, વદન નિહાળી વરતી રે. માણે૦
માતા જાણે મારો મોહન, મારી આગળ રમતો રે;
ભણે નરસૈંયો અહરનિશ ગોપીમાં, ગોવિંદ પ્રેમે ભમતો રે*. માણે૦

---

* પા૦ "ગોપી ગોવિંદના ગુણ ગાતીરે, નરસૈં તેમાં ભમતો રે."

### પદ ૧૨૦ મું.

માણુંરે માણું મનમોહન, વદન નેહાલી વારંવાર;
રુદયા સરખો ભીડી રાખું, મહાસૂર્યો વન સીંચણહાર. મા૦ ૧
સકળ શૃંગાર કરું હું અંગે, મૃગમદ અંજન નયણે સાર;
તાલી દેતાં વહાલાજીશું, ઠીમકે ઝાંઝરના ઝમકાર. મા૦ ૨
કંઠ પરસ્પર બાંહોડલીરે, મારો જીવણ પ્રાણ આધાર;
નરસૈંયાચો સ્વામી અલગો ક્યમ મહેલું, સુંદર સેજડીનો શણગાર. મા૦ ૩

### પદ ૧૨૧ મું.

મારગ જાતાં મલીયો મુને, સાન કરી હું ચાલી રે;
પાછળથી આવી પાતળીયે, કંઠ બાંહોડલી ઘાલી રે. મારગ૦ ૧
પ્રગટ થઈ હું સહીઅર માંહે, તે શું છાના રહીએ રે;
અંતર ટાળી આલિંગન આપ્યું, વહાલો ઉરપર ધરી રહીએરે. મારગ૦ ૨
શામળીઆને સંગમ રમતાં, હું શોહાગણ થાઉં રે;
નરસૈંયાચો સ્વામી અમ ઘેર આવે, ભામણડે હું જાઉં રે. મારગ૦ ૩

### પદ ૧૨૨ મું.

બાળી બળવંત સુંદિરવરશું, વાદે ચડીને વિલસે રે;
એક એકને આગળ આવીને, જાણે જળધર વરશે રે. બાળી૦ ૧
માનની મોહન રસમાં રાતાં, કરતાં મધુરાં ગાન રે;
પ્રેમે ભરાણી પ્રેમદા ભારે, રહી નહિં શુદ્ધ બુદ્ધ સાન રે. બાળી૦ ૨
મગન થયા મન માંહે જાણે, કંઠે વિલાગી કહાન રે;
ભણે નરસૈંયો સહુને સન્મુખ, કરતાં અમૃત પાન રે. બાળી૦ ૩

### પદ ૧૨૩ મું.—રાગ રામગ્રી.

બપૈયા પીઉને શેરે સંભારે;
અબલાના હૈડા હોયરે સકોમલ, વેણુને બાણે એમ કાં મારે. બ૦ ૧
અધોજની જલ નયણ ભરાણાં, શબ્દ સુણી સુણી તારો;
તોયેરે બપૈયા તું અરે પાપીડા, જનમનો વેરી મારો. બ૦ ૨
પંખી પીડ મ જાણે પીઆરી, ગુણવંત કયાં થયો ઘહેલો;
નરસૈંયાચા સ્વામી સંગમ આવત, વાટે બપૈયો બોલે વહેલો. બ૦ ૩

### પદ ૧૨૪ મું–રાગ રામગ્રી.

બાઇ મારે તાણોવાણો થયો;
તે મારી સાસુડીએ સંચલ લહ્યો, તો લોક લાજ હવે ભય કીયો. બાઈ૦ ૧
વારે વારે વારુરે વીઠલા, મારગ જાતાં પ્રીત ન કીજે રે;
મનની વાત તે મનમાં જાણી, આપણ કેલ કરીજે રે. બાઈ૦ ૨
જેને જેશુ પ્રીત હોય રે, તે દેખી તે મોહીએ રે;
સ્નેહતણું દુઃખ દોહલું બાઇરે, તે જાણે જવલ્યો કોઈએ રે. બાઈ૦ ૩
દેહ દાઝો પણ સ્નેહ મ દાઝો, જો હૈયે હરી વસીયા રે;
ભણે નરસૈંયો ભૂતલ થોડા, હરીરસ કેરા રસીયા રે. બાઈ૦ ૪

### પદ ૧૨૫ મું–રાગ માલકાલરો-ગોડી.

બળીઓ બાથ ભરીને રાખું, શું કરશે પેલા દુરીજન લોક રે;
હું રંગ રાતી પીઉ સંગ માતી, જે બોલે તે જાણું ફોક રે. બ૦ ૧
મહારા પીઉશું રંગ ભરી રમતાં, ગાજી લાજે રહીયે રે;
સજ્જન અમારે શામલિયો તે, ક્ષણુ અળગો નવ કરીયે રે. બ૦ ૨
પ્રીત બંધાણી થૈ સફરાણી, કૃષ્ણ કોડીલો પામી રે;
ભક્તવત્સલ મળીઓ પેહેલો, નરસૈંયાચો સ્વામી રે. બ૦ ૩

### પદ ૧૨૬ મું–રાગકાલરો–ગોડી.

માણીરે મહારો મનમોહન, સુરત સમે હું જીતી રે;
ચાર પહોર મેં જાતાં ન જાણ્યા, રજની રંગે વીતી રે. માણી૦ ૧
જાણું વહાલો મંદિર મહાલે, ક્ષણું અળગો નવ કરીયે રે;
નિશદિન સુંદર શામલિયાને, ઉરપર રાખી રહીયે રે. માણી૦ ૨
ખીર ખાંડ ઘૃત સુંદર તાવી, વહાલા આગળ ધરીયે રે;
ભણે નરસૈંયો વહાલા ગમતું, તે તે આપણ કરીયે રે. માણી૦ ૩

### પદ ૧૨૭ મું–રાગ માલ કાલેરો–ગોડી.

પામી રે વરવારુ રે સજન, કહાન કુંવર રઢિયાલો રે;
મારગ જાતાં હું વેંધાણી, જોઈ કહાનના નેણુનો ચાળો રે. પામી૦ ૧
વાહે વહાલો વેણુ રસાળી, તિમ તિમ વ્યાકુલ થાઉં રે;
મુખ તે મોહન મોહન વેલડી, કેમ કરી મંદિર જાઉં રે. પામી૦ ૨

દુરિજન દેખતાં શામલિયે, પાલવ મ્હારો ઝાલ્યો રે;
ભણે નરસૈંયો હું નવ બોલી, મ્હારા ઉરપર રંગે મ્હાલ્યો રે. પામી૦ ૩

પદ ૧૨૮ મું.

એકવાર આખા દીન માંહે વાહલા, તમશું વાત ન થાય;
કામકાજ મારે ચિત ના આવે, મંદીરમાં ન સોહાય રે. એક૦ ૧
બાહેર તમશું પ્રીત બંધાણી, તે કહે તે સોહાયે;
છાનો સ્નેહ તે મીઠો લાગે, પ્રગટ થયે પત જાયે રે. એક૦ ૨
એકવાર એકાંતે રમતાં, બાંહેડલી કંઠ સોહાયે;
વાળી વાળીને આલિંગન લીજે, તવ રુદીયા ટાઢું થાયે રે. એક૦ ૩
સુંદરીયાંચા સ્વભાવ એવા, પીયુજી વિના ન સોહાયે;
નરસૈંયાચા સ્વામીનો સ્નેહ મ જાશો, લાગુ તમારે પાયે રે. એક૦ ૪

પદ ૧૨૯ મું.

અબળાને બળ નાથ તારું;
આવોરે શામળિયા, તન મન તમ પર વારુ. અબ૦ ૧
સમૂળ શૃંગાર સજ્યો મેં અંગે, પહેરી પટોળી સાર;
સેજ રચીને પંથ નેહાળું, ઉભી મંદિર દ્વારરે વાહલાજી. અબ૦ ૨
દિવડીઓ અજવાળ્યો પ્રેમે, પ્રકટીઓ તે અપાર;
નરસૈંયાચો સ્વામી હસતો આવ્યો, અબળાનો પ્રાણ-
આધાર વહાલાજી. અબ૦ ૩

પદ ૧૩૦ મું.

સર્વસ વારુ એ વહાલા ઉપરી, નિશદીન રમતાં રંગે રે;
આઠે પહોર ન મુકું અળગો, પ્રેમ ધરી પીઉ સંગે રે. સ૦ ૧
મંદિર માંહે આવે વાહલો, જયમ માગું તેમ જોગું રે;
સુંદરવર શામળીયાને હું, અળવે ઉરપર માગું રે. સ૦ ૨
શું કરશે હવે દૂરીજન મૂજને, વાહલોજી પ્રીત્ય જણાવે રે;
નરસૈંયાચો સ્વામી મ્હારંગમાં, તે અણુતેડ્યો ઘેર આવે રે. સ૦ ૩

પદ ૧૩૧ મું-રાગ પ્રભાત.

હજી ન ધરાયો રંગ તે રમતાં, ચાર પોહોર નિશા નિકર નિગમતાં.—ટેક.
અધર સુધારસ પીજી પીજી પીધિરે, કેસરી કામને મેં પુંઠડી ન દીધી રે; હજી.

પીન પયોધર પાખર કીધીરે, સુરતસંગ્રામે હું વઢતી ન બીધી રે; હજી.
નખ શીખા લગે તાકી તાકી મૂકીરે, કેસરી કામશું વઢતી ન ચૂકી રે; હજી.
ઉદ્યો દિવાકર રજની વીતીરે, નરસૈંયાચા સ્વામી સંગમ જીતી રે; હજી.

પદ ૧૩૨ મું–રાગ પ્રભાત.

નીત નીત લાછવર લક્ષણ રુડાં, મોટેરાં થઇએ રે ત્યમ બોલીએ કૂડાં.
માત યશોદા જાણેરે માહારો લાડકો પુત્ર, વાહાલાજીએ ઠામઠામ માંડ્યાં ઘરસૂત્ર.
જેહનું બ્રહ્માદિક ધ્યાન ધરે સુર મુનિ ગાયે, દૃષ્ટે પડી નારય વિના રમી ન જાયે.
શીખ દેતાં દુભાશો મા શામળા કાહાન, નરસૈંયાએ એ નારયને દીધું સનમાન.

પદ ૧૩૩ મું.

વહાલાજી તમોરે નહાનડીઆ, અમોરે નહાંનડલાં, સરખે સરખી જોડ મળી;
પહેલું આલિંગન દો મારા વાહાલા, પછે અમો દેઈશું લળીઅલળી.
સુંદરીયાચો સ્વભાવ છે એવો, પીયુને મળવા હિંડે ઘણું;
આલિંગન એણીપેર દો મહારા વહાલા, રખે હમ દેખે હબક જણું.
તમે નહાના હું હજી નહાની, નણદી આઘાં પાછાં કરે;
સાસુને ઘેર એ લાડકડી વહાલા રે, તે અમ વારી ક્યમ ઓસરે.
શું કરે સાસુ શું કરે નણદી, જેહના હૃદેમાં હું રે વસ્યો;
નરસૈંયાચા સ્વામી મુજશું રમતાં, સંસારમાં તેને ભેય રે કશો.

પદ ૧૩૪ મું–રાગ પ્રભાત.

પાછલી રાતના પધારિયા નાથજી, ઘૂમતે લોચને અંગ ડોલે;
બેહુ પાસા સુંદરી, બાહે કંઠે ધરી, શોભિત ભવન કો નહીરે તોલે. પા૦
હું રે સન્મુખ હુઇ, રીસ મનની ગઇ, ઉભી રહી ચકિત ગતિ પ્રેમ નિરખું;
પ્રભુયને રસભરી, સુખદાજ શર્વરી, નાર સૌભાગ્યતા જોઈરે હરખું. પા૦
ચોકતણા ચાર, ચરણશું મુક્તિ ધરી, પ્રભુને પધરાવિયા પલંગ પીઠ;
ભોગ સંજોગથી, અધિક સુખ ભોગવ્યું, એરે મુરત એણીપેર દીઠે. પા૦
ભણે નરસૈંયો નિત નેહ તે નવનવા, જાહાંરે ગોવિંદ ગુણની સમાધી;
શું જાણે બ્રહ્મા સુર સ્નેહની વારતા, ભર્યા અધિકારની આધિવ્યાધિ. પા૦

પદ ૧૩૫ મું–રાગ પ્રભાત.

પલંગ પાયે તને કુસુમમાળાવડે, બેહુ કર બાંધ્યો લાજ લોપી;
માહરે મંદિરથકી કોણ મૂકાવશે, શું કરશે સહુ શોક્ય કોપી. પ૦

તું વનમાળી કાહાવે, હું કુસુમ વનવેલડી, નીર નિત સીચતો કાં અરોપી;
ભમર જાએ પુલ, પુલ મકરંદ વશ, કમળમાં હેત ન રહ્યોરે રોપી. ૫૦
પ્રીતનો કરનાર પ્રેમના પાત્રશું, તન મન પ્રાણ ત્યાં મેલે સોંપી;
ભણે નરસૈંયો જિમ રીસ ઉતરે, તિમ તું શિખ શાણી દે રે ગોપી. ૫૦

## પદ ૧૩૬ મું–રાગ પ્રભાત.

સાંભળો કામની કૃષ્ણ કામી કેહે, તાહરા મંદિરથકો નહીરે જાઉં;
અવર કો નાર નહીં તુજ સારખી, જેહુને ફૂલ કરી હુ બંધાઉં. સાં૦
તું વનવેલડી, હું વનમાળી, સીંચવે સમર્થ દ્રષ્ટિયે કરૂં;
તુજ પાસામાં લે રાખું શીતલ પાણિ ધરી, પ્રેમની વાડ કરૂં. સાં૦
સાંભળો સુંદરી એમ કહે શ્રીહરિ, જેની ફૂલમાળા કરી હું રે બાંધ્યો;
ચૌદ ભુવનતણું બંધન છોડવું, મેં જાણ્યું તે મોહિની મંત્ર સાધ્યો. સાં૦
માન તું માનની, માન માગી કહું, નહીં તજું મંદિરમાં બોલ દીધો;
નરસૈંયાચો સ્વામી, સર્વે રસ લહ્યો, સુરત સંગ્રામે આધીન કીધો. સાં૦

## પદ ૧૩૭ મું–રાગ પ્રભાત.

મેહેલ પીતાંબર, અંબર માહરું, સુરજ ઉગ્યો સુઇ કયમ રહીએ;
અમ ઘર સાસુ નણંદ જૂઠી વસે, કંથ પૂછે ત્યારે શું રે કહીએ. મે૦
સાવજ શબ્દ કરે અતિ સુંદર, દીપક તેજ તો ક્ષીણ થાએ;
કંઠથી કુસુમનો હાર કરમાઇયો, બાહેર રાગ પંચમ ગાયે. મે૦
તું તારે મંદિરે, પ્રેમશું પોઢીઓ, માહરે મંદિરિયે દૂર જાવું;
લોકની લાજ, લોપીરે લક્ષ્મીવરા, હું રે વળતી હવે નહીં રે આવું. મે૦
ધેન દોહોવી ઘેરરે, વાછરુ વલવલે, મહીરે વલોવવું આજ માહારે;
કંઠથી બાહાર કાઢિ કમલાપતિ, કાલ આવે હવે કોણ તારે. મે૦
સુરત સંગ્રામની, શાંતિજ હુઈ, રહીરે ઉજાગરી, શીશ નામી;
નરસૈંયાચો સ્વામી સુખસાગર પોઢિયો, વિરહની વેદના ત્યારે વામી. મે૦

## પદ ૧૩૮ મું.

અમશું કપટતણી વાતજ છાંડ મારે ઘેર આવો તો;
કાંઈ ઉફાંડ મ માંડ, મારે ઘેર આવો તો.
જુઠાં જુઠાં મ બોલીશ, જાણું તારી વાત;
નીશા વશી રમી નાહારશી, આવ્યો છે પ્રભાત;

અંગચેહેન તારે દીસે છે ઘણાં,
જોઇને વીમાસી બોલે ચતુરસુજાણ;
ઘેર આવ્યોરે શેં ન દીજે માન,
નરસૈંયાચા સ્વામી સુખનું નિધાન; મારે૦

### પદ ૧૩૯ મું-રાગ કેદારો.

સમીરે સાંજનાં, સોડમાં સુતાં, નણદલીએ સાદ કીધો;
હવું પ્રભાત, પીયુ થયો ઘેલો, ઉંઘરેટો જઈ સૂતો.
હરિનું પીતાંબર, સેજે રહ્યુંરે, પાલટીને પટકૂલ ગયો;
ક્યમ કરી વનજાઉંરે મહી વેચવા, દુરિજન લોકે બોલ કહ્યો.
દીઠડે ડાઢ ગળે,અસતીઆ બહુ બળે,તો અભિમાનશુંરે કરીએ;
નરસૈંયાચો સ્વામી ભલે મળિયો, ભવસાગર ઉતરીએ.

### પદ ૧૪૦ મું.

કેસર ભીના કહાનજી, કસુંબે ભીની નાર;
લોચન ભીનાં ભાવશું, ઉભાં નંદદ્વાર.
બેમાં સુંદર કોને કહીએ, વનિતા ને વ્રીજનાથ;
પરખી પરખી ધરો તમને, માણુકડાં બેહુ હાથ.
વેગે કુંજે પધારીયા, તો લચકે થઈ ઝગઝોળ;
નરસૈંયાચો સ્વામી ભલે મળિયો, રંગતણા બહુ રોળ.

### પદ ૧૪૧ મું-રાગ રામગ્રી.

મોહ્યું રે લટકે, મારું મન મોહ્યું રે લટકે.—ટેક.
ગાતર ભંગ કીધાં ગિરધારી, જેમરે માર્યાં ઝટકે; મારું મન.
વેણુ વજાડી વહાલે મારે વનમાં, રંગતણે કટકે; મારું મન.
મન મારું મોળીડેરે અટક્યું, પેલે પીતાંબર પટકે; મારું મન.
નરસૈંયાના સ્વામીની સંગે રમતાં, રસ વાધ્યો ચટકે; મારું મન.

### પદ ૧૪૨ મું-રાગ રામગ્રી.

કામણગારોરે, કહાના તું તો કામણગારો રે. ટેક.
મને કાંઈ કામણ કીધાંરે, મારાં ચિત્ત હરીને લીધાં; કહાના.

મારી સાસુડી સંતાપેરે, પેલી નણુદી ઓળંભા આપે; કહાના.
મને ભોજનીયાં નવ ભાવેરે, મને નિંદ્રા તે કઇપેરે આવે; કહાના.
મને પગની ભરાવી આંટીરે, મને મુખનાં તંબોળે છાંટી; કહાના.
હું તો પૂરણ પદને પામીરે, મને મળ્યો નરસૈંયાનો સ્વામી; કહાના.

## પદ ૧૪૩ મું—રાગ રામગ્રી.

કુંકુમને પગલે, પધારો હરિ કુમકુમને પગલે.
લડસડતા મોહન ઘેર આવ્યા, ડગમગતે ડગલે; પધારો૦
મુસ્તક પાઘ પીતાંબર સોહિયે, નીલાંબર ડગલે; પધારો૦
મુખ ઉપર શ્રમ જળનાં મોતી, તો દીઠડે મન હરી લે; પધારો૦
મસમસતા મોહન ઘેર આવ્યા, લડસડતે ડગલે; પધારો૦
છૂપીને છોગાળે* છેતર્યાં, જ્યમ મીનને બગલે; પધારો૦
દુધલે મેહુ વૂઠ્યા નરસૈંયાને, આંગળલે† સઘળે; પધારો૦
શાકર કેરા કરા પડ્યા રે, તો રસ વાધ્યો ઢગલે; પધારો૦

## પદ ૧૪૪ મું.

તારા હલડાની વાતો મેં જાણીરે, ગીરધર દાણી રે.
આણી શેરડીએ લુંઓ ને ઝુંઓ, પેલી દેખે છે સૈયર સમાણી રે. ગીરધર.
સૌ સખીઓમાં વહાલા સરખુંરે જાણી, ના ગણે દૂધ કે પાણી રે; ગીરધર.
છેલપણું મૂકી દ્યોને છબીલા, અમે કહીશું નંદાજીની રાણી રે. ગીરધર.
વૃંદાવનને મારગ જાતાં, મારી નવરંગ ચુંદડી તાણી રે; ગીરધર.
નરસૈંયાના સ્વામી સંગે રમતાં, મારી અંતર પ્રીત લપટાણી રે. ગીરધર.

## પદ ૧૪૫ મું.

મને રોકે છે કાનવર દાણીરે, નહિ જાઉં જમના પાણી રે.
એકવાર જમના પાણીરે ગયાંતાં વહાલા, મારી સાથે સૈયર સમાણી રે. મને.
વૃંદાવનને મારગ જાતાં, મારી નવરંગ ચુંદડી તાણી રે. મને.
જોરે પાણી મોકલવાંરે હોય તો, સાથે મોકલો સૈયર સમાણી રે. મને.
મરકલડે મારાં મન હરી લીધાં, હું તો લાલચમાં લપટાણી રે. મને.
નરસૈંયાચા સ્વામીની સંગે રમતાં, હું તો મોહનસંગમાં માણી રે. મને.

---

* પાઠ. "છબીલે." † પાઠ. "આંગણીયું."

## પદ ૧૪૬ મું.

તું મારે ચાંદલીએ ચૉંટ્યો, રાજ સારા મુરતમાં* શામળિયો રે;
ક્યારેં એક વહાલા અળગા ન થાઓ, રાજ પ્રાણજીવન વર પાતળિયો રે.† તું મારે.
ખડકીએ જોઉં ત્યારે અટકીને ઉભો, બારીએ જોઉં ત્યારે બેઠો રે;
શેરીએ જોઉં ત્યારે સન્મુખ આવે, વહાલો અમૃતપેં અતિ મીઠો રે. તું મારે.
જમતાં જોઉં ત્યારે મારી જોડે બેઠો, સૂતાં જોઉં મારી સેજડીએ રે;
વૃંદાવનને મારગ જતાં, આવીને વળગ્યો મારી બેલડીએ રે. તું મારે.
‡પ્રીત કરે તેની કેડ ન મેલે, રસ આપે અતિ રસિયો રે;
નરસૈંયાચો સ્વામી ભલે મળીઓ, મારા હૃદયકમળમાં વસિયો રે. તું મારે.

## પદ ૧૪૭ મું.

ખંમખંમરે ચાંદલા મા કરીશ વહાણલું, મારા પ્રાણજીવન ઘેર આવ્યા રે;
પૂરવ જનમની પ્રીત જે હૂતી, પુરુષોત્તમ પધરાવ્યા રે. ખંમખંમ રે.
પેલા ભવનો વાલમીઓરે, ચૌદભુવનનો સ્વામી રે;
જનમ કોટી કોટી તપ કીધાં, હું ત્યારે વિઠ્ઠલ વર પામી રે. ખંમખંમ રે.
બપૈયા પિયુ પિયુ કરેરે, કોયલ મધૂરે વાસે રે;
હું તને વારું કુકડલારે, રખે વહાણલું પ્રકાશે રે. ખંમખંમ રે.
ચંદ્ર વિંટયો જેમ ચાંદરણીએ, તરુવર વિંટયો જેમ વેલી રે;
ગોવિંદ વિંટયો ગોવાલણીએ, હુંસાગવની હેલી રે. ખંમખંમ રે.
સાહર સોહીએ લેહેરે લેહેરે, જેસી લેહેર તુરંગ રે;
નરસૈંયાચો સ્વામી ભલે મળીયો, ગોપીવર ગોવિંદ રે. ખંમખંમ રે.

## પદ ૧૪૮ મું—રાગ પ્રભાત.

કોણ પુન્યે કરી, નાર હું અવતરી, શ્રીહરિ દીન થઇ મન માગે;
અમર અવિગતિ કહે, અકલ કો નવ લહે, તે કમલાવર કંઠ લાગે. કોણ.
જગન જાગે કરી, જોગ ધ્યાને ધરી, બહુ વ્રત આદરી દેહ કષ્ટે;
તોય તે શ્રીહરિ, સ્વપ્ને ન પેખીએ, તે હરિ નિરખીએ પ્રેમ દૃષ્ટે. કોણ.

* પા૦ "સામળી મુરત." † પા૦ "એક ઘડી અલગો નવ મૂકું, પ્રાણથકી વા'લો પાતળિયો રે." ‡ પા૦ "૦ તેના પૂઠ ન મૂકે, એવો વા'લો એ રસિયો."

શેષ સુખાસન, સેજ સદા સહી, ભુવન જસૂં વૈકુંઠ કાહાવે;
તે પેં અધિક જે, મંદિર માહારું, પ્રેમે પીતાંબર ધરી પલંગ આવે. કોણ.
ભગતવછલતણું, બિરદ પોતે વહે, વેદપુરાણુ એમ શાસ્ત્ર અમૃત વાણી;
નરસિંહાચો સ્વામી, ભલેરે મળિયો, કીધી કૃપા મુને દીન જાણી. કોણ.

## પદ ૧૪૯ મું–રાગ પ્રભાત.

સફલરજની હુઇ, આજની અભિનવી, પલંગ બેસાડી વાહાલે હાસ્ય કીધું;
કર દર્પણ ધરી, વદન અવિલોકવા, પ્રેમનું ચુંબન ગાલે દીધું. સ૦
કુસુમના ટોડર, કંઠ ભૂષણ ધરી, ભૂજ ભીડી ભુધરે હૃદયા સાથે;
સુરત સંગ્રામશું, હું એને જઇ ભીડી, જીત્યો યદુનાથ દ્વય બાહુ બાથે. સ૦
મદનના સૈન્યશું, માન માગ્યું ઘણું, જુદ્ધ જીત્યું રણ હાથ આવ્યું;
ચૌદભુવનતણો નાથ મેં વશ કર્યો, અજિત જીત્યાતણું બિરદ કહાવ્યું. સ૦
જેમ ગજયુવતિ માતંગ, મદગલીતા, સુંદરી સેજ હરિસિંહ આવ્યો;
નરસિંહાચો સ્વામી, સુભટ સુરાસુર, કેસરી કાન સાહી નચાવ્યો. સ૦

## પદ ૧૫૦ મું-રાગ પ્રભાત.

લડસડતી કાંહાં જા'છે રે અબળા, કોણ પુરુષે તને ભોળવી રે;
કહેરે સખી તને ગરડરસ લાગ્યો, કે વિષ પીધું ઘોળવી રે. લડસડતી.
અજ્ઞાનપણામાં સૂતીરે હુતી, શ્યામ ભુજંગે ચટકાવી રે;
હરિ મંત્ર જપ્યો તેણી વારે, તો જીવતડી ઘર આવી રે. લડસડતી.
એ ઠામ બેઠો જે નરનારી, તે ભૂતળ દેહ નહિ ધરશે રે;
નરસૈયાના સ્વામી સંગે રમતાં, વહાલો આપ સરીખડાં કરશે રે. લડસડતી.

## પદ ૧૫૧ મું-રાગ કાલેરો.

વારીશ મા માતા તું મુજને, નંદતણો સુત નાથ ભજ્યું;
બ્રહ્માદિકને મોહ ઉપજાવે, અમો અબળાનું કોણ ગજું. વારીશ.
ધન ધન રે સાહેલી પેલી, ખેલે હરિસું રાસ રમે;
હસતું મુખ હરજીનું દેખી, મરકલડે ભવ તાપ શમે. વારીશ.
આડી આંખ કાં દે રે માતા, જાવા દે જદુનાથ ભણી;
રંગભર રાસ રમે રાધાવર, સખી સમાણી મળીય ઘણી. વારીશ.

લોક કેહેશે તે સહુ કેહેશે, દુરીજન શીર ડાબા પાયે;
નરસૈંયાચા સ્વામી સંગે રમતા, મારે અંગ ઉલટ ન માયે. વારીશ.

## પદ ૧૫૨ મું.

વહાલે કોણ વેળા કોણ વાર, કામણ કીધું રે;
વહાલે વાહી વેણુ રસાલ, મન હરી લીધું રે.
હરીનાં નેણુ સલુણાં બાણ, હૃદયામાં વાગ્યાં રે;
તું વદડા વેરે મા માર, જોરે ઉરપર લાગ્યાં રે.
સર્વ છેલ માંહે તું છેલ, કાહાનજી રસીઓ રે;
વહાલે વાહી મોહિની વેણુ, મોરે મન વસીઓ રે.
અમો રમતાં રાસ વિલાસ, છેડલે ચંપાણી રે;
મુને દીધું આલિંગન, સારંગપાણી રે.
મુને કાંઈ ન સૂઝે કામ, થઈ છું દીવાની રે;
મારો ગયો સહિયરનો સાથ, જમુનાં પાણી રે.
હરી પ્રેમલ સુણી ઝાળ, હૃદયામાં લાગી રે;
મારાં નયણાં વહે દિન રાત, વિરહણી જાગી રે.
અમો રમતાં માઝમ રાત, વેદના વામી રે;
એવો ધુતારો શ્રીમહારાજ, નરસૈંયાનો સ્વામી રે.

## પદ ૧૫૩ મું.

નહિ દેઉં સાંઈ રસ લેવા, અધર અમૃત રસ પીવા;
કુચ ફ્લ ગ્રેહેવા, આવ્યા સુંદર વર, નંદના લાડકવાયા એવા. નહિ.
આજ લગે અમારા કુલમાં, એવું કાંઈ ન કહેવાએ;
લક્ષણ લાગે લક્ષમીવર, તમો અમથી રોહ અળગાએ. નહિ.
તમ દીઠે દાઢ ગળે મહા વરતીઆ, અમો અભિમાન ધરેવા;
નરસૈંયાચા સ્વામી સંગે, રમતાં ભવસાગર તરેવા. નહિ.

## પદ ૧૫૪ મું.

આવું હવે નાવડીઆ રે, સાંઈડાં કાં ન લેત;
સાંઈડાં લેતાં રે વહાલો, લોચન કાં મીચેત. સાંઈડાં.

સાંઈડાં લેઇ તેય જાણે, જે હોએ રાજકુમાર;
નંદ આહીર વસે ગોકુલે, તું તેહતણો ગોવાલ. સાંઇડાં.
જો કહો હરી તો શીખાઉં, સાંઈડાં લેવાની પેર;
મારું કહ્યું એટલું કરજો, પરમંદિરયા પરહેર. સાંઇડાં.
કુચગ્રહી મુખ અધર ડસીને, એણીપેરે સાંઇડાં લીજે;
મા મા મંત્ર જપું જેણે વેળા, મ્હારું મન પતીજે. સાંઇડાં.
અંતર ટાળી એક કરે રે, સાચા તેહુના સ્વામી;
નરસૈંયાચા સ્વામી સાચા વિના,હું નવલ પદ કંઇ ન પામી. સાંઇડાં.

પદ ૧૫૫ મું.

નહિ જાઉં રે જમનાં પાણીડાં, મને મારગડે નંદલાલ મળે;
બાળપણાંની સહીઅર દેખે, હુંએ ટળું પણ એએ ન ટળે. નહિ.
અમેરે આહીરડાં સદાએ સુંઆળાં,કઠણ કઠોર પેલો કાનુડો;
નંદરાયની આણ ન માને, જસોદાનો કુંવર લાડકડો. નહિ.
સાન કરે દેહી પરવશ થાએ છે, છાનાં છાનાં વાહે વહાલડો;
નરસૈંયાચો સ્વામી ભલે મળીઓ, વૃંદાવનમાં એકલડો. નહિ.

પદ ૧૫૬ મું.

લટકો તારો લાખ સવાનો, મરકડલાંનું મૂલ નહિ;
જેમ શામલીઓ વદન નિહાળે, કેહ તુજ સમાન કો નાર નહિ.
પાયે કાંબી કનક તણી રે, નેપૂર ઝાંઝરનો ઝમકાર;
નાકે નંગ નંગોદર સોહે, ઉર સોહે એકાવલિ હાર.
વેણિયે ઝલકે રાખલડી, ફુમલડાં ફરકે તલખે મન;
કહાનજી કહે આલિંગન નહીં દેઉં, કઠણ પયોધર ખૂંચે તન.
નવજોબન નવરંગી બાલા, જમણે ઉભા વનમાલી;
કાંચલડી કસમસતી પહેરી, સાત સાતેક કસ કસી વાળી.
કહાનજીએ કામિની કર ઝાલી, માખણુંપે અતિ કોમળ અંગ;
નરસૈંયાચો સ્વામી ભલે મળીયો, દીધું આલિંગન રાખી રંગ.

પદ ૧૫૭ મું—રાગ પ્રભાત.

પ્રાત હવો પ્રાણપતિ, ઇંદુ ગયો આથમી, કાં સ્હો બાંહુડી કંઠ ઘાલી;
નાથ મુકો બાથમાંથી, મુજને વળગો નહીં, શું કરશો હજુ હાથ ઝાલી. પ્રાત.

આ જુવો અરુણ, પુરવ દસા ઉગિયો, તેજ તારાતણું ક્ષીણ દીસે;
શબ્દ સોહામણા, સાવજાં ઓચરે, વચ્છ ધેન ઘણું ઘેર હીસે. પ્રાત.
લલિત સ્વર સુંદરી, લલિત આલાપતી, ઘેર ઘેર દધિ મથન ઘોષ થાયે;
ઉઠ આલસ તજી, કાનજી માહરા, સાસુ જસોદા સાદે સાહે. પ્રાત.
કમલ વિકાસીયાં, મધુપ મધ્ય ઉડી ગયા, કુરકુટા બોલે પીયુ પાય લાગું;
સૂર્ય ઉગ્યા સમે, લાજીએ ઘર જતાં, નરસૈંયાચા સ્વામી માન માગું. પ્રાત.

## પદ ૧૫૮ મું–રાગ પ્રભાત.

ઝાંઝર ઝમકે, હું ઝબકીને જાગી, જાણું મારા પિયુજીને કંઠડે હું લાગી. ઝાંઝ૦
પછી તો લજાણીરે,આલિંગન દેતાં, મારે વહાલેજીએ પૂછ્યું સખિ તુંને વર્ષ કેતાં. ઝાંઝ૦
મારાં રે વરસ વહાલા, હું શુંરે જાણું, માસ તો થયા છે મુને એકસો બાણું. ઝાંઝ૦
ભણે નરસૈંયો, મેં સુખ દીઠું, કાહાને કહ્યું તે મુંને કેવું લાગું મીઠું. ઝાંઝ૦

## પદ ૧૫૯ મું–રાગ પ્રભાત.

આંખડલીને ચાળેરે, ચત્રુભુજ મોહી રહ્યારે, હવે કેમ જીવુંરે મોરીરે માય;
મેહુને સંતાપેરે, સખિ મુજ દેહેરે, હરિ વિના સગું એક સાંસો ન થાય. આં૦
હુંને ઉભીતીરે, મંદિર માહુરેરે, વહાલે મારે કીધીરે નેણુની શાન;
મુગટ બીરાજેરે, માથે મોર પીછનોરે, સુંદર મુરલી હરીનું ગાન. આં૦
જમુનાની તીરેરે, ગૌધન ચારતારે, રમતા ગોવાળીયાની સાથ;
મહીડાંની મશેરે, હરજી જોવા નીસર્યાંરે, આવિયાં વૃંદાવન કેરે ઘાટ. આં૦
મોહનજી મારેરે, હુદે કમળે વસ્યોરે, લઉં ઓવારણું કોટિ પ્રકાર.
નરસૈંયાનો સ્વામીરે, સખી મુને ત્યાં મળ્યોરે,વહાલા મારી આવાગમન નીવાર; આં૦

## પદ ૧૬૦ મું–રાગ કેદારો.

કુંજનો વિહારીરે, અમ ઘેર આવશેરે, શા શા હું સજુંરે શણગાર;
માંગને સમારુંરે, પ્રભુ મારું મોતીયેરે, કંઠે સોહીએ એકાવળ હાર. કુ૦
શામળડીને ચોળીરે, અંગે સોહીએ ચુંદડીરે, રંગ ભેર રમીશુંરે સેજ;
ભાવ કરીનેરે, વહાલાજીને ભેટશુંરે, આપીશું તે હઈડા કેરાં હેજ. કું૦
નિશા ને અજવાળીરે, ચાંદા તારી ચાંદનીરે, ચાંદલીયા તું જાજેરે પેલે પાર;
નરસૈંયાનોસ્વામીરે, સખિ મુને ત્યાં મળ્યોરે, વહાલે મારે ઉતાર્યો ભવપાર. કું૦

## પદ ૧૬૧ મું–રાગ કેદારો.

ઓધવ કહેજોરે, હરીને એટલુંરે, કે અમને તમારો આધાર;
વિખડાં પાઈનેરે, વહાલોજી શે નવ ગયારે, કે દુઃખ દેખાડ્યાં દીન દયાળ. ઓ.
દુખડાંની દાઝીરે, કે ઓધવ દેહ કેમ વળેરે, કે હરી વિના હોળી હઇડામાંહે;
કે મેહુતણા ભડકારે, ઓધવ જો સમેરે, કે બળવંત આવી ઝાલે બાંહે. ઓ.
મહારા મન વિષેરે, હરિની દાસ છુંરે, કે ઘણા તમો સાધો મા નવ સાર;
કે જીવે તેનેરે, જોવા આવજોરે, કે મુવા પછી લેજોરે સંભાળ. ઓ.
કે સાધુને વળાવીરે, ઓધવ આવીયારે, મથુરા નગરની મોઝાર;
ગોપીજન નિત્યેરે, નરસૈંના સ્વામીને કહીએરે, કે નયણે વેહ આંસુડાંની ધાર. ઓ.

## પદ ૧૬૨ મું–રાગ કેદારો.

કુબજાને કહેજોરે, ઓધવ એટલુંરે, હરી હીરો આવ્યો તાહારે હાથ;
માન કરીનેરે, એહેને તું લજાવેરે, કહું છું શીખામણની વાત. કુ૦
પ્રાતે ઉઠીનેરે, પ્રથમ પૂછજેરે, જે માગે તે આપજે તતખેવ;
બીજું કાંઈરે, ભુધરને ભાવે નહીંરે, માહાવાને છે મહિ માખણની ટેવ. કુ૦
રાજ ને દીપેરે, માળ રુડા પુષ્પનીરે, નિત નિત ધરજે નવલાં વેશ;
ઝાઝું ન જગાડીશરે, જાદવરાયનેરે, કોમળ કરમાશે એનો સુવેશ. કુ૦
એહેને તે આઘોરે, ઘડી નવ કીજીએરે, ઘેલી નવ કરીએરે અહંકાર;
શિવ ને વિરંચીરે, મહા મોહ્યા મુનિરે, જેને નવ જડ્યો એહેનો પાર. કુ૦
કંસ ઘેર દાસીરે, પેલી કૂબજારે, સુંદર શામળીયો ભરથાર;
નરસૈંયાનો સ્વામીરે, સખિ મુને મળ્યોરે, વહાલા મારા આવાગમન નિવાર. કુ૦

## પદ ૧૬૩ મું–રાગ કેદારો.

સુખડાના સિંધુરે, સજની વહી ગયારે, દુઃખના દરિયા આવ્યા પૂર;
મોહન મૂર્તિ જાતાંરે, કંઈ નવિ રહ્યુંરે, નયણે વેહે છે સાગર પૂર. સુ૦
વહાલાજીને જાતાંરે, કાંઇ નવિ ઉગર્યુંરે, હવે તે હાથ ઘસે શું થાય;
વહાલાનો પાલવરે, ગ્રહી અમો નવ રહ્યાંરે, કહો હવે મારી રોતાં રજની કિમ જાય. સુ૦
પીડ નવ જાણીરે, હે પ્રભુજીએરે, કરી ગયો નહાનપણાનો સ્નેહ;
સ્નેહની સાંકળરે, શામળીયો તોડી ગયોરે, એણે ઓગાળે આપ્યો છેહ. સુ૦

ગોપીજન કીધાંરે, ગોવિંદે ઘેહેલડાંરે, કમળાના કંથ પધારો ઘેર;
નરસૈંયાનો સ્વામીરે, સખી મુને જો મલેરે, ટાળે મારો જનમ મરણનો ફેર. સુ૦

### પદ ૧૬૪-મું રાગ કેદારો.

મુખડલાંના મ્હાડારે, રાજ નિત સાંભરેરે, કે રમતાં શામળીયાની સંગ;
મોરલીની ટેરરે, સંભળાવતારે, ક્હો કેમ કીધા વીસરે રંગ. સુ૦
મુખે મીટે મીટેરે, હરી મુખ હસતુંરે, કે તાળી લેતી હાથોહાથ;
હરીને જમાડીરે, અમો જમતાંરે, કરતાં વિંજણો કર લઇ હાથ. સુ૦
પાન બીડી વાળીરે, મેલતાં મૂખમાંરે, છબીલોજી છાંટતા તંબોળ;
શરદ સમાણીરે, રજની શોભતીરે, શશિયર સોળ કળાએ રસરોળ.* સુ૦
શિવ સનકાદિકનેરે, સ્વપ્ને નહીં આવ્યા હરીરે, તે હરી રમે અમારી સાથ;
એકવાર રમાડેરે, આંખ મીંચામણીરે, આંખડલી નચાવેરે નાથ. સુ૦
ક્હેવા સરખુંરે, કાંઇ કીધું નહીંરે, અમોને વળગાડ્યાં વૃક્ષની ડાળ;
નરસૈંયાનો સ્વામીરે, સખિ મુને ત્યાં મળ્યોરે, વહાલે મારે ઉતાર્યા ભવપાર. સુ૦

### પદ ૧૬૫ મું.

કઠણ થયા મોહન મથુરાં જઇ, કાગળ નવ લખ્યો કટકેરે-ટેક.
ગોકુળમાં સહુ વાત કરે છે, કાહાન કુબજાશું અટકયો રે. કઠણ૦
કુબજા કાળી ને અંગે કુબડી, શું કરતી હશે લટકો રે. કઠણ૦
ચતુર હોય તે ચિત્તમાં ચેતે, મુરખને શો ચટકો રે. કઠણ૦
નરસૈંયાચા પ્રભુ તમને ન ઘટે, નીચ સાથે શીદ ભટકો રે. કઠણ૦

### પદ ૧૬૬ મું-રાગ પ્રભાત.

આજની રાતની, વારતા શી કહું, સ્વપ્નમાં શામળા સંગ પરણી;
ચોરીમાં પરવરી, પાસ બેઠા હરી, બાઇ મારા કર્મની કોણ કરણી. આજની.
ચાર વેદે કરી, ચાર ફેરા ફરી, શ્રી હરીએ મારો હાથ ઝાલ્યો;
ધૃતતણા દીપક, મંડપ ચોરી રચી, આંગણે નંદ આનંદ માહાલ્યો. આજની.
થાળ કુમકુમ ભરી, મોડ મસ્તક ધરી, જશોમતી સાસુને પાય લાગી;
નરસૈંયાચા સ્વામીને, સંગ રમતી હતી, એટલે ઝબકીને હું રે જાગી. આજની.

* પાઠ. "શશીયર સોળ કળાએ સંપૂર્ણ."

### પદ ૧૬૭ મું.

લાડકવાયા લોકડિયાંરે, ચોરે ચડાવી પ્રીતલડી;
ક્યાંની હું ને ક્યાંનો કાનજી, સગપણની શી રીતલડી. લાડ૦
કોક કહે કાહ્નાનો તારા કાજે, મારગડે ઉભલો રેહે છેરે;
જોઉં ભલો તો ક્રોડ દીવાળી, તારું તો શૂં લે છેરે. લાડ૦
અનેક નારી એને ઈચ્છે છે, નથી બેઠો મૂજ સારુરે;
તે નરસૈંનો સ્વામી જોવા સરીખડો, વરઘોડો કીધો વારુરે. લાડ૦

### પદ ૧૬૮ મું.

જમના કાંઠે ઉભો સુંદર શામળો જો;
મીઠી મોરલીમાં મધુરી વેણુ વજાડતો જો.
ગોપી જમુનાજી ન્હાવાને નીસર્યાં જો;
ન્હાવા નીસર્યાં ને અંગનાં આભ્રણ વિસર્યાં જો.
ગોપી આકુળ વ્યાકુળ થઈ છે ઉતાવળી જો;
મ્હારા અંગનાં આભ્રણ કહોની સખી ક્યાં વળી જો.
વહાલે વનમાં વજાડી ઝીણી વાંસળી જો;
વાગી વાંસળી ને કોરી મારી પાંસળી જો.
મેહેતા નરસૈંના સ્વામીને વીનવૂં જો;
મારી ચૂંદડી આપો તો પાયે પડૂં જો.

### પદ ૧૬૯ મું-રાગ પ્રભાત.

પરણીને પારકે, હાથ શૂં ભાળવી, લજ્યા ન આવીરે કંથ તુજને;
અદ્યપી કોટિ અપરાધ હોય શામળા, મ્હેલ મન આંબળા રાખ મુજને. પર.
કર ગ્રહ્યો કહાનજી, કોય મૂકે નહીં, મન ધરી માવજી મયારે કીજે;
જેમ જેમ જામનિ, જાયરે જાદવા, તેમ તેમ પાતકી મંન ન રીઝે. પર.
સુંદરી સોળ સહસ્ર હરિ તાહરે, તેમાં એક અવર હું દાસ તારી;
નરસૈંયાના સ્વામી, જેમ ઘટે તેમ કરો, કરની ગોપાળ સંભાળ મારી. પર.

### પદ ૧૭૦ મું.

ઉભો રહેની ગોવાળિયા, તારી મોરલી મીઠી વાય;
અલ્યા છેલ છબીલા નંદનારે, તું ગીત મધુરાં ગાય. ઉભો૦

અમો સઘળી સહીઅર રીજશું, ત્યારે આપશું ગોરસ દાણ;
કહું છું કાનજી એટલુંરે, મારો પાલવડો મા તાણ. ઉભો૦
પાલવ મેલની પાતળારે, લોક સાથે* શાં લાડ;
કહું છું કાનજી તમનેરે, ખાશો મારા મુખલડાની ગાળ. ઉભો૦
કામણ ટુમણ તારી વેણુમાંરે, તારી આંખલડીમાં છે જંત્ર;
વશ કીધી વ્રજ નારીઓરે, તું ક્યાંનો શીખ્યો એ મંત્ર. ઉભો૦
તારું મુખ દીઠે સુખ ઉપજેરે, મારાં નયણાં શીતળ થાય;
નાચી દેખાડો નાથજીરે, માહરા તનના તાપ સમાય. ઉભો૦
પીળાં પીતાંબર પહેરીઆંરે, મોર મુગટ ધરીઓ શીશ;
વૃંદાવનની કુંજ ગલનમાંરે,† ચાલો રાસ રમીએ જુગદીશ. ઉભો૦
ગોપી સહુ ટોળે મળીરે, હીંડે છે મોડામોડ;
નરસૈંયાચા પ્રભુ પાતળારે, મારા ભવનાં બંધન છોડ. ઉભો૦

## પદ ૧૭૧ મું.

વાહાલા કહું છું કેવારની, પાલવડો મારો મેહેલ;
માથે મારું મહી તપે, ગોરસની હેલાહેલ;
સહીઅર સહુ વહી ગઇ, મને થાય ઘણી અવેર. વાહાલા૦
વાસના તારી ઘટઘટમાં, જેમ વાલમાં‡ પડ્યું તેલ;
તારી વાસનાનો મને પાસ લાગ્યો, જેમ બેહુકે ફૂલેલ. સહીઅર૦
તારે મારે પ્રીત બંધાણી, જેમ સૂતરની ફેલ;
લોકડા શોકડા વાત કરે, એમ બેહુનો થયો મેળ. સહીઅર૦
તું છેલ છબીલો, રૂપે રુડો, હું છબીલી છેલ;
નરસૈંયાચા પ્રભુ પાતળારે, તારા મનનો આંટો મેલ. સહીઅર૦

## પદ ૧૭૨ મું.

મેહેલો મન મોહન મારી મટુકી, મહીડું છળકાય;
ભિંજે મારી નવરંગ ચુંદડી, કાનજી લાગું તારે પાય—
પાલવ મૂકોની પાતળા.

* પાઠ. "પરનારી સાથે." † પાઠ "કુંજ ગલીમાંહેરે." ‡ કેશ.

મટુકી તે નારી નવ મૂકીએરે, મનથી કીધો એ વિચાર;
તુજને તે જાવા નહીં દીઉ, તુંછે પુટડીરે નાર.
નહીં મૂકુ તારી મટકી.
ફજેત થવાની આ વાતડીરે, કાનજી માંડી તેં આજ;
વ્રજમાં તે જાણશે નંદજી, કહો કેમ રહેશે લાજ. પાલવ.
લાજ જશે તો જશે લોકમાંરે, કોણ સંગ કરવો વેપાર;
કાનજીનું બોલ્યું ફરે નહીં, તારી મટુકીરે ઉતાર. નહીં.
કાનજી માનીએ મારું કીધુંરે, નડે છે લોકડીયાની લાજ;
અમ ઘેર કંથડો પીડશે, જીવને શોકડીઆનું શાલ. પાલવ.
મારે તારે બંધાણી પ્રીતડીરે, દધી વેચવા નીત આવ;
દાણ નહીં માંગું દોકડો, રુડું માંખણ તું લાવ. નહીં.
મટુકી તે મારી ફૂટશેરે, મહી જાશે રેલાઈ;
તારે હાથે એ આવે નહીં, છોડી દે કંસની દુવાઈ. પાલવ.
કંસ પાપીઓ શું કરેરે, મારીશ મથુરાને દ્વાર;
પણ દાણ નહીં મૂકું દોકડો, કોણ છે મને પૂછનાર. નહીં.
આવડી તે વાર નવ રોકીએરે, હરિ અળગા રે રહો;
દુરીજન લોકો નિંદશે, દુર રહી કહેવું હોય તે કહો. પાલવ.
દહાડી દહાડી દાણ ચોરતીરે, અબળા આવી હાથ આજ;
લાજ રાખુંરે શ્રીખુભાનનીરે, નથી આવતી કાં લાજ. નહીં.
સાસુ અમારી ખીજશેરે, નણદલ દેશેરે ગાળ;
વળગાઝુમી તમે ના કરોરે, તૂટશે નવસેરો હાર. પાલવ.
સાસુડી તારીને વારશુંરે, નણદલને દેઇશ જવાપ;
હાર અમુલક આપશું, તું ટાળને સંતાપ. નહીં.
દુઃખના દયાળ છો શ્રી નાથજીરે, સુખકું દો શ્યામ શરીર;
કરજોડી વીનવું શ્યામળા, છાના મંદિર આવો વ્રજના વીર. પાલવ.
મુખડે તારે મોહી રહ્યો છું, શરદ પુનેમનો ચંદ;
આંખલડી તારી અણીઆલડી, વાંકો કેડનો છે લંક. નહીં.
ધોરી બળદ જીણી વેલડીરે, કંઠે ઘાલી ઘુઘરમાળ;
બેસાડું તેમાં આવ રાધિકારે, હાંકું છું નંદનો ગોવાળ. નહીં.

નરસૈં મેહેતાની માગણી* રે, લ્યોને ચતુરસુજાણ;
ગોરસ કેરડાં શાં ગજાં, સોંપ્યાં તન મન પ્રાણ. પાલવ.

### પદ ૧૭૩ મું.

ગુણની વીધી રે, ગોપ ગાય દૂવે;
વીપરીત સ્નેહે, કાંઈ રાધા વલોવે. ૧
રાધાજીએ માધવજીનું, મુખડું જોયું;
ગોળીને વરાંસે, મહીડું ધર્યું ઢોળ્યું. ૨
ગોકુળ માંહે ગોવિંદ રાજા, રાધિકા રાણી;
દોહતાં દોહતાં ધેન, જાતી ન જાણી. ૩
સોળ સહસ સુંદરી મળી, અચરજ પામી;
ભક્તવત્સળ મળ્યો, નરસૈંનો સ્વામી. ૪

### પદ ૧૭૪ મું—રાગ પ્રભાત.

વહાલાજી જાગો તો એક વાત કહું, માહારો લાલ ગોવરધનધારીરે;
પ્રાત થયો મંદિર કેમ જાશું, મોહન મદન મોરારી રે. વહા૦
અમારા પતિનો સંગ તજીને, આવ્યાં શર્ણ તમારે રે;
આલિંગન દો ભીડીને ધાહું, જાવું છે ઘેર અમારે રે. વહા૦
તમ સાથે રમતાં રેણી વિહાણી, હજી નહીં પ્રેમે ધરાયાં રે;
નરસૈંયાનો સ્વામી ભલે મળીઓ, નારપણું ભલે પામ્યાં રે. વહા૦

### પદ ૧૭૫ મું—રાગ સામેરી.

ચાંદલાનો ચટકોરે રુડો, રાતડીયે સોહે રે;
પીતાંબર પટોળી પહેરી, એને તેજે ત્રિભુવન મોહે રે. ચાં૦ ૧
અંગ અનોપમ ભૂષણ ભારી, તહારી ગત નવ લહિએરે;
કસમસતી કાંચલડી ઉપર, હાર હુલાવી રહિયે રે.† ચાં૦ ૨
સર્વ શણગાર કરીને ચાલી, શામતણે રંગ રાતી રે;
નરસૈંયાચા સ્વામીને મળવા, નિશાયે એકલડી જાતી રે. ચાં૦ ૩

---

* પા૦. "વીનતિ રે" † પા૦. "હાર ફુલાવી લીજેરે"

## પદ ૧૭૬ મું.

ચુંદડીનો રંગ રુડોરે, કાનજી તહારી કાંબળીથી રૂડો;
જમલીરાખીને જોયાની જાદવરાય, બાહુડીયાં ઘલાએ ચૂડો. ચું૦ ૧
હું ગોરી તું શામળો, આપણુ શણગાર સજશુંરે;
મારગ જાતાં માણસ મળશે, જણુ જણુને પૂછશુંરે. ચું૦ ૨
એ પંતર કોય નવ જાણે, જુઓ નાથ વિચારીરે;
નરસૈંયાચોસ્વામી ભલે મળીયો, આવાગમનની ફેરી વારીરે. ચું૦ ૩

## પદ ૧૭૭ મું.

હુંને મહારા પિયુજીનું બોલ્યું ગમે;
મહારો વહાલો મુજથી અળગો ન રમે. ૧
નવજોબન ભર નાહુલીઓરે, નારી રૂપ સમે;
સંસાર માંહે સરખા સરીખું, જો પામીયે નિજકર્મે. હુંને૦ ૨
કોયક જપ તપ આચરેરે, કોયક દે સખી દાન;
અમારે જપતપ એહજ તીરથ, નંદકુંઅર વર કહાન. હુંને૦ ૩
જેને જે શું પ્રીત બંધાણી, તે દીઠા વના ન રહેવાય;
નરસૈંયાચા સ્વામી વના દાહડા, ક્ષણું વરસ સો થાય. હુંને૦ ૪

## પદ ૧૭૮ મું.

નેણુ લોભાણુા નાથશું, પાછા મેં ન વલાએરે;
નરખતાં નરખતાં બાઇજી, રુદયામાં ટાઢું થાએરે. નેણુ૦ ૧
દઇ આલિંગન રુદયામાં ભીડ્યો, શામળીયાને સંગેરે;
અધર અમૃત રસ પાન કરતાં, રજની વિતી રંગેરે. નેણુ૦ ૨
કુસુમે રચી સેજ સમારી, તાંહાં પાતલીયો રમતોરે;
નરસૈંયાચા સ્વામી ભલે પામી, પ્રેમ ધરીને મળતોરે. નેણુ૦ ૩

## પદ ૧૭૯ મું–રાગ પ્રભાત.

ઓરા આવ અળગો, એક વાત નાની કહું, તુજને જમ હૈડામાંહે હર્ષ પામે;
કામની કામ અભિલાખ કરી બોલતી, ભુર ગોવાલિયા માંહે શુંરે રમે.
નેણુ નીશાન, સનકારતી સુંદરી, નેણુ કટાક્ષ ગુણુ બાણુસી;
નવનવા રંગ કરી, દાખવું આપું અપૂરવ, તેડતી તારુણી પ્રેમે કરી.

ગોરસમાંહે, શો રસ ગોવાળીયા, અધુર અમ્રતરસ જોની ચાખો;
ચાખતાં ચાખતાં, પીયુષ પરહરે, તે વેળા તોરું મન સાખી.
સુરત્તસંગ્રામની, સાધના શીખવું, રીઝવું બહુપેરે ભાવ દાખી;
નરસૈંયાચો સ્વામી, ચરીત્ર કરી વાળવો, ભોળવ્યો ભુધરો અંગ આપી.

## પદ ૧૮૦ મું–રાગ ધનાશ્રી.

અંબોડલો મારા નાથનો ઝળકે, ટળકે ચિત અમારું રે;
નેણુ સલોણા શામળીયાપર, તન મન ધન તે વારું રે. ૧
કંદ્રપ કોટ સરીખો સુંદર, પુરુષ લક્ષણ બતીશે રે;
નવજોબન જાદવરાયજી, તે જેવો કોડ વરીસે રે. ૨
આંગડલે ઉભી હું મ્હારે, મ્હારી આગળ થઇ જાયે રે;
જીવન મ્હારા સામું જોયે, મનમાં મોદ ન માયે રે. ૩
સુંદરવરશું સ્નેહ ધરીને, રેણી રમીએ રાસ રે;
નરસૈંયાચો સ્વામી ભલે મળીયો, અબળાની પ્હોંતી આશ રે. ૪

## પદ ૧૮૧ મું.

અંબોડલે મારું મન મોહ્યું, જાણું અળગી ન થાઊં રે;
વદન નિહાળી વહાલા કેરું, કુલી અંગ ન માઊં રે. ૧
ઘરનાં કામ વિસાર્યાં મનથી, શામળિયા સંગે રાતી રે;
આખો દહાડો આનંદ ભરી હું, વહાલાના ગુણ ગાતી રે. ૨
શામળીયાને પ્રેમે ભરાણી, અવર કોયને નવ જાણું રે;
નરસૈંયાચો સ્વામી રસપૂરણ, અલવે ઉરપર આણું રે. ૩

## પદ ૧૮૨ મું.

આજ મ્હારે વહાલાજીએ સામું જોયું, હશી હશીને બોલાવી રે;
મનગમતો મેં મચકો કીધો, વહાલાજીને મન ભાવી રે. ૧
મંદિરમાંહે આવ્યો મ્હારો વહાલો, ઉજમ આણી હીંડુ રે;
સાન કરીને સામું જોયું, પિયુજીને કરજોડું રે. ૨
સેજ સમારું નાના વિધની, પિયુજીને ત્યાં પધરાવું રે;
સાંઇડુ લીધું સંગમ રમતાં, રેણી રંગે મહલાવું રે. ૩

કંઠે બાહુડલીવાળી મ્હારે વહાલે, પ્રેમે ચુંબન દીધુંરે;
નરસૈંયાચા સ્વામી સંગ રમતાં, સુરત સમે સુખ લીધુંરે. ૪

### પદ ૧૮૨ મું–રાગ કેદારો.

સુખનો સાગર મ્હારો વહાલો, આનંદે ઉરપર મ્હાલ્યો રે. સુખ૦ ટેક.
રખે એ ઉરથી અળગો થાયે, જાણું વીલસું ચારે જામ રે;
અનેક હાવ ને ભાવ કરીને, પૂરણ કીજે કામ રે. સુખ૦ ૧
ધન ધન થાયે આ રજની રુડી, ધનધન થાયે શણગાર રે;
ભણે નરસૈંયો ધન એ વહાલો, ધન ધન કરતો વેહાર રે. સુખ૦ ૨

### પદ ૧૮૩ મું–રાગ કેદારો.

અંતર ટાળીને ઉરપર લીધો, ભાવે ભજતાં મનોરથ સીઝયો. અં૦ ટેક.
કંદ્રપ કોટ સરખો સુંદર, મોહી રહી મુખ જોતાં રે;
પ્રગટ પયોધર કશણુ કશીને, ભાવે ભેટ કરંતાં રે. અં૦ ૧
રીઝવીયા સેજડીયે શામને, વહાલાને વશ કીધો રે;
ભણે નરસૈંયો રજની સઘળી, જોબન લહાવો લીધો રે. અં૦ ૨

### પદ ૧૮૪ મું.

આ જોરે બાઇ નહાનડીયો, નીતનીત એમ કરતો રે;
વારું તો માને નહીં મારું, મુખ જોઇને નેણ ભરતો રે. ૧
ગોરસની ગોળી ઢોળી, મ્હારું મહિ મંદિરમાં ચાલ્યું રે;
આડો આવી શામળીયે મ્હારું, અલવે અંબરજ ઝાલ્યું રે. ૨
મરકલડે હું મોહી રહી, વીસરીયાં ઘર કાજ રે;
ભણે નરસૈંયો મનમાં ન આણે, કંસતણું એ રાજ રે. ૩

### પદ ૧૮૫ મું.

મીઠડા બોલા મોહનજી, તમો માખણ સાકર લીજે રે;
દુધ કઢ્યું આણીને આપું, ઘુંટડે ઘુંટડે પીજે રે. ૧
શાલ દાલ ઘૃત તરતનું તાવ્યું, કુંવર કોળીયા ભરીયે રે;
ગોવાળીયાને સાથે આતાં, પુત્ર પછે જઇ રમીએ રે. ૨
પલવટવાળો સુખડલી આપું, જે તહારે મન આવે રે;
નરસૈંયાચો સ્વામીતોતળો, તોતળું માતા માંડ બોલાવે રે. ૩

### પદ ૧૮૬ મું.

ધન ધન દાહાડો આજુનો, જીવન મુજ ઘેર આવ્યા રે;*
સરવસ વારુ વારણે, ગોવિંદજી મન સોહાવ્યા રે. ૧
કાને કુંડળ ઝળહળે, મુખ મરકલડો કીધો રે;
મોહી રહી મુખ નિરખંતાં, મેં આનંદે ઉર લીધો રે. ૨
દીવડીયો અજુવાળીયો, હું ગાઊં મંગળ ગીત રે;
નેણુ સલોણાં શામળિયાશું, બંધાણી મહારે પ્રીત રે. ૩
સાસુ નણદી નાટક જોતાં, તે તો અળગાં કીધાં રે;
નરસૈંયાચો સ્વામિ રંગભરી રમતાં, વાંછિત કારજ સીધાં રે. ૪

### પદ ૧૮૭ મું.

અંબોડલો વાળીને જોએ, મરકલડો કરે પિયુ મન મોહે; અં૦ ટેક.
વ્હાલે ઉરપે લઈ અંતર ટાળી, વહાલાને સંગ ભરતી;
સુરત સમાગમ શામળીયાશું, મનના મનોરથ કરતી. અં૦ ૧
સુખસાગર શામળીયો પામી, કરતી વિવિધ વિહાર;
ભણે નરસૈંયો અળગો ન મેલું, મહારો પ્રાણ આધાર. અં૦ ૨

### પદ ૧૮૮ મું-રાગ પ્રભાતી.

ભલેરે ભગવાન પ્રગટયા, અમારે કાજે;
આટલા દહાડા છાંના રહ્યાતા, મુનીવરની લાજે. ભ૦ ૧
ગોકળીયામાં કોટિક નારી, શણગાર સાજે;
ચાલેરે ગજગતિ ચાલે, પાયે નેપૂર વાજે. ભ૦ ૨
અહેવા માનશપે રહેવું, તને ન રાજે;
કામરસ ભોગ ભોગવ્યા, નીશાનાં વાજે. ભ૦ ૩
નારીરૂપે જુગત મોહે, લિલા સમ વાદે;
નરસૈંયો ભવસાગર ઝીલે, પ્રેમની પાજે. ભ૦ ૪

### પદ ૧૮૯ મું-રાગ પ્રભાતી.

આજ તો દીવાળી જસોદાયે જીવન જાયો;†
કશનો વડારણ પેલો, કાનુડો આયો.‡ આ૦ ૧

* પાઠ. "ગોવિંદજી ઘેર૦" † પાઠ. "જસોદાએ જાદવ જાયો." ‡ આવ્યો.

કેશર કેરાં છાંટણાં છાંટ્યાં, પરસાલ ધોળી;
પેર્યાં રે પીતાંબર અંબર, ચરણા ને ચોળી. આ૦ ૨
મોતી કેરાં તોરણ બાંધ્યાં, માનની મંગળ ગાયે;
ફુલીરે વ્રજ સુંદરી હૈડે, હરખ ન માયે. આ૦ ૩
જમનામાં પેસીને વહાલે, નાથ્યોરે કાલી;
નરસૈંયાચા સ્વામી પધારે, ત્યાં નિત્ય દીવાળી. આ૦ ૪

### પદ ૧૯૦ મું-રાગ આશાવરી.

અળગો ન કરું એહને ઉરથી, શામલિયાને સજની રે;
મનગમતો શણગાર કરીને, રંગ ભરી રમશું રજની રે. અળ૦ ૧
ઓ પટોળી પહેરું મનગમતી, ચોળી નાના ભાતી રે;
હૈયે હરખ ન માયે માહરે, ફુરતી રસાળી વાહતી રે. અળ૦ ૨
સુરત્ત સમાગમે જેમ પીઉ રીઝે, અંતર મહાલી રહેશું રે;
નરસૈંયાચા સ્વામીચે સંગમ, ભાવ ધરીને ભજશું રે. અળ૦ ૩

### પદ ૧૯૧ મું-રાગ ધનાશ્રી.

આજના દિનનાં ભામણાં લઉં, શામળીયો ઘેર આવ્યો રે;
શ્રી વત્સલાંછન ઓપે જાતે, મસ્તક મુગટ સોહાવ્યો રે. ૧
કાને કુંડળ ઝળહળે, અધુર પ્રવાલે રંગ રાતા રે;
પીતાંબર પેહેર્યું શ્યામ અંગે,* જેને જોવા મુનીજન ધાતા રે.† ૨
નાનાવિધનાં અન્ન નીપાવ્યાં, આરોગ્યા જગદીશ રે;
પ્રેમ ધરી નરખું મન હરખું, વાળી વાળી નામી શિશ રે. ૩
નિર્મળ જ્યોતિ પ્રગટ થઇ દીવડા, દીસે થયું અજુવાળું રે;
બ્રહ્માદિકને સ્વપ્ને દુર્લભ, તે સંગમ રસ મહાલું રે. ૪
સન્મુખ થઇને સાંઇડું લીધું, તનનો તાપ નિવારી રે;
નરસૈંયાચા સ્વામિશું રમતાં, ધન ભૂતળ દેહ ધારી રે. ૫

### પદ ૧૯૨ મું-રાગ ધનાશ્રી.

ક્ષણું આંગણે ક્ષણું મંદિરમાહે, ક્ષણું ક્ષણું આવું દ્વાર રે;
મગન થઇ હુંને કાંઇ નવિ સુઝે, મોહી રહી નંદકુમાર રે. ૧

* પા૦ "પીતાંબર પહેર્યું પીત અંગે." બીજો પા૦-"પીતાંબર લીલાંબર શોભીત અંગે."
† પા૦ "જેને મહા મુનીજન૦"

આવંતો વહાલો ઉરપર લઇને, ભુજબળે ભીડું નાથ રે;
મંદરિયામે પધરાવ્યો પ્રેમે, ઘાલી ગળામાં હાથ રે. ૨
ધનરે મંદર મહારું સુંદર, ધનરે રેણી રસાળ રે;
કંદ્રપ કોટ સરીખા નટવર, હું કરતી કેલી વિશાળ રે. ૩
ઉરપર રાખી રહી હરી હું, સેજડીએ વાધ્યો રંગ રે;
એ સુખ મેં કોને કહેવાયે, અમી ઠરીયો અંગો અંગ રે. ૪
નેણેનેણ મેળવતાં મહારે, વાધી રંગની રેલ રે;
નરસૈંયાચો સ્વામી રસપૂરણ, મોહન મોહનવેલ રે. ૫

## પદ ૧૯૩ મું–રાગ ધનાશ્રી.

અંબોઉ મહારા વહાલાજીનો સોહે, જોતાં તૃપ્ત ન થઇએ રે;
જોડે જમતાં વાત કરીને, વહાલો ઉરપર ધરીએ રે. ૧
મહારું મન તો મોહન સાથે, મંદરમાં ન જવાય રે;
જે જાણો તે કહોરે હુને, વહાલા વિના કિમ રહેવાય રે. ૨
સાસુ નણુદી કુટુંબ સહુ કોય, નીતનીત ઉઠી લવતાં રે;
નરસૈંયાચો સ્વામી મારો જીવન, કરશે મનનાં ગમતાં રે. ૩

## પદ ૧૯૪ મું–રાગ ધનાશ્રી.

આજનો દિન સોહામણો, સોહાગણ કીધી વહાલે રે;
દુધે વુઠ્યા મેહુલા, મંદરમાં મોહન મહાલે રે. ૧
આગળ ઉભી વાયરું કરું, મહારા મનમાં હરખી રે;
કુલી અંગે ભોજન કરતાં, સુંદરવરને નરખી રે. ૨
મરકડલો કરી સણગટવાળું, સુંદર સેજ સમારું રે;
મહારા પ્રાણજીવનને પ્રેમે, મહારા ઉરપર ધારું રે. ૩
વહાલા સાથે તાળી દેતાં, ખળકે કંકણ ચૂડી રે;
નરસૈંયાચા સ્વામીને સંગમ, રમશું રેણી રૂડી રે. ૪

## પદ ૧૯૫ મું–રાગ ધનાશ્રી.

આજ મહારે સંગમ મંદર માંહે, દીવડીયો અજુવાળું રે;
નંદકુંવરને સાંઇડું દઇને, સુંદર વદન નિહાળું રે. ૧

પુલડે પાગર ભરાવું શેરીએ, સહીયર સાથ તેડાવું રે;
મંદરદ્વારે રાખી વહાલો, મુક્તાથાળે વધાવું રે. ૨
સોવ્રણપાટ ઢળાવી વહાલો, હું ત્યાં લઇ બેસારું રે;
નાના વિધનાં અંન અનોપમ, ભાવે ભોજન કરાવું રે. ૩
આગળ અગર ઉવેખી મેહલું, ચુવા ચંદન સાર રે;
ભણે નરસૈંયો મંગળ ગાઉં, પામી પ્રાણ આધાર રે. ૪

પદ ૧૯૬ મું-રાગ ધનાશ્રી.

દુર્જિન કેરું કાંઈ ન ચાલે, હું મલપતી મહાલું રે;
તન મન મહારું વારી વારી, ઉરવરથી હું નવ ટાળું રે. ૧
સણગટડા હું શાને રાખું, પ્રીત બંધાણી પિયુશું રે;
મહારો પ્રાણજીવન પાતળીયો, આનંદે અનુભવશું રે. ૨
કંઠે વિલાગી કહાનજીશું, વાત રસાળી કરશું રે;
ભણે નરસૈંયો સુખની લેહેરે, ભુજબળ ભીડી રહેશું રે. ૩

પદ ૧૯૭ મું.-રાગ ધનાશ્રી

આજનો દિન રળીયામણો ને રળીયામણું મંદિર મહારું રે;
સુંદરવર શામળીયો આવે, મનના મનોરથ સારું રે. ૧
આગળ આવી અગર ઉવેખું, મોતીએ ચોક પુરાવું રે;
વિધવિધનાં હું દાન દઇને, કુસુમે નાથ વધાવું રે.* ૨
ક્ષીર ખાંડ ઘૃત મોદક મુખમાં, મહેલંતાં મન હરખું રે;
સુંદર મુખ સોહામણું, વાળી વાળી નરખું રે. ૩
સુંદર બીડી મુખમાં મેહલી, ઢાળું વહાલાજીને વાય રે;
નરસૈંયાચો સ્વામી પ્રેમે પોઢયો, હૈયે હરખ ન માય રે.† ૪

પદ ૧૯૮ મું.-રાગ ધનાશ્રી

મનમાં હરખ ન માય મ્હારે, તૃપ્તિ ન પામું જોતી રે;
શામળીયાને સંગમ રમવા, શણગારે સોહંતી રે. ૧
પટોળી પહેરી નવરંગી, પાયે નેપુર ધ્વની‡ થાય રે;
નીલવટ ટિલડી નેણ સમારી, નરખું દરપણ માંહે રે. ૨

* પા૦ "વિધવિધના હું દોના દાખા, નટવર નાચ નચાવું રે." † પા૦ "પ્રેમે ચાંપું પાય રે."
‡ ધ્વનિ.

ધન ધનરે આ જોબન મ્હારું, નંદકુંવર ઉર ધરશું રે;
આલિંગન આપીને અંગે, ભુજબળે ભીડી રમશું રે. ૩
લટકંતી લેહેકંતી શામા, શામળીયા સેજે આવી રે;
નરસૈંયાચો સ્વામી રસમાં રંગ્યો, ભજતાં ભામની ભાવી રે. ૪

પદ ૧૯૯ મું–રાગ ધનાશ્રી.

હું સફરાણી કીધી મ્હારે વહાલે, પ્રેમે સામું જોયું રે;*
મરકલડો દેખી મોહનનો, તાંહાં મ્હારું મન મોહ્યું રે. ૧
સરવસ સાંપી ઉરવર આણું, ક્ષણું અળગો નવ રાખું રે;
માખણુ સાકર મુખમાં મહેલી, વન્યે† વચન મુખ ભાખું રે. ૨
હાર કુસુમના ગુંથી કરશું, વહાલા કંઠે ઘાલું રે;
શોભંતો દેખી શામળીયો, ઘડીએ ઘડીએ નિહાળું રે. ૩
ચુવા ચંદન ચરચું અંગે, સોવણુપાટ બેસારી રે;
નરસૈંયાચા સ્વામીને સંગમ, મનના મનોરથ સારી રે. ૪

પદ ૨૦૦ મું–રાગ ધનાશ્રી.

સરવસ વારુ વારણે, શામળીયે સામું જોયું રે;
મરકલડો ક્યોં મ્હારે વહાલે, મ્હારું મનડું મોહ્યું રે. ૧
દીવાળીરે દીવાળી જો, નંદકુંવર ઘર આવ્યો રે;
સોવણુપાટ બેસારી વહાલો, મોતીડે લઈ વધાવ્યો રે. ૨
ધન ધન દહાડો આજનો, સહીયર સહુ તેડાવું રે;
કુંકુમ રોળ કરી મંદરમાં, મંગળ ગાન કરાવું રે. ૩
સથરુ દહીં જામ્યું અતિ સુંદર, માખણુ સાકર સાથે રે;
નરસૈંયાચા સ્વામી ઘોળી ઘોળી, મુખમાંહે મેહલે હાથે રે. ૪

પદ ૨૦૧ મું–રાગ ધનાશ્રી.

અણીયાળાં લોચન વહાલાજીનાં, માંહે રાતડલી રેખરે;
જો મન માને તહારું રાજી મુજનું, ઓલવડે સ્હી પેખરે. ૧
અવલોક્તાં ઊતાવળાંરે, જમ બાણુ છૂટેરે;
એક આશ્ચર્ય કહું સુણુરે સજની, તન સાલે ઘટ પીડેરે. ૨

* રાસ સહસપદીના ૫૦ મા પદની પ્રથમ ટુકની અડધી આને મળતી છે. † વિનય.

એક ઉપાય કર્‌ું સુણ બેહેની, જેમ ભાંગે અંગે પીડરે;
નરસૈંયાચા સ્વામીને મળીને, રુદયા સરસો ભીડરે. ૩

પદ ૨૦૨ મું–રાગ ધનાશ્રી.

અમ ઘેર આવે મ્હારો વહાલો, મોતીડે ચોક પુરાવુંરે;
ધસમસતી જઈ રુદયા ભીડું, હરખે હાર પેહેરાવુંરે. ૧
જે જે ભાવે મ્હારા પિયુને, તે તે ભોજન નીપાઉંરે;
આનંદે આરોગે મ્હારો વહાલો, હું માતી મંગળ ગાઉંરે. ૨
સકળ સીંગાર સજું હું અંગે, સુંદર સેજ સમારુંરે;
નરસૈંયાચા સ્વામીના ઉરપર, હું તનમનધન તહાં વારુંરે. ૩

પદ ૨૦૩ મું–રાગ ધનાશ્રી.

આજ સખી આલિંગન લીધું, શામળીયે ઘેર આવી રે;
મેં મારું તન મન ધન વાર્યું, વ્રેહ તાપ સમાવી રે. ૧
મનગમતો મેં મચકો કીધો, મ્હારા વહાલાને ભાવી રે;
રેણી રંગભરી મ્હારા પિયુને, ભજીયો ભાવ જણાવી રે. ૨
ઉર ઉપર અમીરસ ઠરીયાં, વહાલે કીધું મનગમતું રે;
નરસૈંયાચા સ્વામીચે સંગમ, રસમાં વેહેણું વીતું રે. ૩

પદ ૨૦૪ મું–રાગ ધનાશ્રી.

આજ સખી આનંદ ન માયે, વહાલોજી પ્રેમે પધાર્યા રે;
મેં હળવે આલિંગન લીધું, મ્હારા ઉરવર સોહાવ્યા રે. ૧
સુંદર મુખ સોહામણું, જોતાં તૃપ્ત ન થાઉં રે;
વહાલે ઉરવર વળીવળી જોતો, વારણે હું જાઉં રે. ૨
રેણી રંગે રમતાં વિહાણી, મનમાં મોદ ન માય રે;
નરસૈંયાચો સ્વામી મંદર મ્હાલે, ક્ષણું અળગો ન થાય રે. ૩

પદ ૨૦૫ મું–રાગ ધનાશ્રી.

આનંદે અનુભવિયે વહાલો, દુરીજનનો ભય ટાળી રે;
આઠે પહોર ન મેલું અળગો, કંઠે બાહુડલી વાળી રે. ૧
ક્ષણુ એક અળગી મેં ન રહેવાયે, પ્રગટ પ્રીત બંધાણી રે;
સરવસ સોંપી શામળીયાને, વિલસું તે ઉરવર આણી રે. ૨

જ્યાં લગી વહાલો સામું જોતો, ત્યાં લગી જોબન જાળવતી રે;
નારસૈંયાચા સ્વામીચે સંગમ, મહારસ માંહે મહાલંતી રે. ૩

પદ ૨૦૬ મું-રાગ ધનાશ્રી.

અમારે ઉલટ વાધ્યો અંગે, શામળીયાને સંગે રે;
ધસમસતો મોહનજી આવ્યો, ભીડ્યો અંગોઅંગે રે. ૧
મસ્તકે મોળીયું મનોહર દીસે, કાને કુંડળ ઝળકે રે;
વાંસલડી વાહે મ્હારો વ્હાલો, વનમાળા ઉર લેંહકે રે. ૨
શી શોભા કહું તે વેળાની, હું મોહી મુખડું જોતી રે;
ભણે નરસૈંયો સુખ પામી હું, માખણ મુખમાં ધરતી રે. ૩

પદ ૨૦૭ મું.-રાગ ધનાશ્રી

આંગણુલે આવી શામળીયો, વેણુ મધુરી વાહાતો રે;
વાળી વાળી કરું વારણાં, અમથી અળગો ન થાતો રે. ૧
નિશદિન જાણે નંદકુંવરને, મ્હારા ઉરપર રાખું રે;
કંઠે બાહુલડી વાળી વહાલે, અધુર સુધારસ ચાખું રે. ૨
દુધ કઢી કઢી વહાલા કાજે, માંહે સાકર ભેળું રે;
નારસૈંયાચો સ્વામી આરોગે, આરત મ્હારી મેળું રે. ૩

પદ ૨૦૮ મું-રાગ ધનાશ્રી.

ગેલ કરંતો ધેન સંઘાતે, આવે વાંસલડી વહાતો રે;
ગોકુળ (ની) નારીનું ઉર ભૂષણ, માહુવો મન સોહતો રે. ૧
મંગળ ગાતી માનની આવે, મનમાં મોદ ન માય રે;
વદન સકોમળ શામળીયાનું, જોતાં તૃપ્ત ન થાય રે. ૨
માત જશોદા કુંવરને લઈ, મુક્તાથાળે વધાવે રે;
ભણે નારસૈંયો ભામણલાં લઈ, મંદર માંહે પધરાવે રે. ૩

પદ ૨૦૯ મું-રાગ ધનાશ્રી.

બંસ મધુરો વાહે વહાલો, મંદિરમાં કેમ રહીયે રે;
સાંજ સમે આવંતો સજની, નેણ સફળ કરી ઠરીયે રે. ૧
મોર મુગટ કુંડળ ઝળકંતાં, મીઠાં* મીઠડાં કીજે રે;
એકલડો આવે આંગણુલે, હળવે ઉરપર લીજે રે. ૨

* પા૦ 'મુખનાં'.

ગોવાળાની ટોળીમાંહે, ઘેન બોલાવે ધોળી રે;
ભણે નરસૈંયો એ વહાલાપર, વારું ગોરસ ગોળી રે. ૩

### પદ ૨૧૦ મું–રાગ ધનાશ્રી.

લોચન અબળાનાં આધાર, મેં જોઉં વારંવારે રે;
દાણ મશે આવીને વહાલો, ઉરવર* મહારું નિહાળે રે. ૧
મહારા મનમાં મોહ ભરાણી, જેમ કહાનજી લઇ કર ઝાલે રે;
હસી હસી ભુજમાં ભીડી મુજને, કંઠે બાહુડલી ઘાલે રે. ૨
મહીની ગોળી મસ્તકે લઇને, હળવે હળવે જાઉં રે;
નારસૈંયાચા સ્વામી(ની)મહા સંગે મળતાં, જોતી તૃપ્ત ન થાઉં રે. ૩

### પદ ૨૧૧ મું–રાગ ધનાશ્રી.

લોચન શામળીયાનાં સજની, હું નિરખું વારંવાર રે;
અંગોઅંગે આનંદ વાધ્યો, જો આવે નંદકુમાર રે. ૧
આરત જાણી આંગણુલે આવ્યો, મહારો પ્રાણ આધાર રે;
મેં ઉઠી રુદયામાં ભીડો, સુંદર (વર) સુકુમાર રે. ૨
મંદરમાં પધરાવી વહાલો, મોતીએ ચોક પુરાવું રે;
નારસૈંયાચા સ્વામીનું મુખ જોતાં, વાળી વાળી વધાવું રે. ૩

### પદ ૨૧૨ મું–રાગ ધનાશ્રી.

નેણ સલુણાં શામળીયાનાં, સજની ઉરવર દીજે રે;
મનમાન્યું તમ માહુલે વહાલો, આપણ રંગ રમીજે રે. ૧
કરતી મનોરથ મંદર માંહે, જાણું જીવન જોઇયે રે;
પ્રેમ ધરીને પાતળીયાશું, અંતર ટાળી મળીયે રે. ૨
સરવસ વારું સંગમ કરતાં, કંઠે વિલાગી રહીયે રે;
નારસૈંયાચા સ્વામીશું રમતાં, તે સુખ કહેને કહીયે રે. ૩

### પદ ૨૧૩ મું–રાગ ધનાશ્રી.

કામણ કીધું શામળડાયે, મંદરમાં ન રહેવાય રે;
રાત દિવસ આરત રહે મનમાં, દીઠા વના ન સોવાય રે. ૧

*છાતી-સ્તન.

જળ જમુનાં મશે જોવા જઈએ, નંદકુંવર રઢીયાળો રે;
અમ દેખીને વેણુ વજાડે, કરે નેણુનો ચાળો રે. ૨
અંગોઅંગે આનંદ વાધે, જો વહાલો ઉર ધરીયે રે;
ભણે નારસૈંયો દુરિજનનો ભે, મનથી કાઢી ઠરીયે રે. ૩

પદ ૨૧૪ મું–રાગ ધનાશ્રી.

હું આંગણુલે ઉભી હુતી, વહાલો વહાતો વાંસે વળી આવ્યો રે;
હું પુલી રહી વદન જોતાં, મંદરમાં પધરાવ્યો રે. ૧
જે જે મહારા મનમાં હુતું, મેં તે ભોજન દીધાં રે;
સારી પેઠે શામળીયો આરોગે, મનવાંચ્છિત ફળ લીધાં રે. ૨
કુસુમ લઈને સેજ સમારું, સફળ કરું શણુગાર રે;
નારસૈંયાચો સ્વામી ઉરપર રાખી, રસમાં કરું વિહાર રે. ૩

પદ ૨૧૫ મું–રાગ ધનાશ્રી.

મુખ જોતાં શામળીયા કેરું, માયલે અંગે આનંદ વાધ્યો રે;
સન્મુખ થઈને સુંદરવરને, માયલા ઉરપર લાધ્યો રે. ૧
મંદરમાં પધરાવ્યો પ્રેમે, હરખી મંગળ ગાઉં રે;
માયલા વહાલાજી ઉપર, વારી વારી જાઉં રે. ૨
મનગમતો શણુગાર કરીને, સુંદર સેજ સમારું રે;
નારસૈંયાચા સ્વામીશું રમતાં, ધનધન જોબન મહારું રે. ૩

પદ ૨૧૬ મું–રાગ ધનાશ્રી.

દીવાળી આવી રે મહારે, દુધે મેહ વુઠાં રે;
નંદકુંવરને ઉરવર રાખ્યા, શું કસ્શે દુરિજન રુઠાં રે. ૧
સણુગટડો હું શાને રાખું, મારે શામળીયાશું મનમાન્યું રે;
પ્રેમ હોય તો પ્રગટ જણાવે, તે તો ન રહે છાનું રે. ૨
મારગડે જાતાં મોરી બેની, પ્રીત બંધાણી હરીશું રે;
નારસૈંયાચા સ્વામીશું રમતાં, ગમતી ગોઠડી કરીશું રે*. ૩

પદ ૨૧૭ મું–રાગ ધનાશ્રી.

દીવાળી શામળીયો પામી, મોરે હૈયે હરખ ન માય રે;
ભામણુડાં લઈ ભેટી વહાલો, ભીડ્યો રુદયામાંય રે. ૧

* મૂળ પાઠ 'હરશું' અને 'કરશું' છે. હરશું એટલે શિવ સાથે એવો અર્થ થવાથી પાઠ ફેરવ્યો છે.

નાના વિધનાં વહાલા કારણ, ભાવે ભોજન નિપાઉં રે;
સથરુ દહીં લઇ આગળ મેલું, ફુલી અંગ ન સમાઉં રે. ૨
સકળ શણગાર સજીને અંગે, કરશું મનનાં ગમતાં રે;
નારસૈંયાચો સ્વામી ભોગવતાં, હિંડે દુરિજન લવતાં રે. ૩

### પદ ૨૧૮ મું–રાગ ધનાશ્રી.

ધન ધન દિવાળી મહારે આજ મુખ શામળીયાનું નિહાળું રે;
મનગમતો હું મચકો કરીને, માયલો મોહન મહાલું રે. ૧
મોતીએ ચોક પુરાવું મંદર, સોવ્રણપાટ ઢલાવું રે;
વહાલે ઉરવર સરવસ વારી, મંગળ ગાન કરાવું રે. ૨
જમજમ રીઝે માયલો વહાલો, તમતમ ભાવ જણાવું રે;
નારસૈંયાચા સ્વામીચે સંગમ, રમતાં રુડી ભાવું રે. ૩

### પદ ૨૧૯ મું–રાગ ધનાશ્રી.

દીવાળી નીત્ય દીવાળી, જો નંદકુંવર વર વરીયો રે;
હું આનંદી અળગો ન કરું, જઈ મેં ઉરવર ધરીયો રે. ૧
સહીયર સઘળી દેખંતાં, હું મલપતડી પિયુ મહાલું રે;
સુંદર મુખ શામળીયાકેરુ, વારી વારી નિહાળું રે. ૨
લજ્જા મેલી કુટુંબ સહુની, નણદી મહેલી લવતી રે;
ભણે નરસૈંયો ભરજોબનમાં, મોહનરસમાં માતી રે. ૩

### પદ ૨૨૦ મું–રાગ ધનાશ્રી.

દીવાળી દીવાળી રે, વહાલે હસી કર દીધી તાળી રે;
સોવ્રણપાટ(લે) બેસારી વહાલો, હું રહી વદન નિહાળી રે. ૧
આગળ અગર ઉવેખી મહેલાં, પેરપેરનાં પકવાન રે;
મુખમાંહે મહેલતાં હું ફુલી, પામી પરમ નિધાન રે. ૨
ચુવા ચંદન અંગે અરચી, ધરું કુસુમના હાર રે;
નરસૈંયાચો સ્વામી ઉરપર રાખી, રેણી કરું વિહાર રે. ૩

### પદ ૨૨૧ મું–રાગ ધનાશ્રી.

કુંકુમ પગલાં પ્રાણજીવનનાં, નિરખી મંગળ ગાઉં રે;
મંદરમાં મહાલંતો મોહન, ફુલી અંગે ન માઉં રે. ૧

ધન ધન દહાડો આજ સખી રે, જો જીવન સામું જોવે રે;
નિશદિન જાણું શામળિયો, મહારા ઉરપર સોહે રે. ૨
જે જે મારા મનમાં આવે, તે તે ભોજન કરાવું રે;
નરસૈંયાચા સ્વામીની સેજે, માન તજીને આવું રે. ૩

પદ ૨૨૨ મું-રાગ ધનાશ્રી.

શામળીયો તે મહારો મોહન, વનથી આવે વહાલો રે;
આગળ ધેન ગોવાલા માંહે, વાહે વેણુ રસાળો રે. ૧
વનમાળા વૈજંતી ઉરપર, વનની ધાતુ રોહાવે રે;
નેણે નેણ ભેળું બાઈરિ, વ્રેહ તાપ સમાવે રે. ૨
પિતાંબર અંબર ઓપંતું, મુખે વેણુતણી ધૂન થાય રે;
ભણે નરસૈંયો શું કહું શોભા, ગેલ કરંતો ગાય રે. ૩

પદ ૨૨૩ મું-રાગ ધનાશ્રી.

આ જોરે આ વનથી વહાલો, વેણુ મધુરી વાહે રે;
ગોવાળાની ટોળી માંહે, આગળ ધેન સોહાયે રે. ૧
સાંજસમે શામળીયો શોભે, વનમાળા ઉર લળકે રે;
પિતાંબરની પલવટવાળી, કાને કુંડળ ઝળકે રે. ૨
સુંદર મુખ સોહામણું, જોઈ જોઈને વળી જોઇએ રે;
નરસૈંયાચો સ્વામી જુવતી જીવન, ઉરપર રાખી રહીયે રે. ૩

પદ ૨૨૪ મું-રાગ ધનાશ્રી.

મોહ લાગ્યો હુંને મોહ લાગ્યો, નિરખંતાં નંદકુમાર રે;
મહી મશે મારગમાં જાતાં, નંદતણે ઘેર દ્વાર રે. ૧
શી પેરે એહને મળીજે, દોહલો લોક વહેવાર રે;
સાન કરીને સ્નેહ જણાવે, સુંદર નેણ વિશાળ રે. ૨
કોય લીલાએ કરી અવતરીયો, કોય ન જાણે પાર રે;
નરસૈંયાચા સ્વામી મુખ દીઠે, વિસાર્યાં પતિ પરીવાર રે. ૩

પદ ૨૨૫ મું-રાગ ધનાશ્રી.

મરકલડો કરીને શું હસો છો, વાત તમારી જાણી રે;
મનમાન્યા પાખે મારા વહાલા, પ્રીત ન હોય પરાણી રે. ૧

તમો આધા આધા આવો છો, જાણો છો જે સાહુ* રે;
નાના ભાવ કરો અમ દેખીને, વાહી કોહેની ન જાણી રે. ૨
નીત એણે મારગડે આવું, તે વાધા ક્હોના ન જાઓ રે;
દાણ મશે મ્હારો પાલવ સાહ્યો, છમકલડે તે વાહ્યો રે. ૩
અમો સુંદરી કોયને વશ ન આવું, જો કરો ક્રોડ ઉપાય રે;
નરસૈંયાચા સ્વામીનું મુખ દીઠે, સર્વે દુઃખ વિસરી જાય રે. ૪

પદ ૨૨૬ મું–રાગ ધનાશ્રી.

અમારે તમશું પ્રીત બંધાણી, દીઠા વના ન સોહાયે રે;
એકવાર આખા દિવસમાં, શે ન આવો ઘેર મ્હારે રે. ૧
સકળ શણગાર કરી હું નિહાળું, જાણું જીવન આવે રે;
પ્રેમ ધરીને રુદયાશું ભીડું, શામળીયો ઉર સોહાવે રે. ૨
નેહ ઘણો મળવાને મોહનશું, પણ મનમાં જાણી રહીયે રે;
નરસૈંયાચા સ્વામી વ્હેલા પધારો, આપણ રજની રમીયે રે. ૩

પદ ૨૨૭ મું–રાગ ધનાશ્રી.

કેમ કરીયે ને કેમ ટળીયે, મનમાન્યું મોહન સાથે રે;
જાળજમુનાં ભરવાને ચાલી, શામળીયે સાહી હાથે રે. ૧
મરકલડો કરી હુને વહાલે, ભીડી અંગો અંગે રે;
ભૂલી રહી ભુવન કેમ જઈયે, મોહી રહી પિયુ સંગે રે. ૨
સાસુ નણંદ છે નસકારી, તેના ઉત્તર સહીયે રે,
નરસૈંયાચો સ્વામી કામણગારો, ઉરપર રાખી રહીયે રે. ૩

પદ ૨૨૮ મું–રાગ ધનાશ્રી.

†અસુર સહુવારાં જાતાં વળતા, શે ન આવો ઘેર મહારે રે;
વેળા વિચારે વાત કરી હું, ભીડું તે રુદયામાંહે રે. ૧
સાન કરીને હુને બોલાવો, ને મેં તો નવ બોલાય રે;
મળવા મનડું અતી તલ્પે, પેલા દુરીજન આડા થાય રે. ૨
એટલા ઉપર નવ જોવું વહાલા, અવર ન માગું કાંઈ રે;
જો માગું આપો મહારા વહાલા, હસી હસી દો મુને સાંઈ રે. ૩

* પકડું. † મોડા–વહેલા.

છોડું તો છોડ્યો નવ જાયે, ચિત્ત હરીને લીધું રે;
નરસૈંયાચો સ્વામી વેણુ વજાડી, કાંઈક કામણ કીધું રે. ૪

પદ ૨૨૯ મું–રાગ ધનાશ્રી.

મીઠડા માંયલે મીઠડો વહાલો, લાજ તજીને જોયે રે;
એકલડા એકાંતે થઇને, ઉરપર રાખી રહીયે રે. ૧
જળ જમુનાં ભરવાને આવું, નેણેનેણાં ભેળું રે;
કામકાજ ન સુઝે હુંને, જાણે લાગ્યું ઘેલું રે. ૨
આજલગે મેં ધીરજ રાખી, હવે મેં ન ધરાય રે;
નરસૈંયાચો સ્વામી નીરભે થઇને, આવ્યો મદર માંય રે. ૩

પદ ૨૩૦ મું–રાગ ધનાશ્રી.

વહાલો વેહલો વલુણ* કરે†, રજની છે અતી દૂર રે;
કોણ ભાગ્ય વંદ્રાવન નારી, પેખે ઉગમતે સૂર રે. ૧
નંદતણે ઘેર નવનિધી સઘળી, બેઠો પશુઆં ચારે રે;
કુમળ અંગ કુમાર કહાનનું, નિત્ય ઉઠી વન પધારે રે. ૨
જશોમતીને ઓળંભો દેશું, મુકી મનની લાજ રે;
ગોપ ઘણા છે ગૌધન સાથે, ત્યાં સુંદર (વર)નું શું કાજ રે. ૩
અમૃત વેલડી વ્રજની નારી, ઉરવર સફળ ફલી રે;
નેત્ર કમળની માળા આરોપે, નરસૈંયાચા સ્વામી મળી રે. ૪

પદ ૨૩૧ મું.

એક વાર સામું જુવો મ્હારા વહાલા, તનડાનો તાપ તે જાયે રે;
તહારી નેણે અમી ઠરે મ્હારા વહાલા, મ્હારી નવપલ્લવ દેહી થાયે રે. ૧
તહારી કૃપા વિના ક્યાંય સુખ ન હોયે વહાલા, બીજા કીજે કોટ ઉપાયે રે;
સ્વામિની શરણાંગત પાખે મ્હારા વહાલા, બીજા અનેક દેવ આરાધાયે રે. ૨
દુર્લભ દેહિ માનવી પીધું મ્હારા વહાલા, વળી અવતાર અવની માંયે રે;
કૃપા કરો તમે નરસૈંયાને મ્હારા વહાલા, ગુણ તમારા ગાયે રે. ૩

પદ ૨૩૨ મું.

હું મ્હારા મંદિરમાં સુતી, વહાલે વેણુ વજાડી રે;
મેં જાણ્યું હું જઇને નિરખું, મૂરત ધૂરતની‡ સારી રે. હું૦ ૧

* વલોણું. † પા૦ "વાહલો વેલોવણ કરે." ‡ ધૂતારો.

શું કીજે જે મન હરી લીધું, પેલે ક્હાનજી કામણગારે રે;
દેવર જેઠ સંતાપે હુંને, ને નણુદી મેહેણું મારે રે. હું૦ ૨

* * * * *

* જો એ શામળીયા શું સાચું મ્હારે, તો કીજે આનંદરે. હું૦ ૩
નરભે થઈ વહાલો વશ કીધો, પ્રેમે આલિંગન દીધું રે;
નરસૈંયાચો સ્વામી સદા સોહાગી, ત્યાં મારું (તારું) મન વીધુંરે. હું૦ ૪

## પદ ૨૩૩ મું.

સુરીજન શામળારે, આવોને મ્હારા મંદિર માંહે;
નાના ભાવ ધરી તમ સાથે, રાખું રુદિયા માંહે. ૧
સેજ સમારી કુસુમ લઈને, સકલ કરું શણગારરે;
દીવડીઓ અજુંવાલી મેહેલું, મારા પ્રાણ આધારરે. ૨
રેણી રમતાં રમતાં, અલવેશું આલિંગન આપુંરે;
ભણે નરસૈંયો શામલીયારે, સરવશ તમને સાંપુંરે. ૩

## પદ ૨૩૪ મું.

તમારું મુખ મેહેલ્યું નવ જાય, તમો છો અમારે મન ગમતા;
બ્રહ્માદિકને મોહ ઉપજાવ્યો, રૂપ લક્ષણ ગુણ સુંદરતા. ૧
વણા વાહો ને મધુરું ગાયો, ચંચળ નેણે ચપળતા;
સુંદર સ્વર કરી ધેન બોલાવો, માનનીયાંચા મન હરતા. ૨
મોર મુગટ ગુંજાફળ સોહે, વ્રજસુંદરીશું રંગરમતા;
નંદનંદન તમો કળ્યા ન જાઓ, લીલા ન જાણે વેદવદતા. ૩
અગમ નિગમ સર્વે જાણ્યા, જાણ્યા છે જનની મમતા;
નરસૈંયાચા સ્વામી તમને ન જાણે, તે નર હિંડે જગ વગુતા. ૪

## પદ ૨૩૫ મું.

કાં ચાલો પરદેશ પિયુડા, શામળીયા સામું જોતો જા;
કહીએ મળશું મારા વાહલા, સાચો હાથ ગળે વહાતો જા. કાં૦ ૧
ચંચલ ચિત્ત તારું ભાવ નહિ રહે, તો અમશું પ્રીત કાં માંડી રે;
જેણી વેળા દહણી મેહ સંતાપે, તેણી વેળા શે ગુન્હે છાંડી રે. કાં૦ ૨

* "જો વહાલાશું સાચું છે તો, કીજે આનંદ અપાર રે." પાઠાંતર. બીજી પ્રતમાં ત્રીજી કડીનું પૂર્વાર્ધ ન સમજાય એવું છે.

તન મન પ્રાણ આવે તમ સાથે, જીવ વના કેમ ધરીએ દેહ;
નરસૈંયાચો સ્વામી એ શું કીધું, દુઃખ દેને કાં ત્રોડ્યો સ્નેહ. કાં૦ ૩

પદ ૨૩૬ મું.

વહાલો મોરલી અધુરધરે, મહારો પિયુ પ્રેમ કરે રે;
નાદ સુણી શામળીયા વહાલા, ઉરવરરે અમી ઠરે રે. વ૦ ૧
અતિ ઉત્તમ છે મહીડું મહારું, તમવના કોને ન આપું રે;
વહેલા પધારો પાતળીયારે, તન મન તમને સાંપું રે. વ૦ ૨
સુંદર મુખ સોહામણું, ક્ષણું અળગું નવ કરીયે રે;
નરસૈંયાચા સ્વામી કહું તમને, મહારે મંદરથી નવ ફરીયેરે. વ૦ ૩

પદ ૨૩૭ મું.

વહાલા નેણે નેણ મળે, મહારા ઉરવરસુ ભળે રે;
આશા વલુંધી અબળા બાળી, તું દીઠડે તાપ ટળે રે. વ૦ ૧
ગોધેન સાથે વન વન હીંડે, અધિક લીલા મનભાવે રે;
તમ વિના અમો આકુળવ્યાકુળ, મંદિરમાં ન સોહાવે રે. વ૦ ૨
તન મન ધન આવે તમ સાથે, ચરણે ચિત્તડું ધરિયે રે;
ભણે નરસૈંયો કૃષ્ણ વિનારે, બીજે નહીં અનુસરિયે રે. વ૦ ૩

પદ ૨૩૮ મું.

સુરીજન શામળીયારે, મહારા લોચનનો શણગાર રે;
કંઠે ભુષણ કહાનજી મહારા, ઉરવર માંડણ હાર રે. સુ. ૧
કુમળ મુખ હરી દીર્ઘ લોચન, અધુરે અમ્રત સુખધામ રે;
અવિલોકવા મહારી આંખડી, અભિલાષ પુરણકામ રે. સુ. ૨
વન શીદ પધારીયા, મહારી દષ્ટે અંતર થાયે રે;
વદન સુંદર વિઠલા, શેં ન રહો મંદિર માંહે રે. સુ. ૩
ચિત્ર ચિતામણી શામળો, મહારો જીવન પ્રાણાધાર રે;
નરસૈંયાની રસનાએ વસો, નવનિધ નંદકુમાર રે. સુ. ૪

પદ ૨૩૯ મું.

સખી હું તો રમઝમ કરતી હીંડુંરે;
વાહલા કેરું વદન નિહાળી, શણગટડો સંકોડુંરે. ૧

મરકલડો કરી વહાલા સાથે, હસી હસી તાલી દીજેરે;
કામકાજ વિસારાં ઘરના, જેમ રીજે તેમ કીજેરે. ૨
માન તજીને વહાલાજીશું, એક થઇને રહીએરે;
નરસૈંયાચા સ્વામી તો વશ થાયે, જો સાચે સ્નેહે ઉર ધરીયેરે. ૩

પદ ૨૪૦ મું.

વાહલો ઉરવર ધરીએરે;
પ્રીત હોયે તે પ્રગટ જણાયે, મલપંતડા જઈ મળીએરે. ૧
જોવન સફળ તે તો થાએ, શામળીઓ સંગમ આવેરે;
રમતાં રુડું તો મન લાગે, જો પ્રેમ ધરી બોલાવેરે. ૨
હું તો મનમાં નરખે થઇને, કરતી નિત્ય વિહારરે;
નરસૈંયાચા સ્વામી શું રમતાં, કરજો ન કોઈ વિચારરે. ૩

પદ ૨૪૧ મું.

વહાલા નાદે વિંધીરે;
મંદર માંહે મેં ન રેહેવાયે, મહારી શુદ્ધ બુદ્ધ લીધીરે. ૧
વ્રેહ વ્યાપ્યો તમ મળવા કારણ, મારા પ્રાણ આધારરે;
ક્ષણું ક્ષણું આવું આંગણુડે, વહાલા નરખું ઉભી દ્વારરે. ૨
આ વેલા આવે મહારો વહાલો, ભલિએ અંગો અંગેરે;
નરસૈંયાચા સ્વામી કહું તમને, સાંઇડું લીજે રંગેરે. ૩

પદ ૨૪૨ મું.

વહાલા આપણુ રંગભર રમીયેરે;
મહારું મન મોહ્યું તમ સાથે, ક્ષણું અળગાં નવ રહીએરે. ૧
ભુલી ગઇ હું તે ભૂવન ન ભાવે, નયણે નિદ્રા નિવારીરે;
તમ કારણ મેં કહાનજી, આ સુંદર સેજ સમારીરે. ૨
દીવડીઓ અજુંવાલી ઉભી, સકલ કરી શણગારરે;
નરસૈંયાચા સ્વામી કહું તમને, કરીએ રેણી વિહારરે. ૩

પદ ૨૪૩ મું.

કહાન તું તો કામણગારોરે;
જળ જુમનાનાં ભરવા રે જાતાં, મારગમાં પાલવ તાણ્યો મહારોરે. ૧

સાન કરંતા વેંધી અંગે, કેમ કરી અળગા થઇએરે;
મુખ જોતાં મેં જાણ્યું મનમાં, લાવી ઉરપર ધરીએરે. ૨
લોક લાજ છંડાવી વહાલા, પ્રગટ થઇ વાત જણાણીરે;
નરસૈંયાચો સ્વામી અમ ઘેર આવ્યા, રંગ ભરી રેણી વેહાણીરે. ૩

## પદ ૨૪૪ મું.

વહાલા રમીએરે રંગેરે;
ચાલો આપણ વનમાં જાઇએ, આનંદ ઉલટો અંગેરે. ૧
જોવન મારું લહેરે જાયે, તમ વિણ કોયે ન માણેરે;
ચતુર શિરોમણ શામળીઆ, તમો આવો ઉરવર આણેરે. ૨
વિનય વચન સુણી વિનતાનાં, વાહલે વાહલે કર સાહ્યોરે;
નરસૈંયાચો સ્વામી વહાલે વશક થાએ, માનની મહારસ પાયોરે. ૩

## પદ ૨૪૫ મું.

સનમુખ સાન કરંતાંરે;
અંગો અંગે અનંગ ઉપજ્યો, મારગડે જાતાં વળતાંરે. ૧
મોહન મહારા મનમાં વશીયા, જાગું સાથે રહીયેરે;
મનની વાત મહારા વહાલા આગળ, જઇને સઘળી કહીયેરે. ૨
મંદર માંહે મેં ન રહેવાયે, વહાલો વેણુ વગાડેરે;
નરસૈંયાચો સ્વામી કામણ જાણે, માનની મોહ પમાડેરે. ૩

## પદ ૨૪૬ મું.

સખી માનની મોહ પમાડીરે;
કામકાજ વિસારીયાં જ્યાં, વાહી વહાલે વાંસલડીરે. ૧
લટકંતો આવે મહારો વહાલો, ચાલો જોવા જઇએરે;
નેણે નેણ મેળવતાંરે, દેહ તાપથી ટળીયેરે. ૨
દુર્રાજન સઘળા લવતા મેહેલી, જીવન જમલાં રહિયેરે;
નરસૈંયાચો સ્વામી ઉરવર રાખી, નરભે થઇ અનુભવીએરે. ૩

## પદ ૨૪૭ મું.

સર્વસ સોંપું મહારા નાથરે;
આવોની આલિંગન લીજે, ભૂજબળે ભીડી બાથરે. ૧

કર કંકણુ ઝાંઝરીયાં ઝમકે, તાલી દેતાં હાથરે;
વાત રસાલી કીજે વહાલા, આપણુ બેઉ સાથરે. ૨
આઠ પહોર હું પલઇ* વહાલા, જીવન જોવા કાજરે;
નરસૈંયાચા સ્વામી કહું તમને, પૂરો મનના મનોરથ આજરે. ૩

પદ ૨૪૮ મું.

મનના મોહન કરી રાખુંરે;
પ્રેમ ધરી પધરાવું વહાલો, વિનય વચન મુખ ભાખુંરે. ૧
આંગણુડે ઉભી રહું, કોઈ કહે હરી આવે રે;
જોઉં શામળિયા માહરાને, મનના તાપ સમાવે રે. ૨
* * * * પટોલી પહેરું ચંપાવરણીરે;
નરસૈયાચા સ્વામીશું રમતાં, બોલું અમ્રત વેણીરે. ૩

પદ ૨૪૯ મું.

વેણુ રસીલાં બોલીરે;
નંદકુંવરશું નેહ ઝટ લાગે, તો રસમાં રહું ડોલીરે. ૧
અંગે આસ્ત અતિ ઘણી, હુને નેણે નિદ્રા ન આવીરે;
સુંદસ્વર શામળિયો સેજે, ભજતાં હુને ભાવીરે. ૨
નલવટ ટીલડી ને હાર સમારું, ઝાલ ઝબુકે કાનરે;
નરસૈંયાચો સ્વામી કંઠે વિલાગે, કરીએ અમ્રત પાનરે. ૩

પદ ૨૫૦ મું.

રમવા લાગી રંગેરે;
પ્રેમ ધરીને પાતળિયાને, ભીડી અંગે અંગેરે. ૧
હાસ્ય કરીને શામળિયાશું, કરતી વાત રસીલીરે;
અધુરતણો રસ પીવા કારણુ, કંઠે બાહુલડી વાલીરે. ૨
સુંદર વદને સર્વસ સાંપ્યું, અલવે આલિંગન લીધુંરે;
નરસૈંયાચા સ્વામીચે સંગમ, મનગમતું કીધુંરે. ૩

પદ ૨૫૧ મું.

કીધુ મનનું ગમતું રે;
સેજલડીએ શામળિયા સાથે, રંગ ભરી વેહણું વીતું રે. ૧

* પીછાઈ.

પીન પયોધર ઉરપર રાખી, વિલસો ચારે જામરે;
પ્રીત બંધાણી પીયુજી સાથે, પહોંચી હૈયે હામરે. ૨
સહીયર માંહે થઇ સફરાણી, વાહલાને વશ કરતાંરે;
ભણે નરસૈંયો પ્રેમે પામી, હવે હીંડું લટકંતાંરે. ૩

પદ ૨૫૨ મું.

સખી હું તો મરકલડે મોહીરે;
સુંદરવર શામળિયા કેરું, વદન સકોમળ જોઈરે. ૧
મંદર જાવા મારગ ભૂલી, કાનજીએ કર સાહીરે;
અંગો અંગે હું વેંધાણી, જેમ વેણું મધુરી વાહીરે. ૨
આગળ થઈ નિસરીયોરે, પાછળથી હું ચાલીરે;
ભણે નરસૈંયો વ્રંદાવનમાં, મહારસમાં હું મહાલીરે. ૩

પદ ૨૫૩ મું.

મહાલી મોહન સાથેરે;
અળવેશું આલિંગન લીધું, ભીડી રહી બાથેરે. ૧
એકાંતે એકલડો વહાલો, ભાવ ધરીને ભજીયોરે;
મેં મારું તન મન ધન સાંપી, વહાલ ધરી વશ કરીયોરે. ૨
આનંદી હું અંગ ન માઉં, જો સુંદરવર પામીરે;
નરસૈંયાચો સ્વામી અનુભવતાં, મેહ વેદના વામીરે. ૩

પદ ૨૫૪ મું.

વેદના વામી રંગે રમતાંરે;
અંગોઅંગે ઉલટ વાધ્યો, શામળિયો મળતાંરે. ૧
વાત કરંતા વહાલા સાથે, કંઠે ધરીને બાંહી રે;
અધુરતણો રસ પીતાં, મેં ન જાણ્યું કાંઈ રે. ૨
પ્રેમ ધરીને સહામું જોયું, શણગટડો મેં તાણ્યો રે;
નરસૈંયાચો સ્વામી ઉરપર રાખી, મનગમતો મોહન માણ્યોરે. ૩

પદ ૨૫૫ મું.

નેણુ બાણુ વહાલા કાં મારેરે;
હાણુમરો કાં વળગો વહાલા, વારું વારે વારેરે. ૧

ઉરવર આલ ન કીજે આવડી, ફાટે નવરંગ ચોળીરે;
જો માગે તો ગોરસ નથી જે, ધરણે નાંખો ઘોળીરે. ૨
કરશું રાવ જશોદા આગળ, મારગડા માંહે લુટેરે;
નરસૈંયાચો સ્વામી સાંઇડું લેતાં, કોઉ ઉરના હાર ત્રુટેરે. ૩

## પદ ૨૫૬ મું–રાગ માલકાલેરો.*

આંખડીએથી અલગો અળિયલ, મોહુન ઘડીએ ન મેહલુંરે;
આવંતો સુંદરવર સજની, રુદિયા ભિતર ભેલું રે. ૧
મીઠડા માંહે મીઠડો મોહુન, દીઠડો જમુનાં તીર રે;
આગળ આવી શામળિયો તે, ભરી ભરી ભરતો નીર રે. ૨
મરકલડો કરી કહાનજીએ, કુચ ઉપર કર વા'યો રે;
ભણે નરસૈંયો છેલપણે, મહારો પાલવ સાહ્યો રે. ૩

## પદ ૨૫૭ મું–રાગ માલ કાલેરો.

છેલપાણું નવ કીજે, અમશું દેખે સહીયર સમાણી રે;
ગોરસની ગોળી શીર ભરી, બાહુડલી મેલી અમાણી રે. ૧
કાંચલડી કમખાની ફાડી, તોડ્યો હાર હૈયાનો રે;
પરાક્રમ તારાં કોઈ નવ જાણે, દીસંતો હરી નહાંનો રે. ૨
નેણ નચાવી વેંધી અંગે, કહાનજી કામણગારો રે;
ભણે નરસૈંયો અળગો ન કરું, જીવન પ્રાણ અમારો રે. ૩

## પદ ૨૫૮ મું–રાગ માલ કાલેરો.

જીવન માયલો જોઇ જોઈ, જોતાં તન મન નાખું ઢોલી રે;
મીઠું મહી પીજે પાતલીયા, આ લો ગોરસ ગોળી રે. ૧
મારગડે મરકલડો કરતાં, મનડું મ્હારું મોહ્યું રે;
ચિતડે ચટકો લાગ્યો સઘળો, જબ તેં સહામું જોયું રે. ૨
જે જે તાહરા મનમાં ઉતું, તે તે આપણ કરીએ રે;
નરસૈંયાચા સ્વામી કહું તમને, ચાલો વંદ્રાવન જઇએ રે. ૩

---

* આ સંગ્રહમાં જ્યાં જ્યાં રાગ નામ નિર્દેશ કર્યા છે, તે ખરા છે એવો નિશ્ચય થયો નથી. આ અને એની નીચેનાં કેટલાંક પદો ઉપર રાગ માલકાલેરો છે, અને એક પ્રતમાં રાગ પરજ છે. સારું ગાનાર એક મિત્રને બતાવતાં કહે છે કે બનેમાં ગાઈ શકાશે.

### પદ ૨૫૯ મું–રાગ માલ કાલેરો.

જે જે મનમાં હતું મોહન, હૈયડલે લીધું રે;
કંઠે પરસ્પર બાહુડલી રે, અધુર અમ્રત રસ પીધું રે. ૧
કામ કામઘેલી ચાલી વે'લી, જમલાં જીવન જોડે રે;
મનમાં મોહ ભરાણી ભામની, શણગટડો સંકોડે રે. ૨
તાલી દેતાં વહાલા સાથે, ખલકે કંકણ ચૂડી રે;
ભણે નરસૈંયો સાંઇડું દેતાં, ઝળકે રાખડી રૂડી રે. ૩

### પદ ૨૬૦ મું–રાગ માલ કાલેરો.

શામળિયાશું સાંઈડું લેતાં, માનની માન ધરતી રે;
અંતર હાલી આઘો લીધો, મનગમતું મન કરતી રે. ૧
વંદ્રાવનમાં વહાલા સાથે, આપોપુરે અરપંતી રે;
નેહ ઝડ લાગી રંગ ભરી રમતાં, વહાલા સંગે સોહંતી રે. ૨
માંહોમાંહે રસ ભરીયાં, કામની ને વળી કાહાન રે;
નરસૈંયાચો સ્વામી અળગો ન થાયે, કરતા અધુર રસપાન રે. ૩

### પદ ૨૬૧ મું–રાગ માલ કાલેરો.

વાતલડી કરતાં માહરા વાહલા, ચિત્ત અમાણું ચલીયું રે;
સુંદિરવર શામળિયો જોતાં, મનડું માયલું મલિયું રે. ૧
મેં જે મનમાં જાણ્યું જીવન, તે તે આપણ કીજે રે;
એકલડાં એકાંતે થઈને, અધુર અમ્રત રસ પીજે રે. ૨
શામળિયા વહાલા કહું તુજને, પ્રિત નિરંતર કરીએ રે;
નરસૈંયાચા સ્વામી કહું તમને, અંતર ટાળી મળીએ રે. ૩

### પદ ૨૬૨ મું–રાગ માલ કાલેરો.

મલિયે મોહનજી અમશું, મૂકી મનની લાજ રે;
દુધ કઢી ને વાટકડી જોઉં ઉભલી, રહ્યાંરે ઘરનાં કાજ રે. ૧
રેણી નિદ ન આવે વહાલા, દિવસે જાણું જોયે જો સહી રે;
જો વહેલા પામું મહારો વહાલો, રુદિયા સરસો ભીડું રહી રે. ૨
દીઠા વણ મેં ક્ષણું ન રહેવાયે, તમ સાથે મન માન્યું રે;
નરસૈંયાચા સ્વામી આવો રમીએ, હવે શું રાખો છાનું રે. ૩

## પદ ૨૬૩ મું–રાગ માલ કાલેરો.

માયલા મોહન શું હું મીઠડી, ભરી ભરી ગોઠડી કરતાં રે;
અંગોઅંગે ઉલટ વાધ્યો, શું કહીએ ઉર ધરતાં રે. ૧
સુંદિરવર શામળિયા સંગમ, રંગરેલ ઝકઝોલી રે;
મુખડું જોતાં ફૂલી ફૂલી, વાલી વાલી ને ઘોલી રે. ૨
માય બાપ શું કરશે મુને, દુરીજનનો ભે ટલીયો રે;
ભણે નરસૈંયો લાજ તજીને, કૃષ્ણ વર મેં વરીઓ રે. ૩

## પદ ૨૬૪ મું–રાગ માલ કાલેરો.

મરકલડો કીધોરે સહીયો, શામળે સાંઝી વાર રે;
પાલવ માયલો ગ્રાહીને ઉભલો, નહાનડો નંદકુમાર રે. ૧
જલ જમુનાં ભરતી હું ભૂલી, ચીતડે માયલે ચઢીયો રે;
ભામણડાં હું લઈને ભેટી માયલો, ભૂજ બળ ભીડી મળિયો રે. ૨
કામણ કરી કહાનુડાશી, માયલે મંદર આણી રે;
ભણે નરસૈંયો ઘડિએ ન મહેલાં, શામળો સેજડી માણી રે. ૩

## પદ ૨૬૫ મું–રાગ માલ કાલેરો.

સેજ સમારી શામળો રાખાં, ગમતી ગોઠડી કરશાં રે;
માયરા ઉરવર ઉપર માયલો, ભીડી ભીડી ભરશાં રે. ૧
આંગણડે એકલડો આવી, વહાતો મધુરી વેણ રે;
મુખડું એહનું જોતાં ફૂલી, સુંદર માયલો શેણ* રે. ૨
દુધ કઢીને સાકર ભેળાં, પાતલીયાશી પાશાં રે;
ભણે નરસૈંયો માયલો મોહન, મીઠડા ભરી ભરી જોશાં રે. ૩

## પદ ૨૬૬ મું–રાગ માલ કાલેરો.

મીઠડી મીઠી મોહન કેરી, કામણ કરતી લલાટે રે;
સરોવર જળ ભરવાને જાતાં, આવીને ઉભો વાટે રે. ૧
ચિતડા માંહે ચટકો લાગ્યો, મુખડું એહનું જોતાં રે;
કામણકરાં એ કહાનુડાશી, વેંધી વાંસલડી વહાતાં રે. ૨

---

* પરોણો.

માયલું મન તાહુ રીઉં સહીયો, કરડી કૃષ્ણે કાલે રે;
ભણે નરસૈંયો જીવન માહરો, આવીને મંદર માહલે રે. ૩

પદ ૨૬૭ મું–રાગ માલ કાલેરો.

સુંદરવર શામળિયો સહીયો, ચીતડી માયલી ચઢીયો રે;
ચિતડું માયલું ચલિયું સહીઓ, મરકલડો જે કરીયો રે. ૧
કામણુ કરી મંદર ફી જાંવાં, લટકે હું લોભાણી રે;
રુદેયા સરસો ભીડીને રાખાં, માયલાં ઉરપર આણી રે. ૨
કહાનુડાશી ગોઠડી કરશાં, મીઠડા મીટ મેલાવી રે;
નરસૈંયાચા સ્વામીશી ભજશાં, દુધ કઢી પીયાવી રે. ૩

પદ ૨૬૮ મું–રાગ માલ કાલેરો.

મીટડી તાયરી મીઠડી મુર્શી, લાગે માયલાં શેણુ રે;
માયલે મંદિર આવની માવા, ભાંખાં મીઠડાં વેણુ રે. ૧
વાંસલડી વહાતો જા જીવન, સાંભલતાં આંગણુડે રે;
મનડું માયલું મલવા તુંશીં, આવની જાઉં ભામણુડે રે. ૨
સેજડી તાયલી ફુલડે રચશાં, શણુગારે શોહાવાં રે;
ભણે નરસૈંયો માયલો મોહન, ભૂજબળ ભરતી ભાવાં રે. ૩

પદ ૨૬૯ મું–રાગ માલ કાલેરો.

ભૂજબળ ભીડી ભામણા લેશાં, રાતડલી રંગભર રમશાં રે;
માયલા ઉરવર ઉપર રાખી, ગમતું ગમતું કરશાં રે. ૧
દીવડીઓ અજુંવાલી ઉભી, પંથડો તાયલો નિહાળાં રે;
સેજ સમાણી ભેટતી મુંશીં, તપ તમાયલી ટાળાં રે. ૨
મંદરમાં મનોરથ કરતી, જીવન માયલો પામાં રે;
ભણે નરસૈંયો વહાતો દેખી, શામલશી શીર નામાં રે. ૩

પદ ૨૭૦ મું–રાગ માલ કાલેરો.

માયલું મન તો મોહે રે માવા, આંખડલીને ચાલે રે;
અંગો અંગે વેંધાણી હું, વાહી વેણુ રસાલે રે. ૧
કામણ કરાં હું મંદર જાઉં, જાણું તે જમલાં રહિયે રે;
કામણગારા કૃષ્ણજી, તુંને ઉરવર રાખી રહિયે રે. ૨

જળ જમુના ભરવાને હીંડી, ભરતાં નીર ન આવે રે;
ભણે નરસૈંયો માયલો મોહન, માયલે મંદિર આવે રે. ૩

### પદ ૨૭૧ મું–રાગ માલ કાલેરો.

મંદિર માયલે આવની મોહન, મુખડે તાહરે મોહિલી રે;
તન મન ધન તું ઉપર વારાં, મીટડી ભરી ભરી જોઇલી રે. ૧
સથરુ દહીં તુંજ કારણુ રાખા, માખણુ મુખમાં મેહેલાં રે;
ભાંમણુડે તાયરે જૈને જીવના, સરસાં સાકર ભેલાં રે. ૨
આલિગન લેવા ઉભળી, વાટડી તાહરી જોવાં રે;
ભણે નરસૈંયો સજ્જન અમારા, રુદેયા ભીડી રેહુવાં રે. ૩

### પદ ૨૭૨ મું–રાગ માલ કાલેરો.

રુદેયા સરસો ભીડી ભીડી, સજ્જન અમારો રાખાં રે;
વેણુ રસાલાં વીઠલા તુંશીં, વાલી વાલી ભાખાં રે. ૧
મલપતડો મોહનજી આવે, મોતીડે પાગ ભરાવાં રે;
શામળિયાશી સહુાંમાં જઇને, ઉરપર લઈ વધાવાં રે. ૨
મંદરમાં પધરાવી માવો, ફુલી અંગ ન માઉં રે;
ભણે નરસૈંયો સરવસ સાંગી, આગળ અગર ઉવાઉં રે. ૩

### પદ ૨૭૩ મું–રાગ માલ કાલેરો.

માયલે કાજે માયલો મોહન, આવે તો રસ વાજે રે;
મીઠડો મીટ મેલાવતાં સહીઓ, અળવે ઉરપર ગાજે રે. ૧
સુગુણુ શામળિયો તુંશીં, ગોઠડી કરતો ભાવે રે;
સુંદરવરના સંગમાં રમતાં, નવલો નેહ જણાવે રે. ૨
કૃષ્ણુ કૃષ્ણુ કૃષ્ણુ કરતી, ગાંજે હીંડાં જોતી રે;
ભણે નરસૈંયો કૃષ્ણુ પાંખે, મંદરમાં પરજલતી રે. ૩

### પદ ૨૭૪ મું–રાગ માલ કાલેરો.

માયલે ગાંજે મોહન આવે, મીઠડી ભરી ભરી જોવાં રે;
મુખડું એહનું મોહનવેલડી, માયલે મંનથી મોહવાં રે. ૧
સથરું દહી શામળિયા તાયલે, સાકર ભેળી મેલાં રે;
આંગણુડે આવીને જોવાં, હુમે દેખે દુરીજન પેલાં રે. ૨

મંદર માંહે મેં ન રહેવાયે, ચિતડે ચટકો લાગો રે;
ભણે નરસૈંયો શામળિયાએ, વંશ મધુરો વાસો રે. ૩

## પદ ૨૭૫ મું.

વંશ મધુરોરે વાયલો એણે, કહાનુડે કામણ કીધલાં રે;
ગાંજે ગાંજે ભમતી ભામા, ચિતડાં ચોરી લીધલાં રે. ૧
જીવન જોવાં પાખે સહીઓ, ભોજન કીં ન ભાવે રે;
મલપતડો આંગણુડે માહરે, મોહન નેણ મેલાવે રે. ૨
(જી)જોવન માહરું ઉલટું સહીઓ, શામળીઆશી સાંપાં રે;
ભણે નરસૈંયો ગાંજી વાહાં, કાયરજી ન કાંપાં રે. ૩

## પદ ૨૭૬ મું–રાગ માલ કાલેરો.

માયલે ગાંજે ગમતી ગોઠડી, કહાનુડા શી કરશાં રે;
મલપતડો મેગલજી આવે, માયલા ઉરવર ધરશાં રે. ૧
ચિત્ત અમાણે ચઢીઓ સહીઓ, મારગડે હું મોહી રે;
મંન હલકું ભાવુંચું સહીઓ, જીવન માયલો જોઈ રે. ૨
કાશર કાંઇ ન રાખાં સહિઓ, શામળિયો સાંભળતાં રે;
ભણે નરસૈંયો ભામણાં લેઇને, હું વારી વાંસલડી વહાતાં રે. ૩

## પદ ૨૭૭ મું–રાગ માલ કાલેરો.

માયલું મન ત્યાં ટલકું* સહીયો, ઇંદા† કૃષ્ણજી જોતી રે;
ક્ષણું આંગણે ક્ષણું મંદિર માયલે, કૃષ્ણ કૃષ્ણ ભણતી રે. ૧
ગાંજે મુંશે ગમે નહીં, શામલિયા શેણુ પાખાં રે;
મંદર માયલે આવા મોહન, માયલે ઉરવર રાખાં રે. ૨
કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ માયલો, મારગડે કીં દીઠડો રે;
ભણે નરસૈંયો વાંસલડી વહાતો, મીઠડા માંહે મીઠડો રે. ૩

## પદ ૨૭૮ મું–રાગ માલ કાલેરો.

મીઠડો મોહન માયલો સહિયો, મુશીં કોણ મેલાવે રે;
મોતીડાનો હાર દેવાને વાંશીં, ભૂદરો ભભતો‡ ભાવે રે. ૧

---

* ટળક્યું–ચળ્યું. †ઇંદા–હિંડો–હિંડ્યોના અર્થમાં વપરાયલો છે. ‡ ભભકતો?

આંગણુડે આવીને ઉભી, જીવન માયલો જોવાં રે;
મોલિડાનો લટકો દેખી, મનડું માયલું મો'વાં રે. ૨
કુંડલ વનમાળા ઝલકતી, વાંસલડી મુખે વહાતો રે;
ભણે નરસૈંયો વનથી ઇંદો, ગોવાળામાં ગમતો રે. ૩

## પદ ૨૭૯ મું-રાગ માલ કાલેરો.

ગોવાળામાં ગમતો ગોવિંદ, રમતો રમ્મત રુડી રે;
શંખ શીંગલું મહાધુન વાધી, માંડતો મોહન મીટડી રે. ૧
સુંદરવર શોભંતો દીસે, પીતામ્બર પલવટડી રે;
નેપુર કંકણ રંમઝંમ વાજે, પાઉલિયે ઘુઘરડી રે. ૨
શામલ સરવે* ધેન બોલાવે, ગૌ રજ મુખડે લાગી રે;
ભણે નરસૈંયો ભામણાં લીજે, આરત માયલી ભાગી રે. ૩

## પદ ૨૮૦ મું-રાગ માલ કાલેરો.

મુખડે એણે મોહીરે સહિયો, જોતી તરપત ન થાવાં રે;
માયલે ગાંજે આવની મોહન, મોતીડે લઇને વધાવાં રે. ૧
દુધ કઢીયેલું મંદરમાં, મોહન માયલા પીજે રે;
આંખલડીથી અલગો ન કરું, ભામણાં તાયલાં ત્યાં લીજે રે. ૨
માયલું મન તો મલિયું તુંશીં, બીજો ચિત્તડે ન આણું રે;
ભણે નરસૈંયો ભેટી તુંશીં, માયલે ઉરવર તાણું† રે. ૩

## પદ ૨૮૧ મું-રાગ માલ કાલેરો.

ભામણાં લેતાં ભાવે રે મુંશીં, આવની ઉરવર લીજે રે;
ભાવતાં ભોજન કરીને કહાનજી, આપણાં ગોઠડી કીજે રે. ૧
સોવ્રણ પાટ ઢલાવી મૂકાં, મોતીડે ચોક પુરાવાં રે;
મદગલતો મેગલજી આવાં, હું ફૂલડે પાગર ભરાવાં રે. ૨
સેજ અમાણી સજશાં સહિયો, દીવડીયો અજુવાલાં રે;
ભણે નરસૈંયો પાતલીયાશું, રંગ ભરી રેણી મહાલાં રે. ૩

---

* ધીમો ને મીઠો સ્વર. † તાણું-તાણવું, ખેંચવું.

### પદ ૨૮૨ મું–રાગ માલ કાલેરો.

માયલે ગાંજે આવના મીઠડા, મીઠડા તાયલાં કીજે રે;
દુધ કઢી ને સાકર સરસું, ભાવતું ભાવતું પીજે રે. ૧
ખીરખાંડ હું સરસી આપાં, મોહન મુખમાં મેહલાં રે;
નીતપ્રત આપણુ જમલા જોડે, ભૂજબળે ભીડી ભેલાં રે. ૨
કંઠડે મોતી હાર આરોપાં, ચિત્તડાં નાથને ચરણાં રે;
ભણે નરસૈંયો પ્રીતડી તુંશીં, બાંધી શામળ વરણાં રે. ૩

### પદ ૨૮૩ મું–રાગ માલ કાલેરો.

શામળા તુંજ પાખેરે મુંશીં, ઘરમાં ઘડીએ ન ભાવે રે;
આંગણુડે હું ઉભી જોવાં, જીવન માયલો આવે રે. ૧
શણુગારે શોભંતી ઇંદ્રા, ચોલી ઉરવર ચળકે રે;
અવડો દેખી હું ભીડાં, નાગલડાને લટકે રે. ૨
મુખડું સુંદર દીઠે સહીયો, પુલી અંગ ન માવાં રે;
ભણે નરસૈંયો ભાવતાં ભોજન, કાનજી શા કરાવાં રે. ૩

### પદ ૨૮૪ મું–રાગ માલ કાલેરો.

ભેટ કરાં હું શામલિયાશી, નવલું અંગ સમારી રે;
માયલા ઉરવર ઉપર રાખાં, વાલી વાલી વારી રે. ૧
માયલે ગાંજે ગમતો મુંશીં, ગોવિંદ ગાતો આવે રે;
આંખલડી માયલી અમીરસ ભરશાં, મોહન મીટ મેલાવે રે. ૨
પાલવડો પીતામ્બર કેરો, સજન અમાણો સોહાં રે;
ભણે નરસૈંયો મલપતડી હું, મુખડું મીઠડું જોવાં રે. ૩

### પદ ૨૮૫ મું–રાગ માલ કાલેરો.

મુખડું મીઠડું મહાવા કેરું, ચિતડે માયલે ચઢીયું રે;
કામણકરાં સહીયર મારી, કહાનુડે કામણ કરીયું રે.* ૧
મારગડેરે મલીયો મુંશીં, શામળીસુરત શેણે રે;
ગમતી ગમતી ગોઠડી કરતાં, લોભાણી હું તેણે રે. ૨
મીઠડો માયલા આગલ ઉભી, મારતો મીઠડી નેણે રે;
ભણે નરસૈંયો વેંધાણી હું, વહાલો વહાતો વેણે રે. ૩

---

* પાઠ "કામણગારો એ સહીયરુરે."

## પદ ૨૮૬ મું–રાગ માલ કાલેરો.

વેણુ રસાલો વાહ્યો રે વહાલે, મારગડે હું મોહી રે;
કાંકરડી મારીરે મુંશીં, હું રહી મુખડું જોઇ રે. ૧
પાલવ ગ્રાહી પરવરીયો પ્રાણે, કહાનજી કંઠે વલગો રે;
રુદિયા સરસો ભીડી ભુદર, ઉરથી ન કરું અળગો રે. ૨
જાણું જીવન અળગો ન રાખાં; માયલે મંદિર આણું રે;
ભણે નરસૈંયો સરવસ સોંપી, શામળો સેજડી સમાણું રે. ૩

## પદ ૨૮૭ મું–રાગ માલ કાલેરો.

ગમતી ગોઠડી કરશો સહીયો, સજન અમાણો ઈંદો રે;
ગાંજી વશાં મંગળ ગાશાં, ગાંજી ગાંજે ગોવિંદો રે. ૧
ભાવતાં ભુષણ શામળા અંગે, મોતીડાં લઈ વધાવશાં રે;
પુલડાં કેરો હાર કરીને, કંઠડે લઈ સોહાવશાં રે. ૨
ભાવતાં ભોજન ભામણાં લઇને, કહાનજી શી કરાવશાં રે;
ભણે નરસૈંયો સેજ સમારી, કહાનજીને પોઢાવશાં રે. ૩

## પદ ૨૮૮ મું–રાગ માલ કાલેરો.

સુંદરવર સેજડીયે પોઢે, આગળ અગર ઉવેશાં રે;
મનગમતો શણગાર કરીને, રમઝમ કરતાં આવશાં રે. ૧
મન ગમતો મનોરથ માયલો, રાતડી રુડી રમશા રે;
રુદિયા સરસો ભીડી ભીડી, કંઠે વિલાગી રહેશાં રે. ૨
કંદ્રપકોટ સરીખો સુંદર, દીઠડે મનડાં મોહ્યલાં રે;
ભણે નરસૈંયો પુલી અંગે, શામલે સામું જોયલાં રે. ૩

## પદ ૨૮૯ મું–રાગ માલ કાલેરો.

સેજડી માયલે પુલડે પુલી, સજન અમાણો માણે રે;
ભામણા લઇને ભેટું રે માવો, માયલા ઉરપર આણે રે. ૧
રાતડી રસમાં ઝીલાં રે સહીયો, દીવડીયો અજુંવાલાં રે;
માયલો જીવન મુંશીં રમતાં, માયલો અંતર ટાલાં રે. ૨
પ્રીતડી માયલી શામલા સાથે, જડી કુંદન હીરલે રે;
ભણે નરસૈંયો ચીતડું ચલિયું, વાંસલી વાહી વિઠલે રે. ૩

### પદ ૨૯૦ મું–રાગ માલ કાલેરો.

મલપતડો મેગલજી આવે, શામલિયો સુજાણ રે;
વાલી વાલી વારી ઉરપર, માયલો જીવણ પ્રાણ રે. ૧
ફુલે પાગર ભરાવાંરે મોહન, આવતડો હું જાણું રે;
ભેટ કરું હું ભામણાં લઇ, માયલા ઉરપર આણું રે. ૨
સહીયર સઘળી દેખંતાં હું, માણું મંદીર માહે રે;
ભણે નરસૈંયો શામલિયાશી, ઉભી ઢોલું વાયે રે. ૩

### પદ ૨૯૧ મું–રાગ માલ કાલેરો.

મરકલડે મોહન ને મોહિલી, માયલું ચિત તે ચલીઉં રે;
આંગણુડે આવીને વહાલો, મીટ ભરી ભરી જોઉં રે. ૧
વાંસલડી વહાતો પરવરીયો, હું તો કેડે ચાલી રે;
કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ ભણુતી, ઘુંઘટ મેહેલો ટાળી રે. ૨
મુખડું જોતી જોતી જીવન, કેમે તૃપ્ત ન થાવાં રે;
નરસૈંયાચો સ્વામી ઘેર આવે, દુધ કઢીને પાવાં રે. ૩

### પદ ૨૯૨ મું–રાગ માલ કાલેરો.

માયલા મોહન કેરી મીટડી, માયલે ઉરવર માંડી રે;
સરવસ વારાં શામલિયાપર, કેમેં ન જાવા છાંડી રે. ૧
માયલે ગાંજે ગમતી ગોઠડી, કહાનજી શી હું કરશાં રે;
માયલે ઉરવર ભીડી ભીડી, ભામણુડે હું જાશાં રે. ૨
માયલું મન ત્યાં મલિયું સહીયો, ઉભલો જુમના તીર રે;
ભણે નરસૈંયો વાંસલી વહાતો, આવે શ્યામ શરીર રે. ૩

### પદ ૨૯૩ મું–રાગ માલ કાલેરો.

ચિતડે માયલે ચઢીયો સહીયો, શામલિયો સુજાણ રે;
આંગણુડે ઉભી હું જોવું, માયલો જીવન પ્રાણ રે. ૧
માંખણ સાકર સરસી રાખ્યા, મીઠડો મોહન આવે રે;
મુખડામાંહે મહેલો સહીયો, ભામણડાં લેતાં ભાવે રે. ૨
સુંદરવરશીં સાઇડાં લેતાં, કરીયે મનનાં ગમતાં રે;
ભણે નરસૈંયો અમીરસ વાધે, વહાલો ઉરપર ધરતાં રે. ૩

### પદ ૨૯૪ મું–રાગ માલ કાલેરો.

ચિતડું માયલું ચાલી ન શકે, વેંધાણી મુખડું જોતાં રે;
ગોરસની ગોળી હું ભૂલી, માયલો મોહન જોતાં રે. ૧
સજન અમાણો શામલો સહીયો, આંખડી માયલી વશીયો રે;
પ્રેમ ધરીને ઉરપર લીધો, કુંદન હીરો જડીયો રે; ૨
જાણું જીવન જમલી ઇંદાં, ગમતી ગોઠડી કરશાં રે;
નરસૈંયાચા સ્વામીના મુખમાં, માખણ સાકર મેલશાં રે. ૩

### પદ ૨૯૫ મું–રાગ માલ કાલેરો.

માયલે મંદિર આવો રે સહીયો, શામલો મારો શેણુ રે;
ગાંજે ગમતી ગોઠડી કરતાં, દાખાં મીઠડાં વેણુ રે. ૧
પીતામ્બરની પલવટવાળી, મારગડે મેં દીઠો રે;
વાંસલડી વહાતો વહાલો, માયલા ચિત્તમાં બેઠો રે. ૨
કામણ મુંશીં કરીયું સહીયો, મોહન મીટડી મલતાં રે;
ભણે નરસૈંયો ભુદર ભાવે, માયલા ઉરપર ધરતાં રે. ૩

### પદ ૨૯૬ મું–રાગ માલ કાલેરો.

મલપતડો મોહનજી ઇંદો, મોતીડે લઇ વધાવાં રે;
ભામણડાં લઈને ભેટી માયલો, મીટડી મેલવતો ભમાવાં રે. ૧
મંદર માયલે આવી બેઠો, વહાનો મધુરી વેણુ રે;
મુખડે માયલું મનડું મોહ્યું, શામલો માયલો શેણુ રે. ૨
ગોઠડી કરતાં કરતાં સહીયો, માયલે ઉરવર લીધો રે;
ભણે નરસૈંયો કંઠે વિલાગી, કહાનજીશો વશ કીધો રે. ૩

### પદ ૨૯૭ મું–રાગ માલ કાલેરો.

મલશેરે મારગમાં મુંશીં, શામલો માયલો શેણુ રે;
મુખડા ઉપર તન મન વારાં, નીરખી માયલે નેણુ રે. ૧
રુદિયા સરસો ભીડી ભીડી, માયલા સુંદરવરશી રાખાં રે;
ગોરસ માયલું મીઠડું પાઈ, વેણુ રસાલી ભાખાં રે. ૨
ગોઠડી કરતી કરતી સહિયો, ગાંજે માયલે માણું રે;
ભણે નરસૈંયો માયલો મોહન, અલવે મંદર આણું રે. ૩

### પદ ૨૯૮ મું–રાગ માલ કાલેરો.

મોલીડાંને લટકે સહીયો, માયલું મન તે મોહ્યું રે;
કામણુ કરાં મારગડો ભૂલી, શામલે સહામું જોયું રે. ૧
જીવન અમાણો અલવે ઉરવર, ભામણાં લઇ ભુજ ભરીયોરે;
કંઠે વિલાગી કહાનુડાશી, અંતર અળગો કરીયો રે. ૨
ગુણવંત કંથ કોડીલો પામી, સેજડી કુલડે રચેશાં રે;
નરસૈંયાચો સ્વામી ભલે મલિયો, રાતડી રંગભરી રમેશાં રે. ૩

### પદ ૨૯૯ મું–રાગ માલ કાલેરો.

ગોવિંદ ગોઠડી કરતાં મીઠડી, મીટડી માંડી જોતો રે;
મરકલડો કરી મોહન માયલું, ચિતડું ચોરીને લેતો રે. ૧
વાલી વાલી ઘોલી ઉપર, વાંસલી વહાતો જોઈ રે;
હૈડા સરસો ભીડી રાખ્યો, મુખડે એણે મોહી રે. ૨
તન મન માયલું શામલો સહિયો, આંખડી આગલ રાખાંરે;
ભણે નરસૈંયો ભાવતાં ભોજન, કહાનજી શી કરાવશાં રે. ૩

### પદ ૩૦૦ મું–રાગ માલ કાલેરો.

મુખડે તાયલે મોહી રે માવા, મોહન મીટડી મેલાં રે;
ગાંજો ગમતી ગોઠડી કરશાં, માયલે ઉરવર ભેલાં રે. ૧
સજન અમારી સહીયો, વાટડી તાયલી જોયાં રે;
દીવડીયો અજુંવાલી ઉભી, આવતો સેજડી શોહાં રે. ૨
મન ગમતોરે મચકો માયલો, કીધો કૃષ્ણુને કારણે રે;
નરસૈંયાચો સ્વામી હું ભેટી, વારી જાઉં વારણે રે. ૩

### પદ ૩૦૧ મું–રાગ માલ કાલેરો.

કાંઇ કરાં હું સહીયર મોહીલી, મોહીલી મારગ જાતાં રે;
અંગો અંગે વેંધાણી હું, મોહન મીટડી મેલાતાં રે. ૧
ક્ષણુ આંગણે ક્ષણુ મંદર માંહે, પાંજરે પીડા ચાલી રે;
માયલા સુંદરવરને ભીડી, કંઠે બાહુડલી વાલી રે. ૨
માયલો મોહન આવે સહીયો, ઉઠી ઉરવર લેશાં રે;
ભણે નરસૈંયો વેદના વામી, સરવસ શામળિયાને દેશાં રે. ૩

## પદ ૩૦૨ મું-રાગ માલ કાલેરો.

માયલે ગાંજે આવજો માવા, ભામણાં તાયલાં લીજે રે;
આંગણુડે ઉભી રહેશાં, ગમતી ગોઠડી કીજે રે. ૧
ધમલી કેરું દુધ કઢીને, સાકર સરસું આપાં રે;
માયલા ઉરવર ઉપર મોહન, સરવસ તુશીં સાંપાં રે. ૨
એકલડો એકાંતે મલિયે, દુરીજનનો ભેં ન આણાં રે;
ભણે નરસૈંયો મલપતડો, બેહું સેજ સુરંગી માણાં* રે. ૩

## પદ ૩૦૩ મું-રાગ માલ કાલેરો.

માયલે ગાંજે આવીને, વહાલે વાંસલડી તે વાહી રે;
મનમાં જાણાં શામલિયાને, ઉરવર લીજે ધાઇ રે. ૧
દુરીજન માયલા દુર કરીને, ગમતી ગોઠડી કીજે રે;
રુદીયા સરસો ભીડી ભીડી, અધુરતણો રસ પીજે રે. ૨
મીટડી ભરી જોઇ જીવનશીં, ભામણડાં તે લીજે રે;
નરસૈંયાચો સ્વામી ઘેર આવે, ક્ષણું અળગો નવ કીજે રે. ૩

## પદ ૩૦૪ મું-રાગ માલ કાલેરો.

સરોવર જળ ભરવા ચાલી, મારગડે હું મોહી રે;
કહાનજીયે મહારો પાલવ સાહ્યો, હું રહેતી મુખડું જોઈ રે. ૧
આજલગે કોય એહવો દાણી, નેણે મેં નવ દીઠો રે;
મરકલડે હું સહામું જોઉં, ચિતડે માયલે બેઠો રે. ૨
કેમ કરીયે જો દુરીજન દેખે, એકલડો એ ઘેર આવે રે;
ભણે નરસૈંયો તનમન વારી, કીજે જે મન ભાવે રે. ૩

## પદ ૩૦૫ મું-રાગ માલ કાલેરો.

સજન અમાણો શામલિયા તું, આવની ઉરપર લીજે રે;
ગોરસ માયલું છે અતિસારું, ભાવતું ભાવતું પીજે રે. ૧
મીટડી માયલી મોહનવેલડી, નિરખંતડાં વશ થૈયે રે;
પ્રીત વધારણ પાતલીયા આપણ, એકલડા વન જૈયે રે. ૨

* માણાં-માણવું-ભોગવવું.

રમતાં રમતાં શામળિયા આપણ, રંગભરી સાંઇડાં લીજે રે;
નરસૈંયાચા સ્વામી કંઠે વિલાગી, અધુરતણો રસ પીજે રે. ૩

### પદ ૩૦૬ મું–રાગ માલ કાલેરો.

માયલા મનમાં વશિયો વિઠલો, બીજો ચિતડી ન આવાં રે;
જાણું જમલાં રહિયે જીવન, ભુદરો મુંશીં ભાવાં રે. ૧
ચિત્ત અમાણું ચલિઉં તે, કહાનજી કામણગારો રે;
મોહી રહી મરકલડે મોહન, જીવન પ્રાણ અમારો રે. ૨
દાણ મશેં મારગમાં આવી, પાલવ ગ્રાહીને રાખે રે;
નરસૈંયાચા સ્વામી સરવસ સાંપું, અધુરતણો રસ પાજે રે. ૩

### પદ ૩૦૭ મું–રાગ માલ કાલેરો.

ચિતડી માયલી ચટકો લાગો, કેમ કરી મંદર જઇયે રે;
કામણ તાયલાં કીકી માંહે, જીવન જમલાં રહીયે રે. ૧
જો મન માનું તાયલું વહાલા, સાઇડું રુડિ પેરે લીજે રે;
આપણ બેઉ એકઠા થઇને, રમણતણો રસ પીજે રે. ૨
બલિયો બાથ ભરે એ વહાલો, વંદ્રાવન મોઝાર રે;
ભણે નરસૈંયો રંગભરી રમતાં, નારી નંદકુમાર રે. ૩

### પદ ૩૦૮ મું–રાગ માલ કાલેરો.

મારગડે વલગે શે મા'વા, ઉરવર આલિંગન કાં લીયે રે;
છમકલડા આવીને વાહો, કહો કેઈ પેરે કીયે રે. ૧
દાણમશેં પાલવ કાં ગ્રાહો, અમો એકલડી જાણી રે;
અંગો અંગે વળગતા આવાં, દેખાં સહીયો સમાણી રે. ૨
કરશું રાવ જસોદા આગળ, નીતનીત એમ જ કરતો રે;
ભણે નરસૈંયો જો વારું તો, ભાજન ભાંજી ભરતો રે. ૩

### પદ ૩૦૯ મું–રાગ માલ કાલેરો.

ભરીયુંરે કાં ઉરવર માયલું, ગોરસ ગોળી ઢોળી રે;
કર સાહી રહ્યાં રે કહાનજી, તાંહાં ભરી નવરંગી ચોળી રે. ૧
મા મા કરતે માયલું અંબર, શે ઉલાલી લીધું રે;
પીનપયોધરશું મુંને ભીડી, મુખ ભેલી ચુંબન દીધું રે. ૨

દુરિજન પેલાં અણઘટ બોલાં, નણદી નાટક જોવતી રે;
નરસૈંયાચો સ્વામી કહું તમને, કરીયે વાત સોહવતી રે. ૩

પદ ૩૧૦ મું–રાગ માલ કાલેરો.

સજન અમાણો મારગે મળશે, ગમતું ગમતું કરશાં રે;
સહિયર સઘળી જાવા દઈને, અલવે ઉરપર ધરશાં રે. ૧
મીઠડું દહી માયલું છે તે, વહાલાજીને પાશાં રે;
પીતાં પીતાં પાતળિયાનું, નેણ ભરી મુખ જોશાં રે. ૨
છેલપણે છમકલડો વહાશાં, માન ધરી નવ રેહેશાં રે;
ભણે નરસૈંયો એકલડાં બેહુ, લઈ વંદ્રાવન જાશાં રે. ૩

પદ ૩૧૧ મું–રાગ માલ કાલેરો.

ચિતડું માયલું ચોરી એણે, કહાનજીએ કામણ કીધલું રે;
વાંસલડી વાઈ એણે વહાલે, હીર હૈયાનું લીધલું રે. ૧
કોઇ મેલાવે માયલો મોહન, મેહ વેદના વ્યાપી રે;
પરવશ થઇ મુને કાંઇ નવ સૂઝે, કામ બાણ સંતાપી રે. ૨
કોણ ઉપાય કરું રે બહેની, વહાલા વિના ન રહેવાયે રે;
નરસૈંયાચો સ્વામી રુદેયા ભીંડે, તો આ વેદના જાયે રે.

પદ ૩૧૨ મું–રાગ માલ કાલેરો.

ઘડીએ ઘડીએ માયલું મન તે, જીવન જોવા જાયે રે,
માયલે મંદર આવીને વહાલો, વાંસલડી તે વાયે રે. ૧
મોતીએ ચોક પુરાવીએ, વાલી વાલી વારણે જાઉં રે;
સુંદરવરનું મુખડું જોતાં, પુલી અંગ ન માઉં રે. ૨
કુલડે પાગર ભરાવું શેરીયે, કુમકુમ રોલ કરાવું રે;
નરસૈંયાચો સ્વામી આવે તો, મોતીડે થાળે વધાવું રે. ૩

પદ ૩૧૩ મું–રાગ માલ કાલેરો.

માયલે ગ્યાંજે* આવની ગોવિંદ, ગોઠડી મીઠડી કરવા રે;
સુંદર રે શામલિયા તાયલું, દુર્લભ દર્શન દેવા રે. ૧
આછી પોળી ધીયે ઝબોળી, સુખડલી દીયાં સારી રે;
જીવના જીવનશીં જોઈને, જાઉં નેણાપર વારી રે. ૨

---

* આંગણે.

સરસી સાકર ભેલી મેલાં, સથરુ દહીં રાખ્યાં રે;
બોલડીયો બાપનોરે વીઠલા, વળી વળી વેણુ ભાખ્યાં રે. ૩
મનડું મળવા કાજે તલખે, હૈડું માયલું હીશે રે;
એકલડો એ આવ એકાંતે, મનછા શુદ્ધ મલીશે રે. ૪
બોલડીયા બહુનામી તાયલા, રુદેયા માંહે રસીયો રે;
નરસૈંયાચો સ્વામી ભલે મલીયો, વેદ વેદાચો વશીયો રે. ૫

## પદ ૩૧૪ મું–રાગ માલ કાલેરો.

ભામણે તાયલે જાઇશાં માવા, મારગડે મલશાં પહેલાં રે;
આણે આણે પગલે હું આવીશ, પાણીડાં બીન હેલાં રે. ૧
જાણ્યા છો રે જાદવા ગોલણી, મુંશે જાણી વાહેલી રે;
સમ કરું મહારા મા'વા, દુરજન નણુદુલી ઘેર રાહેલી રે. ૨
વંસીવટની છાહુંડીયે તમે, ના ઉભા રહેજો રાજ રે;
આણે આણે પગલે હું આવું, સમોવણુ કાજ રે. ૩
ગોલણી કેરા બોલડાં મીંઠાં, ગોવિંદને મન ભાવાં* રે;
નરસૈંયાચો સ્વામી ભલે મલિયો, ઘડુલા ઉતરાવાં† રે. ૪

## પદ ૩૧૫ મું–રાગ માલ કાલેરો.

શામલિયો તે મહારો મોહન, વનથી આવે વહાલો રે;
આગળ ધેંન ગોવાલામાંહે, વાહે વેણુ રસાલો રે. ૧
વનમાલા વૈજંતી ઉરપર, વનની ધાતુ સોહાવે રે;
નેણે નેણાં મેલવું બાઇરિ, ત્રેહે તાપ સમાવે રે. ૨
પીતાંબર અંબર ઓપતું તાંહાં, વેણુતણી ધૂન થાયે રે;
ભણે નરસૈંયો શી કહું શોભા, ગેલ કરંતો ગાયે રે. ૩

## પદ ૩૧૬ મું.

માચીએ‡ બેઠાં આવીને વલગાં, સાંભલરે તું મોરી સહી;
આગે સાસુડીશું સંતોષ નોહોતો, મેં જાણ્યું શું થાશે સહી. ૧
ગૌ દોહિણુની વેલા હુતી, નિશા અંધારી ને મંદર દૂર;
નંદનંદનશું નેહ જડ લાગી, મુકી જવાય ના ઉગીલા સૂર. ૨

* ભાવ્યાં. † ઉતરાવ્યા. ‡ ગોવાલણી ગૌ દોહવાને બેસે છે તે માચી.

આલિંગન લેતાં અધુર રસ પીતાં,મેં જાણ્યું અબલા ધંનધંન;
સુખની સીમા કહી નવ જાએ,વૃથા ગયા પેલા પાછલા દંન. ૩
હોનાર હોય તે એણી પેર હોયે, મુરખ મન વિમાસે ફોક;
નરસૈંયાચા સ્વામીશું રમતાં, જખ મારે પેલા દુરજન લોક. ૪

### પદ ૩૧૭ મું.

ઘણે ઘણે દહાડે ઘેર પધાર્યા, હુવે કરી રહો મન હેઠું રે;
સગુણ શામલિયો સહેજે પામી, તો દોહેલા દંન શે વેઠું રે. ૧
સફલ કીધી ને સમરથ સ્વામી, માયલા અંતરયામી રે;
મંદર માંહે પ્રેમ ધરીને, થિર થૈ રહો બહુનામી રે. ૨
માયલા મનમાંહે ને ચિત માંહે,નોતું તે પરમાનંદ પામી રે;
અણચિંતવાં આવી આલિંગન લીધું, મલ્યો નરસૈંયોચો સ્વામીરે. ૩

### પદ ૩૧૮ મું-રાગ કેદારો.

મોરચંડક* તણો મુગટ મસ્તક તમો, રમી રહી આવિયા અર્ધ રજની;
માગો† ભાગ્યનિધ ભામની કોણ, જોવા સરખી અંગોઅંગ સજની. ૧
અધમલાં નેત્ર તે અધિક ઉજાગરા, ભરાંરે તંબોલ અતિ રસ રસાલા;
કોમલ કલીવર,કુસમ કાહાનાતણું, ભોગવો કામની વિધવિધ બાળા. ૨
સકલ સુંદરી વદન, ચંદનો ચંદ્રમા, એને ચતુરચો ચારેશ ચંદ્ર લાગે;
મોહ નેત્રે ભરાં, રંજે રસદા, તેહમાં દંતતણા દસન ભાસે. ૩
વદન મકરંદમાં‡, મદન દમન કરે,દમલો§ ભલો અલિડા‖ લડેલડે¶ લોલ$ લોભે;
નાયક નિટ+ સંગીત સૂત ઘરરુમા (?), આવ્યો એણીપેરે અધિક શોભે. ૪
લડથડો નાથ ઉચેલ અંગે લીધો, ચારપોહર પીધો તૃપ્ત નયણે;
આવરતુ સુખ, શું કહું સજની, અંગે સુણ્યું નારસૈંયા વચણે. ૫

### પદ ૩૧૯ મું.

સરોવર પાણી હું ગઇ, વાહલો મારી તે મરડેરે બાંયરે;**
પીનપયોધર†† ગ્રહી તે રહો, અધુર અમૃત રસ પીયે પાયરે. ૧
સાસુ પુછે સુણ વહુઆરુ, આ અધુર ડંક‡‡ કાંહાં લાગો રે;
સરવર કુંભ§§ ચઢાવતાં હુને, સહીયરનો નખ વાગો રે. ૨

---

* મોરના પીંછામાં જે ચાંદલો હોય છે તે. † મારાથી. ‡ કમળ (કમળવદન.) § દમ્યો. ‖ અલિ-ભમર-ભમરો. ¶ ગુંજારવ કરતાં. $ ભમે. + સુઘડ. ** હાથ. †† કઠણ કુચ. ‡‡ ઘા. §§ ઘડો.

જાતાં ગઇ ઉતાવળી, વાહુલે વલતી વલવા* ન દીધી રે;
નરસૈંયાચો સ્વામી ભલેરે મળિયો, આપ સરીખડી કીધી રે. ૩

## પદ ૩૨૦ મું.

કાજલ તાહારૂં કામણુગારૂં, ઘોળીને આંખે ઘાલ્યું† રે;
મનમથચી‡ પીડ દોહલી દેખી, જોબન ન રહે ઝાલું રે. ૧
નલવટ ટીલી§ નયણુ સમારાં,|| શેથે ફૂલડી શોહેરે;
મુનિજન સઘલા મોહ પમાડ્યા, ઇંદ્ર ઉભો રહી જોયે રે. ૨
ધ્યાન ધરતા મહાદેવ ચૂકયા, જાણે સુંદરી કોયે રે;
નારી નયણે અંજન દેતાં, વિશ્વપર્ણુલા¶ મોહે રે. ૩
તંત્ર મંત્રને ઓખધ ભૂલી, એણીપેરે કાજલ કીધું રે;
નરસૈંયાચો સ્વામી ભલે મળ્યો, કાજ અમારૂં સીધું રે. ૪

## પદ ૩૨૧ મું.

અમારૂં મન તાં તમશુ સાચૂં , તમારા મનની કોય નવ લહે;
પરનારીશું પ્રિત જ માંડો, તે સતીયા નારી કયમ સહે. ૧
તમો છો વાહુલાજી ચતુર શિરોમણ,સહુ કોયનાં સુખદુઃખ જાણો;
શોકલડીને પ્રેમે બોલાવો, અમશું અંતર શે આણો. ૨
સ્નેહ કીજે તે સાચો કીજે, સાચા વિણુ તે મોહ કશો;
આઠે પોહોરરે રહેવું એકઠડાં, જાણો હીરો કુન્દન રસો.$ ૩
અનેક નારીઓ હાથ તમારે, અમારે તમ વિના નહિ કોય;
તે નારીનાં ભાગ્ય વડાં× જે, નારસૈંયાચો સ્વામી નયણે જોય. ૪

## પદ ૩૨૨ મું.

મીઠડાશા બોલ બોલે વાહલો, અબોલડે બોલાવે રે;
કાંઇક દ્રષ્ટે મોહે જોઇને, જાણે મોર શો** મદન જગાવે રે. ૧
મેં જાણ્યું હું હવે નહિ બોલું, વન ગઈ પીયું પહેલી રે;
કંદ્રપ કોટી†† કલિવર‡‡ સુંદર, નીરખતાં થઇ ઘેહેલી રે. ૨

* પાછી ફરવા. † ઘાલવું. આંજવું. ‡ કામદેવની. § ટીકો. બીનકી. || અંજન આંજ્યું–સોળ શણુગારમાંનું એક. ¶ આ શબ્દ મને અજ્ઞાત છે. હું ધારૂં છું કે આ બીટી આ પ્રમાણે હોય. 'વિશ્વપતિ' કે 'વિશ્વપાળક મોહેરે.' $ રસેલો. × મોટાં. ** પ્રથમ–પુર્વેથી. †† કરોડ કામદેવ. ‡‡ કલેવર–અંગ.

રુષણુડે હું રહી અલગી, મદન છંડાવે માન રે;
નરસૈંયાચો સ્વામી ભલે મળિયો, કાનડ ચતુરસુજાણ રે. ૩

પદ ૩૨૩ મું.

જાઓ જુઠડા બોલા જાદવા દૂર, હવે ન માનું તમારા બોલ;
વાચ* દઇને વાહી ગયા વિઠલા, નિર્ગુણશું ગોવાળો નઠોર. ૧
મીઠડા માણુસને નવ ધીરીયે, તેહતણું કપટ તે કોય ન જાણે;
મધુરી વાણી મુખ મોરલી ઉચરે, વિખ હાલાહાલ સર્પ ખાણે. ૨
ક્ષણ આંગણે ક્ષણ મંદર માંહે, ટોડલે ઉભા રયણી ગઈ;
આશાબંધનો, હૃદય રડતાં, કુસમચી† શેજ સૂની રહી. ૩
નાથ નોહરી‡ કરે, નાર મન નેહ વધે, પરમાનંદશું પ્રેમ બાંધ્યો;
નરસૈંયાચો સ્વામી ભલે મળિયો, વિરહિણીનો પ્રભુએ નેહ ભાંગ્યો. ૪

પદ ૩૨૪ મું.

નાનડિયો અતિ સુંદર બાઇરે, કર ગ્રહ્યો ને ઉરપર લીધો રે;
નિમિખમાંહે§ જોબનો થઇને, અધુર અમૃત રસ પીધો રે. ૧
પંથ તજી વંદ્રાવન ચાલ્યો, કુંજ મહોલમાં બેઠો રે;
આશ્ચર્ય દેખી મન આસંગી, કોટિ કંદ્રપ મેં દીઠો રે. ૨
રાસ વિલાસ રમાડ્યાં બહુ પેરે, મદન થઈને મન હસીયો રે;
નરસૈંયાચા સ્વામી ચતુર શિરોમણ, હૃદયા માંયલે વસીયો રે. ૩

પદ ૩૨૫ મું.

નાનડીયો પીયું તેહ ન જાણે, તો શું કીજે સૂનો શણગાર;
અંતરથી વહાલો મોહ ઉપજાવે, અંગોઠડા જેવડો ભરતાર. ૧
કંઠ આરોપે, દ્રગ‖ નિમેષ માંડે, મંદિરમાંહથી મોરલી વદે;
સાસરડે આવંતો જાતે, નવલનારશું નેહ ધરે. ૨
જો મુને વહાલોજી પ્રેમે બોલાવે, તો તન નવલી નેહ ધરું;
ભણે નરસૈંયો કારમી કાયા, અંતરયામી કૃષ્ણ વરું. ૩

પદ ૩૨૬ મું.

શે ન સરજી તાહરા વદનની વાંસલી, જે અધુર અમૃત રસ પાન કરતે. શે ન૦ ૧
જન કોટાણુકોટ ઈશ્વર ઓલગા, અગન આફલડી દેહ દીધી;
પૂરવ જનમનું સુકૃત્ય શું એહનું, તે તારા મૂખની હામ લીધી. શે ન૦ ૨

*વચન-વાયદો. †ફુલની. ‡અકારી-પ્રીતિ વગરની. §જોત જોતામાં, આંખના પલકારામાં. ‖આંખ.

રાઈ રુકમણી લાછ ચંદ્રાવલી, અધિક નારાયણી પેર બોલે;
લોલ સહસ્ર અંતે હરી તાહરે, નહીં કોય વલ્લભ વંસ* તોલે. શે ન૦ ૩
વનતણી વાંસલી કયમ ગમી તમને, જે પૂરવ જનમની શોક માહરી;
ભણે નરસૈંયો શામલો શ્રી હરી, કૃષ્ણુમાં વેણું† કામણગારી. શે ન૦ ૪

## પદ ૩૨૭ મું.

ચાંદલો તપેરે લલાટ;‡
કર અવિલંબી રહીરે કપાટ. ચાંદલો૦ ટેક.
શીરપરે સોહે રાખડલી રે, કંઠે મુક્તાહાર;
ગોફણુડે ઘુઘરડી ઘમકે,તમી§ રહિ જાજો વનમાંહરે બેહેની. ચાંદલો. ૧
કરતી મનોરથ મલવારે, મોહન સેજ રચીરે રસીલી;
નરસૈંયાચો સ્વામી તેણીવેળા,આવ્યારે શ્રીવનમાલીરે બેહેની. ચાંદલો૦ ૨

## પદ ૩૨૮ મું.

ચાંદલો સોહે મૃગ નયણી;
પીયુશું રંગભર રમતાંરે રયણી. ચાંદલો.
ટીલી કીધી કુસુમે કરી, ઝાલ ઝબુકે કાન;
પ્રેમ ધરી વદન નીહાલું, કંઠ વીલાચો કાહાન રે. ચાંદલો.
નાના માન ધરી પીઉ સાથે, કરતી કેલ વિલાસ;
નરસૈંયાચો સ્વામી ભલે મળ્યો,પોહોતી મનની આશ રે. ચાંદલો.

## પદ ૩૨૯ મું.

ચાંદલો ઘુઘટમાં ઝલકે;
તાલી દેતાં ઝાંઝર ઝમકે. ચાંદલો.
કંઠ ધરી બેહુ બાહોડલી રે, દરપણુ માંહે નીહાલું;
જમજમ રીજે શામલીયોરે, તમતમ સંગમ માહલું રે બેહેની. ચાંદલો.
સેજડીયે સુંદરવર પામી, વામી વેદના ભારી;
નરસૈંયાચો સ્વામી સેજસોહાવે, રાખ્યો ઉરપર ધારી રે બેહેની. ચાંદલો.

## પદ ૩૩૦ મું.

ચાંદલો ચતુર ચિત ચાલે;
દીપકને અંજવાલેરે બેહેની. ચાંદલો.

---

* વાંસ—વાંસલી. † એક પ્રતમાં 'વેણુ' છે. ‡ કપાળ. § તમે.

મરકલડો કરી વહાલે સામું જોયે, તમતમ હરખ ન માયે;
શામલિયાશું નેહજડ લાગી, જાણું રખે રયણી વાહાયરે* બેહેની. ચાં૦
ધન ધન આ રયણી ને ચંદર, આ જોબન ધન ધન કીધા શૃંગાર;
નરસૈંયાચો સ્વામી સૂર સનેહી, ધન ધન કરતાં વિહાર રે બેહેની. ચાં૦

પદ ૩૩૧ મું.

ચાંદલો કામા કર કર્યો;
જાણે શશી ઉપર દિનકર ધરયો. ચાંદલો.
કર કંકણુ નેપૂરીયાં વાજે, કર કિંકણી ઝણુકાર;
સૂરત સમાગમે મહા રસ વાધ્યો, વિલસે પ્રાણુ આધાર રે. ચાંદલો.
ચોલી ઉપર હાર હુલાવે, નયણે નયણુ મેલાવે;
નરસૈંયાચો સ્વામી મનનો મોહન, ભજતાં વાહાલો મન ભાવે રે. ચાંદલો.

પદ ૩૩૨ મું.

ચાંદલો ભામનીને ભાવે;†
નિરખતાં વહાલો પ્રેમ જણાવે. ચાંદલો.
મૂખ ઉપરે મૂખ કરીને રહીરે, કરતાં અમૃત રસ પાન;
વહાલો વહાલ ધરી બોલાવે, તેણે કરી ગયું રે મોહંન માહરું માનરે. ચાંદલો.
રાતડી રઢિયાલી કીધી, વહાલોજી સંગમ મહાલે;
નરસૈંયાચો સ્વામી માહરો જીવન, મરકલડા મને મારેરે. ચાંદલો.

પદ ૩૩૩ મું.

ચાંદલો સકલ ગુણવંતો;
રંગભર રમતાં પીયુ મન હરતો. ચાંદલો.
નયણુ સફલ કીધાં વહાલે, વદન નિહાલું કરતાં વાત રસાલી;
અંગોઅંગ માહરે, અમી રસ છાંટ્યાં, રંગની રેલમાં હું માહાલી રે. ચાંદલો.
સેજ સફલ થઈ પીયુ ઉર લીધો, સફલ થયો શણગાર;
ભણે નરસૈંયો સફલ આ રયણી, સફલ થયો વિહાર રે. ચાંદલો.

પદ ૩૩૪ મું.

ચાંદલો પીયું મનરંજન;
શા સુખ કહીએ જે માહાલે મોહન. ચાંદલો.

* વીતી જવું. † ભાવવું—ગમવું.

કંદ્રપ કોટ સરીખો સુંદર, તે મહારે મન વસીયો;
નયણે નયણાં નિહાળી રહીરે, ભાવ ધરીને ભજીયો રે. ચાંદલો.
સકલકલાશશી શામલીયો રે, સુરવસ વનિતા કીધો;
ભણે નરસૈંયો બેહુ રમી રહ્યારે, મનનો મનોરથ સીધો રે. ચાંદલો.

પદ ૩૩૫ મું.

ચાંદલો સોહાગીર મારો;
વહાલોજી નિહાલી ઉર લીધોરે, બેહેની. ચાંદલો.
નયણુ સલૂણો માહરો શામલીયોરે, મરકલડે મન મોહ્યું;
વિહવલ થૈ હું કંઠ વિલાગી, ધિરજ માહરું ન રહ્યુંરે બેહેની. ચાંદલો.
ઉદયો દિવાકર મેં નવ જાણ્યો, પીયુંશું રંગભર રમતાં;
ભણે નરસૈંયો સુખની લેહેરે, મગન થઈ અનુભવતાંરે બેહેની. ચાંદલો.

પદ ૩૩૬ મું.

ચાંદલો સફલ મેં કીધો;
વહાલાજીશું પ્રેમ પ્રઘલ* રસ પીધો. ચાંદલો.
સાંભલ સજની આજની રજની, મહાલ્યો પીયું મનગમતો;
સુરત સમાગમ શામલિયોરે, મહારા ઉરપર રમતોરે બેહેની. ચાંદલો.
જીવન માહારો જમજમ માહાલે, તમતમ હરખ ન માયે;
ભણે નરસૈંયો એ લીલારસ, તુજ વિના કહેને કહેવાયેરે બેહેની. ચાંદલો.

પદ ૩૩૭ મું.

આજ મૂહને કાંઇ કાંઇ થાયરે બેહેની, જાણૂ જાણૂ રહેથી ન મૂકૂં;
રંગભર રમતાં કરું મનગમતાં, અંગોઅંગે ભેટુંરે બેહેની. આ૦
કૂર કુકડારે તું કને માનજ માગૂં, મહારો વહાલોજી રસ માંહે રાતો;
નરસૈંયાચા સ્વામી ઉરવરે માહાલે, રખે તું વયણ† ઉચરતોરે બેહેની. આ૦

પદ ૩૩૮ મું.

વાંસલડીએ શાંતવન કીધાં રે;
અધુર ધરીને વનમાં ગાજે, ચિત હરીને લીધાં રે. વાંસ૦ ૧

---

* મૂળમાં સંસ્કૃતમાં 'ગલ્લ' છે. તેને 'પ્ર' ઉપસર્ગ લગાડેથી પ્રગલ્લ થાય છે અને તેનું આ ભ્રષ્ટ રૂપ હોવું જોઇએ; કારણ કે તે વિના બીજો અર્થ બેસતો નથી. પ્રઘલ એટલે ખાસ. † શબ્દ.

આઠે પોહોર ન મૂકું અલગી, શામળિયા સંગ રાજેરે;
અમે અબલાના ઉરવર વીંધે, આવી બાણ થઈ વાગે રે. વાંસ૦ ૨
કામણ મોહણ જાણે સઘળું, માહારા વાહાલાજીને મોંહે રે;
ભણે નારસૈંયો થઈ સફરાણી, મલપતડી માનની શોહે રે. વાંસ૦ ૩

પદ ૩૩૯ મું.

કાહાનજીએ કામણ કીધું;
વંદ્રાવનમાં વેણુ વજાડી, ચિત્ત હરીને લીધું. કાહાન૦ ૧
તનમન જાણું સાંપુ સજની, અમ ઘેર નણંદ ધૂતારી;
સાસૂ આગલ જૂઠું બોલે, વાત કરે વધારી રે. કાહાન૦ ૨
કોણ ઉપાય કરુંરે બેહેની, વાહાલોજી સંગમ આવે;
નારસૈંયાચો સ્વામી દે આલિંગન, વિરહ તાપ સમાવે રે. કાહાન૦ ૩

પદ ૩૪૦ મું.

જોબન તેહેનું પરમ સોહાગી, જેણે જાદવને વશ કીધો રે;
સેહેજડીએ આવંતો બાઇરે, આનંદે ઉર લીધો રે. ૧
સુરત સંગ્રામે શામળિયાશું, રમતાં ન્યુન ન રાખી રે;
ઓચિંતો રમ્યો એક થઇને, અધુર અમ્રત રસ ચાખી રે. ૨
તે વહાલા વિના ઘડીય ન રહેતાં, વાહાલોજી જાહાંતાંહાં આવે સાથે રે;
ભણે નારસૈંયો તેહને મેં કસ્યો જે, એનો કર ગ્રહ્યો માહરે નાથે રે. ૩

પદ ૩૪૧ મું.

કહાના શી વળગે છે રે, કહાનજી મારગમાં અમ દેખી રે;
વહેલી આવીશ કહું છું વિઠ્ઠલ, સહિયર આપું સાખી રે. ૧
આ જુગે અમારે ઉરપર, બીજો કોઈ નવ વશીયો રે;
કાળો સરખો કૃષ્ણજી, તે ચિત્ત અમારે ચડીયો રે. ૨
ગોકુળમાંહે ગોવાલણીનું, જીવન જાદવરાયે રે;
નારસૈંયાચા સ્વામી કહું તમને, ક્ષણું અળગો ન થાયે રે. ૩

પદ ૩૪૨ મું.

કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ પામ્યા, માંખણ મુખ માંહે મેહેલાં રે;
જીવન માયલો જોતાં સહીયેર, રુદેયા સરસો ભેલાં રે. ૧

માયલો મોહન કારણ સહિયો, આંબલાનો રસ ઘોળ્યો રે;
પાતલીઓ લઈ આવ્યા રે સહિયો, ઝાઝે વીયે ઝબોળ્યો રે. ૨
મીટડી* મુશીં મલતાં સહિયો, શામલા ઉરપર ઘોળી રે;
ભણે નરસૈંયો આલિંગન આપે, કંઠડે બાહુડી વાલી રે. ૩

પદ ૩૪૩ મું.

નથલડીને† લહેકે રે, મોહ્યો દેવ દયાલો રે;
દાણ મસે દામોદર વળગે, નંદતણો ગોવાળો રે. ૧
સહેજે શામલો સામે આવે, જેને ત્રિભુવન મોહે રે;
મોહનજી છેડલે વળગે, ગોવાલણી નિરખી જોયે રે. ૨
જોગી, જતી,‡ સંન્યાસી, જેહુને લાગી તાળી રે;
બ્રહ્મા આગળ વેદ વખાણે, ધન તે ગોરસવાળી રે. ૩
બ્રહ્માદિક ઇંદ્રાદિક નારદ, શંકર પાર ન પામે રે;
ભણે નરસૈંયો તેહેણું લોભે, કહાનજી નેતરું§ તાણે રે. ૪

પદ ૩૪૪ મું.

કહાનજીને કો લાવો રે, મારા તનની પીડા તે જાણે રે;
મદન સંતાપે મુને, વહાલો મન ન આણે રે. કહાન૦ ૧
ચિતડામાં ચટકાવી સહિયો, ત્રણ ઘર એને કાલે રે;
વખની‖ વેંધી ગોવાલણી રે, તે વખ વિઠલ વાળે રે¶. કહાન૦ ૨
ઓસડીયા મા કરશો સહિયો, ઘણું ઘણેરું થાશે રે;
આણી આણી લહેરડીએ, જીવડલો મારો જાશે રે. કહાન૦ ૩
સકળ સહિયરો મળીને, સમર્યો અંતરજામી રે;
ભગતવત્સલ મલ્યો રે, નારસૈંયાચો સ્વામી રે. કહાન૦ ૪

પદ ૩૪૫ મું.

આજ મેં દીઠો દેવ, જમુનાંને તીર રે;
ભરતાં ભરતાં ઘડુલે, કોયે ન આવે માંહે નીર રે. આજ૦ ૧
માય ને બાપ મા વઢશો, ને મા વઢશો માહારા વીર રે;
આજનું મ્હારું મન સવશ નહિ, વિકળ થયું શરીર રે. આજ૦ ૨

---

* દૃષ્ટિ. † નાકની વાળી. ‡ મૂલમાં 'જપી' છે. § વલોણાની દોરી. ‖ વિરહરૂપી ઝેરની. ¶ ઉતારે.

શીર ઉપરથી ખસીયાં, નવરંગા ચીર રે;
નરસૈંયાચો સ્વામી ભલે મળીયો, હેરુ હૈયાનું હીર રે. આજ૦ ૩

### પદ ૩૪૬ મું.

કહાન દેવને કોડામણે ભામણે, મહીડું વલોવી જાણે રે;
ગોળો રવાઈયો ગુણિયલ ગોવિંદો, તરત નેતરું તાણે રે. ૧
બ્રાહ્મણ કોઇ ભગતને ભેલે, મહેલે મહી અજ માણે રે;
જે રસ બ્રહ્માદિકને દુર્લભ, તે અલવે* આહીરડાં માણે† રે. ૨
કોઈ વિચાર વધારે વિઠુલ, માંખણ અતિ ઘણું આણે રે;
નરસૈંયાચો સ્વામી ભલે મળીયો, જેહને વેદ વખાણે રે. ૩

### પદ ૩૪૭ મું.

આંખલડીથી અલગો રે, માહારા વિઠુલ સુ‡ જાઈશ વલી§ રે;
મનમાન્યું મહાવાશું મલતાં, તતક્ષણ લાગી તાળી રે. ૧
અમે ભરવાડાં ભુધરા, ઓઢણ કંબલ કાળી રે;
મ્હારા જીવના જીવનરે જાદવા, હું ન શકું કાંયે સંભાળી રે. ૨
કામણગારા કહાનજી, તારા ચર્ણ ઉપર ચિત્ત વાલી રે;
નરસૈંયાચો સ્વામી ભલે મલીયો, ભવસાગર ભે ટાલી રે. ૩

### પદ ૩૪૮ મું.

તવતવડી ટોળી મળીને, ચાલી જીમનાં તીર રે;
મારગડામાં આવીને મલીયો, સુંદર શ્યામ શરીર રે. ૧
અલવે શું આઘેરા આવીને, લટકે બાહુડી|| ઝાલી રે;
મરકલડે મુખ ચુંબન દઈને, વદન નિહાળ્યું વહાલી રે. ૨
લાખેણો કમખો¶ ફાડ્યો, ફોડી મહીની ગોળી રે;
નરસૈંયાચો સ્વામી ભલે મળીયો, તું ઉપર મહી ઘોળી રે. ૩

### પદ ૩૪૯ મું.

આજ મેં નયણે નીરખ્યો નાથ,
અભે કર આપ્યો કરુણા શ્રી, નયણા મ્હોવાં મારા નાથરે. આજ૦ ૧
પાસ્વતી તે પતિ શ્રી બોલ્યાં, સુણીએ સ્વામી વાત;
દયા કરો આ સુત જાણી, પ્રગટે ત્રિભોવન નાથરે. આજ૦ ૨

---

* સહેજે. † ભોગવે. ‡ નકારના અર્થમાં-નહિ (જતો.). § પાછો. || પહોંચો. ¶ ચોળી.

શંભુએ શરણાગત રાખી, મુખ કમળ કર વાહ્યો;
માગ માગ શંકર એમ બોલે, અધુર અમૃતરસ પાયો. આજ૦ ૩
હું માગું છું મહારા સ્વામી, હૃદે તારા રસગુણવાન;
સંકટ તો સાધારણ થાજે, કરતાં હરિ ગુણ ગાન. આજ૦ ૪
વંદ્રાવનમાં મધ્યે મોહનજી, ગોરી કરતી ગાન;
કહે કમળાવર તું માગ નરસૈંયા, પુરી આશ આપું માનરે. આજ૦ ૫

પદ ૩૫૦ મું.

બાઈ મહારે શોણું* કે સાચું;
નંદકુવરશું રંગભેર રમતાં, અંતરગતિ રાચુંરે. ટેક.
સહીયર મોયે હેતે બોલાવી, મરકલડો કીધો;
આલિંગન લીધું આવીને, અધુર અમૃત રસ પીધો. બાઈ૦ ૧
અબોલડા ટાલીને વાહાલે, માનીતી મજ કીધી;
ભણે નરસૈંયો પછે ભેતજીને, ઉરપર ઉચળી લીધી. બાઈ૦ ૨

પદ ૩૫૧ મું.

આજ મારે દિવાલી દિવાલી, ઘેર આવ્યા શ્રીવનમાલી રે;
ઘણા દિવસનો તાપ સમાયો, પ્રેમે બોલાવી રે. આજ૦ ૧
ઝલહલ મલહલ કરેરે દીવડા, મોતીએ ચોક પુરાવું રે;
માનની મલી મલી મંગલ ગાયે, એ ઢોલ દદામા વાહું રે. આજ૦ ૨
મસ્તક મૂગટ પહેર્યો પીત અમ્બર, ચોહોસર ચાંપ લેંહેકે રે;
ભરાં તંબોલ ગલ પ્રસ્થલ ઝલકે, ચૂઆચંદન બહેકે રે. આજ૦ ૩
સનાથ કીધાં સ્વામી મારા, તારા ગુણ શા કહીએ રે;
નારસૈંયાના સ્વામી એટલું માગું, મારે મંદિરથી નવ જઈએ રે. આજ૦ ૪

પદ ૩૫૨ મું.

નીરમલીયો† ન કર તું દીવા, સેજડીએ શામલીયો આવે રંગભેર રમવા. ૧
‡કુલી કુલી કશણ મચોડી સજની, ન હોય રે મનગમતો રયણી. ૨
દીવડારે તું મ કરી ચોરી, નોહે દેવાકર શિર રાખડી મોરી. ૩
દીવડો દેખી સુંદરી સુખ પામી, ભગવત્સ્છલ મળ્યો નરસૈંયો સ્વામી. ૪

---

* સ્વપ્નું. † ઝાંખું. ‡ લીટી અરપષ્ઠ છે.

## પદ ૩૫૩ મું.

મ્હારા પરણ્યાના પગમાં, કોટડી* મશે નમી જાઉરે;
દુરીજન દેખતાં કેમ નમુરે, દોહેલો લોકાચારરે. ૧
છાની છાની કહું એક વાતલડીરે, આઘેરો આવેલોરે;
તમ દીઠડે મોરા અનંગ જાગીલા, ભૂતલ મલજે વહેલોરે. ૨
તહારી લીલાએ તું ઝટ લે, હું ટળી તું શે ન ટળ્યોરે;
નરસૈંયાચો સ્વામી સુંદરી ભુરકવા, મારગમાં વહેલો મળ્યોરે. ૩

## પદ ૩૫૪ મું.

નંદુલીયે પરવશ કીધાં, વહાલોજી આવતો ન જાણ્યોરે સજની. ટેક.
સાસુડી છાનો મેં શણગાર કીધો, રુચિ રુચિ સેજ સમારી;
જાણું વહાલાજી શું રંગભેર રમશું, વેરણ રયણી વીહાણી ન જાણીરે સજની. ૧
ધીક ધીક પડ્યો, એ નિશ્ચે જડીઓરે, જેણે મ્હારો વહાલોજી કંઠે ન લાગે;†
નરસૈંયાચા સ્વામીને મલવા રદયામાં, ધસમસ્યો આવ્યો ન જાણ્યોરે સજની. ૨

## પદ ૩૫૫ મું.

મારગ માંહે ઉભી રાખી, મૂલવી ભૂદરજીએ મટકી. ટેક.
મૂકો મૂકો વહાલાજી, મારી જાયરે સખીની ટોળી;
શીરપર ભાર મારે, ન અરથ સારે, ફૂટે મહીડાચી ગોળી. મારગ૦
રહો રહો સજની આવશું સાથે,
પાલવડો ગ્રહ્યો મહારો શ્રીવૃજનાથે;
કામણગારે કંઇ કામણ કીધું,
નરસૈંયાચે સ્વામી મહારું મન હરી લીધું. મારગ૦

## પદ ૩૫૬ મું.

મારગડા માંહે વાહલ સાથે, પાલવડો ગ્રહ્યો શ્રીવ્રજનાથે. ટેક.
ગોપીના વહાલાજીશું, માહારું કંઈ નવ ચાલે;
છેડલો મહેલાવું તો, માહરી બાંહડલી ઝાલે. માર૦
સકલ સંયોગે સુંદરવર પામી;
પ્રેમ સહિત મળ્યો, નરસૈંચો સ્વામી. માર૦

---

* કોટી તેનું રસીલું રૂપ કોટડી. અર્થાત્ કરોડ નિમિત્તે. † એ તુક અસ્પષ્ટ છે.

### પદ ૩૫૭ મું.

નણુદી વેરણુ રે, મોરી આવંત ડાહેરી રે. ટેક.
એકવાર સાસુ ને નણુદી, બેહુ ગડબડતાં હુતાં;
અધબોલું મેં કંઈક પ્રીછ્યું, એના મૂખ મીઠા ચીત વુઠા.* નણુદી૦
સાસુ સાપણુ ને સસરો વીછી, નાહુરીયે† મૂહને મારી;
સકલ વિશ્વનો તું સાધારણુ, તે માટે હું દાસ તમારી. નણુદી૦
જો મારો વહાલો મુને પ્રેમે બોલાવે, તો તો સહુને નટકરાધું;‡
નરસૈંયાચા સ્વામીને મળી વરીએ, સાસરડે ન આવું પાછું. નણુદી૦

### પદ ૩૫૮ મું.

સાઇડું લીધુ રંગભેર રજની, શામલીયાને સંગમ રમતાં રે;
મનતણા મનોરથ પૂરવા રે, સુખ પામી ઉરપર ધરતાં રે.
સાન કરી મહારો ઘણુગટ ટાળ્યો, સુરત સમે વહાલે લોપી લાજ;
અધુર અમ્રતરસપાન કરતાં, સાર્યાં અમારાં સઘલાં કાજ.
પુરુષોતમશું પ્રીત બંધાણી, શુ કરે દુરજન કરતાં તાંત;§
જે રસ બ્રહ્માદિકને દુર્લભ, તે નરસૈંયે જાણી વાત.

### પદ ૩૫૯ મું.

સુંદરી તનમુખ ચંદ અવિલોકચા, સનમુખ શામળે દ્રષ્ટિ કીધી;
નયણુ નયણાં મલ્યાં, વિરહાતુર ટળ્યાં, અવલ‖ મોરે નાથે અર્ધાંગ લીધી. ૧
કંઠે બાંહે ગ્રહી, સનમુખ ગુણુ ઉચરે, તુમસી મમ જીવન ઇમ નાથ બોલે;
તુમસી શૃંગાર ઉર હાર મમ ભૂષણુ, તુમસી મમ મગન ચિત્તસંગ ડોલે. ૨
પ્રીતપૂરણુ કરી, એમ કહે શ્રીહરી, માન મ્રગલોચની વચન મહારું;
યદ્યપિ મુખથકી વીસર્યો વલ્લભા, હૃદયામાંહે સખી ધ્યાન તહારું. ૩
ધન કુલકામિની કૃષ્ણુ તેને કહે, જેહેનું ધ્યાન સૂર બ્રહ્મ રટતાં;
નરસૈંયાચો સ્વામી સુખતણો સાગર, એહની સુકૃતને અરજ કરતાં. ૪

### પદ ૩૬૦ મું.

આંખડલી અણિયારી શ્યામા, મૃગમદ અંજન સારુ રે;
શામલીયો મલવાને કાજે, નવલૂ અંગ સમારુ રે. ૧

---

* વઠેલા. † નાહુલિયો. સ્વામી–ધણી. ‡ લેખક દોષ હોવો જોઈએ. 'આરાધું' બંધબેસતું છે. § પીંજારાની તાંત–વારંવાર એકની એક વાત–નિંદા કરવી. ‖ પ્રથમ.

લલાટે ટિલી ને નાકે વેસર, કાને ઝાલ ઝબુકે રે;
રાખડલી રતનાલી શોભે, ગોફણુડે ઘૂઘરી ઘમકે રે. ૨
નીલાંબર તન તારુણી શોભે, કાંબી કડલા ખળકે રે;
મરકલડે કરી શણુગટવાળી, અધૂર તંબોલે બેહેકે રે. ૩
ભરજોબનમાં મદમાતી, પીયુને મળવા ચાલી રે;
નરસૈંયાચો સ્વામી ઉરપર લીધો, રજની રંગભેર મહાલી રે. ૪

## પદ ૩૬૧ મું.

પાયલે* નેપૂર રમઝમ વાજે, શામલીયા સંગમ રમતી રે;
ભરજોબનમાં કામઘહેલી, મોહન મળવા ધમતી† રે. ૧
વિધ વિધના શણુગાર કરીને, હંસતણી ગતિ ચાલે રે;
ચોલીબંધ કશીને બાંધ્યા, મુનિજન ધ્યાન તાં હાલે રે. ૨
પ્રેમ ધરીને સહેજે આવી, કરતી હોડલીવાળી‡ રે;
નરસૈંયાચા સ્વામીશું રમતી, અબલા અંતર ટાળી રે. ૩

## પદ ૩૬૨ મું.

શામળિયાની સ્નેહની બાંધી, રુચિ રુચિ સેજ સમારું રે;
પ્રેમ ધરી પાતળિયો આવે, તનમન ધન ત્યાં વારું રે. ૧
સાસૂ નણુદીની લાજ તજીને, સકલ કરું શણુગાર રે;
શામલીયાશું સાંઇડૂં લેતાં, ઉલટે અનંગ અપાર રે. ૨
જે માગે તે આપુ તેહને, પ્રેમ વચન મૂખ ભાખું રે;
નરસૈંયાચા સ્વામીશું રમતાં, નૂન§ કાંઈ નવ રાખું રે. ૩

## પદ ૩૬૩ મું.

શણુગટડો સોહાવે શામા, મરકલડે મન મોહે રે;
હૈયા ઉપર હાર હુલાવે, ચંચલ નયણે જોયે રે. ૧
કસમસ કરતી કાંચલડી પહેરી, લટકે વહાલો આવે રે;
શામળિયો મલવાને કાજે, ના'ના ભાવ જણાવે રે. ૨
ભરજોબનમાં કામઘહેલી, વહાલા સેજે આવે રે;
* * * * ૩

---

* પગે. † આકુળ વ્યાકુળ થતી; ગાભરી ગાભરી દેખાતી. ‡ હોડ=સરત કરવાવાળી.
§ ન્યૂન=ઓછું.

ગોપી ગરવ ભરી અંગ ડોલે, બોલે મધૂરી વાણી રે;
ભ્રકુટી ભાવ ધરાવે ભમરની, નયણ કટાક્ષ રહી તાણી રે. ૪
શકલ શણગાર કરી મનગમતા, દર્પણ માંહે નીહાળે રે;
નલવટ ટીલી ને નકવેસર, ગજગમની ગત ચાલે રે. ૫
પાયે કાંબી કડલાં ખલકે, જાણે મદગલ આવે રે;
નરસૈંયાચા સ્વામીચે સંગમ, ભામિની ભેદ જણાવે રે. ૬

## પદ ૩૬૪ મું.

મલપતિ દરપતી મૂખ અધુર ધરતી,શામળયો સંગ રાતી રે;
દરપણમાંહે જમલા જોડે, વહાલે વદન જોતી રે. ૧
વહાલે પ્રેમ ધરીને જોયું, મૂખ મરલકડો કીધો રે;
કંઠ બાહોડલી વાળી કરીને, અધુર અમૃત રસ પીધો રે. ૨
હાસ્ય કરીને વહાલા સાથે, તાલી દે છે હાથે રે;
નરસૈંયાચા સ્વામી માન છંડાવી, ભુજબલ ભીડે બાથે રે. ૩

## પદ ૩૬૫ મું.

મરકલડો કરી મોહન સાથે, રયણી રંગભેર રમતી રે;
સકલ કલા રસ શામળિયો રે, અલવે આલિંગન લેતી રે. ૧
ભરજોબનમાં પીઉડો પામી, મનનું ગમતું કરતી રે;
પ્રેમ ભરાણી પીઉ અંગ ભરતાં, અધુર અમૃત રસ પીતી રે. ૨
મુખશુ મુખ મલી, કલીશું કલી, માનની માન નિવારી રે;
નરસૈંયાચા સ્વામીશું રમતાં, શું કરે નણદી મારી* રે. ૩

## પદ ૩૬૬ મું.

રીઝી રહી શામળિયા સંગમ, આનંદ અંગથી ટાળે રે;
પીઉડે પ્રેમ જણાવ્યો પૂરણ, રંગરેલમાં મહાળે રે. ૧
જહાં લગી એ રસ જાણ્યો નહોતો,ત્યાંલગી અલગી રહેતી રે;
ભરજોબનમાં પીઉડો પામી, હવે હેડે મલપતી રે.† ૨
શું કરે સાસુ શું કરે નણદી, પ્રગટ પીઉ ઘેર આવે રે;
નરસૈંયાચો સ્વામી સેજ સુરંગી, મહા રસ માંહે મહલાવે રે. ૩

---

* પાઠ. "બીચારીરે." † પાઠ. "હવે હૈડેથી થઇ છતીરે."

### પદ ૩૬૭ મું.

મહાલી રે નરભે થૈ પીઉશું, મહારે વહાલે સોહાગણ કીધી રે;
જે મહારા મનમાંહે હોતું, તે વહાલે હઠ લીધી રે.* ૧
મેં ન જાણ્યું એમ જ થાશે, વહાલો અઢલક ઢળીયો રે;
મેં મહારે શણગાર કરીને, વહાલો ઉરપર ધરીયો રે. ૨
જહાં લગી હું નહાની હુતી, સાસરીયાં વશ હુતી રે;
ભણે નરસૈંયો થઇશ પટરાણી, વહાલા સંગમ રમતી રે. ૩

### પદ ૩૬૮ મું.

નયણ સલુણાનાંરે રતિ રસ ઘોલાં,† સોમ સમુદ્ર તરંગે ભેલાં. ૧
અધમેલાં‡ અલશાણાંઈ§ ડોલે, તું ન બોલે પણ એહુ જ બોલે. ૨
માહારીરે લાજ હજી તુને સજની, મેં અર્પું આતમ ગતિ રજની. ૩
નાચે નારસૈંયો એ સુખ જોઇ, બેહુ તાંહાં અવર બીજો ન કોઇ. ૪

### પદ ૩૬૯ મું.

આજ માહરે વાહલેજીએ સાંહાંમું જોયું, હશીને બોલાવીજી;
મનગમતો મેં મચકો કીધો, નોહોલીયા‖ મન ભાવીજી. ૧
એ સુખની વાત તે કહી નવ જાએ, સાંભળો સહિયર માહરીજી;
આનંદે અમ ઘેર પધાર્યા, કયમ ઘણે દહાડે સંભારીજી. ૨
આપણી ઈચ્છાએ સેજે બેઠા, આલિંગન તે લીધુંજી;
નારસૈંયાચો સ્વામી ભલે મળીયો, માહરા મનગમતું કીધુંજી. ૩

### પદ ૩૭૦ મું.

આજ માહરો વહાલો મારે મંદિર આવ્યો,માનની મંગલ ગાયોરે;
મોતીએ ચોહોક પૂરાવો સજની, ઢોલ દદામા વાયો રે. ૧
માંડવે મલપતો આવો નાથજી, ભૂવનદત્ત નિહાલું રે;
જાણું જાણું મનમાંહે દેઉં આલિંગન, વાહલા સંગે મા'લું મા'લું રે. ૨
સનાથ કીધા એણે શામળિયે, પૂર્યા માહરાં મનનાં કોડ રે;
નારસૈંયાં સ્વામી કૃષ્ણ મળ્યા રે, સરખા સરખી જોડ રે. ૩

---

* પાઠ. "તે વહાલે વાત કીધીરે." † પાકાં લાલ ઘીલોડાં જેવાં. ‡ અધે મીંચેલાં. § કેફ કરવાથી ઘેરાયલાં હોય તેવાં. ‖ (નાવલિયો.) શૃંગારમાળાનું પદ ૧૮૨ ની પ્રથમ કડીના એક શબ્દ વિના સર્વ એક જ છે.

## પદ ૩૭૧ મું.

છત્રપતિ ગજપતિ રાય રે, જાણો રે નંદજીનો લાડીલો;
નથી મલો* નિરંકુશ નાથરે, તાંહાં લગે ધરે મન માન તૂં. ૧
એ સુણી બોલી સામા સાહેલડી, મ બોલીશ મોહોટો બોલરે;
ભૂવન સુંદર (માહરું) માહરી સુંદરી, તાહરો કૃષ્ણ નહી સમતોલ રે. ૨
કાંહાંરે હુંતો તાહરો કૃષ્ણજી જોગેશ્વર, લેહેતા† ન કોય રે;
માહરી પ્રેમદાની પ્રીત મેં પ્રગટ્યો, હવે મોહોટા કેહ સહુ કોય રે. ૩
તેવારે બોલી કૃષ્ણજીની સાહેલડી, તું મન મ ધરીશ અભિમાન રે;
વિશ્વભૂષણ માહરો શામલો, તાહરી સુંદરી નહી તે સમાન રે. ૪
એહની આંખલડી અણિયાલડી, જોતાં નયણાં તૃપ્ત ન થાય રે;
એહવો રુડો દેખશે તારી સુંદરી, તેવારે લાગશે આવીને પાય રે. ૫
તમે શું કરો છો તે હું કરું, ટાળું તમ બેહુની વઢવાડ રે;
કહી સજ થઇ ચાલી વાહાલે, શું રાડની મારામાર રે. ૬
ચાલીરે મદનભર માનની, સુંદર પ્રભુ સુખડાને કાજ રે;
નારસૈંયો ત્યાંરે રંગમે આનંદ્યો, જાણે રાંક બેસારું રાજ રે. ૭

## પદ ૩૭૨ મું.

માનની માન ન કીજીએ, શામલડી પહેરો શણગાર રે;
વિલસે વનમાં આવીને, સેજડીએ દેવ મુરાર રે. ૧
વળતી વિનતા એમ વદે, દૂતી કહુ સૂણ એક વાત રે;
સહિ સમાણી સાંભળે, દુરજન વાધે ખ્યાત રે. ૨
બ્રહ્માદિક પામે નહી, મુનીશ્વર નાવે ધ્યાન રે;
તે તામેશું રંગ રમે, કહે તું તો રૂપનિધાન રે. ૩
મહેલોરે માન મનમાં ધરી, મૂકી રે હૈયાનો રોષ રે;
અધુર સાંપી ભાવશું મળીને, ટાળ્યો હૃદયનો રોષ રે. ૪
પહેર પટોળી પદ્મિની, ચોલીશું ચિત્ત લગાડ રે;
નારસૈંયાચો સ્વામી વિના, તુંને કોણ લડાવે લાડ રે. ૫

---

* મળ્યો. † ઓળખતા.

### પદ ૩૭૩ મું.

સેજડીયે રમે સુંદરી, વાધ્યો છે રંગ અપાર રે;
ભજરે સુંદર શામળો, તારો મહાદેવ મુરાર રે. ૧
ચોલી ચીર બહેકે ઘણું, પહેરચો છે નવસર હાર રે;
કાને ઝાલ ઝબૂકતી, પાય નેપૂરના ઝમકાર રે. ૨
વેણુ ગુંથી વિશેષશું, ગોફણુડો લચકે અંગ રે;
રાખલડી રતને જડી, ફૂલ સેંથે શિશફૂલ ઉમંગ રે. ૩
આલિંગન અબલા લે, ઉરમાંહે રાખ્યો નાથ રે;
અધુરરસ પ્રેમે પીયે, કામિની કંઠે હાથ રે. ૪
વિલશે બેહુ રસ ભરચા, પીઉને ખવરાવે પાન રે;
હરખે હાસ્ય વિનોદશું, દેતી અતિ ચુંબન દાન રે. ૫
પ્રેમદાની પ્રીતે થકી, સુખ પામ્યા શ્રી મહારાજ રે;
નારસૈંયાચો સ્વામી ભોગવો,ભવસાગર તરવાને કાજ રે. ૬

### પદ ૩૭૪ મું-રાગ કેદારો.

આંખ્ય અણિયાલી સહુ કોય આંજે, આંજ્યા માંહે વેહેરો* રે;
જાંહાં લગી પીઉજી પ્રેમે ન બોલાવે, કંઠમાળા પણ ડેહેરો† રે. ૧
મોહ મચકોડે મોહન નવ વશ થાએ,રદયા ભીતર જુએ ગુણ રે;
આવલકેરાં ફૂલ સુંદર તે, શીશ ઘાલે કુણ રે. ૨
સત ભાવે સાચે મન રાચે, સનમુખ સંગમ ઝામે રે;
નારસૈંયાચો સ્વામી રસરુદે ભરી, લેવો કુધટ શા કામે રે. ૩

### પદ ૩૭૫ મું-રાગ મારુ.

કામણીએ રે કહાને, મુને કામણી‡ રે;
ન જાણે એ વાંસલડી માંહે, મહેલ્યો મંત્ર ભણી રે. ૧
ભૂલી રહી મુને ભુવન ન ભાવે, ક્યમ કરી ધીરજ ધરીયેરે;
સુંદરવર શામળિયો આવે, પ્રેમ ધરીને મલીયે રે. ૨
અંગે આકુલ વ્યાકુલી રે, જાં લગે નયણે ન દેખું રે;
નારસૈંયાચા સ્વામી વીણ બાઈરે, દુઃખતણું નહી લેખું રે. ૩

---

* આંજવા આંજવામાં ફેર (વેહેરો-ફેર). † ઢોરને ગળે બાંધવાનું લાકડું. ‡ કામણ કર્યું.

### પદ ૩૭૬ મું.

વાત કરતાં વહાલો આવે, સાંભળરે તું મોરી સહી;
અંગ ભીડી આલિંગન લીધું, ચોલીયાચી કસ તૂટી ગઈ. ૧
સુંદર વહાલો શામલો અંગે, હું માહરે મન ગોરી રે;
રજનીયે મુને રંગ રમાડી, મનમથ ઇચ્છા પૂરી રે. ૨
પુરુષોતમશું પ્રીત ઘણેરી, જણાવે તે જાણે રે;
નારસૈંયાચા સ્વામી દર્શન સુલભ, મન મોટાઈ નાણે રે. ૩

### પદ ૩૭૭ મું-રાગ કેદારો-પ્રભાત.

પાછલી રાતના નાથ પાછા વહ્યા, શું કરુંરે સખી હું ન જાગી;
નિર્ખતાં નિર્ખતાં નિદ્રા આવી ઘણી, બોલ દીયોની વહાલા બદ થાપી. ૧
સોલડી સુણસે કૃષ્ણજી હાંસશે, એહને જઇને પાય લાગું;
સરલ છે શામલો મેલશે આંમલો, માહાવજી કને ખમા* જઈને માગું. ૨
ઉઠ આલસ તજી નથી ગયા નાથ હજી, તે આંગણે ઉભા હેત જોવા;
નારસૈંયાચો સ્વામી ભલે મળીયો, ઘેર જઇએ હવે ધન† દોહોવા. ૩

### પદ ૩૭૮ મું-રાગ પ્રભાત.

ધન ધન રયણી મારે આજ થૈરે, શામળિયે સામું જોયું રે;
નયણુ નયણુ મેલાવાં વાહાલે, મરકલડે મન મોહ્યું રે. ૧
પ્રેમ ધરીને ઉરપર લીધો, રાખો ચારે જામ રે;
રંગભર રમતાં થઉંરે વિહાણું, સીઝળાં સઘલાં કામ રે. ૨
અધુર સુધારસ પીતાં પીતાં, કા'નાએ કરુણા કીધી રે;
નારસૈંયાચો સ્વામી ભલે મળીયો, નારી ઉરપર લીધી રે. ૩

### પદ ૩૭૯ મું.

ઘુંઘટડા માંહે લોચન ઝળકે, જાણે કાંઇ ઉદયો ભાણુ રે;
શામળિયાશું રમતાં રમતાં, સફલ થઉ વિહાણું‡ રે. ૧
પ્રેમભરાં ડોલે મદમાતાં ઘોળે, પૂરણ પ્રીતે સીચાં§ રે;
જઈ સેજડી સુંદરવર સાથે, સંગમ મોહન મીચાં રે. ૨

---

* ક્ષમા. આ અને બીજા પદોમા જ્યાં 'ખમા' અને 'ખાણુ' શબ્દ છે, તે ક્ષમા અને ક્ષણના અર્થમાં વપરાયા છે. † ગાય. ‡ પ્રભાત. § ભરેલાં.

વશ કીધો વહાલો એણે, વિલસી સાંઇડ રસેચો રે;
ભણે નારસૈંયો કૃષ્ણ વિનારે, બીજો કોઈ ન જોતો રે. ૩

પદ ૩૮૦ મું.

બલિયાં બલ કાં કરીને ગ્રહોરે, કુચ ફલ છે નાથ નાહના રે;
અધુર ડંક દીધા અતિ અબલાને, કયમ રાખું છાના રે. ૧
રમતાં રંગે વીતાણી રયણી, પાલવ મેલોની માહરો રે;
જમ વારુ તમ રદયા ભીડો, શો સ્વભાવ તમારો રે. ૨
માહરું મનશું તાંહ તમારું માનું, તો બીજો શે ભજીએ રે;
નારસૈંયાચા સ્વામી વીનવતાં આવ્યા, કૃષ્ણજી ઉરપે ધરીએ રે. ૩

પદ ૩૮૧ મું.

છેલકડા વાહોરે છાના, હું છું વહાલા નાહની રે;
ઉરવર કર કાં અડોરે કહાનજી, એ વાત કોહો ન સારી રે. ૧
તમને બ્રહ્મચારી કેહ તે ઘેહેલા, તમે સદા વિભીચારી રે;
અમ સતીયાના પાલવ તાણો, અનંગ દેત મુરારી રે. ૨
તમ સાથે નાથ શબ્દે વિલશે, તે તમ સરખી કામી રે;
નારસૈંયાચા સ્વામીશું રમતા, નહી અવતરીએ વલી રે. ૩

પદ ૩૮૨ મું.

જાગો નાથ નિદ્રાલુડારે, રજની વિતિ વહાલા રે;
પુરુષ વિકલથા ભૂતલ વિચરે, પણ અબલા મારગ દોહેલા રે. ૧
જાણ્યા પાખે જે કલ લીજે, તાંહાં તેવા થઈ રહીએ રે;
થયું વિહાણું અંગ વેધાણું, મંદીરમાં કયમ જઇએ રે. ૨
વાલિ વાલિ ન વરાંશીયેરે, સંગમ કરશું આલી* રે;
નરસૈંયાચા સ્વામીશું રમતાં, નહીં આલ આવે વા'લી રે. ૩

પદ ૩૮૩ મું.

રાતલડી રઢિયાલે મુંશું કપટ કીધું, હાર ઉતાર્યા વિના સાઈડું લીધું;
કુચ વચે ખુચી રહ્યો પ્રગટાં ચેહેન, કંઠથી બાંહોલડી કા'ડો શામળિયા શેણ. ૧
જાવા દોની આવાર મુને અસુર† થઉં, અધુર ચુંબન દેતાં કાંઇ ન રહું;
પ્રાતઃ થઉંરે વહાલા પંખીયા બોલે, ભણે નારસૈંયો વહાલો તોયે ન મેલે. ૨

* અલ્લી. † મોડું.

### પદ ૩૮૪ મું.

નયણુ નીહાલી જોઓ શામળિયા વહાલા;
દીનકરુ ઉદે થયો મ કરો ચાલા.
કાજલ ભરેલો રે કાંટો ન ગાલે સમાય;
અધુરુના ડંક દીધા દીસે ગાલની માય. ૧
અંબર મહેલોની માહરું પહેરું સાડી;
લૈ રુદયા ભીડી રહો બલીયો વનમાલી. ૨
મરકલડો કરીને વહાલે હાસ્ય કીધું;
મુખ શું મુખ મેલી* પ્રેમનું ચુંબન લીધું. ૩
આનંદે ઉભીરે અબળા ઓ વનમાલી;
ભણે નારસૈંયો રમતાં રયણી વીતાડી. ૪

### પદ ૩૮૫ મું.

શામલાનું સખીરે સુખ કહ્યું ન જાયે, સુરત સંગ્રામે વહાલો અલગો ન થાયે. ૧
પૂરણુ પ્રીતે વહાલો ઉરશું લીધો, ચાર પહોર રસભર સંગમ કીધો. ૨
ઘડીએ ઘડીએ કાંહાન કરે નવલા રંગ, તમતમ વાધો મારે ઉલટ અંગ. ૩
આ મુહને મંદીરમાં કાંઈક થાએ,નારસૈંયાચો સ્વામી, વશો† નયણા માહે. ૪

### પદ ૩૮૬ મું-પ્રભાત.

નવલ અંબુજશાં નયણુ નાગરી, રયણી ઉજાગરી આંખ દીશે;
કાજલ ગેરેલાં ને વેણી શર લટકે, માન તું માનની જો અરીશે. ૧
અધુર ખંડન થયો હાર ઉરપર રહ્યો, અલશાણા થઉં સખી અંગે ડોલે;
શશી વદનશું મદન સકલશો સૂમ, ભોગવી ભામની મધુર બોલે. ૨
સગુણુ સહેજે મલો ચતુર નર શામલો, સરવરી પૂરણુ ચંદ્ર રીતે;
નારસૈંયાચા સ્વામીશું મહા સંગ્રામ રમણુ, માનવા ધુસરી વચે ન જીતે. ૩

### પદ ૩૮૭ મું.

જાગો જીવન પીઉજી વનના, પંખી મધુરું બોલે રે;
પ્રીતની વાત તે પ્રગટ જણાએ, દીવડીયો અતિ ડોલે રે. ૧

---

* (મેલવી.) † વસ્યો-રહ્યો.

મુગતા હાર શીતળ ઉર લાગે, જાણું રખે દીનકર ઉગે રે;
નણુદી મારી નાહક જોએ, મહેણાં દેતી આગે રે. ૨
કંઠ બાહોલડી કાં ભરી રહોરે, ઉરવર અલગું કીજે રે;
નારસૈંયાચો સ્વામી વળ્યો વહેલો, આ રજની રંગભર રમીને રે. ૩

પદ ૩૮૮ મું.

મેં ઘુંઘટડો ટાળ્યોરે, લાજ લોપીને વહાલો માળ્યો રે. ટેક.
એકલડાં એકાંત થઈને, રયણી રંગભર રમીએ રે;
મનનો મેલ તજી અનુભવતાં, ગ્રેહ વેદનાથી ટલીએ રે. મેં૦ ૧
થઈ નિ:શંક અંગ આપીને, નાથ આપણો કીજે રે;
નારસૈંયાચા સ્વામીને મલીયે, તો ઉત્તર કેહને ન દીજે રે. મેં૦ ૨

પદ ૩૮૯ મું.

કૃષ્ણ કહે કામની સુણ સાચું કહું, તું મુહને અતિ વહાલી રે;
અનેક સુંદરી છે મળવા, તે સુખ નહી તીહારી રે.
કહે તો ઉભો વેણુ વજાડું, કહે તો મધુરું ગાઉં રે;
કહે તો આપણ રંગભર રમીએ, મંદીરથી નવ જાઉં રે. ૨
શામા વચન સુણી વહાલાના, હસી હૈયામાં લીધો રે;
નારસૈંયાચો સ્વામી ભલે મલીયો, અધુર અમ્રતરસ પીધો રે. ૩

પદ ૩૯૦ મું.

રુસણડાં લીધાં મારે વહાલે, હું હરખી મંગલ ગાઉં રે;
શામળિયાશું સાંઇડાં લેતાં, વાલિ વાલિ વારણે જાઉં રે. ૧
મન ગમતો મેં મચકો કીધો, વા'લેજીરે સામું જોયું રે;
હાસ્ય કરીને રદયા ભીડી, માહરે પ્રેમે મન મોહ્યું રે. ૨
મંદીરમાં મોહનજી મહાલે, જીવન જાદવરાય રે;
કામ કરું ને વદન નિહાળું, જાણું અલગો ન થાય રે. ૩
વિનય કરીને નીરખ્યો વહાલો, સેજડી સેજડીએ રંગ વાધો રે;
નારસૈંયાચા સ્વામીશું રમતાં, સકલ મનોરથ સીધો રે. ૪

પદ ૩૯૧ મું.

કંઠ બાહોડી વાલી મહારે વહાલે, મરકલડો મુખ કીધો રે;
હાસ્ય કરીને વહાલે મજના કુચ ઉપર કર દીધો રે. ૧

દરપણુમાંહે નીહાલી કરીને, આનંદે ઉરપે લીધો રે;
મેં વહાલાશું અંતર ટાળી, સેજડીયે અનુભવી પીધો રે. ૨
કાલે ભૂજબલ ભીડી રાખી, માહાલ્યો ચારે જામ રે;
નારસૈંયાચો સ્વામી પ્રેમની લહેરે, પૂર્યાં મનનાં કામ રે. ૩

## પદ ૩૯૨ મું.

કામકલા રસ પીઉજી પનોતો, તે મેં ઉરપર લીધો રે;
શામળિયાશું સનમુખ થઇને, મનનો મનોરથ કીધો રે. ૧
વહાલે વહાલ જણુાવ્યું મજને, રાત સમે રંગ રમતાં રે;
સાસુ નણુદી અણુરવા* કરેરે, તે મેં મેહેલાં લવતાં રે. ૨
જોબન માહરું સફલ થઉંરે, પીઉજી શું પ્રીત બંધાણી રે;
નારસૈંયાચો સ્વામી ઘડીએ ન મહેલું, કોક કલા રમતી સંધાણીરે. ૩

## પદ ૩૯૩ મું.

કોક કલા રસ ગતિ સાથ મારી બાઇરે, વહાલો માહરો રસીયો રે;
કંઠ વિલાગી અધુરરસ પીધો, સેજ સુંદરવર વસીયો રે. ૧
†કર કુઠાર બે નયણુ પ્રકાશે, માહરો વહાલોજી રંગમાં રાતો રે;
અંતર ટાલી એક થયોરે, પ્રઘલ પ્રેમરસ પાતો રે. ૨
આજ નિશા તે ધન થઇરે, વહાલાશું વિલસતી રે;
નારસૈંયાચા સ્વામીશું રમતાં, સહીયર માંહે સમોહતી રે. ૩

## પદ ૩૯૪ મું.

સહીયર માંહે સમોહતી કીધી, વહાલોજી રંગભર માણ્યો રે;
શામળિયાશું સાંઇડું લેતાં, અંતર કાંઈ નવ આણ્યો રે. ૧
પેરપેર પીઉજી પ્રેમ જણાવે, મુખ ઉપર મુખ ધરતાં રે;
સુખની સીમા કહી નવ જાયે, અધુર અમ્રતરસ પીતાં રે. ૨
હાસ્ય વિલાસ મહારસ જીલી, રયણી જાતી ન જાણી રે;
નારસૈંયાચા સ્વામી, સંગ રંગ રાતી, તો સાસરડે સફરાણી રે. ૩

---

* ફોકટનો બડબડાટ (અણુ—નકામા, રવા—રવ—શબ્દો.) † મૂળ પ્રતમાં 'કર કુહડાર બે વયણુ' એવો પાઠ છે, પણુ તે બંધબેસ્તો ન લાગવાથી, ઉપર પ્રમાણે સુધારો કર્યો છે. એનો ભાવ એ થાય કે, હાથ ઘણા જ મજબૂત છે તથા નેત્રો પ્રકાશિત છે.

## પદ ૩૯૫ મું.

સાસરીયાં શું કરશે મુને, ગોવિદશું મન માનું રે;
નણદી સઘળે લવતી હીંડે, તો હું શા રાખું છાનું રે. ૧
નીરભે થઇ વાહાલે ઉર લીધો, જે સહુ કહેશે તે સેહશું રે;
પીઉજી મહારો પ્રગટ પધારે, પ્રેમ ધરી વહાલો ભજશું રે. ૨
અંગોઅંગે અમીરસ વાધો, નયણે નયણાં મેલતાં રે;
નારસૈંયાચો સ્વામી અલગા મ થાશો, આ યૌવન રહ્યો રેલતાંરે. ૩

## પદ ૩૯૬ મું.

યોવન માહરું થયુંરે સફરાણું, જો સુંદરવર પામી રે;
કામણ મોહણ અનેક કરાંરે, તોયે હું નાથ ન પામી રે. ૧
મેં માહરું અભિમાન તજ્યું, તો વહાલે સામું જોઇ રે;
સેજડીએ રમતાં મન ગમતાં, તે તો જાણે ન કોઇ રે. ૨
થઈ સોહાગી શામળીયો, જોતાં હર્ખી મંગલ ગાઉં રે;
નારસૈંયાચા સ્વામીશું રમતાં, હું અળગી નવ થાઉં રે. ૩

## પદ ૩૯૭ મું.

આજ સખી આનંદે વહાલો, રયણી રંગભર રમતો રે;
સુરત સમાગમ રમતાં રંગે, અંતર ટાળી મલતો રે. ૧
દીપક જ્યોત પ્રગટ કરીને, હું રહી રહી વદન નિહાળું રે;
અંગોઅંગે ભીડી રહીરે, ખણ અળગો નવ ટાળું રે. ૨
ઘેર ઘેર ધૂન વલોણે વાજે, માનિની મંગલ ગાયે રે;
ભણે નારસૈંયો રંગમાં રાતો, રાખો રદયામાંહે રે. ૩

## પદ ૩૯૮ મું.

હ્રદયા સરસો હું ભીડી રહીરે, રાખ્યો ચારે જામ રે;
રંગમાં રાતી પીઉ સંગ માતી, પૂરા મનનાં કામ રે. ૧
સકલ શૃંગાર કરી ઉર લીધો, રયણી રમતાં ન જાણી રે;
મેં માહરો મનોરથ કરીને, માંહા રસ માંહે વેંધાણી રે. ૨
વહાલો મારો મંદિર મહાલે, ફુલી અંગ ન માઉં રે;
ભણે નારસૈંયો આનંદ માંહે, હું રહી રહી મંગળ ગાઉં રે. ૩

## પદ ૩૯૯ મું.

મંગલ ગાઉં મ્હારો વહાલોજી વશ થયો, મોતીએ ચોક પૂરાવું રે. ૧
રમજમ રમજમ કરતી હીડું, લટકે બાહુ લોડાવું રે;
સોવ્રણ પાટ ઢોલાવી કરીને, તાંહાં માહરો નાથ પધરાવું રે. ૨
મરકલડો કરીને સામું જોયે, તેમ તેમ મોદ ન માયે રે;
નારસૈંયાચો સ્વામી જીવન માહરો, જાણું રખે અળગો થાયે રે. ૩

## પદ ૪૦૦ મું–રાગ ધનાશ્રી.

સેજડી સોહાવતી રામા, રમતી ને જગાવતી અનંગ;
અતિ વહાલા સંગ ભાવે ભજતી, મન વાધ્યો અતિ રંગ. ૧
પીઉ સંગ વિલસે ને વદન નીરખે, કરે રે અમૃતપાન;
ભુજ બલ ભીડ્યોરે, ઉરપર લીધોરે કાહાન. ૨
કંચુકી કસણુ કસમસેરે, ઉરપર લટકે હાર;
અધર ડસે ઉરવર ધસેરે, જોબનમાતીરે નાર. ૩
હાસ્ય કરંતી ઉમંગી અબલા, સબલાં સનમુખ શ્યામ;
કોય ન ઓશરેરે રમતા, શૂરાનો સંગ્રામ. ૪
ધનધન કૃષ્ણ ને ધનધન નારીરે, ધન એ લીલા અવતાર;
નારસૈંયો નિરખતોરે હરખે, પોહોતી રે નંદકુમાર. ૫

## પદ ૪૦૧ મું.

હરિ ઉર લીધોરે પીધલો ચારે જામ;
સ્નેહ ધરી માહરે સંગમ આવ્યો, વીલસો સુંદર શામ. ૧
સુણ સુણ સખી માહરી, પ્રભુ સેજડી થયા ઝકઝોલ;
પ્રાણપીઉશું પ્રીત બાંધી મેં, કીધલો સંગમ કલોલ. ૨
આરે અમીઢરાં અંગો અંગજ મહી, વિંધાયું વાહલા સંગ;
નયણે નયણાં મલાં રહ્યાં તાંહાં, વાધ્યો અતિ રંગ. ૩
અધુર ધરી કીધું પાન તેણે, ગયું માહરું માન;
અંતર ટાળી એક કીધાં, પામી વર હું કાહાન. ૪
ધનધન માહરો નાથ નાનકો, આજલાં કીધાં સનાથ;
નારસૈંયા રંગ રોલ માંહે, હસી હસી દીધી તાલી હાથ. ૫

## પદ ૪૦૨ મું.

બાઈ હુંતો જાતી ફુલુરે;
શામળિયાને કંઠે વળગી, અંગોઅંગે ભૂલું રે.
રમઝમ કરતી મંદીર માંહે, શણગટડો સંકોડું રે;
શામળિયાનું વદન નિહાળી, હળવે અંગડું મોડું રે.
ધન ધન જોબન ધન ધન રેણી, વહાલો ઉરપર મહાલે રે;
નારસૈંયાચા સ્વામીશું રમતાં, અંગ અનંગને ટાલે રે.

## પદ ૪૦૩ મું.

અંતર ટાળીને ઉરપર રાખું;
ભૂજબળ ભીડી શામળિયાને, વિનય વચન મુખ ભાખું રે.
નાના વિધનાં અન્ન નિપાઉં, વહાલા મુખે મેલું રે;
એકાન્તે આલિંગન આપું, જો અવાયું વહેલું રે.
મનગમતો શણગાર કરીને, વાળી વાળી જોઉં રે;
નારસૈંયાચા સ્વામીશું રમતાં, મરકલડેશું મન મોહું રે.

## પદ ૪૦૪ મું.

બાઈ હું તો મરકલડે વેધાણી રે;
શામળિયો આવ્યો મંદિરમાં, લટકે ત્યાં લોભાણી રે.
મોતીએ ચોક પૂરાવું પ્રેમના, કુમકુમની રોલ કરાવું રે;
સૈયર મારી માનતી મીઠું, મંગળ ગાન કરાવું રે.
સોવ્રણપાટ બેસારી વહાલાની, આરતી ઉતરાવું રે;
નારસૈંયાચો સ્વામી રુદીયા ભીડો, ફૂલી અંગ નમાવું રે.

## પદ ૪૦૫ મું.

આજની રુડી રાત વાત, વહાલે મારે રંગે રમ્યું રે;
મેં સકલ કર્યા શણગાર, પીયુને મન ગમ્યું રે.
વહાલાની સાથે વાત કરીને, કંઠ બાહુલડી વાળી રે;
એણે હસતું વદન કરીને, દર્પણે જોયું નિહાળી રે.
માન તજીને પીઉજી મહાલો, પીઉશું પ્રેમ રસ ચાલે રે;
નરસૈંયાચો સ્વામી ભલે આનંદ્યો, મારા ઉરપર મહાલે રે.

### પદ ૪૦૬ મું.

મ્હારો મોહન મારા સંગે રે;
દીપકને અજવાળે વહાલે, ભીડી અંગો અંગે રે.
કુસુમે રચી મેં સેજ સમારી, ચુવા ચંદન સાર રે;
જોબન મારું સફળ થયું, હું પામી પ્રાણ આધાર રે.
અંગોઅંગે અમી ઠરેરે, ને હરખે ઉરપર લીધો રે;
નરસૈંયાચા સ્વામી ભલે મળિયો, લા'વો સઘળો લીધો રે.

### પદ ૪૦૭ મું.

આજની રુડી રાત, વહાલો મારો રંગે રમ્યોરે. ટેક.
સ્નેહી શામળા રે આવોને, મારા પ્રાણ આધારરે;
સકલ શણગાર કરી અંગેઅંગ આપું, રેણી કરતાં વિહારરે. આજ૦
મ્રગમદ અંજન નેણે કરીને, ચલકે ચોળી અપારરે;
રુદીયા સરખો ભીડી રાખું, અલગો ન મૂકું લગારરે. આજ૦
મળવા મનડું અતિ તલસે વહાલા, મંદિરમાં ન રહેવાયરે;
નરસૈંયાચા સ્વામી આરત ટાળી, ધીરજ મેં ન ધરાયરે. આજ૦

### પદ ૪૦૮ મું.

ધીરજ મેં ન ધરાયે સ્નેહી શામળારે, હું વારી વારંવાર;
આવો તો આલિંગન લીજે, સુંદર નંદકુમાર. ધીરજ૦
સેજ રચી નાના વિધની, જાણું જીવન આવે રે;
અલવડેશું શામળિયો મારો, મારે ઉર સોહાવે રે. ધીરજ૦
દૂધ કઢી માંહી શાકર ભેળી, મારા વહાલાજીને પાઉં રે;
વાટ જોઉં આંગણડે ઉભી, આકુળ વ્યાકુળ થાઉં રે. ધીરજ૦
કેમ કરીએ ને કોને કહીએ, મારા મનની વાત રે;
તેમ તેમ અંગે અનંગ જગાવે, કેમ રહું મંદિર રાત રે. ધીરજ૦
મનમે ચિતમે ધ્યાન ધરી, જીમ તીમ વાટડી જોઉં રે;
નરસૈંયાચો સ્વામી આવી ભેટો, રાતલડી રહી મોહું રે. ધીરજ૦

### પદ ૪૦૯ મું.

વહાલો વાંસલડી વાહે;
તેમ તેમ અંગે અનંગ જગાવે, કેમ રહું મંદિર માંહે. વહા૦ ૧

કોણ મીલાવે મારા પીયુને, તેને લાગુ પાયેરે;
તનમન વારી શામળિયાને, ભીડું રુદિયા માંહેરે. વહા૦ ૨
વાટ જોઉં નીત વહાલા કેરી, સકલ કરી શણુગારરે;
અલગ ગઈ હું આલિંગન લેવા, ખણું આંગણુ ખણુ વારરે. વહા૦ ૩
સર્વસ સાંપું શામળિયાને, શું આવે ઘર માંહેરે;
નરસૈંયાચો સ્વામી મેલાં* વણુ, વેદના કેમ જાયેરે. વહા૦ ૪

## પદ ૪૧૦ મું.

મુને વેદના વ્યાપીરે;
આવોને ઉરપર વહાલા, મુજને કાં સંતાપીરે. મુને૦
કુસુમે રચી મેં સેજ સમારી, કેમ કરી ધીરજ રાખું રે;
શામળિયો આવે તે વેળા, વિને વચન મુખ ભાખું રે. મુને૦
અંતર પ્રીત જોઈને વહાલો, મંદિર માંહે હુંતો રે;
ભણે નરસૈંયો આનંદ વાધ્યો, અબળા ઉર સોહંતો રે. મુને૦

## પદ ૪૧૧ મું.

ધન ધન ઉરવર મારું આજ;
સ્નેહ ધરી શામળિયો મહાલે, મૂકી વહાલે મનની લાજ. ધન૦
દીવડીઓ અજવાળી વહાલે, ખણુ અલગો ન મૂકું રે;
ગાય દોહીને દુધ કાઢું હું, માંહે સાકર ભેળું રે. ધન૦
થઈરિ સોહાગણુ વહાલો પામી, અવર કોઈ નવ જાણું રે;
ભણે નરસૈંયો મારો મોહન, માન તજીને માંણું રે. ધન૦

## પદ ૪૧૨ મું.

વહાલા તૂટે કસ કાંઈ;
નેણુ નચાવે અવર દેખીને, ગ્રાહી બાહુડી લાજ લેઈ. વહાલા૦
જો મન માને તો હસી બોલો, મારગમાં કયાં રાખીરે;
કામણુ તારી કીકી માંહે, કાંયક ભુરકી નાંખીરે. વહાલા૦
મલકલડો કરી મોહનજીએ, માનની મોહ પમાડીરે;
નરસૈંયાચા સ્વામી હાસ્ય કરીને, રુદિયા સાથે ભીડીરે. વહાલા૦

---

* મળ્યા.

## પદ ૪૧૩ મું.

વહાલે મુને રુદીયા સાથે ભીડી;
મા મા કરતાં કાનજી, મારી બાહુડલી મોડીરે. વહાલે૦
શા માટે શામળિયા વહાલા, અંબર અળગું કીધુંરે;
કંઠે વળગી અધુરરસ પીધો, મુખ ભેલી ચુંબન દીધુંરે. વહાલે૦
અંગે ઝેણુ જણાયે વહાલા, વહાલ કરી મંદીર જઈએરે;
નરસૈંયાચો સ્વામી સૈયર દેખે, ઉત્તર તેને શો દઈએરે. વહાલે૦

## પદ ૪૧૪ મું.

વહાલા ઉત્તર શો દીજે;
તમે તમારા રંગમાં રહ્યા, અમે અબળા ભોલી શું કીજેરે. વહાલા૦
મન માંના પાખી પાતળિયા, અધુર રસ કેમ દીજેરે;
એકલડા આવો એકાન્તે, આ પ્રાણ અરપીજેરે. વહાલા૦
સર્વસ સાંપી શામળિયારે, ચાલો વનમાં તમ પાડરે;
નરસૈંયાચા સ્વામી નરભે થઈને, કરીએ રંગ વિહારરે. વહાલા૦

## પદ ૪૧૫ મું.

રંગ ભરી કીજે મન ગમતા;
અંતર ટાળી આલિંગન આપું, ભાવ ધરીને ભજતાંરે. રંગ૦
મનમાન્યું તમ સાથે વહાલા, રમતાં રુડી ભાવુંરે;
દુરિજન હુંને શું કરે વહાલા, શું હું કોને સમજાવુંરે. રંગ૦
એક્વાર આખા દહાડા માંહે, લટકંતા ઘેર આવોરે;
નરસૈંયાચા સ્વામી જીવન જીવના, મારા ઉરપે સોહાવોરે. રંગ૦

## પદ ૪૧૬ મું.

બાઈ હું તો મોહનશું મા'ળી;
જાણું રુદિયા ભીડીને, રાખું કંઠે બાહુલડી વાળી રે. બાઈ૦
મારગ માંહે મોહન ઉભો, વેણુ મધુરી વા'તો રે;
મુખ દેખી મરકલડો કરતો, સરવે સાદે ગાતો રે. બાઈ૦
મેં જાણું જે વાત કરુ તાં, આવી ઉરગ્રર ભળીયો રે;
નરસૈંયાચા સ્વામી ભલે મળીયો, મહારસ માંહે રસીયો રે. બાઈ૦

## પદ ૪૧૭ મું.

રસથી મારે મારો મોહન;
જાણું નિશ દિન આવે અમ ઘેર, જોઇ જોઈ જીવું જીવનરે. રસીયો૦
આંખલડીથી ન કરું અળગો, દુરીજનનો ભે ન જાણું રે;
પ્રેમ ધરી હું મારા પીયુને, રેણી સઘળી માણું રે. રસીયો૦
નાના વિધનાં અન નીપાઉં, વહાલો વહાલે જમતો રે;
નરસૈંયાચો સ્વામી ભલે મળીયો, મારા મનમાં ગમતો રે. રસીયો૦

## પદ ૪૧૮ મું.

વાહાલોજી રંગ રમીયો રજની, વહાલ ધરી વશ કીધો રે;
કંઠવિલાગી કહાનજીને, અધુર અમૃત રસ પીધો રે. ૧
શાશા સુખ કહીએ સંગનાં, મીઠડાંમાંહે મીઠડો રે;
દરપણ માંહે નીહાળી જોતાં, કંદ્રપકોટ રૂપ દીઠડો રે. ૨
વહાલો મારો છે રઢિયાળો, મીન કરે મન ગમતી રે;
ભણે નરસૈંયો પ્રગટ ન કીજે, રાખો વાત એ છમતી રે. ૩

## પદ ૪૧૯ મું.

ભામની ભેદ જણાવે મજરું, હળવે આલિંગન લેતી રે;
શામળિયાને ઉરપર મહાલે, લજ્યા સઘળી લોપી રે. ૧
માન તજીને મોહન સાથે, હું કરતી વાત રસાળી રે;
અધુર સુધારસ બાનક રેખા, કંઠ બાહોડલી વાળી રે. ૨
ચંપાવરણી ચોલી ઉપર, લટકે મુગતા હાર રે;
ભણે નરસૈંયો ઉલટી અબલા, કરતી રંગ વિહાર રે. ૩

## પદ ૪૨૦ મું.

ઉલટી અબલા રજની રણુ ઝીલે, કંઠ વિલાઈ કહાન રે;
અંગે અંગે આનંદ વાધ્યો, કરતાં અધુરરસ પાન રે. ૧
ભાવતાં ભૂષણુ અંગ ધરીને, ચોળી પો'ળી ચલકે રે;
શામળિયાશું સાંઇડાં લેતાં, કંકણુ ચૂડી ખલકે રે. ૨
મૃગમદ અંજન નયણે સારુ, જમ વહાલાનું મન મોહે રે;
નરસૈંયાચા સ્વામીચે સંગ રમતાં, મરકલડે મુખ જોએ રે. ૩

### પદ ૪૨૧ મું.

મરકલડો કરી ઉભી રહી, શામળિયો ઉર લીધો રે;
રયણી રંગભેર રમતાં રમતાં, વહાલાને વશ કીધો રે. ૧
દીવલડીયો અજવાળી મેં તો, પ્રગટી જોત અપાર રે;
યૌવન માહરું સફલ થયુંરે, પામી પ્રાણ આધાર રે. ૨
તનમન વારુ એ વહાલા ઉપર, ઉરથી અલગો ન કીજું રે;
અલવેશું આલિંગન આપી, જમ ઝીઝે તમ ઝીઝું રે*. ૩
ફૂલી રહી વાહલા મૂખ જોતાં, સેજડીએ રંગ રમતાં રે;
નરસૈંયાચા સ્વામી ચતુર શિરોમણ, કીધાં મનનાં ગમતાં રે. ૪

### પદ ૪૨૨ મું.

મનનું ગમતું કીધું મારે વાહલે, સફલ થયો શણગાર રે;
ઉરવરપે ધરી રહી હું હોંસી, વારી વારમવાર રે. ૧
મેં જાણ્યું એ માહરો વાહલો, રખે ખણ અલગો થાય રે;
ધનધન જોબન મહારું બાઈરે, રાખો† રદીયામાંય રે. ૨
થઈ સફરાણી શામળિયો પામી, સેજ સોહાગણ કીધી રે;
ભણે નરસૈંયો મહારસ માંહે, વાહલે ઉરપર લીધી રે. ૩

### પદ ૪૨૩ મું–રાગ કેદારો.

ઓરો આવ અલબેલડા, સગુણ ગુણ ઘેલડા, લાજ લોપી રુદેમાંહે ચાંપું;
દેવને દુર્લભ, પેર પામે નહિ, પ્રગલ અધર‡ રસ પાન આપું. ૧
નવલશાં રંગરાં, અમલ અમૃત ભર્યાં,§ તુજ વિના ચતુર નર‖ કોણ ચાખે;
કામ રસ કેલીને,¶ કારણે મુજ વિના, જત્નશું જાળવી કોણ રાખે. ૨
ગાલ કોમળરું, કળેવર કમલ તાહરું,$ અધિક કોમલ વપુ સેજ મહારી;
રંગ રમતાં રખે, અંગ અલગું થતાં, મુલ મોઘ્ પનર નાહો+ નાગી. ૩

* બીજે–ઝુઝુમે. ઝુઝું=સામી થાઉં અથવા ઝુઝુશું. † રાખ્યો. ‡ "ઓલ અમૃત" એવો એક બીજો પાઠ છે. § રા. રા. તનસુખરામ મનસુખરામ ત્રિપાઠીની પ્રતમાં "નવલ નારુઆડાં, અમૃત રસે ભર્યાં" એવો પાઠ છે. ‖ પાઠ "ચતુરવર." ¶ અત્રે સ્વીકારેલો પાઠ રા. રા. તનસુખરામની પ્રતિનો છે. 'હામ રસ કામને' એવો બીજો પાઠ છે. $ રા. તનસુખરામની પ્રતમાં "નીલકમલ કોમલ કલેવર તાહરૂ" એવો પાઠ છે. + સ્વામી–પતિ અથવા પરમેશ્વર. નાથનું પ્રાકૃતમાં 'નાહ' રૂપ થાય છે અને નરસિંહ મહેતાના પદોમાં એ રૂપ વિશેષ જોવામાં આવે છે. વળી હિંદી ભાષામાં પણ 'નાહ' શબ્દ આજ અર્થમાં વપરાય છે. "ઇતતુમ નાર વિહારમે, હો નિમગ્ન નર નાહ; ચઢી આયો તુમ નગરપર, મહમદ પોરી શાહ." પૃથુરાજ રાસો

રસિક જન લહે, રસના રસને, અવર કોઈ નવ લહે, વિષય વાહ્યાં;
નરસૈંયાચા સ્વામી, અંતરયામી, સંગમાં વિલસતાં તે જ ડાહ્યાં. ૪

### પદ ૪૨૪ મું–રાગ કેદારો.

નવ સાત વરસની, સરસ શ્યામા અતિ, શ્યામ સુંદર તણી સેજ આવી;
અતિ ચતુરતા, દુતિકા ભોળવી, જતીશી પરિ કરી રત્ન લાવી. ૧
ચકિત નેણે કરી, નીરખીયા શ્રી હરિ, હરખી નાથે ભુજ બાથ ભીડી;
કસકસે કામની, જાણે ધ્વજ દામની, ખણુ એક ચપળતા દૂર કીધી. ૨
જુધે ચઢા સઘળા, રણુ ખેત આવી મળ્યા, જુધે તે ચઢા દોહુ રસીયા;
બિંબફલ* મધ્ય જેમ, કમલ બીકસી રહી, તેણે આવી લીધું કુસુમ ગ્રશીયા. ૩
ચાર ચંપક કળી, હરશુ જ્યા કરી, મધુપ મંડલી અહી સાથ જડીયા;
માન જન બેહુ, રીહા અતી ઓસરી, હંસહુ કદલી શિખર ચડીયા.† ૪
વ્રજનાથના વદનપર, શ્રમ જલકણુ ઝરે, જાણે અમરે અભિષેક કીધો;
મદન મહીપતિતણું, માન મૂકાવીયું, સુરતસંગ્રામનો સુજશ લીધો. ૫
કુંજતરુ અંતરે, નરખી બેહુ નાગરી, નરસૈંયો નાહોના સુજશ બોલે;
નંદનંદન, વ્રષભાણુ નંદની, ત્રિભુવન પટંતરે નહીરે તોલે. ૬

### પદ ૪૨૫ મું–રાગ કેદારો.

સુંદરી વદન વીધુ, કુમુદ કમલાપતી, જડીત્ર ચિંતામણિ હેમ રત્ને;
સેજપર સેજડી, વીલસે વહાલો ચઢી, રતિશુ રણુધીર મલી બેહુ યત્ને.‡ ૧
લસત નાભીસર, હંસ મુકતાવલી, ચકોર થકીત થયાં બેઉ સંગે;§
ઉદધિ લહેર જ્યારે નીરદ‖ ઉપર વળી, તૃપત ત્રિલોક તે તેને રંગે. ૨

* 'અધરપુટ.' આ પાઠ રા. તનસુખરામની પ્રતિમાંથી સ્વીકારેલો છે. અમારી પ્રતિમાં 'વિબલ' એવો પાઠ છે. તેનો આવો અર્થ થઇ શકે એમ છે. મૂળ બિબલ શબ્દ છે. બલ એટલે પાંદડું અને 'વિ' એટલે નિર્મળ; ચોખ્ખું. અર્થાત્ સાફ પાદડામાં. † બીજી પ્રતનો પાઠ "હસી હસી કેલી શિખર ચડીયા" છે. હંસહુ એટલે હસીને, કદલી–કેળની ટોંચ–કોમળ શરીરપર ચઢયો, એવો અર્થ થઈ શકે, અથવા હંસ કેળની ટોંચપર બેસે તેમ શાધા સાથે રંગરમે. આ વિપરીત રતિ છે. ‡ આ પાઠ રા. તનસુખરામની પ્રતિનો છે. અમારી પ્રતિમાં 'રતિફગુન, ધીર બેહુ મલ્યાં' એવો પાઠ છે. § 'ચકોર તે શશીને સંગે,' એવો પણુ પાઠ. છે. ‖ એક પાઠ 'જલજ' છે અને બીજો પાઠ 'વીરદ' છે, પરંતુ વીરદનો અર્થ બરાબર બેસતો નથી 'ની'ને બદલે 'વી' લખાયો છે એમ માનીએ, જે માનવાને સબળ કારણુ છે, તો નીરદ એટલે ઘનશ્યામ એવા શ્રીકૃષ્ણ એવો ધ્વનિ નીકળી શકે છે

ચંપક ચંપા કળી, હાર વેણુ ચોકડ વળી, આલ ઝણુકાતી મકર મીટે;
કવિ જન કેમ કહે, દૃષ્ટિગોચર નહિ, નરસૈંયો નાહનો પલંગ હેઠે. ૩

## પદ ૪૨૬ મું-રાગ કેદારો.

કોટ કંદ્રપનો દર્પ એવા હરિ, ભૂતળ ભોગીનું રૂપ લીધું;
કામની કેલ કરવા કળિ કાળમાં, અધમ જનને અભેદાન દીધું. ૧
ચાર જુગને વિષે મુક્તિ નહી નારને, જુગત જાણી એમ વેદ બોલે;
ત્રીજ તણી નાર વિધિ ચાર ભાવ ભવે, રંગ રાતો સદા સંગ ડોલે. ૨
સારમાં સાર શણગાર રસ કીધલા, માનની જુથ મળી અંગ મોડે;
તે રસ રેલમાં રસીક જન રેલશે, કંથ કમલાતણો હાથ જોડે. ૩
અધમ ઓધારવા અવતર્યા શ્રીહરિ, એવું જાણીને જે જ્ઞાન કરશે;
તેહના ચરણની રેણુમાં લોટતા, નરસૈંયા સરખા રંક કોટિ તરશે. ૪

## પદ ૪૨૭ મું-રાગ કેદારો.

તે નાર તણે વશ શું હશે શ્રી હરિ, નાથ તે નાથ કહી વિનોદ કરશે;
આફ્લી આફ્લી આવશે આ શરે, જો રસિયાતણું બરદ ધરશે. ૧
એવા ધૈર્ય ગુણ, ચાતુર વચન શ્યામા વદે, નીત પ્રત્યે નાથશું તેજ વીલસે;
અંગોઅંગ શોભા શી કહું સુંદરી તણી, નીરખવા નાહોનાં નેણ તરશે. ૨
હરિ મિત્ર મહારો સદા, નાથ અવરાં તણો, મુજ વિના અમૃતે કોણ ભરશે;
નરસૈંયાચા સ્વામી જગ્ત ભમશો સદા, રસસિંધુ મગ્ન તે હાર્દ ઠરશે. ૩

## પદ ૪૨૮ મું-રાગ કેદારો.

વાંસની વાંસળી, અમ થકી થઈ ભલી, હેતે શું શામળે અધુર રાખી;
જે રસ પ્રેમદા, દુર્લભ છે સદા, તે રસ દિન નીશ રહીરે ચાખી. ૧
વાલમો વશ કર્યો, તેણે કાંરે કરો પરો, અધુર અમ્રત રસ પાન કરતી;
શોક જોડે થઈ, કેમ રહીયે સહી, હરનીશ નાહોના શ્રવણ ભરતી. ૨
કોણ તપ કીધલાં, પુન્ય આવી મળ્યાં, તેણે કરી નાથને અસંખ્ય વહાલી;
નીચ ને ઉંચનું, ત્યાં નથી પારખું, પ્રેમ દીઠો તેને રહ્યોરે ઝાલી. ૩
ઘેર લગે કામની, શ્રવણે જોને સુણી, સીદ લીધા તેના પ્રાણ તાણી;
નરસૈંયાચો સ્વામી, શોકને વશ થયો, કામની કૃષ્ણને વશ જાણી. ૪

### પદ ૪૨૯ મું–રાગ કેદારો.

ત્રિભુવન જે પતિ તે પતિ તાહરો, જોની તું ભામની ભાગ્ય તારું;
મુનિવર યોગીને સ્વપ્ને આવે નહિ, તે કહે સુંદરી પ્રાણ મહારું. ૧
માનની માનુની વલ્લભ સ્વામીની, ભજને શ્રી કૃષ્ણને ભેદ ટાળી;
ચૌદભુવન તણો નાથ વશ તાહરે, તુજ સમાન નથીરે કોઈ વહાલી. ૨
તવ હશી કામની, હતી ત્યાં જામની, ભુદર ભેટવા સંગે ચાલી;
નરસૈંયાચા સ્વામીમાં અંગ મેળાવીયું, પ્રેમશું રુદીયા માંહે ઘાલી. ૩

### પદ ૪૩૦ મું–રાગ કેદારો.

આજની રાતનો, રંગ સખી શો કહું, સન્મુખ શામળે સાંઈ લીધું;
ભોગ ભાવે કરી, ભોગવ્યો શ્રી હરિ, પ્રેમેશું ચુંબન ગાલે દીધું. ૧
ઠામ ઠામ ડંક, દીધા ઘણા પ્રેમશું, પ્રીતની વાત તે પીયુશું કીધી;
સુરત સંગ્રામમાં, ન્યૂન રાખી નહિ, કર સાહી કૃષ્ણજીયે ઉર લીધી. ૨
પિનપયોધર, મરડ્યા માવજી, કંચુકી બંધ તે ગયા રે છુટી;
નરસૈંયાચો સ્વામી, રંગે રમિયો બહુ, જનમ જનમની બીક છુટી. ૩

### પદ ૪૩૧ મું–રાગ કેદારો.

આજની રજની, સફલ અવતાર જે, પ્રેમ ધરી પીયુ મારી સેજે આવ્યા;
નેણાં નિદ્રાલવાં, ભોગવો ભામની, કુસુમચા હાર તે કંઠે સોહાવ્યા. ૧
હું સન્મુખ રહી, નાથ હાથે ગ્રહી, તાપ તનનો ટાળ્યો સાંઈ લેતાં;
સુખતણો સિંધુ તે, આજ ભોગવો હરિ, અધુર અમ્રત રસ પાન કરતાં. ૨
ઉલટ અંગે અતિ, પ્રેમ વાધ્યો ઘણો, સેજનું સુખ તે આપ્યું વહાલે;
નરસૈંયાચા સ્વામી, સુરજ ઉગ્યો હવે, ત્યાં લગી નાથજી મેહેલે મહાલે. ૩

### પદ ૪૩૨ મું–રાગ કેદારો.

શ્રી રાધીકા સુંદરી, સબળ સોહામણી, વિઠ્ઠલ પાસ એ દાન માગું;
ક્ષણું એક બાથથી, હાથ અળગો કરે, મુકય મમ નાથને પાએ લાગું. ૧
એ અધર તેં બાંધીઓ, અજીત તેં જીતીયો, શ્યામળા સંગ બહુ કેલ કરતી;
આલતીસી ઘેરતી, મોહ દીસે ઘણો, સમુદ્ર તનયા ફરે આંખ ભરતી. ૨
પુરુષને પુરુષનો, સ્નેહ શા કામનો, નારી પુરુષનો સ્નેહ રુડો;
જે તણી માયામાં જગ્ત સહુ વહી ગયું, તે હરિ રાધીકા સંગ બુડ્યો. ૩

છોરે ચંચળ અતિ, ગર્વ ના કીજીએ, અહંકાર જાશેરે જોતાં જોતાં;
ભણે નરસૈંયો મુકય મમ નાથને, નિસરશે કાદવ કોઠી ધોતાં. ૪

પદ ૪૩૩ મું.

નહિ દીયા આણી વારરે, મહીડાંનું દાણ નહિ દીયાં. ટેક.
ક્હાન તારે લોચનીયે લેલાટેરે, ક્હાન તુને ધુતરડો જાણું આગેરે;
ક્હાન ઉભો અધુર સુધારસ માગેરે. મ૦ ૧
ક્હાન મારી મહીની મટુકી ફોડીરે, ક્હાન તેં તો બાંહડલી મરોડીરે;
ક્હાન મ્હારી કસ કાંચલડીની તોડી રે. મ૦ ૨
હું તો રાજા કંસ તણી છું મૈયારીરે, ક્હાન મારો પાલવ મેલ મોરારીરે;
હું તો તારાં ચરણ કમલપર વારી રે. મ૦ ૩
ક્હાન હું તો એકલડી રહીરે, વનડામાં સાથડીયો નથી કોઈ રે;
હું તો મેહેતા નરસૈંયા સ્વામી સંગે મોહી રે. મ૦ ૪

પદ ૪૩૪ મું.

તું ક્યાંનો દાણી રે ધગડમલ્લ, તું ક્યાંનો દાણી રે;
તુંને જાણું મથુરા તાણીરે, ધગડમલ્લ તું ક્યાંનો દાણી રે. તું૦ ૧
નહિ તું ગામ ગરાશીયો રે, નહિ તું રાજકુમાર રે;
નંદ આહીર ગોકુળમાં વસે, તે તણો પીંડાર રે. તું૦ ૨
મોટપણું મનમાં આણ્યો, જાણ્યા છાં એ જાત તારી રે;
રાવણે જૈને રાજ કરેશું, કહી ન શકું તુને વારી રે. તું૦ ૩
જજ્ઞ પુરુષ તું નાદવારે, મધુરો વાયો વંશ રે;
નરસૈંયાચા સ્વામીની લીલા, જેમ રાવણ તેમ કંસરે. તું૦ ૪

પદ ૪૩૫ મું.

છેડ ન કરીએરે છબીલા રણછોડજી, છેડ ન કરીએ રે;
તમને નિર્લજને લાજ નહી, અમે લાજીને મરીએ રે. છેડ૦ ૧
મહી માટે માતાએ બાંધ્યો, નવલખ લખડુ (?) ગાતાંરે;
સાન નવ આવી શામળા, તુંને નિત્ય પ્રવ વારતાં રે. છેડ૦ ૨
ગોરસનો રસ ભાવે તેટલો, દા'ડી ઉઠી શું દાણ રે;
નરસૈંયાચા સ્વામી શું કહું તુજને, તનમન સોંપ્યા પ્રાણરે. છેડ૦ ૩

### પદ ૪૩૬ મું.

લેશેરે મહીનાં દાણુ શામળો, લેશે રે મહીનાં દાણ;
અમે મથુરાંની ગોપી કહાવીએ, તું છે ગોકુલીઆનો કહાન. લેશે૦ ૧
અમે જીતુ હારુ નહિ, મહારા વહાલાજીશું રાખું માન;
નરસૈંયાચા સ્વામી હજી લગે, તુજને ન આવી સાન. લેશે૦ ૨

### પદ ૪૩૭ મું.

લેશે રે મહીનાં દાણુ શામળો, લેશે રે મહીનાં દાણ;
અમો ગોકુલના ગોવાળીયા, તને શી સમજણ શી સાન. લેશેરે૦ ૧
કેને જોરે કામની, અમ શું કરે છે વાદ;
ઈંદ્ર સરખો અલગો રહે, તેનો ઉતારણુ નાદ. લેશેરે૦ ૨
આવડાં શાં અભિમાન તારાં, બોલે છે બળ ભર્યાં બોલ;
મટુકી ઢોળીને મહી ચાખશું, ત્યારે શું રહેશે તુજ તોલ. લેશેરે૦ ૩
ડહાપણુ જવા દો તમે ઘેલી, આપી જાઓ આજ;
નરસૈંયાચા સ્વામીને રસ દ્યો, મને નિર્લજને નહિ લાજ. લેશેરે૦ ૪

### પદ ૪૩૮ મું.

મહીડાંનું દાણુ ન હોય મારા વાલાજી, મહીડાંનું દાણુ ન હોય. ટેક.
કાનુડા ખોટી નવ કીજે, પરનારીશું શું પ્રીત;
ભાવે તો મહી મહીડાં લીજે, પણુ દાણુ તણી નહીં રીત. મહીડાં૦
વડીરે વારનો વીઠલો તું, બેઠો છે રોકીને ઘાટ;
સરવે મળી સમજાવતું, નહી આવુંરે આણી વાટ. મહીડાં૦
પ્રીત વચન સુણી પ્રેમદાનાં, હસીયા તે વૈકુંઠરાએ;
ચિત ચરણુમે ધારું તે, નરસૈંયો તો પરાણે જાએ. મહીડાં૦

### પદ ૪૩૯ મું.

વાહાલે મુને મારગ રાખી;
ન જાણું ભુદરજીયે ભુરકી રે નાખી. ૧
જાવા દીયો જાદવરાય, જાય મટુકી ઢોળી;
અમશીર તપે વહાલા, મહીડાની ગોળી. ૨
ક્ષણું એક રહો તો આવું લગે સાથે;
પાલવ ગ્રહ્યો મારો વ્રજના નાથે. ૩

સકલ સંજોગે સુંદરવર પામી;
માનની મન રંજન મળ્યો, નરસૈંયાનો સ્વામી. ૪

પદ ૪૪૦ મું.

દુર મા જાઇશ રે, હરિ મ્હારી દ્રષ્ટિ થકી અલગો;
ગોપીશું પરવરીયો, આવી આવી બ્હોડલી વલગો. ૧
તાહરું હુને ધ્યાન, રુદયા વ્યાકુલ થાઉં;
નેણુ સલુણો શામળિયોરે, તહારે ભાંમણલડે જાઉં. ૨
ઓરા આવો ખણું એક બેસો, મહારી ઘેન દોહુ જ્યાંહ;
નરસૈંયાચા સ્વામી થીર થઇ રહેજે, જ્યાં લગી જીવું ત્યાંહ. ૩

પદ ૪૪૧ મું.

નિદ્રાએ ભરીયાં છે, નયણે રોહ રોહ સજની;
કહી સુઆગણ જેની સેજે પધાર્યા, રંગભેર રમ્યા સૌ રેણી. ૧
કુમકુમ આડ લેલાટ બિરાજે, અંજન કીધો અંગ રેણુ;
વાસે ચુડી રમ્યા કાં રંગે, ભુજ ભરીયા છે કેણુ.* ૨
નીલામ્બર અંગે લપટાણું, હું પુછું છૌ તેણુ;† 
ગાલે ઝાલ અનુપમ અવલી, કરમાણાં કુસમ નેણુ. ૩
લીલા લલિત લઘુવર લાહવો, હવે નહી માને વેણુ;
નરસૈંયાનો સ્વામી મુખનો મીઠો, સોકલડી સુખ દેણુ.‡ ૪

પદ ૪૪૨ મું—રાગ પ્રભાત.

નેણુ નિંદ્રાલવાં નાથ નારીતણાં, બહુ સોહામણાં આજ દીસે;
ઉઠ ઉજાગરા બાહુડી કંઠ ધરી, વદન નીહાળતા મન હીસે. ૧
કંચુકી વધે શીતળ થવા સુંદરી, પ્રગટ થયાં ચીહ્ન ને અંગ ઓપે;
નીલ પદ પ્રીત તે પલટ્યાં પરસ્પરે, કૃષ્ણ લઇ કામની હાથ સોંપે. ૨
મરકલડો કરી મોહ પમાડતાં, ભાવતી અબળા સોહે સાથે;
ભણે નરસૈંયો સુખ ઘણુ હવું, હસી હસી તાળી દેરે હાથે. ૩

પદ ૪૪૩ મું.

સૌભાગ્ય શ્રૃંગાર અતિ રૂડો,
નંદકંદ નંદકુંવર સહેજે તું પામી, અખંડ એહેવાતણુ ચૂડો;
બાઈ તાહરો સૌભાગ્ય શ્રૃંગાર અતિ રૂડો.

* કોણે. † તને. ‡ દેનારો.

સહસ્ર મુખ કરી ગોપીને, ગમતું ગમતું નીત નીત બોલે;
તે વહાલાને તેં ઉરપર રાખ્યો, કમલાજી નહિ તુજ તોલે. બાઈ૦
શામળીઓ વર અતિશે બળીયો, તુજ આગળ દીન કહાડે;
ધન ભાગ્ય ધન ભોવન તારું, વણુ તેડ્યો ઘેર આવે. બાઈ૦
અનંત કોટિ બ્રહ્માંડતણો પતિ, સુરીનર સ્વપ્ને ન આવે;
શીવ વીરંચી જેનું ધ્યાન ધરેરે, તે તુજને લાડ લડાવે. બાઈ૦
પ્રેમ વિના પુરુષોતમ દુર્લભ, કોટી જનમ તપ સાધે;
જન્મો જન્મ નરસૈંયોરે જપતો, એ લગની પ્રેમરસ વાધે. બાઈ૦

## પદ ૪૪૪ મું.

પ્રાણુજીવન ધન મારું, મુખડેથી રમાડું રે હો સજની. પ્રા૦
ગુંજ કરોરે બાઇ તવ તવડીમાં, જો હા હોયેજ વકીરે તારી;*
એક મોટી ને એક નાનકડી રે સખી, સહીયરો જારી જાણે,
મારી રે હો સજની. પ્રા૦
આશ કરો એવાતણુ કેરી, તો આપોપું વશ આણો;
નરસૈંયાચા સ્વામીને સંગ રમતાં, સંસારીયો નવ જાણોરે,
હો સજની. પ્રા૦

## પદ ૪૪૫ મું.

દુધડે વુઠાંરે મેહુલ્યા, સાકરનાં ટીમ જામ્યાં રે, હો સજની. દુધડે૦
આજ મારો વા'લોજી મારે મંદીરે પધાર્યા, પ્રીતે આલિંગન લીધું;
મીઠી મીઠી કહી વા'લે એક વાતડલીરે, મનડાનું ગમતું તો કીધું,
હો સજની. દુધડે૦
ચાર પહોર ગયા મારે અનુભવતાં, સાંભળ રે તું બે'ની;
નરસૈંયાચા સ્વામીને કોણુ મોપર આણે, કર જોડી દાસી થઉં તેની,
હો સજની. દુધડે૦

## પદ ૪૪૬ મું.

આંગણુડે આવંતો દેખી, શામળીયાને સુખડી લાવીરે. આાં૦ ટેક.
આનંદે ઊછરંગે લીધો, ચાંપી ચુંબન દેતીરે;
માખણુ શાકર વા'લા મુખમાં, મોહનને મેલંતીરે. આાં૦ ૧

* અસ્પષ્ટ છે.

મંદીરમાં આવીને માતા, દુધ કહ્યું તે પાયેરે;
નરસૈંયાચા સ્વામી જેમ જેમ નાશે, માતા કેડે ધાયેરે. આં૦ ૨

પદ ૪૪૭ મું.

મંદિરમાં આવ્યો મ્હારો વહાલો, નિરભે થઇને રહેશું રે;
કોઇની બીક ન આણું મનમાં, આનંદે ઉર ધરશું રે. ૧
લવતાં હોય તે લવતાં હીંડે, હું માતી મંગળ ગાઉં રે;
દુધ કઢી સાકર માંહે ભેળું, પ્રેમે વહાલાને પાઉં રે. ૨
શકળ શણુગાર તમ સારુ કરેશાં, આવો વહાલા રમીયે રે;
નરસૈંયાચા સ્વામી કહું તમને, ગમતું ગમતું કરીયે રે. ૩

પદ ૪૪૮ મું.

આજની રજની રંગે વિહાણી, મારા વહાલાજીશું રમતાં રે;
પ્રેમ ધરીને કંઠે વળગી, કાજ કર્યાં મન ગમતાં રે. ૧
પિનપયોધરશું મરડી મુને તેડી, તવ મેં ઉરપર લીધો રે;
ચોળીનાં બંધ વછુટ્યા સઘળા, અધુર અમ્રત રસ પીધો રે. ૨
સેજતણું સુખ કહ્યું નવિ જાયે, જે પીયુજી પ્રેમ ધરીજે રે;
જેનું ધ્યાન ધરે બ્રહ્માદિક, તેશું રંગે રમીજે રે. ૩
દુરીજન કેરું કાંયે ન ચાલે, જેને સન્મુખ સ્વામી રે;
નરસૈંયાચા સ્વામીશું રમતાં, અબળા આનંદ પામી રે. ૪

પદ ૪૪૯ મું.

હરિ સંગમથી હરખી રાધા, નીજ મંદિર ભણી ચાલી રે;
ચરણુ સામું જોયે ચતુરાં હસી હસી, મુખ પાલવ રહી ઝાલી રે. ૧
વિવિધનો વિનોદ કરતી મનશું, ગોપીનાથ વશ કીધો રે;
જે રસ શિવસનકાદિક દુર્લભ, તે નેત્ર ભરી ભરી પીધો રે. ૨
અધુરતણા ડંક જણાય અલગા, તે પ્રગટ પ્રેમે દીઠા રે;
નરસૈંયાચા સ્વામીનો અધુરરસ, અમૃત પે અતિ મીઠા રે. ૩

પદ ૪૫૦ મું.

જોરે બાઈ એણીપેરે મેં વશ આણ્યો, વયરી સુરતે માણ્યો રે. જોરે૦
ના ના કહેતો નાશી જાતો, મા મા કહેતો ઉર લીધો રે;
નેણુ નેણુશું અધુર અધુરશું, અમૃતની પેર પીધો રે. જોરે૦

એક સમે મેં ઉરપર લીધો, જેમ કહ્યું તેમ માણ્યો રે;
નરસૈંયાચા સ્વામીશું રમતાં, સંસારીડો જાતો નવ જાણ્યો રે. જોરે૦

### પદ ૪૫૧ મું.

મીઠડાં બોલા મોહનજી, તમો નિશદિન અમ ઘેર આવો રે;
આપણ બંને રંગભેર રમતાં, મહારે ઉર સોહાવો રે. મીઠડાં૦
મારે મનશું પ્રીત બંધાણી, બીજો કોઈ ન જાણું રે;
અલવેશું આલિંગન લેતાં, સેજ સુરંગી માણું રે. મીઠડાં૦
તન મન તમને સોંપું વહાલા, ક્ષણું અલગા ન થાશો રે;
નરસૈંયાચા સ્વામી તો જાવા દઉં, જો સામા સમ તમે ખાશો રે. મીઠડાં૦

### પદ ૪૫૨ મું.

મન માન્યું રે મારું મન માન્યું, શામળીયા સાથે મન માન્યું રે;
વંદ્રાવનમાં રંગભેર રમતાં, ધાઇ ચુંબન લીધું ગાલે ના'ણ્યું રે. મન૦ ૧
સૈયર સઘળી સાથે હુતી, તેણે કાંઈ ન જાણ્યું રે;
પૂરણ પ્રીત જણાવી વહાલે, સાન કરી અંબર તાણ્યું રે. મન૦ ૨
આઘેરા જઇ જીવન મને સાહીને, આલિંગન દીધું ઘાઢું રે;
નરસૈંયાચા સ્વામી ઉરપર રાખ્યો, રુદિયાભીત થયું ટાઢું રે. મન૦ ૩

### પદ ૪૫૩ મું.

મીઠડાં કરું રે મોહનજી તમને, મલપતડા ઘેર આવો રે;
નેણ ભરી ભરી નિરખતાં વહાલો, ત્રિવિધિના તાપ સમાવો રે. મીઠડાં૦
મારગે જાતાં શામળીયે મુને, સાન કરીને જોયું રે;
તે દહાડાનું સજની મારું, મનડું એણે મોહ્યું રે. મીઠડાં૦
અંગે આકુળ વ્યાકુળ કરવા, આંગણડે આવી જોય હુને રે;
ભણે નરસૈંયો વહાલો આવે, દુરીજન બોલે સહુને રે. મીઠડાં૦

### પદ ૪૫૪ મું.

દુરીજન બોલડા સુણીને વહાલા, નિશદિન રંગભેર રમીયે રે;
સકળ શણગાર કરીને, આનંદ અંગે અંગ ધરીયે રે. દુ૦ ૧
ચુઆ ચંદન પ્રેમ પુરણ, વહાલા અંગે કરીએ રે;
મુક્તાફળની થાળે વધાવી, પ્રેમ ધરી ધરીને* મળીએ રે. દુ૦ ૨

* પાઠ. "ધાઈ ધાઈ નેનભરી મળીએ રે."

સોવ્રણ પાટ ઢળાવી વહાલાને, હું ત્યાં લઈ બેસારું રે;
ભણે નરસૈંયો બેઉ કરજોડી, સર્વસ ઉપર વારું રે. દુ૦ ૩

### પદ ૪૫૫ મું.

સરવસ વારુંરે સુંદરવરપર, દુધ તે કઢીયલ પાઉં રે;
સરસ સાકર ભેળું ગમતી, ફુલી અંગે ન માઉં રે. સરવસ૦
જેમ જેમ વહાલો સામું જોયે, રહી રહી વદનનીહાળું રે;
નાના વિધના હાર કુસુમના, વહાલાને કંઠે ઘાલું રે. સરવસ૦
સેજ સમારું શામળીયાની, મનમાં હરખ અપાર રે;
ભણે નરસૈંયો (આવી) સોડે પોઢે, મારો પ્રાણ આધારરે. સરવસ૦

### પદ ૪૫૬ મું.

સુરત સ્નેહી શામલિયો, વાછડી લાવ્યો હેરી રે;
અમને આરત અતિ ઘણી, મહાલો રુદિયા માંહેરી રે. ૧
દીસંતો હરિ નાનકડો રે, ગળકશું* આવે જાયે રે;
અધુર સુધારસ સિંચીએ, તો મોટેરો થાયે રે. ૨
વંદ્રાવનમાં વિલસતાં, કંઠે બાંહુડી સોહાયે રે;
અંગો અંગે ભીડતાં, સુખ સેજે થાયે રે. ૩
રાસ રમતાં રસભેર, ગોપીશું ગાયે રે;
નરસૈંયો ત્યાં ઉભો રહી, જોતાં તૃપ્ત ન થાયે રે. ૪

### પદ ૪૫૭ મું.

પ્રીત બંધારણ પાતળીયા, મંદિરમાં આવો રે. (ટેક.)
સાંઈડું લીજે રસ ભરી, મહારે મન સોહાવો રે;
આંગણુડે વેણુ વજાડો વીઠલા, વળી વળી મધુરું ગાઓ રે. પ્રીત૦ ૧
જસોદાજીને જીવને જાણીયું, આવ્યા તેણી વાર રે;
ભણે નરસૈંયો બેહુ ભેટીયાં, હુલી હુલી વ્રજની નાર રે. પ્રીત૦ ૨

### પદ ૪૫૮ મું.

કહાનજીએ ગોવરધન ધરીયોરે, સકલ સુંદરીએ એ વર વરીયો રે. કહાન૦ ૧
એકે હાથે વેણુ વજાડેરે વહાલો, બીજે હાથે માખણ ખાય રે;
ત્રીજે હાથે કરે કામનીશું ચાળા, ચોથે કરે ચારે વન ગાય રે. કહાન૦ ૨

* ગપ દઇને-ઝડપથી.

એવા કૃષ્ણ તે ભક્તવચ્છલરે, આપણા સહુજન ઉગાર્યા રે;
નરસૈંયાચો સ્વામી તેં તારીઆ, સઘળાના તાપ નિવાર્યા રે. કહાન૦ ૩

પદ ૪૫૯ મું.

મહી વલોવે રે ગોપી, મહી વલોવે રે ગોપી;
પરવશ થઇને પ્રેમે ભરાણી, તન મન હરિને સોંપી. ગોપી મ૦
ભરજોબન માંહે કામની ઘેલી, નાદે નેપુર વાજે;
વલોણું અતિ વાચે ભરાણું, મેઘ પે રહી રહી ગાજે. ગોપી મ૦
હૈયા ઉપર હાર હુલાવે, પાછળ કુમકુ ફરકે;
કામા કૃષ્ણ તણે રંગે રાતી, શીશ રાખડલી ઝળકે. ગોપી મ૦
કટી માંહે તો ઘુઘરડી ઘમકે, ઝાંઝરીયા ઝમઝમકે;
ગાયે ગુણ ગોવિંદતણા રે, વિંછીડાને ઠમકે. ગોપી મ૦
મગન થઈ ગોરસ ભૂલી, કૃષ્ણ કૃષ્ણ મુખ બોલે;
શીશફુલ વેણી લટ લટકે* લટકે, જાણે મણીધર ડોલે. ગોપી મ૦
મહી વલોવે માખણ કાઢે, જાણે વહાલો આવે;
માખણ સરસુ સાકર ભેળું, જેમ જીવનને ભાવે. ગોપી મ૦
પ્રેમદાની પ્રીતે નાથ પધાર્યા, વાંસલડી રે વા'તા;
નરસૈંયાચો સ્વામી વનિતા સાથે, મોહે જેને સુરીનર ઘાતા. ગોપી મ૦

પદ ૪૬૦ મું.

પ્રેમદા પ્રીત ભરી મહી મથતાં,સર્વાંગે વ્યાપી અનંગે નાથ જોતાં. પ્રેમ૦
સ્નેહ ઝાળ લાગી શામળીયાશું, ઘુમે ગર્વ ભરી રે;
કરકંકણ ચુડી અતિ ખલકે, વ્યાકુળ અંગ ભરી રે. પ્રેમદા૦
નાકે વેશર મોતી અતિ (અતિ) લલકે,ઝાલ ઝણુકે કાનેરે;
ભણે નરસૈંયો અવર ન ભાવે, કહાન દીઠે મન માને રે. પ્રેમદા૦

પદ ૪૬૧ મું.

ગાજે ગાજેરે ગોરસ ગોળી;
શીરથી ચીર ખસી ગયુંરે, ચતુરાની ચળકે ચોળી. ગા૦
નીલવટ ટીલડી કંકુમકેરી,નેણીએ (એશાં) સારંગ લલકેરે;
શ્રમ ભર્યાં બેહુ ગલસ્થલ સોહે, જાણે મુકતા ઝલકે રે. ગાજે૦

* લેં'કાથી–હાલે.

મનના મનોરથ ભોમી ઉપર, ભજવાને વનમાળી;
ભણે નરસૈંયો રસમાં ઉલટી, રામા રઢીયાળીરે. ગાજે૦

### પદ ૪૬૨ મું.

કામા કૃષ્ણ તણે રંગ રાતી;
લેહ લાગી મળવાને મોહન, મહીરસ માંહે માતી. કામા૦
ખણું ઉભી મથતું મહેલી, ખણુ ખણુ આવે બહારરે;
ખણુ એક નેણાં નિર્મળ કરીને, નીરખે પ્રાણુ આધારરે. કામા૦
જીવન મારો શામળો આવે, ખણુ એક અલગો નવ કરીયે રે;
નરસૈંયાચો સ્વામી આવંતો દેખી, હળવેશું ઉર ધરીયે રે. કામા૦

### પદ ૪૬૩ મું.

ગોપી ગોવિંદના ગુણુ ગાતી;
કટી ચીર પલટી શામળીયા સંગ રંગ રાતી. ગોપી૦
મોહી રહી મુખ મોહન કેરે, અવર કોઇ ન જાણે રે;
સુખસાગરની લેહેર પેરે, કરે નેત્રુ તાણે રે. ગોપી૦
આ વેળા આવે મારો વહાલો, ગમતું ગમતું કીજે રે;
દૂધ કઢીયલ મુકું મંદિરમાં, સકળ મનોરથ સીધે રે.* ગોપી૦
ભાવ ભામનીનો જાણીને, પાછળ આવી ઉભા રે;
ભણે નરસૈંયો નાથ નિહાળે, શું કહીયે એ શોભા રે. ગોપી૦

### પદ ૪૬૪ મું.

ગોપી મગન થઇ મહી મથતાં;
અંગોઅંગે ઉલટ વાધ્યો, કૃષ્ણુ કૃષ્ણુ મુખ કહેતાં.† ગોપી૦
જેમ જેમ વહાલો ઘણું વલોવે,તેમ તેમ માનની મહાલે રે;
‡ચોલી ચીર સ્થિર થઈ, વેણુા લઇ અંગ ડોલાવે રે. ગોપી૦
નાથ નાથ કહી ઘેર આંગણે બેસે,મોહન માનની માણે રે;
નરસૈંયાચો સ્વામી સન્મુખ ઉભો, તે કોઈ નવ જાણે રે. ગોપી૦

* પૂર્ણ થાય. † પાઠ "કા'ન કા'ન મુખ રટતાં." ‡ સ્તન પણ ઉછળતા સ્થિર થઇ ગયા.

### પદ ૪૬૫ મું.

ગોપી માખણુ કાઢે, ગોળી માંહેથી કર વલગું;
જતન કરીને જાળવે, તે ન કરે કરથી અળગું. ગોપી૦
ખાણુંરે જોયે ખણું મેહેલે, પીયુજી કારણુ કામા રે;
વિલંબ કરે કહાનજી, આવી મેહેલે મુખમાં રે. ગોપી૦
સર્વ અંગે સુખ હોયે તે વેળા, જેમ જેમ નીરખે નેણે રે;
નરસૈંયાચા સ્વામીને સર્વશ સોંપું, બોલે અમૃત વેણે રે. ગોપી૦

### પદ ૪૬૬ મું.

વહાલો વાંસલડી જેમ વાહે;
તેમ તેમ છંદે મહી વલોવે, રીઝી રહી મન માંહે. ૧
નેણે નેણાં મેળવી કરીને, વહાલાને ઉર ધરીયો રે;
માનની મોદ ભરાણી અંગે, અધુર અમ્રત રસ ઠરીયો રે. ૨
જે જે મનોરથ કરતી હુતી, તે તે મનોરથ પામી રે;
ભણે નરસૈંયો શાં સુખ કહીયે, વ્રેહની વેદના વામી રે. ૩

### પદ ૪૬૭ મું.

ગોપી ગર્વ ભરી ગુણુ ગાયે;
શામળીયાને સંગે રમતાં, બીજું કાંયે ન સા'યે રે. ગોપી૦
કંઠે વળગી વહાલા સાથે, દરપણુ માંહે જોતી રે;
પ્રેમ ધરીને વાતડી કરતાં, અધુર અમ્રત રસ પીતી રે. ગોપી૦
છેલપડે છેડો ઉર લેતી, મરકલડા મુખ કરતી રે;
અંતર ટાળી અલવે અબળા, ઉર આલિંગન ભરતી રે.* ગોપી૦
શામળીયાને સન્મુખ ઉભી, સ્નેહ ધરી નચાવે રે;
પીન પયોધર કશણુ કસીને, લટકે બાહુ બોલાવે રે.† ગોપી૦
જીવન મારો જમલો જાણું, મહાલું દુરીજન સાથ રે;
આંખલડી આગળથી ન કરું, અલગો મારો નાથ રે. ગોપી૦
ધન ધન જોબન નારીતણું રે, તે નિશદિન ઉર આણે રે;
સોભાગી શામળીયો સુંદર, સેજડીયે સુખ માણે રે. ગોપી૦

---

* પાઠ. લેતીરે. † પાઠ. "લટકે બાહુડી હલાવે રે."

સંતોકી શામલીયે શામા, વામી વેદના વાહાલી રે;*
ભણે નરસૈંયો શાં સુખ કહીયે, સંગ વિલસે વનમાળી રે. ગોપી૦

### પદ ૪૬૮ મું.

ગોપીને મનમાં મોદ ન માયે;
ધન ધન મંદિર મહારૂં બાઇ, જે મહાલે મોહન માંહે રે. ગોપી૦
કામકાજ ગૃહ ભૂલી સર્વે, રામા રસમાં રાતી રે;
લચી શી† ચતુરા ઉભી, જૂવતી જોબન માતી રે. ગોપી૦
હાસ્ય કરીને હાર કુસુમના, વહાલાને કંઠે ઘાલે રે;
વારેવારે ભૂજ ભરી ભેટે, ખણુ એક દ્રષ્ટ ન ટાળે રે. ગોપી૦
સુખસાગર શામળીયો પામી, વામી બેહ અપાર રે;
દુરીજનશું બોલું નહી લેતી, ઉર લીધો પ્રાણુધાર રે. ગોપી૦
ઉછરંગે લાવી અબળા, નાના ભાવ ધરતી રે;
તન મન ધન છે શામળીયો, તૃપ્ત ન થાયે જોતી રે. ગોપી૦
એ વહાલો વહાલો અતિ વહાલો, વને કરી વશ કીધો રે;
મરકલડે મુખ ચુંબન દઇને, અધુર અમૃત રસ પીધો રે. ગોપી૦
મહારો મોહન છે રઢીયાળો, હાવભાવ રસ જાણે રે;
નરસૈંયાચો સ્વામી મહા રસ થઇ, સેજ સુરંગી માણે રે. ગોપી૦

### પદ ૪૬૯ મું.

માણે મોહન અમશું રે;
અંતર આણી અબલા કેરી, પરવરીયાં અમો તમશું રે. ૧
જે જે બોલો તે તે સહીયેં, પ્રાણુ રહિત તે કેમ રહીયે રે;
તમ કારણુ અમે સર્વત્ર વહાલા, તે તો મનમાં ન ધરીયે રે. ૨
આરત જાણી અંતરજામી, વાત હસીને કીધી રે;
ભણે નરસૈંયો વંદ્રાવનમાં, અબળા ઉરપર લીધી રે. ૩

### પદ ૪૭૦ મું.

ઉરપર લીધી રે વહાલે;
કંઠે વિલાગી કામનીને, (ગોપી) મંડળમાં મહાલે રે. ૧

* પાઠ. "વામી વેદના ટાળી રે." † લચકાઇને; કેડમાંથી છટાદાર રીતે વાંકી વળીને.

જેમ જેમ નાચે શામળિયોરે, શ્યામા સંગે ગાયે રે;
વાજાં વાજે (વાદે) ઘુઘરી ઘમકે, થૈ થૈ શબ્દ સોહાયે રે. ૨
કૃષ્ણ કામની રસમાં ઝીલે, સપ્ત સ્વર ઓચરતાં રે;
ભણે નરસૈંયો વિનતા આવી, વહાલાને ઉર ધરતાં રે. ૩

## પદ ૪૭૧ મું.

માયલો મોહન મલપંતો, મંદિર માંહે આવે રે;
નાના ભાવ ધરી હું સાથે, પ્રેમ ધરી બોલાવે રે. ૧
મુખની શોભા શી કહું (મારી આલી), નેણે નેહ જણાવે રે;
ભાંમણડાં લીજે પીયુનાં, નીત નીત લાડ લડાવે રે. ૨
સહીયર સઘળી દેખતાં વહાલો, હસી હસી કર દે તાળી રે;
નરસૈંયાચો સ્વામી મરકલડો કરીને, કંઠે બાંહુડલી વાળી રે. ૩

## પદ ૪૭૨ મું.

જેમ જેમ નિરખું શામલીયાને, તેમ તેમ હરખ ન માય રે;
સકળ શણગાર કરી વહાલાને, ભીડું રુદિયા માંહ્ય રે. ૧
મોતીયે ચોક પુરાવું પ્રેમે, ફૂલી (ફુલી) મંગળ ગાઉં રે;
કરી આરતી વદન નિહાળું, આગળ અગર ઉવેખી જાઉં રે.* ૨
સ્નેહ ધરી મહારા વહાલા સાથે, મન ગમતાં સુખ કરીએ રે;
નરસૈંયાચા સ્વામીશું રમતાં, મન અતિ માન ન ધરીએ રે. ૩

## પદ ૪૭૩ મું.

એ સુખ સખી મેં કહ્યું ન જાયે, મારો વાહાલોજી સામું જોયે રે;
કર સાહીને વાત કરંતાં, તેમ (તેમ) મહારું મન મોહે રે. ૧
રસમાં વહાલે વેણુ વગાડી, હું ત્યાં જમલી ગાઉં રે;
શોભાસાગર શામળીયાની, રીઝવી ભામણે જાઉં રે. ૨
ઘડીયે વહાલો રુદીયા ભીડે,† કરે અધુર રસ પાન રે;
વિવશ થયું કોયે ન જાણું, ન રહી શુદ્ધ બુદ્ધ સાન રે. ૩

---

* પા૦ "અગર તગર મુકી મક્લાઉં રે." † પા૦ "ઘડીયે વાહલો રુદિયા ચાંપે."
બીજો પાઠ. "ઘડીયે ઘડીયે વા'લો ઉરપર ચાંપે, ઘડીયે ડંકે અધુર રસપાન રે."

સેજડીયે હું વહાલા સાથે, રહી કંઠે હું વળગી રે;*
નરસૈંયાચો સ્વામી ભલિ મલિયો, બ્રેહે વેદના થઈ અલગી રે. ૪

## પદ ૪૭૪ મું.

બેઠી મનોરથ કરતી હુતી, ઓચિંતાં ઘેર આવ્યા રે;
ધસમસતી જઈ રુદીયા ભીડ્યા, મંદિરમાં પધરાવ્યા રે. ૧
મેં જાણ્યું એ શું હવું રે, આનંદે રસ ભરી વાહીયો રે;
તે વેળા મેં તન મન વારી, વહાલો ઉરપર ધારીયો રે. ૨
ધન ધન રે આજુની રેણી, ધન જે સે'જ સમારી રે;
નરસૈંયાચો સ્વામી રંગભેર રમતો, પૂર્વની પ્રીત સંભારી રે. ૩

## પદ ૪૭૫ મું.

મીઠડાબોલા મેં જાણ્યું, મ્હારા મંદિર આગળ થઈ જાયોરે;
કામ કરતી હું કાન દઉં, મ્હારી શેરી આગળ શે ન આવોરે. ૧
મંદિરમાંથી મેં ન રે'વાયે, હાથ નથી રે'તું મ્હારા ઘરનું કાજરે;
શામળા તારું સાઇંડું લીજે, ન કરું રે પેલાં લોકની લાજરે. ૨
ટળવળતી દેખીને વિનતા, કૃપા કરી ઘેર આવ્યા કહાનરે;
નરસૈંયાચો સ્વામી ભલે મળિયો, લીધું આલિંગન રાખ્યું માનરે. ૩

## પદ ૪૭૬ મું.

આજ પીઉડો રીસાણો સજની,
મનડું મ્હારું ઇમ જાય ન રહ્યુંરે;
નાહોલીયો રંગ ભરી ભરી રમ્યો,
આવો રમીએ તાં ઇમ કાંઇ કહ્યુંરે. ૧

એક વચન ઉતું ઉધાડું, તે મેં કહેતાં કહેવાણુંરે;
મેં જાણ્યું પીયુને હસીને હસાવું, અવળું થાતું ન જાણ્યુંરે. ૨
એક અપરાધ અમારો સજની, જે મેં કહ્યું હોય કાંઈરે;
તનનો તાપ જાયે જુક્તે, હસી હસી દો વહાલા સાંઇરે. ૩

* પા૦ "૦ રહી રહી કંઠે વિલાગી રે; નરસૈંયાચો સ્વામી મળિયો ન મળિયો, અનંગ વેદના અંગ જાગી રે."

પીતામ્બરીયાને પાયે લાગું, કૃપા કરો જદુરાઈરે;
નરસૈંયાચો સ્વામી જેટલે રીઝયા, તેટલે રેણી વિહાઈરે. ૪

પદ ૪૭૭ મું.

પીયુજી તને પાયે લાગું, રુષણુડે નવ રહીએ રે;
સર્વસ મહારે શામળીયા તું,અમે અબળા કેમ સહીએરે. ૧
સકળ શણુગાર કરીને ઉભી, સુંદર સેજ સમારી રે;
જોતી વાટ તમારી વહાલીડા, નેણે નિંદ્રા નિવારી રે. ૨
લટકંતો બેહકંતો આવ્યો, અંગે ચે'ન મેં દીઠડાં રે;
બોલાવવાની બુધ કરીને, મેં વચન કહી કહી મીઠડાં રે. ૩
જો હું આવડું જાણુત વહાલા, તો હું શાને કહેતત રે;
નરસૈંયાચા સ્વામીશું રમતાં, મનમાં જાણી રહેતત રે. ૪

પદ ૪૭૮ મું.

અનંગ અંગેરે, મહારે ઉલટચો રે, આવો મારા પ્રાણ આધાર;
કામણ કીધુંરે, કોણે મારા કહાનનેરે, રસ માંહે કરતો વિહાર. ૧
પંખીડારે, મધુરા સ્વર કરેરે, કેમ કરી રાખું મનશું ધીર;
વહાલાજી વનારે, વેદના કેમ ટળેરે, વ્યાકુળ થયું આ શરીર. ૨
સેજ રચીરે,મહારી એમને એમ રહીરે,કરમાણા તે કુસુમના હાર;
વાટડી જોતાં રે, નિદ્રા મેં તજીરે, ઉભી રહી મંદિરયાને દ્વાર. ૩
સુંદરવરરે, ત્યાં લોભી* રહ્યોરે, હળવે આવો રે મહારા મોહંન;†
ભણે નરસૈંયોરે, માનની મહાલતીરે, ધન ધન તેનું જોબન. ૪

પદ ૪૭૯ મું.

ધન ધનરે, જેને ઉર વસ્યોરે, કાંઈક કરતો સારી વાત;
શામળીયાના, સંગમાં શામા પ્રેમશુંરે, રંગભેર રમતીરે રાત. ૧
ધન ધનરે, તેહની આંખડીરે, ધન જેણે નીરખ્યો મહારો નાથ;
આલિંગન લેતાંરે, અંગે અમી ઠરીરે,વા'લાજીને કંઠે ઘાલી હાથ. ૨
ધન ધનરે, ભૂષણ તેહતણાંરે, ધન પટોળાં પહેરી ગાત્ર;
સેજડીયેરે, સુખ સાગર ઝીલતાંરે, સંગમ નંદકુમારસું રાત્ર. ૩

* લોભાઇને. † પા૦ "૦ માહારા મનડાનારે મંન."

ધન ધનરે, જોબન તેહુતણુંરે, ધન ધન માણે સુંદીર શ્યામ;
નરસૈંયાચારે, સ્વામીને ભોગવોરે, પહોંચી હૈડા કેરી હામ. ૪

પદ ૪૮૦ મું.

અનુભવીયાં રસમાં માણે, તે જે જાણે તે જાણે મ્હારી સજની. ટેક૦
એ અનુભવ બ્રહ્માદિક દુર્લભ, સનક સનંદ રસ ભોગીરે;
તે વ્રજનાર નિરંતર માણે, તે માણે નંદનંદન રસ ભોગીરે. અ૦ ૧
ચૌદ લોકથી અપાર જેહુને કહીએ,સદા આનંદ્યો સુખ રાશીરે;
તે પુરુષોત્તમ ગોકુળ પ્રગટ્યો, નંદગોપી નિરખે રહેવાશીરે. અ૦ ૨
જ્યાં આનંદ ત્યાં પરમાનંદ છે, વેદ કરે રે વિખાણુરે;
આનંદ નંદ જસોદા જનુની, આનંદ વરતે છે આણુરે. અ૦ ૩
આનંદ શ્રી ગોવરધન પર્વત, વંદ્રાવન સુખ ધામરે;
નરસૈંયાચા સ્વામી અંતરજામી, આનંદ ગોપી પૂરણ કામરે. અ૦ ૪

પદ ૪૮૧ મું–રાગ માલવ.

બલિયો ભુજબલ ભરતી ભરતી, ભામની કરતી છુંરર સયાંનેરે;
તાલ દઇ દઇ નાદ વેનાદિ, સુન્યું બકરતી સાને રે.
વહાલા કાછ કછી કામની સોહે, નેપુરની ધૂનિ થાયે રે;
ઘુઘરડીને ઘમકે ગોરી, ગર્વ ભરતી ગાયે રે.
કરશું કર નેણ નેણાશું, સુંદરવર ને શ્યામા રે;
ભણે નરસૈંયો રસરંગ ડુલ્યો, વહાલો મહાલે વનમાં રે.

પદ ૪૮૨ મું–રાગ માલવ.

વંદ્રાવનમાં મ્હારસ ઝીલે, ગોપી ગોવિંદ સંગે રે;
થઇ થઇ થઇકાર કરીને, મલીયો અંગોઅંગે રે.
કુચશું કુચ અધર અધરશું, તાલીશું તાલ દે તાલી રે;
આનંદી અબલા ઉરવર રાખ્યો, વશ કીધો વનમાલી રે.
સુરીનર મુનીજન જે જે બોલે,ધંન ધંન ધંન એ જોડી રે;
ભણે નરસૈંયો ધંન વ્રજનારી, ધંન રમતા રમત રુડી રે.

પદ ૪૮૩.

નયણુ સનારુ મ્હારા વા'લાજીને કાજે;
કાંઈ નીલવટ ટીલડી હું કરુંરે કુકમચી. ૧

ચોલીયાંચો કરણુ કસનકસ સાંધૂ;
નયણુ કટાક્ષ ભ્રકુટી બાણુ સીધૂ. ૨
* * * *
પ્રેમનું સાંઇડું ઉરપે રાખી લીધૂં. ૩
સકલ શૃંગારચા શ્રીહરિ ભોગી;
નરસૈંયાચો સ્વામી સદા સંયોગી. ૪

## પદ ૪૮૪ મું.

મારે દેહ ધર્યાનું ફળ એહ, લ્હાવો દર્શનનો. ટેક.
નંદતણે ઘેર આવું ને જાઉં, નંદ કરે ન કોઇની સેવરે;
જશોદાજીને કરુંરે વિનતિ, મારે શામળીયાસું સ્નેહરે. લ્હાવો૦
નીત નીત નવલા નેહ ધરું ને, સજું મુજ અંગ શણગારરે;
પ્રેમતણો ભોગી પાતલીયો, તે તો લટકે આવે બા'રરે. લ્હાવો૦
જમના જળ ભરવાને જાઉં, વાહુંલા ન કરું કોઇનો સંગરે;
એક વાર પાણી અદકુંરે જાવું, મારે તેમ તેમ અતિ આનંદરે. લ્હાવો૦
ધન્ય વૃંદાવન ધન્ય આ વસવું, ધન્ય અબળાનાં અંગરે;
નરસૈંયાચા સ્વામી સંગે રમતાં, મારો અવિચળ વાધ્યો રંગ. લ્હાવો૦

## પદ ૪૮૫ મું.

મોરલીનેવાળોરે, બાઈ મારે મન વસ્યોરે, સુંદર મુખડું શ્યામ વદન;
મોર મુગટરે, વા'લાજીને શોભતારે, કુંડળ ઝળકે હરિને કરણ. મોર૦
લીલવટ આડરે, શોભતી કેસરતણીરે, જાણે મુખે ઉગ્યો શશીયર ભાણ;
શ્યામને જોતાંરે, સુરનર મોહી રહ્યારે, જેના ગુણ ગાય વેદ બારે માન. મોર૦
ભ્રકુટિ ભ્રમરરે, ધનુષ્યાકાર છેરે, વા'લાજીનાં નેણુ દીસે છે બાણ;
પ્રેમ ધરીનેરે, નાખે વા'લો અમ ભણીરે, વા'લે મારે વેંધ્યાં મન ને પ્રાણ. મોર૦
અધર મધુરીરે, વાગે ઝીણી વાંસલીરે, તેણે હું તો ભૂલી સુધ ને સાન;
નરસૈંયાનો સ્વામીનેરે, મલવાને મન હીસેરે, આ * * * મોર૦

## પદ ૪૮૬ મું.

શરદ નીશાએ શ્રી મહારાજ, કે વનમેં આવીયા રે લોલ;
મધ્ય નીશાએ વજાડી વિણુ, કે ગોપીકા ચાલીયાં રે લોલ.

શ્રવણે સુણી મોરલીનો નાદ, કે સહુ વ્યાકુળ થયાં રે લોલ;
જે જેમ હતું પોતાને ધામ, તે તેમ નીસર્યાં રે લોલ.
જોયે પૂરણ ચંદ પરિબ્રહ્મ, કે સુધ બુધ સર્વે ટળી રે લોલ;
જુએ નયણાં ભરી ભરી નાર, કે ગોપીકા સહુ મળી રે લોલ.
વચન બોલ્યા શ્રી મા'રાજ, કે કહો કેમ આવીયાં રે લોલ;
વળતી બોલી વ્રજની નાર, કે તમ આશ્રયે આવીયાં રે લોલ.
રંગભર રાસ રમાડો નાથ, કે શરદ સોહામણી રે લોલ;
ઉગ્યો સોળ કળાનો ચંદ્ર, કે હાલડી રળીયામણી રે લોલ.
પૂરણ પ્રીત જોઈ પરિબ્રહ્મ, કે રુદીયા ભીડીયાં રે લોલ;
રંગભર રમવા માંડ્યો રાસ, કે કારજ સીજીયાં રે લોલ.
વાજે તાલ પખાજ ને ઝાંઝ, કે વિણા* વાંસળી રે લોલ;
નાચે નરસિંહ નંદકુમાર, કે ગોપીકા સહુ મળી રે લોલ.
ચોકમાં ફરતી વ્રજની નાર, કે વચ્ચે રાધા હરિ રે લોલ;
નવ સત† સજ્યા શણગાર, કે પાવલે ઘુઘરી રે લોલ.
હમચી‡ લે હરજીની સાથ, કે તાલી લે હાથમાં રે લોલ;
નાચે નટવર મદન ગોપાળ, કે જુવતીના સાથમાં રે લોલ.
અંતરીખ દેવતા રહીને જુએ, કે પુષ્પે વધાવતા રે લોલ;
રૂપે રૂડો નરસૈંનો નાથ, કે મનમાં ભાવતા રે લોલ.

## પદ ૪૮૭ મું.

કે શમીઠાં (?) જઈને પોત્યાં, કે રાધાજીના કાનમાં રે લોલ;

* * * * *

* * * * *

રાધાજી કુંજ ભુવનના દ્વાર, કે ઉભાં હેરવા§ રે લોલ;
વાહાલે મારે લીધો દડુલો હાથ, કે માંડ્યો ફેરવા રે લોલ.
રસીએ ઉછાળીને નાંખ્યો, કે રાધાજીના ઊરમાં‖ રે લોલ;
રાધાજીએ સંતાડ્યો કાંચલડી માંહે, કે સુખના પૂરમાં રે લોલ.
ત્યારે હરિએ નાંખ્યો હાથ, કે વળગાઝૂમ થઈ રે લોલ;
રાધા રોળી વ્રજની નાર, કે અંગની સુધ ગઈ રે લોલ.

---

* પા૦ "ઝીણી." બીજો પા૦ "મધુરી." † નવ ને સાત=સોળ. ‡ દશ બાર સ્ત્રી કે પુરુષ ગોળ ફરતા ને તાળી પાડતા ગરબે રમે તે. § હેરેપરથી હેરવું=જોવું. ‖ છાતી ઉપર.

વાહાલે મારે રોળી વ્રજની નાર, કે રંગની રેલ વહી રે લોલ,
રસીએ લીધાં નથનાં મોતી, કે કૌતક ખેલવા તંહી રે લોલ.
જોતાં નાક થઇ તપાસ, કે ગઈ રાધા લેહેરીએ* રે લોલ;
રસીયા આપો નથનાં મોતી, કે નાકે પેહેરીએ રે લોલ.
સહીયર જાણુશે એવી વાત, કે ઘેર જઈ સોંપશે રે લોલ;
પરણ્યો જાણુશે એવી વાત, કે ગડદા થાપશે† રે લોલ.
પરણ્યો પોંકશે‡ સારી રાત, કે આંખ રાતી થશે રે લોલ;
ચોંટી ખણુશે§ ગોરે ગાલ, કે મીઠડી લાગશે રે લોલ.
નણુદલ જાણુશે એવી વાત, કે જાણે ગઇ ગાંસડી રે લોલ;
જુઓ જેઠાણીના ઢંગ, કે ઘેર ઘેર વાતડી રે લોલ.
જેઠ મારો શ્રી મહારાજ, જઈ કેશે માતને રે લોલ;

* * * * *

બાપને લાડકડી છઉં નાથ, કે બીજી કો નહીં રે લોલ;
લાવો લાવો પારિજાતકનાં ફૂલ, કે નાથને વધાવીએ રે લોલ.
નાચે નરસૈંયો સુખશ્વાસ,‖ કે લીલા જોઈ નાથની રે લોલ;
સદા રમે છે હૈડે રાસ, કે લીલા બ્રહ્મ પ્રકાશની રે લોલ.

### પદ ૪૮૮ મું.

વાંસલડી વેરણુ મારી રે, હાં રે વશ કીધા તે વૈકુંઠનાથ રે;
નાર ધુતારી. ટેક.
ક્યાં રે ઘડાણી બંસી ક્યાં રે કટાણી,¶ કોણુ દાન તપ કીધાં રે;
વાંસલડીનો શબ્દ સુણીને, હો રે મારાં મનડાં હરીએ લીધાં રે; નાર ધુતારી.
પોતે પોતાનાં ગોપી તન રે છેદાવીને, વા'લાજીના મુખ પર આવી રે;
સોકલડીનું સાલ જગાવી, હાં રે વા'લાને તો મન ભાવી રે; નાર ધુતારી.
વૃંદાવનનાં તે વન પક્ષી જ મોહ્યાં, મોહ્યાં ત્યાં પશુઓ પ્રાણી રે;
સોલ સહસ્ર ગોપીજન વલ્લભ, તેમાં તું પટરાણી રે; નાર ધુતારી.
કામણુગારી તેં કામણુ કીધાં ને, કર્મે હમારે ઠાં જાગી રે;
નરસૈંયાના સ્વામીની વાંસલડી, કર કંગન થઈ વાગી રે; નાર ધુતારી.

---

* લટકો કરતી. † ગડદા=મુક્કા, થાપવું=મારવું. ‡ વ્યંગમાં મારશે. § દેવી-ખણુવું-નખથી.
‖ પા૦ "સુખરાસ." ¶ કપાઈ.

### પદ ૪૮૯ મું.

વાંસલડી વા'તો રે, કા'નો મોરલી વા'તોરે.
હાથમાં ગેડી ને ધેન ચરાવે, વૃંદાવન જાતો રે; કા'નો.
ગોપી તણાં ગોરસડાં જોઇને, દુર થકી ધાતો રે; કા'નો.
મોર મુગટ્યા ને કાનેરે કુંડળ, ગોપીઓમાં ગાતોરે; કા'નો.
ભલે મળ્યો મે'તા નરસૈંયાનો સ્વામી, રંગમાં રાતોરે; કા'નો.

### પદ ૪૯૦ મું.

તારી મોરલીએ મન મોહ્યાં રે, વૃંદાવન મોરલીવાળા,
મેં તો ઘરનાં કામો ખોયાં રે, વૃંદાવન મોરલીવાળા.
હું તો દો'તાં દોણી ભૂલી રે, વૃં૦ નાથ નિરખતા ગઈ ડુલી રે, વૃં૦
તારું મુખડું જોઈ જોઈ પુલાણી રે, વૃં૦ હું તો જમના ગઇતી પાણી રે, વૃં૦
મેં તો પ્રેમે વાછરડાં ધવડાવવા રે, વૃં૦ મેં તો અવળાં આભ્રણ હોડ્યાં રે, વૃં૦
મેં તો સામે છેડા મેલ્યા રે, વૃં૦ મેં તે મહીંના માટ‌ા રેળ્યા રે. વૃં૦
કાનુડો કાળો ને છોગાળો રે, વૃં૦ * * *
મને કાંઇ એક કામણ કીધાં રે, વૃં૦ મારાં ચિતડાં હરી મન લીધાં રે, વૃં૦
મેં તો રોતાંજ બાળક મેલ્યાં રે, વૃં૦ મેં તો ધાવતાં બાલ વછેડ્યાં રે, વૃં૦
* * * વૃં૦ મને મલ્યો નરસૈંયાનો સ્વામી રે, વૃં૦

### પદ ૪૯૧ મું.

મારે પ્રભુજી પરુણા ઘેર આવ્યા રે; મેં તો મોતીડાંને ધૂપે વધાવ્યા રે.
મારો વા'લોજી બોલાવે વારે વારે રે; મને ભવજળ ડુબતી તારે રે.
મારે રસીયા સંઘાતે રંગ લાગ્યો રે; મારે જન્મ મરણનો ભો ભાગ્યો રે.
વાગ્યાં પ્રેમનાં તે બાણ કેમ રૂઝે રે; તાલી રંગની રસાળી વા'લી લીજે રે.
ભલે મળ્યો નરસૈંયાનો સ્વામી રે; સર્વે ગોપીકા આનંદ પામી રે.

### પદ ૪૯૨ મું.

સખી આજની ઘડી રળિયામણી રે; મારો વા'લોજીને જવા વધામણી રે.
પૂર પૂર સોહાગણ સાથીયો રે; મલપતો આવ્યો હરિ હાથીયો રે.
સખી મોતીડે ચોક પૂરાવીયે રે; આપણા નાથને તાં પધરાવીયે રે.
સખી ફૂલડે પાગરણ ભરાવીયે રે; ત્યાં છબીલાજીને પધરાવીયે રે.
સખી નીર ગંગાજળ લાવીયે રે; રુડા ચત્રુભુજના ચરણ પખાલીયે રે.

સખી ચાર સોહાગણ આવશું રે; આપણા નાથને ફુલડે વધાવશું રે.
સખી આ રસ મીઠો અતિ મીઠડો રે; મે'તા નરસૈંયાનો સ્વામી દીઠડો રે.

પદ ૪૯૩ મું.

મને કૃષ્ણ જોયાનાં કોડ, સહીયર ચાલો રે;
હું તો લાગું તમને પાય, હરિવર આલો રે. ટેક.
જાદવ જમનાને કાંઠલે રે, વાહે વિણુ રસાળ;
નાદમાં મોહી ગોપી નિસર્યા રે, ઘેરે રોતાં મેલ્યાં બાળ. સહીયર.
દે'રે દે'રે દીવા કરું રે, પૂજું સઘળા દેવ;
શામળીઓ વર જો મળે તો, શંભુ કરું રે તમારી સેવ. સહીયર.
અમે જળ જમના ઝીલતાં રે, ન્હાતાં નિર્મળ નીર;
વસ્ત્ર હરિ ગયો વિઠલો રે, શેને ઢાંકું કોમળ શરીર. સહીયર.
સાસુ હમારી જશોમતિ રે, સસરો શ્રી નંદરાય;
કૃષ્ણ કોડીલો કાનજી રે, મારું સાસરું ગોકુળ ગવાય. સહીયર.
ગોકુળ ગામની ગોવાળણી રે, આવે ધુરકતી ઘોર;
મુખપર માવજી મોહી રહ્યા રે, એના ઉરપર નાચે મોર. સહીયર.
ગાય શીખે ને સાંભળે રે, હરિ રાધાનો રાસ;
તે નર વૈકુંઠ પામશે રે, ગુણ ગાય નરસૈંયો દાસ. સહીયર.

પદ ૪૯૪ મું.

ચતુર રસકડી નાર વે'લી રે, વેળાસર થાય ચાલતી રે. ટેક.
વા'લો મારો તેડે છે વનમાં રે, હજી શું છે તારા દિલમાં રે. ચતુર.
બાંવડીએ તું બાંધ બાજુ રે, ટીલડીએ તો બાંધ ખાજુ રે. ચતુર.
વેળાસર આંખડીએ કરી લે અંજન રે, મુખડીએ કરી લે મંજન રે. ચતુર.
સાલુડો તો પે'ર સોરંગી રે, દીસે તનડું બહુ રંગ રંગી રે. ચતુર.
નરસૈંયાનો સ્વામી શામળીઓ રે, સહુ જોવા તેને મળીયો રે. ચતુર.

પદ ૪૯૫ મું–રાગ સામેરી.

કુંજનો વિહારી રે, મા મુને સાંભરે રે,
હવે ક્યાં દેખું દીન દયાળ;
મોળીડું ને બાંધે રે, મોહન મલપતાં રે,
આંગણીએ વા'તો વિણુ રસાળ. કુંજનો.

મધુવન જાતાંરે, માખણ મહી વેચવા રે,
માર્ગે આવીને માગતો દાણ;
હાસ્ય વચનરે, વા'લો મારો સાંખતો રે,
ભાખે મીઠડાં વેણ કરે વિખાણ. કુંજનો.
સુખના વિસરામરે, અમને તો આપતોરે,
નીત નીત ઉત્તમ નવલોરે નેહ;
નરસૈંયાના સ્વામીરે, વિના હું તો વ્યાકુળીરે,
તેણે મારી દુર્બળ થઈ છેરે દેહ. કુંજનો.

પદ ૪૯૬ મું–રાગ સામેરી.

કુંજનો કલ્લોલી* રે, કાનજી તો કયાં ગયોરે,
જેની સંગે રમતાંતાં રંગ વિલાસ;
મહીએર મેલાવ્યું રે, એણે મારું સાસરું રે,
કીધી મને દાસ તણીરે દાસ. કુંજનો.
સુંદરતા એની રે, સખી શું વરણવું રે,
જેણે એનું જોયું રૂપ રસાળ;
પતિ તે વ્રતા રેહતા રે, પ્રભુને પેખતાં રે,
જોતામાં જાય જન્મ મરણ જંજાળ. કુંજનો.
માસે માસે આવે રે, મંદિર માહરે રે,
મુજને તો જોવા જાદવરાય;
સાસુને મ્હારી રે, મુજને તો સાચવે રે,
લાજ તજીને લાગતી હું તો પાય. કુંજનો.
જમતીને વેળા રે, જીવણ મુને સાંભરે રે,
ત્યારે મ્હારે કંઠે ના ઉતરે અન્ન;
ત્રિકમજીને જોવારે, હું તો તરફડું રે,
ત્યારે મ્હારું તપીને ઉઠેરે તંન. કુંજનો.
ઘેલી મુને કે' છે રે, ઘરમાં ઘરધણી રે,
બાહેર વગાડી કેહછે લોક;
નરસૈંયાના સ્વામીરે, જ્યારે મુજને મળેરે;
ત્યારે મ્હારો ટળે હૈયાનો શોક. કુંજનો.

---

* કલ્લોલ કરનારો.

પદ ૪૯૭ મું–રાગ સામેરી.

મોહની લગાડીરે, મા મને મોહને રે,
રસીએ દેખાડી રંગનીરે રેલ;
જીવતર સુધાર્યુંરે, સખી મ્હારૂં શામળે રે,
નીત નીત થાય વૃંદાવન ખેલ. મોહની.
આડી આડી દૃષ્ટેરે, જુએ વા'લો અમો ભણીરે,
જુએ મ્હારા નખશિખના શણુગાર;
મે'ણુંને દે છેરે, સાસુડી સાસરે રે,
વહુ તારે ગિરધરસું ઘરવેવાર.* મોહની.
રાધા ને માધવરે, બેઉ વળગ્યાં બેલડી રે,
અંગો અંગ નયણામાં લપટાય;
સોલ વરસનીરે, શોભે સુંદરી રે,
અંગે સજી શણુગાર હરખાય. મોહની.
ધંન ધંન લીલારે, લક્ષ્મીવર તણી રે,
ધંન ધંન ઉત્તમ રંગ વિલાસ;
ધંન ધંન ગોપીરે, ગોકુળ ગામની રે,
ધંન ધંન ગાય નરસૈંયો દાસ. મોહની.

પદ ૪૯૮ મું–રાગ સામેરી.

આંખડલીને ચાળેરે, શામળો મન લેઇ ગયો રે,
હવે કેમ જીવુંરે મોરી માય;
મોર પીછનોરે, મુગટ સોહામણો રે,
કુંડલ મીનાકારી કાનેરે સોહાય. આંખડલીનો.
આજ ને ઉભીરે, મ્હારે આંગણે રે,
આણી વાટે જાતા હુતારે કહાન;
મીઠાનો મેળાવોરે, હમને ત્યાં હવો રે,
વા'લે મ્હારે કીધી નેણુની સાન. આંખડલીનો.
વિણુ વગાડીરે, વનમાં તેડીયાં રે,
હવે મેં મેલ્યાંરે ઘરનાં કામ;

* પાઠ. "ઘર સંસાર."

વા'લો મ્હારો રમ્યારે, આંખમીંચામણી રે,
હરિ હાવે હુવારે અંતરધ્યાન. આંખડલીનો.
અમે વન સાહેલીરે, જોવા નીસરી રે,
જોયું જોયું વૃંદાવન મોઝાર;
નરસૈંયાના સ્વામીરે, પ્રીતે ત્યાં મળ્યા રે,
ધંન ધંન આહીરનોરે અવતાર. આંખડલીનો.

## પદ ૪૯૯ મું–રાગ સામેરી.

કુંજનો કલ્લોલીરે, કાનુડો કાંહાં ગયો રે,
જેની સંગે રમતાં રજની જાય;
શેરડીએને જાતાંરે, વીણુ વજાડતો રે,
ઉભી ઉભી ચંચળ જોઉં મુકી તેની લજાય. કુંજનો.
આ'વું નો'તું જાણ્યુંરે, નમેરા નાથજી રે,
મેં જાણ્યું જે વે'રો નહિ કરે લગાર;
જમતાં ને જીવણુરે, બાઈ મુને સાંભરે રે,
હાવે મને અન્ન ના ભાવે લગાર. કુંજનો.
અતિ દવ વ્યાપ્યોરે, બે'ની મારા અંગમાં રે,
સેજડીએ સુતાં નવ લેવાય સાસ;
નરસૈંયાનો સ્વામીરે, બાઇ મને ત્યાં મળ્યોરે,
વા'લે મારે ફરી રમાડ્યાં રાસ. કુંજનો.

## પદ ૫૦૦ મું–રાગ સામેરી.

શરદની રાતેરે, વા'લે વાહી વાંસલી રે,
વા'લે મારે માર્યાં મોહનાંરે બાણુ;
શ્રવણે સુણીરે, અમે સઉ નિસર્યાં રે,
વા'લે મારે હર્યા અમારા પ્રાણ. શરદની.
લોકડીયાંની લજ્યારે, અમે સર્વે પરહરી રે,
દરશન કરવા દીન દયાળ;
જમનાને તીરેરે, અમે સઉ ઉભાં રહ્યાં રે,
વા'લે મારે સામી ચઢાવી આળ. શરદની.

અરધ નીશાએરે, તમે કેમ નિસર્યાં રે,
તમે તોડી પરણ્યા કેરી પ્રીત;
તમે ગુણવંતાંરે, એવું કેમ કરો રે,
એ તો નો'ય તમારા કુળની રીત. શરદની.
એવાં એવાં વચનરે, વનમાળી ઓચરા રે,
વેણુ સુણી અબળા થઇ રે નિરાશ;
અમો અબળાનેરે, નવ તરછોડીએ રે,
વા'લા રે આવ્યા તમારી રે પાસ. શરદની.
દીન વચન રે, શ્રવણે સાંભળી રે,
હસીને કર ગ્રહ્યો શ્રી રણછોડ;
નરસૈંયાના સ્વામી રે, ભાવે ભેટીયા રે,
વા'લે મ્હારે પૂર્યાં મનનાં કોડ. શરદની.

પદ ૫૦૧ મું–રાગ સામેરી.

રાતલડી રમીને રે, વા'ણે તે વાહી ગયો રે,
શા શા કહું રાતલડીના રે રંગ;
મંદિરીએ હમારે રે, જાવા મન થાય નહિ રે,
કેમ મે'લું શામળીઆનો રે સંગ. રાતલડી.
રાધા ને નારી રે, મોહન મહામણી રે,
સુંદર જોયું કુંજ ભોવંન;
સજની તે રજની રે, રંગભેર ઝીલતાં રે,
સુખનો શો લ્હાવો કહીએરે, જાગ્યો અંગ અનંગ. રાતલડી.
મંદિરીએ મ્હારે રે, મહી વલોવતાં રે,
માથે મા'રે હરજી કેરો રે હાથ;
નરસૈંયાના સ્વામી રે, સંગે રંગ ઝીલતાં રે,
ગોપીઓ સરવે થઇ છે સનાથ. રાતલડી.

પદ ૫૦૨ જું.

કેણી પેરે ભરીયે આછાં નીર રે, જમનાને આરે વા'લા;
ધૂતારા છે ગોકુળીયાના લોક રે, શામળીયા વા'લા.

સોના રૂપાનો મારો ઘડ્યો રે, ઘડુલો વા'લા;
ઊઢણીએ છે રતન જડાવ રે, શામળીયા વા'લા.
તાણ મા તાણ મા હાર રે, મારો તૂટે વા'લા;
મોતીડાં વેરાશે ગિરધર લાલ રે, જમનાને આરે વા'લા.
માથે મટુકી ગોપી રે, વનડામાં રોકી વા'લા;
જાય છે મારી સહીયરોનો સાથરે, શામળીયા વા'લા.
નરસૈંયાનો સ્વામી રે, મને મળીયો વા'લા;
ઉતાર્યાં છે ભવ પાર રે, શામળીયા વા'લા.

પદ ૫૦૩ જું.

ઘેલી રે ગોવાળણી, કરગરતી કાં ગોરસ સારુ;
આજ તારું ગોરસ ચાખવું મારે, મન ઇચ્છે મારું રે. ઘેલી રે.
આજ ગોવાલણ કહું છું તુજને, તારી ધેને દોહવા નવદીધું;
કુશળ રે' રોજ ધેન જ તારી, કાલે કારજ ન સીઝ્યું રે. ઘેલી રે.
આપ ગોવાલણ આજ ધેનજ જાણજે, કઠણ મન કમ કીધું:
વાગી ઠેસ વાટડીએ જાતાં, ગોરસ સઘળું ઢોળી પીધું રે. ઘેલી રે.
સુરનરને સ્વપ્ને ના આવે, મુનિ જન દેહ દમે;
નરસૈંયાના સ્વામી શું કરીએ તમને, પીતાં ગમે અમને રે. ઘેલી રે.

પદ ૫૦૪ થું.

ચાલો સહીયો જોવાને રે જઇયે, વિનતી તો જઈ વા'લાને કહીયે;
સુખ દુઃખ તો હૈડામાં રે સહીયે, કોને જોઇને તાં રે રહીયે. ચાલો.
આજનાં સુંદર રે સુખડાં, વા'લાજીનાં જોવાં સરખાં મુખડાં;
દુઃખનાં દાણા રે દરીએ, ભોજન લેઈ વા'લાને ધરીએ. ચાલો.
સાંભળ મોરી રે સજની, આવી રુડી રમવા સરખી રજની;
મળ્યો નરસૈંયાનો સ્વામી, ગોપી સહુ આનંદ રે પામી. ચાલો.

પદ ૫૦૫ મું.

ભલે રે સર્જ્યાં અમો લોક ભરવાડાં, નિત્ય વલોણાં વલોવતાં રે લોલ. ભલે.
લખ ધેન ગોઠ* બાવા નંદ ઘેર દુઝે, મેરુ રવૈયો ઘાલી રે લોલ. ભલે.

* ગોષ્ટ. ગાય રાખવાની જગ્યા.

એકી પા ઘૂમે રાધીકા રે ગોરાં, એકી પા કાનજી કાળા રે લોલ. ભલે.
હળવા હળવા ઘૂમજે રે કા'નજી, ગોળી નંદાશે મ્હારી રે લોલ. ભલે.
ગોળી નંદાશે ને ચોળી છંટાશે, ટુટશે મોતીની માળા રે લોલ. ભલે.
કાળીનાગનાં નેતરાં રે કીધાં, મેરુ કીધો રવૈયો રે લોલ. ભલે.
સાત સાહેરની ગોળી રે કીધી, ને ચંદો સૂરજ બે સાખી રે લોલ. ભલે.
ભલે મળ્યો નરસૈંયાનો સ્વામી, સાત સાહેર વલોવતાં રે લોલ. ભલે.

પદ ૫૦૬ હું.

લોક લડાવે છોકરડાં ને, મારે તો છેલ છબીલો રે;
નંદકુંવર હરિ નાંધડીયો વર, ઘડીએક ન મેલું વીલો રે. લોક.
બારે માસ મારે બારણે તોરણ, કુંકમ કેસર ઘોળું રે;
રંગભરી રાધાને માધવ નિરખે, હર્ખ ભરી હિંદોળું રે. લોક.
છપન ભોગ છબીલાજી તમને,વસ્ત્ર આભૂષણ પહેરાવું રે;
સેજ તળાઈ ને પુષ્પ પીછોડો, પ્રેમ કરીને પોઢાડું રે. લોક.
માનુની મળીને મંગળ ગાઇએ, જાણે મંડપમાં મા'લું રે;
માથેથી માંડ હેઠો નવ મેલું, મલપતી વળી ચાલું રે. લોક.
સંત સખા સાંબેલા હરિના, પૂજીને પધરાવું રે;
નરસૈંયાનો સ્વામી અતિ રે લાડકડો, નટવર ઘોડે ચઢાવું રે. લોક.

પદ ૫૦૭ મું.

જોની બે'ની ગોવાળામાં ગોવિંદજી રે, કરમદડો જમતો રે;
જગન કરે તેને સ્વપ્ને ના આવે, વા'લો આહીરડામાં રે રમતો રે. જોની.
આપ આપણાં હાથ થાળા લેઇને, જાદવરાય આગળ દાખે રે;
નાના વિધનાં શાક પાક રે, તે લેઈને જાદવરાય ચાખે રે. જોની.
બ્રહ્માએ મનમાં એવું વિચાર્યું, આપણ મીનતણું રૂપ લીજીશું રે;
જળ જમનામાં ચળું* દેશે, ત્યારે મહાપ્રસાદ પામીશું રે. જોની.
અંતરજામીએ તતખણ જાણ્યું, બ્રહ્મા મીનતણું રૂપ લાવ્યા રે;
નરસૈંયાનો સ્વામી ચતુર શિરોમણિ, તે કામળીએ કર લોવડાવ્યા રે. જોની.

પદ ૫૦૮ મું.

રંગ લાગ્યો મુને તારો, રંગીલા રંગ લાગ્યો મુને તારો;
જન્મોજન્મ શામળીયા વા'લા, સંગ ના છોડું તારો. રંગીલા.

* ચળું-હાથ ધોવા.

રજની થોડી ને રંગ ઘણેરો, જોબન હે'રે જાએ;
પારકું ચિત્ત ચોર્યાની રે વિદ્યા, કાંહાં શિખ્યો એ ચાળો. રંગીલા.
તેં મારાં મનડાં વશ કીધાં, કર્યો નેણુનો ચાળો;*
આવો તો મન મેલીએ, પ્રીતતણાં ફૂલ ઠારો. રંગીલા.
ચૂવા ચંદન ઓર અર્ગજા, કસ્તૂરી રંગ રેરો;
ભલે મળ્યો નરસૈંનો સ્વામી, નીતનીત જાગે કયમજોરો. રંગીલા.

પદ ૫૦૯ મું.

લાવ લાવ સખી એક કાગળ લખીએ હરિને રે;
નાથ શો રે હમારો વાંક, કે ન આવ્યા ફરીને રે. ૧
સ્વસ્તશ્રી મથુરાં માંહે, મોહનજી મા'લે રે;
નાથ કુબ્જાને કરી પ્યાર, રાધે કહી ચાલે રે. ૨
તમારાં ચરણ કમળની આણ, નથી હમે લોપી રે;
છો સકળ ગુણનિધાન, ગાય છે ગોપી રે. ૩
ચૌદ વિદ્યા ગુણ છો જાણ, લક્ષણ બત્રીસ રે;
છો બોત્તર કળા પ્રવિણ, કે રાગ છત્રીશ રે. ૪
ગંગાજીનાં નિર્મળ નીર, નિર્મળ જેવા રે;
પૂર્ણ પુણ્ય પવિત્ર, કે ભવ સુખ દેવા રે. ૫
છો તરસ્યાના સરોવર, કે વિવેકી સાગર રે;
વા'લા અધિક કળા પ્રવિણ, કે નટવર નાગર રે. ૬
વાસુદેવ દેવકીના તંન, કે નંદ દુલારા રે;
છો જાદવકુળની જ્યોત, કે જીવણ મારા રે. ૭
છો આશાના વિશ્રામ, મુને છો વા'લા રે;
બીજું અપરંગ અહિ ખેમકુશળ, તમ પ્રતાપે સારા રે. ૮
* * * * *
* * * મલીએ રે. ૯
તમે મેલ્યું ગોકુળ ગામ, નાથજી આવો રે;
નાથ કાલિંદ્રીને તીર, કરે મન ભાવો રે. ૧૦
નાથ તે દા'ડાનો સ્નેહ, લગાડી અમને રે;
હવે વળતી દો છો છેહ, ઘટે નહિ તમને રે. ૧૧

---

* મૂળપાઠ 'ચારો' છે.

લખીતંગ ચરણુ રજ દાસ, રાધિકા નારી રે;
વા'લા એટલી આશીશ, વાંચજો મારી રે. ૧૨
ફરી ફરી લખજો પત્ર, કે કુબ્જા કે'તો રે;
હાવે ચરણે લાગે તારી દાસ, કે નરસિંહ મે'તો રે. ૧૩

### પદ ૫૧૦ મું–રાગ કેદારો.

સખી જોબન રે તારું પરમ સોહાગી, અલી તેં વા'લો વશ કીધો રે;
સેજલડીએ હુતો પીઉડો, આનંદે ઉરપર લીધો રે. જોબન.
સુરતસંગ્રામ શામળીયા સાથે, રમતાં ન્યૂન ન રાખી રે;
હાં રે ભીતરમાં એકએક* થઇને, અધર સુધારસ ચાખી રે. જોબન.
તેની વા'લો કેડ ન મૂકે, જાહાં જોઉં તાંહાં સાથે રે;
ભણે નરસૈંયો ભો કર્મે નહિ, જેનો કર સાહ્યો મારા નાથે રે. જોબન.

### પદ ૫૧૧ મું–રાગ કાલેરો.

જાણી જાણી તમારી જાત, જાવજી જાણી રે;
એવી ન હોય મોટાની રીત, કોને ઘેર માણી રે. જાવજી૦
રાસ રમી ઘેર આવીયા રે, રવિ ઉગમતે સૂર;
સુખડાં આપ્યાં પેલી નારને રે, વા'લે હમને તે મેલ્યાં દૂર. જાવજી૦
શેરીએ સા'મા મલ્યા રે, નીચાં ઢાળ્યાં નેણ;
બોલાવ્યા બોલે નહીં રે, પ્રભુ વિપ્રીત તમારાં વેણ. જાવજી૦
વિસાર્યા વિસરે નહીં રે, પળ એક અળગા ના થાય;
નરસૈંયાચા સ્વામી અંતરજામી, વા'લા ભીડ પડે ત્યાં ધાવ. જાવજી૦

### પદ ૫૧૨ મું.–રાગ રામગ્રી.

વૃંદાવન રુડું રે રમતાં, પેલી નણદીના મન ગમતાં,
હાં રે મારી બાઇજીના સમ તાહાં,
ખીર ખાંડ ઘૃત મધ ભેલીને, જેવું લાગે જમતાં. વૃંદા૦
મુક્તિ પે અવતાર ભલા રે, હૈડા હોયે વસતાં;
આલિંગન ચુંબન અવિલોકન, વહાલાસુ સુરતતાં. વૃંદા૦
મોટા મુનીવરને સ્વપ્ને ન આવે, દેહ ઘણું દમતાં;
નરસૈંયાચા સ્વામી સંગ રમતાં, હાવે રાખ્યાં ભમતાં. વૃંદા૦

---

* પા૦ એકમેક.

## પદ ૫૧૩ મું.

આજ મારે દીવાળી દીવાળી, મારે ઘેર આવીલા વનમાળી;
ઘણુારે દીવસના તાપ નિવાર્યા, તો પ્રેમે બોલાવી રે. આજ૦
ઝળહળ મલહળ કર્યો રે દીવડો, મોતીડે ચોક પુરાવો;
માનનીઓ મળી મંગળ ગાઓ, તો ઢોલ દદામાં વાહો રે. આજ૦
મુસ્તક પાઘ પીતાંબર સોહે, ચાંપા ચોસર લેહેકે;
ભર્યાં રે તંબોળ ગલસ્થળ ઝમકે, તો ચુવા ચંદન બહેકે રે. આજ૦
સનાથ કીધા રે સ્વામી માહારા, તારા ગુણુ શા કહીએ;
નરસૈંયાચા સ્વામી એટલું માગું, મારે મંદિર થકા નવ જઈએ રે. આજ૦

## પદ ૫૧૪ મું.

જાલવરે દીવડો રે સોહાસણુ, જાલવરે દીવડો;
આપુલા મંદિરમાં હો, સખી જાલવરે દીવડો. સોહા. ટેક.
ઘણે દહાડલે પીયુ પ્રાહુણુલા આવ્યા, આદર ગોરવા દીજે;
તેલ દીવેટ કોડીએ પુરીને, અખંડ દીવડો કીજે. સોહા. ૨
અંતરગત ઓલવડે રાખજે, પવન લહેર રખે લાગે;
તહાં લગી અબળા કર અજવાળુ, જ્યાં લગી પીયુડો જાગે. સોહા. ૩
નિર્મળ જ્યોત કરો રે દીવડા, જાહાં રેહ તાહાં સત;
નરસૈંયાચા સ્વામી અનુભવીને, રુદીયા ભીતર દાખ. સોહા. ૪

## પદ ૫૧૫ મું-રાગ રામગ્રી.

જશોદા પરણાવોરે કાહાન, હાંરે બાઈ તમો છો ચતુર સુજાણુ;
કન્યા છે શ્રીખભાન નંદની, છે રુડી રૂપ નિધાનરે. જશો.
શુભ નક્ષત્રે લગન જ લ્યોની, ગુણે ગુણ મળશે;
સદા નીરંતર રંગભેર રમશે, તો એક એકને હલશે રે. જશો.
રચો મંડપ મંગળ ગાઓ, વાઓ ઢોલ નિશાન;
ગુણુ ગાય ગાંધ્રવ બંદીજન બોલે, જય જય શ્રી ભગવાનરે. જશો.
સુરિનર મુનિજન નારદ સહુકો, વહેલા પધરાવો જાન;
વર વિઠ્ઠલ પરણુવા ચાલ્યા, તાં નરસૈંયો ખવરાવે પાન રે. જશો.

## પદ ૫૧૬ મું–રાગ ધનાશ્રી.

સુણ સાહેલડી રે, રજની રંગે વિહાણી;
શામળીયાસુ રંગભેર રમતાં, જાતી નવ જાણી. સુણ. ૧
પ્રેમ ધરીને મારે પીઉડે બોલાવી, ઉતાવળી હું આવી;
સંગે રમતાં કીધાં મન ગમતાં, નાહોલીઆ મન ભાવી. સુણ. ૨
સ્નેહ ધરીને શ્રી હરી હેજે, સે'જે પામી સુખ;
નરસૈંયાચા સ્વામી સંગ રમતાં, ભાંગ્યાં ભવનાં દુઃખ. સુણ. ૩

## પદ ૫૧૭ મું–રાગ કેદારો.

ગોકુલીઉં તે ગામરે અતિ રળીઆમણું રે, જ્યાં મારા વા'લાજીનો વાસ;
વ્રજ નારીઓ સહુ ટોલે મળી રે, રંગભેર રમવા આવ્યાં રાસ. ગો૦ ૧
* * * * * * * હાંરે કાંને દીઠા નંદકુમાર;
થેઈ થેઈ નૃત્ય કરતો કાનુવો રે, વા'લે મારે કંઠ આરોપ્યો હાર. ગો૦ ૨
સુંદર જમુનાજીને કાંઠે રે, ઉગ્યો શરદ પુનમનો ચંદ;
રાસને મંદિરીયે પ્રભુએ ત્યાં રચ્યોરે, ગોપિકા પરમ પામી આનંદ. ગો૦ ૩
એક એક ગોપીરે વચ્ચે મારો વાલમો રે, હમચી ખુંદે ને વળી* ગાય;
વાંકેને અંબોડરે મન વીંધીયાં રે, વાંકા વાજંત્ર તે નવલા વાય. ગો૦ ૪
વાંકાં વાંકાં વેણુરે અતી રસાળુવાં રે, વાંકાં વળી ગાય મધુરાં રે ગાન;
નરસૈંયાચા સ્વામી રે જાઉં બલીહારીરે, જેણે મને દીધું સુખનિધાન. ગો૦ ૫

## પદ ૫૧૮ મું–રાગ કેદારો.

તટ જમુનાનુંરે એ તો રળીઆમણુંરે, જેણે તટે ખેલે ગોપી ગોવાળ;
જીવન હમારોરે વચ્ચે માહાલે વા'લમો રે, વા'લો મારો વાહ્યો વેણુ રસાળ. તટ. ૧
તમે તરુવર રે અમે દ્રુમ વેલડી રે, વા'લો મારો વ્રેહણીઆચી વેલ;
ગુણવંત સાથે રે મારે શી ગોઠડી રે, જીરે રઢીઆલો રંગની રેલ. તટ. ૨
સુખડાંને જોઈ જોઈ રે વૃજ જન મા'લતાંરે, હીંચી હમે હીંડતાં જોરાજોર;
વા'લાજીને ઝલકેરે કુંકુમ કાંબલી રે, ઉપર ભ્રમર કરેરે ગુંજોર. તટ. ૩
વા'લાજીને સોહીએ રે કુંકુમ મોગરોરે, હરી મારો હૈડા કેરો હાર;
ચોદશ ચમકેરે વનિતા વીજળી રે, વા'લો મારો ગાજે રે નંદકુમાર. તટ. ૪

* પા૦ "કુદી કુદી હમચી ખુંદે ને વળી વળી ગાય."

મહા જલદશોરે શ્યામા શ્યામ વદેરે, મને ગમે શામળીયાનો શો'ર;
નરસૈંયાચા સ્વામી પ્રતે અમો લેણુલા રે, વા'લો મારો પુર જુગલકિશોર. તટ. ૫

પદ ૫૧૯ મું.

માલણ લાવે મોગરોરે, કાચી કલીનો હાર;
આવતાં ભીંજે ચુંદડી, રણ મેઘ ન પડે ધાર;
તંબોલણ લાવે કમલીઆં પાન,
મારે ઘેર આવ્યા શ્રી ભગવાન. ટેક.
રૂપલા કેરી ઊઢાણુલીરે, સોના કેરી થાળ;
પીરસે પદ્મિની પાતળી, તમે આરોગો નંદલાલ. તં૦
ચંદ્ર વિના શી ચાંદનીરે, દીવડા વિના શી રાત;
હરજી વિના શી ગોઠડી, મારે જવું શામળીયા સાથ. તં૦
પાંચ સાત ગોપીઓ ટોલે મળીરે, ઉભી ચાંપલીઆ હેઠ;
છેલ કાનુડો આવશે, પેલી પાતલડીને ઘેર. તં૦
આંબુડો વાવો મલગુગડો, જાંબુડો લહુરેરે જાય;
ભલે મળ્યો મે'તા નરસૈંનો સ્વામી, મારી હૃદયા ટાઢી થાય. તં૦

પદ ૫૨૦ મું

છાનો માનો આવ્યો કહાન, પાછલી રે રાતે;
વેણુમાં તહી રવ ગાયો, આવીને પ્રભાતે. છાનો૦ ૧
સમ ખાઇ સુતી હું, નહીં બોલું જાતે;
દ્વાર ઉઘાડી પાય લાગી, મોરલીને નાદે. છાનો૦ ૨
તમે તો પ્રાણાધાર, પેલી શોકલડીને આવે ખાર;
ઓળખ્યા હૈયાનો હાર, દીઠો તો પડો વાદે. છાનો૦ ૩
વાયદો કીધો તો આવીશું, ગાવડલી રે દોતાં;
નરસૈંયાચા સ્વામી પધાર્યા, વલોણું વલોતાં. છાનો૦ ૪

પદ ૫૨૧ મું

ભલેને પધારા કાંહાંન, વાટડી રે જોતાં. ટેક.
ઝાંઝરનો ઝણુકારો, જાણે સીતનો સણુકારો;
વાજેરે ભણુકારો, બધી રેણ ગઇ રોતાં. ભલે૦

ઉગ્ર તપ કીધું મેં તો, આહીરડાંની જાતે;
નરસૈંયાચા સ્વામી, મોહ્યા અબલાની વાતે. ભલે૦

### પદ ૫૨૨ મું

સખી આજની ઘડી રળીઆમણી, મારો વા'લોજી આવ્યાની વધામણી જીરે. સ૦
આ કુંકુમ કેસરની ગારે ઘસૌઇએ, કેસરનો સાથીઓ પડાઇએ જીરે. સ૦
સખી આલા લીલા વાંસ વઢાવીએ, મારા વા'લાજીના મંડપ રચાવીએ જીરે. સ૦
સખી ગંગા જમુનાનાં નીર મંગાવીએ, મારા વા'લાજીના ચરણ પખાલીએ જીરે. સ૦
તરીયાતોરણ બારે બંધાવીએ, મોતીડે ચોક પુરાવીએ જીરે. સ૦
સહુ સખીઓ મલીને વધાવીએ, મારા વા'લાજીને મંગલ ગવરાવીએ જીરે. સ૦
પુરો પુરો સોહાગણ સાથીયો, ઘેરે મલપતો આવે હરી હાથીયો જીરે. સ૦
અતી મીઠડા થકી થાય મીઠડો, મેહુતા નરસૈંયાનો સ્વામી મેં તો દીઠડો જીરે. સ૦

### પદ ૫૨૩ મું–રાગ ગરબી.

નહિ મેલું નંદના લાલ, છેડલો નહિ મેલું,
પાતલીઆ પ્રાણાધાર, છેડલો નહિ મેલું;
મીઠી લાગે રે તમારી ચાલ, છેડલો નહિ મેલું. ટેક.
છો તમે રસીઆ હૃદય કમલમાં વસીઆ, હવે કેમ થાશો અલગા રે;
છો બલીઆ અમ અબલા ઉપર, બલ કરી કયાં પલકા રે. છેડલો.
ત્રીકમ તમારી પાઘડીએ રે, કાંઈ લલકે મોતી સેર રે;
સાંકડી શેરીમાં સામા રે મળીઆ, બેઠીલાની શી પેર રે. છેડલો.
એકવાર આવજો વૃંદાવનમાં, આપણે કરીશું ખેલ રે;
તારું મુજને લઘરુ લાગ્યું, નરસૈંયાની રંગ રેલ રે. છેડલો.

### પદ ૫૨૪ મું–રાગ કાલેરો.

ચાલો રે ચાલો હરિ જોવા, આવતડાં ગોવાલાની સાથ;
મોર પીછ શિર મુકુટ બીરાજે, સુંદર મોરલી હરિને હાથ. આવો.
(કામની) થાલ ભરી સરવે સુંદરી, ઘેરે ઘેરથી ગાતી આવે;
સુંદરવર વિઠ્ઠલને વધાવી, મોતીની થાલ ભરી લાવે. આવો.
ગોપી નિસર્યાં નરહરિ જોવા, શ્યામા સોલ શણગાર ધરી;
ટોડલે ટોડલે ઉભા રહીને, નિરખ્યા નેણાં ભરી રે ભરી. આવો.

મંડળી મધ્યે મલપતો રે આવે, શામળીઓ સુંદર ગોપાલ;
નરસૈંયાચા સ્વામી સંગે રમતાં, સેવક જન કેરો પ્રતિપાલ. આવો.

પદ ૫૨૫ મું–રાગ માળવ.

હાં રે શામળીઆજી સઉ દેખતાં, સામાં તે નયણાં નચાવીશ મા;
હાં રે એ પેલા દુષ્ટ દુર્જન દેખે, તે રે સાંભળતાં બોલાવીશ મા. શા૦
હાં રે અદેખા લોક તે અદકા બોલે, હાંરે તેને તે વચમાં લાવીશ મા;
હાં રે સાને સંતલસ કરી સંભલાવે, તે સાથે કંઈ કા'વીશ મા. શા૦
હાં રે હું તુજપર રીસાઉં મારા વા'લા, તું મુજપર રીસાવીશ મા;
નરસૈંયાના સ્વામીને રાસ મંડપમાં, તે ચરણ કમળથી વિસારીશ મા. શા૦

પદ ૫૨૬ મું–રાગ મારુ.

આજ સપરમો દહાડો, મારા વા'લા રે,
હરિ આવ્યા મારે ઘેર, કાહન છોગાલા રે.
શેરી વળાવું સોહામણી, મારા વા'લા રે,
ફુલડીયાં વેરાવું નીત, કાહન છોગાલા રે.
સેજ પાથરણાં પાથરુ, મારા વા'લા રે,
તે ઉપર બેસો પ્રાણાધાર, કાહન છોગાલા રે.
કુંકુમ કેસર છાંટણા, મારા વા'લા રે,
તોરણ બંધાવું હું વર, કાહન છોગાલા રે.
અગર કપુર કરું આરતી, મારા વા'લા રે,
તન મન ધન નીવારું, કાહન છોગાલા રે.
પીતલ લોટા જલે ભર્યા, મારા વા'લા રે,
દંતી દાતણ દઈશ, કાહન છોગાલા રે.
તાંબા કુંડીઓ જલે ભરું, મારા વા'લા રે,
મોગરા મર્દન દઈશ, કાહન છોગાલા રે.
ખાનપાન પકવાન ખવડાવું, મારા વા'લા રે,
બીડલે બાસઠ પાન, કાહન છોગાલા રે.
પુષ્પે પાથરણાં પાથરું, મારા વા'લા રે,
હું તો વીંજણે ઢોલું વાય, કાહન છોગાલા રે.

નરસૈંયાચો સ્વામી મળ્યો, મારા વા'લા રે,
વા'લે રમાડ્યાં રાસ, કાહ્નન છોગાલા રે.

### પદ ૫૨૭ મું.*

મનોહર ગયો રે વનમાં વાહીને રે, હવે કેમ જીવું રે મોરી માય;
કાલજું નખે વિદારું કપટી કાનુંડે રે, તેણે સમે ઘરમાં નવ રહેવાય. ૧
જીવણજીને જોતાંરે મરી અમે નવ ગયાંરે, રહ્યાં રહ્યાં ગત રંગ લેવા કાજ;
ભાલ બતાવે રે કોય ભુધર તણી રે, સખી હવે કહું છું મૂકી લાજ. ૨
વૃંદાવન શોધ્યું રે શ્યામા અમે સૌ મળી રે, જોયું જોયું જમુનાજીનું તીર;
કાનુડો છોગાળો રે કોઇએ દીઠો નહિ રે, આંખડીએ તો ભરી ભરી આવે નીર. ૩
મનનો મેલાપી રે કોઇ અમને મેળવે રે, તેને આપું હૈડા કેરો હાર;
નરસૈંયાનો સ્વામી રે સુંદર શામળો રે, સઘળી સહીયરનો શણગાર. ૪

### પદ ૫૨૮ મું–રાગ કેદારો.

બોલાવીશ મા હું નહિ બોલું, મારા વા'લા વા'લજી વારુ વારોવાર;
અમો છું કુલવધુઆં નારી, તમે છો નંદતણા કુમાર. બોલા૦
પરપુરુષોસું વાતુંઉ કરતાં, મારા વીરજી આવે અમને લાજ;
દુરીજન લોકડાં કાંઈ વિચારેલા, એહને એ સાથે શું કાજ. બોલા૦
કામ તણે જે સંગ વલુંધ્યા, તે નર મોહોના શૃઠા;
નરસૈંયાચા સ્વામી તમ સરીખડા, ભૂતલમાં કો નવ દીઠા. બોલા૦

### પદ ૫૨૯ મું–રાગ કાલેરો.

ગોકુળ વે'લા પધારજો, મથુરા જાવ તો મારા સમરે લાલ; ગોકુળ. ટેક.
અક્રૂર આવ્યા તેડવા, તે તો મારા દુખડાનો દેનાર રે લાલ; ગોકુળ.
બળીભદ્ર બેઠા રથમાં, હરિ હળધરનું જુગતે જોડું લાલ; ગોકુળ.
આણી આણી શેરડીએ પ્રભુ મારા, રથ પાછા લાવો લાલ; ગોકુળ.
રાણી રાધા બેઠાં આડાં થઈ, પ્રભુ મારા રુદીયાપર રથ ખેડો લાલ; ગોકુળ.
વા'ણામાં જોતી વાટડી, પીયુ મળરકે હમને તજ્યાં લાલ; ગોકુળ.

* આ પદની લીટીઓ ૧–૪–૫, વસંતના પદ ૯૫ ની ૧–૪–૫ લીટીઓ સાથે અનુક્રમે મળે છે. વસંતના ૯૫ મા પદની ૫ મી લીટીનો ઉત્તર ભાગ આ પદની ૬ ઠ્ઠી લીટીના ઉત્તર ભાગ સાથે મળે છે.

ગોકુળ મથુરા છે બે ગામડાં, વચમાં જમનાજી ભરપૂર રે લાલ; ગોકુળ.
મથુરામાં મામાને મળવા જતાં, વા'લા કેમ રાખ્યું ન હેત લાલ; ગોકુળ.
જગજીવન મારો જીવાડો, મથુરામાં જાવ તો પ્રાણ નાખું કાઢી લાલ; ગોકુળ.
નરસૈંયાનો સ્વામી શામળો, વા'લે મારે ફરી રમાડ્યાં ન રાસ લાલ; ગોકુળ.

### પદ ૫૩૦ મું—રાગ મારુ.

ચંપો મોર્યો રે, વૃંદાવન ચંપો મોર્યો રે. ટેક.
એ ચંપો ઉતારવાને હું ગઈતી, દીએરીઓ રખવાળ;
ચંપો ઉતારી પાછાં વાળ્યાં રે, પાયે નેપૂરનો ઝમકાર. વૃંદા૦
એ લીલો હતો ત્યારે લળજતો, સૂકાઈ સલવરો છાર;
વેડનારો વેડી ગયો રે, એ તો ઝુડાઈ ગયો નિર્ધાર. વૃંદા૦
એ વૃંદાવનમાં ચંપો મોર્યો, કરનારો કરતાર;
ભલે મલ્યો મે'તા નરસિંહનો સ્વામી, વા'લે ઉતાર્યાં ભવપાર. વૃંદા૦

### પદ ૫૩૧ મું—રાગ રામગ્રી.

રામને વા'લો સુગ્રીવ, સીતાને વા'લા શ્રી રામ,
ઈશ્વરને વા'લાં પાર્વતી, જેમ ગોપીને વા'લો કાન;
કોઈ મને કૃષ્ણ બતાવો રે, આલું રે વધામણી,
હઈયા કેરો હાર આપું રે, માથા કેરી દામણી; રે કોઈ.
વા'લે મારે હમણા જોયું, ત્યારે ગયા મુને વાહીને;
પાંપણીઓ ખરી ગઇઓ છે રે, આંસુડાં લોહીને;
ભલે મળ્યો નરસૈંયાનો સ્વામીરે, ગોપી સર્વ આનંદ પામીરે; રે કોઈ.

### પદ ૫૩૨ મું.

આ મારગડામાંહાં જાતાં તદી, પ્રભુ માહારાં મહીનું દાણ માગે રે;
કાંહાંનોરે વધેલો કોહાનો જણેલો, આંહાં શું તાહારું લાગે રે. આ મારગડા.
કાહાનજી કાળા ના કરેશ ચાળા, અમે નહીં તારા લોક રે;
અમે કઠીઆરાં કંસ રાયનાં, તમે ભરવાડાં ફોક રે. આ મારગડા.
મેહેર કરશો તો માખણ આપીશ, નહીંતર વસ્ત્ર લેશું રે;
ચાલો જઇયેરે તારી જશોદાની પાસે, નંદજીને ઉત્તર દેશું રે. આ મારગડા.
દહાડી દાણ લેતો મારગમાં, નથી મળી હું સરખી રે;
ભણે નરસૈંયો વૃંદાવન માંહાં, મુખડું જોઇને હરખી રે. આ મારગડા.

## પદ ૫૩૩ મું.

આજ તો આનંદ અતિ ઘણા રે, દેવકીનંદન કૃષ્ણ પરોણા રે;
અમે શેરીએ શેરીએ કાચ ઢલાવશું રે, કૃષ્ણજીને મંદિર પધરાવશું રે.
અમો ચંદન કાઠ વેહેરાવશું રે, અમો તેહેનાં પાટ ઘડાવશું રે;
અમો નીર ગંગા જળ લાવશું રે, અમો કૃષ્ણજીના ચર્ણ પખાળશું રે.
અમો બાવના ચદન લાવશું રે, અમો કૃષ્ણજીને ઉગંટ કરાવશું રે;
અમો ગોરડી ગાય દોવડાવશું રે, અમો કૃષ્ણજીને નૈવેદ્ય કરાવશું રે.
અમે ચંદન ચોક પૂરાવશું રે, અમો કૃષ્ણજીને મોતીડે વધાવશું રે;
અમો ચાર સોવાગણ આવશું રે, અમો કૃષ્ણજીનાં મંગળ ગાવશું રે.
પુરો પુરો સોવાગણ સાથીયો રે, મલપતો આવે હરિ હાથીયો રે;
અમૃતપે હરિ રસ મીઠડો રે, મેહેતા નરસૈંયાનો સ્વામી દીઠડો રે.

## પદ ૫૩૪ મું.

આજ માહારે આનંદના ઓઘ વળીયા;
અષ્ટમા સીદ્ધિ આંગણીએ ઉભી, કનકનાં કળસ ઢળીયાં. આજ.
પૂર્ણાનંદ હું પૂરણ પામી, ત્રિવિધી તાપ સહુ ટળીયા; આજ.
નરસૈંયાના સ્વામીની સંગે રમતાં, હરિ સન્મુખ થઇને મળીયા. આજ.

## પદ ૫૩૫ મું.

ભલે ને પધાર્યા નાથ, દાડલા સફળ ફળ્યા;
હાંરે હું તો ધરતી ધ્યાન તમારું રે, તનના તાપ ટળ્યા. દાડલા. ટેક.
ઘણા રે દિવસની અળગી રે હુતી, ધરતી ધ્યાન તમારું રે;
માયા કરીને મુખ રે દેખાડો, તેણે દુખડું જાશે મારું રે. દાડલા.
અરદ તમારું રે સબળ સાંભળ્યું, તે તો સર્વે દીઠું સાચું રે;
હરિ આનંદ મારે અંગે ન માયો, હું તો મગન થઇને નાચું રે. દાડલા.
હરિ આજનો દીન દીવાળી મારે, નાથજીએ દર્શન દીધું રે;
ધંન ધંન રે આંખડલી માહારી, નયણે અમૃત કરીને પીધું રે. દાડલા.
હાંરે એક પલક અળગા નહીં મેલું, ચર્ણે વળગીને માગું રે;
અખંડ હેવાતણ આલો વ્હાલા મારા, વળી વળી ચર્ણે લાગું રે. દાડલા.
ધંન ધંન રે વૈષ્ણવના વાહાલા, ધંન ધંન કાનડ કામી રે;
ધંન ધંન રે નરસૈંયાના સ્વામી, હરિ હું કોણ પુણ્યે પામી રે. દાડલા.

### પદ ૫૩૬ મું.

મથુરાના વાસી કાહ્નજી, તારું ગોકુળ જોવાને આવ રે. ટેક.
ગોકુળીયું રળીયામણું રે, સોહામણું જમનાનું તીર;
જશોદાના જીવન કાહાનજી રે, બળીભદ્રજીના વીર રે. મથુરાના.
અક્રુર આવ્યો તેડવા રે, મેં ના જાણ્યું હૈયામાં કૂડ;
પાલવગ્રહીને રાખશું રે, વ્હાલો મેલીને ગયો દૂર રે. મથુરાના.
કાહ્ન વળાવી રે હું વળી રે, હું ઉભી વડલા છાંહ્;
આંસુડે ભીંજે મારો કંચવો રે, કાંઈ ડસકલે ભીંજે હાર રે. મથુરાના.
નહીં કોઈ જોષી બેટડો રે, તેડી જોવરાવું જોષ;
ગોકુળ વેહેલા આવીયે, પ્રભુ અમને ના દેશો દોષ રે. મથુરાના.
મ્હોંનું રે માગું આપીએ રે, કોઈ છે રે મથુરા જાય;
કાગળ લખીએ કાહાનને રે, હૈયે રે ધારણ થાય રે. મથુરાના.
વ્હાલા વ્હાલપણું વિસારીએ રે, કાંઈ સમજો મન માંહ્;
નરસૈંયાના સ્વામી આવજો રે, ફરીને ગોકુલ માંહ રે. મથુરાના.

### પદ ૫૩૭ મું.

શ્રી ગોકુલમાં આંબો મોર્યો રે, જોવા જઇયે રે;
હરિને વારણે વારોવાર, વિનતિ કહીયે રે. શ્રી ગોકુળ.
* * * * ગુણવંતને અતિ નીચો રે;
શ્રીનંદાનંદજીએ સુકૃત વાવ્યો, જશોદાજીએ સીંચ્યો રે. આંબો મો.
સાખ રે પાત્રનો પાર ના લાધે, ચૌદ ભુવન વીંટીયો રે;
શિવ સનકાદિક પંખી બેઠા, તે તો વેદ ના જાયે વર્ણ્યો રે. આંબો મો.
શ્રી ભૂતલ માંહાં અમૃત ભરવા, બ્રહ્માએ યાચીને તેડ્યો રે;
ભણે નરસૈંયો આંબો સફળ ફળ્યો, વ્રજનારીએ આંબો વેડ્યો રે. આંબો મો.

### પદ ૫૩૮ મું.

જાઓ રે મદન ગોપાલ, ગુણ ગર્જન. ટેક.
અધમ નર ઓધાર્યો પ્રેમ પાતો;
સુપેર શ્રદ્ધા કરે, સનક શુકદેવસુ રાતો;
નિરંતર હરિ તારું નામ લેતો;
કોટી જપ કોટી તપ, કોટી સાધન કર્યાં રે તેણે. ગુણ.

કોટી યજ્ઞાદિક હવન કરે;
ગંગા આદે લેઈ સકલ તીર્થ કર્યાં;
જેણે પ્રેમસું કૃષ્ણ નામ લીધાં,
એ જન શાસ્ત્ર સકળ આરાધન કર્યાં. ગુણ.
અનુસરે નામ ગોવિંદ કેરું;
નરસૈંયો એમ કહે ભવ ફેરા ટળ્યા;
કૃષ્ણ થકી નથી દુજો કોઇ રે;
જોયા મદન ગુણ ગર્જન. ગુણ.

પદ ૫૩૯ મું.

આજ રે કાનુડે વ્હાલે, અમસુ અંતર કીધો રે;
રાધીકાનો હાર હરિએ, રુકમણિને દીધો રે. આજ રે.
શેરીએ શેરીએ સાદ પડાવું, ઘેર ઘેર હીડું જોતી રે;
રાણી રુકમણિની કોટે મ્હેં તો, ઓળખ્યાં મારાં મોતી રે. આજ રે.
જાગતી તો લેવા ના દેતી, કર્મ સંજોગે સુતી રે;
વેરણ નિદ્રા મુને આવી, હરિ હરિ કરીને ઉઠી રે. આજ રે.
આગળ જોઉં તો ગંગા ભરેલી, થરથર જીવડો કાંપે રે;
પ્રાણ તજું મારા પ્રભુજીની આગળ, મોતી મારાં આપે રે. આજ રે.
પેરણ આછી લોંબડીનાં, ઓઢણ કમખો કાળો રે;
ભલે મળ્યો નરસૈંયાનો સ્વામી, કાનુડો ધૂતારો ચાળો રે. આજ રે.

પદ ૫૪૦ મું.

તમે મુજને તે બોલ જ આપ્યો, મારી નણદીનું મન ઘણું દાધ્યું રે;
એવું પૂછ્યું મારી ભાભીજી રે, પાન તે કયાં થકું ખાધું રે. તમે મુ૦.
મનોજે મારા દાંત જ રંગતાં, અળતો હાથે અડીયો રે;
મુખની રે માખી ઉરાડતાં રે, રંગ તે દાંતે રે ચઢીયો રે. તમે મુ૦.
જોઉં રે ભાભી જીભ તમારી, બેકેક* બાહારી કા'ડો રે;
જેની જીભલડી હોશે લાખેરી, તે કાહડશે આંખો દા'ડો રે. તમે મુ૦.
તમે ભાભી કાંઇ કુડું ના માનો, નીત સ્વારથ ભાખું રે;
નરસૈંયાના સ્વામીની સંગે રે રમતાં, ગામ તે જાણે આખું રે. તમે મુ૦.

---

* થોડીક.

## પદ ૫૪૧ મું-આરતી, ચાલ છંદની.

રાધા માધવને કરું આરતી, શોભા કહી નવ જાયરે;
પ્રભુજીને આરતી ઉવારતાં,* ભવનાં પાતક જાયરે. રાધા૦ ૧
મોર મુકુટ મસ્તક ધર્યો, કંઠે સોહે વનમાળારે;
શ્રવણે કુંડળ ઝળકતાં, સંગે શોહે વૃજ બાળારે. રાધા૦ ૨
હરિ નૃત્ય કરે વૃંદાવનમાં, સંગે લઈને રાધારે;
ડુમડુમ છંદે બોલતી નાચે, મધુરી મૃદંગ વાજાં રે. રાધા૦ ૩
તાથેઇ તાથેઇ થેઈ રહી, થાય શબ્દનો પ્રકાશ રે;
નેત્રે ભ્રુકુટી છંદે નાચતાં, જોઇ કૌતુક મન ઉલ્લાસ રે. રાધા૦ ૪
રુમઝુમ ચરણે શોભતાં, રુડાં નેપુર વાજે રે;
રાધા માધવ ઠમકે રમે, ભલી જોડી વિરાજે રે. રાધા૦ ૫
ઘમઘમ કરતી ઘુઘરી વાજે, પ્રભુ નાચે સણુણુણાટ રે;
કર કંકણુ કામિનીતણા, થાય ઝણુઝણુઝણાટ રે. રાધા૦ ૬
શ્રી ગિરિધર નમી ગાય ગોપિકા, ઉંચે ગરુવે સાદે રે;
મોહનવરને દેખી કરી, સુમુગત મન લાજે રે. રાધા૦ ૭
એવી શોભા રુડી વૃંદાવન તણી, હું તો જોવાને જાઉં રે;
સુંદર મુખ જોઇ કરી પ્રભુનો, દીવેડીઓ થાઉં રે. રાધા૦ ૮
એ આરતી ગાયને સાંભળે, તેનાં પાતક સહુ જાય રે;
કરજોડી નરસૈંયો વીનવે, પાપી પાવન થાય રે. રાધા૦ ૯

---

* પા૦ "ઉતારતાં."



# શ્રી કૃષ્ણ જન્મ સમાનાં પદ.



### પદ ૧ લું.-રાગ રામગ્રી-સાખી.

શ્રી ગુરુને પ્રણામ કરીને, વર્ણવું શ્રી જદુરાય;
શ્રી કૃષ્ણની લીલા સાંભળતાં, પાતિક દૂર પલાય.

ઢાળ.

અસુર વાધ્યા ભૂમિપર, સાધુ દુઃખ પામ્યા ઘણું;
અમર લોકે સહુ ટોલે મલીને, સ્મરણ કીધું શામળીયાતણું.
સાહે થાજો શ્યામળા, વ્હારે ચઢજો વૈકુંઠરાય;
કષ્ટ જાણી દેવનું, પ્રભુ અમર પાસે જાય.
અંતરીક્ષ રહીને ઉચરે, હરિ અમર પ્રત્યે બોલ્યા વાણી;
જાઓ ગોકુલમાં અવતરો, અવતાર લેઈશું નિર્વાણી.
ભાર ઉતારી ભૂમિતણો, તમોતણી પુરશું આશ;
અવતાર લેઈશું વસુદેવ ઘેર, રહીશું જશોદા પાસ.
વચન આપી દેવને, હરિ હુવા અંતરધ્યાન;
અમર નરસૈંયે અવતાર ધર્યો, જહાં ગોકુલ વૃંદાવન.

### પદ ૨ જું.-રાગ આસાવરી.

મથુરા નગરીનો કંસ રાજા, મહા મોટો રાજન રે;
ભગિની દેવકી વાસુદેવને દીજે, એવો વિચાર કીધો મન રે. મથુરા.
ગર્ગાચાર્ય ત્યાં જોષી તેડાવ્યા, લગ્ન લીધાં નિરધાર રે;
દેશ દેશના ભૂપ તેડાવ્યા, તે મથુરા મધ્યે અપાર રે. મથુરા.
ચૈત્ર શુદી દ્વાદશી સોમવાર, મંગળ વરત્યાં ચાર રે;
ભગિની દેવકીને સાસરે વળાવી, કંસ હરખે અપાર રે. મથુરા.

આકાશ વાણી અગોચર ઉપની, રાજા માનજે નિરધાર રે;
અષ્ટમો ગર્ભ ભગિની કેરો, તુજને કરશે ઠાર* રે. મથુરા.
કાઢી ખડક કંસ રાય ઘણું કોપ્યો, તારુણી ચોટલે ત્યાં સાહી રે;
પ્રથમ મારું ભગિની દેવકી, પછે મુને ભય નાહી રે. મથુરા.
વાસુદેવ કંસને પાયે પડીયા, આનો શો વાંક રે;
અષ્ટ બાલક તુંને આણી આપું, એ તો અબળા રાંક રે. મથુરા.
કંસે કહ્યું માન્યું વાસુદેવનું, એને કારાગ્રેહેમાં નાખો રે;
ભણે નરસૈંયો એટલું જાણો, રહોની ભોગળ * * * રે. મથુરા.

## સાખી.

કારાગ્રેહેમાં રાખીયાં, ત્રિલોકની જે માત;†
સાધુ જન સહુ કોઈ પીડીયા, તેનો થયો માહા ઉત્પાત.

## પદ ૩ જું—રાગ કાલેરો.

કારાગ્રેહેમાં કંસ રાય આવ્યો, વસુદેવ દેવકીને તેડી રે;
કારાગ્રેહેમાં બંનેને બેસાડી, ત્યાં લોહની ભોગળ ભીડી રે. કારાગ્રેહે.
બંદીગીરી કીધી બંનેની, સહસ્ર મૂક્યા રખવાલ રે;
ભાઈઓ ખેપ કરી સાચવજો, આવતું કહેજો બાલ રે. કારાગ્રેહે.
અખાડ શુદિ અગીઆરસ રવિવાર, દેવકીએ પુત્ર જાયો રે;
કારાગ્રેહેમાં બાલ રોવા રે લાગ્યું, તે સુણી અનુચર ધાયો રે. કારાગ્રેહે.
કંસરાય આગળ જઈને પોકાર્યો, ભગ્નિએ જાયો બાલ રે;
કંસરાય ઉઠીને ધાયો, હું છું એનો કાળ રે. કારાગ્રેહે.
કંસે ભાગી ભોગલ લોહની, વસુદેવને બોલાવ્યા રે,
લાવ દેવકી સંતાન તાહારું, ત્યાં વસુદેવ લેઈ આવ્યા રે. કારાગ્રેહે.
જઈને કુંવર કંસને સોંપ્યો, કંસે કીધો વિચાર રે;
પાપી પંડે મેં મહા દુઃખ દીધું, આ બાલ મને શું માર રે. કારાગ્રેહે.
કંસે કુંવર વસુદેવને આપ્યો, તું લેઈને મંદિર પધાર રે;
મહા દુઃખે મેં બ્હેન સંતાપી, ધિક ધિક મુજ અવતાર રે. કારાગ્રેહે.

* પા૦ "પાર." † પા૦ 'ત્રિલોક તુજ માત.'

તે સમે ત્યાં નારદ આવ્યા, વચન કહ્યું તે દહાડે રે;
કંસ કહે તે અષ્ટમો ગર્ભ, ત્યાં નારદ ગણી દેખાડે રે. કારાગ્રેહે.
કંસે કુંવરને ફરી મંગાવ્યો, લેઈ શલ્યા સાથે પછાડ્યો રે;
કહે નરસૈંયો કુંવર માર્યો કંસે, ત્યાં નારદે મર્મ દેખાડ્યો રે. કારાગ્રેહે.

**સાખી.**

નારદે મર્મ દેખાડીયો, કુંવર માર્યો કંસરાય રે;
વહારે ચઢજો વિઠલા, ઘણું દુઃખ પામે તુજ માય રે.

**પદ ૪ થું–રાગ કાલેરો.**

ત્રાહે ત્રાહે સઉકો કરે નગર લોક, ભલો ભલો તુજ અવિધાર રે;
સાહે થાજો શ્યામળા, મુખે વદે તે નર ને નાર રે. ત્રાહે ત્રાહે.
દુષ્ટે દેવકીને મહા દુઃખ દીધું, એવો પાપી વિખની જ્વાલ રે;
દુષ્ટે દયા ના આણી મનમાં, ખટ માર્યાં ત્યાં બાલ રે. ત્રાહે ત્રાહે.
મહા દુઃખ પડ્યું વસુદેવ દેવકીને, દુઃખે સુકાઈ બેઉની કાય રે;
એટલું દુઃખ પડે પૃથ્વીપર, ફાટીને રસાતળ જાય રે. ત્રાહે ત્રાહે.
સ્તુતિ કરતાં શામળીયાની, સાહે થજો શ્રી મહારાજ રે;
વહારે ચઢજો હો વિઠલારે, લજ્જા રાખજો શ્રી જગનાથ રે. ત્રાહે ત્રાહે.
દુઃખ જાણ્યું રે માત પિતાનું, ક્ષય આણું કંસરાય રે;
કહે નરસૈંયો સાતમો ગર્ભ, તે બળીભદ્ર કહેવાય રે. ત્રાહે ત્રાહે.

**સાખી.**

સાતમો ગર્ભ બળીભદ્ર કેરો, વહારે વિઠલજી ધાય રે;
કષ્ટ જાણી વડા વીરનું, પ્રભુએ આરાધી યોગમાય રે.

**પદ ૫ મું–રાગ કાલેરો.**

વડા રે વીરની રક્ષા કરવા, આરાધી જોગ માય રે;
માત પિતાનાં બંધન છોડું, કોડ પૂરું કંસરાય રે. વડા વીરની.
સ્મરતાં આવ્યાં ઉમિયાજી, દો આજ્ઞા હું દાસી રે;
કહે સ્વામી જાઓ કારાગ્રેહેમાં, જાઓ દેવકી ઉવાસી રે. વડા વીરની.
ગર્ભ ગાળજો દેવકી કેરો, રખે દેતાં દુઃખ રે;
ગર્ભ લઈને જોવું ગોકુલમાં, જઇ મૂકો રોહિણી કૂખ રે. વડા વીરની.

સ્વામી ગર્ભ ગાળતાં સ્ત્રી કેમ જીવે, તે માનજો નિર્માણ રે;
કહે પ્રભુજી એ માયા મારી, તેનો કોઈ ન જાણે મર્મ રે. વડા વીરની.
ગર્ભ ગાળ્યો ઉમિયાજીએ, નારી પામી સૂખ રે;
કહે નરસૈંયો ગર્ભ લેઇને, મૂકયો રોહિણી કૂખ રે. વડા વીરની.

સાખી.

ગર્ભ ગાળ્યો ઉમિયાજીએ, નારી પામી સુખ ઘણું રે;
કંસે નવ જાણ્યું ગર્ભ ગળીયો, તે પરાક્રમ ન જાણ્યું પ્રભુતણું રે.

પદ ૬ ઠું—રાગ કાલેરો.

કારાગ્રેહેમાં તેજ ઘણું વ્યાપ્યું, ઉદય થયા મહારાજ રે;
કહે દેવકી જાગો પીયુડા હમારા, શીદ રાખો છો અહિં લાજ રે. કારાગ્રેહેમાં.
નહિ પીએરમાં માતા મારી, નહિ સાસુ નણંદ જેઠાણી રે;
દોહેલી વેળાએ નહિ કોઈ પાસે, શાને રહ્યા છો લાજ આણી રે. કારાગ્રેહેમાં.
લાજ મૂકી રાય પાસે આવ્યા, કહો ભામની સમાચાર રે;
કહે દેવકી પુત્ર આવ્યો તમારો, અધૂરીએ અવતાર રે. કારાગ્રેહેમાં.
કુંવર લેઈ વસુદેવ બોલ્યા, પુત્ર શીદ હમારું ઘર વાસ્યું રે;
પાપી મામા તમને મારશે, એમ કહી ઢાળ્યાં આંસું રે. કારાગ્રેહેમાં.
ધરીયું રૂપ ત્યાં શ્રી મહારાજે, અમો કરીશું મામાનું કામ રે;
ચિંતા ન કરો ઘણું સુખ પામશો, મને લેઈ જાઓ નંદને ધામ રે. કારાગ્રેહેમાં.
મુને ત્યાં મૂકીને ભગ્નિને લાવજો, કહેજો જે આ તુજ સંતાન રે;
પાપી મામો બહેનને મારશે, ઉડી જાશે આ કાંત રે. કારાગ્રેહેમાં.
ચિંતા ના કરશો માતા મારી, અમો છું નાનું બાલ રે;
વરસ અગીયાર રહીશું ગોકુળમાં, પછી આણીશું મામાનો કાળ રે. કારાગ્રેહેમાં.
એવાં વચન સુણી બોલ્યાં માતા, પુત્ર વે'લી લેજો સંભાળ રે;
ભણે નરસૈંયો વચન દીધું માતાને, પ્રભુ થયા ન્હાનું બાળ રે. કારાગ્રેહેમાં.

પદ ૭ મું—રાગ આશાવરી.

કહે દેવકી સુણો કુંવર હમારા, હમો દુખીયાંની લેજો સંભાળ રે;
રખે પુત્ર હમોને વિસારતા, નહિ તો આવશે હમારો કાળ રે. કહે.

દો દુ:ખે દાઝી માતા તમારી, દુ:ખે દમીયા છે તાત તમારો રે;
પાપીનો ભે ભાગ્યો પુત્ર વળાવું છું, ઘણું દાઝે જીવ હમારો રે. કહે.
પર ઘેર પુત્રને કોઈ ન વળાવે, જેની માતા હોય મુઈ રે;
પરવશ પિંડ પડ્યો હમારો, તો રાત દિવસ રહું છું રોઈ રે. કહે.
કારાગ્રેહેમાં સુખ માતા પિતાનું, તમે જો જો નયણે નીહાળી રે;
આ સુખ જોઈને નિરાંતે રહેજો, હમો રહીશું ગોકુલ સામું ભાળી રે. કહે.
પુત્ર ધન કમાઈ જશોદા કેરી, માતા તે કહેવાશે રે;
મિથ્યા માતા હું પુત્ર તું મારો, પર ઘેર તોરણ બંધાશે રે. કહે.
પુત્રને આપી માતા આંસુડાં ઢાળે, પુત્ર છેલી અરજ હમારી રે;
ક્રોડ વરસ આયુષ્ય હજો પુત્રને, માતા લૂણ નાંખે ઉતારી રે. કહે.
પ્રભુપે અમર લોક અંતરીક્ષથી, પુષ્પની વૃષ્ટી કરાવે રે;
ભણે નરસૈંયો ગયા ગોકુલમાં (થઈ), ત્યાં વૃજનારીઓ વધાવે રે. કહે.

### પદ ૮ મું-રાગ આશાવરી.

વસુદેવ કુંવર દેવકીએ જાયો, આઠમ દિન જન્મીયા રે;
લોહની ભોગળ ભીડી દ્વારે, દોદશથી ઉઘડીયા રે. વસુદેવ.
આંગણે ચોકી કંસરાયની, દ્વાર રોકીને બેઠી રે;
વસુદેવ કુંવરને લેઈ સધાર્યા, પ્રભુએ અઘોર નિદ્રા મેલી રે. વસુદેવ.
વસુદેવ કુંવર લેઇ સધાર્યા, અંધારીયું ઘનઘોર રે;
માથે મેવલીઓ ધાર નાંખે છે, જમના વહે ભરપૂર રે. વસુદેવ.
જોઈને જમના વિસ્મય પામ્યાં, હાવે કોણ કરવી પેર રે;
મનમાં વિચાર કરી પાછા વળીયે, ત્યારે જમનાએ દીધો સેર* રે. વસુદેવ.
જેમ તેમ કરીને પદ રજ પામું, અહિં થઈ જદુપતિ જાય રે;
ધાયું નીર કુંવર લીધો રે ઉંચો, ત્યારે પ્રભુએ ચાંપ્યા પાય રે. વસુદેવ.
જઇને કુંવર નંદને સાંપ્યા, બાઈ વીજળીને લીધાં રે;
લેઇને વસુદેવ પાછા વળીયા, જઈ દેવકીને કન્યા દીધાં રે. વસુદેવ.
દોદશથી તે દ્વાર દેવાયાં, જેવું હતું તેવું કીધું રે;
નરસૈંયાનો સ્વામી નાશી ગયો, જઈ ગોકુલમાં દર્શન દીધું રે. વસુદેવ.

* માર્ગ.

## પદ ૯ મું–રાગ આશાવરી.

ધાયો કંસરાય વધ કરવાને, કારાગ્રેહેમાં જાય રે;
આડો વિષધર ઉતર્યો કંસને, તો પણ ધાયો જાય રે. ધાયો.
કંસે દ્વાર હાથે ઉઘાડ્યાં, ભાંગી લોહની તાલ રે;
લાવ દેવકી બાલ તાહારું, નહિ તો આણીશ કાળ રે. ધાયો.
કહે દેવકી સુણો વીરા મારા, દીકરી દીવો રેહ એવું ધારો રે;
બાઈ વીજળીને લેઈ કરીને, પાયે ઝાલી ભૂપ ભડો* રે.† ધાયો.
લેઈ શલ્યા સાથે પછાડતાં, એક વચન વીજળીએ કહ્યું રે;
છટકીને ગઈ આકાશમાં, તારો વૈરી પ્રકટયો ગોકુળ મયું રે. ધાયો.
*　*　*　*　*　*　*
સૂણી કંસરાયને ત્રાસ જ પડીયો, થઈ મૂર્છા ને ઢળીયો રે. ધાયો.
કંસરાય મન ભે ઘણું પામ્યો, વચન વીજળીએ જે કહ્યાં રે;
કહે નરસૈંયો ગોકુળમાં વસ્યા, તે પરાક્રમ કંસે ના લહ્યાં રે. ધાયો.

## પદ ૧૦ મું–રાગ કાલેરો.

કારાગ્રેહેમાં વસુદેવ દેવકી, છોડ્યા તે કંસરાય રે;
મહાદુઃખ પાડ્યું મેં ભગ્નિ મારી, તે દુઃખ ન આણશો મનમાયરે. કારાગ્રેહેમાં.
હું અપરાધી મહા અજ્ઞાની, પાપી મહા અહંકારી રે;
મહા પાપે મેં બેહેન સંતાપી, પાપે અવધ આવી હમારી રે. કારાગ્રેહેમાં.
મનમાં વિચાર કીધો કંસરાયે, ધન્ય મારી કમાઈ રે;
મારે પાપે દુઃખણી કરી ભગ્નિ,‡ દર્શન દે જદુરાઈ રે. કારાગ્રેહેમાં.
જંમ તંમ કરીને દર્શન પામું, કરું મહા જુદ્ધનો ઉપાય રે;
જાદવ સરવે દુઃખ પમાડું, સદ્યમુક્તિ જંમતંમ થાય§ રે, કારાગ્રેહેમાં.
ઝેર ચોળીને પૂતનારે મોકલી, તે રહી જઈ ગોકુલ ગામ રે;
પડી પૂતના નંદ છાપરે, કાયા દીપે કોટીક કામ રે.‖ કારાગ્રેહેમાં.
સુણી કંસરાય ત્રાસ બોહ¶ પામ્યો, મોકલ્યો શકટાસુર રે;
કરી કીલકલાટ પગ પ્રહારે, મારી કીધો ચકચૂર રે. કારાગ્રેહેમાં.

---

* ભડો–ઉભો. † પા૦ "ભૂપ ખડોરે" ‡ પા૦ "પ્રજાને." § પા૦ "ધાયરે." ‖ પા૦ "તે તો રહી છે થઇ ગોકુલ ગાયરે; * * * તેની કંદ્રપ દીસે કાયરે." ¶ બોહ–બહુના અર્થમાં.

લીલા કવિતા વિસ્તારી, લીલા ધર્મ અપાર રે;
કૃપા કરો હવે નરસૈંયાને, રાખો શરણુ આધાર રે. કારાગ્રેહમાં.

### પદ ૧૧ મું–રાગ કાલેરો.

કંસરાય મન તો ઘણું દુઃખ પામ્યો, વચન વીજલીએ કહ્યું રે;
વેરી તારો પ્રકટ્યો ગોકુલમાં, પરાક્રમ કંસે ના લહ્યું રે. કંસરાય.
બકી ભેદી ને શકટ ભેદ્યો, તૃણાવત તત્ક્ષણ હણ્યો રે;
વૃક્ષ ઉપર પ્રલંભ નાખીને, અંત આણ્યો તેહ તણો રે. કંસરાય.
બકાસુરની ચાંચ મરડીને, વન ઘેરીને વેડાળ્યો રે;
ઉદરમાં ઘણું વૃદ્ધી થઈને, એમ અઘાસુર માર્યો રે. કંસરાય.
એક સમે પ્રભુ વૃંદાવનમાં, ચારે નવ લખ ગાય રે;
એક અસુર થઈ ગોવાલો આવે, સાથી કર્યા આવતા વિદાય રે. કંસરાય.
એક સમે પ્રભુ ગોકુલમાંહી, બેઠા નંદજી સહિત રે;
બંબારવ કરતો રે આવ્યો, આવ્યો કેસી દઈત રે. કંસરાય.
કરડે દંત, ભૂરને* મારે પગસું, પરાક્રમ કોઈ ના જાણુ રે;
ઝેર ચોળીને હાથ મૂકયો મુખમાં,(તેણે) પુછડે પછાડી છોડ્યા પ્રાણુરે. કંસરાય.
એક સમે દાવાનળ આવ્યો, વન પ્રજાલી દીધો રે;
ગોપી ગોવાલાની આંખ મીચાવી, ધીરજ ધરીને પીધો રે. કંસરાય.
બંબાસુર હતો કદલી વનમાં, જાવા ન પામે કોઈ રે;
ઝાલી વન ઢંઢોળ્યું શ્યામળે, ગોપી ગોવાલા રહ્યા જોઈ રે. કંસરાય.
બહુ ગર્જના કરી ઉછાળ્યો, બધું વન ઢંઢોળીને કાઢ્યો રે;
ઘણું એક† રંગે રમાડીને, ઝાલી પુછડે પછાડ્યો રે. કંસરાય.
તેરે સમે ત્યાં નારદ આવ્યા, છાની વાતો હરિસું કરીઓ રે;
કંસે મોકલ્યા કાકા તેડવા, અક્રૂરે રથ જોતરીઓ રે. કંસરાય.
સ્નાન કરવા જમનાજીમાં ગયા, રથ છોડ્યો રાજન રે;
અક્રૂરજીને પરાક્રમ દેખાડ્યું, માંહી દેખાડ્યું ચૌદભુવન રે. કંસરાય.
પહેલી પોળે માર્યો પર્યટને,‡ પછી લીધી કુબજાની અર્ચા રે;
બીજી પોળે માર્યો ગજને, ત્રીજી પોળે મલ્લ મસળ્યા રે. કંસરાય.

---

* ભૂર=પૃથ્વી. † પા૦ "ઘડીએક." ‡ ધોબી.

ચોથે મહાર્થી ઝાલ્યો મામાને, બાંહે ઝાલી બહાર કાઢ્યો રે;
લાવ પાપી મારાં માત પિતાને, કંઠ ઝાલી કંસ પછાડ્યો રે. કંસરાય.
વેર જમાઇનું લેવા જરાસંધ, આવ્યો તેણી વાર રે;
સત્તરવાર તો નાશી ગયો, આવ્યો અઢારમી વાર રે. કંસરાય.
કારાગ્રેહેથી માત પિતાને, છોડ્યાં શ્રી મહારાજ રે;
યાદવકુળમાં આનંદ હુવો, ઉગ્રસેનને આપ્યું રાજ રે. કંસરાય.
કંસને મારી ભાર ઉતાર્યો, દેવ સહુ નમીયા માવ રે;
ભણે નરસૈંયો જાદવકુળને, દ્વારામતિ લેઈ જાવ રે. કંસરાય.



## શ્રીકૃષ્ણ જન્મ વધાઇનાં પદ.

### પદ ૧ લું–રાગ કાલેરો.

આનંદ વાધ્યો અતિ ઘણો રે, હર્ખ્યા સુર નર લોક રે;
જાદવકુળમાં જીવન* જાયો, માતાના ટળીયા શોક રે. આનંદ.
મનમાં વિસ્મય થયાં માતાજી, કારણ કુંવર આવ્યો રે;
દુષ્ટ વિદારન સંકટ તારન, ગોકુલમાં પધરાવ્યો રે. આનંદ.
દુંદુભી નાદ અંતરીક્ષ વાગે, પુષ્પની વૃષ્ટી થાય રે;
નરસૈંયાના સ્વામી જશોદા ખોળે, વસુદેવ મૂકીને જાય રે. આનંદ.

### પદ ૨ જું–રાગ કાલેરો.

મનમાં વિસ્મય થયાં માતા જશોદા, પાસામાં દીઠો બાલ રે;
ચૌદભુવનનો લીલાકારી, અવતર્યો કંસનો કાળ રે. મનમાં.
પ્રથમ નયણે નિરખું કુંવરને, પછે જગાડું નંદરાય રે;
જાગો પ્યારા સબળ સારુ, જાગ્યું ભાગ્ય તમારું વરણાય† રે. મનમાં.
જાગ્યા નંદજી આનંદ પામ્યા, જોયા જગદાધાર રે;
કોટી રવિ શશી પ્રગટ્યા, કોટી કોટી દીવડાની હાર રે. મનમાં.
શંખ ચક્ર ગદા પદ્મ વિરાજે, નિરખી મોહ પામ્યાં નરનાર રે;
નંદ કહે સુણો ભામની મારી, દીસે છે લીલાકાર રે.‡ મનમાં.

* પા૦ "જાદવ." † પા૦ "વખણાય રે." ‡ પા૦ "લીલા અવતારરે." એ પાઠ માત્ર ૧ જ પ્રતમાં છે. ત્રણ પ્રતમાં રાખેલો પાઠ છે.

વ્રજલોકનું પ્રતિપાલણ કરવા, અસુર હણુવાને કાજે રે;
ભણે નરસૈંયો લીલા વખાણું, અવતાર લીધો મહારાજે રે. મનમાં.

### પદ ૩ જું.

ધન્ય ધન્ય દિવસ આજ અનોપમ, ધન્ય ધન્ય શ્રીગોકુલરાયરે;
ધન્ય ધન્ય નંદ(જી) જશોદા, ઘેર ઘેર ઓચ્છવ થાય રે. ધન્ય ધન્ય.
ઘેર ઘેર સાદ જ દેઇને ગોપી, જમના ઝીલવા જાય રે;
તરીયા તોરણુ દ્વારે શોભતાં, માનુની મંગળ ગાય રે. ધન્ય ધન્ય.
જશોદા રોહિણી કુંવરને નિરખી, આનંદ ઊર ન માય રે;
અંતરીક્ષ રહીને જુવે દેવતા, દુંદુભી વાજાં સોહાય રે. ધન્ય ધન્ય.
ધન્ય ધન્ય શ્રાવણુ વદી અષ્ટમી, ધન્ય શ્રી ગોકુલ ગામ રે;
નરસૈંયાના સ્વામીની સંગે રમતાં, પૂર્યાં તે મનનાં કામ રે. ધન્ય ધન્ય.

### પદ ૪ થું.

નંદને આંગણે નર ઘોષ વાધ્યો, પંચમ શબ્દના પૂર્યાં નાદ રે;
ધોળ મંગળ આલાપે બાલા,* શ્રી ગોકુળમાં પડીયો સાદ રે. નંદને.
ઘર ઘરથી નિસરી રે ગોપી, સરખા સરખી ટોળી રે;†
દધી કીચ મચ્યો નંદ આંગણે, શીરથી ઢોળી ગોળી રે. નંદને.
શ્રાવણુ માસ અષ્ટમી અંધારી, ભાગ્ય રોહિણીએ રુડાં કીધાં રે;
નરસૈંયાના સ્વામી મધ્ય રેણીએ, જઈ ગોકુલ દર્શન દીધાં રે.‡ નંદને.

### પદ ૫ મું.

જશોદાના આંગણીએ, સુંદર શોભા દીસે રે;
મુક્તાફલનાં તોરણુ બાંધ્યાં, જોઈ જોઈ મનડું હીસે રે. જશોદાને.
મહાલા મહાલ કરે માનુની, આનંદ ઊર ન માય રે;
કેસર કુંકુમ ચર્ચે સહુને, ઘેર ઘેર ઓચ્છવ થાય રે. જશોદાને.
ધન ધન લીલા નંદભુવનની, પ્રકટ્યા તે પૂરણુ બ્રહ્મ રે;
રંગ રેલાયો નરસૈંયો ગાયે, મન વાધ્યો આનંદ રે. જશોદાને.

---

* પા૦ "બાલીશી." † પા૦ "ઘેરઘેરથી ગોરસડાં લઇ નિસરી, ગોપી સરખા૦" ‡ પા૦ "૦ ભગરોહિણીએ કીધાંરે; નરસૈંયાચો સ્વામી પ્રકટ્યો મધરજની, સુરનર જે જે કીધાંરે."

## પદ ૬ ઠું.

ચાલો સખી આપણ જઈએ, નંદકુંવરને જોવા રે;
કંચન થાળ ભરી મુકતાફલની, મંગળ ગાન કરેવા રે. ચાલો.
ધંન જશોદાએ જીવન જાયો, પૂર્વે મહાતપ કીધાં રે;
પૂરણ બ્રહ્મ અવિલોકી જોતાં, મનવાંછિત ફળ દીધાં રે. ચાલો.
ભક્તતણું સુખ પૂરું કરવા, નારાયણ અવતરીયા રે;
કૃપા કરો હવે નરસૈંયાને, ગુણ તમારા ઉચરવા રે. ચાલો.

## પદ ૭ મું.

પારણે પોઢ્યા પુરુષોત્તમજી, માતાનો હર્ખ ન માય રે;
આનંદ વ્રજવાસી સહુકો, માનુની મંગળ ગાય રે. પારણે.
સાવ સોનાનું રે પારણું, માણુક મોતીએ જડીયું રે;
ચોદશ રત્નની કાન્તિ વિરાજે, ઝાઝા હીરલે મઢીયું રે. પારણે.
હિંડોળે ઉભલાંરે ઉલ્લાસે, ઘમઘમ ઘુઘરી ઘમકે રે;
કુંવર કનૈયો અલૌકિક નાનો, માનુનીનું મન ઠમકે રે. પારણે.
ધંન ધંન માતા જશોમતિ, ધંન ધંન ગોકુલ ગામ રે;
નરસૈંયાનો સ્વામી શામળીયો, પૂર્યાં તે મનનાં કામ રે. પારણે.

## પદ ૮ મું–રાગ પ્રભાત.

નાનું સરખું ગોકુળિયું મારે, મારે વાહલે* વૈકુંઠ કીધું રે;
બ્રહ્માદિકને સ્વપ્ને ન આવે, આહીરને દર્શન દીધું રે. નાનું૦ ૧
ખટદર્શને ખોળ્યો ન લાધે, વેદ પુરાણ એમ ગાયે રે;
અવનવી લીલા વૃન્દાવનમાં, વન વન ધેન ચરાવે રે. નાનું૦ ૨
પુરુષોત્તમ લીલા અવતારી, દેહ ધર્યો અવિનાશી રે;
કર જોડીને કહે નરસૈંયો, ગોવાળિયા વૈકુંઠ વાસી રે. નાનું૦ ૩

---

* પા૦ "વિઠ્ઠલે વૈકુંઠ."



# હીંડોલાનાં પદ.

## પદ ૧ લું-રાગ કલ્યાણનો હીંડોળો.

ઓ સખી શ્રાવણ આયોરે, એ શ્રાવણ આયોરે, શ્રાવણ આયોરે. ટેક.
ચાલો સખી ઝુલિયે સુવર્ણ હીંડોળે, કીજે શ્યામ મન ભાયો;
હાવભાવ ખંજન મનોહર, કંચુકી કંકન સોહાયો રે. ઓ૦
નિત્ય* જપત વૃષભાન નંદિની, રસિકરાય વર પાયો;
મન માન્યો દેખી મન મોહી, જઇ હાથ હરિનો સાહાયો રે. ઓ૦
શ્રાવણ માસ સોહામણો, સોહામણો સહુ વૃજ સાથ;
પરમ સોહાગી શ્યામ મારો,† કોડામણો છે પ્રાણનાથ રે. ઓ૦
સદા રમણ વૃંદાવન સોહિયે, નીત પ્રતે રાસ વિલાસ;
શ્રી જમુનાજીને કાંઠડલે કંઇ, આહીરડાનો છે વાસ રે. ઓ૦
સખી મળી છે તેવતેવડી, ચાલી આવી છે રમવા રાસ;
મધ્યે વિરાજે શ્રી સ્વામિનીજી, જેનું સદા નિરંતર રાજ રે. ઓ૦

* * * * * * * *

જેને કાજે વાહલો વ્રજમાં પ્રકટયા, નંદ તણે ઘેર આજ રે. ઓ૦
એ શોભા મેં કેમ રે કેહવાયે, કદી શંકર પૂછે વાત;
કહેનાર શેષ સરીખા હારે, ત્યાં પામરની કોણ જાત રે. ઓ૦
વૃંદાવનની કુંજગલનમાં, શ્યામ હીંડોળેરે હીંચાય;
મારો વાહલોજી ઘાલે ઘુમડલી, ગોપી હમચી લેઈ લેઈ ગાય રે.‡ ઓ૦
મારા વાહલાજીસું વાત કરતાં, ઘુમરી થઈ દશ વીશ;
વેણ વછૂટી ને હાર જ તુટયો, અંબર ખશિયાં શીશ રે. ઓ૦

* પા૦ "કામે." † પા૦ "સ્વામીજી." ‡ પા૦ "સહિયરો માંહોમાંહે ગાય."

હીંડોળો રાખો મારા વાહાલા, અંગ ઉઘાડાં થાય;
મારી સહિયેર સર્વે હાસ્ય કરે છે, તેમાં તમારૂં શું જાય રે. એ૦
આવા નિર્લજ થયા તે મેં નવિ જાણ્યા, લાડકવાયા નાથ;
નહિ બોલું નહિ ચાલું વાહલા, આજ પછી તમ સાથ રે. એ૦
એવાં એવાં વચન સુણી હરિ હસીયા, રસિકવર સુકુમાર;
પ્રસન્ન થયા શ્રી સ્વામીનિજી, નરસૈંયાને આપ્યો એકાવળ હાર રે. એ૦

પદ ૨ જું–રાગ સોરઠનો હીંડોળો.

સખી ઝરમર ઝરમર વરસે મેહ, તંમ નાથને નારી સંગ વાધે નેહ;*
લપટાઇ તે અબળા અંગે, ઘુમલડી† ઘાળી નાચે સંગે. સખી.
અબળાએ અંબોડા વાળ્યો, ઉર અંબર અંતર ટાળ્યો;
ચતુરાની તે ચોળી ચમકે, જંમ વિજ ગગનમાં દમકે.‡ સખી.
મધ્યે મોર મધુરા ટૌકે, કોયલડી માંહી કૌકે;
વાંસલડી વહાલો વાયે, તંમ તંમ ગોપી નાચે ને ગાયે. સખી.
કામા કામે ઘેલરડી ડોલે, મોહી મોહનસું હસીને બોલે;
ગોફણુડે ઘુઘરડી ઘમ ઘમકે,§ ચતુરાની તે ચોળી ચમકે. સખી.
માંહી હીંચે હીંડોળે વનમાળી, વારે ઓવારણાં વાળીવાળી;
ઘાલે કંઠ મુક્તાનો હાર, મોહ્યા મરકલડે નંદકુમાર. સખી.
એક ઉભી નાથને નિહાળે, એક ચાલીને ચમ્મર ઢાળે;
એક ફૂલી તે અંગ ન સમાય, એક ભીડી રહી હૃદયા માય. સખી.
એક કરે દુંદભિના નાદ, શ્રવણે સુણી શ્યામનો સાદ;
કરે પુષ્પ વૃષ્ટિ અપાર, મુખે બોલે તે જેજેકાર. સખી.
લીલા જોઈને તરપત થાઉં, તાળ લઈને પુઠળ ગાઉં;
નરસૈંયો તે પ્રેમે ભરાણો, સખી સંગ માંહે સમાણો.‖ સખી.

પદ ૩ જું–રાગ કાલેરાનો હીંડોળો.

મેઉલો ગાજે ને માધવ નાચે, રુમઝુમ વાજે ઘુઘરડી;
આછાં ચીર ચરણાં ને ચોળી, માથે લીલી લોબરડી.¶ ટેક.

* પા૦ "૦ વરસે, તેમ નાથ ને નારી વિલસે." † ફેરફુદડી. ‡ ઝબકે–ચમકે. § પા૦ "૦ ઘુઘરડી ઘમઘમ ઘમકે." ‖ પા૦ "લપટાણો." ¶ એક જાતનું વસ્ત્ર. કાઠિયાવાડી સ્ત્રીઓ–આહીરાદિ–ચણિયાની જગે, ગાંઠ બાંધીને પહેરે છે.

તાળ પખાજ વજાડે ગોપી, શ્યામ વજાડે વાંસલડી;
દાદુર મોર બપૈયા બોલે, મીઠે સ્વરે બોલે કોયલડી. મેઉલો.
ધન વૃંદાવન ધન જમુના ત્રટ, ધન કૃષ્ણે અવતાર લિયો;
ધન નરસૈંયાની જીભલડીરે, ધન ધન રાગ કાલેરો કહ્યો. મેઉલો.

## પદ ૪ થું–રાગ ધનાશ્રીનો હીંડોળો.

ઝાંઝરીયાં ઝમકે ઘમકે ઘુઘરી રે, કાંઈ ફરતી ફરતી હીંચે હરિના સંગ રે;
ઘુમડલી ઘાલે શ્યામલાને સહુ મલી રે, વાજે તાલી તાલ મ્રદંગ રે. ૧
કાંઈ સાન કરે સુંદર શ્યામને રે, અબલા આલાપે પૂરણ પ્રેમસું રે;
કાંઈ વાધો વાધો અંગમાં આનંદ અપાર રે, ગોપી નાચે મુકી સહુ નેમસું રે. ૨
એક એકને સાંઇડાં* દે શ્યામલો રે, કરતાં કરતાં અધુર અમ્રતરસ પાન રે;
ઝલકેને હીંડોલો સર્વે શ્યામનો રે, ગમતાં ગમતાં ગોપી કરતાં ગાન રે. ૩
સુરીનર ને મુનિજન ત્યાં મોહી રહ્યા રે, નિરખી નિરખી ગોપી ને ગોપાલ રે;
અંગે અંગે ત્યાં સુધ બુધ વીસરી રે, અર્પે અર્પે ગોપી કુસુમની માલ રે. ૪
નરસૈંયો તેના તે રસના ગુણ કેટલા કહે રે, લીલા લીલા અગણિત સાર રે;
તારુણીના ટોલામાં અણુમનીને† મલપતોરે, તેમાંથી એક કણુકાનો વિસ્તારરે. ૫

## પદ ૫ મું–રાગ ધનાશ્રીનો હીંડોળો.

હીંડોલે હીંચે નારી નાથસું રે, વાધો વાધો ઘુમણુડી અતી રંગ રે;
શ્યામલિયો શ્યામાને ભુજે ભરી રહ્યો રે, અલગાં અલગાં પાસે અંબર અંગ રે. ૧
ચુવા ને ચંદન પ્રેમલ અતિ ઘણા રે, વિધ વિધ આણ્યા કુસુમના હાર રે;
છેલપણે રે આવી ખોળે નાથને રે, ભામણડાં લેતી વારંવાર રે. ૨
ઝલકે મુગટ ને પાણે‡ રાખડી રે, વાદે વાદે ઘુમડલી ઘાલે નાર રે;
મરકલડો કરતી માનુની મદ ભરી રે, ઝમકે ઝમકે નેપૂરની ઝમકાર રે. ૩
પલવટડીવાળી પટોલી ચુંદડી રે, કરતી કરતી કામા કુંકુંમ રોલ રે;
અંગો અંગે શ્યામા સહુ શોભતી રે, વાધો વાધો વહાલાસું ઝકઝોલ રે. ૪
ચોદશથી મોર મધુરાં બોલતાં રે, ઝીણી ઝીણી ઝરમર લાગી ધાર રે;
નરસૈંયો તંહી લાવે બીડાં પાનનાં રે, તાંહાં આરોગે નારી ને નંદકુમાર રે. ૫

---

* સાંઈ=એટલું. † અણુમણી=ક્રન્મન્યુ=વિકાર રહિત. ‡ હાથે.

## પદ ૬ ઠું–રાગ ધનાશ્રીનો હીંડોળો.

ઠંમઠંમ રે વરસે મેહ સોહામણો રે, હીંચે હીંચે હીંડોલે અતિ રંગ રે;
શામલિયો ને શામા બેહુ શોભતાં રે, નિલામ્બર પિતામ્બર ઓપે અંગ રે. ૧
ઘુમડલી ઘાલે ગોપી રસભરી રે, શામલિયાને સન્મુખ કરતી સાન રે;
મરકલડો કરતી માનુની મોદસું* રે, નાચે ને વલી ગાયે મધુરું ગાન રે. ૨
બોલે રે કોયલ મોર સોહામણા રે, ગાજે ગાજે ગગન ઘેરું ગંભીર રે;
વંદ્રાવન અતિ સોહામણું રે, સોહે સોહે જમુના તીર રે. ૩
વાહેને વેણું મહુયર વાંસલી રે, વાજે વાજાં તાલી તાલ મ્રદંગ રે;
મગ્ન થઈને વહાલાજીને નિરખતાં રે, ઉલટયો ઉલટયો અબલાને આનંદ રે. ૪
ઉપરથી કુસુમ બોહ વરખી રહ્યા રે, સુરીનર મુનિજન બોલે જય જયકાર રે;
નરસૈંયો નિરખી હરિગુણ ઓચરે રે, ધન ધન કામની કૃષ્ણ વેહાર રે. ૫

## પદ ૭ મું–રાગ ધનાશ્રીનો હીંડોળો.

હીંડોલે ને હીંચે સુંદર શામલો રે, હીંડોલે હીંચોલે વ્રજની નાર રે;
મુસ્તકે મુગટ સોહામણો રે, કાને કાને કુંડલ સાર રે. ૧
ઝળકે શ્યામાને શીર રાખડી રે, લટકે લટકે મુક્તાફળના હાર રે;
ખલકે ખલકે કંકણ† કંકણી રે, પાયે પાયે નેપુરનો ઝમકાર રે. ૨
ભામણડાં લેતી રે સર્વે સુંદરી રે, હીંડોલે હીંચતાં વાધો છે અતિ રંગ રે;
સંગમાં મહાલે મળી માનુની રે, અંબર અંબર ઓપતાં અંગ રે. ૩
મધુરેને રાગે આલાપતી રે, મીઠા મીઠા બોલે છે મોર રે;
તેમ તેમ વહાલો વહાએ છે વાંસલી રે, ગાજી ગાજી રહ્યો છે ઘનઘોર રે. ૪
નરસૈંયોને નેણે ત્યાં નીરખતો રે, કુલ્યો કુલ્યો અંગ ન માય રે;
કૃષ્ણ કામની જ્યાં રંગે રમે રે, ધન ધન લીલા ગુણ ગાય રે. ૫

## પદ ૮ મું–રાગ ધનાશ્રીનો હીંડોળો.

હીંડોલો શોભે હરીને હીંચતાં રે, તેવતેવડી શ્યામા સોહે સંગે રે;
ઘુઘરડીને ઘમકે ઘુમણ રસ ચઢી રે, વાધો વાધો આનંદ અબલા અંગે રે. ૧

---

* પા૦ "મદસું રે." † એક પ્રતમાં પાઠ–"ખલકે કર કંકણ ને કીંકણી રે." પણ બે પ્રતનો પાઠ રાખ્યો છે–જો કે એક પ્રતનો પાઠ સારો છે.

કામની કૃષ્ણુસું ક્રીડા કરે રે, કીધા કીધા સકલ શણુગાર રે;
વહાલાને વહાલે મોહી મલપતી રે, પામી પામી પ્રાણુાધાર રે. ૨
જોબનમાતી માનુની મદભરી રે, ચાલે ચાલે ચમકતી ચાલ રે;
(પાયે) કાંબી ખલકે કનકની રે, ખલકે ખલકેરે કાને ઝુમણુ ઝાલ રે. ૩
નયણું નિહાળ્યા કરે રે કહાનસું રે, ગર્વ ભરી ભીડે ગોરી શ્યામ અંગ રે;
ઘુમડલી ઘાલે ને શ્યામા સ્વર કરે રે, વાજે વાજે તાલી તાલ મ્રદંગ રે. ૪
જીવન ને જુવંતી બેહુ મળી રહ્યાં રે, બાહુડલી તે કંઠે સોહે રે;
નરસૈંયાની રસના શ્યામવર રટે રે, વસિયો હૃદયા નયણું મોહે રે.*૫

## પદ ૯ મું–રાગ ધનાશ્રીનો હીંડોળો.

આજે રે આ વહાલો રમતો રસ ભર્યો રે, હીંડોલે હીંચતાં દે છે હેલ રે;
શામલીયો ને શ્યામા બેહુ એમ કરતાં રે, ગમતે ગમતે ગમતે કરતાં ગેલ રે. ૧
વનિતાસું વહાલો અતિ વાદે ચઢયો રે, ઘુમડલીનાં ઘુમણુ ઘાલે નાથ રે;
અંગેથી અંબર ખસીયું અંગનાનુંરે, ભીડી ભીડી ભામનીને ભરી બાથરે. ૨
નિરખતાં નાથને નારી ભાળી રહી રે, હરખે હરખે હૈયે હરખ ન માય રે;
મુસ્તક મણી મહાઝલકે કનક વેલડી રે, શોભા શોભા કહી નવ જાય રે. ૩
ચમકતી આવી રે ત્યાં ચંદ્રાવલી રે, મરકલડાસું બોલે વહાલા સંગ રે;
હીંડોલો રાખો રે સુંદર શામલા રે, કંપે કંપે કામા કેરાં અંગ રે. ૪
ધન ધન ગોકુલીયા કેરી નારને રે, ધન ધન તે સુરીનર ઉપરથી કરે રે;
નરસૈંયો ત્યાં અંગો અંગે ફૂલીયો રે, નિરખી નિરખી નરભે રંગ વારે રે. ૫

## પદ ૧૦ મું–રાગ ધનાશ્રીનો હીંડોળો.

હીંડોલે હીંચે વહાલો હરખશુંરે, જોડજ મલી શશીવદની કુમાર રે;
આનંદ વાધ્યો અંગે અંગ અંગનારે,†હીંડોલો હીંચોલે ગોકુલ નાર રે. ૧
વાહેરે મહુયર વેણુા વાંસલીરે, વાજાં વાજે નાચે નારી રંગ રે;
પાયે ઝાંઝર નેપૂર રણુઝણેરે, આલાપીને‡ ગાયે ઉલટી અંગ રે. ૨
અંગેરે ભુષણુ ભામની ભાવતાંરે, ચોલી પટોલી ચલકે નારી રંગ રે;
મરકલડે મોહે કામની કૃષ્ણુને, ઉલટચો અબલા આનંદ અંગોઅંગ રે. ૩

---

* પા૦ "૦ શ્યામવર રમે રે, વસિયો વસિયો નયણું માંહેરે." † પા૦ "૦ અંગ નારીરે."
‡ પા૦ "અલવીને."

વહાલાને વહાલે અગર ઉવેખતી રે, ભામણડાં તે લેતી વારંવાર રે;
પેર પેરનાં પકવાન આગળ અરપણ કરે રે, આરોગે આનંદે પ્રાણાધાર રે. ૪
ઘુમણડી ઘાલે રે ગોપી રસભરી રે, કરતી કરતી શ્યામા નેણે સાન રે;
નરસૈંયો તે લીલા રસમાં લલવલો રે, કરુણા કીધી સુંદર શ્યામ રે. ૫

પદ ૧૧ મું.

શામલિયો બોહ બલિયો, હીંડોલે હીંચતો રે;
રંગ ભરી શ્યામાનું, મરકલડે મુખ જોતો રે. ૧
સર્વ મળી શામલિયાસું, સંગમ શૂરી શ્યામા રે;
ઘુમણડી ને રસ લે ઘણો, વાદે ચઢી છે વામા રે. ૨
છેહેલ છેહેલપણે, છબીલાને છલ કરતી રે;*
બુદ્ધિ ઘણી બુદ્ધિ ઘણી તે,અલવે આલિંગન લેતીરે. ૩
ગોવિંદજી ગોવિંદજી, ગોપી સંગે સોહે રે;
નરસૈંયો ત્યાં તાલ લઈને, કૃષ્ણતણા ગુણ ગાએ રે. ૪

પદ ૧૨ મું.

આ જોને આ જોને, હરિ હીંડોલે હીંચતો રે;
શામલીયો શ્યામાને કંઠે, બાહુડલી ધરતો રે. ૧
પ્રેમેસું પ્રેમેસું પ્રેમદાને, ઘુમડલી ઘાલે રે;
મદભરી માનુની તે, હંસભરી ગત ચાલે રે. ૨
રસભરી રસભરી કાયે, કરતી મનનાં ગમતાં રે;
વારણે જઇએ ગોપી, વહાલાજીને વળતા રે. ૩
નરસૈંયો નીરખે થઈ, એ લીલા રસ ગાયે રે;
કરુણાએ કૃષ્ણજી થૈ રાખો, જુવંતી જૂથ માહેરે. ૪

પદ ૧૩ મું.

જોરે સખી આ રુડુ આ રુડુ, અવર સહુથી આ રુડુ રે;
વંદ્રાવનમાં હર્ષે હીંચે, શામલિયો શ્યામા જોડુ† રે. ૧
ઝરમર વરસે મેહુલો, વચે વચે વીજ ઝબકે રે;
નારી નાથસું તે રસ ભરી,‡ અંબર અંગે ઝલકે રે. ૨

* પા૦ "છેહેલપણે છેહેલપણે, છબીલાને છળકલ જોતીરે." † પા૦ "શામ શામાનું જુગતું જોડુ રે." ‡ પા૦ "નારી નાથ તે રસભરાં."

સુંદર અંગ* સોહામણું, જોતાં નયણાં તૃપ્ત ન થાયે રે;
આગળ ઉભી અંગના, તે મધુરુ મધુરુ ગાયે રે. ૩
એક એકપે ધાઈ આગલ, ગોપી ઘુમલડી ઘાલે રે;
મશ્કલડો કરી માનસું, વહાલે વદન નેહાળે રે. ૪
મગન થઇ સહુ મોહનસું, આનંદે ઉરપર આણે રે;
બ્રહ્માદીકને જે રસ દુર્લભ, તે નરસૈંયો માણે રે. ૫

## પદ ૧૪ મું.

ધન જોડું ધન જોડું સહીયો, રંગ ભરી રમતાં શોભંતુ રે;
શામલિયો ને શ્યામા ગોરી, મુસ્તકે ફૂલ તે લટકતું રે. ૧
ઝલકે કુંડલ શ્યામા કાને, રાખડલી રતનાલી રે;
કંઠ પરસ્પર બાહુડી, રુડી પલવટડી વાલી રે. ૨
આગલ પાછલ આનંદે, ચતુરા તે ચમર કરતી રે;
ભામણડાં ભલી ભાવસું,† ભામની હર્ષે લેતી રે. ૩
હીંડોલો હીંડોલે કાંઈ, ઘુમણી ઘાલે ગમતી રે;
ઉર અંબર ઉલટ્યાં કાયે, ઉલટી અબલા કંપતી રે. ૪
આ શોભા આ શોભા, એહની એહને સોહે રે;
રંગરેલ નરનારી કરી, નરસૈંયો તંહી જોયે રે. ૫

## પદ ૧૫ મું.

મંગલ ગાયે માનુની, હરિ હીંચી‡ ઉતરીયા રે;
આરતી વારતી વ્રજની નારી, જે જે શબ્દ ઓચરીયા રે. ૧
સુંદર વાજાં વાજતાં, કૃષ્ણ મંદિર પરવરીયા રે;
કુસુમે વધાવે દેવતા, મનના મનોરથ કરીયા રે. ૨
મુકતા થાલ ઉતારી ઉપર, માતા હરખ ન માય રે;
ભામલડાં લઈ કુંવર કેરાં, બોહુ વિધ દાન દેવાય રે. ૩
ઉછરંગે બેસારી માતા, આનંદે આરોગાવે રે;
તૃપ્ત ન થાયે ત્યાં નરસૈંયો, હરિ લીલા મન ભાવે રે. ૪

---

* પા૦ "મુખ." † પા૦ "૦ ભામણુડલી ભલી ભાવસું કાંઈ કાંઈ." ‡ પા૦ "હરી હીંચાલે."

### પદ ૧૬ મું–રાગ કાલેરો માલવગોડી.

હીંડોલે હીંચતાં રંગે, સંગે શ્રી વનમાળી રે;
ઘુમણુડી ઘાલે ગજગામની, દેતી પરસ્પર તાલી રે. ૧
શ્યામા તે શામલીઆ સન્મુખ, બોહુ મરકલડા કરંતી રે;
સણુગટડો વાલી જોયે, ભજવા ભાવ ધરંતી રે. ૨
મથે છે મનગમતી મોહુના, શશીવદની કુમાર રે;
રંગભરી રમતાં ગાયે ગોપી, રીઝી રહ્યા મોરાર રે. ૩
હાસ્ય કરીને વહાલે વનિતા, કહાનજીએ કર સાઇ રે,
મનગમતું કીધું સુંદિરવર, ચુંબન દીધું ધાઇ રે. ૪
પૂરણુ પ્રેમ પ્રવાહે ઝીલે, કો કહેને નવ જાણે રે;
ભણે નરસૈંયો રંગ રસ વાધે, કૃષ્ણુ કામની માણે રે. ૫

### પદ ૧૭ મું–રાગ કાલેરો (માલવગોડી).

માણે મોહનશું માનુની, જુગતે જોડું દીસે રે;
પ્રેમ ધરીને ભુજબલ ભીડે, હીચંતાં મન હીસે રે. ૧
નિલામ્બર તન તારુણી સોહે, પિતામ્બર પાતલીયો રે;
સઘળાં માંહે થઇ સફરાણી, જો વહાલો ઉર ધરીયો રે. ૨
એક નાચે એક ગાન કરેરે, એક ઘુમડલી ઘાલે રે;
એક વિધ વિધના કુસુમે વધાવે, એક વદન નિહાલે રે. ૩
તાલ પખાજ વેણા રસ વાજે, ઝાંઝર નેપુર વાદે રે;
પાર ન પામે મુનિજન મહોટા,સુરીનર બ્રહ્મા આદે રે. ૪
પ્રેમે મગન ઉલટ અતિ વાધ્યો, સુખસાગરની સીમા રે;
ભણે નરસૈંયો ધન એ નારી, વહાલો વિલસે વનમાં રે. ૫

### પદ ૧૮ મું.

હીંડોલે હીંચંતાં રુડુ જ, મળ્યા જાદવરાય રે;
ઘુમણુડી ઘાલે ઘણેરી, જેમ વહાલો વશ થાય રે. ૧
ઉલટી અબળા જોબનમાતી, કહ્યું ન માને કાંઇ રે;
કોપીત કમલા કંઠે વિલાગી, વહાલે દીધું સાંઇ રે. ૨
સાન કરીને સામું જોયું, માંહોમાંહે દેતાં તાલી રે;
જો કહો તો હળવે હીંચોળું, સુંદિરવર વનમાળી રે. ૩

પીતામ્બર તે પીયુજી કેરું, અંગેથી અલગું થાયે રે;
તેમ તેમ તારુણી મનમાં હરખે, ઉલટ અંગ ન માયેરે. ૪
સંતોષી સર્વે સુંદરી, ફરતી ફરતી હીંચે રે;
નરસૈંયાચો સ્વામી સન્મુખ, અધુર સુધારસ સીંચે રે.* ૫

## પદ ૧૯ મું–રાગ ગોડીનો હીંડોલો.

હીંડોલે આવે રે વહાલો, અમને ઘુમણ ઘાલે રે;
ઘુમણી ઘાલીને અમને, પ્રેમે બોલાવે રે. ૧
હીંડોલે તો હીંચું મ્હારા વહાલા, ઘુમણી ઘાલે લાંબી રે;
પડશો રે પડશો રે કહાનજી, સંભાળુ પગની કાંબી રે. ૨
પલવટ છુટે ચીર ચંપાયે, વેણી ઉઘાડી થાયે રે;
ઘુમણુડી ઘાલોજી હળવે, હીંડોલે ન રહેવાયે રે. ૩
તમારું પિતામ્બર અમારું ચીર, આપણુ બન્ને ભીંજીયેરે;
આવો રે આવો રે કહાના, રંગેસું રમીજીએ રે. ૪
ચુવા ચંદન અગર કસ્તુરી, છંટાવુંજી અંગે રે;
અમો નાનડીયા તમો નાનડીયા, નીત નીત નવલાં રંગેરે. ૫
આંબા ડાલે સરોવર પાળે, તહી રમતાં રંગ લાગ્યો રે;
આવો આવો સાહેલીયા સર્વે, નાથ કને કાંઈ માગો રે. ૬
કાંચલી મધે શ્રવણી ત્યાં, હીંચી હીંચી દ્રાયા† રે;
નરસૈંયાચો સ્વામી ભલે મલિયો, જે જે ગોકુલરાયા રે. ૭

## પદ ૨૦ મું–રાગ ગોડીનો હીંડોલો.

ઘુમણ ઘાલે ગાયે ગોપી, વહાલાનું મુખ નિહાળો રે;
વાદ ચહડી વનિતા વહાલાસું, તારુણી દેતી તાળી રે. ૧
રમઝમ રમઝમ નેપૂર વાજે, કંકણી ધૂની થાએ રે;
તંમ તંમ વહાલો વહાલ ધરીને, વેણુ મધુરી વાહે રે. ૨
ઉલટી અબલા સન્મુખ આવી, શામલિયા રંગ રાતી રે;
હીંડોલો હીંચોલે હરખે, જુવંતી જોબનમાતી રે. ૩

---

* પા૦ "નરસૈંયાચો સ્વામી સન્મુખ રહી, સહુને અધુર૦." † ધરાયા.

અબલા અંગે અંબર ઓપે, સણુગટડામાં જોયે રે;
ભમરી દેતાં ભામની ભાવે, વહાલાનું મન મોહે રે. ૪
નરસૈંયો આનંદે અંગે, કૃષ્ણ લીલા ગુણ ગાયે રે;
સુરીનર મુનિજન કુસુમે વધાવે, દેવ દુંદુભી વાહે રે. ૫

પદ ૨૧ મું-રાગ ગોડીનો હીંડોલો.

ધન ધન આ વંનની શોભા, જ્યાં સુંદિરવર મહાલે રે;
ધન ધન રે હીંડોલે હીંચે, ગોપી ઘુમણ ઘાલે રે. ૧
ધન ધન રે પ્રેમે મળ્યાં જોડે, કંઠડે બાહુડલી વાલી રે;
માન કરી મરકલડો કરીને, રહી વદન નિહાલી રે. ૨
ધન ધન રે વિધવિધનાં વાજાં, ઉપર અંબર ગાજે રે;
ધન ધન ધન નાચંતા રંગે, ઝાંઝર નેપૂર વાજે રે. ૩
ધન ધન રે જુમનાજીને તીરે, મોર મધુરા બોલે રે;
ધન ધન રે ગોકુળની નારી, નહિ કોય એહુને તોલે રે. ૪
નરસૈંયાની રસના એ રસનો, કરુણાએ કૃષ્ણ આવી રે;*
કુલ્યો અંગે મનમાં વહાલો, હરી લીલા મન ભાવી રે. ૫

પદ ૨૨ મું-રાગ ગોડીનો હીંડોલો.

હીંડોલે હીંચતાં શ્યામલીઓ શ્યામા મન હીશે રે;
નિલામ્બર પિતામ્બર ઝલકે, શોભા સુંદીર દીશે રે. ૧
માનુની મનમાં મોહે મોહન, જંમ જંમ જીવન જોતી રે;
આનંદી આગળ આવીને, ઘુમણુડાં ઘાલંતી રે. ૨
વાંસલડી વહાલે જંમ વાહે, તંમ (તંમ) નાચે નારી નાદે રે;
વિધવિધનાં ત્યાં વાજાં વાજે, ગાયે સરવે સાદે રે. ૩
શણુગારે શોભંતી સર્વે, ઉરપર હાર હુલાવે રે;
નેપૂર ધ્વૂની ઘુઘરડી ઘમકે, તારુણી તાન મેલાવે રે. ૪
લતા કુસુમની આવી ઉપર, સંગ સખીરી લહેકે રે;
વંદ્રાવન રળિયામણી ત્યાં, પ્રેમલ પૂરણ બહેકે રે. ૫
સુરીનર મુનિજન અતિ આનંદા, પુષ્પવૃષ્ટિ તંહી થાયે રે;
ભણે નરસૈંયો નરમલ કીધો, હરખે હરિગુણ ગાયેરે. ૬

* એ લીટી અસ્પષ્ટ છે.

## પદ ૨૩ મું–રાગ ગોડીનો હીંડોલો.

ધન ધન રે જુવંતી જીવનશું, હીંડોલે હીંચંતી રે;
શામલિયાની કંઠે વિલાગી, કામની કેલ કરંતી રે. ૧
જોબનમાતી રસમાં રાતી, પ્રેમદા પ્રેમ ભરાણી રે;
થૈ થૈ કરીને તાન મીલાવે, ગાયે મધુરી વાણી રે. ૨
આલાપે અબલા, ઉલટી સહુ અંગે, ગગન ઘટા થઈ આવી રે;
વાજાં વાજે નાદે નાચે, ભામની ભેદ ભુલાવી* રે. ૩
ઘુમણુ ઘાલે મનમાં મહાલે, વહાલાજીનું વદન નેહાલી રે;
મોર કોકીલા કરે કલારવ,† ધન ઋતુ રઢીયાલી રે. ૪
નિલામ્બર પિતામ્બર ઝળકે, ઝાંઝર નેપૂર વાજે રે;
સન્મુખ શ્યામા સુંદિરવરસું, તાલી દઈ દઈ ગાજે રે. ૫
ધન વંદ્રાવન ધન જુમનાં તટ, ધન ધન લીલા જોઈ રે;
ભણે નરસૈંયો કૃષ્ણ કામની, સમોવડ આવે ન કોઇ રે. ૬

## પદ ૨૪ મું.

હીંડોલે હીંચંતાં રુડુંજ, મળ્યા જાદવરાય રે;
વાજાં વાજે ઝાંઝર ઝમકે, નેપૂર નાદ સોહાય રે. ૧
તાલ પખાજ મહાધૂની લાગી, નાચે નારી છંદે રે;
વહાલા કેરું વદન નેહાલી, ઉલટ વાધ્યો અંગે રે. ૨
ઝીણી ઝડ લાગી ઉપરથી, બીચ બીચ વીજ ઝબૂકે રે;
ઉલટયો અંબર ગાજી રહેતાં, મોર મધુરા ટહૂકે રે. ૩
સન્મુખ આવી શ્યામા સર્વે, કરી કુસુમના હાર રે;
જીવનને કંઠે આરોપી, કરે નેણુના માર રે. ૪
શામલિયો ને શશીવદની તે, જોડજ મળ્યાં રાજે રે;
ઘુમડલી ત્યાં વાદ ચઢીરે, ગાન કરીને ગાજે રે. ૫
નરસૈંયાની રસના રુડી, ગોવિંદના ગુણ ગાયે રે;
કૃષ્ણ લીલામાં લોભી રહ્યો રે, જોતાં તૃપ્ત ન થાયે રે. ૬

---

* પા૦ "ભેદ જણાવી રે." † પા૦ "કલાહલ."

### પદ ૨૫ મું–રાગ ગોડી.

ધન ધન રે ગોકુળની નારી, ધન ધન જીવન જોતી રે;
ધન ધન રે હીંડોલે આવી, હરી સંગે હીંચંતી રે. ૧
ધન ધન રે વન્દ્રાવન ફૂલ્યું સજની, ધનતે અબલા બાલી રે;
ધન ધન (ધન) કોકીલા બોલે, ધન વાહે વેણુ રસાલી રે. ૨
ધન ધન વાજાં વાજે ત્યાં, ઝાંઝર નેપૂર નાદે રે;
ધન ધન રે આનંદી અબલા, ઘુમણુ ઘાલે વાદે રે. ૩
ધન ધન રે જામનાં જળ ઉલટ્યું, ત્રિવિધ પવન ત્યાં વાહેરે;
કુસુમે વધાવે લતા સમીપે, પ્રેમલ પૂરણુ થાયે રે. ૪
ધન ધન રે નવઅંકુરતણી, શોભા કહી નવ જાયે રે;
કેલ કરંતી કહાનજીશું, તારુણી તૃપ્ત ન થાયે રે. ૫
સુરીનર ઉપર કુસુમે વધાવે, બોલે જેજેકાર રે;
નરસૈંયો ત્યાં નેણુ સફ્લ કરી, નીરખે કામા કૃષ્ણુ વેહાર રે. ૬

### પદ ૨૬ મું–રાગ ગોડી.

હીંડોલે રંગ રાતી શ્યામા, બાહુડલી કંઠ વિલાગી રે;
જંમ જંમ ઘુમણુ ઘાલે સઘળી, ઉરથી ન થાએ અલગી રે. ૧
નિલામ્બર પિતામ્બર સજીયાં, વનિતા ને વનમાળી રે;
ઉલટી અબળા કહ્યું ન માને, હસી હસી કર દે તાળી રે. ૨
માનુની મોદે ભરાણી મનમાં, હસી બોલે બળવંત બાળીરે;
કહો તો હીંડોલો રાખીએ વહાલા, કહેતી વદન નેહાળી રે. ૩
મગન થયાં મહાલે જુવતી જન, પ્રેમવચન મુખ ભાખીરે;
વહાલી વહાલે કરે રે વારણા, હીંડોલો જમ તમ રાખી રે. ૪
ચમકતી ચતુરા આવીને નેહે, વહાલાને વાય કરતી રે;
એક આવીને શ્રમ જળ લોહે, મુખ મરકલડો કરતીરે. ૫
પુરણુ પ્રીતે પામી પ્રેમદા, મોહનસુ રહી લોભી રે;
નરસૈંયાને કીધો કૃતારથ, કૃષ્ણુ લીલા મુખ શોભી રે. ૬

### પદ ૨૭ મું–રાગ ગોડી.

શામલીયો ને શ્યામા સોહે, હીંડોલે હીંચતી રે;
ચોદશ ચતુરા ચમર કરતી, મહારસ માંહે મહાલતી રે. ૧

એક આવી ભામણુડાં લેતી, ભામની ભાવ જણાવતી રે;
એક આવીને શામલિયાને, નાના કુસુમે વધાવતી રે. ૨
એક આવી સુંદિરવરનું, વદન નેહાલી રહેતી રે;
એક આવી આલિંગન લેતી, એક બીડાં આપેતી રે. ૩
એક આવીને ચુવા ચંદન, ચરચે વહાલા અંગે રે;
એક આવીને સબલી શ્યામા, ઘુમણ ઘાલે રંગે રે. ૪
જુવતી જુથ મલીને આગળ, નાચે ને વળી ગાયે રે;
સુખસાગરમાં ઝીલે ગોપી, મોહન મહારસ પાયે રે. ૫
કૃષ્ણ કૃપા કરી પુલી અંગે, નરસૈંયો તેણી વાર રે;
પ્રાણનાથની લીલા જોતાં, ન રહે કાંઈ વિકાર રે. ૬

## પદ ૨૮ મું–રાગ ગોડીનો હીંડોલો.

શામલીયાસું નેહ ઝડ લાગી, ફુલ્યાં ગોપી અંગે રે;
શશીવદની ને સુંદિરવર તે, શોભતાં બેઉ સંગે રે. ૧
પિતામ્બર પહેર્યું પાતલીયે, નિલામ્બર તન ગોપી રે;
શ્યામા શ્રવણે* ઝાલ ઝબુકે, કુંડળ દેવ મોરારી રે. ૨
વનમાળા વહાલા ઉર લટકે, કામની કંઠે હાર રે;
માંહોમાંહે મરકલડો કરતાં, શોભાનો નહી પાર રે. ૩
કટીમેખલા† કંકણી ખલકે, પરસ્પર હીંચતાં ધ્વન થાયે રે;
મધુરે નાદે ગોપી ગાયે, વહાલો વાંસલડી વાહે રે. ૪
ગગન ઘટા ને ઝરમર ઝીણી, ઉલટો અંબર ગાજે રે;‡
ઘુમડલી ઘાલંતી અલવે, નેપુરની ધ્વન વાજે રે. ૫
કુસુમે વધાવે સુરીનર હરખે, દેવ દુંદુંભી થાયે રે;
નરસૈંયો ત્યાં નરભે થઈને, કૃષ્ણતણા ગુણ ગાયે રે. ૬

## પદ ૨૯ મું–રાગ ગોડીનો હીંડોલો.

કૃષ્ણ કામની મહારસ ઝીલે, હીંડોલે હીંચતા રે;
ગાયે ગોપી આનંદ વાધ્યો, શામલિયો ઉર ધરતા રે. ૧

* કાને. † કંદોરો. ‡ પા૦ "ઉલટ અબલા ગાજેરે."

સન્મુખ શ્યામા સાન કરીને, મરકલડે મુખ જોયે રે;
શોભાસાગર સુંદિરવર તાંહાં, માનુનીચા મન મોહે રે. ૨
ઉલટ અંગે નંદકુવર નેહાલી, હીંડોલે રંગ વાધો રે;
ઉલટી અબલા ઘુમણ ઘાલે, વહાલાને વશ કીધો રે. ૩
નાના વિધનાં કુસુમ અનોપમ, કામા કરતી હાર રે;*
અળવેસું આત્રીને ઘાલે, કંઠે પ્રાણાધાર રે. ૪
તાલ પખાજ વેણા ને મહુયર,† મધ્યે વાંસલડી વાહે રે;
નાચે નારી નેણ નચાવી, મધુરુ મધુરુ ગાયે રે.‡ ૫
ના’વે ધ્યાન ધરતાં મુનિજન, તે તારુણી રંગ રાતો રે;
નરસૈંયો તાંહાં નીરખી નીરખી, હરિલીલા રસ માતો રે. ૬

## પદ ૩૦ મું–રાગ ગોડી.

આવી રે રુતુ રંગ રમવાની, હીંડોલે હીંચતાં રે;
નંદકુંવરને ભુજ બલે ભીડી, કરશું મનનાં ગમતાં રે. ૧
મણિમય ઝલકે હીંડોલો, ત્યાં સુંદિરવર રાજે રે;
ઘુમણી ઘાલે સન્મુખ ઉભી, ગર્વ ભરી અતિ ગાજે રે. ૨
ઝરમર ઝરમર ઉપર વરસે મેહુલો મોરલો ટહુકે રે;
નારી નાદે નાચંતાં, પાયે ઘુઘરી ઘમકે રે. ૩
શામલીયો ને શશિવદની, તે શણગારે શોભંતી રે;
નિલામ્બર પિતાંબર પલ્લવટડી, માંહે માંહે મા’લંતી રે. ૪
જુમનાં તીરે લહેર સમીરે, કેલ કરે કૃષ્ણ કામા રે;
ભણે નરસૈંયો લીલા જોતાં, આનંદ વાધ્યો મનમાં રે. ૫

## પદ ૩૧ મું–રાગ ગોડી.

આનંદ વાધ્યો અબલા અંગે, જો વહાલો વશ થાયે રે;
પ્રેમ ધરી પાતલીયાને, રીઝવીએ રસ માંહે રે. ૧
હીંડોલે હીંચોલ્લી હરખે, કરી સન્મુખની સાન રે;
મગન થઇને મહારસ માંહે, કરી મધુરાં ગાન રે. ૨

* પા૦ “કરતી કામા તેહાર રે.” † પા૦ “મધુકર.” ‡ પા૦ “મરને સાદે ગાયેરે.”

વહાલ ધરીને વહાલા કેરુ, વદન નેહાળી રહીએ રે;
મરકલડો* કરી મોહન માથે,† ચાલો ચમ્મર કરીએ રે. ૩
નાના॰ વિધનાં કુસુમ લઇને, કરીને‡ સુંદર હાર રે;
વહાલા કંઠે દ્દોડી ઘાલે, ઉલટ અંગ અપાર રે. ૪
ચુવા ચંદન ચરચી અંગે, વહાલો ઉરપર લીજે રે;
ભણે નરસૈંયો ભાવ ધરીને, કેલ કૃષ્ણસું કીજે રે. ૫

## પદ ૩૨ મું–રાગ ગોડી.

ધન ધન શામલિયો ને શ્યામા, હીંચતાં મન હીસે રે;
ધન ધન રે સુંદિરવર શોભા, હીંડોલાની દીસે રે. ૧
ઘેર ઘેરથી સર્વ સુંદરી, મંગલ ગાતી આવી રે;
એક મુકતા એક કુસુમે વધાવે, વહાલાને મન ભાવી રે. ૨
નાના વિધનાં અંબર અંગે, શોભીતો શણગાર રે;
કાંબી કડલાં ઝાંઝર ઝમકે, કર કંકણી ઝણકાર રે. ૩
માનુની મહાલે ધુમણી ઘાલે, હૈયે હરખ અપાર રે;
નંદકુંવરનું વદન નેહાલી, કરે નેણાનો માર રે. ૪
નાચે ગાયે છંદે છંદે, વેણુ મહુયર વાયે રે;
ત્રટ જુમના સરોવરની છાયા, મેઘ ઘટા ઘન થાયે રે. ૫
બ્રહ્માનંદ ન જાણે જેહને, તે અબલા ઉર આણે રે;
ભણે નરસૈંયો પૂરણ લીલા, કૃષ્ણ કામની માણે રે. ૬

## પદ ૩૩–મું રાગ સોરઠનો હીંડોલો.

સજની એ તો વાંસલડીવાળો, રાધા ગોરીને કાનડ કાળો;
એને નયન ભરી ન્યાળો, શોભે રૂપે ઘણું રઢિયાળો. સ૦ ટેક.
લપટાઈને અબળા અંગે, મન માન્યું મોહન રમે રંગે;
ભુજમાં ભીડી ભામની વાહલે, બીજી સખીઓ ધુમડલી ઘાલે. સ૦
લીલાં પીળાં તે પટકૂળ ઝળકે, મુખ જોઇ મોહન મન મલકે;
સોહિયે કર રાખડલીની જ્યોતિ, ફરકે ફૂમતડાંનાં મોતી. સ૦

* મંદ હાસ્ય. † પા૦ "સાથે." ‡ પા૦ "કરીએ."

નૌતમરૂપ છે દીસે નંદકુમાર,* પ્રેમદાના તે પ્રાણાધાર;
એની દૃષ્ટિ તે મોહનવેલી, પ્રેમે વાધી તાંહાં રંગની રેલી.† સ૦
વૃંદાવન ફૂલ્યું તાંહાં અપરમપાર, ત્યાં તો પ્રસર્યો પ્રેમ રસાળ;
વળી ત્રિવિધિ પવન તાંહાં વાય, છંદે નાચે ગોવિંદ ગુણ ગાય. સ૦
ઘુઘરડી તે ઘમકે પાય, માનુની નેપૂર નાદે સોહાય;
ગોપી ગાય મધુરા ગાન, કરે નયન નયનસું સાન. સ૦
કંઠે બાંય‡ પરસ્પર ઘાલે, સુખસાગરમાં શ્યામ શ્યામા મા’લે;
તે તો શોભા વર્ણી ન જાય, વશ કીધા છે જાદવરાય. સ૦
કૃષ્ણ કામનીએ ઉરપર લીધો, પ્રેમ અપાર અબળાએ પીધો;
નરસૈંયાનો મનોરથ સીધો, લીલા જોઈ કૃતારથ કીધો. સ૦

## પદ ૩૪ મું-રાગ કાલેરાનો હીંડોલો.

પરમ ચતુર ઝુલે નાથ મારો, શ્યામ શ્યામાની સંગ રે;§
શી વર્ણવું અંગોઅંગ શોભા, વારું કોટિ અનંગ રે. પરમ.
શ્રાવણ માસ સદા સુખકારી, ઝરમર વરસે મેહ રે;
દાદુર મોર બપૈયા બોલે, તંમ તંમ ઉપજે નેહ રે. પરમ.
આજ સખી મેં અદ્‌ભૂત દીઠું, હીંચંતાં હરિ હસિયો રે;
સામા સામી દૃષ્ટ કરીને, નયન નચાવે રસિયો રે. પરમ.
શ્યામ સુભગ‖ ને રાધા ગોરી, સુવર્ણ હીંડોળે ઝૂલે રે;
જંમ જંમ હીંડોળો ઝુલાવે સજની, તંમ તંમ નરસૈંયો ફૂલેરે. પરમ.

## પદ ૩૫ મું-રાગ ધનાશ્રીનો હીંડોલો.

ઝાંઝર ઝમકે ને ઝૂલે હીંડોળે, શ્યામસુંદરને સખી વાયુ ઢોળે; ઝાંઝર.
દામની દમકે ને ગગનમાં ગાજે, ભ્રકુટી ધનુષ્યપર શોભા બિરાજે. ઝાંઝર.
લીલાંબર પીતાંબર સોહિયે, નરખી હરખી માનની મન મોહિયે; ઝાંઝર.
નેત્રાંબુજ¶ નાશા કીર$ જેવી, છે દશન+પંક્તિ દાડિમબીજ તેવી. ઝાંઝર.
આમ્રકાતળીશા** અધર સોહંતા, લાલ ગાલ સ્ત્રીના મન મોહંતા; ઝાંઝર.

---

* પા૦ “એવા દીસે તાંહાં નંદકુમાર.” † પા૦ “તાંહી રંગડ રેલી.” ‡ હાથ.
§ પા૦ “શ્રી સ્વામીનીજીની સંગરે.” ‖ ભાગ્યવંત. ¶ કમળ જેવાં નેત્ર. $ પોપટ જેવું નાક. + દાંત. ** પા૦ “આમ્રકળીસું.”

બ્રહ્માદિકરૂપ જોઈ ધન ધન કેહતા, મુનિયે ન દીઠું રૂપ ધુમ્રપાને રેહતા. ઝાં.
એ રૂપ નહિ દ્વાપર નહીં ત્રેતા, એ રૂપ નિત્ય જુવે નરસૈંમેહતા. ઝાંઝર.

### પદ ૩૬ મું–રાગ કાલેરાનો હીંડોલો.

હીંચોરે હીંચો મારા વાહાલા, હીંચતાનો રંગ લાગ્યોરે;
શ્યામા સામી શામળિયા સાથે, લજ્જાનો ભય ભાગ્યો રે. હીંચો.
સુંદરરાય સદા સુખકારી, પ્રીતે પ્રેમ રસ વાધ્યો રે;
લાહવો લીધો અંગ સમાગમ, મન વાંછિતવર લાધ્યો રે. હીંચો.
ગોકુળરાય હીંડોલેરે ઝૂલે, ઝૂલી મદમદ માણ્યો રે;
નરસૈંયાચો સ્વામી ભલે મળિયો, જેણે ગોપ્યાચો* પાલવ તાણ્યોરે. હીંચો.

### પદ ૩૭ મું–રાગ બિહાગડાનો હીંડોલો.

રંગ રસિયા રંગમાં ડુલે છે, બેઉ રસિયે રસિયાં ઝૂલે છે,
ઝૂલે છે મન ફૂલે છે, રસિયે રસિયા ઝૂલે છે; બેઉ. ટેક.
એક એકની સુંદરતા જોઈ, પેલા દુર્જનનાં મન ડૂલે છે; બેઉ.
રસની વાત પરસ્પર બેઉને, મરકડલે મન ફૂલે છે; બેઉ.
ચંપકવર્ણા ચીરજ પેહર્યાં, વળી નવ સપ્ત† ભારે મૂળે છે; બેઉ.
રાધા રૂપે ન સાવિત્રી ન પારવતી, પણ એ લક્ષ્મી તૂલે છે; બેઉ.
હીમથી શીતળ હરિથી શીતળ, એવી (એ) જમુનાની ધૂળે છે; બેઉ.
ભણે નરસૈંયો સુરીનર બ્રહ્મા, શંકર જોઇ જોઈ ફૂલે છે; બેઉ.

### પદ ૩૮ મું–રાગ મેવાડાનો હીંડોલો.

અદ્‌ભૂત શોભા રે, હરિના હીંડોલાની રે, શેષે વરણી ન જાય;
વિશ્વકર્માએ રે, રચીને આરોપિયો રે, કુંજ ભવનની માંય. અ.
ભારે અતિ દાંડી રે, હેમ જડાવની રે, નંગ છત્ર ઝગમગ જ્યોત;
રાધા ને માધવ રે, હીંચે રસ ભરાં રે, રવિ શશિ કોટિ ઉદ્યોત.‡ અ.
ઘુમચીને વાળે રે, સખી સાહેલડીરે, પ્રેમે પ્રફૂલિત ગોપાંગ;
સ્વપ્ને ન આવે રે, જોગી મુનિ જેહને રે, તેનો હું પામીછું સંગ. અ.
મેઘની ઘટારે, ગગનમાં શોભતીરે, બીચ બીચ ચમકે ખણુખણુ વિજ;
ભણે નરસૈંયો રે, હીંડોલો અભિનવો§ રે, ઝૂલાવે ગોકુલવાસી બ્રિજ. અ.

---

* પા૦ "સ્ત્રીઓનો." † નવ ને સાત સોલ શણગાર. ‡ પ્રકાશ. § નવો.

### પદ ૩૯ મું.

ગાયે રે માનુની મદમાતી, ધન ધન ઘુમણુ ઘાલે રે;
શ્યામા સર્વે જય જય જય જય, મુખથી પ્રેમે બોલે રે. ૧
મુકતા થાળ વધાવી ઉપર, આરતી અગુવાએ રે;
પેર પેરનાં પકવાન પૂરણ રસ, ધસમસતાં લઈ જાએ રે. ૨
સુંદર બીડાં પાન તણાં લઈ, વહાલા આગળ મહેલે રે;
હીંચોળે મારા પ્રાણજીવનને, મળી સહુ ટોળે ટોળે રે. ૩
સુર અંતરીખે રહી કુસુમે વધાવે, ધન એ વૃજનારી રે;
ઘર ગંધ્યાં* ન આવે સ્વપ્ને, તે મ્હારા ઉરપે ધાઈ રે. ૪
ધન લીલા એ હરિ તણી, જેહને એ ભેટ આવે રે;
ભણે નરસૈંયો કૃષ્ણ વિના, તેને બીજો કોઈ ન ભાવે રે. ૫

### પદ ૪૦ મું.

આ જોરે આ રંભા તો રંગે, તારુણી તાલી દેતી રે;
શામલિયાના સંગમાં શ્યામા, મુખ મરકલડો કરતી રે. ૧
ઉલટે વહાલો વેણુ વગાડે, ઉલટે અબલા ગાયે રે;
તાલ પખાજ ને વેણા મહુયર, નેપૂરની ધૂની થાયે રે. ૨
ચોદશ ચતુરા કરે કરંતા, હીંડોલે રસ વાધો રે;
નરમલ નેણ કટાક્ષે કરીને, નિરખીને રસ પીધો રે. ૩
કંઠે કહાનજી કર કામની હીંચંતાં રહી ભીડી રે;
ગોરુ અંગ ઉઘાડું દીસે, ઝલકે રાખડી રૂડી રે. ૪
જો જાણે નહીં મેહેલું મારા વહાલા, તો ફ્રી અંગ સંભાળું રે;*
નરસૈંયાચા સ્વામી જેમ જેમ રીઝે, તેમ તેમ રંગે મહાલું રે. ૫

### પદ ૪૧ મું-રાગ કેદારો.

હીંડોલે હીંચંતાં વહાલા સંગે, શ્યામા સોહેતી રે;
નિલામ્બર પિતામ્બર ઝલકે, ધન દામની જોતી રે. ૧
ઘુઘરડી ઘમકે રે ઘુમણ ઘાલે ગર્વ ઘહેલી રે;
ચતરપણેરે ચિત્ત ચલાવે, નેણે નેણ રહે મેલી રે. ૨

* અસ્પષ્ટ છે.

ઉરગર ચોલી કશણુ કસ્યાં રે, ચુડીલીનો ચટકો રે;
સન્મુખ થઇને હીંચોલતાં, વાગે વીંછીડાનો રણુકો રે. ૩
મદમાતી ગાતી રંગે રામા, ઝાંઝર ઝમકે ઝમલાં રે;
ભણે નરસૈંયો અંગોઅંગે ફુલ્યો, નિરખી નાથ નારી સબલા રે. ૪

## પદ ૪૨ મું–રાગ કેદારો.

હીંડોલે હલવે* તો શ્યામાને સંગ શામલિયો સોહાતો રે. ટેક.
અધુર અમ્રત રસ પીતાં પ્રીતે, આલિંગન લે અબલા રે;
ઉરપર રાખીને હીંચેરે હરખે, મન ગમતી માણેરે સબલા રે. ૧
ઝાંઝર ઝમકે ઘુઘરડી ઘમકે, હીંડોલે રસ વાધો રે;
અતિ બલીયો છે શામલિયો, તે વનિતાએ વશ કીધો રે. ૨
ભર જોબનમાં ઘુમડલી ઘાલે, મહાલે માતી નાર રે;
ભણે નરસૈંયો શોભા શી કહું, એની ધન લીલા અપાર રે. ૩

## પદ ૪૩ મું.

રેણી રંગભર રમતાં શ્યામા, શામલિયો હીંડોલે હીંચંતાં રે. ટેક.
દીવડીયા અજવાળ્યા પ્રેમે, પ્રગટે જોત અપાર રે;
પ્રીતે પરસ્પર ઉર લપટાણા, નારી નંદકુમાર રે. રેણી૦ ૧
ઉલટી અબલા ઘુમણુ ઘાલે, હાસ્ય કરી દે તાળી રે;
સુખની સીમા કહી નવ જાયે, ધન આ જોડું નિહાલી રે. રેણી૦ ૨
મદ ભરાણી નાચે છંદે, મધુરું મધુરું ગાયે રે;
તાલ પખાજ ને તાલી રે વાજે, નેપૂર ઘમકે પાયે રે. રેણી૦ ૩
પ્રેમે પ્રેમદા વાહી કરીને, મરકલડે શું જુએ રે;
હીંડોલે રંગ વાધે સબલો, તેમ તારુણી મન મોહે રે. રેણી૦ ૪
ધન ધન જોબન જુવંતી કેરું, માણે મોહન સંગે રે;
વશ કીધો વહાલો ભાવ ધરીને, ભીડ્યો ભડ અંગોઅંગે રે. રેણી૦ ૫
સન્મુખ થઇને શામલિયો, એક એકને ઉર મલિયો રે;
પુર્યા મનોરથ માનુની કેરા, અઢળક અમીરસ ઢળીયો રે. રેણી૦ ૬
ધન વંદ્રાવન ધન જુમના ત્રટ, ધન અબલા અવતાર રે;
નરસૈંયો ત્યાં નયણે નીરખે, કામા કૃષ્ણ વેહાર રે. રેણી૦ ૭

---

* હલાવે.

## પદ ૪૪ મું.

હીંડોલો રઢિયાળો હીંચે, શ્યામ ને શ્યામલિયો રે. ટેક૦
ચુવા ચંદન હાર કુસુમના, કંઠે પરસ્પર સોહે રે;
કાને કુંડલ ઝાલ ઝબુકે, દરપણ લઈ લઈ જુયે રે. હીં૦ ૧
શ્યામલડી આગળ આવી નાચે રંગે, વાજાં વિધવિધ વાજેરે;
ઝાંઝર નેપૂર કંકણીની ધુની, થઈ થઈ થઈ કરી ગાજે રે. હીં૦ ૨
આલાપીને ગાયે ગમતાં, આનંદ અંગ ન માયે રે;
રીઝી રીઝી શામલિયો, વાંસલડી તેમ વાહે રે. હીં૦ ૩
આગળ એક પાછળ છે ગોપી, હીંડોલો ઉલટે હીંચોલે રે;
સુરત સમાગમ જીવન જુવંતી, મહારસ માંહિ ડોલે રે. હીં૦ ૪
નિલામ્બર પિતામ્બર ઓપે, કંઠ વિલાગી કામા રે;
અધુર સુધારસ પીતાં પીતાં, રંગમાં રમતી રામા રે. હીં૦ ૫
ઉરસુ ઉર નયણે નયણાં, પ્રગટો પ્રેમ અપાર રે;
સરવશ સોપ્યું શામલિયાને, ધન ધન કરતાં વેહાર રે. હીં૦ ૬
હાસ્ય કરી તાલી તાંહાં દેતાં, મુખ ભરીયા તંબોલ રે;
કૃષ્ણ લીલા રસ પાન કરીને, નરસૈંયો કરેરે કલોલ રે. હીં૦ ૭

## પદ ૪૫ મું.

હીંડોલે રંગ વાધ્યો, શામલિયો સંગમ સાધ્યો રે. ટેક૦
હીંચતાં હીંચતાં ફુલી* રહ્યા રે, મધુરું મધુરું ગાયે રે;
આગળ પાછળ વૃંદ વનિતાનાં, વહાલો વેણા વાહે રે. હીં૦ ૧
ધુમણ ઘાલે રસ ભરી રે, દીપકને અજવાળે રે;
મગન થયાં માનુની મોહન, રસ ચઢી બેહુ મા'લે રે. હીં૦ ૨
હંસતણી ગજગમની ગોરી, આવીને ઢોલે વાયે રે;
શ્રમજલ બિંદ ગલછલ ઝલકે† ને શોભા કહી નવ જાયે રે. હીં૦ ૩
ભાવ ધરીને ભુજબલ ભીડે, કરે અધુર રસ પાન રે;
વિહવલ થઇને કંઠે વિલાગી, કામની ને વળી કહાન રે. હીં૦ ૪
ધન ધન લીલા કૃષ્ણ તણી રે, માણે વૃજની નાર રે;
કરુણા કીધી નરસૈંયાને, ભાવે કૃષ્ણ વેહાર રે. હીં૦ ૫

* પા૦ "દુલી." † અસ્પષ્ટ છે.



# બાળલીલા.

## પદ ૧ લું-રાગ કેદારો ચરચરી.

નંદનું આંગણું પરમ રળીયામણું, સદાએ સોહામણું કૃષ્ણે કીધું;
માનો વૈકુંઠ કૈલાસ બ્રહ્માસદન, ઇંદ્રઆસનથી અધીક સીધું. નંદનું.
સકળ તીરથ વસે વાસ જાંહાં વિઠ્ઠલો, ઇશ અજ ઇંદ્ર ને દેવ સઘળા;
ભકત વિણ્ ભૂદરો વશ કોને નહિ, એકથી એક અધિક સબળા. નંદનું.
માત ઉભાં રહે નાથશું નયણ હસે, ભકત વહાલા વસે પ્રેમ પ્રીતે;
નરસૈંયાચો સ્વામી નંદને આંગણે, બાળલીલા રચી એણી રીતે. નંદનું.

## પદ ૨ જું.

આવડી રાઢ શી વિઠ્ઠલા તુજને, ગગનથી ઇંદુ કમ આપું આણી;
કુંવર કાંઇ નવ લહે, વાત અભિનવી કહે, નોહે કોય ટોપરું ગોળ ધાણી. આવડી.
આંખે આંસુ ઢળે, ઇંદુ* દેખી ચળે, ટળવળે માતા ને માન માગે;
રેહે રેહે રોતો, શું રે જોતો ઘણું, રમવા રમકડાં છે રે ઓહ આગે.† આવડી.
ઇંદુ થયો અસ્ત ને રહે નહીં રાખતાં, દધીસુત‡ પ્રગટ કરી આણે આપે;
નરસૈંયાચો સ્વામી માખણે ભોલવ્યો, સકળ વૈભવતણો બંધ કાપે. આવડી.

## પદ ૩ જું-રાગ કાલેરો.

માતા આગળ મોહન નાચે, આંગલીએ હરી વલગ્યો રે;
વદન સકોમળ નીરખે જનુની, ક્ષણ નવ મે'લે અલગો રે. માતા.
મંદીરમાંથી મોદીક લાવી, માતા મુખ મેલંતી રે;
નાસી જાએ આઘો આવે, વાહી વાત કરંતી રે. માતા.
એમ કરી જુવતી જન આવ્યાં, રાવ કુંવરની કરવા રે;
નરસૈંયાચો સ્વામી નયન નચાવે, માનનીનાં મન હરવા રે. માતા.

---

* ચન્દ્ર.  † પાસે-મ્હોડા આગળ.  ‡ ચન્દ્ર.

### પદ ૪ થું.

આંગણુડામાં રમતો મોહન, માતા રહી મુખ જોએ રે;
મીટલડી* માંડીને મોહન, જુવતીનાં મન મોહે રે. આંગણુ.
ઘુઘરડી ઘમકંતી† પાએ, કટી કીંકણી ધૂન થાએ રે;
તેવતેવડી ટોળી શોભંતી, માતા મોદ‡ ન માએ રે. આંગણુ.
ભામણુડાં લઇ ભેટે ગોપી, તે તો કોએ ન જાણે રે;
નરસૈંયાચા સ્વામીની લીલા, જે જાણે તે માને રે. આંગણુ.

### પદ ૫ મું.

માને માનુની રાવ કરંતાં, નયને નયનાં મેલાવી રે;
અંગોઅંગે આનંદ વાધ્યો, ભામિની ભાવે ભાવી રે. માને.
કંદ્રપ§ કોટી‖ સરીખો સુંદીર, સનમુખ સાન કરતો રે;
માતા જાણે મહારી આગળ, મારો મોહન રમતો રે. માને.
શામા સઘળી શામલીઆનું, વદન નીહાળી રહેતી રે;
ભણે નરસૈંયો હરનીશ ગોપી, ગોવિંદના ગુણ ગાતી રે. માને.

### પદ ૬ ઠું.

ગાએ ગોપી ગોવિંદના ગુણ, ઉલટ અંગ ન માએ રે;
રાવ મશે તે શામળીઆનું, મુખડું જોવા જાએ રે. ગાએ.
દુધ દહી આગળ કરી રાખે, માંખણ સાકર માંહે રે;
ઘરનાં દ્વાર ઉઘાડાં મુકે, જો આવે તો ખાએ રે. ગાએ.
ધન ધન ગોકુળ ધન ધન ગોપી, કૃષ્ણના ગુણ ભાવે રે;
નિશ દિન ધ્યાન ધરે મન હરીનું, ઈમ જાણે ઘેર આવે રે. ગાએ.
જેનું ધ્યાન ધરે મહા મુનીજન, તે સ્વપને ના દેખે રે;
તે શામલીઓ પ્રગટ થઈને, પ્રેમદા પ્રેમે પેખે રે. ગાએ.
યજ્ઞ કરે ત્યાંહાં પ્રગટ ન થાએ, તે ગોપીના ઘર માંહે રે;
ભણે નરસૈંયો ગોરસ ગમતું, માંખણ ચોરી ખાએ રે. ગાએ.

### પદ ૭ મું.

જુઓ રે આ બાળકની ગતી, આંગણુડામાં રમતો રે;
માતા આગળ બોલી ન જાણે, તે માનુનીનાં મન હરતો રે. જુઓ.

---

* એકી નજરે–ટગર ટગર. † મૂળ પાઠ. "લટકંતી." ‡ આનંદ. § કામદેવ. ‖ કરોડો.

ધન ધન માતા જશોમતી, ઓછંગે આવંતો રે;
બ્રહ્માદિક જેનો ભેદ ન જાણે, તે ભામિની મન ભાવંતો રે. જુઓ.
વાછલડાનું પુછ ગ્રહીને, ઉઠી ઉભો થાએ રે;
ભણે નરસૈંયો ધન એ ગોપી, ભીડે હૃદિયા માંહે રે. જુઓ.

પદ ૮ મું.

ભીડે ભામિની ભામણાં લેઈ લેઈ, માંખણ માંહી નચાવે રે;*
બ્રહ્માદિકને નીગમ નીરંતર, તેને સમીપે ન આવે રે. ભીડે.
આગળ આવ્યો નંદકુવર તહીં, પાલવ ગ્રહીને નીહાલે રે;
ક્રીડા કેલ કરે હરી સાથે, જેમ જાણે તેમ મહાલે રે. ભીડે.
ગમતું ગોપી કરે ગોવિંદશું, મધુરું મધુરું ગાએ રે;
નરસૈંયાચો સ્વામી દેવમુનિ દુર્લભ, તે કરમલડો લઇ ખાએરે. ભીડે.

પદ ૯ મું–રાગ કેદારો.

કામણગારો કેમ વીસારું, જાણું જે અલગી ન થાઉં રે;
આખો દહાડો કાંઇ કામ ન સૂઝે,વહાલા વીણ વ્યાકુલ થાઉંરે. કામણ.
મધુરી વેણ સુણીને શ્રવણે, ભાવતાં ભોજન નિપાઉં રે;
આવે તો આગલ લઇ મે'લું, જીવણ જોતી ન ધરાઉં રે. કામણ.
સેજ રચી મહારા શામલીઆને, પ્રેમ ધરી પધરાવું રે;
નરસૈંયાચા સ્વામી આગલ ઉભી, મુખમાં બીડી ધરાવું રે. કામણ.

પદ ૧૦ મું–રાગ કેદારો.

રૂમઝુમ નાદે નેપુર વાજે, ઝાંઝરના ઝમકાર રે;
તાલી તાલ મૃદંગ ધૂને નાચે, કટી કીંકણી રણકાર રે. રૂમઝુમ
એક વેણ મહુયરે વાહે, કામિની કેલ કરતાં રે;
શીરપર સોહે રાખડલી રે, ઝલકે ભમરી દેતાં રે. રૂમઝુમ.
કાને કુંડલ મૂગટે મહામણિ, શોભા કહી મન ના'વે રે;
ભણે નરસૈંયો આનંદ થયો અતિ, હરિ ભામિની ભાવે રે. રૂમઝુમ.

પદ ૧૧ મું–રાગ પ્રભાત.

જશોદા તારા કાનુડાને, સાદ કરીને વાર રે;
આવડી ધુમ મચાવે વ્રજમાં, નહીં કોઈ પુછણહાર રે. જશોદા.

---

* પા૦ "માંખણ દોહી નચાવેરે."

શાકુ તોડ્યું ગોરસ ઢોળ્યું, ઉઘાડીને બાર રે;
માંખણ ખાધું ઢોળી નાંખ્યું, જાન* કીધું આ વાર રે. જશોદા.
ખાખાંખોળાં કરતો હીંડે, બિહે નહીં લગાર રે;
મહી મથવાની† ગોળી ફોડી, આ શાં કહિયે લાડ રે. જશોદા.
વારે વારે કહું છું તમને, હવે ન રાખું ભાર રે;
નિત ઉઠિને એમ કયેમ સહિયે, વશી નગર મોઝાર રે. જશોદા.
મારો કાનજી ઘરમાં હુતો, કયારે દીઠો બ્હાર રે;
દહી દૂધનાં માટ ભર્યાં છે, બીજે ચાખે ન લગાર રે. જશોદા.
શાને કાજે મળીને આવી, ટોળી વળી દશ બાર રે;
નરસૈંયાનો સ્વામી સાચો, જૂઠી વ્રજની નાર રે. જશોદા.

પદ ૧૨ મું-રાગ વસંત.

હવે ક્યાં જઇએ શામળીઆ વહાલા, જોર અમારું લીધું;
નાનકડી ગોપીનું ગોરસ, વાટી વાટીને પીધું. હવે કયાં.
નાસંતાં નહિ છૂટે રે, દૃષ્ટિ થકી નહિ ચૂકું;
ઘેરીને લેઇ હું ઘરમાં ઘાલું, બાંધીને આજ ન મૂકું. હવે કયાં.
ઓશીઆળો આંગણિએરે ઉભો, અન્યાય થયો અપાર;
ભલે મળ્યો મેહેતા નરસૈંનો સ્વામી, ભક્તતણો દાતાર. હવે ક્યાં.

પદ ૧૩ મું.

જસોદાજી જમવાને તેડે, નાચંતા હરી આવે રે;
બોલે મીઠડા બોલડીઆ ને, અંગો અંગ નચાવે રે. જસોદાજી.
મુખની શોભા શી કહું જાણે, પૂનમચંદ બીરાજે રે;
નેત્ર કમળના ચાળા જોઈ જોઈ, મન્મથ મનમાં લાજે રે. જસોદાજી.
અંજન બેઉએ નયણે સાર્યાં, ઉર લટકે ગજમોતી રે;
તિલકતણી રેખા અતિ સુંદર, માતા હરખે જોતી રે. જસોદાજી.
સ્નેહ જણાવીને પુત્રને માર્યો, આવીને કોટે વળગ્યો રે;
લાડકડો અતિ લાડ કરે છે, ક્ષણું ના મેહેલું અળગો રે. જસોદાજી.
ખોળે બેસાડીને ભોજન કરતાં, માતા આનંદ પામી રે;
ભક્તવચ્છલ ભૂધરજી મળ્યા, મેહેતા નરસૈંયાનો સ્વામી રે. જસોદાજી.

---

* નુકસાન. † વળોવવાની.

### પદ ૧૪ મું.

જસોદાજીને ખોળે બેઠા, સુંદર વ્રજનો નાથ રે;
ભોજન કરતાં મેહેતે દીઠા, જેના જુઠડા હાથ રે. જસોદાજી.
ભોજન કરી રમવા સંચર્યા, જનુનીએ ભીડી બાથ રે;
આભ્રણુ સઘળાં એઠાં કીધાં, અંગે વળગ્યો ભાત રે. જસોદાજી.
મુખ કેરાં મરકલડાં જૂવે, ગોપી જનનો સાથ રે;
ભણે નરસૈંયો આનંદ વાધ્યો, ગોવિંદના ગુણુ ગાત રે. જસોદાજી.

### પદ ૧૫ મું-રાગ માલવ.

જમો જમો રે નહાના લાડકડા, માતા જસોદાના બાલકડા;
રાડ ના કીજે સામળીઆ વહાલા, તારી જનુની કરે કાલાવાલા. ટેક.
મધુરે શો કોળીઓ મેહેલો મુખમાંહી, વા'લા હળવે હળવે લીજેરે;
કઢ્યાં દૂધ સાકર સંગાથે, એક એક ઘૂંટડે પીજે રે. જમો.
વેણુ વાગે વહાલાજી તમારી, બલભદ્રપે મોટી થાય રે;
ભક્તશિરોમણી જનુની વહાલાને, એવે એવે વચને વા'ય રે. જમો.
કૌતક જોતાં વ્રજની ગોપી, તન મન ધન ત્યાં વારે રે;
નરસૈંયાચા સ્વામીનું મુખડું, ફરી ફરી જસોદા ન્યાળે રે. જમો.

### પદ ૧૬ મું.

ઓ પેલો ચાંદલિયો, આઇ મુને રમવાને આલો;
નક્ષત્ર લાવીને માતા, મારા ગજવામાં ઘાલો. ૧
રૂવે ને રાતરડો થાએ, ચાંદા સાંમુ જૂવે;
માતારે જશોદાજી, હરીનાં આંસુડાં લૂવે. ૨
લોકનાં અનેરાં બાળક, ઘેલો તું કાં થાએ;
ચાંદો આકાશે વહાલા, તે કેમ લેવાએ. ૩
વાડકામાં પાણી ઘાલી, ચાંદલિયો દાખ્યો;
નરસૈંયાનો સ્વામી શામળીઓ, રડતો તવ રાખ્યો. ૪

### પદ ૧૭ મું.

માતા ફૂલી અંગે ન માયરે;
પારણા માંહે પુત્ર પોઢાડી, હરખી મંગળ ગાયરે. માતા૦ ૧

ઘેર ઘેરથી આવી ગોપીજન, મુગતા થાળે વધાયરે;
સુંદર વદન શોહામણુંરે, તે જોતાં તૃપ્ત ન થાયરે. માતા૦ ૨
સુરીનર મુનીજન અતિ આનંદ્યે, દેવ દુંદભી વા'યરે;
ભણે નરસૈંયો સુખ સાગર ઊલટ્યો, પ્રગટ્યા શ્રીજદુરાયરે. માતા૦ ૩

## પદ ૧૮ મું.

બાળક બાહુવા રે, પરવત મૂક પાછો ધરણી;
કોમળ કર દુખાશે તારો, શી કીધી કરણી. બાળક.
ટચી આંગળીએ ત્રસક નાંખશે, બાંહે નથી બળવંત;
વ્રિજવાસીને કાજે વહાલા, આ શી આવડી ખંત. બાળક.
સહુ રહેશે ત્યમ આપણુ રહેશું, કોને કાજે કીજે;
કોડી માત્ર દધીને કાજે, ગાલ દએ નીત ખીજે. બાળક.
કહે કૃષ્ણજી સુણો રે માતા, પર ઉપગારાં પુન્ય;
નરસૈંયાચા સ્વામિની લીલા, માહે નથી કંઈ નુન્ય. બાળક.

## પદ ૧૯ મું–પ્રભાતિયું–નાગદમન.

જલકમલ છાંડી જાને બાળા, સ્વામી અમારો જાગશે;
જાગશે તને મારશે, મને બાળહત્યા લાગશે. જલ. ટેક.
કહે રે બાળક તું મારગ ભૂલ્યો, કે તારા વેરીએ વળાવિયો;
નિશ્ચય તારો કાળ જ ખૂટ્યો, અહિંઆં તે શીદ આવિયો. જલ.
નથી નાગણુ હું મારગ ભૂલ્યો, નથી મારા વેરિએ વળાવિયો;
મથુરા નગરીમાં જુગટું રમતાં, નાગનું શીશ હું હારિયો. જલ.
રંગે રૂડો રૂપે પૂરો, દીસંતો કોડીલો કોડામણો;
તારી માતાએ કેટલા જન્મ્યા, તેમાં તું અળખામણો. જલ.
મારી માતાએ બહુ જન્મ્યા, તેમાં હું નટવર નહાનડો;
જગાડ તારા નાગને, મારું નામ કૃષ્ણ કહાનડો. જલ.
લાખ સવાનો મારો હાર આપું, આપું રે તુજને દોરિયો;
એટલું મારા નાગથી છાનું, આપું તુજને ચોરિયો. જલ.
શું કરું નાગણુ હાર તારો, શું કરું તારો દોરિયો;
શાને કાજે નાગણુ તારે, કરવી ઘરમાં ચોરિયો. જલ.

ચરણ ચાંપી મૂંછ મરડી, નાગણે નાગ જગાવિયો;
ઉઠોને બળવંત કોઈ, બારણે બાળક આવિયો. જલ.
બેઉ બળિયા બાથે વળગિયા, કૃષ્ણે કાલિનાગ નાથિયો;
સહસ્ર ફેણા ફુંફવે જેમ, ગગન ગાજે હાથિયો. જલ.
નાગણ સૌ વિલાપ કરે જે, નાગને બહુ દુઃખ આપશે;
મથુરા નગરીમાં લેઈ જશે, પછી નાગનું શીશ કાપશે. જલ.
બેઉ કરજોડીને વીનવે, સ્વામી મૂકો અમારા કંથને;
અમે અપરાધી કાંઈ ન સમજયાં, ન ઓળખ્યા ભગવંતને. જલ.
થાળ ભરી નાગણી સર્વે, મોતિયે શ્રીકૃષ્ણને વધાવિયો;
નરસૈંયાના નાથ પાસેથી, નાગણે નાગ છોડાવિયો. જલ.

### પદ ૨૦ મું.

વાહીને જમાડે, માતા કુંવર* ક્હાન;
નાશી જાયે આઘો આવે શામલેવાન. ૧
જુવંતી જોતી રે, મોહન મનમાંહે ભાવે;
છેડલો સાહીને, માતા આગળ લાવે. ૨
માતા જાણે મારો પુત્ર કાંય ન જાણે;
ભણે નરસૈંયો ગોપી ઉરસું આણે.† ૩

### પદ ૨૧ મું.

નેણાં દીઠાં મારા નાથતણાં, મુખ દીઠે અમી ઠરે રે;
વદન જોઈ જોઈ નિહાળતાં, સુખની સીમા કહી નવ અડેરે. ૧
વહાલો મરકલડા કરી બોલાવે, સ્નેહે સામું જોયે રે;
માનનીયાંચા માન છોડાવે, ભૂતળ એશા ન કોયે રે.‡ ૨
સગુણ શામળીયો સુંદર આઇરે, સુખની સીમા કહી નવ જાયેરે;
નરસૈંયાચા સ્વામી કહું તુને, રખે ક્ષણું રે અળગો§ થાયે રે. ૩

### પદ ૨૨ મું.

હાંરે આઘો આવને રે કુંવર કૃષ્ણ કોડામણા રે,
ભામણડાં લઇને પોઢાડું પાલણે રે, ઘુમડી ઘાલુ રે, કૃષ્ણ શોહામણા રે. ૧

---

* પા૦ "કૃષ્ણ." † પા૦ "ભણે નરસૈંયો ગોપી સુંદિરિયાને આણે વાહી જમાડે."
‡ મૂળ પાઠ. "ભુતળિયે શાન કોયે રે." § મૂળ પાઠ. "રખે ક્ષણું ન રહે અળગો થાયે રે."

હું ગાઉ ગીત આવે નિંદ્રડી રે, સાંભળો શ્રવણે સુંદર શામળોરે;
આણીલુ આપુ રે આતા સુખડી રે. કૃષ્ણ૦ ૨
ધન્ય ધન્ય જશુમતી માયેરે * * * * *
એમ કરીને પુરે મનસા મન તણીરે. કૃષ્ણ૦ ૩
હસતો મસતો ત્યાં આવીયો રે, ઉછરંગે ચાંપે રે માતા હરખશુરે;
પુત્રને લઈને ત્યાં પધરાવે રે. કૃષ્ણ૦ ૪
હીંડોલી માતા તે મોહનને ગમેરે, ઘમકે ઘુઘરી પાય કનકનીરે;
તેમ તેમ આનંદે હરી રમેરે, ભણે નરસૈંયો લીલા હરી તણીરે. કૃષ્ણ૦ ૫

## પદ ૨૩ મું–રાગ પ્રભાત.

આંગણુડે આવતો દેખી, શામળીયાને સુખડી લાવી રે. આં૦ ટેક.
આનંદે ઊછરંગે લીધો, ચાંપી ચુંબન દેતી રે;
માખણ સાકર વહાલા મુખમાં, મોહી મોહીને મેલંતી રે. આં૦ ૧
મંદીરમાં આવીને માતા, દુધ કઢું તે પાયે રે;
નરસૈંયાચો સ્વામી જેમ જેમ નાશે, માતા કેડે ધાયે રે. આં૦ ૨

## પદ ૨૪ મું.

માતારે જસોદા હરિને ઘુમણ ઘાલે;
આનંદે ઉલટે ઉભી વદન નિહાલે. ૧
ઘમઘમ ઘમકે ઘુઘરી હુંકારા કરે;
જોઈ જોઇ જનુનીનું મનડું ઠરે. ૨
જેહને કાજે મહામુનિ દેહરે દમે;
તે તો કૃષ્ણજી પારણામાં રંગે રે રમે. ૩
સુંદર વદન જોઈ ચુંબન દીધું;
નરસૈંયાચો સ્વામી જોતાં કારજ સીજું. ૪

## પદ ૨૫ મું.

મંગલ ગાયેરે માતા મંગલ ગાયે;
પારણા માંહે પોઢયો રે પુત્ર, જોતી તૃપ્ત ન થાયે. ૧

હીંચોલે ઉભી આનંદે ઘુઘરડી ઘમકે;
માખણ સાકરે ભેળી* મુખ માંહે મૂકે. ૨
મીઠડાં કરીને માતા ખાંતે ખવરાવે;
ભણે નરસૈંયો મુનિજનના† ધ્યાને ન આવે. ૩

### પદ ૨૬ મું.

મંગલ ગાયે ને માતા મનશું મહાલે;
પારણામાં કુંવર પોઢે ત્યાં વદન નિહાલે. ૧
મીઠડા કરીને કુંવર ઉછરંગે લેતી;
તોતલું બોલે કહાનજી મનડું મોહતી. ૨
મોદિક મુખ માંહિ મેલો કુંવર કા'ના કાલા;
હમણાં હું તેડાવું સંગે રમવા ગોવાલા. ૩
કચોલું ભર્યું દુધે પીઓ મારા બાતા;
ભણે નરસૈંયો પાયે જશોદા માતા. ૪

### પદ ૨૭ મું.

આનંદે આરોગો બેઉ સુંદર ભ્રાતા;
જે જોઈએ તે આણી મેહલું બોલતાં એમ માતા. ૧
ખીર ખાંડ માંહે ઘ્રત ભાવતું જમો;
વારણે જાઉરે વલતાં આંગણે રમો. ૨
તેવતેવડી ટોળી તેડાવું શોભતી સંગે;‡
વળી વળી મુખડું જોઉં ઉલટ ભરી અંગે. ૩
આનંદે આવીને માતા ઉછરંગે લેતી;
ભણે નરસૈંયો રુદીયે ચાંપી ચુંબન દેતી. ૪

### પદ ૨૮ મું—રાગ ધોળ.

જમો તો જમાડું રે, જીવન મારા. ટેક.
વાલાજી મારા, સોવણ થાળ ભરી લાવું;
કાંઇ મોતીડે વધાવું રે, જીવન મારા.

---

* પા૦ "ધાળી." † પા૦ "મુનિવરને" ‡ પા૦ "તમ જેવડી ટોળી૦"

વાલાજી મારા, ખાજાં જલેબી ને મેવા;
કાંઈ ધીરે ધીરે લેવા રે, જીવન મારા.
વાલાજી મારા, શીરેપુરી ને કંસાર;
કાંઈ ઉપર ઘીની ધાર રે, જીવન મારા.
વાલાજી મારા, જમના જળ ભરી લાવું;
કાંઈ આચમન લેવરાવું રે, જીવન મારા.
વાલાજી મારા, પાનની બીડીઓ આપું;
માંહી લવિંગ સોપારી નાખુંરે, જીવન મારા.
વાલાજી મારા, આવો તો આસન આપું;
વીંજણીએ ઢોળું વાયુ રે, જીવન મારા.
વાલાજી મારા, સુંદર સેજ સમારું;
કાંઈ રંગભેર રમાડું રે, જીવન મારા.
વાલાજી મારા, નરસૈંયાચા સ્વામી સંગ રંગ કીધો;
કાંઈ ભોગ ધરીને લીધો રે, જીવન મારા.

પદ ૨૯ મું.*

જમો જમો રે જુગદાધાર, જુગતે જમાડું;
શામળીઆ સરજનહાર, રંગભરી રમાડું.
પુરીઓ સુંદર સાર, કુર કપુરે વાસી;
સીરાવો સાકર દૂધ, હરીની હું દાસી.
મારે ઘરે ધરી રહું હું, ઘી ભરી છે વાઢી;
હું ઠારું રે મારો હાથ, જીવન જમાડી.
પીરસું પીરસું રે પોળીપાક, સુંવાળી સેવું છે;
મારું મંદીર જુઓ મહારાજ, જોવાને જેવું છે.
બેસો બેસોરે મંદીર માહે, છોગલીયાં છોડીને;
શું કરશે દુરજન લોક, મુખડાં મોડીને.*
મારે નવ રે કોઈનું કામ, કામ તમારું છે;
મારે તમ પ્રતાપે શ્યામ, સરવે સારું છે.

---

* પા૦ "મચકોડીને." મોડી-મોં મરડવું, કરડાકીથી જોવું.

પીયો પીયો રે પૂર્ણાનંદ, જીવન જળ લોટા;
મુખવાસે બીડી પાન, ગંગેરી મોટા.
નરસૈંયાના ઠાકોર ઠીક, મન મારું મોહ્યું છે;
શ્યામળીયો જાણુ સુજાણુ, સામું જોયું છે.

## પદ ૩૦ મું–રાગ આરતી.*

જય જય નટવર વેષા, આરતી ઉતારું જદુવર જગદીશા. જયદેવ જયદેવ.
મોરમુકુટ મુસ્તક પર રાજે, કંઠે વનમાળા; ( ૨ )
શ્રવણે કુંડળ લળકે, સંગ લીએ બૃજબાલા. જયદેવ જયદેવ.
નૃત્ય કરે નારાયણુ વૃંદાવન, ઘુઘરડી ઘમકે; ( ૨ )
નાચે રાધા માધવ, પાયલ ઠમઠમકે. જયદેવ જયદેવ.
ઘમઘમ (ઘમ) ઘુઘરડી ઘમકે, તાળ પખાજ વાજે; (૨)
સુંદર સ્વર અતિ સારો, ઉંચે સ્વર ગાજે. જયદેવ જયદેવ.
તાતા થેઈ તાતા થેઈ, શબ્દ થાય આજે; ( ૨ )
નુપુર ભ્રકુટી વિરાજીત, કૌસ્તુભમણિ રાજે. જયદેવ જયદેવ.
ઉંચે સ્વર ગાજે ગિરધારી, ઉંચે સ્વર ગાજે; ( ૨ )
મન મોહનની શોભા, મનમથ બહુ લાજે ! જયદેવ જયદેવ.
રાસ રચ્યો વૃંદાવન, જોવાને જઈએ; ( ૨ )
માધવ મુખ નિરખીને, નરસૈં દીવડિયો લઇયે. જયદેવ જયદેવ.



* નરસિંહ મેહેતાના આ કાવ્ય ભાગમાં જે જે પદપર કુદડી કીધી છે, તે તે પદો નરસિંહ મેહેતાનાં છે, એ માટે મને સમ્પૂર્ણ શંકા છે. પૂર્વ ભાગોમાં છપાયલાં પદોની ભાષા ને એ પદોની ભાષામાં મોટો ફેર ભાસે છે.



# ભક્તિ જ્ઞાનનાં પદો.

—

## પદ ૧ લું–રાગ પ્રભાતિયું.

ભૂતળ ભક્તિ પદારથ મોટું, બ્રહ્મલોકમાં નાંહીરે;
પુણ્ય કરી અમરાપુરી પામ્યા, અંતે ચોરાસી માંહીરે. ભૂતળ.
હરિના જન તો મુક્તિ ન માગે, માગે જન્મોજન્મ અવતારરે;
નિત્ય સેવા નિત્ય કીર્તન ઓચ્છવ, નિરખવા નંદકુમારરે. ભૂતળ.
ભરતખંડ ભૂતળમાં જનમી, જેણે ગોવિંદના ગુણ ગાયારે;
ધન ધનરે એનાં માત પિતાને, સફલ કરી એને કાયારે. ભૂતળ.
ધન વૃંદાવન ધન એ લીલા, ધન એ વ્રજના વાસીરે;
અષ્ટ મહાસિદ્ધિ આંગણિયેરે ઉભી, મુક્તિ છે એમની દાસીરે. ભૂતળ.
એ રસનો સ્વાદ શંકર જાણે, કે જાણે શુક જોગીરે;
કાંઇએક જાણે વ્રજનીરે ગોપી, ભણે નરસૈંયો ભોગીરે. ભૂતળ.

## પદ ૨ જું–રાગ માળવ.

ધન્ય જીવીત વૈષ્ણવ કેરું, જે જન હરિ ગુણ ગાયે રે;
સકળ સભામાં પહેલી પૂજા, નરનારી તે વૈકુંઠ જાયે રે; ધન્ય.
હાં રે વૈષ્ણવજનનાં કીયાં રે લક્ષણ, છાપા તીલક (કોટે) તુલસીની માળ રે;
હાં રે તે વૈષ્ણવ જનનાં ભેખ દેખીને, જમ કિંકર ત્રાસે તતકાળ રે. ધન્ય.
હાં રે જન્મ મરણનો ફેરો છૂટે, તે જનમ જોખથી રાખે અંગ રે;
હાં રે તે નર છૂટયા સંસારમાંહે, જેને હોય વૈષ્ણવનો સંગ રે. ધન્ય.
હાં રે માતા પિતા કુળ તારે વૈષ્ણવ, તારે પાડોશી પરિવાર રે;
હાં રે ભણે નરસૈંયો એટલું માંગું, પુનરપિ નહિ અવતાર રે. ધન્ય.

## પદ ૩ જું–રાગ પ્રભાતિયું.

બળિતણે દ્વારે હરિ, વિપ્ર વામન હુવા, વેદની ધૂન ગઇ ગગન ગાજી;
ઇંદ્રપ્રસ્થથિ બળિ, આવ્યો ઉતાવળો, જેરે જોઈયે તે દ્વિજ લ્યોને માગી. બ.
એક પર્ણકુટિતણો, ઠામ ભણવા કરું, બોલવું તે મારે મૂળ સાચું;
વિપ્ર ફરે ઘણા, લોભના વાહેલા,* દાન માટે ઘણો હું ન રાચું. બ.
લ્યોને દ્વિજજી તમે, નવનવાં મંદિરો, ભૂમિ શું માગીરે ત્રણ ડગમાં;
લ્યોજી ભંડાર બહુ, કુંચિયો સહિત વળિ, માગો હસ્તી મારા રાખો ઘરમાં. બ.
હસ્તી ભંડારને, હું લેઇ શું કરું, લોભિયાની નથી જાત મારી;
આગે વિધાતાયે, વામન નિરમ્યો, વ્રતે રહેવું મારે બ્રહ્મચારી. બ.
ચેતજે તું બળી, શુક્ર કહે છળ પડ્યો, વિષ્ણુ એ વામન વેશધારી;
અશ્વજગન સમે, દાન અવનીતણું, પાત્ર એવું ક્યાં મળે મુને મુરારી. બ.
હરિતણા ચરણ ઉપર નિર નામતાં, નાળમાં† ભૃગુસુત પેઠો ચાલી;
રીસ હૃદય ધરી, ઘણું ઘણું રાયજી, નેત્રમાં દર્ભની શેર ઘાલી. બ.
બાપડો બળિરાય, પગતળે ચાંપીયો, પ્રભુ પાતાળનો કરીને થાપ્યો;
ભણે નરસૈંયો હરિ, ભક્ત આધીન છે, ઇંદ્ર અવિચળ અધિકાર આપ્યો. બ.

## પદ ૪ થું–રાગ પ્રભાતિયું.

ગિરિ તળાટીને કુંડ દામોદર, ત્યાં મેહેતાજી નહાવા જાય;
ઢેઢ વરણમાં દૃઢ હરિભક્તી, તે પ્રેમ ધરિને લાગ્યા પાય. ગિરિ.
કરજોડીને પ્રાર્થના કીધી, વિનતિતણાં બહુ વદયારે વચન;
મહાંત‡ પુરુષ અમારી અરજ એટલી, અમારે આંગણે કરોરે કીરતન. ગિરિ.
પ્રેમ પદારથ અમો પામિયે, વામિયે જન્મ મરણ જંજાળ;
કરજોડતામાં કરુણા ઉપજી, મેહેતાજી વૈષ્ણવ પરમ દયાળ. ગિરિ.
પક્ષાપક્ષી ત્યાં નહિ પરમેશ્વર, સમ દૃષ્ટિને સર્વ સમાન;
ગૌમૂત્ર તુલસી વૃક્ષ કરી લીપજો, એવું વૈષ્ણવે આપ્યું વાક્દાન. ગિરિ.
મેહેતાજી નિશાએ આવ્યા, લાવ્યા પ્રસાદ ને કર્યો ઓચ્છવ;
ભોર§ થયા લગિ ભજન કીધું, સંતોષ પામ્યા સઉ વૈષ્ણવ. ગિરિ.

---

* વાહેલા–પ્રેરાયલા. † ઝારીનું નાળચું. ‡ મોટા. § પ્રભાત.

ઘેર પધાર્યા હરિ જશ ગાતા, વા'તા* તાળ ને શંખ મૃદંગ;
હસિ હસિ નાગર તાળિયો લે છે, આ શા રે બ્રાહ્મણના ઢંગ. ગિરિ.
મૌન ગ્રહીને મેહેતાજી ચાલ્યા, અધવધરાને† શો ઉત્તર દેઉં;
જાગ્યા લોક નર નારી પૂછે, મેહેતાજી તમે એવા શું? ગિરિ.
નાત ન જાણો ને જાત ન જાણો, ન જાણો કાંઈ વિવેકવિચાર;
કરજોડીને કહે નરસૈંયો, વૈષ્ણવતણો મને છે આધાર. ગિરિ.

પદ ૫ મું.

એવા રે અમો એવા રે એવા, તમે કહો છો વળી તેવા રે;
ભક્તિ કરતાં જો ભ્રષ્ટ કહેશો તો, કરશું દામોદરની સેવા રે. એવા રે.
જેનું મન જે સાથે બંધાણું, પેહેલું હતું ઘર કરાતું‡ રે;
હવે થયું છે હરિરસ માતું, ઘેર ઘેર હીંડે છે ગાતું રે. એવા રે.
સઘળા સાથમાં હું એક ભુંડો, ભુંડાથી વળિ ભુંડો રે;
તમારે મન માને તે કહેજો, સ્નેહ લાગ્યો છે મને ઊંડો રે. એવા રે.
કર્મ ધર્મની વાત છે જેટલી, તે મુજને નવ ભાવે રે;
સઘળા પદારથ જેથકી પામે, મારા પ્રભુની તોલે નાવે રે. એવા રે.
હળવાં કર્મનો હું નરસૈંયો, મુજને તો વૈષ્ણવ વાહાલા રે;
હરિજનથી જે અંતર ગણશે, તેના ફોગટ ફેરા ઠાલા રે. એવા રે.

પદ ૬ ઠું–દ્રૌપદીની પ્રાર્થના.

દ્વારકાના વાસી રે, અવસરે આવજો રે, રાણી રુકમિણિકેરા કંથ;
દુષ્ટ દુર્યોધન રે, લાગ્યો મને પીડવા રે, પ્રભુ મારા ચોદશ ન્યાળું તારો પંથ.–ટેક.
સોડ તાણીને રે, શું રે સુતો શામળા રે, આળસ મોડીને ઊઠો આજ;
લક્ષ્મીજી તાળાંસે રે, પાવન તારા પાવલાં રે, અમપર મેહેર કરો મહારાજ. દ્વા.
ગ્રાહ થકો રે§, ગજ‖ મૂકાવિયો રે, કીધી તમે સુધન્વાની સહાય;
નરસિંહરૂપે રે હિરણ્યકશિપુ હણ્યો રે, પ્રહ્લાદ ઉગાર્યો લાગ્યો પાય. દ્વા.
છપ્પનક્રોડ રે જાદવ તાહરે રે, સાથ બળિભદ્ર સરીખા ભ્રાત;
કાળીનાગ નાથ્યો રે, જરાસંધ જીતિયો રે, તે બળ કયાં ગયું મારા નાથ. દ્વા.
વસમી¶ વેળામાં રે, વહારે ચડો વિઠ્ઠલા રે, ધાજો તમે છત્રપતી નિરધાર;
અસવારી કરજો રે, ગરુડની ઊપરે રે, નરસૈંયો વિનવે વારંવાર. દ્વા.

* વગાડતા. † અડધું સમજેલા. ‡ પા૦ "ઘરકાતુ રે." કાતુ એટલે છરી જેવું. અને રાતું એટલે રંજન કરનારું. § મગર–થકો–થકી. ‖ હાથી. ¶ સંકટની, વિપત્તિની.

### પદ ૭ મું.

કોણુ એ સમાના કામની, દત્ત* ફળિયેલ† રામા;
દ્રૌપદીની લજ્જા રાખવા, હરિ ઉભા છે સામા. કોણુ.
વહાલોજી ગયાતા વાડિયે, સર્વે સુંદરી સાથે;
શેલડીની છોઈ‡ ઉતારતાં, છરી બેઠી છે હાથે. કોણુ.
માનની મંદિર સિધાવિયાં, ચીંથરડું રે લેવા;
દ્રૌપદીએ ચીર વધેરિયું, હરિને હાથે બંધેવા. કોણુ.
ત્રીકમે તેના તાંતણા, લખી રાખ્યા છે લેખે;
નવસે નવાણું ચીર પૂરિયાં, સઘળી સભારે દેખે. કોણુ.
ગરુડે ચઢીને ગોવિંદ આવિયા, આવ્યા અંતરજામી;
ભકતઉદ્ધારણ ભૂધરો, મેહેતા નરસૈંયાનો સ્વામી. કોણુ.

### પદ ૮ મું-પ્રભાતિયું.

તું તારા બીર્દ સાંહાંમું જોજે શામળા, ન જોઇશ કરણી હમારી રે. ટેક.
હીરણ્યાકશીપુને હાથે હણીયો, માસી પુતના મારી રે;
પ્રહ્લાદ કારણ સ્થંભમાં વશીયા, પ્રગટયા દેવ મોરારી રે. તું તારા.
લાખાગ્રેહમાં જેમ પાંડવ ઉગાર્યા, બ્રહ્માંડ જવાળા વ્યાપી રે;
અર્ધ વચને ગજ ગુણકા તારી, જયદેવને પદ્મિનિ આપી રે. તું તારા.
દુષ્ટ સભામાં જેમ ચીરજ પુર્યાં, લાજ પંચાળીની પાળી રે;
તેલ કઢા જેમ શીતળ કીધી, વેળા સુધન્વાની વાળી રે. તું તારા.
રુષિશ્વરે જેમ અહલ્યા શ્રાપી, બ્રહ્મ સલ્યા થઈ ભારી રે;
તે પણ તારે ચરણે રઘુવર, થઈ અનોપમ નારી રે. તું તારા.
મીરાંબાઇનાં વિખ અમૃત કીધાં, વિદુરની આરોગ્યા ભાજી રે;
સવરીના તમે બોરજ પ્રાશ્યાં, તેની પ્રિતે થયા રાજી રે. તું તારા.
અનેક ભક્ત આગે ઉગાર્યાં, સહાય થયા મોરારી રે;
નરસૈંયાચા સ્વામી લક્ષ્મીવર, મોટી ઓથ તમારી રે. તું તારા.

### પદ ૯ મું-રાગ કાલેરો.

ભજરે ભજરે તું ભૂતળમાં, જેની જશોદા માવડલી;
શ્યામ વર્ણ મનોહર મુખડાં, ચરાવે ગોકુળ ગાવડલી. ભજરે.

---

* કરણી, નસીબ. † ફળ્યું. ‡ છોલ.

મુસ્તક મુકુટ કુંડળ હરિ કાને, ઓઢણુ આછી ધાબડલી;
દાણુ મિષે ગોપીને ગ્રેહતો, લાવે નિત્ય નિત્ય રાવડલી. ભજરે.
વૃંદાવન વાછરુઆં ચારે, રત્ન જડિત પાય પાવડલી;
ઠમકડે ચાલે નરહરિ, મુખ મરકડલાવે માવડલી. ભજરે.
ઉર વનમાળા સોહિયે માવને, રમતો માજમ રાતડલી;
બાંધવ શ્રીબળદેવનો બળિયો, ઘેર ઘેર કરે સઉ વાતડલી. ભજરે.
પીંડારે પરવરીઓ કાનડ, વાયે મધુરી વાંસડલી;
કેહ નરસૈંયો સેવો નંદનો નંદન, કાઢે કુળની કાસડલી. ભજરે.

પદ ૧૦ મું-રાગ પ્રભાત.

જેવો ને તેવો રે તમારે, પાલવડે બાંધો;
અણુછતો હું તો તમારો, વધાવી લીધો. જે.
અણુતેડાયો આવું રે, હું તો તાણ્યો નવ ત્રૂટૂં;
તમારા પ્રેમની સાંકલીએ બાંધ્યો, છોડ્યો ન છૂટૂં.જે.
રમાડ્યો રમું રે, તમારો જમાડ્યો જમૂં;
તમારે સમુંરે સજની, બીજું નવ અમારે સમૂં. જે.
હુંકારે આઘેરો જાવું, તમારે ટુંકારે રાચૂં;
નરસૈંયો જહાં ગાન કરે, ત્યાં પ્રેમ ધરી નાચૂં. જે.

પદ ૧૧ મું.*

ઘેલા મન ગોવિંદને ગાનીરે, ઘેલા ગાની ગોવિંદ ગાનીરે. ઘેલા મન. ટેક.
શુકલ તીર્થને ઉમરે રે, આલ્યાં જમણે હાથ;
આલ્યાં હશે તો પામશોરે, નહિ આવે તારી રે સાથ;
ગવાય તો ગોવિંદ ગાજોરે, પવાય તો પાઈને પીજોરે. ઘેલા મન.
ખાઓ પીઓ ધન વાવરો રે, પહેરો કપડા સાર;
પ્રાણી તે સરખો આત્મા રે, નહિ મળે વારો વાર. ઘેલા મન.
ભીડ પડ્યા ભાગ્યા રે, નહિ મા ને બાપ;
ચેતી શકે તો હાંરે ચેતજોરે, ફરી કશાય ન દેયરે જબાપ. ઘેલા મન.
ચોખ્ખી કરની ચાકરી રે, ખરો મહિનો ખાની;
જ્ઞાન ખડગ લે હાથમાં રે, જમનો શિર લે ન ધાની. ઘેલા મન.

બાંધી શકો તો બાંધજો રે, પાણી પહેલી પાળ;
છેલ્લે કયારે જળ વળ્યું રે, ગુણ ગાયે નરસૈંયો દયાળ. ઘેલા મન.

## પદ ૧૨ મું.

પ્રાતઃ સમે સુર ઉગ્યા પહેલાં, જો રે રસના મુખ રામ કહે;
હાંરે હાંરે કૃષ્ણને તું ભજ નામે, જગમાં તારું નામ રહે. પ્રાતઃ.
રામ નામનો મહિમા મ્હોટો, શિવ સનકાદિક ધ્યાન ધરે;
મેરુ થકી મ્હોટું હોય પ્રાયશ્ચિત, નારાયણના નામે તરે. પ્રાતઃ.
કેસરી ઘૂરે* જયમ મૃગજ ત્રાસે, રવિ ઉગે જયમ તિમિર† ટળે;
પૂરણબ્રહ્મ અકળ અવિનાશી, કુબુદ્ધિના તાપ તરત હરે. પ્રાતઃ.
કોટિ કલ્યાણ ફળ ઉદય ભાણે,‡ પાપ બાપડું કયાંરે રહે;
અધમ નીર ગંગામાં ભલ્યું ત્યારે, ગંગા સરખું થઈને વહે. પ્રાતઃ.
એ રસને શુકદેવજી જાણે, કોઈક વિરલા સંત લહે;
ભણે નરસૈંયો તમે પ્રભુ ભજી લો, આવાગમનનો ફેરો ટળે. પ્રાતઃ.

## પદ ૧૩ મું.*

સંતો હમે રે વેવારીયા શ્રી રામનામના;
વેપારી આવે છે બધા ગામ ગામના. સંતો.
હમારું વસાણું સાધુ સઉકોને ભાવે;
અઢારે વરણ જેને હોરવાને આવે;
હમારું વસાણું કાળ દુકાળે ન ખૂટે;
જેને રાજા ન દંડે, જેને ચોર ના લૂંટે. સંતો.
લાખ વિનાનાં લેખાં નહિ, ને પાર વિનાની પુંજી;
હોરવું હોય તો હોરી લેજો, કસ્તુરી છે સોંઘી. સંતો.
રામ નામ ધન હમારે, વાજે ને ગાજે;
છપ્પન ઉપર ભેર ભેરિ ભૂંગળ વાજે;
આવરો ને ખાતાવહીમાં, લક્ષ્મીવરનું નામ;
ચીઠીમાં ચતરભુજ લખીયા, નરસૈંયાનું કામ. સંતો.

---

* ઘુરકવું, બરાડવું. † અંધકાર. ‡ સૂર્ય.

## પદ ૧૪ મું-રાગ પ્રભાતિયું.

જાગને જાદવા, કૃષ્ણ ગોવાળિયા, તુજ વિના ધેનમાં કુણ જાશે?
ત્રણસે ને સાઠ ગોવાળ ટોળે મળ્યા, વડોરે ગોવાળિયો કુણ થાશે? જા.
દહિતણાં દૈથરાં, ઘીતણાં ઘેવરાં, કઢિયલ દૂધ તે કુણ પીશે?
હરિ તાર્યો હાથિયો, કાળિનાગ નાથિયો, ભૂમિનો ભાર તે કુણ લેશે? જા.
જમુનાને તીરે, ગૌધણ ચરાવતાં, મધુરીસી મોરલી કુણ વહાશે?
ભણે નરસૈંયો તારા ગુણ ગાઈ રીઝિયે, બૂડતાં બાંહેડી કુણ સહાશે? જા.

## પદ ૧૫ મું-રાગ પ્રભાતિયું.

રાત રહે જાહરે, પાછલી ખટ ઘડી, સાધુ પુરુષને સુઇ ન રહેવું;
નિદ્રાને પરહરી,* સમરવા શ્રીહરી, એક તું એક તું એમ કહેવું. રા.
જોગિયા હોય તેણે જોગ સંભાળવા, ભોગિયા હોય તેણે ભોગ તજવા;
વેદિયા હોય તેણે વેદ વિચારવા, વૈષ્ણવ હોય તેણે કૃષ્ણ ભજવા. રા.
સુકવિ હોય તેણે સદગ્રંથ બાંધવા, દાતાર હોય તેણે દાન કરવું;
પતિવ્રતા નારિયે કંથને પૂછવું, કંથ કહે તે તો ચિત્ત ધરવું. રા.
આપણે આપણા, ધર્મ સંભાળવા, કર્મનો મર્મ લેવો વિચારી;
નરસૈંના સ્વામિને, સ્નેહથી સમરતાં, ફરી નવ અવતરે નર ને નારી. રા.

## પદ ૧૬ મું-રાગ પ્રભાતિયું.

નંદના નંદશું, નેહ જેને નહીં, તેરે માનવ ખર શ્વાન† તોલે;
ભૂતળ ભાર કરવાને એ અવતર્યા, પ્રેતની‡ પેરે સંસાર ડો'લે. નં.
દૃષ્ટીથકી ટળો,§ ભોગ તેના બળો, શિલા પડો તેના મુખ માથે;
જીવતા જન તે તો જમ જેવા જાણવા, પ્રીત નહિ જેહને કૃષ્ણ સાથે. નં.
કીર્તિ શ્રીકૃષ્ણની, જીભથી નવ ભણે, તેરે મુખે દેવરાય તાળું;
ભણે નરસૈંયો જેણે, હરિને જાણ્યા નહીં, તેહનું કુટુંબ સદાય કાળું. નં.

## પદ ૧૭ મું-રાગ પ્રભાતિયું.

ઉઠ ઉતાવળો, ચાલ્યને વિઠ્ઠલા, ગોવિંદ ગાયને વચ્છ‖ ધાવે;
જાગને જાદવા, જનની જશોદા વદે, કહાન કાં ઘણી તને નિદ્રા આવે. ઉઠ.

---

* પરહરી-તજીને, છોડીને. † ખર-ગધેડો. શ્વાન-કૂતરો. ‡ ભૂતાદિ. § ટળ્યો. ‖ વાછરડાં.

દંતધાવન* કરો,આળસ પરહરો, રજની તિમિર† ગયું પોહો ફાટ્યું;‡
કરમળો કૂરને, શે ન શીરાવતો, દહિરે દામોદરા થાય ખાટું. ઉઠ.
આરણા બાહાર બળિભદ્ર ઉભા રહ્યા, જોરે વાહાલા તારી વાટ જોયે;
નરસૈંના સ્વામિનું, મૂખડું દીઠડે, માતાનું મનડું અતિરે મોહે. ઉઠ.

## પદ ૧૮ મું–રાગ પ્રભાતિયું.

સાધુ સાચે ભજો, ચરણ ગોવિંદનાં, માનવી દેહ તે તત્ત્વ કહિયે;
કૃષ્ણ કહો કૃષ્ણ કહો, વળિ વળિ કૃષ્ણ કહો,કૃષ્ણ કહેતાં સઉ સૂખ લહિયે. સાધુ.
કૃષ્ણ સેવાતણી, અમર§ ઈચ્છા કરે, મૂઢમતિ માનવી કાંઈ ન જાણે;
કૃષ્ણનું નામ રખે, હૃદયથી વીસરે, ધન્યમાં ધન્ય કૃષ્ણજ પ્રમાણે. સાધુ.
જેને જોવા મહા મુનિજન વન ભમે, તે વિઠ્ઠલો વનમાં ગાયું ચારે;
ભણે નરસૈંયો જે ચતુર નર તે ખરો, અહરનિશ કૃષ્ણ શ્રીકૃષ્ણ ધારે. સાધુ.

## પદ ૧૯ મું–રાગ પ્રભાતિયું.

કૃષ્ણ કીર્તન વિના, નર સદા સૂતકી, વિમળ‖ કીધે વપૂ¶ શુદ્ધ ન થાયે;
સકળ તીરથ શ્રીકૃષ્ણ કીર્તન કથા, હરિતણા દાસ જેને હેતે ગાયે. કૃ.
પૂર્ણ પુરુષોત્તમ, નવલ રંગી તજી, અન્ય દેવે જેનું મંન મોહે;
કોટી ચિંતામણિ કામધેનુ તજી, મહિષિના પુત્રનું$ દૂધ દોહે. કૃ.
ગર્ગ જોશી જશ ગાય જેનો સદા, નારદ નામ મુખથી ન મૂકે;
તે બ્રહ્મ દ્વાર આવીને ઉભા રહ્યા, ગોપિકા મૂખ જોવાને ઢૂંકે. કૃ.
અજ ભવ સુરપતિ + સ્વપ્ને પેખે નહીં, નેતિ નતિ કહી નિગમ** વામે;††
નરસૈંયો રંક, જશ ગાઇને રીઝવે, સહસ્ર મુખે શેષ પાર ન પામે. કૃ

## પદ ૨૦ મું–રાગ પ્રભાતિયું.

હરિહરિ રટણ કર, કઠણ કળિ કાળમાં, દામ‡‡ બેસે નહી કામ સરશે;
ભક્ત આધીન છે, શ્યામસુંદર સદા, તે તારાં કારજ સિદ્ધ કરશે. હરિ.
અલ્પ સુખ સારુ શું, મૂઢ ફુલ્યો ફરે, શીશપર કાળ રહ્યો દંત કરડે;
પામર§§ પલકની, ખબર તુજને નહીં, મૂઢ શું જોઇને મૂછ મરડે. હરિ.

* દાંતણ. † અંધકાર. ‡ પ્રભાત થયું. § દેવતા. ‖ નાહ્યે ધોયે. ¶ શરીર. $ પાડો.
+બ્રહ્મા, શિવ, ઇંદ્ર. ** વેદ. †† વામે–વામવું; અટકવું. ‡‡ પૈસો. §§ કંગાલ, રંક.

પ્રૌઢ પાપે કરી, બુદ્ધિ પાછી ફરી, પરહરી થડ શું ડાળે વળગ્યો;
ઇશને ઇર્ષા છે નહીં જીવપર, આપણે અવગુણે રહ્યો રે અળગો. હરિ.
પરપંચ પરહરો,* સાર હૃદિયે ધરો, ઉચરો હરિ મુખે અચળ વાણી;
નરસૈંયા હરિતણી, ભક્તિ ભૂલીશ મા, ભક્તિવિના બિજું ધૂળધાણી. હરિ.

## પદ ૨૧ મું–રાગ પ્રભાતિયું.

બાપજી પાપ મેં કવણ કીધાં હશે, નામ લેતાં તારું નિદ્રા આવે;
ઉંઘ આલસ્ય, આહાર મેં આદર્યાં, લાભવિના લવ† કરવી મંન ભાવે. બાપ.
દિન પુઠે દિન તો વહી જાય છે, દુરમતીનાં મેં ભર્યાં રે ડાલા;‡
ભક્તિ ભૂતલ§ વિષે, નવ કરી તાહરી, ખાંડ્યાં સંસારનાં થોથાં ઠાલાં. બાપ.
દેહ છે જૂઠડી, કરમ છે જૂઠડાં, ભીડભંજન તારું નામ સાચું;
ફરિ ફરી વરણવું, શ્રીહરિ તૂજને, પતિતપાવન તારું નામ જાચું. બાપ.
તારી કરુણા વિના, કૃષ્ણ કોડામણા, કળ અને વિકળનું બળ ન ફાવે;
નરસૈંયા રંકને, જંખના તાહરી, હેડ‖ બેડી ભાગો શરણ આવે. બાપ.

## પદ ૨૨ મું–રાગ પ્રભાતિયું.

તારા દાસના દાસની નિત્ય સંગતવિના, ભ્રષ્ટ થાય ભૂધરા મંન મારું;
દુષ્ટની સંગતે, દુષ્ટ મતિ ઉપજે, શ્રવણ કીર્તન નવ થાય તારું. તા.
પૂર્ણ વિષપાનથી, દુરિજન દોહેલા, વિષ પીધું તન તેનું મરશે;
તુજથકી વેગળા, તેહની સંગતે, જન્મ કોટીતણાં સુકૃત હરશે. તા.
અમૃતની ઉપમા, સાધુને નવ ઘટે, રાહુની દુષ્ટતા ન ટાળી તેણે;
પ્રહ્લાદ નારદે ગર્ભસંગત કરી, વશ કર્યા વૈકુંઠનાથ જેણે. તા.
ચતુરધા મુક્તિ છે, જૂજવી જૂક્તિની, તાહરા તે તેહને નવ રાચે;
બેહુ કરજોડીને, નરસૈંયો વીનવે, જન્મોજનમ તારી ભક્તિ જાચે. તા.

## પદ ૨૩ મું–રાગ પ્રભાતિયું.

સારમાં સાર અવતાર અબળાતણો, જે બળે બળિભદ્ર વીર રીઝે;
પુરુષપુરુષાતન, શું કરું હે સખી, જેથી નહિ માહરું કાજ¶ સીજે.$ સાર.

* પરપંચ–સંસાર. પરહરો–ત્યજી ધો. † લવ–લવલવાટ. ‡ મોટા છાછરા ઘાટના પહોળા ટોપલા, એ ખાજ ભરવાના કામમાં આવે છે. § પૃથ્વી. ‖ ગુનેહગારને રાખવા માટે કોરેલો લાકડાનો કટકો. ¶ પા૦ "કારજ." $ સિદ્ધ થાય.

મુક્તિ પર્યન્ત તો પ્રાપ્તિ છે પુરુષને, સત્ય જો સેવકભાવ રાખે;
રસભર્યું રુસણું, નાથ નોહરા* કરે, તે નહીં નારી અવતાર પાખે. સાર.
ઈન્દ્ર આદિક અજ ઇશ ને મહામુનિ, ગોપિકા ચરણરજ તેહ વંદે;
ગોપીથી આપનું, અધમપણું લેખવે,† નરપણું નવ રુચે આપ નંદે. સાર.
વેદ વેદાંત ઉપનિષદો ખટ મળી, જે મથીને રસ પ્રગટ કીધો;
તે રસ ભાગ્યનિધિ ભામની ભોગવે, અહોનિશ અનુભવ સંગ લીધો. સાર.
સ્વપ્ન સાચું કરે, ગિરિધર શામળો, પ્રણમું હું પ્રાણપતિ પાણ‡ જોડી;
પંથનું જેમ પશુ, પુંઠળ વળગ્યું ફરે, નરસૈંના નાથજી નાથ§ તોડી.‖ સાર.

પદ ૨૪ મું–રાગ પ્રભાતિયું.

પ્રેમરસ પાને તું, મોરના પીછધર, તત્ત્વનું ટુંપણું¶ તુચ્છ લાગે;
દૂબળા ઢોરનું, કૂશકે મન ચળે, ચતુરધા મુક્તિ તેઓ ન માગે. પ્રેમ.
પ્રેમની વાત પરીક્ષિત પ્રીછયો નહીં, શુકજીએ સમજી રસ સંતાડ્યો;
જ્ઞાન વૈરાગ્ય કરિ, ગ્રંથ પૂરો કર્યો, મુક્તિનો માર્ગ સુધો દેખાડ્યો. પ્રેમ.
મારીને મુક્તિ આપી ઘણા દૈત્યને, જ્ઞાની વિજ્ઞાની બહુ મુનિરે જોગી;
પ્રેમને જોગ તો, વ્રજતણી ગોપીકા, અવર વિરલા કોઇ ભક્ત ભોગી. પ્રેમ.
પ્રેતને મુક્તિ તો, પરમ વલ્લભ સદા, હેતુના જીવ તે હેતુ ત્રૂઠે;
જન્મોજન્મ લીલારસ ગાવતાં, લહાણનાં વહાણ જેમ દ્વાર છૂટે. પ્રેમ.
મેં ગ્રહ્યો હાથ ગોપિનાથ ગરવાતણો, અવર બીજું કાંઈયે ન ભાવે;
નરસૈંયો મહામતી, ગાય છે ગુણ કથી, જતિ સતિને તો સ્વપ્ને ન આવે. પ્રેમ.

પદ ૨૫ મું–રાગ પ્રભાતિયું.

ધ્યાન ધર ધ્યાન ધર નંદના કુંવરનું, જેથકી અખિલ આનંદ પામે;
અષ્ટમહાસિદ્ધિ તે, દ્વાર ઉભી રહે, દેહનાં દુકૃત તે દૂર વામે. ધ્યાન.

---

* કાલાવાલા; આજીજી; પ્રાર્થના. † લેખવે–લેખતું; માનવું. ‡ હાથ. § ઢોરના નાક વિંધી જે દોરી ઘાલવામાં આવે છે તે. ‖ પા૦ "નરસૈંયા નાથે મજા બેડી તોડી." ¶ પા૦ "હુંપણું." "ટુંપણું." ટુંપણ–રુના ગાંઠા કાઢી, જેમ ટુંપવામાં આવે છે; તેમ જ્ઞાનને ટુંપવામાં આવે તે. અર્થાત્ જ્ઞાનીજન તત્ત્વમસિ એમાં તત્ એટલે અમુક, ત્વં એટલે તમુક, અસિ એટલે ફલાણું એવા એવા જે વિચાર કરે છે, વાદ કરે છે, તેપર પંડિતાઇ દર્શાવે છે એ રુના ગાંઠા ગડફાને ટુંપવા જેવું વ્યર્થ છે. બીજો પાઠ એવો પણ છે કે "તત્વનું તુંપણું." એનો અર્થ આ પ્રમાણે બેસાડી શકાય છે. વેદાન્તમાં તત્ત્વમસિ. એમાં તે એટલે ઈશ્વર, તું એટલે જીવ, છે; અર્થાત્ તું જીવ તે ઈશ્વરજ છે. એ વિચાર નરસિંહ મેહેતાને તુચ્છ છે.

મોરનાં પીંછનો, મુગટ મસ્તક ધરે, કુંડળ મકરાકૃત શ્રવણ લળકે;
નીલવટ તિલક તે, સુભગ કેસરતણું, કંઠ મુક્તાફળ હાર ઢળકે. ધ્યાન.
પીતાંબર પલવટ, કટિતટ રુચિર છે, લલિત ત્રિભંગી વાહાલે વેણુ વાયે;
કદમનાં દ્રુમતળે, રાધિકા રસ ભરી, હરજીને સંગ આલાપિ ગાયે. ધ્યાન.
મોરલીની ધુની સુણી, વનિતા વ્યાકુળ થઇ, ગોપિકા કેરડાં વૃંદ આવે;
નરસૈંયાને મન, આનંદ અતિ ઘણો, પુષ્પ મુક્તાફળ લેઇ વધાવે. ધ્યાન.

### પદ ૨૬ મું–રાગ રામકલી–ભૈરવ અથવા પ્રભાતિયું.

ધ્યાન ધર ધ્યાન ધર, નેત્રમાં નાથ છે, અંતર ભાળની એક સુરતી;
દેહીમાં દરસશે, પ્રેમથી પરસશે, અજબ અનોપમ અધર મુરતી. ધ્યાન.
મોરલીના નાદમાં, શ્રવણુના સાદમાં, ઝાંઝરી ઝાલરી ડમક વાજે;
તાલ મૃદંગ ને ચંગ ઉપમા ઘણી, ભેરીનો નાદ બ્રહ્માંડ ગાજે. ધ્યાન.
મન પરસન થશે, કર્યાં કર્મ નાસશે, ભાસશે બ્રહ્મ વ્રજ વંન વેલી;
કુંજલલિત માંહે શ્રીકૃષ્ણ લીલા કરે, નિરખની નૌતમ નિત્ય કેલી. ધ્યાન.
સુરતસંગ્રામમાં, વીલસે રંગમાં, દરસશે દેહીનું માન મરતાં;*
નરસૈંયાચા સ્વામી, સર્વ સુખ આપશે, દુક્રીત કાપશે ધ્યાન ધરતાં. ધ્યાન.

### પદ ૨૭ મું–રાગ પ્રભાતિયું.

હરિતણું હેત તને, કયમ ગયું વીસરી, પશુરે ફેડીને નરરૂપ કીધું;
હાડ ને છેડ† કરિ, સહુ તને હાંકતું, આજ વધારીને માન દીધું. હ.
ઘાંચીનું ગાળિયું, કંઠથી ટાળિયું, નેત્રના પાટા શ્રીનાથે છોડ્યા;
તે તણાં ચરણને, નવ ભજ્યો કૃતઘ્ની, તેં ન ગુણ પાડના હાથ જોડ્યા. હ.
પગ ઠોકી કરી, માગતો મૂઢ મતી, ઘાસ પાણી કરી શબ્દ ઝીણા;
આજ ગોવિંદ ગુણ ગાઇને નાચતાં, લાજ આવે તને કર્મહીણા. હ.
લાંબીશી ડોક ને કાંકેલ‡ ચાવતો, ઊંટ જાણી ઘણો ભાર લાદે;
આજ અમૃત જમે, હરખે હળવો ભમે, વૈકુંઠનાથને નવ આરાધે. હ.

---

* આ કડી ઉપરથી એમ ભાસ થાય છે કે મેહેતા કૃત "સુરતસંગ્રામ"નું કાવ્ય પ્રસિદ્ધ હોવું જોઇએ. એ અને ઉપરની તુકાપરથી સ્પષ્ટ સમજાય છે કે મેહેતાએ "સુરતસંગ્રામ"માં કૃષ્ણની લીલાનું વિશેષ વર્ણન કર્યું છે તે પ્રતિ તેના તે ગાનારાનું લક્ષ ખેંચે છે. † હાડ ને છેડ–હાડ છેડ. હટકારી કાઢવું; શરીરપર મારવું. ‡ કાંકેલ–એક જાતનો કાંટાનો છોડ.

પીઠ અંબાડી ને અંકુશ માર સહી, રેણુ* ઉડાડતો ધરણી† હેઠો;
આજ ચુવા ચંદન, આભ્રણ‡ અંગ ધરી, વેગે જાય છે તું વે'લે બેઠો. હ.
અન્ન ને વસ્ત્ર ને ભૂષણ સર્વ જે, તેહનો તૂજને હતો ઉધારો;
નરસૈંયાના સ્વામિએ, સર્વ સારું કર્યું, તે પ્રભુને તમે કાં વિસારો. હ.

## પદ ૨૮ મું–રાગ પ્રભાતિયું.

મારા નાથજી મૂજને, ભક્તિ દેજો સદા, દીન જાણીને સંભાળ લેજો;
ભક્તિ આપી ભલા ભાવથી ભૂધરા, અંતે આવી અહોનીશ રહેજો. મારા.
ભક્તિ કારણ મારો, દેહ દુર્બલ હજો, દેહ કારણ રખે સ્નેહ જાયે;
આજ મન સાથ જદુનાથ જો વીસરે, વળતી વલે§ મારી કુણ થાયે. મારા.
કર્મ કૂડાં કરી, ખાણ ચારે ભરી, નાસવા નીસર્યો નામ બારી;
કૃષ્ણ કીર્તન વિના, જામ|| જાએ વૃથા, જેમ રહે જૂગટે સિદ્ધિ હારી. મારા.
હું ગર્ભ નાના ફર્યો, નિત્ય ઉજાગરો, નવ ઠર્યો નાથજી શરણ પાખે;
ભવ¶ વિષે બૂડતાં, વાહર ને બુમ નહિ, બાંહ્યગ્રહી$ મુજને કોણ રાખે. મારા.
અલ્પ આયુષ્યમાં, કલ્પના મનુષ્યને, આજ કીધું વળી કાલ કરવું;
શ્વાસનો શો વિશ્વાસ, નહિ નિમિષનો, આશ અધુરી અને એમ મરવું. મારા.
ઉત્તમ મધ્યમ, વરણ તું વિઠ્ઠલા, પ્રકટ થઇને દરશન પમાડો;
નરસૈંયા રંકને, ટંક+ કરુણા કરો, દીનબંધુ વળ્યો આંક આડો. મારા.

## પદ ૨૯ મું–રાગ પ્રભાતિયું.

જે ગમે જગતગુરુદેવ જગદીશને, તે તણો ખરખરો** ફોક કરવો;
આપણો ચિંતવ્યો અર્થ કાંઈ નવસરે, ઉગરે એક ઉદ્વેગ ધરવો. ટેક.
હું કરું હું કરું, એજ અજ્ઞાનતા, શકટનો†† ભાર જેમ શ્વાન તાણે;
સૃષ્ટિ મંડાણ છે, સર્વ એણીપેરે, જોગી જોગેશ્વરા કોઈક જાણે. જે.
નીપજે નરથી તો, કોઇ ન રહે દુઃખી, શત્રુ મારીને સૌ મિત્ર રાખે;
રાય ને રંક કોઇ, દૃષ્ટે આવે નહીં, ભવનપર ભવનપર‡‡ છત્ર દાખે. જે.
ઋતુ લતા પત્ર ફળ ફૂલ આપે યથા, માનવી મૂર્ખ મન વ્યર્થ શોચે;

* ધૂળ. † પૃથ્વી. ‡ ઘરેણાં. § સ્થિતિ. || પહોર. ¶ સંસારરૂપી સાગર. $ હાથ પકડી. + થોડી, ટાંક જેટલી. ** ખરખરો–શોક, દુઃખ. †† ગાડું. ‡‡ ભવન–ઘર.

જેહના ભાગ્યમાં, જે સમે જે લખ્યું,* તેહને તે સમે તેજ પોહોંચે. જે.
સૂખ સંસારિ મિથ્યા કરી માનજો, કૃષ્ણ વિના બીજું સર્વ કાચું;
જુગલ કરજોડી કરી, નરસૈંયો એમ કહે, જન્મ પ્રતિજન્મ હરિનેજ જાચું.† જે.

## પદ ૩૦ મું.

અનેક જૂગ વીત્યારે, પંથે ચાલતાંરે, તોયે અંતર રહ્યોરે લગાર;
પ્રભુજી છે પાસેરે, હરી નથી વેગળારે, આડડોરે પડ્યો છે અહંકાર.‡ અ૦
દીનકર રુંધ્યોરે, જેમ કાંઈ વાદળેરે, ગયું અજવાળું થયો અંધકાર;
વાદળુંને મટ્યુંરે, લાગ્યું જેમ દીસવારે, ભાનુ કાંઈ દેખાયો તેવાર. અ૦
લોકડીયાની લાજરે, બાઇ મેં તો નાણીયોરે,§ મેહેલી કાંઇ કુળતણી વળી લાજ;
જાદવાને માથેરે, છેડો લઇ નાખીયોરે, તારે પ્રભુવર પામી છૌં આજ. અ૦
નાવને સ્વરૂપેરે, બાઇ એનું નામ છેરે, માલમી‖ છે વળી સરજનહાર;
નરસૈંયાનો સ્વામી રે, જે કોઈ અનુભવેરે, તે તરી ઉતારે ભવપાર. અ૦

## પદ ૩૧ મું–રાગ પ્રભાતિયું.

ધ્યાન ધર હરિતણું, અલ્પમતિ આળસુ, જેથકી જન્મનાં દુઃખ જાયે;
અવર ધંધો કરે, અરથ કાંઈ નવ સરે, માયા દેખાડિને મૃત્યુ વહાયે.¶ ધ્યા.
સકળ કલ્યાણ શ્રીકૃષ્ણનાં ચરણમાં, શરણ આવે સુખ પાર હોયે;
અવર$ વેપાર તું, મેહેલ્ય મિથ્યા કરી, કૃષ્ણનું નામ તું રાખ મ્હોંયે. ધ્યા.
પટક+ માયા પરી, અટક ચરણે હરી, વટક્ય મા** વાત સુણતાંજ સાચી;
આશાનું†† ભવન આકાશ સૂધી રચ્યું, મૂઢ એ મૂળથી ભીંત કાચી. ધ્યા.
અંગ જોબન ગયું, પલિત પિંજર‡‡ થયું, તોય નથી લ્હેતો શ્રીકૃષ્ણ કહેવું;
ચેતરે ચેત દિન, ચાર છે લાભના, લીંબુ લ્હેકાવતાં§§ રાજ લેવું. ધ્યા.

* પા૦ "જેહના ભાગ્યમાં, જેહને જે લખ્યું." † બીજી પ્રતમાં નિચેની કડી વિશેષ જોવામાં આવે છે, અને એ કડી ૩ જી અને ૫ મીની વચ્ચે ૪ થી તરીકે આવેલી છે.

"કાષ્ટની પુતળી કોટી મટકા કરે, મરકટ માનવી આહી નચાવો;
અખિલ બ્રહ્માંડમાં એક છે નાથ તું, પુન્ય ને પાપ નામ કહાવો."

‡ કેટલીક પ્રતમાં ઓંકાર શબ્દ લખ્યો છે. એનો સંબંધ કંઈ બેસતો નથી, અહંકાર શબ્દ અસળ ને યોગ્ય લાગે છે, માટે એ પાઠ સ્વીકાર્યો છે. § ન+આણી–નાણીઓ. ‖ માલમી–માલનો ધણી, અથવા વાહણને ખોટી દિશામાં જતું અટકાવનાર. ¶ વહાયે–છેતરે. $ અવર–બીજો. + પટક–તરછોડી નાંખ. ** વટક્યમા–મનમાં શંકા ઉત્પન્ન ન કર. †† આશાનું. ‡‡ પલિત પિંજર–પલીઆ આવેલું શરીર. (पलितं मुंडम्). §§ ઉછાળતાં.

સરસ ગુણુ હરિતણા, જે જને અનુસરયા, તે તણા સુજશ તો જગત બોલે;
નરસૈંયા રંકને, પ્રીત પ્રભુશું ઘણી, અવર વેપાર નહિ ભજન તોલે. ધ્યા.

## પદ ૩૨ મું-રાગ પ્રભાતિયું.

તારા દાસનાં ચરણુની, રેણુ મસ્તક ધરું, જેથકી કોટિ કલ્યાણુ પામું;
નિરખતાં નેહશું, નેત્ર અમૃત ઠરે, ભવતણાં પાપ તે ક્ષણુમાં વામું. ટેક
ભક્તને ભેટતાં, કિલ્બિષ* નવ રહે, જ્ઞાનદીપકથકી તિમિર નાસે;
ધન્ય ધન્ય ભાગ્ય જે સાધુ સંગત કરે, કૃષ્ણુ કીર્તનથકી કૃષ્ણુ ભાસે. તારા.
એક ક્ષણુવાર જે સંતસંગત કરે, ધન્ય ઘડી જંતુની† તે જ જાણો;
ભણે નરસૈંયો, ભવસાગર બૂડતાં, હરિજન નાવ નિશ્ચે પ્રમાણો. તારા.

## પદ ૩૩ મું-રાગ પ્રભાતિયું.

સમરને શ્રીહરી, મેલ્ય મમતા પરી, જોને વિચારીને મૂળ તારું;
તું અલ્યા કોણુ ને કોને વળગી રહ્યો, વગર સમજે કહે મ્હારું મ્હારું. સ.
દેહ તારી નથી, જો તું જુગતે કરી, રાખતાં નવ રહે નિશ્ચે જાયે;
દેહ સંબંધ તજે, નવનવા બહુ થશે, પુત્ર કલત્ર‡ પરિવાર વહાયે.§ સ.
ધનતણું ધ્યાન તું, અહોનિશ આદરે, એજ તારે અંતરાય મોટી;
પાસે છે પિયુ અલ્યા, કેમ ગયો વિસરી, હાથથી બાજી ગઈ થયોરે ખોટી. સ.
ભરનિદ્રા ભર્યો, રોંધિ‖ ઘેર્યો ઘણો, સંતના શબ્દ સુણી કાં ન જાગે;
ન જાગતાં નરસૈંયા, લાજ છે અતિ ઘણી, જન્મોજન્મ તારી ખાંત ભાગે. સ.

## પદ ૩૪ મું-રાગ પ્રભાતિયું.

પારકી હૂંશે મહતા¶ ઠરે પ્રાણિયા, પુણ્ય પાખી સર્વ વાત ખોટી;
કે તેં તો કર્ષણુ કોદરા વાવિયા, કયાંથી જમે તું તો દાળ રોટી! પારકી.
કે તેં તો દાન કદી આપ્યું અજાતણું,$ કયાંથી દૂહે તું તો ઘેર ઝોટી!+
કે તેં તો કથિર સોનારને આપિયું, કયાંથી પેહેરે તું તો કનક ટોટી! ** પારકી.
પુણ્યથી રિદ્ધિ છે, પુણ્યથી સિદ્ધિ છે, પુણ્યથી પેહેરશો ડગલો ડોટી;††
ભણે નરસૈંયો તું, પુણ્ય કર પ્રાણિયા, પુણ્યથી પામશે પદવી મોટી. પારકી.

---

* પાપ. † મનુષ્ય. (જંતુ એટલે નાનું જીવડું.) ‡ કલત્ર—સ્ત્રી. § છેતરે.
‖ રુંધવું. ¶ હૂંશે—(હોંસનું અપભ્રંશ) આશા, કુમક, મદદ. મહત્તા—મોટાઈ. $ બકરો
+ ગાય. ** કાનમાં પહેરવાનું એક ઘરેણું. †† એક જાતનું વસ્ત્ર.

### પદ ૩૫ મું-રાગ પ્રભાતિયું.

ધન્યરે ધન્ય મહાપુણ્ય જશોદાતણું, પુત્રભાવે પરિબ્રહ્મ રાજે;
નદનો નંદ* આનંદ થઇ અવતરચો, શેષ બળિભદ્ર સંગે બિરાજે. ધન્યરે.
અમર આહીર†, અરધાંગ ગોપાંગના,‡ વૃક્ષવેલી સર્વ ઋષિરાણી;
ભક્તિ તે રાધિકા, મુક્તિ જશોમતી, વ્રજ વૈકુંઠ તે વેદવાણી. ધન્યરે.
નિગમ વસુદેવજી, ગાય ગોપી ઋચા,§ દેવકી બ્રહ્મવિવાદ કહાવે;
બ્રહ્મા કરલાકડી, વેણુ મહાદેવજી, પંચવદન કરી ગાન ગાવે. ધન્યરે.
ઈંદ્ર અર્જુન અહંકાર દુર્યોધન, દેવતા સર્વે અવતાર લીધો;
ધર્મ તે રાય યુધિષ્ઠિર જાણજો, દાસનો દાસ નરસૈંને કીધો. ધન્યરે.

### પદ ૩૬ મું-રાગ રામકલી-ભૈરવ અથવા પ્રભાતિયું.

વર્ણના ધર્મ તે, કર્મ કરવાં ટળ્યાં, મર્મ જાણ્યો ત્યારે ભર્મ ભાગ્યો;
શ્રી રાધિકા કૃષ્ણ, ભજ સચ્ચિદાનંદને, તેથી નથી કાંઇ ધર્મ આઘો. વર્ણ.
મનુષ્યને કર્મ કરવાં ઘટે જ્યાં લગી, ત્યાં લગી ભક્તિનો ભેદ અળગો;
ભાવે ગોવિંદમાં, ભજન ભેદી રહો, એક ઉપાસના જઇને વળગો. વર્ણ.
જાગ ને જોગ જગન નરથી ટળ્યા, ભૂખ વેઠી સીદ વ્રત કરતો;
તીર્થની સોચના, મે'લ મનથી પરી, દેહ દમીને કાં જંજાલ કરતો. વર્ણ.
સકલ સાધનનું, શ્રીહરી નામ છે, પાર પામ્યા કોઇ સંત પૂરા;
શાસ્ત્રરૂપી એ સમુદ્ર તરે જેટલા, જાલ કાપી ગયા જંન શૂરા. વર્ણ.
મારે તો આશરો, એક હરિ નામનો, છેક‖ આવ્યો હવે કયાંરે જઈએ;
ભણે નરસૈંયો એ, નામને આશરે, નામ ને મૂર્તિમાં લીન રહીએ. વર્ણ.

### પદ ૩૭ મું-રાગ રામકલી-ભૈરવ અથવા પ્રભાતિયું.

અલ્યા ભૂલ મા ભૂલ મા, ભક્તિ ભૂધરતણી, કારમી માયા જોઈ કાંરે હરખો;
સ્વપ્નની વાર્તામાં, શુંરે રાચી રહ્યો, પ્રેમ દૃષ્ટે કરી હરી નરખો. અ.
શાને તેં દેહ ધરી, સમરને શ્રી હરિ, આવ્યો સંસારમાં શુંરે કરવા;
માયાની જાળમાં, મોહ પામી રહ્યો, અવનિપર અવતર્યો ભાર ભરવા.¶ અ.

---

* પુત્ર. † ગોવાળ; ભરવાડ. ‡ અર્ધાંગના-ધણિયાણી. અમર-દેવો કૃષ્ણાવતારમાં દેવો આહિર અર્થાત્ ગોવાળીઆ થયા તથા અરધાંગ કહેતાં દેવોની સ્ત્રીઓ તે ગોપીકારૂપે થઈ. § ગાય ને ગોપી તે વેદના મંત્રો. ‖ પા૦ "છેડો આવ્યો." છેક-છેડો, અંત. ¶ પા૦ "ભાર કરવા."

ભક્તિ કારણ જોને, ભૂધરે દેહ ધરી, ભાવે ભરવાડની છાશ પીધી;
શંકર ઉગારીને, ભસ્માંગદ મારિયો, આપી કૈલાસ ઉમિયારે દીધી. અ.
લોકની લાજ, મરજાદ તે પરહરો, નીરભે થઈને હરી ગુણ ગાવો;
મનના મનોરથ, પૂરશે માવજી, તજી સંસાર વૈકુંઠ જાવો. અ.
દેહ દમન ષટ્ કર્મથી વેગળો, સાધનવાળો જો જગ્ન જાગે;
નરસૈંયાચા સ્વામિ, સબળ વશ ભક્તિને, અવર ઉપાય નહીં દેહ તાગે.* અ.

## પદ ૩૮ મું–રાગ રામકલી–ભૈરવ અથવા પ્રભાતિયું.

અલ્યા નામ પામ્યો, પણ રામને નવ લહ્યા, વૈષ્ણવપદ કેરું બિરદ ઝાલે;†
પુત્ર‡ વિના જેમ, ઘર મધ્યે પારણું, વર વિના તે જેમ જાન મહાલે. ૧
વ્યાધિની વેદના, વિશ્વની ના ટળે, ઠાલો ગગનમાં મેઘ ગાજે;
હરિને જાણ્યા વિના, હરિ કેરો જન થયો, વાત પકવાનથી ભૂખ ન ભાગે.§ ૨
તું એમ જાણે જે, હરિજન હું થયો, વિષ્ણુપદ ગાઇ થયો ભક્ત ભવમાં;‖
કરણી તો કાગની, હોડ¶ કરે હંસની, હંસને તો હસી કાહડે લવમાં.$ ૩
પિંડમાં પ્રભુ પણ, પ્રગટ પેખે નહીં, ફોકટ ભમે તે દૂર ભાળે;
અગણિત બ્રહ્મનું, ગણિત લેખું કરે, દુષ્ટ ભાવે કરી માળ ઝાલે. ૪
જો નિરાકારમાં જેહનું મન ગળે, ભિન્ન સંસારની ભ્રાંતિ ભાગે;
દાસ નરસૈંયો કહે, તેને ચરણે નમું, જ્ઞાન વિજ્ઞાનની× જોત જાગે. ૫

## પદ ૩૯ મું–રાગ રામકલી–ભૈરવ અથવા પ્રભાતિયું.

નીરખને ગગનમાં, કોણ ઘુમી રહ્યો, તેજ હું તેજ હું શબ્દ બોલે;
શ્યામના ચરણમાં, ઇચ્છું છું મરણરે, અહીંયાં કોઇ નથી કૃષ્ણ તોલે. ની.
શ્યામ શોભા ઘણી, બુદ્ધિ ના શકે કળી, અનંત ઓચ્છવમાં પંથ ભૂલી;
જડ ને ચૈતન, રસ કરી જાણવો, પકડી પ્રેમે સજીવંન મૂળી. ની.

---

* તાગા કરવા; દેહને સંકટ આપવું. અથવા દેહના ત્યાગ–મરણથી. † પા૦ "વિના વિવેક ઋષિ જોગ ભલો." ‡ પા૦ "ઘર વચ્ચે પુત્ર વિન જેવું પારણું." § પા૦ "વિરહની વેદના, ભેખ ધરે નવ સમે, વરસાદ વિના જેમ ગાજે નાભે; અરથ સર્યા, કંઇ જીવ ઓધર્યા, વસ્તુ વિના નહિં ભૂખ ભાગે." ‖ પા૦ " મને એમ જાણ્યું જે, હરિજન હું થયો, વૈષ્ણવપદ ગાય તે ભક્તિભાવે." ¶ હોડ–સ્પર્ધા, હરિફાઈ. $ લવ–જરા, લગાર, સેહજ. અથવા બકવાદમાં.
× જ્ઞાન તે જાણવું, વિજ્ઞાન તે અનુભવ સાથે જાણવું.

જળહલ જ્યોત ઉદ્યોત રવિ કોટમાં,* હેમની કોર† જ્યાં નીસરે તોલે;
સચ્ચિદાનંદ આનંદ ક્રીડા કરે, સોનાનાં પારણાં માંહી ઝૂલે. ની.
બત્તિ વિણુ તેલ વિણુ, સૂત્ર વિણુ જો વળી, અચળ ઝળકે સદા અનળ‡ દીવો;
નેત્ર વિણુ નિરખવો, રૂપ વિણુ પરખવો, વણુ જિંહ્વાએ રસ સરસ પીવો. ની.
અકળ અવિનાશી એ, નવજ જાએ કળ્યો,§ અરધ ઉરધની માંહે મહાલે;
નરસૈંયાચો સ્વામી, સકળ વ્યાપી રહ્યો, પ્રેમના તંતમાં સંત ઝાલે. ની.

## પદ ૪૦ મું.

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરી, જૂજવે રૂપે અનંત ભાસે;
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું, શૂન્યમાં શબ્દ થઈ વેદ વાસે. ટેક.
પવન તું પાણી તું, ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી, અનેક રસ લેવાને, શિવથકી જીવ થયો એજ આશે. અ૦
વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ શાખ દે, કનક કુંડલવિષે ભેદ નોહોય;
ઘાટ ઘડિયા પછી, નામ રૂપ જુજવાં, અંત્યે તો હેમનું હેમ હોય. અ૦
ગ્રંથ ગડબડ કરી, વાત ન કરી ખરી, જેહુને જે ગમે તેને પૂજે;
મન કર્મ વચનથી, આપ માની લહે, સત્ય છે એ જ મન એમ સૂજે.‖ અ૦
વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું, જોઉં પટંતરો¶ એ જ પાસે;
ભણે નરસૈંયો એ, મનતણી શોધના, પ્રીત કરું પ્રેમથી પ્રગટ થાશે. અ૦

## પદ ૪૧ મું.

શરિર શોધ્યા વિના, સાર$ નહિ સાંપડે,× પંડિતા પાર નહિ પામો પોથે;
તાંદુલ** મેલીને, તુષને†† વળગી રહ્યો, ભૂખ નહિ ભાગે એમ ઠાલે થોથે. શ૦
રસના સ્વાદમાં, સર્વ રુંધાઇ રહ્યા, વિગતિ‡‡ ગુરુ જ્ઞાન વિના રે ગુંથે;§§
વાણી વિલાસમાં, વિવિધ વાણી વડે, પરહરી વસ્તુને વળગે ચુંથે. શ૦

* રવિ–સૂર્ય; ઉદ્યોત–પ્રકાશ; કોટ કરોડો. † હેમ–સુવર્ણ; કોર–કોરણ. ‡ અનળ–અગ્નિ. અત્રે ઈશ્વર અથવા સૂર્ય. § અરધ ઉરધ=અધ ઉર્ધ્વ–નીચે અને ઉંચે. ‖ કેટલીક પ્રતમાં આ તુક–'જે ગમે જગતગુરુદેવ જગદીશને' તેની ચોથી તુક તરિકે દાખલ થએલી જોવામાં આવે છે. ¶ પટંતર–પડદો, આંતરો. $ સાર–સત્ય વસ્તુ, જ્ઞાનનો સાચો ભેદ. × સાંપડવું–જડવું, મળવું. ** તાંદુલ–ચોખા. †† તુષ–છાલાં. ‡‡ વિગતિ–યુક્તિ, બારિકી. §§ ગુંથે–ગોઠવે.

શબ્દ શીખે ખરો, સકલ વિદ્યા ભણે, અધ્યાત્મ ઊચરે આવી ઓઠે;
પ્રપંચ પિંડમાં રહ્યો, અહંકાર નવ ગયો, આથડ્યો એમ અનંત કોઠે.* શ૦
શાસ્ત્ર કથા કહે, રજનિમાં આથડે, એમ અજ્ઞાનમાં શીશ ગોઠે;†
ભણે નરસૈંયો જે, ભેદ જાણી જુઓ, મેં તો રચી કહ્યું પદ ચોથે. શ૦

## પદ ૪૨ મું.

જાગીને જોઉં તો, જગત દીસે નહીં, ઉંઘમાં અટપટા‡ ભોગ ભાસે;
ચિત્ત ચૈતન્ય§ વિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે. ટેક.
પંચ મહાભૂત પરિબ્રહ્મ વિષે ઊપન્યાં, અણુ અણુમાંહિ રહ્યાં રે વળગી;
ફૂલ ને ફળ તે તો વૃક્ષનાં જાણવાં, થડથકી ડાળ તે નહિ રે અળગી. જા૦
વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ શાખ દે, કનક કુંડળ વિષે ભેદ નોયે;
ઘાટ ઘડ્યા પછી, નામ રૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ હોયે.‖ જા૦
જીવ ને શીવ તો, આપ ઇચ્છાએ થયા, રચી પરપંચ ચૌદ લોક કીધા;
ભણે નરસૈંયો એ, તેજ તું તેજ તું, એને સમર્યાથી કંઇ સંત સીધ્યા.¶ જા૦

## પદ ૪૩ મું.

જ્યાંલગી આતમા તત્ત્વ ચિન્યો$ નહીં, ત્યાંલગી સાધના સર્વ જૂઠી;
માનુષ દેહ તારો, એમ એળે ગયો, માવઠાંની+ જેમ વૃષ્ટિ વૂઠી. જ્યાં૦
શું થયું સ્નાન સેવા ને પૂજાથકી, શું થયું ઘેર રહિ દાન દીધે;
શું થયું ધરિ જટા ભસ્મ લેપન કરે, શું થયું વાળલોચન** કીધે. જ્યાં૦
શું થયું તપ ને તિર્થ કીધાથકી, શું થયું માળ†† ગ્રહી નામ લીધે;
શું થયું તિલક ને તુલસી ધાર્યાથકી, શું થયું ગંગજળ પાન કીધે. જ્યાં૦
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રાગ ને રંગ જાણે;
શું થયું ખટદર્શન સેવાથકી, શું થયું વરણના ભેદ આણે. જ્યાં૦
એ છે પરપંચ સહુ, પેટ ભરવાતણા, આત્મારામ પરિબ્રહ્મ ન જોયો;
ભણે નરસૈંયો કે, તત્ત્વદર્શન વિના, રત્ન ચિંતામણિ જન્મ ખોયો. જ્યાં૦

---

* કોઠે–પેટ; પણ અત્રે ગર્ભસ્થાન. † ગોઠે–અફાળે, સ્થિર થાય. ‡ અટપટા–જાતજાતના; તરેહતરેહના. § ચૈતન્ય વિલાસ–બ્રહ્મની જુદી જુદી લીલા. ‖ પદ ૪૦ માંની ત્રિજી કડી એની એ જ છે. ¶ સીધ્યા–મુક્ત થયા; સંસાર તરી ગયા. $ ચિન્યો–ઓળખ્યો. + માવઠું–કઋતુનો વર્ષાદ. ** વાળ લોચન–લુંચન કરાવવા–ચૂંટાવવા. †† માળા.

### પદ ૪૪ મું-રાગ પ્રભાતિયું.

શા સુખે સૂતો સંભાર શ્રીનાથને, હાથ તે હરિ વિના કોણ સ્હાયે;
તાત ને માત સુત, ભ્રાત ટોળે મળ્યાં, દોહલી* વેળા સૌ દૂર જાયે. શા.
ઉંધે મસ્તક હતો, ઉગ્ર તપ આચરી, ભક્તિ કીધી ભગવાન કેરી;
અવતરી પાશ બંધાયો માયાતણે, લંપટી લાલચે લીધો ઘેરી. શા.
દિવસે ચોદશ ભમ્યો, રાત નિદ્રા વિષે, સ્વપ્નમાં સાંભરે મોહટી માયા;
પલક પરવાર નહિ, હરિને ભજવાતણો, જ્યાં લગી જીવ સંજોગ કાયા. શા.
ધન ધામે કરી, મોહિ રહ્યો લોભિયો, વેદના વીસરી ગર્ભ કેરી;
નાથ ત્રિલોકના, હરિ ન સંભારિયા, જાહુરે રાખ્યો તો જઠરામાં ઘેરી. શા.
જાગરે જીવડા, વાજ† આવ્યો ઘણું, કેટલોએક પ્રતિબોધ‡ દીજે;
નરસૈંયાના સ્વામીને, નિત્ય સંભારતાં, દેહનાં દુકૃત§ દૂર કીજે. શા.

### પદ ૪૫ મું-રાગ રામકલી-ભૈરવ અથવા પ્રભાતિયું.

રઝળતી રાંડના, રડવડતાં છોકરાં, કોણ શિક્ષા દઈ ઠોર¶ આણે;
અંધ ગુરુએ વળી, નિરંધ ચેલા કર્યા, બ્રહ્મની વાત તે શું રે જાણે. ર. ૧
ભરમે ભૂલા ફરે, આનંદે આથડે, પૂર્ણ બ્રહ્મ પોતે ન જાણે;
સ્વનાનું સુખ, સાચું કરી લેખવે, પાસેથી પ્રભુને દૂર વખાણે. ર. ૨
મૂરખ મમતા કરે, ભૂતળ ભમતા ફરે, જોને રીઝાય તે કર્મ કાંડે;
શ્રીમંતનું સુખ નિર્ધનને ન મળે, વાદ કરે ને વિષે¶ વખાણે. ર. ૩
નિરગુણ નાથને, નરખી તે નવ શકે, સિરગુણને$ સરતે× ન જાણે;
ચેતન નીંદા કરે, જડની વંદના કરે, અચેત ભૂલ્યો ફરે ભિન્નભાવ આણે. ર. ૪
અગમ ગુરુથકી નિગમ શિષ્ય નીપન્યા, તે બ્રહ્મની વાતનો ભેદ જાણે;
પાસેથી અન્ય અળગો રે દેખે નહિ, નરસૈંયો પાસુ તે કોણ તાણે. ર. ૫

### પદ ૪૬ મું.

એક તું એક તું એમ સૌકો સ્તવે, કોણ હું તે નહિ કો વિચારે;
કોણ છું કયાં થકી આવીયો જગ વિષે, જઇશ કયાં છુટશે દેહ ત્યારે. એક. ૧
પ્રતિદિને જડ કને જઈ કરી માંગતો, ઈશ તું સાહ્ય થાજે સદારે;
તોય પણ દુઃખ તો લેશ ટળતું નથી, થાકતો નથી તું કદા રે. એક. ૨

---

* દોહલી-કઠણ; અંત કાળને સમે. † વાજ-કાયર, હેરાન, પીડા. ‡ ઉપદેશ. § દુકૃત (દુષ્કૃત)-નઠારાં કર્મ. ‖ ઠેકાણે. ¶ વિષે-વિષયો. $ સિરગુણ-સગુણ. ×સરતે-આંખે.

કોઇ તો ઉદધી ગગનમાં તાકતા, ભાખતા જોઉં હું નમ્ર વાણી;
કોણ હું કોની કને, માગુ શા હક થકી, તે નથી જાણતા મૂર્ખ પ્રાણી. એક. ૩
એમ કરતા કદી લાભ જો પામીયો, તો કહે હરિતણી સાહ્ય થઇ રે;
કામ કથલ્યા થકી ભવિષ્યને ભાંડતો, પૂર્વના કર્મનું નામ લેઇનેરે. એક. ૪
પૂર્વના કર્મ જો હરિ ભજે નવ ટળે, તો કહો કોણ તે કામ કરશે;
સત્ય સમજી કદી પરમ પદ પરખશે, ભવ ભય ભ્રમને તેજ હરશે. એક. ૫
આકના વૃક્ષથી અમૃત ફળ તોડવા, મૂર્ખો જો કદી આશ ધરશે;
શ્રમ વૃથા તેહનો તો જઈ જગ વિષે, જ્ઞાન હીનો સદા તેજ ઠરશે. એક. ૬
જીવ ઈશ્વર અને બ્રહ્મના ભેદમાં, સત્ય વસ્તુ નહિ સદ્ય જડશે;
હું અને તુંપણું તજીશ નરસૈંયા તો, ગુરુ તને હર્ષથી પાર પાડશે. એક. ૭

પદ ૪૭ મું.

રાખ્ય ભવસિંધુમાં અતિશે મહા ભય થકી, નામ નારાયણ નાવ મેહેલી;
ઘોર ભવસિંધુની વેલની રેલમાં, મેહેરના પવનને મહેલ ઠેલી. ૧
વિષય તૃષ્ણા પરો મોહ મન ના ધરો, હું ને મહારું જક્ત તેમાં બૂડો;
તું થકી વેગળા આસુરીમાં ભળ્યા, શરણ આવ્યા તે તો અખંડ ચૂડો. ૨
સુખડું અલ્પ ને દુઃખ સાગર જસું, જનમીયો જંતુ તે જન્મ રોગી;
એક નિશ્ચે તહારા નામને આશરે, રેહ કોય જે વીરલો તે જ ભોગી. ૩
કલે દસ વીસના તાપ નિવારવા, મંગલ શ્રી કૃષ્ણજીનું નામ જાણો;
એઉ કરજોડી નરસૈંયો વિનવે, ભવજળ બૂડતાં બાંહ્ય તાણો. ૪

પદ ૪૮ મું.

જેને દ્વારે બ્રહ્મા દિન રાત કરતા, સમજ મૂઢ તું માન વિકાર લાજે;
શ્રી કૃષ્ણ ચરિત્ર તે પતિત પાવન સદા, જેનું કોટિ બ્રહ્માંડમાં નામ ગાજે. ૧
ચાર વેદ જે જસ મુખ ઓચરે, સરસ્વતી પ્રેમે આલાપી પદ ગાયે;
સુક સનકાદિક વ્યાસ મુનિ દુર્લભ, નારદ તુંબરુ તાલ વાહે. ૨
તેની કીર્તિ કરતાં જુગ વહી ગયા, જાણીયે રસ નીરસ ન હોય;
નરસૈંયાચા સ્વામી નર મોક્ષદાતા સદા, શ્રીકૃષ્ણજી સમો કોઈ દેવ નો'ય. ૩

પદ ૪૯ મું-રાગ સિંધુડો.

(દેવા) આદ્ય તું મધ્ય તું, અંત્ય તું ત્રિકમા, એક તું એક તું એક પોતે;
અખિલચો બ્રહ્મ બ્રહ્માદિક નવ લહે, ભૂરચા માનવી અન્ય ગોતે. દેવા.

રવિ શશિ કોટિ નખ ચંદ્રિકામાં વસે, દૃષ્ટિ પહોંચે નહીં ખોજ ખોળે;
અર્ક ઉદ્યોત જ્યમ તિમિર ભાસે નહીં, નેતિ નેતિ કહી નિગમ ડોળે. દેવા.
કોટી બ્રહ્માંડના ઈશ ધરણીધરા, કોટિ બ્રહ્માંડ એક રોમ જેનું;
મર્મ સમજ્યા વિના ભર્મ ભાગે નહિ, સગુણ સ્વરૂપ નિર્ગુણ એનું. દેવા.
એ નથી એકલો વિશ્વથી વેગળો, સર્વ વ્યાપિક છે શક્તિ સ્તુત્ય જેની;
અખિલ શિવ આદ્ય આનંદમય કૃષ્ણજી, સુંદરી રાધિકા ભક્તિ તેની. દેવા.
વેદની વાતનો ભેદ લાધે નહીં, તેનું હારદ તે કોક જાણે;
શિવ સનકાદિક દેવમુનિ નારદ, પૂરણ બ્રહ્મનું ધ્યાન આણે. દેવા.
તે પૂર્ણ પુરુષોત્તમ પ્રેમદાશું રમે, ભાવેશું ભામની અંક લીધો;
જે રસ વ્રજતણી નાર વિલસે સદા, સખીરૂપે તે નરસૈંયે પીધો. દેવા.

પદ ૫૦ મું.

પૂરું ના પડે નાથજી તમારી કૃપા વિના, એક આણું ત્યારે અનેક ખૂટે;
પાપ દૃષ્ટે કરી દ્રવ્ય સંચય મલી, અગ્નિ દગ્ધે કે રાજા ચોર લૂંટે. પૂરું૦
મનતણા મનસુબા મનમાં રહી ગયા, સાત સાંધું ત્યારે તેર તૂટે;
નરસૈંયાના સ્વામી તમારી કૃપા વિના, રંક મનાવું ત્યારે રાય રૂઠે. પૂરું૦

પદ ૫૧ મું.

જુવાનીને દહાડે રે, હરિને જાણ્યા નહીં રે, મોહ્યું પરદારા* સાથે મંન;
કાંઈક તે મોહ્યો રે, કામિનીના કલ્પમાં રે, કાંઈએક જોડવા ધાયો ધંન. જુ.
પચીસ ને પચાસ રે, પરપંચમાં ગયાંરે, દોહિલા આવ્યા સાઠ વર્ષના દંન;
સિત્તેરને સૂધી રે, કાંઈ સમજ્યો નહીંરે, પછે ચાલ્યો સાધન કરવા વંન. જુ.
આંખડીએ ન સૂઝેરે, ગળે બહુ નાસિકારે, બોલે તે તો સંભળાય નહીં કરણ.
માયા તો ન મૂકે રે, તૂટે નહીં તૃષણારે, ઓળખાયા નહીં અશરણશરણ. જુ.
હાથમાં લાકડીરે, ચરણ ચાલે નહીંરે, તૂટીને શિથિલ થયું છે તંન;
મુખમાંહી દંતરે, એકે દીસે નહીંરે, તોય પાપીયું ઉદર માગે અન્ન. જુ.
ભાગ્ય જેનું ભલુંરે, આ અવસરને ઓળખ્યોરે, તે તો પ્રાણી કેહેવાય હરિના જંન;
નરસૈંયાના સ્વામીનેરે, સુખમાં સંભારજોરે, જો હોય પેલા ભવનું પુન્ય. જુ.

પદ ૫૨ મું–રાગ સામેરી.

ગુમાનના ઘે'લારે, આવરદા તો વહી ગઈરે, હવે તારે ચેતવું હોય તો ચેત;
પ્રથમ પાપીયારે, પ્રભુ ઓળખ્યા નહીંરે. હવે કયમ આવે હરિશું હેત. ગુ.

* પારકી સ્ત્રી.

કાળાને ફીટીરે, ધોળા કેશ થયારે, શરિર થયું શિતળ પગે ન ચલાય;
આંખે નવ સૂઝેરે, શ્રવણે સુણે નહીંરે, તોયે લઇરે તૃષ્ણા નવ મૂકાય. ગુ.
સગાં સ્નેહી ને વા'લાંરે, તેં તો બહુ કર્યાંરે, તેને કાજે કીધાં કુડાં કામ;
વરતીને વ'વાયોરે, વચન વિનતા તણે રે, મુખથી ભજ્યા ન કેશવરામ. ગુ.
વિખનો વીંટચો રે, કરમ બહુ કર્યાંરે, તોયે તારો ન આવ્યો પાર;
એમને કરતાંરે, કાળ આવી પહોંચશેરે, પછે તારા મુખમાં પડશે માર. ગુ.
ભણ્યા તે ભૂલ્યારે, ભવમાં આથડેરે, ભણી ભૂલ્યા પંડિતે ન પાડ્યો ઉજાસ;
શીખામણુ માનશોરે, મહા સુખ પામશો રે, એમ કેહ છે નરસૈંયોદાસ. ગુ.

## પદ ૫૩ મું.

ગુરુપદ વંદી રે વાણી ઓચરું રે, હું છું બાળક અજાણ;
અપરાધ સામુંરે, મા જોશો દયાનિધી રે, બોલ્યું અબોલ્યું કરજો પ્રમાણ. ગુ. ૧
ભવસાગરમાં રે ગુરુ નાવે હું ચઢચો રે, સેહુજમાં આવ્યા સાગર પાર;
હોડા હિલ્લાં તો તે મુજને નવ નડ્યા રે, સદ્દગુણ સાવધ હાંકણહાર. ગુ. ૨
વેપાર તો કીધો રે હરિ નામનો રે, કીધો ગુરુ રૂપી દલાલ;
માલ હોરાવ્યો રે સુગમ સોંઘો કરી રે, આ ભવમાં કીધો ન્યાલ. ગુ. ૩
ગુરુ મહિમાનો રે પાર કયમ લહું રે, થાકી સરસ્વતી થાકા વેદ;
શિવ સનકાદિક રે વરણી નવ શકયા રે, એવો ભારે ગુરુગુણનો ભેદ. ગુ. ૪
ગોવિંદથી અદકારે સદગુરુ ગુણનીધી રે, અધમ ઉધારણ કહાવે નામ;
તન મન અરપી રે સેવા સદા કરું રે, નમી નરસૈંયો કરે પ્રણામ. ગુ. ૫

## પદ ૫૪ મું–પ્રભાતિ.

દૂરમતિયાં ડાહ્યા થઇ આવે, શાણા થઇ સમજાવે રે;
પ્રેમભક્તિમાં ભંગ પડાવે, અજ્ઞાન આગળ લાવે રે. દૂર. ૧
આપણા કુળમાં કોઇએ ન કીધું, તે આપણ કેમ કરીયે રે;
વેરાગી થઈ નાટક નાચીયે, તુલસી તિલક કેમ ધરીયે રે. દૂર. ૨
જેવા તેવા હોય તે હરિગુણ ગાયે, તે આપણ કેમ ગાઇયે રે;
કૃષ્ણ નામની કથા થાય જ્યાં, ત્યાં આપણ નવ જાઇયે રે. દૂર. ૩
આપ કલેશ ને ક્રોધના ભરીયાં, સઘળાને ઉંધું સમજાવે રે;
જમકિંકરના માર જ પડશે, ત્યારે આડે કોઈ નહિ આવે રે. દૂર. ૪
કુળને તજશે ને હરિને ભજશે, સેહેશે સંસારનું મેહણું રે;
ભણે નરસૈંયો હરિ તેને મળશે, બીજી વાતે વાહશે વોહણું રે. દૂર. ૫

### પદ ૫૫ મું.

ભક્તિ વિના જે જન જીવે, તે ક્યમ કહીયે માનવ દેહ રે;
મન કર્મ વચને હરિ નવ સેવ્યા, ભૂલ્યા ભવમાં ભટકે તેહ રે. ભક્તિ૦
દશ માસ ઉદરે દુઃખ પામ્યો, કરતો ખરને ભાર રે;
દેહ ધરી હરિનો દાસ ન કહાવ્યો, તેહની જનનીને ધિક્કાર રે. ભક્તિ૦
વૈષ્ણવ જન જેને નહીં વહાલા, તેહને ન હોય કૃપા નિર્ધાર રે;
નરસૈંયાના સ્વામીની નિશ્ચય લીલા,બીજા વિવિધ ધર્મ વ્યભિચારરે. ભક્તિ૦

### પદ ૫૬ મું.

ભૂતલ અવતારનું સફલ એહ, જો મહારા વહાલાશુ ધરીએ સ્નેહ. ૧
ભગતિ સરીખી જેહને ઘેર દાસી, તો શું કીજે (બીજાં )અવર ઉપાસી. ૨
જપતપ તીરથ દેહડી ન દમીએ, જો મહારા વહાલાશું રંગભેર રમીએ. ૩
જનમ જનમની હરી દાસી થાશું, નરસૈંયાચા સ્વામીની લીલા ગાશું. ૪

### પદ ૫૭ મું–પ્રભાત.

સાંભળ સહિયર સુરત ધરીને, આજ અનોપમ દીઠો રે;
જે દીઠો તે જોવા સરખો, અમૃતપેં અતિ મીઠો રે. સાંભળ.
દષ્ટે ન આવે નિગમ જગાવે, વાણી રહિત વિચારો રે;
સત્ય અનંતજ જેહને કહીએ, તે નવધાથી* ન્યારો રે. સાંભળ.
નવધામાં તો નહીં નરવેડો,† દશધામાં દેખાશે રે;
અચવો‡ રસ છે એહેની પાસે, તે પ્રેમી જનને પાશે રે. સાંભળ.
અદ્વૈત બ્રહ્મ અનોપમ લીલા, અસંખ્ય જુગનો એહેવો રે;
જોગ જગન જપ તપ મુનિ દુર્લભ, માને તેહેવો મેવો રે. સાંભળ.
જ્યાં લગી જ્યમ છે ત્યમનો ત્યમ છે, વધે ઘટે નહીં વહાલો રે;
આવે ના જાએ, જાએ ના આવે, નહીં ભર્યો નહીં ઠાલો રે. સાંભળ.
પૂર્ણાનંદ પોતે પુરુષોત્તમ, પરમ ગત છે એની રે;
એ પદ ક્ષર અક્ષરની ઉપર, તમે જો જો ચિત્તમાં ચેતી રે. સાંભળ.
હું તું મટશે દુગ્ધા ટળશે, નિરખે થાશો નરખી રે;
ભલે મળ્યો નરસૈંયાચો સ્વામી, હું હૈડામાં હરખી રે. સાંભળ.

---

* (નવધા ભક્તિ.) † નરવેડો–છેવટ, પરિણામ, અંત, તોડ. ‡ અચવો–અચવ્યો, ચાવ્યા વગરનો.

### પદ ૫૮ મું.

વાસ નહિ જ્યાં વૈષ્ણવ કેરો, ત્યાં નવ વસીયે વાસડીયાં;
શ્વાસોશ્વાસ હરિ સ્મરણ ન કરે જો, શ્વાસ ધમણ કેરી શ્વાસડીયાં. વાસ૦
જીભલડી જપમાળા ન જપે તો, જીભલડી નહિ ખાસડીયાં;
જનમ તેનો નહિ લેખામાં, જે ન કહેવાય હરિ દાસડીયાં. વાસ૦
મોહનજીની માયા પાખે, અવર માયા જમ ફાંસડીયાં;
ભણે નરસૈંયો ભારે મરી, માવલડી દશ માસડીયાં. વાસ૦

### પદ ૫૯ મું

નારાયણનું નામ જ લેતાં, વારે તેને તજીયે રે;
મનસા વાચા કર્મણા કરીને, લક્ષ્મીવરને ભજીયે રે. નારાયણ૦
કુળને તજીયે કુટુંબને તજીયે, તજીયે માને બાપ રે;
ભગિનિ સુત દારાને તજીયે, જેમ તજે કંચુકી સાપ રે. નારાયણ૦
પ્રથમ પિતા પ્રહ્‌લાદે તજીયો, નવ તજીયું હરિનું નામ રે;
ભરત શત્રુઘ્ને તજી જનેતા, નવ તજીયા શ્રીરામ રે. નારાયણ૦
ઋષિ પત્નિ શ્રી હરિને કાજે, તજીયા નિજ ભરથાર રે;
તેમાં તેનું કાંઇએ ન ગયું, પામી પદારથ ચાર રે. નારાયણ૦
વૃજ વનિતા વિઠ્ઠલને કાજે, સરવ તજી વન ચાલી રે;
ભણે નરસૈંયો વૃંદાવનમાં, તે તો ઘણું માહલી રે. નારાયણ૦

### પદ ૬૦ મું-રાગ ધોળ.*

બાલારે વરની પાલખી, જોતાં વનિતાને થાય ઉલાસ. બાલા૦ ટેક.
નાહી ધોઈને પોઢીયારે, તીલક કીધાં ભાલ;
વરના જાનૈયા શોભી રહ્યા રે, માથે નાંખ્યાં છે અબીલ ગુલાલ. બાલા૦ ૧
લીલા તે વાંસની પાલખી રે, તેના ઉંચકનારા ચાર;
માથે તે બાંધ્યાં ભીનાં પોતીયાંરે, મોઢે રામ રામ નામ પોકાર;
ચોરી તે બાંધી ચોકમાંરે, છાંણાં તે લાવ્યા બે ચાર. બાલા૦ ૨
ગોલપાપડી દેખે કુતરાં રે, તે તો મનમાં ઘણું મલકાય;
બાલારે (વરને) આગળ ચાલે લાકડાં રે, પાછળ ચાલે લાય;*
જમાઈ તો ચાલ્યા સાસરે રે, એની સાસુને હરખ ના માય. બાલા૦ ૩

---

* અગ્નિ.

તોરણે તનખા ઉડીયા રે, માંડવે લાગી લાર;
ઉઠ રે સાસુ શંખણીરે, તારો જમાઈ આવ્યો બા'ર. બાલા૦ ૪
પંદરસે પેરામણી રે,* મસાણા ગામનું નામ;
લાલબાઈની દીકરી રે, ચિતા કુંવરી એનું નામ. બાલા૦ ૫
જમાઈ તો રહ્યા સાસરે રે, જાનઇઆ આવ્યા ઘેર;
ટકો પૈસો સર્વે ખાઈ ગયા રે, વિવાહ કીધો છે રુડી પેર. બાલા૦ ૬
બાર ઘડા બાર કોડીયાંરે, ઉપર પૈસો મેલો રોક;
જઈને કહો એના બાપને રે, હવે તાણીને મેલો પોક. બાલા૦ ૭
જીવને જમડા લઈ ગયા રે, દેહીનો કીધો એ હવાલ;
નરસૈંયાનો સ્વામી મલ્યોરે, તે તો ઉતરીઆ ભવ પાર. બાલા૦ ૮

## પદ ૬૧ મું–રાગ ધોળ.

ઘડપણ કેણે મોકલ્યું, જાણ્યું જોબન રહે સૌ કાળ; ઘડપણ. ટેક.
ઉમરા તો ડુંગરા થયારે, પાદર† થયાં પરદેશ;
ગોળી તો ગંગા થઈરે, અંગે ઉજળા થયા છે કેશ. ઘડપણ૦ ૧
નહોતું જોઇતું ને શીદ આવીયુંરે, નહોતી જોઇ તારી વાટ;
ઘરમાંથી હળવા થયારે, એની ખૂણે ઢળાવોને ખાટ. ઘડપણ૦ ૨
નાનપણે ભાવે લાડવારે, ઘડપણે ભાવે શેવ;
રોજને રોજ જોઈએ રાબડીરે, એવી બળીરે ઘડપણની ટેવ; ઘડપણ૦ ૩
પ્રાતઃકાળે પ્રાણ માહરારે, અન્ન વિના અકળાય;
ઘરના કહે મરતો નથીરે, તને બેશી રહેતાં શું થાય. ઘડપણ૦ ૪
દીકરા તો જૂજવા થયારે, વહુઓ દે છે ગાળ;
દીકરીઓને જમાઈ લઈ ગયારે, હવે ઘડપણના શા રે હાલ.‡ ઘડપણ૦ ૫
નવ નાડો જૂજવી પડીને, આવી પહોંચ્યો કાળ;
બૈરાં છોકરાં ફટફટ કરેરે, નાનાં બાળક દે છે ગાળ. ઘડપણ૦ ૬
અંતકાળે વળી આવીઆરે, દીકરા પધાર્યા દ્વાર;
પાંસળીએથી વાંસળીરે, પછી છોડીને આપી બા'ર. ઘડપણ૦ ૭
એવું સાંભળી પ્રભુ ભજોરે, સાંભરજો જગનાથ;§
પરઉપકાર કીધે પામશોરે, ગુણ ગાય નરસૈંયો દાસ. ઘડપણ૦ ૮

* પંદરસેં પહેરામણી તે ૧૧ માસીસા, ઉનમાસિક, ત્રિમાસિક, ઉનષાણ્માસિક ઉનાબ્દિક.
† મૂળમાં પાધર છે. ‡ પા૦ "હવાલ." દ. ડા. § પાઠ. "જગવાસ" દ. ડા.

### પદ ૬૨ મું–રાગ સારંગ.*

ચંદની રાત કેસરીયા તારા રે, પોઠી ભરવા ચાલ્યા વણઝારા રે.
વણઝારે આડત કીધી રે, કાયા નગરી ઇજારે લીધી રે.
દાણી દાણ ઘટે તે લેજોરે, પોઠી હમારા જાવા દેજો રે.
જેવા વાડીના ફુલાં* મરવા રે, તેવા પોઠી હમારે ભરવા રે.
ભલે મલીયા ભલે મલીયા રે, તારા ગુણો ન જાયે કલીયા રે.
મહેતા નરસૈંયાના સ્વામી રે, સર્વે ગોપીઓ આનંદ પામી રે.

### પદ ૬૩ મું.

જે કુળ હરિની ભક્તિ ન સાધી, તે અપરાધી જીવ કશારે;
ભૂતળ ભાર ભરે શબ સરખા, જીવતડાં નર નરક વસ્યારે. ૧
જે જન હરિને રંગે રાતો, લેશે હરિનું નામ રે;
સકળ પદારથ હોય તે તે, પામે વૈકુંઠ ધામ રે. ૨
કૃષ્ણ ભજી ભજે ભૂદરને, લંપટ લોભ વિસારી રે;
પુરણ રૂપ પુરુષોત્તમ પામે, ધન તે નર ને નારી રે. ૩
મનનો મેલ તજી મળીયે તો, કૃષ્ણતણો રસ માણે રે;
ભણે નરસૈંયો ભુલ્યાં હીંડે, કૃષ્ણ વના નવ જાણે રે. ૪

### પદ ૬૪ મું.*

જાય છે જુવાની, તારી જાય છે જુવાની;
હરિના ભજન વિના જાય છે જુવાની. ટેક.
કાયા તારી કંચન જેવી, મોતી જેવા પાણી;
મુવા કેડે બાળી મુકશે, ઉડી જાશે કા'ની. જાય છે.
જાતી રે'શે જુવાની ને, પછી થાશે હાની;
છાના માના જમડા આવશે, લેઈ જાશે તાણી. જાય છે.
માટે તમો માયા તજી, થાઓને જ્ઞાની;
નરસૈંયાનો સ્વામી સાચો, દુનિયા દીવાની. જાય છે.

### પદ ૬૫ મું–રાગ વેરાવળ.

સુખ્ દુઃખ મનમાં ન આણિયે, ઘટ સાથે રે ઘડિયાં;
ટાળ્યાં તે કોઇનાં નવ ટળે, રઘુનાથનાં જડિયાં. સુખ દુઃખ–ટે.

---

* ફુમલા.

નળ રાજા સરખો નર નહીં, જેની દમયંતી રાણી;
અર્ધે વસ્ત્રે વનમાં ભમ્યાં, ન મળ્યાં અન્ન ને પાણી. સુખ દુઃખ.
પાંચ પાંડવ સરખા બંધવા, જેને દ્રૌપદી રાણી;
બાર વરસ વન ભોગવ્યાં, નયણે નિદ્રા ન આણી. સુખ દુઃખ.
સીતા સરખી સતી નહીં, જેના રામજી સ્વામી;
રાવણ તેને હરી ગયો, સતી મહા દુઃખ પામી; સુખ દુઃખ.
રાવણ સરખો રાજીયો, જેની મંદોદરી રાણી;
દશ મસ્તક છેદાઇ ગયાં, બધી લંકા લુંટાણી. સુખ દુઃખ.
હરિશ્ચંદ્રરાય સતવાદિયો, તારાલોચનિ રાણી;
તેને વિપત્તિ બહુ પડી, ભર્યાં નિચ ઘેર* પાણી. સુખ દુઃખ.
શિવજી સરખા સતા નહીં, જેની પાર્વતી રાણી;
ભોળવાયા ભીલડી થકી, તપમાં ખામી ગણાણી. સુખ દુઃખ.
સર્વ દેવને જ્યારે ભિડ પડી, સમરયા અંતરજામી;
ભાવટ† ભાંગી ભૂધરે, મહેતા નરસૈંને સ્વામી. સુખ દુઃખ.

પદ ૬૬ મું.

તારી કેમ કરી પૂજા કરું, શ્રીકૃષ્ણ કરુણાનિધી, અકલ આનંદ કલ્યો ન જાયે;
સ્થાવર જંગમ વિશ્વવ્યાપી રહ્યો, કેશવા કંડીયે કેમ સમાઓ. તા. ૧
બાર મેઘે કરી, સ્નાન શ્રીપતિ કર્યાં, શંખની ધારે હરિ કેમ રીઝયા;
ઓગણ પંચાશ તુને વાયુ વંજન કરે, સૂક્ષ્મ વાયુ તુને કેમ ગમી જા. તા. ૨
સૂરજ રૂપે કરી, ત્રણ ત્રિભોવન તપ્યાં, ચંદ્રરૂપે કરી અમૃત ઠાર્યાં;
મેઘ રૂપે કરી, વરશો રે વિઠ્ઠલા, વાયુ રૂપે કરીને વધાર્યાં. તા. ૩
અરાઢ ભાર વનસ્પતિ, હરનિશ પીમળે, માળી તે પાંતરો શીરે લાવે;
ચુવા ચંદન કરી પ્રભુ તુને પૂજીએ, અંગના બેહુકની તુલ્ય ના'વે. તા. ૪
તારે નિત નિત અવનવા, નૈવેદ કમળા કરે, સૂક્ષ્મ નૈવેદ કેમ તુલ્ય આવે;
ભણે નરસૈંયો, જેને કૃષ્ણ રસ ચાખિયો, પુનરપી માતને ગર્ભ ના'વે. તા. ૫

* પા૦ "પરઘેર." † ભાવટ—જંજાળ, વિપત્તિ.

# પરિશિષ્ટ.

### પદ ૧ લું–રાગ વસંત.

ગાળ કોઈને નવ દિજે મારા વહાલા, ગાળ કોઇને નવ દીજે;
હું રે ગોરી ને તું રે શામળિયો, આલિંગમે અંગ કાળું થાયે; ગાળ.
મારા ઘરમાં પીંડારી માંડે, નાગરડે નખ લાગે;
અમ ઘેર નાવલીઓ રે ખંતી, સાચો ઉત્તર માગે. ગાળ.
અમ ઘેર નણુદી છે અદેખી, હેવા જોતી હીંડે;
નરસૈંયાચા સ્વામી કહું તુજને, સાસરિયે નહિ તેડે. ગાળ.

### પદ ૨ જું–રાગ વસંત.*

હવે કેમ વસીયે શ્રી વૃન્દાવનમાં, લૂટાલૂટ મંડાણી;
નંદતણો નાનડીઓ નરહરી, થઇ બેઠો છે દાણી. હવે.
એકનું ઢોળે ને એકનું ફોડે, એકનું મહિ માથેથી પાડે;
એકને તો વહાલો અણુઘટ બોલે, એકને તો વઢાડે.† હવે.
એકને આપે ચીર પાટી,‡ એકને આપે ચોળી;
એકને વહાલો ધક્કા જ મારે, એકને નાંખે ઢોળી. હવે.
સકળ સૈયરો ટોળે મળિને, રમવા ભમરભોળી;
નરસૈંયાચો સ્વામી નવલ રંગીલો, તે રમે છે હોળી. હવે.

### પદ ૩ જું–રાગ વસંત.

ગુલાલે વધાવે રે ગોપી ગુલાલે વધાવે,
સુંદર શામલીઓ મન ભાવે રે;
જમુનાજી તીરે મોહન વાસલી બજાવે રે,
લટકતી રાધે બાંહોલડતી આવે રે. ગુલાલે.
તાલ મૃદંગ વજાડે વિનતા, લલિત રાગ આલાપે રે;
રુમઝુમ રુમઝુમ નાચે સુંદરી, વાહાલાજીને ગતીઓ દેખાવે રે. ગુલાલે.
મંગલ ગાએ માનુની ત્યાં, નરસૈંયો સંગ સોહાવે રે;
પ્રથમ વસંત પંચમી પુજા, હેત કરીને લાડ લડાવે રે. ગુલાલે.

---

* વસંતના પદ ૧૫ ની સાથે એની કેટલીક કડી મળતી જ છે. † પા૦ "એકને કટાક્ષે પાડે." ‡ પા૦ "ચીર ચરણા."

### પદ ૪ થું-રાગ વસંત.

રસભર રંગતણા રે ઝાકમઝોલ, હોલી રમે રસાલી;
કેસર ચંદન વાહલાજીને છાંટે, ધાઈ ધાઇ વ્રજ બાળી.
અબીર ગુલાલ અગર રસ કુમકુમ, ઉછાળે વ્રજ નારી;
કેલી કલા રસ શ્યામ મનોહર, સ્વામિનીજી અતિશ કુમારી.
હારી કોહુ કે જીતી કોહુ સખીજન, લોપી લાજ શા કાજે;
નરસૈંયાચા સ્વામીની ક્રીડા, જે બોલું તે છાજે.

### પદ ૫ મું-રાગ વસંત.

ચાલો જોવા જઇએ ગોકુળમાં, ગુણવંત આંબો મોરે;
જાદવકુળે વસુદેવે વાવ્યો, ફૂટયો નંદને ઘેર અંકોરે. ચાલો.
પય પાન જશોદાજીએ સિંચ્યું, તે આંબો સફળે ફળિયો;
સોળ સહસ્ર કોકિલા કલેવર, ત્રિભોવન છાંય ધરી રહિયો. ચાલો.
અંબરીષ પ્રહ્લાદ વિભીષણે ને અજે આંબો વેડ્યો;
નરસૈયાનો સ્વામી ભલે મળિયો, જે વિશ્વ રૂપે વ્યાપ્યો. ચાલો.

### પદ ૬ ઠું-હિંડોળો-રાગ કાલેરો.

હું રંગરાતી ને છું મદમાતી, શામળિયા સંગ હીંચું રે,
કોડ ભર્યો અતિ કુંવર નંદનો, આલિંગન દેઈ સીંચું રે. હું રંગરાતી.
હીંડોળે હિચે મારો વાહલો, હિચંતાં કેલિ કીજે રે;
ઘુમરડી ઘુમાવે ગોકુલપતિ, લહાવો લડસડ લીજે રે. હું રંગરાતી.
અલ જઈએ અલવેસર સાથે, વિલસત જમના માનું રે;
લહરી લેતાં અંગ સમાગમ, અધરપાન કીધું છાનું રે. હું રંગરાતી.
હિંડોળે હુલરાવું તમને, હેતે કરીને ગાઉં રે;
નરસૈંયાચા સ્વામી સંગે રમતાં, કાનજીને કંઠે વિંટાઉં રે. હું રંગરાતી.

### પદ ૭ મું-હિંડોળો-રાગ કાલેરો.

આ દિસે સખી મેહૂલો આવે, નાવ્યા મારા નાથ વિદેશી રે;
અનંગ આહેડીએ ધનુષ્ય ચઢાવ્યું, અમે અબળાની પેર કેશી રે. આ દિસે.
ઘન અતિ ગાજે ને વીજ ઝબૂકે, મેહૂલીએ ઝડ માંડી રે;
નગણા નાથને શું કહીએ મારી બેહની, આણે અવસરે ગયો છાંડીરે. આ દિસે.

આગે દિન દોહેલડા નીગમતા, દાદૂર મોર ખીવરાવે રે;
વિરહણિયો વાહે જેમ ચાત્રક, સૂતાં સાલ જગાવે રે. એ। દિસે.
આણીપેરે જેણે હરિ ના ભજ્યારે, તે નર પશુડાં કહીએ રે;
નરસૈંયાચા સ્વામી વિના દહાડલા, દૈવને લેખે લહીએ રે. એ। દિસે.

### પદ ૮ મું–રાગ સોરઠ. મોહિની સ્વરૂપ.*

આ જોને કોઈ ઉભીરે, આળસ મોડે. ટેક.
બાંયે બાજુબંધ બેરખા પુંચી, મનડું મોહ્યું છે એને મોઢે; આ જોને.
ઝાંઝર ઝમકે ને વિછુવા ઠમકે, હિંડે છે વાંકે અંબોડે; આ જોને.
સોવણ ઝારી તે અતિરે સમારી, માંહી નીર ગંગોદક તોલે; આ જોને.
નરસૈંયાને પાણી પાવાને કારણ, હરિજી પધાર્યા કોડે; આ જોને.

### પદ ૯ મું.

મોહ્યા મોહ્યા મુનિવરરાયારે, ગોરી તારે તાજુડે;
રૂપ સ્વરૂપ કળ્યું નવ જાયે, મેં તો જાણી છે ઈશ્વરી માયારે. ગોરી.
રુમઝુમ રુમઝુમ નેપૂર બાજે, પાવલે તે ચીર અતિ ચાંપેરે;
ઘુંઘટમાં મુખ એણીપેર શોભે, મોટા મુનીજનનાં મન કાંપેરે; ગોરી.
ગોરુંશું વદન ને ગળસ્થળ ઝળકે, ઉપર દામણી લળકેરે;
સાળુડાની કોર એણીપેરે શોભે, જાણે ગગનમાં વીજળી ચળકેરે. ગોરી.
વશીકરણ વેણુ તમે ક્યાંરે ગુંથાવી, સુંદરી શણુગટવાળીરે;
આ ચોળી તમે ક્યાં શીવડાવી, જેને મોહી છે વ્રજની નારીરે. ગોરી.
ચંચળ દૃષ્ટે ચોદેશ ન્યાળે, માંહી મદનનો ચાળોરે;
નરસૈંયાચો સ્વામી જોવા સરિખડો, કોઇ એ સુંદરીનું વદન નિહાળોરે. ગોરી.

---

* આ અને એની નીચેના ત્રણ પદોનો સંદર્ભ જોતાં એમ લાગે છે કે, આ ચાર પદ હારસમાનાં હોવાં જોઇએ. દંતકથા છે કે, રાય મંડલિકે મેહેતાને ભગવાન સ્વહસ્તે પોતાની કંઠમાળા આરોપે નહિ ત્યાં સુધી સભા સ્થાન છોડવાની મનાઈ કરી હતી. મેહેતાએ આ ઉપરથી ભગવાનને અનેક પ્રકારે વિનવવાનું શરૂ કર્યું, ત્યારે અધવચમાં મેહેતાને કંઠે શોષ પડ્યો, અને હરિગુણ ગાવામાં તેથી અડચણ થવા લાગી. તે વારે તેની પાસે કોઈ નિજજન હતું નહિ કે, જે એને તુરત પાણી પાય, અને પ્રાર્થના કરવાનો પ્રવાહ અસ્ખલિત રહે. ભક્તવત્સલ ભગવાન, ભક્તની ભીડ જાણી, પોતે મોહિની–સખીનું સ્વરૂપ ધારણ કરી, સભામાં બેઠેલા સર્વને પોતાના તેજમાં આંજી નાંખી, મેહેતાને પાણી પાઇને તુરત અંતર્ધ્યાન થઈ ગયા હતા.

### પદ ૧૦ મું.

હરી આવ્યા છે નારીના વેશેરે, એને કોઈ જુવોરે;
શિવ બ્રહ્મા જેનું ધ્યાન ધરે છે, તેને જોઇ જોઇ દુઃખડાં ખુવોરે. એને.
બંધવ એનો તત્ક્ષણે ઉઠ્યો, આવ્યો મંદિર જાણીરે;
રતનબાઇ ઘણું વ્યાકુળ ફરે છે, તમો લ્યોને મેહેતા જળપાણીરે. એને.
પરમેશ્વરે પુત્રી કરી જાણી, સભા મધ્ય આણીરે;
અંતરધ્યાન થયો અલબેલો, વાત સહુકોએ જાણીરે. એને.
જેજેકાર થયો જગમાંહી, હરખ વાધ્યો છે હઈએરે;
નરસૈંયાચો સ્વામી ભલે મળીયો, એનાં ચરણ કમળ ચિત્ત લઈએરે. એને.

### પદ ૧૧ મું.

આ શો ચતુરાનાં ચિત્તનો ચાળોરે, એને કોઇ ન્યાળોરે. ટેક.
બ્રહ્માએ તો નથી ઘડી ભામિની, એ તો આપે બનીને આવીરે.
ત્રણ લોકનું તેજ તારુણી, એ તો છબી છબિલે બનાવીરે. એને.
ઘડયું ઘરેણું એનેરે હાથે, હાથે ભરી છે ચોળીરે;
સાળુડે ભાત નવ નારી કુંજરની, કસુંબાના રંગમાં બોળીરે. એને.
વાસ પુરયો એણે વૃંદાવનમાં, ગોવરધન થકી આવેરે;
એ નારીની જાત જે કો જાણે, તેનો ફેરો ફાવેરે. એને.
કહીએ છીએ પણ કહ્યું ન માને, એ તો નારી નહિ ગીરધારીરે;
બ્રહ્મા ઇન્દ્ર શેષ સારદા, એના ચરણતણા અધિકારીરે. એને.
અંતર હેત પોતાનું જાણી, એ તો આવે છે અંતરજામીરે;
વ્યભિચાર મૂકી જુઓ વિચારી, એ તો નરસૈંયાચો સ્વામીરે. એને.

### પદ ૧૨ મું—નૃસિંહજન્મ.

ગાજે ગગન ધરા અતિ ધ્રુજે, પરછંડે પર્વત પડીયા રે;
હિરણ્યકશ્યપ રિપૂને વિડારવા, શ્રી નૃસિંહજી કોપે ચઢીયારે. ૧
ભક્તતણાં દુઃખ દહન કરવા, સંધ્યા સમે હુવો સ્થંભ ફોટરે;
ઉગ્રરૂપ ત્યાં પ્રગટયું પ્રોઢું, પડ પડીને હરિ દીધી દોટરે. ૨
વદન વિકાશ હાસ બગાઈ, સિંહ સ્વરૂપે કીધો નાદરે;
દશ દિશ દિગપાલ ડોલિયા, સમુદ્રે મૂકી મરજાદરે. ૩

દાઢ કડકડે દુરિજન ઉપર, નેત્રે પાવક પરજલેરે;
સોળે સાંધા કીધા જુજવા, આંતરમાલા લઈ ઘાલેરે. ૪
અમર કોટી તેત્રીસ મલ્યા, ત્યાં જાણું કરશે કલ્પાંતરે;
વિકટ રૂપ સંતોખો હરિ, કપટ કમળા દેખી કંપાતરે. ૫
કેશવ ક્રોધ મૂકો કરુણા કરી, પ્રહ્લાદ જઇને લાગ્યો પાયેરે;
નરસૈંયાચા સ્વામી શ્રી નરસિંહરૂપ, સમાયુ ત્રિભુવનમાંયેરે. ૬

પદ ૧૩ મું.

ભોળા ભોળા શંભુ તમને, વિશ્વ વખાણે રે;
મૂળની વાતો તમારી, કોઈ નવ જાણે રે. ટેક.
જોગીંદ્રપણું શિવજી, તમારું મેં જાણ્યું રે;
જટામાં ઘાલીને શિવજી, આ કયાંથી આણ્યું રે? ભોળા૦
કોઇ લાવે કેડે ઘાલી, કોઈ લાવે હાથે ઝાલી રે;
માથામાં ઘાલીને શીવજી, કયાંથાં* તમે આણી રે. ભોળા૦
પીળી પટોળી ને, અંગે છે ગોરી રે;
સીદને છૂપાવો શિવજી, છતી થઈ છે ચોરી રે. ભોળા૦
નારે માનો તો શિવજી, જટાઓ છોડાવું રે;
જટામાંથી નીકળે તો, ફરી ના બોલાવું રે. ભોળા૦
ભભુત ચોળીને શિવજી, વાળ્યો આડો આંક રે;
એવાં એવાં લક્ષણે, પાણી ના પાઉં ટાંક રે. ભોળા૦
આકડો ધંતૂરો શિવજી, વિજયાના ભોગી રે;
મહેતા નરસૈંયાના સ્વામી, તમે જૂના છો જોગી રે. ભોળા૦

પદ ૧૪ મું.†

ટળતો ટળતો હીંડીશ મારે, આલિગન દીધા વિના કયમ સરેરે;
આગે અમ ઘર નણદલ જુઠી, ઉઠીને અદેખી હેરે રે.
સાસુ સસરો માત પીતારે, જે બોલે તે સહીએ રે;
પૂર્વે એશું અનુભવ છેરે, તો મૂકી કયમ જઈએ રે.
એ રસ જાણે જવલ્લોરે જોગી, કે વળી મુનિવર જાણે રે;

---

* પા૦ "આવી તમે૦" † આ પદની છેલ્લી કડી શૃંગારમાળાના પદ ૭ ની છેલ્લી કડી સાથે મળતી છે.

શુક સનકાદિક નારદ જાણે, જેને વેદ વખાણે રે.
એ રસ જાણે વ્રજનીરે નારી, કે શુકદેવે પીધો રે;
ઉગરતો રસ ઢળતો હૂતો, નરસૈંયાએ ઝોંટીને લીધો રે.

### પદ ૧૫ મું–રાગ સામેરી.

કૃષ્ણ કૃષ્ણ સહુ કહેશાં, પણ અમો ગોવાળીડો સહુ કહેશાંરે;
જો તું અમશાં આળ કરશ તાં, જઇ મથુરામાં રહેશાંરે. કૃષ્ણ૦ ૧
અમ આગળ આવી આવીને, મહામોટાઇ ભાખાંરે;
લાજે નહીં મનમાં તાહરે, આગમ તારું મોસાળ જાંખાંરે. કૃષ્ણ૦ ૨
કાનજી કાળો થા કીકલડો, છોકરો છાશ પીયતાંરે;
હાથે સહાઈ હકલાવતાં, તાંહરે બાપ બાહુડો બીહતાંરે. કૃષ્ણ૦ ૩
સકળ વિશ્વ સહુ કોય જાણે, ગાયતણા ગોવાળાંરે;
નરસૈંયાચો સ્વામિ ભલે મળીઓ, પૂરણ બ્રહ્મ દયાળાંરે. કૃષ્ણ૦ ૪

### પદ ૧૬ મું.

વદન સકુમળ જનની જોયો, કરપલવે ગૌરજ મુખલો'યો;
જે મુખ દીઠે રવિસુત કંપે, તે મુખ જસોદાજી રુદયાસુ ચંપે. વદન૦
જે મુખ નિગમ અગમ કરી ગાયે, તે મુખ જશોદાએ પાન કરી પાયે;
યોગીયા ધ્યાન ધરે નહીં પાવે, તે આહિરડા ઘેર અલવે આવે. વદન૦
અનેક યજ્ઞ કરે તૃપ્ત ન થાયે, તે ગોવાળાં માંહે કરમલડોરે ખાયે;
ભણે નરસૈંયો એટલુંરે માગું, મુખડું જોઇ જોઇ ચરણેરે લાગું. વદન૦

### પદ ૧૭ મું.

આ જોની તારા પુત્ર કેરાં પગલાંરે;
નાસંતાં નાનડીયે ભરીયાં, મોટાં મોટાં ડગલાંરે. ૧
સીંકેથી શીપરે મહીસુ, મહી ઊતારી લીધુંરે;*
માખણ લઇ મુખ માહિ મેલ્યું, બીજું ઢોળી દીધુંરે. ૨
ભાજન તો ભાંજીને મેલ્યાં, કોણ આગળ જઇ કહીયેરે;
સુતાં બાળક જગાડીયાં, મનમાં જાણી રહીયેરે. ૩
સાન કરતાં શામળીયો આવ્યો, ગોપી ભુલી ભૂવન પોતાનુંરે;
ભણે નરસૈંયો ચાલી ન શકે, હર્યું હીર હૈયાનુંરે. ૪

* સીંકા ઉપરથી કંઈ રીતે 'મહીસુ' દહીના વાસણમાંથી દહી ઉતારી લીધું.

### પદ ૧૮ મું.

આજ સખી આનંદે વહાલે આવી સામું જોયુંરે;
મેં ઉઠી હળવે ઉર લીધો, મરકલડે મન મોહ્યુંરે. ૧
દુધ કઢ્યું હતું મંદિરમાં, સાકર સરસુ આપ્યુંરે;
સુંદિર વદન નિહાળી જોતાં, વારિયું* અમિ તાં આપુંરે. ૨
ઉજમભરાં થઈ હીંડું બાઈરે, શામળીયો આપું આવેરે;
મંગળ ગાતી તૃપ્ત ન થાઉં, ભામણડાં લેતી ભાવેરે. ૩
પ્રેમ ધરીને મારા પીયુને, શણુગારે સોહાવુંરે;
ભણે નરસૈયો મુક્તાફળનો, હાર લઇ પેરાવુંરે. ૪

### પદ ૧૯ મું.

લાવો લાવો ઠગારાને ઘેર, ધૂતારાને લાવો રે. ટેક.
ઠગવા ગયાતા સગાળશા ઘેર, ચેલૈયો ખવડાવ્યો રે;
અભિમન્યું ચક્રાવે માર્યો, હાંરે તમે ઉત્તરાને રંડાપો આલ્યો રે. ઠગારાને૦
તમે ઠગવા ગયાતા બલીને દ્વારે, વામનરૂપ ધર્યું મહારાજે રે;
ઉઠાં† કદમ અવની રે યાચી, હાંરે તમે બલીને ચાંપ્યો પાતાલે રે. ઠગારાને૦
તેલ કઢાય સુધન્વાને રાખ્યો, ને જશ જગતમાં વધાર્યો રે;
અર્જુન કેરા સારથી થઇને, હાંરે તમે અંતે સુધન્વાને માર્યો રે, ઠગારાને૦
ગોપિકા કેરી વિનતિ રે, તમે માની લ્યો નિર્ધાર રે;
નરસૈંયાના સ્વામીને શું કહીયે, હાંરે પ્રભુ નહિ આવો ગોકુળને દ્વારરે. ઠગારાને૦

### પદ ૨૦ મું.

વાતલડીને કરતાંરે, વહાણું વાહી ગયુંરે; વાતલડી. ટેક.
મહીડુ મથવાને ઉઠી જશોદા રાણી;
વિસામો ખવડાવવા ઉઠ્યા સારંગપાણી. વાત૦
રત્નાગર જાણે રે મુજમાં રત્ન નથી;
ઠાલોમાલો કાલોઘેલો શું કરશે મથી. વાત૦
મેરુ જાણે રે હું તો ચોદશ ગાંઠ્યો;
હાવે નવ રવૈયો કરશો, જાઉં રે નાઠો. વાત૦

---

* 'વારિયું'–વારી જવું. † સાડાત્રણ.

વાસુકી જાણે રે, મારી શી વલે થાશે;
હાવે મારું નેત્રુ કરશે તો જીવડો જાશે. વાત૦
મહાદેવ જાણે રે, મારી શી વલે થાશે;
હાવેનું હળાહળ વિખ કેમ રે પીવાશે. વાત૦
દેવતાએ જાણ્યું જે અમૃત પાશે;
ભણે નરસૈંયો ફૂલની વૃષ્ટિ થાશે. વાત૦

## પદ ૨૧ મું.

આવો અમારે દેશડે, મીઠા મોહન માવા;
દહિં દુધ ને વળી ઘૃત ઘણું, ખીરમાં ખાંડ ખાવા. આવો.
રસોઇ કરી ભાતભાતની, કાહુન તારે કાજે;
પ્રિતમ પ્રીતે પધારીયે, કૃપા કરીને આજે. આવો.
ગંગાજળ મેં તો ગરમ કર્યું, નાથ તારે નાહુવા;
આછું પિતાંબર પહેરવા, ચાલની પ્રસાદ ખાવા. આવો.
અરજ સુણી અલબેલડો, પ્રેમે આવ્યો છે ધાઈ;
ગોપીઓ દેખી ઘેલી થઇ, અતિ મન હરખાઇ. આવો.
ભાવેથી ભોજન જમાડીયાં, બીડી પાનની દીધી;
ઘણા દિવસની ગોઠડી, કાહુન આગળ કીધી. આવો.
પ્રેમની સાંકળે બાંધીઆ, હવે નહિ દેઉં જાવા;
નરસૈંયાચા સ્વામી શામળા, ચાલો ગોકુલ ગાવા. આવો.

## પદ ૨૨ મું.

એક ગમે ગોપીનો વહાલો, અવર બીજાનું મારે કામ કશું;
બાપતણા સમ ખાઇને કહું છું, નંદલાલ વસે ગામ વસું. એક.
શામળિયો સુંદિરવર સજની, તેને દેખી મારું મન વિલસું;
એને મૂકી જે બિજાને ભજશે, તેનું કાળે લાળે* કરમ ઘસું. એક.
છેલછબીલો ને છોગાળો, ગોઠડિયાળો ગુણ ભંડાર;
નરસૈંયાનો સ્વામી શામળિયો, વૈષ્ણવ જન કેરો આધાર. એક.

* લાળ=ચીઆળો-કોલસો.

### પદ ૨૩ મું.

હળવે હળવે હળવે હરજી,* મારે મંદિર આવ્યારે;
મોટે મોટે મોટે મેં તો, મોતીડે વધાવ્યારે. હળવે.
કીધું કીધું કીધું મુજને, કાંઇક કામણ કીધુંરે;
લીધું લીધું લીધું મારું, ચિતડું ચોરી લીધુંરે. હળવે.
જાગી જાગી જાગી હું તો, હરિ મુખ જોવા જાગીરે;
ભાગી ભાગી ભાગી મારા, ભવની ભાવટ ભાગીરે. હળવે.
ફૂલી ફૂલી ફૂલી હું તો, હરિમુખ જોઇને ફૂલીરે;
ભૂલી ભૂલી ભૂલી મારા, ઘરનો ધંધો ભૂલીરે.† હળવે.
પામી પામી પામી હું તો, મહા પદવીને પામીરે;
મળિયો મળિયો મળિયો મેહેતા, નરસૈંયાચો સ્વામીરે. હળવે.

### પદ ૨૪ મું.

હે આજ સખીરે શ્રી વંદાવનમાં, મધરાતે મોરલી વાગી રે;
સુણતાંરે ચીત હર્યાં મારી સજની, ભર નીદ્રામાંથી હું જાગી રે. હે૦
હે જાગ્રત સ્વપન સષુપતિ તુરીયા, ઉનમીએ તાલી લાગી રે;
ત્રિગુણ રહીત થયું મન મારું, કામવાસના તાંહાં ભાગી રે. હે૦
ઈજમ જમ દ્રષ્ટ પડે મારી સજની, તમ તમ તાણી મોહુતી રે;
નરસૈંયાચા સ્વામીની લીલા, હરખે હીડું હું જોતી જોતી રે. હે૦

### પદ ૨૫ મું-રાગ સિંધુડો.

વ્રજતણી વાડીમાં ગિરિતણી ઝાડીમાં, લાડી વ્રખુભાનની ગઈતી રમવા;
કામી જે કાનજી બણી ઠણી વાનજી, સાન સંભારીને ગયોરે મળવા.
દૂરથી દેખિયો નટવર પેખિયો, લેખી લક્ષણવંત મન મોહી;
નટવર નાગરો બુદ્ધિનો સાગરો, ઘર તજી આવિયો જોઈ સોઈ.
કાર્ય સરશે નહિ નક્કી હું કહું સહી, કહીં તક ભૂલિયો નાથ કાળા;
ઘેર મુજ માવડી નિત્ય કરે રાવડી, આવડી વાર ક્યાં ગઈતી બાળા.
અમો ઉત્તરશો દીજીએ અબળા ઘણું બીજીએ, રીજીએ વળી જ્યારે મુખ જોઇએ;
નાથ કહો કયમ કરું જનનીથી હું ડરું, વરું વર આપને કેઇ સોઈએ.

---

* પા૦ "હલકે હલકે હલકે." પ્રા. ત્રિ. કા. † પ્રા. ત્રિ. કા.માં પા૦ "ચાલી ચાલી હું તો, સહુની ટાળી ચાલીરે," એવો પાઠ છે.

દુઃખ અબળાતણું લાગ્યું મનમાં ઘણું, બન્યું દીનરૂપ દયાળ કેરું;
નરસૈંયાનો નાથ જે બોલ્યો જોડી હાથ તે, સાથ મારો કરો દુઃખ ફેડું.

પદ ૨૬ મું-રાગ બીલાવર.

આજ મારાં નયણાં સફળ થયાં, જોયા નાથને નરખી;
સુંદરવર નિહાળીને, મારા હૈડામાં હરખી. આજ.
જેવું મારા મનમાં હતું, તેવું વહાલે રે કીધું;
પ્રેમે પ્રભુજી પધારિયા, આવી આલિંગન દીધું. આજ.
વહાલો મારો વિહારિયો, હરિને જાવા ન દીજે;
હાથ થકી નવ મૂકીએ, અંતરગત લીજે. આજ.
શિવ બ્રહ્માદિક મહામુનિ, તેને ધ્યાને ન આવે;
ધન્ય ભાગ્ય વ્રજનારનું, વાહલો લાડ લડાવે. આજ.
શ્યામા સંગે શ્યામજી રમે, મધુરે સ્વર ગાજે;
સૂર પૂરે સહુ સુંદરી, અતિ આનંદ રાજે. આજ.
ધન્ય ધન્ય તે વૃજવાસીને, ધન્ય જમુના તીર;
ધન્ય ધન્ય ભાગ્ય એ ભૂમિનું, રાસ રમ્યો બળવીર. આજ.
સુર બ્રહ્માદિક મહામુનિ, શોભા જોવાને આવે;
પુષ્પવૃષ્ટિ ત્યાં થઈ રહી, નરસૈંયો પ્રેમે વધાવે. આજ.

પદ ૨૭ મું-રાગ કેદારો.

ઓરો ઓરોરે ગિરિધર આવ્યની ઓરો,જોઉં તારા મોતીડાનો તોરો;
તારે કંઠે આરોપું હાર મોરો રે, મીઠી મોરલી વજાડી ચિત્તચોરોરે. ઓ૦
મારું મંદિર અતિ રઢિયાળું રે, રોહતો રજની રંગભેર ગાળું રે;
મારી પલક ના પાછી વાળું રે, હું તો પુલડે સેજ સમારું રે. ઓ૦
મને મળીયો કોટિક કામી રે, મારે વિરહની વેદના વામી રે;
હું તો રહી છું ઘણું શીર નામી રે,મને મળિયો નરસૈંયાનો સ્વામીરે. ઓ૦

પદ ૨૮ મું-રાગ કેદારો.

જોયો જોયો જદુવર જોયો રે, તારા કંઠનો હાર કયાં ખોયો રે;
તને કેઈ છબીલીએ છોયો રે, તું તો પરનારીને મોહ્યો રે. જોયો.
તારા અધુર તળે પડ્યો ખાડો રે, તને ખૂંચ્યો છે નથનીનો દાંડો રે;
તું તો ગૌર ફીટીને થયો માંડોરે, એવી ધૂર્ત વિદ્યા તમે છાંડોરે. જોયો.

તું તો નટવો થઇને નાચ્યો રે, તું તો જાચક થઇને જાચ્યો રે;
તું તો કેઈ સખીને મન ગાચ્યોરે,* નરસૈંયો રંગભેર રાચ્યો રે. જોયો.

પદ ૨૯ મું.

ફરુંછું રે માથે નાખી છેડો, લાગ્યોરે મને નટવર શું નેડો. ટેક.
સૌકો રે કહી કહી શું કરશે, લજ્જારે મેલી શંકા કેની ધરશે;
સ્વાંગ સજીઆ ભસી ભસીને મરશે, લાગ્યોરે.
જન્મ્યુંરે તે તો સર્વે જાવાનું, તેને રે કીધે શું છે થાવાનું;
માથે રે મેહણું અવિચળ માવાનું, લાગ્યોરે.
સર્વે સુખ વિષયનું વિસરિયે, ધીરે ધીરે પ્રભુ પાલવ ધરિયે;
નરસૈંયાના સ્વામીને વરિયે, લાગ્યોરે.

પદ ૩૦ મું.

આવો રે આવો સુંદરવર ઓરા, માથે રે સોહિયે ફૂલડાંનાં તોરા; આ૦
મારું રે મન સોનેરી પટકે, મોહ્યુંરે તારા હાથતણે લટકે; આ૦
લીલવટ તિલક બન્યું કાજું, મોહીરે તારા હાથ તણા બાજું; આ૦
મારું મન સોનેરી કસે, વહાલો રે મારો વળી વળી હસે; આ૦
ભલે રે મળ્યો નરસૈંનો સ્વામી, ગોપીઓરે આનંદ સુખ પામી; આ૦

પદ ૩૧ મું.

નેડોરે લાગ્યો નંદના કુંવર સાથે, વેચાણાં હરિવરને હાથે. ટેક.
અમેરે ગયાતાં જળ જમુના પાણી, પાળેરે ઉભો કાનુડો દાણી. વે૦
કાનાને માથે મુગટની ટોપી, જોવારે મળી વ્રજતણી ગોપી. વે૦
કાનાની કેડે કસુંબલ પટકો, મોહીરે તારા હાથ તણો લટકો. વે૦
વાટકડીમાં† ગાવલડી દો'તાં, વાહલારે તારી વાટલડી જોતાં. વે૦
ભલેરે મળ્યો નરસૈંનો સ્વામી, ગોપીઓરે આનંદ સુખ પામી. વે૦

પદ ૩૨ મું.

વાયે વાયેરે દક્ષણ કેરા વાયરા, અબળા લહરે જાય;
કોયલ કરેરે ટૌકા, ઉલટ અંગે ન માય. ૧
આણી રીતે અનંગ જગાવીયો, મારો પિયુડો પરદેશ;
ચાંદલા કહેજેરે સંદેશડો, દહાડલા કેણી પેરે લેશ. ૨

* પા૦ "માચ્યોરે." † વાટકી—વાડકી.

નવજોબન નવ અતિવ્ય, નવ રસ દ્રાખ સ્વભાવ;
મોરા પિયુડાને જાઇજાં કહેજાં, મુરખ કયમે ઘેર ન આવ. ૩
મોરા કુળે કુશળ કાંએ ના, તોરાં કુળે કશાંરે રીત;
પરણીને મેલી ગયારે, વળતી ન લીધી તેં ચીત. ૪
જટલે જાયે શશિયર, તટલે કોય ન જાય;
જિ કહ્યાં તિમિ સંદેશડાં, તિ કુણે ન કહેવાય. ૫
ચાંદલે કહ્યારે સંદેશડાં, પિયુડાં આવાં ઘરબાર;
કંદ્રપ દેખીને કામની, કીધલા સકળ શણગાર. ૬
રુદયાભ્યંતર ભીડી રાખો, લીધું આલિંગન સાર;
કેશર ભીંનો કંચવો, ગળે એકાવળ હાર. ૭
જેણે જેશો ઇશ સેવનો, તેશું તે સફળ પત હોય;
ભણે નરસૈંયો પુણ્ય વના, પિયુ ન પામે કોય. ૮

પદ ૩૩ મું.

હાલો મન હિમાલે ગળિયે, રે ઓધવ માધવને મલિયે; હરી હાલો૦ ટેક.
જન્મનાં તે જોગીડાં થઇયે, વેણુ જંતર લેઇ લેઇને ફરીયે; રે ઓધવ૦
સામેરે ઘેર વલૂણા વાગે, તે તો રે મારા હૈડામાં લાગે; રે ઓધવ૦
સામેરે ઘેર બાલકડાં રુએ, તે તો એની નજરોમાં જૂએ; રે ઓધવ૦
પ્રભાતે તો ગાવલડી દો'તાં, દોહી દૂધ કહાનાને રે પાતાં; રે ઓધવ૦
ભેળાંરે બેસી ભોજનીયાં જમતાં, હાવેરે હરિ શેરે નથી ગમતાં; રે ઓધવ૦
ચોદશના વાવલીયા વાયા, વાહલેરે મારે ઉતારી માયા; રે ઓધવ૦
કાહનારે તારી જાતલડી જાણી, જગતમાં કોઇ નહિ પાયે પાણી; રે ઓધવ૦
ભલે મલ્યો નરસૈંનો સ્વામી, ગોપી સહુ આનંદને પામી; રે ઓધવ૦

પદ ૩૪ મું.

આજ આનંદ, અમતણે આંગણે, નેણુ ભરી નિરખીયો નાથ મહારો;
વેણું વહાતો હરી, અમ પાસ આવીયો, મોરના પીંછનો મુગટ સાર્યો. ૧
સેજ સુંદર રચી, કુસુમ બહુ વિધતણી, વિનય કરી વિલસીયો ઉર રાખી;
સુરત્ત સંગ્રામમાં સરવ સોંપી રહી, અધર અમૃત રસ પ્રેમ ચાખી. ૨
લલવળો નાથ ને બાથ હુ ભીડી રહી, રેણી રસરંગને કહ્યો ન જાએ;
ભણે નારસૈંયો સુખસિંધુમાં ઝીલતાં, રસભર્યો નાથ અળગો ન થાએ. ૩

### પદ ૩૫ મું.

વાંસલડીને વારો રે વારો, વહાલા વાંસલડીને વારો રે;
ઓછાનો કાંઇ સંગ ન કીજે, એ પાખે તમો સારો રે. વહાલા.
તમારા અધર વિષે છે અમૃત, એમ કાં છુટું રાખ્યું રે;
પોતે પીયે બીજાને પાયે, તો રેલછેલ કરી નાખ્યું રે. વહાલા.
પશુ પંખી તરુવરને પાયે, લાંબી થઇને બેઠી રે;
કોહેલું પાણી જેમ પીએ, ભેંશ ખાબડે પેસી રે. વહાલા.
જાંહાં જોઉં ત્યાં આસને બેઠી, અમને ઠામ ન આપે રે;
નિર્લજપણે સંગી થઇને, માથે છાણાં થાપે રે. વહાલા.
આપતણી મીરાંત* હોએ જો, તે ઉપર મન ચરકે રે;
ધણી રણી દાતાર થઈ છે, હાથ પીયે રે હડકે રે. વહાલા.
એટલે કીધે નવ સરે અમ ઊર અમલ ચલાવે રે;
મધ્ય નીશાએ મન આકરષી, ઘેર ઘેર વાત છોડાવે રે. વહાલા.

### પદ ૩૬ મું–રાગ રામગ્રી.

હરી વેણુ વાહીરે વાહીરે, રામગ્રી ગાઈ;
ગોપીજન સુત પતિ ગ્રહ તજીને, વંદ્રાવન ધાઈ. ૧
નેપુર કાનેરે નેપુર કાનેરે, કુંડળ પહેર્યાં પાયે;
શેંથીયે ટીલી ને ટીલીયે શેંથો, એવા વિપ્રિત શણગાર થાયે. ૨
રજની શરદતણી શરદતણી, રાસ રમે બાલી;
વીચવીચ વનમાળી દે કર તાળી બાહુડલી વાળી. ૩
માનનિને માન ઘણાં માન ઘણાં, ગોકુલની નારી;
અંતરધ્યાન પામ્યા હરી, તતક્ષણ વંદ્રાવનમુઝારી. ૪
કામનીને કાન મળ્યા, કાન મળ્યા, જો મુકયાં અભિમાન;
નરસૈંયાચા સ્વામિ રાસ રમતો, સુરપતી વાહે નિશાણ. ૫

### પદ ૩૭ મું.

આવ્યાં આશ ભર્યાં વહાલાજી, આવ્યાં આશ ભર્યાં.
વેંધેલાં મન ન વળે પાછાં, તારી મોરલીએ ચિત્ત હર્યાં. આવ્યાં.
સુતને મેહેલી પતિને મેહેલી, મેહેલી કુળ મરજાદ;
માત તાત વિસર્યાં રે મોહના, એકલા તજને કાજ. આવ્યાં.

* મીલકત.

એવાં વચન સુણીને હરી હસીઆ, આપણ રમસું રાસ;
મોટાં કુલની તમો રે માનુની, પૂરશું તમારી આશ. આવ્યાં.
સુંદીર રાત શરદ પુનેમની, સુંદીર આસો માસ;
નરસૈંયાના સ્વામી સંગે રમતાં, રજની થઇ ખટ માસ. આવ્યાં.

### પદ ૩૮ મું.

કરે વિહાર કૃષ્ણ કામાશું, મધ્યે મોહન શોહેરે;
આગળ પાછળ પાતળીયાસુ, પ્રેમ ધરી મુખ જોયેરે. ૧
નેહ ઝડ લાગી જળ જમુનામાં, કામા કંઠે વિલાગીરે;
મોહી રહી મરકલડે મોહન, ક્ષણું ન થાય અળગીરે. ૨
આલાપીને ગાય મધુરું, વહાલો વાંસલડી વાયેરે;
નરસૈંયાચો સ્વામી રમતો રંગે, ઉલટ અંગે ન માયેરે. ૩

### પદ ૩૯ મું.

પુલ્યાં ગોપી વહાલા સંગે, રસ માંહે રીઝવીયોરે;
પીત પટોળી ચોળી ચળકે, પિતાંબર પાતળીયોરે. ૧
સકળ શણગાર સજ્યા સહુ શામા, હૈયે હાર હુલાવેરે;
વનમાળા કુંડળ ઝળકંતાં, વૈજંતી ઉર ભાવેરે. ૨
જુવતી જોબનપર વરીયો, આવ્યાં ગોકુળ માંયરે;
ભણે નરસૈંયો મુક્તાથાળે, હરખી વધાવે માયરે. ૩

### પદ ૪૦ મું.

પાન કરે પાતળીયા સાથે, આનંદ અંગે વાધ્યોરે;*
કેલ કરે કામા તાંહાં કોડે, શામળીયો વશ કીધોરે. ૧
મનગમતે માણ્યો મોહનને, આવ્યાં જમુના તીરરે;
વાળી વાળી કરે વારણાં, ઉરપે શ્યામશરીરરે. ૨
સકળ શણગાર કરીને અંગે, પહેર્યાં નૌતમ ચીરરે;
ભણે નરસૈંયો મદગળમાતો, બળભદ્ર કેરો વીરરે. ૩

---

* પા૦ "ગાન કરે પાતળીયા સાથે." ઉભય પાઠ યોગ્ય છે. પરંતુ મેં રાખેલો પાઠ શૃંગારની ક્રીડામાં ખાસ છે એમ વાત્સાયન કામસુત્રપરથી જણાય છે. 'પીવું ને પાવું ને પીવું' એમાં એક પ્રકારનું સૌંદર્ય છે.

### પદ ૪૧ મું–રાગ સામેરી.

રમઝમ રમઝમ નેપૂર વાજે, વંદ્રાવન માહેરે;
શામળીયો ને શામા સંગે, નાચે ને વળી ગાયેરે. રમ૦ ૧
તારુણી તાળ મેળાવે સન્મુખ, ચંચળ નેણે જોતાંરે;
રાખડલી ઝળહળતી દીસે, ભામની ભમરી દેતાંરે. રમ૦ ૨
અળવેસુ આલિંગન આપી, વહાલો ઉરપર લીધોરે;
નારસૈંયાચો સ્વામી રાસ રમાડે, સકળ મનોરથ સિધોરે. રમ૦ ૩

### પદ ૪૨ મું–રાગ સામેરી.

ચાંદલીયાનો ચટકો રુડો, રુડી રાતડલી શોહેરે;
વંદ્રાવનમાં રંગભેર રમતાં, જુવતીનાં મન મોહેરે. ચાંદ૦ ૧
નાનાવિધનાં વાજાં વાજે, નાચે નાથ ને નારીરે;
ઝાંઝરનો ઝમકાર નેપૂર ધ્વનિ, વાધ્યો રંગ રસ ભારીરે. ચાંદ૦ ૨
કંઠ પરસ્પર બાહુડલી, અબળા આલિંગન લેતાંરે;
મગન થઇ મંડળમાં મહાલે, અધર સુધારસ પીતાંરે. ચાંદ૦ ૩
નીલાંબર પિતાંબર ઝળકે, ભાવે ભમરી દેતાંરે;
ભણે નારસૈંયો હું નિરખું ઉભો, જે નવ આવે ધ્યાને ધરતાંરે. ચાંદ૦ ૪

### પદ ૪૩ મું–રાગ સામેરી.

વાંસલડીએ વેંધાણી વનિતા, વંદ્રાવનમાં ચાલીરે;
શામળીયો મળવાને કારણ, જેમ તેમ ભૂષણ ઘાલીરે. વાંસ૦ ૧
મધ્ય રેણી મનમાં નવ આણી, જુવતી જોબનમાતીરે;
ચિત્ત લાગ્યું ચતુરવર ચરણે, જઇ જીવનને જોતીરે. વાંસ૦ ૨
પ્રેમદા પ્રથમ પ્રણામ કરીને, લાગી હરીને પાયેરે;
નારસૈંયાચા સ્વામિને દીઠડે, હૈયે હરખ ના માયેરે. વાંસ૦ ૩

### પદ ૪૪ મું–રાગ સામેરી.

રાસ રમતાં રઢીયાળે વહાલે, કીધું અંતરધ્યાનરે;
નારી નિર્મળ કરવા કારણ, મુકાવ્યું અભિમાનરે. રાબ૦ ૧
વ્યાકુળ વનિતા થઇ સહુ અંગે, કયાં ગયા પ્રાણજીવનરે;
દ્રુમલતાને પૂછીને વળીયાં, જેયું સઘળું વનરે. રાસ૦ ૨
વલવલતી હીંડે વનમાંહે, આવ્યા અંતરજામીરે;
ભણે નારસૈંયો આરત ભાગી, અબળા આનંદ પામીરે. રાસ૦ ૩

### પદ ૪૫ મું–રાગ સામેરી.

આનંદે આલિંગન આપી વહાલે, વહાલો ઉરપર લીધોરે;
વળી વિહાર કરે વનિતાસુ, સકળ મનોરથ સિધોરે. આ૦ ૧
વાજાં વાજે વિધવિધનાં તાંહાં, નેપૂરીયાં ઠમકાવેરે;
ઘુઘરડીને ઠમકે ગોરી, તાળી તાન મેળાવેરે. આ૦ ૨
વહાલા કંઠે બાહુડલીરે, નાચે ને વળી ગાયેરે;
ભણે નારસૈંયો સુરિનર મોહ્યા, દેવ દુંદુભી થાયેરે. આ૦ ૩

### પદ ૪૬ મું–રાગ સામેરી.

દેવ દુંદુભી ઉપર થાયે, વરસે કુસુમ અપારરે;
નાદ નિર્ઘોષ ઉલટ અતિ વાધ્યો, બોલે જેજેકારરે. દેવ૦ ૧
સુંદર જમનાં તીર મનોહર, સુંદર વ્રજની નારરે;
સુંદરવર રમણ કરે અતિ રંગે, સુંદર નંદકુમારરે. દેવ૦ ૨
થૈથૈથૈકાર કરે ત્યાં બાળી, નાદે અંબર ગાજેરે;
ભણે નારસૈંયો રમઝમ રમઝમ, રમઝમ નેપૂર વાજેરે. દેવ૦ ૩

### પદ ૪૭ મું–રાગ સામેરી.

રમઝમ રમઝમ નેપૂર વાજે, ઘુઘરડી તાંહાં ઘમકેરે;
વહાલા કંઠે બાહુડલી પરસ્પર, શિશ રાખડલી ઝળકેરે. રમ૦ ૧
કામની કૃષ્ણ મહારસ મહાલે, કહોને કાંઇ નવ જાણેરે;
વદન સકોમળ નિરખી નિરખી, માનની મોહન માણેરે. રમ૦ ૨
ધન ધન લીલા ધન ધન ગોપી, ધન ધન શામળીયોરે;
નારસૈંયો ત્યાં ઉભો નિરખે, ફુલ્યો અંગ ન માયોરે. રમ૦ ૩

### પદ ૪૮ મું–રાગ સામેરી.

હાસ્ય ન માને માનની મનમાં, નાચંતાં સૌ નાદેરે;
શામળીયાની સન્મુખ શામા, ગાયે સરવે* સાદેરે. હાસ્ય. ૧
ઝાંઝર નેપૂર મહાધ્વન વાધી, ઘુઘરીના ઘમકારરે;
અળવેશું આલિંગન લેતાં, સંગમ નંદકુમારરે. હાસ્ય. ૨
તવતવડી તારુણી ટોળીમાં, મહાલે મોહન માતોરે.
ભણે નારસૈંયો કંઠે વિલાગો, શ્યામા સંગે શોહાતોરે. હાસ્ય. ૩

---

* ધીમે સ્વરે.

## પદ ૪૯ મું–રાગ આમેરી.

નેપુરીયાંનો ઠમકો વાજે, નારીઓ નાચંતાંરે;
નેહ ઝડ લાગી શામળીયાસુ, ભાવે ભમરી દેતાંરે. નેપુ૦ ૧
ચરણ પ્રહારે ધરણી ધમકે, દેતાં પરસ્પર તાળીરે;
તાલ પખાજ વેણારસ મહુયર, ગરબી ગાય રસાળીરે. નેપુ૦ ૨
ચોળી પટોળી ચંપાવર્ણિ, માહે નાના વિધની ભાતરે;
નારસૈંયાચો સ્વામી રસમાં વિલસે, ધન ધન રુડી રાતરે. નેપુ૦ ૩

## પદ ૫૦ મું.

રાતલડી રઢીયાળી મોહન, ઉદ્દીયો શશીયર શોહેરે;
રમતાં શામળીયા ને શામા, સમોવડ ન આવે કોયેરે. રાત૦ ૧
આનંદ ઉપનો અબળા અંગે, વાહલો ઉરપર ધરતાંરે;
મહારસમાતી કંઠે વિલાગી, અધરસ સુધારસ પીતાંરે. રાત૦ ૨
જેજેકાર કરંતા સુરનર, પુષ્પવૃષ્ટિ ત્યાં કરતાંરે;
નારસૈંયાચો સ્વામી કરતા, પોતે તેનું ધ્યાન ધરતાંરે. રાત૦ ૩

## પદ ૫૧ મું.

મધ્ય રયણી મોહન સાથે, માનની મદમાતીરે;
ગર્વ ભરી અંગ મોડી હળાવે, વાહલાને ઉર ધરતીરે. મ૦ ૧
તાળી દેતી વાહલા હાથે, મોહી રહી મુખ જોતીરે;
સાન કરીને શામળીયાને, રસમાંહે રીઝવતીરે. મ૦ ૨
હાર કુસુમના લઇ હરિને, પ્રેમદા પ્રીતે ઘાલેરે;
નારસૈંયાચો સ્વામિ મળ્યો સજોડે, મંડળમાંહે માહલેરે. મ૦ ૩

## પદ ૫૨ મું.

ગર્વ ભરી ગાએરે શામા, શામળીયાની સંગેરે;
તમ તમ વાહલો વેણુ વજાડે, ઉલટ વાધ્યો અંગેરે. ગર્વ૦ ૧
નીલાંબર પિતાંબર અંગે ઝળકે, પિતાંબર પાતળીયોરે;
નારી લે નાદે વાહે વાહલો, ભામની માહે ભળીયોરે. ગર્વ૦ ૨
રમઝમ રમઝમ રમતાં રંગે, મહાલે માનુની માહેરે;
કરુણા કીધી નારસૈંયાને, પુલ્યો અંગ ન માયેરે. ગર્વ૦ ૩

### પદ ૫૩ મું.

શોભા સાગર શામળીયો તે, માનની માહે મહાલેરે;
આનંદી અબળા આવીને, કંઠે બાહુડલી ઘાલેરે. શોભા. ૧
પિતાંબર પલવટડીવાળી, ઉરપર લટકે હારરે;
નાચે નારી ભાવ જણાવી, પ્રગટ્યો પ્રેમ અપારરે. શોભા. ૨
સાન કરે શામળીયા સન્મુખ, તાળી તાલ ને તાનરે;
નારસૈંયાચો સ્વામી રીઝવિયો, કરી મધુરું ગાનરે. શોભા. ૩

### પદ ૫૪ મું.

ભમરી દેતી ભામિની ભાવે, શામળીયાની સંગેરે;
નાદે નરઘોષ મહારસ વાધ્યો, ઉલટ અબળા અંગેરે. ભમરી. ૧
થઇ થઇ થઈ થઇકાર કરેરે, આલાપે ને ગાયેરે;
વાદે વાહલો વેણુ વજાડે, ઘમકે ઘુઘરી પાયેરે. ભમરી૦ ૨
વાહલા સાથે વિલસતાં, તારુણી તાન મેળાવેરે;
ભણે નારસૈયો શી કહું શોભા, એહની એહને ભાવેરે. ભમરી૦ ૩

### પદ ૫૫ મું.

આ જોરે સખી શામળીયો તે, વૃંદાવનની માહે રે;
સોળ સહસ્ર પરવરીયો વાહલો, તે વાંસલડી વાહે રે. ૧
ગાન કરે ગોકુળનો વાહલો, આલાપે સર્વ ગોપી રે;
નાદે નાચે નારી રે તાંહાં, ગગન રહ્યું સહુ થંભી રે. ૨
સંગમચે કારણ થઈ શૂરી, અબળા આનન* જોતી રે;
નારસૈંયાચા સ્વામીચે સંગમ, કામિનિ કેલ્લ કરંતી રે. ૩

### પદ ૫૬ મું.

રસીએ રાસ રચ્યો રઢીયાળો, તે પૂરણ વનની માંય રે;
સુખસાગરની લહેરે ઝકોળે, તાંહાં રૂડાં રંગે રામાય રે. ૧
ગર્વ ઘેહેલી ગર્વે ચાલે, મરકલડે મીંટ માંડે રે;
ફરતાં ફરતાં ફુમત લટકે, નાચે નારી જોડે રે. ૨
મોર મુગટ કુંડળની શોભા, મુખ તે મોહનવેલી રે;
નારી નાથસુ બાથ ભરે તાંહાં, વાધે રંગની રેલી રે. ૩

---

* મુખ.

સુંદર શામળીયાને સંગે, માનની રસ મદમાતી રે;
ભણે નારસૈંયો વાહલ ધરીને, અધર સુધારસ પાતી રે. ૪

### પદ ૫૭ મું.

ઘુઘરડી ઘમકેરે, ગોરી નાદે નાચતીરે;
શામળીયાસુ સાન કરીને, મરકલડે મન હરતીરે. ૧
સ્વર સંભળાવે સુંદીરવરને, કામની કેલ કરતીરે;
વદન નિહાળી વાહલા કેરું,તવ ઉરની ઉપર ધરતીરે. ૨
સજ થઈ મોહનસું માહલે, આપોપૂં વિસરતીરે;
નારસૈંયાચા સ્વામિ સંગ રમતાં, ચરણકમળ ચિત્ત ધરતીરે. ૩

### પદ ૫૮ મું.

પ્રેમદા પ્રેમ ભરાણી રે, ચિત ચાલ્યું મળવાને;
મોહન વાંસલડીએ વેંધાણીરે,ચિત ચાલ્યું મળવાને. ૧
જોબનમાતી હરી ગુણ ગાતી,ચાલી માનની રંગેરે;
શામળીયાનું વદન નેહાળી, ફુલી અંગો અંગેરે. ચિ૦ ૨
વાહલા કેરાં વચન સુણીને, વનિતા વચન પ્રકાશેરે;
નારસૈંયાચો સ્વામિ મહાલે અમસુ, આવી એણી આશેરે. ચિ૦ ૩

### પદ ૫૯ મું.

આજે વેણું વાયેરે વાયે;
નાચે નારી નાથ મળીને, તાંહાં ગાન કરે ને ગાયેરે. આજ. ૧
તાલી તાલ ઝાંઝર ઝમકે, નેપૂર નાદ અપારરે;
મધ્યે મધ્યે માનની મોહે, ઘુઘરીનો ઘમકારરે. આજ. ૨
એકથઇ તાંહાં વીસર્યું સર્વે, કોય કેને નવ જાણેરે;
ભણે નારસૈંયો નેહ ઝડ લાગી, રાસરમણ ત્યાં માણેરે. આજ. ૩

### પદ ૬૦ મું.

વહાલા વ્યાકુળ થયુંરે શરીર, કહોની અમે ધીરજ કેમ ધરીએ;
હર્યું હૈડાનુંરે હીર. કહો૦ ૧
વેણુ વજાડી વન માહેરે, આ વેળા અર્ધ રાતેરે;
કામણગારા કાહનજી, કાં વાહો એણી વાતેરે. કહો૦ ૨

અમે અબળા શું બળ કીજે, સરવસ સોપ્યું તમનેરે;
ભણે નારસૈંયો કંઠે વિલાગો, મનમોહનને સમરપેરે. કહો૦ ૩

પદ ૬૧ મું.

નેહ ઝડ લાગી રંગે રમતાંરે;
કરકંકણ ઝાંઝરીયાં ઝમકે, તારુણી તાળી દેતાંરે. નેહ૦ ૧
પલવટવાળી અતી રઢીયાળી, મુખ મરકલડો કરતીરે;
માન ધરીને મહારસ મહાલે, અળવેસુ* ઉર ધરતીરે. નેહ૦ ૨
રમણરંગમાં રંગી રામા, નાદે ત્યાં નાચતીરે;
ભણે નારસૈંયો સુખસાગરમાં, ગાજી ગાન કરતીરે. નેહ૦ ૩

પદ ૬૨ મું.

માણે મોહન અમસાં રે;
આરત જાણી અબળા કેરી, પરવરિયાં અમો તમસાં રે. માણે. ૧
જે જે બોલો તે તે સહેલાં, પ્રાણરહિત તે કેમ કરીએ રે;
તમ કારણ અમે સર્વ તજ્યું વાહલા, તે તો મનમાં ધરીએરે. માણે. ૨
આરત† જાણી અંતરજામી, વાત હસીને કીધી રે;
ભણે નારસૈંયો વૃંદાવનમાં, અબળા ઉરપર લીધી રે. માણે. ૩

પદ ૬૩ મું.

ઉરપર લીધી રે વહાલેરે;
કંઠે વિલાગી કામિની ને મંડળમાં મહાલે રે. ઉર૦ ૧
જમ જમ નાચે શામળીયો રે, શામા સંગે ગાએ રે;
વાજાં વાજે વાદે ઘુઘરી ઘમકે, થઇથઈ શબ્દ શોહાએ રે. ઉર૦ ૨
કૃષ્ણ કામિની રસમાં ઝીલે, સપ્ત સ્વર ઓચરતાં રે;
ભણે નારસૈંયો નેહ લહર આવી, વાહલાને ઉર ધરતાં રે. ઉર૦ ૩

પદ ૬૪ મું–રાગ શંકરભૂષણ.

પ્રેમદા પ્રેમે ભરાણી;
ગાયે ગાયે મૂખ મધુરી વાણી. પ્રેમદા૦

---

* અલવે=સહજના અર્થમાં છે. વિના કારણ, અમસ્તી. સં અલ્ (to adorn) ઉપરથી અથવા અલ્પે (થોડામાં, સહજમાં) એ ઉપરથી પણ એ શબ્દ થયો હોય. સ્ત્રીઓની કામાવસ્થા જણાવવાના ચિહ્ન તરીકે એ શબ્દ વપરાયો છે. 'હલવે, એ શબ્દ ખોટો છે. † મનની ઇચ્છા, કામના.

સન્મુખ શ્યામા ને શ્યામળીયો, કર ઉપર કર ધરતાં;
રંગની રેલમાં ફુલી ગોપી, અધર સુધારસ પીતાં. પ્રેમદા૦ ૧
ઝળકે મુગટ મહામણી મોહન, કંઠે બાહુડી ઘાલી;
ભણે નારસૈંયો અબળા ઉલટી, કટી ત્રટી પલવટવાળી. પ્રેમદા૦ ૨

પદ ૬૫ મું.

વાહલો વંશી મધુરી વાહે,
જમ જમ નાચે તમ તમ મધુરું ગાએ; વાહલો૦ ટેક.
વાજાં વાજે મંડળ માહે, નાદે નારી નાચે;
કંઠે પરસ્પર બાહુડલીરે વાળી, અધર સુધારસ સીંચે. વાહલો૦ ૧
ધન્ય ધન્ય ગોપીવર ધન્ય, જે ઉરપર ધરીયો;
ભણે નારસૈંયો શા સુખ કહીએ, પૂરણ રસમાં રસીયો. વાહલો૦ ૨

પદ ૬૬ મું.

ધન્ય ધન્ય ઉરપર અબળા,
જેસુ* સુંદરવર વિલસેરે સબળા;† ધન્ય. ટેક.
રમઝમ રમઝમ રમતાંરે રંગે, ઘુઘરડી ઘમકાવે;
ઝાંઝર નેપૂર ઝણઝણેરે, ભમરી દેતાં ભાવે. ધન્ય. ૧
છેલપણે જઇ પિયે‡ અંગે ભળતી, ઠરતી અધર રસપાન;
થૈ થૈ થૈ કરતાં નેણ મિળાવે, કામિની ને વળી કાહન. ધન્ય. ૨
એક ગાય એક સ્વર મેળાવે, પૂરણ રસમાંહે માતા;
ભણે નારસૈંયો રેણુ ચરણુને, દુર્લભદેવ મુનિ ધાતા. ધન્ય. ૩

પદ ૬૭ મું.

વેણું વાહેરે નાથ વેણું વાહે, મળી સો મધુરું ગાન ગાએ;
મુગટ મસ્તકે ધરી થઇથઇથઇ કરે, જુવતી જન બાહુડી§ કંઠે સોહે. ૧
સકળ કળા કરી વન વિલસે હરી, રાસ રમત રચ્યો રમણ રંગે;
શરદ સુંદર શશિ રજની રળીયામણી, ભામનીસુ ભલો રમે સંગે. ૨
તાળ તાળી તાને નેપુર રણઝણે, ઝમકતી ઝાંઝરી નારી નાચે;
સુખતણો સાગર શ્યામશ્યામાતણો, નિરખવા નરસૈંયો એહ જાચે. ૩

---

* સુ—સાથેના અર્થમાં. † અહિયાં કૃષ્ણ. સબલા—સબલ, બલવાળો. ‡ પિયે—પિયુ.
§ બાહુડી, બાહુ (હાથ) ઉપરથી.

### પદ ૬૮ મું.

ગરજે ગજગામની રાસમંડળ મધી,* એક એક અંગના અધિક રંગે;
વાગે વાજાં બહુ થઇથઇથઇ કરે, સહુ મેળવે તાન તે નાથ સંગે. ૧
પ્રેમના પાશમાં દાબતા પ્રેમદા, મરકલડે માનની મન મોહે;
એકરસ થઈને અંગેઅંગ ભાળતાં, કામિની કર કંઠે કૃષ્ણ શોહે. ૨
પ્રેમદા પ્રેમસુ અધરરસ પાન કરે, અંકભરી નાથ ઉર ધારી રાખે;
ધન્ય રે ધન્ય આ સુખ નેણા ભરી, નારસૈંયો પ્રગટ પ્રેમે પેખે. ૩

### પદ ૬૯ મું.

મોર મુગટ શિર શામળા શોભીતો, ઝળકતી રાખડી શામા શોહે;
કર ઉપર કર કૃષ્ણ કામીતણો, નાચતાં નાચતાં મન મોહે. ૧
પિત પટ પાતળો, નીલવટ સુંદરી, નેહ ઝડ ઝીલતાં નાથ નારી;
કાછ વાળ્યો કટી હાર ઉર લેહકતો, સબળ શામા હરિ દેરે ભમરી. ૨
દેરે આલિંગન અંગના અંગસુ, નાથને ભીડતી અબળા બાળી;
ભણે નરસૈંયો ગોપી પદ રજ શિર ધરું, કૃષ્ણ કામી રમણ હરખુ નિહાળી. ૩

### પદ ૭૦ મું.

આજ રળીયામણી, રમત રસ ભરી, વનિતા વૃંદમાં નાથ મહાલે;
અબળાને ઉરધરે, અધર ચુંબન કરે, સાન કરે ને નેણ ચાલે. ૧
સકળ કળા કરી વન વિલશે હરી, સન્મુખ શોભતી સંગે શામા;
કંઠે બાહુ ધરી નાચતાં રીઝતાં, ઝળકતાં અંબરે કાહન કામા. ૨
વાજે વેણા વંશ† તાલ મૃદંગસુ, ઝાંઝરના ઝમકાર થાયે;
વિવશ થયાં વિલસતાં, નાથ મુખ નિરખતાં, ભીડી રહી ભામીનિ હૃદયામાંયે. ૩
હારસુ હાર ને પટ પીતસુ‡ પટ ભલાં, મરકલડા કરીને મન હરખે;
નરસૈંયા હાથ દીવી દૈવ દેખે, ધન આ માનવી દેહ પેખે. ૪

### પદ ૭૧ મું.

ધન્ય આ ધન્ય આ ધન્ય રમત રમે, રંગ ભર્યો નાથ બળ બાથ ભીડે;
અબળા આનંદસુ અધર ચુંબન કરે, અળવેસુ અંગના અંગ મોડે. ૧
નાચતાં વાજતાં નેપુર ઘુઘરી, ચપળ ચતુરાં ભલી દેરે ભમરી;
સ્વર કરે સહુ મળી નાથને અંગ ભજી, તાળી દે તારુણી પ્રેમે પૂરી. ૨

---

* મધ્ય (વચ્ચે) ઉપરથી. † વાંસ. અહિયાં બંસી. ‡ પીળા વસ્ત્ર સાથે.

દેવ દુંદુભી નાદ, કુસુમ વરશી રહ્યાં, હસે અજ ઇંદ્ર ને અમર ઉભા;
ભણે નરસૈંયો હું કોણ વરણુન કરું, એહની એહને એ જ શોભા. ૩

પદ ૭૨ મું.

રસ માહે ઝીલતાં, કૃષ્ણ કામા સંગે, રંગની રેલમાં અંગ ઓપી;
ભૂજબળ ભીડતાં, અધર અમૃત કરી, સરવસ નાથને રહીરે સોંપી. ૧
અળગાં અંબર થયાં નાચતાં થૈથૈ, કરતણા કંકણ ખળકે ચૂડી;
નેપૂર નાદ ને ઘુઘરી ઘમઘમે, શિરપર રાખડી ઝળકે રૂડી. ૨
મસ્તક મુગટ તે નાથને શોભતો, જાણે દીવાકર ઉદીયો આવી;
ભણે નરસૈંયો પ્રેમના જૂથમાં, કાહાનને કામિની મન ભાવી. ૩

પદ ૭૩ મું.

આજ અજવાળીયું, પરમ સોહામણું, શ્યામ શ્યામા રંગે દેરે તાળી;
સપ્ત સ્વર ઓચરે, વાજાં વાજે બહુ, તેમ તેમ વેણું વાહે રસાળી. ૧
અબળા અંગ આનંદ વાધ્યો ઘણો, શ્યામ સંગ તે ગાન કરતી;
રીઝવ્યો નાથ તે ભાવ* ભલા કરી, મદભરી માનની માન ધરતી. ૨
મરકલો કરીને, નાથ અંગમાં ભળે, અધર અમૃત રસ પાન કરતી;
ભણે નારસૈંયો રમણુના રંગમાં, ભૂજભરી ભામની બાથ ભરતી. ૩

પદ ૭૪ મું-રાગ દેશાખ.

સંસારનો ભય નિકટ ન આવે, શ્રીકૃષ્ણ ગોવિંદ ગોપાળ ગાતાં;
ઉગર્યો પરિક્ષત શ્રવણે સુણુતા, તાલ વેણા વિષ્ણુના ગુણ ગાતાં.† સં૦ ૧
બાલક ધ્રુવ દ્રઢ ભક્ત જાણી, અવિચળ પદવી આપી;
અસુર પ્રહ્લાદને ઉગારી લીધો, જનમ જનમની જડતા કાપી.‡ સં૦ ૨
દેવના દેવ તું કૃષ્ણ આદિ દેવા, તારું નામ લેતાં અભેપદ દાતા;
તે(મ) તારા નામને નરસૈંયો નિત્ય જપે, સાર કર સાર કર વિશ્વ ખ્યાતા. સં૦ ૩

પદ ૭૫ મું-રાગ આશાવરી.

શો રે ચઢાવું પાડ મારા વાહલાજીને, મનુષ્યા જનમ જેણે આપ્યો રે;
ઉત્તમકુળમાં દેહ ઉપજાવી, બ્રાહ્મણ કરીને થાપ્યો રે. શો૦ ૧

* હાવ અને ભાવ. હાવ=અભિનય; ભાવ, હૃદયનો. † પા૦ "ત્રિવિધી તાપ ટળે સૌ તનના, મોહ માયા તજતાં રે." ‡ પા૦ "ભક્ત અસુર પ્રહલાદને અમર પદવી આપી."

એક અધિકાર મને અદકો આપ્યો, હરિ વાહલા તે કયાંથી રે;
પૂર્વજન્મનું પુણ્ય હોતું તે, ઉગી નિસર્યું ત્યાંથી રે. શો૦ ૨
પશુ પક્ષીને ઘણું હરિ વાહલા, મુખથી રામ ન કહેવું રે;*
ક્ષુધા તૃષા તો ટાળી ન ટળે, કહો કષ્ટ ઘણેરું સહેવું રે. શો૦ ૩
મનુષ્યા જનમનો મોંઘો મેળો, જે જન હરિ રસ ચાખે રે;
ભણે નરસૈંયો જન જનમ મરણ નહિ, ફરી જેમ ગર્ભવાસ ન દાખે રે. શો૦ ૪

પદ ૭૬ મું–રાગ આશાવરી.

હરિ નામ વિના નર સદા સુતકી, તેને આભડવા† અધિકાર નહી;
કૃષ્ણને મૂકી જે અવર ઉપાસે, ધીક ધીક અવતાર તેનો સહી. હરિ. ૧
હરિ ગુણ ગાતો ને રેહે રંગ રાતો, કરતો તે પ્રભુજીનું ગાન;
સદા સોહાગી શામલિયો, તેનું નિશ દિન ધરતો રે ધ્યાન. હરિ. ૨
જપ તપ તીરથ કોટ કરે પણ, ના આવે હરિ નામ લેતો;
ભણે નરસૈંયો જે ધન્ય આ દેહને, શ્રીકૃષ્ણ શ્રીકૃષ્ણ બોલે તેતો. હરિ. ૩

પદ ૭૭ મું.

તાહરી મેહેરની લેહેર જો પલક પામું, તો ત્રિવિધિના તાપ તે જાય નાશી;
અષ્ટમા સિદ્ધિ નવનિધી જે મહામતિ, દ્વાર ઉભી રહે થૈને દાસી. ૧
રસિક શિરોમણી રાજીવલોચન, વદન પ્રસન્ન શ્રી કૃષ્ણ તહારું;
કરોને કૃપા હરિ દૃષ્ટ કરુણા ભરી, જે થકી કારજ થાય મહારું. ૨
શરણ આવ્યા તેને નથી તમે પરહર્યા, પતિત પાવન એવું વ્રત‡ રાખી;
ઉંચ ને નીચ કે અધમ ન ધારીયા, ભક્તવછળ તેના વેદ સાખી. ૩
દીનબંધુ દીનાનાથ શ્રી કૃષ્ણજી, નાથ અનાથનો તું રે સ્વામી;
નરસૈંયાચા સ્વામી ભક્ત છું તાહરો, ભક્તને વશ સદા અંતરજામી. ૪

પદ ૭૮ મું.

પઢો રે પોપટ રાજા રામના, સતી સીતા પઢાવે;
પાસે બાંધી પાંજરું, મુખે રામ જપાવે. પઢોરે૦ ૧
પોપટ તારે કારણે, લીલા વાંસ વેડાવું;
તેનું ઘડાવું પોપટ પાંજરું, હીરે રતને જડાવું. પઢોરે૦ ૨
પોપટ તારે કારણે, શી શી રસોઈ બનાવું;
સાકરના કરી ચુરમા, ઉપર ઘી પીરસાવું. પઢોરે૦ ૩

---

* અસ્પષ્ટ છે. † અડકવાના અર્થમાં છે. ‡ પા૦ "બિરુદ."

પાંખ પીળી ને પગ પાંડુરા, કોટે કાંટલો કાળો;
નરસૈંયાના સ્વામીને ભજો, રાગ તાણી રૂપાળો. પઢારે૦ ૪

પદ ૭૯ મું.

તારી મોરલીએ મન મોહ્યાં રે, ઘેલી થઈ ગિરધરીયા. ટેક૦
દોણી વિના હું દોવારે બેઠી ને સાડી ભીંજી નવ જાણી;
વાછડાંને વરાંસે* બેઠાં, મેં તો બાળક બાંધ્યાં તાણી રે. ઘેલી થઇ.
સાસુ કહે વહુવરને વંતર વળગ્યું, અખેતરીયા† ઉતરાવો;
દીએર કહે ભાભીને બાંધો, એને સાટકડે સમજાવો રે. ઘેલી થઇ.
નણદી કહે હું નિત્ય નિત્ય દેખું, કા'ન કા'ન મુખ બોલે;
પાડોસણ કહે એની પેર હું જાણું, વ્રજ વનિતા વન ડોળે રે. ઘેલી થઇ.
તાવ્યાં ઘી સાકરમાં ભેળ્યાં, ને પ્રેમે ભેળ્યાં પાણી;
નાવલીયાને મેં નેત્રે બાંધ્યો, ઘરનો ધારણ‡ જાણી રે. ઘેલી થઇ.
ધંન રે વૃન્દાવન એ લીલા, ધંન ગોરસ આ ગોપી;
ધંન નરસૈંયા તારી જીભલડીને, આવ્યાં વૃન્દાવન રહ્યાં ઓપી. ઘેલી થઇ.

પદ ૮૦ મું.

વારી જાઉં રે આવો મારે આંગણીએ,
આરતી ઉતારું હરિનું વદન નિહાલું,મુખ નિરખીને દુઃખડાં હરીએ. વારી જાઉં.
એક વાર માહરે મંદિર પધારો, અમે તો તમને ગણીએ. વારી જાઉં.
દીન જાણીને દયા શે નવ કરતા, ખમા ખમા મુખથી ભણીએ. વારી જાઉં.
નરસૈંયાને સ્વામી વેણુ વજાડે, તે દહાડે શ્રવણે સુણીએ. વારી જાઉં.

પદ ૮૧ મું.

કૃષ્ણ કહો કૃષ્ણ કહો, આ અવસર છે કે'વાનું;
પાણી તો સર્વે વરસી જાશે, રામનામ છે રે'વાનું. કૃષ્ણ.
રાવણ સરખા ઝટ ચાલ્યા, અંતકાળની આંટીમાં;
પળકવારમાં પકડી લીધા, જાણો જમની ઘાંટીમાં. કૃષ્ણ.
લખેસરી લાખો લુંટાયા, કાળે તે નાખ્યા કુટીને;
ક્રોડપતિનું જોર ન ચાલ્યું, તે નર ગયા ઉઠીને. કૃષ્ણ.

* ભરોંસે, વિશ્વાસે. † એ શબ્દનો અર્થ તો "દાણા વાળવા" કહે છે તેવો થતો હોવો જોઇએ. ‡ ધારણ કરનારો.

એ કહેવાનું સૌને કહીયે, નિશદિન તાલી લાગીરે;
કહે નરસૈંયો ભજતાં પ્રભુને, ભવની ભાવટ ભાગીરે, કૃષ્ણ.

### પદ ૮૨ મું–રાગ આશાવરી.

છાની વાત હુતી તે મારે વાહલે પ્રગટ કીધી;
સહુ દેખતા મુને બોલાવી લીધી. છાની૦
અબળાચા મારગ દોહેલા સેંન જાણે, જે કહ્યું વેદ પુરાણે રે. છાની૦
સકળ ધરમ હરિસુ શે* ન ઉપાયે રે, કૃષ્ણજીના ચરિત્ર કલ્યા ન જાયે રે. છાની૦
ચાર ફળ દીધાં તે કામી, ભક્ત વછલ મલ્યો નરસૈંયાચો સ્વામી. છાની૦

### પદ ૮૩ મું–રાગ મારુ.

જેને જેસુ રંગ રે સજની, જેને જેસુ રંગ રે;
હુને ન ગમે બીજાનો સંગરે સજની, જેને જેસુ રંગ રે. સજની૦
કપુર હોયે જોને ઉજ્વળ રે, વળી વિશેષે સુગંધ રે;
તેનું કારણ મન માન્યાનું, બાંધ્યું મરીયાં† સાથે બંધ રે. સજની૦
નૈણા હોય જોને નિરમળા રે, સરવ દેખાડે વાટ રે;
અંજન વિના ઓપે નહિં રે, નવ ચઢે સોના ઘાટ રે. સજની૦
વેદ વિખ્યાત જાણે સહુ રે, સાયર‡ ખારા નીર રે;
જેનું કારણ મન માન્યાનું, સરીતા સુકવે શરીર રે. સજની૦
ગુણ અવગુણ જાણ્યા વિના રે, કાંઈ ન જાણે આપ રે;
શંકરદેવે સરવ તજીને, કંઠે આરોપ્યો સાપ રે. સજની૦
શામળિયાસુ સ્નેહ હમારે, કદી નવ થાશો ભંગ રે;
નરસૈંયાચા સ્વામીની સંગે રમતાં, નીત નીત નવલા રંગ રે. સજની૦

### પદ ૮૪ મું–રાગ આશાવરી.

કુચ વીચે હાર અનોપમ દીસે, નિરખતાં મારું મન હીસે. કુચ.
અનંગ આહેડીએ જાળ માંડીલા, પંખી કામીજન આવીલા. કુચ.
જુગત§ કરી જુવતી જોતાં, તતક્ષણું પાસે પાડીલા. કુચ.
ઘન સ્તન ભાર ભરીલાં, કામીજન આપ વિસરીલા. કુચ.
શરણે તુમારે આવીલાં, નરસૈંયાચે સ્વામી વિસરી ગેઇલા. કુચ.

---

* બીજોના અર્થમાં 'શે' હશે. † મરીયાં–મરી. ‡ સાયર–સમુદ્ર–સાગર. § જુક્તિ

## પદ ૮૫ મું–રાગ પ્રભાત.

મ્હારે જાવું રે મહીડાં વેચવા, માવો માગે છે દાણ;
દાણી ઉભો મ્હારે મારગે રે, દે છે નંદાજીની આણ. મ્હારે૦
હાં રે મ્હારે માથે મહીડાં તપે, હાં રે તડકે તપે રે લલાટ;
પાવમાં ખૂંચે ઝીણી કાંકરી રે, જાવું મથુરાની વાટ. મ્હારે૦
હાં રે પ્રભુજી પધાર્યા બારણે, બેઠા આસન વાળી;
નયણે નિરખતાં નાથને રે, બેઠા બાજટ ઢાળી. મ્હારે૦
હાં રે ધંન ગોકુળ ધંન વ્રજ નારને, ધન આજનો દંન;
નરસિંહનો સ્વામી શામળો, ગોપી આનંદ પામી મંન. મ્હારે૦

## પદ ૮૬ મું–રાગ કાલેરો.*

મારા મન ગમતા મહારાજ, મારે ઘેર આવો રે;
હું તો તલખું તમારે કાજ, હસી બોલાવો રે. મારે૦
વીલમ ન કરશો વિઠ્ઠલા રે, અમ ઘેર આવો આજ;
પેર પેરનાં પકવાન પકાવું, હું તો ત્રિકમા તોરે કાજ. મારે૦
મન હતું તો મા'વજી રે, મુખડે કહે શું થાય;
આવી શકાય તો આવજો રે, મારું જોબન લેહરે જાય. મારે૦
આ જોની આંગણીએ ઉભો, રંગીલો રણછોડ;
નરસૈંયાનો સ્વામી અંતરજામી, વાહલે પૂર્યા મનનાં કોડ. મારે૦

## પદ ૮૭ મું–રાગ મારુ.

વિઠ્ઠલ રહ્યો રે વસી, મારે મન વિઠ્ઠલ રહ્યો રે વસી;
ગોવિંદ સાથે હેરે ગોઠડી રે, મને લાગ્યો સાકરસી. મારે૦
ઓસડીયાં અળગાં કરો રે, મને શાને રે પાઓ ઘસી;
કાનુડો કળીએર નાગ છે રે, મારા રુદીયે રે રહ્યો ડસી. મારે૦
હાંરે ગોકુળનું લોક ઠગારું, વાત ન જાણે કશી;
સોનું ને સુગંધ એક છે રે, ભ્રાંત નથીરે કશી. મારે.
આજ મળીયા મને એકલા રે, મારા રુદીયા માંહે હસી;
નરસૈંયાચા સ્વામી મળ્યા રે, ચરણ પડું રે ધસી. મારે૦

### પદ ૮૮ મું.

વારી જાઉં રે સુંદર શ્યામ, તારા લટકાને. ટેક.
લટકે રઘુવર રૂપ ધરીને, વચન પિતાનાં પાળ્યાં રે;
ભટકે જઈ રણે રાવણ રોળ્યો, લટકે સીતા વાળ્યાં. તારા લટકાને.
લટકે ગિરિ ગોવર્ધન તોલ્યો, લટકે વાત્યો વંશ રે;
લટકે જઈ દાવાનલ પીધો, લટકે માર્યો કંસ. તારા લટકાને.
લટકે ગૌઓ ગોકુળમાં ચારી, લટકે પલવટ વાલી રે;
લટકે જઈ જમુનામાં પેઠા, લટકે નાથ્યો કાલી રે. તારા લટકાને.
લટકે વામન રૂપ ધરીને, જાચ્યા બલીને દ્વાર રે;
ત્રણ ડગલાં પૃથ્વીને કાજે, બલિ ચાંપ્યો પાતાલરે. તારા લટકાને.
એવાં એવાં લટકા છે ઘણાં રે, લટકાં લાખ કરોડ રે;
નરસૈંયાંચા સ્વામી સંગે રમતાં, મહીડું મોડા મોડ. તારા લટકાને.

### પદ ૮૯ મું–રાગ વસંત.

કર નખ રાતા કામિનીના રે, રાતા અધર સુદંત;
રાતા અબીલ ઉડાડે ગોપી, રાતો નવલ વસંત. કર.
રાતી ચોળી કસણ કસી, ને મુખ ભર્યાં તંબોલ;
રાતા ચરણા પેહેરણે, રંગ રાતી કુંકુમ રોલ. કર.
કૃષ્ણજી રાતા કામિનીએ રે, કામિની કૃષ્ણ ગુણે રાતી;
સરખા સરખે બેહુ ગુણ રાતા, નરસૈંયો સંઘાતી. કર.

### પદ ૯૦ મું–રાગ વસંત.

હું સૂહાગી સૂહાગણ, બાઈ રે નાવલીઓ રૂડો;
સોનાનો શ્યામળીએ વાહલે, પહેરાવ્યો ચૂડો, હું૦
સેંથે શીશફુલ રાખડલી, ગોફણ ને ઘુઘરડી;
કર કંકણ નેપુરીઆ વાજે, દીસું છું રૂડી. હું૦
સૈઅરમાં સપરાણી* કીધી, લીધી હૃદયા માંહે;
નરસૈંયાચો સ્વામિ રસમાતો, અમ સાથે ગાયે. હું૦

---

* મૂળ શબ્દ સંપરાણી છે. તેના બીજાં રૂપ "સફરાણી," "સપરાણી" થયાં હશે. સપરિવારિણી ઉપરથી કરીએ તો અર્થ એ થાય કે સારા પરિવારવાળી કે, પરિવારવાળી–પનોતી. મતલબ કે ધન્ય.

## પદ ૯૧ મું.

ધન્ય ધન્ય ગોકુળીયું ગામ રે, મારે વા'લે કર્યાં વિશ્રામ રે.
ધન્ય ધન્ય જશોદા માડી રે, હરિને હાલેરા ગાય દા'ડી રે.
ધન્ય ધન્ય ગોકુળીયાની ગલીયો રે, મારો વા'લો કાઢે નિત્ય હુડીઓ રે.
ધન્ય ધન્ય ગોકુળીયાની ગાય રે, મારો વા'લો ચરાવાને જાય રે.
ધન્ય ધન્ય ગોકુળીયાની ગોપી રે, હીરે રત્ન જડીત છે ટોપી રે.
ધન્ય ધન્ય ગોકુળીયાનો ઘોડો રે, હરિને મસ્તકે મોતીનો તોરો રે.
ધન્ય ધન્ય ગોકુળીયાના મોર રે, પ્રભુજીનો મુગટ બન્યો રંગચોળ રે.
ધન્ય ધન્ય જમનાજીનાં નીર રે, મારો વા'લો પખાળે શરીર રે.
ધન્ય ધન્ય જમનાજીના ઘાટ રે, મારો વા'લો વાંચે નિત્ય પાઠ રે.
ધન્ય ધન્ય જમનાજીની રેતી રે, હરિને ચરણ કમળ રોજ રે'ની રે.
ધન્ય ધન્ય નરસૈંયો દાસ રે, મને રાખો ચરણની પાસ રે.

## પદ ૯૨ મું.

કાર્તક મહિને કૃષ્ણજી, મેલી ગયા રે મહારાજ.
રુદન કરે રાણી રાધિકા, નયણે આંસુની ધાર; શું રે જીવું સંસારમાં;
પાપી પ્રાણ ન જાય, લોભી જીવડો ન જાય; શું રે. ટેક.
માગશર મહિને માન્યું નહિ, મારા મોહનલાલ;
સેજલડી રે સૂની પડી, જઝ્યાં શોકયના સાલ. શું રે.
પોસ મહિને આવ્યા નહિ, જશોદાજીના કા'ન;
અધવચ મેલ્યાં એકલાં, મારાં ઝુરતાં વાન. શું રે.
મહા મહિને મહારાજને, તેડી લાવો રે ઘેર;
મુખડું નિરખું મારા નાથનું, ઉલટી રગડાની રેળ. શું રે.
ફાગણ ફુલ્યો હો સખી, ફુલ્યાં કમલાનો કંથ,
હૈયામાં રે હોળી બળે, કીમ કરી રમું રે વસન્ત. શું રે.
ચૈત્ર માસે ચિત્ત ચાલે નહિ, ઓઢવા આછાં રે ચીર;
કીમરે ઓઢું જાદવ વિના, મારું શોભે ન શરીર. શું રે.
વૈશાખે વન ફળ ફુલીયાં, ફુલીયા દાડમ દ્રાખ;
કોયલડી રે ટહુકા કરે, પાકી આંબાની શાખ. શું રે.

જેઠ મહિને રવિ તપે ઘણો, ઝીણી લૂથી બળતીરે રાખ;
સહસ્ર ગોપીરે ટોળે મળી, ઘોળે આંબાની શાખ. શું રે.
આષાડ માસ ભલે આવીયો, વરસ્યો ઘન અંધારું ઘોર;
ચહુદીસ ચમકે રે વીજલી, મધુરા બોલે રે મોર. શું રે.
શ્રાવણ વરસ્યોરે સરવડે, નદીએ બહુ તો રે નીર;
સહસ્ર ગોપી રે ટોળે મળી, ન્હાવા જમનાને તીર. શું રે.
ભાદરવો ભલે ગાજીયો, વરસ્યો ચારે રે માસ;
ભીંજે રાધાજીની ચુંદડી, ભીંજે સોળ શણગાર. શું રે.
આસો માસે હરિ આવીયા, આવ્યા અબલાની પાસ;
આશા પૂરી એણે મન તણી, વાહલે રમાડ્યા રાસ. શું રે.
ગાય શીખે ને સાંભળે, તેનો હજો વૈકુંઠ વાસ;
બાર માસ પૂરા થયા, ગાય નરસૈંયો દાસ. શું રે.

## પદ ૯૩ મું.

મારું વૃંદાવન છે રુડું રે, વૈકુંઠ નહિ આવું;
નહીં આવું નંદાજીના લાલ, નહીં આવું. ટેક.
બેશીને રહેવું ને ટગટગ જોવું, નહીં ખાવું નહીં પીવું રે; વૈકુંઠ નહિ.
વેમાન મોકલો તો મોકલો વેહેલું, હું આવીશ સૌના પહેલુંરે; વૈકુંઠ નહિ.
બ્રહ્મના લોક તો છે અતિ કૂડાં, વાસી વ્રજના રૂડાં રે; વૈકુંઠ નહિ.
જે વીજે બે પોળીયા હુતા, તેને તત્ક્ષણ મેલ્યા કહાડી રે; વૈકુંઠ નહિ.
નરસૈંયાચો સ્વામી અંતરજામી, તમે સાંભળોને સારંગપાણીરે; વૈકુંઠ નહિ.

## પદ ૯૪ મું-રુકમણિ વિવાહ.

દ્વારકામાં વાજીંત્ર વાગીયાં, ગોમતીમાં ગગડ્યાં નિશાન;
જાદવરાય પરણ્યા રુક્મણિ.
આલા લીલા વાંસડીઆ વઢાવજો, તેનો રૂડો માંડવો રચાવો. જાદવ૦
ગંગાકેરી ગોરમટી મંગાવજો, તેની રૂડી ચોરીઓ ચીતરાવો. જાદવ૦
આવાં રૂડાં તરીયાંતોરણ બાંધીયાં, રૂડી માનુની મંગળ ગાય. જાદવ૦
દ્વારદ્વાર તોરણ બંધાવજો, રુક્મૈયાને ફોફળ બીડાં પાન. જાદવ૦
ગર્ગાચાર્યે હાથેવાલો મેળવ્યો, બ્રહ્માજી તો દે છે કન્યાદાન. જાદવ૦
પહેલું પહેલું મંગળ વરતાવીયું, આલ્યાં આલ્યાં ગવરીકેરાં દાન. જાદવ૦

બીજું બીજું મંગળ વરતાવીયું, આલ્યાં આલ્યાં સોના રૂપા દાન. જાદવ૦
ત્રીજું ત્રીજું મંગળ વરતાવીયું, આલ્યાં આલ્યાં ભૂમિકેરાં દાન. જાદવ૦
ચોથું ચોથું મંગળ વરતાવીયું, આલ્યાં આલ્યાં તન મન ને ધન. જાદવ૦
પાછળથી પહેરામણી મોકલી, સાચા તારના શોભિતા શણુગાર. જાદવ૦
હુતી મારે પૂર્વ જન્મની પ્રીતીરે, હું તો શામળીયો વર પામી. જાદવ૦
ભલે મળ્યો નરસૈંયાનો સ્વામીરે, પરણ્યા પરણ્યા દેવ મોરારી. જાદવ૦

### પદ ૯૫ મું–રાગ વસંત.

પરિબ્રહ્મ ગોવાલા સંગ રમે, તેને જોવા જોગેશ્વર દેહ દમે. પરિ૦ ટેક.
વાહલા વૈકુંઠ લોકથી સંચરો, જેને લીલા માનવ દેહ ધરો;
વાહલો ચૌદ લોક ભાંગે ઘડે, માવો માખણ માટે રડવડે. પરિ૦ ૧
વાહલો અકલીત નવ જાએ કળ્યો,જેને વામનરૂપે બલી છલ્યો;
ત્રિકમજી ત્રણ ડગલાં ભરે, તે તો ઉમર ચઢતાં રડવડે. પરિ૦ ૨
વાહલો ધરતે ધ્યાનમાં નાવીયો, એવો જનની જસોદાને ધાવીયો;
જેને રૂપ ધરૂં સચરાચરૂં, જેણે ગોકુળ ચાર્યાં વાછરૂં. પરિ૦ ૩
વાહલો વચન પાળવા અવતર્યો, તે તો શેરીયે શેરીયે સંચર્યો;
નરસૈંયાનો સ્વામી મીઠલો, તે તો વૃંદાવનમાં દીઠલો. પરિ૦ ૪

### પદ ૯૬ મું.

આનંદની હેલીરે આજ, મારે આનંદની હેલી રે;
ધનરે ઘડીરે ગીરધારી પધાર્યા, મુખડાં જોતાં ઘેલી રે. આજ મારે.
કુમકુમ કેશર કૃષ્ણજી, આગળ કંકુડાં મેલી રે;
હાંરે હાંરે તોરણ બંધાવું, પુંજવા જાઉં પહેલી રે. આજ મારે.
ધનરે ઘડી મારે પ્રભુજી પધાર્યા, દુઃખડાં મેલ્યાં ઠેલી રે;
ભલેરે મળ્યો મે'તા નરસૈંયાનો સ્વામી, પ્રીત હતી પહેલી રે. આજ મારે.

### પદ ૯૭ મું.*

કે'વા દેને કા'ન તારી માને કહેવા દેને કાન;
વાહાણાની વઢવાડ કરે છે, આથમીયો સુરભાણ. તારી૦
વાટે ઘાટે શું વઢતા હીંડો છો, નથીરે શામળીઆમાં સાન. તારી૦
નારી આગળ તમે નૃત્ય કરો છો, હલવું પીંપળીયાનું પાન. તારી૦

બીવરાવો તે તો બીજીરે નારી,ખરું રે લોઢું ને આરસપહાણુ. તારી૦
કહ્યું ન માને નંદનો નાનડીયો, મને ખીજતા બૃખુભાન. તારી૦
મારે મંદિર પધારો મોહનજી, પીરસાવું પકવાન. તારી૦
લવિંગ સોપારીને એલચી દોડા, બીડલે બાસટ પાન. તારી૦
સાસુ કહે વહુ ઘેલી થઇરે, દીધાને આદરમાન. તારી૦
વૃંદાવનની કુંજગલીમાં, ત્રિકમે તોડ્યા તાન. તારી૦
નરસૈંયાનો સ્વામી શામળો રે, ચરણુ કમળ રહ્યું ધ્યાન. તારી૦

## પદ ૯૮ મું–રાગ પ્રભાત.

નિર્ધન પુરુષ તે નકી હરિ જાણુવો, કૃષ્ણુના ગુણુ તજી અન્ય ભાખે;
મંત્ર ને જંત્ર, અવર આરાધના, દુષ્ટની સંગત નિત્ય રાખે. નિર્ધન.
તારા ભકતની સંગતે આવે નહિ, કામ ને ક્રોધ માટે રાતો;
કૃષ્ણુ કથા થકી રહે અતિ વેગળો, વિષય રસપાન તે નિત્ય પીતો. નિર્ધન.
કૃષ્ણુ નામનો આસરો જેહને, તેહને દોહલાં દુઃખ ન હોયે;
ભણે નરસૈંયો કૃષ્ણુ ગુણુ ગાતાં, જન્મ જન્મ હરિભક્તિ હોયે. નિર્ધન.

## પદ ૯૯ મું–પ્રભાતિયુ.*

જાગો તો એક વાત કહું, લાલ ગોવરધનધારીરે;
મનની હતી તે મનમાં રહીરે, વેરણ રયણી વેહોણીરે. જાગો૦
જો તમે મનના મનોરથ પુરો સરવે, તો અંગ થાયે ટાઢુંરે;
જે સુખ સ્વર્ગે વૈકુંઠે નહીં તે, પરમ આનંદે પમાડુંરે. જાગો૦
મન કર્મ વચને સ્મરણ કરીને, ભજીયે અંતરજામીરે;
નરસૈંયાચો સ્વામી ભલે મલીયો, સુખની સીમા પામીરે. જાગો૦

## પદ ૧૦૦ મું–પ્રભાતિયુ.

રજની સોહાગી વહીરે ગઈ, ભાણુ સોહાગી ઉગ્યો રે;
નંદ સોહાગી શામલીયો, કુસુમ કલી લઇ પૂજ્યો રે. રજની૦
ગોપ સોહાગી ગણુ ઉભા, વેણુ સોહાગી વાગો રે;
માતા સોહાગી નાદ કરેરે, કુંવર સોહાગી જાગો રે. રજની૦
ધેન સોહાગી વત્સ ધવરાવે, સ્નેહ સોહાગી બાંધો રે;
નરસૈંયાચા સ્વામીને મુખ દીઠે, ભવસાગર તો ભાગો રે. રજની૦

## પદ ૧૦૧ મું.

પીયુ મારી સેજડીનો શણગાર;
જોબન સીંચણુહાર. ૧
પીયુજી કારણ હું તો હાર ન ધરતી, જાણું રખે અંતર થાયે;
નદી વિના પર્વત સિંધુ સમાણા, મ્હારા તે રુદયા માંહે. ૨
પરનારીસુ પ્રેમ બાંધ્યો, કીધો વૃંદાવન વાસ;
નરસૈંયાચો સ્વામી ભલે મળીઓ, અબળાની પૂરી આશ. ૩

## પદ ૧૦૨ મું.

હાંરે બાઈ એણીપેરે મેં વશ આણ્યો;
વિપરીત સુરતે રમાડ્યો. ૧
ના ના કહેતાં નાશી જાતો, મા મા કહેતાં ઉર લીધો;
નેણે નેણસુ અધુર અધુરસુ, અમૃતની પેર પીધો. ૨
એક સમે મેં ઉરપર લીધો, જેમ કહું તેમ માણ્યો;
નરસૈંયાચા સ્વામી શું રમતાં, સંસાર જાણ્યો ન જાણ્યો. ૩

## પદ ૧૦૩ મું.

રેણી રંગભરી રમીયે;
શામલિયાને અંગોઅંગે મલીયે. ૧
મનમથની પીડ ખરીરે, દોહલી વેળા પણ કોણ નીવારે;
વ્યાકુલ થઈ હું મંદીર દ્વારે, નિરખું વારે વારે. ૨
અંતર પ્રીત ધરી મન માંહે, આવ્યા અંતરજામીરે;
રુદેયા સરસો ભીડી રહીએ, નરસૈંયાચો સ્વામી. ૩

## પદ ૧૦૪ મું.

દીવડીઓ અજવાળી, દીવડીઓ અજવાળીરે;
પંથડો વાહલાજીનો રહુંરે નિહાળી રે. ૧
સેજ રચી મેં કુસુમ લઈને, નવલો કરી શણગારરે;
અંગોઅંગે અમી ઠરે, જો આવે પ્રાણાધારરે. ૨
આ જોબન જતન કરી રાખ્યું, ભેટ પિયુને કરવારે;
નરસૈંયાચો સ્વામી ઉરપર રાખું, રેણી રંગભરી રમવારે. ૩

### પદ ૧૦૫ મું.

ગાલે કુંકુમ કાજલ કોણુ કોઉલા, મુખ તંબોલ રાતાં;
અધુરે અલંકૃત અલતો જણાયે, લાજ નહીં ઘેર જાતાં. ૧
નવાં નવાં ભુષણુ અંગે અનોપમ, નામ નેત્રે ભાવેરે;
દિ વિચારો શું એણીપેર રાતો, તે કેમ મારે ઘેર આવેરે. ૨
દિ વિચારો શું વાદ ન કીજે, એમ બોલે રાધા નારીરે;
નરસૈંયાચો સ્વામી ચતુર શિરોમણી, એ કોણુ લીલા તારીરે. ૩

### પદ ૧૦૬ હું.

હમોને ઘેલાં કીધાંરે મારા રાજ, મેવાડો ગાઇને;
મહીડાં મારાં લીધાંરે મારા રાજ, મટુકી સાહીને.
પાણીલાંને ગયાંતાં રે મારા રાજ, સહીયરોના સાથમાં;
* * * * *
વાહલોજી તો ઉભારે મારા રાજ, જમનાને કાંઠલે;
યશોદાજી વારો રે મારા રાજ, તમારા કહાનને.
કાંકણુ મારું નંદયું રે મારા રાજ, બાંવલડી સાહીને;
મનડાં મારાં મોહ્યાં રે મારા રાજ, છબીલાની ઝાંઇએ.
કાળજે બાણુ વાગ્યાં રે મારા રાજ, મોહન રૂપ જોઇને;
નરસૈંયો રીઝયો રે મારા રાજ, હરિ ગુણુ ગાઇને.

### પદ ૧૦૭ મું.*

બેડ઼ે મારે ભાર ઘણો નંદલાલ, વાતો કેમ કરિયે. બેડ઼ે૦
સાવ સોનાનો મારે શિર ઘડુલો, હાથ સોનાની ઝારીરે;
રાધાજી પાણીલાં નિસર્યાં, સોલ વરસની નારીરે. વાતો૦
લટકેથી આવું હું લટકેથી જાઉં, લટકામાં સમજાવુંરે;
એક ઘડી તમે ઉભા રહેજો, બેડું મેહેલી પાછી આવુંરે. વાતો૦
એક ઠેકાણું તમને એવું બતાવું, ત્યાં જઈ ઉભા રહેજોરે;
મન તનની આપણે વાતુ કરીશું, મારા જોબનીયાનો રસ લેજોરે. વાતો૦
સાવ સોનાનો મારે પાવજ તોડો, હાથ સોનાનો ચૂડોરે;
ભલે મળ્યો મે'તા નરસૈંયાનો સ્વામી, શામળિયો વર રૂડોરે. વાતો૦

### પદ ૧૦૮ મું.

એ'ની વ્રજમાં વાતુ એવી થાય છે રે;
મારો વાહલો મથુરામાં જાય છે રે. એ'ની.
વ્રજની સુંદરીઓ ભેગી થઇ છે રે;
રથ હાંકી આગળ ઉભી રહી છે રે. એ'ની.
રથ જોડીને અક્રૂર આવ્યા રે;
તે તે શા શા સમાચાર લાવ્યા રે. એ'ની.
નરસિંહ મહેતાના સ્વામી સંગાથમાંરે;
હુમે છીએ સ્વામી તમારા હાથમાં રે. એ'ની.

### પદ ૧૦૯ મું.

જોવા સરખો સલુણો આજ, રંગભર મળીયા રે. ટેક.
જેનો વેદમાં નહિરે વિચાર, રંગભેરમળીયારે;
જેનો બ્રહ્મા ન જાણે પાર, અંતર ટળીયા રે.
એ તો ચાલતા મોડામોડ, રંગભર મળીયા રે;
એને જોવા સરખી જોડ, અંતર ટળીયા રે.
બીડલે ગ્રેહે મુખ પાન, રંગભર મળીયા રે;
ગોપી હરિ છે ભીંનેવાન, અંતર ટળીયા રે.
હું તો પામી પરમ નિધાન, રંગભર મળીયા રે;
મહેતા નરસૈંયાને અભેદાન, અંતર ટળીયા રે.

### પદ ૧૧૦ મું-રાગ રામગ્રી.

શું કરું જો સખી, આજ છઉં અતિ દુઃખી, શ્રીહરિ રુષણું લેઇને સુતા;
વાંક માહારો જોની અપરાધ એ થયો, ખેલતાં કઠણ કૂચ ઊર ખુંચ્યા. શું૦
આ વંકાએલ નાથને, બાથ શીદ ભીડીએ, હીંડોએ શીદ વળી સુરત રમવા;
કામના કટક ચહડાવી કરી ખેલવું, ત્યારે પ્રભુ પ્રહાર ખમવા. શું૦
કઠણ થયા વિના કારજ નવ સરે, સોહેલું નથી સંગ્રામ કરવા;
નરસૈંયાચો સ્વામી અબળા ઉપર રમે, અવતર્યો ભૂમિ ભાર હરવા. શું૦

### પદ ૧૧૧ મું.

સુખના દા'ડારે ઓધવ અમને સાંભરેરે, એ સુખ ના જાણે પરિબ્રહ્મ;
રાસને રમાડયાંરે વૃંદાવનમાંરે, નારદજી તો નાચતા હુતા તાંહાં છંમ. સુ૦

તે દા'ડેને રમ્યારે આંખ વિંચામણી રે, છબીલો છુપાણા કદમ કેરી છાંહ;
અંત્રિક્ષ જુએ રે સુરનર દેવતા રે, પુષ્પવૃષ્ટિ કરે વૃન્દાવન માંહ. સુ૦
કુબજાને કહેજો રે જઈ સંદેશડો રે, તારે હોતો તાંહાં અમારો રે ચાહ;
નરસૈંયાચા સ્વામીને સુખમાં સંભાળજો રે, તેણે વળગાડ્યા પોતાની બાંહ. સુ૦

પદ ૧૧૨ મું.

મોરલીવાળો ને રંગે રસાળો, કાળો કામણગારો રે;
ચિત્ત હમારાં ચોરીને લીધાં, વાહલાને કોઈ વારો રે. મોરલી૦
ઘર મધ્યે હમને ઘેહેલાં કીધાં, ઘરથકી એ ધૂતારો રે;
* * * * * મોરલી૦
મોર મુગટ ને કાને કુંડળ, જોતાં સુંદર સારો રે;
ભલે મળ્યો નરસૈંયાચો સ્વામી, પ્રાણથકી મુને પ્યારો રે. મોરલી૦

પદ ૧૧૩ મું.

કોહુ સજની એ કેઈ પેરે મૂકું, આનંદ રૂપી મા'વાને;
નહીં સમરથ અબળા વિણુ કોઈ, જે એહેનો પાલવ સા'વાને. કોહુ૦
જાગ જગનમાંહાં ઝાંખી ન જુએ, પેધો માખણ ચોરી ખાવાને;
નરસૈંયો ભૂતલ અવતરીયો, તે કૃષ્ણના ગુણ ગાવાને. કોહુ૦

પદ ૧૧૪ મું.

માહારો નાથ મૂકે સાથ રે, સજની શું કીજે;
કોઈ લાવો રે હમારે હાથ, વખ ઘોળી પીજે.
જળ જમનાં જળ ભરવાને જાઉં, તાંહાં કાહાન ઓચિંતો આવે રે;
ઉરનો હાર પોતાનો ઉતારી, તે તો માહારા કંઠે સોહાવે રે. સ૦
કરજોડી વાહલો આગળ ઉભો, લળી લળી પાવલે લાગે રે;
એહેના મનનો હું મર્મ ના જાણું, માહારી પાસે શું માગે રે. સ૦
હું રે લાજી ત્યારે શણગટ તાણ્યો, સહીયેર સમાણીએ દીઠું રે;
પેરવુંરે પેખણુ યુગમાંહાં જોતાં (?), સહુથી લાગે મીઠું રે. સ૦
વર્ણાગી વેરણ થઈ લાગી, વરવા હૈડે વારું રે;
શ્યામ સલુણો મારી કેડ ના મૂકે, માહારા કયા રૂપને સારુ રે. સ૦
અનેક સુંદરી એહેને રે ઇચ્છે, તેસું પ્રીત ન જોડે રે;
નરસૈંયાચો સ્વામી માહારી ભાલે, ભોજન મૂકીને દોડે રે. સ૦

### પદ ૧૧૫ મું.

શરદ નીશા શશીપે અતિ રૂડી, તેહનું મુને વદન દેખાડ રે, સજની.
લોચન વિહંગમ અમીરસ ઇચ્છે, જશલે જશલે જીવાડ રે, સજની.
માહા નિધિ ગ્રહીને બ્રહ્માદિક માંહાં, કેહી કેહી નખેદ રે, (?) સજની.
જે મુખ સુખ હેત વૈકુંઠ તજીયું, તેનો જાણે મુનિવર વેદ રે, સજની.
વ્રેહતાપ વિખ મુખથી નીકસ્યો, તે તો તાંહાંનું જાવા રે, સજની.
વિનય વચન પ્રેમે પ્રણિપત કરીને, આણી પેરે આંહાં પધરાવા રે, સજની.
સન્મુખ રહી સખી શ્યામાને લાવરે, સજી રણ ધીરજ દુર્લભ રે, સજની.
નરસૈંયાચો સ્વામી મહાનિધિ સુંદર, માનુની રુદીયે સમાય રે, સજની.

### પદ ૧૧૬ મું.

આંગણે ઉભાં આધાં રે, સજની, આંગણે ઉભાં આધાં રે.
સ્નેહીતણો અતિ આદર કીજે, તે તો રહી મનુહાર રે; સજની૦
જેનાં ચર્ણ ઇચ્છે શિવ બ્રહ્મા, કમળા વાસ વિહાણ રે; સજની૦
તે પ્રભુને તુને પાયે લગાડું, આવ કહું એક વાર રે; સજની૦
રાતતણી રુષણું લેઈ બેઠી, રોષ ધરે કાં ઘેહેલી રે; સજની૦
ભજ ભૂધર ઘેર બેઠાં આવે, લેને આલિંગન વહેલી રે; સજની૦
મન માન્યાં શામળિયા ને શામા, આનંદ લોચને હસીયાં રે; સજની૦
ભણે નરસૈંયો સુખ મરજાદા મે'ળી, મળીયાં છે બેહુ રસિયાં રે; સજની૦

### પદ ૧૧૭ મું.

સુંદરી સાચાં રે લાગ્યાં લછમીવરને પાય;
મંદિર જાતાં પાવલીયાં પાછાં પાછાં થાય. સુંદરી૦
નયણે નીર સજળ થયાં રે, કાંઇ થરથર કાંપે ઊર;
રજનીતણું સુખ વહી ગયું રે, કાંઈ ઉગીયો વેરી સૂર. સુંદરી૦
રજનીતણું સુખ સાંભરી રે, અબળા આવ્યાં પૂર;
નરસૈંયાચા સ્વામીને સંગે રમતાં, સ્નેહ ના કરશો દૂર. સુંદરી૦

### પદ ૧૧૮ મું.

પાછાં ફરી ભાળજો રે, અબળા રમેટલડું જાચું;
ફરી ફરી આ થાનકે મળવું, સમજું કે સાચું. પાછાં૦

મનમાન્યાની મીટે મળતાં, ક્ષણું એક ચિત્ત ધરજો;
કોઈ કોઈ વેળા પાવલીઆ રે, કુંજ ભણી કરજો. પાછાં૦
દુર્જન લોક થકાં બીજે રે, અબળા મન એટલડું જાણી;
નરસૈંયાચો સ્વામી પાતળો, તેણે પ્રતીત મારી જાણી. પાછાં૦

પદ ૧૧૯ મું.

અમને ના વિસારશો રે, અબળા રમતાં જમતાં રંગે;
જાંહાં જાઓ તાંહાં સુંદરી રે, માહારા પ્રાણ તમારી સંગે. અમને૦
એ શા બોલો બોલ મારા વાહલા, અમને ચઢાવો પાડ;
વિસાર્યાં કેમ વિસરું રે, તમો લડાવ્યાં લાડ. અમને૦
શામળિયાને સાંઇડુ દેઇને, સુંદરી ચાલ્યાં સર્વે ઘેર;
નરસૈંયાચા સ્વામીને સંગે રમતાં, કરતાં લીલા લેહેર. અમને૦

પદ ૧૨૦ મું.

શું હીંડો ભમતા રે, ભૂધરા શું હીંડો ભમતા. ટેક.
કાહાનજી કોને ઘેર ન જાઇએ, અણગમા ને અમથા રે;
મહી માખણ પાંચે અમૃત પીરશું, તે શેંરે નથી જમતા. ભૂધરજી૦
મહીઆરીને મારગ જાતાં, દેખું છું દમતા;
ગોવાળણી જોની ગાળજ ખૂંટે, આંહાં વેણ નથી ખમતા. ભૂધરજી૦
ચૌદલોકનો નાથ થઇને, હીંડો નારી નેહે નમતા;
નરસૈંયાચા સ્વામીની સંગે રમતા, મેહેલીને સહુ મમતા. ભૂધરજી૦

પદ ૧૨૧ મું-રાગ પ્રભાત.*

શ્રીહરિ નરહરિ, કૃષ્ણ કરુણા કરી, રાખ્ય રાધાવર ચરણ શરણે;
શોક મોહે ગયા, જન્મ સઘળા વૃથા, દુષ્ટ ચિંતા કરી ઉદર ભરણે. શ્રી૦ ૧

* ઉપલું પદ નરસિંહ મહેતાની કૃતિ છે એમ મનાવવાનો પ્રયત્ન, શ્રીમદ્‌વલ્લભાચાર્ય સંપ્રદાયના કેટલાંક ગોંસાઇના બાળકો અને અનેક વૈષ્ણવો કરે છે. હેતુ સ્પષ્ટ છે, કે પરમ ભક્ત નરસિંહ મેહેતાએ ૧૬ મા શતકના પ્રારંભ પૂર્વે કે તેની લગભગમાં એવું ભવિષ્ય ભાખ્યું હતું કે હવે પછી શ્રીમદ્‌વલ્લભાચાર્ય અને તેના દીકરા વિઠ્ઠલનાથજી, જેને વૈષ્ણવો ગોંસાઇજી કહે છે, અને પ્રેમલા વૈષ્ણવો સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમનું સ્વરૂપ કહે છે તે, જન્મ લેશે, અને પુષ્ટિમાર્ગને પ્રવર્તાવશે. પદની ભાષા, વસ્તુ, વિચાર જોતાં એ પદની ૪ થી કડી કૃત્રિમ છે એ કહેવાની જરૂર નથી. વૈષ્ણવો કહે છે કે નરસૈંયો પુષ્ટિમાર્ગનો બધૈયો–વધામણી આપનારો હતો, અને નરસિંહ મેહેતાએ શ્રીવલ્લભાચાર્ય, જે બોધ કરવાના હતા, તે પ્રથમ જણાવવાને જ જન્મ લીધો હતો! આના જેવો હડાંગટાહ્સો, હું

દેહ ઇંદ્રિય પ્રાણ, અંતઃકરણ દારા, ધન સોંપીયાં ચરણ તારે;
જીવ વિદ્યા ધર્મ, સર્વ શ્રીનાથ તું, તુજવિના અવર નહિ વસ્તુ મારે. શ્રી૦ ૨
(મારે) માત તું, તાત તું, ભ્રાત તું ભૂધરા, તુજવિના અવર કોને ન જાણું;
દાસ હું નાથ તું, એમ જાણી સદા, દ્વાર બેઠો તારા ગુણ વિખાણું. શ્રી૦ ૩
શ્રી વલ્લભ શ્રી વિઠ્ઠલ, ભૂતળે પ્રગટીને, પુષ્ટિમાર્ગે તે વિશદ કરશે;
દૈવી નિજ જીવ જે, શરણ જે આવશે, વિના સાધન ઉદ્ધાર કરશે. શ્રી૦ ૪
(માટે) શરણ દ્યો શ્રીહરિ, દીન જાણી કરી, સર્વથા દાસને ચરણ રાખો;
બેઉ કરજોડીને નરસૈંયો વિનવે, નિત્ય પ્રતિ આવીને વદન દાખો. શ્રી૦ ૫

## પદ ૧૨૨-મું રાગ રામગ્રી.

કહાવે રે ઉલંભડા ગોકુલની રે નારી,
ઉદ્ધવ કહેજો હરિને એકાંત બેસારી,
વિન અપરાધે તજી રે વ્રજનારી.
પ્રથમ જાણ્યું રે પ્રેમ અધિકુ રે થાશે,
આવડું રે ન.જાણ્યું હરિ મુને મેલીને જાશે.

---

ધારું છું કે કોઇપણ પંથ-સંપ્રદાયમાં નહિ હશે. નરસિંહ મેહેતાના કાવ્યો, પદો જેટલાં જેટલાં જૂના ચોપડામાંથી ઉતાર્યાં છે, તેમાં ક્યાંહી એ પદ દૃષ્ટે પડ્યું નથી; પણ અરાડમી સદીના લખાયલા વલ્લભસંપ્રદાયના ચોપડામાંથી જ માત્ર આ પદ મળી આવ્યું છે. નરસિંહ મેહેતો કયા પ્રકારના જ્ઞાન અને ભક્તિમાર્ગે ગમન કરનારો હતો, તે તેના જ્ઞાનભક્તિ એ મથાળા નીચે આપેલાં પદો તથા પરિશિષ્ટમાં આપેલાં અન્ય પદો તેનું સ્વરૂપ સુસ્પષ્ટ રીતે દર્શાવે છે અને તેપરથી સિદ્ધ થાય છે કે, વલ્લભસંપ્રદાયની પુષ્ટિ ભક્તિથી કંઈ જૂદી જ દિશામાં નરસિંહની ભક્તિ વહન કરે છે. સૂક્ષ્મ રીતે અવલોકન કરનારને પ્રત્યક્ષ થશે કે નરસિંહની જ્ઞાનભક્તિ અને પુષ્ટિભક્તિ વચ્ચે કોઈપણ જાતની સામ્યતા નથી, તો પછી ઉક્ત પદમાં વર્ણવેલી ભવિષ્યવાણી નરસિંહ મેહેતો કેમ ભાખે? નરસિંહની ભક્તિનું સ્વરૂપ, કોઈ પણ વિષ્ણુ ઉપાસક પંથને માન્ય છે, સર્વદેશી છે; વલ્લભાચાર્યની ભક્તિનું સ્વરૂપ એકદેશી છે.

બીજું, આ પદની ૨ જી ને ૩ જી કડીમાં, શ્રીવલ્લભાચાર્યનો બ્રહ્મસંબંધી જે મંત્ર—सहस्रपरिवत्सरपारिमितप्रियकालजातकृष्णवियोगजनिततापक्लेशानन्दतिरोभावोऽहं भगवते कृष्णाय देहेन्द्रियप्राणान्तःकरणतद्धर्मांश्च दारागार पुत्राप्तवित्तेहपराण्यात्मना सह समर्पयामि दासोऽहं कृष्णतवास्मि ॥—છે, તેનો ભાવ સમાવ્યો છે! આ મંત્ર સર્વમાન્ય કે વેદોક્ત મંત્ર નથી, તેવા મંત્રનો પ્રવર્તક અમુક થશે એમ વૈષ્ણવો કહે એ તેમના એ પ્રેમઘેલાપણાનો છળ અથવા મૂર્ખતા જ છે! નરસિંહ મેહેતો વિશુદ્ધ પરમ શ્રીકૃષ્ણનો ઉપાસક ભક્તજ્ઞાની હતો. છતાં ઉપલું પદ નરસિંહ મેહેતાનું જ હોય અને પુષ્ટિમાર્ગ પ્રવર્તવાના પેગામરૂપ હોય તો નરસિંહ મેહેતો શ્રીમદ્વલ્લભાચાર્યનો ગુરુ ગણાશે!

અમને સાંભરે પેલી રાસની ક્રીડા;
મદન સંતાપે ઉપજે પીડા.
ચંદ્ર વિના જેમ રજની હો દીશે,
તેમ રે તમ વિના અમ્યો* જગ દીશે.
જાતાં રે અમને કહ્યું રે જગદીશે,
કુરુક્ષેત્ર માંહી આવી મલીશે.
મુરલીને સ્વરે મને હરિ સાંભરીયાં,
એવો મધુરેશો બાજે કુબજાને મંદીરીયાં.†
વિપ્રિત શૃંગાર ગોપીચા ચીથરીયાં,
મુરલીને મોહી ગોપી વ્રન્દાવન ચાલી.
કાનના કુંડળ સુંદરી પાઉલે સારી,
નરસૈંયાચો સ્વામી, મળીયો ભવસાગર તારી.

### પદ ૧૨૩–રાગ સામેરી.

થનગ થનગન કરતી હીંડુ, ઝાંઝરીઆં ઝમકાવું રે;
જેમ જેમ પિયુજી સામું જોય, તમ તમ અંગ નચાવું રે. થન૦
પિયુ કારણ મેં શણુગાર કીચુલા, માંગ સિંદુરે સોહી રે;
અલવે ઉભી આળસ મોડું, મુનીજનનાં મન મોહી રે. થન૦
સુંદરીયાચા સ્વભાવ એસા, (?) તેજ ત્રિભોવન માયે રે;
નરસૈંયાચા સ્વામીની ઉપમા, કોને કેલી‡ નવ જાયે રે. થન૦

### પદ ૧૨૪ મું–રાગ મારુ.

કાહાનજી તું કયાંનો હાણી, લઈ જાયશ મથુરા તાણી. કાહા૦
તું નહિં ગામગરાસીયો, તું નહિં રાજકુમાર;
નંદ આહીર વસે વનમાંહે, તેનો તું પીંડાર. કાહા૦
ઠગ§ પુરુષ તું યાદવારે, મધુરે વાહ્યો વંશ;
નરસૈંયાચો સ્વામી ભલે મલીયો, જેમ રાવણ તમ કંસ. કાહા૦

---

* અમને. † એ તુક પછી આ તુક છે:—"શ્યામ વિરાજે મુરલીને સ્વરે મને હરિ સાંભરીયા."
‡ કહી. § મૂળમાં "યગ" છે.

### પદ ૧૨૫–રાગ રામગ્રી.

ધરણીધરસુ લાગું મારું ધ્યાન રે,
લોક કહેશે ગોપી ઘેલી રે થઇ છે;
માથે છે મહિ ઠહે છે કાન રે. ધરણી૦
વેચંતી વેચંતી ચાલી નગર મુઝાર રે;
મટુકી માંહે આવી રહ્યા દેવ મોરાર રે. ધરણી૦
ચૌદલોક એના મુખમાં સમાય રે;
એવો વૈકુંઠનાથ કેમ મટકીમાં માય રે. ધરણી૦
નરસૈંયાચો સ્વામી ભક્ત આધીન રે;
આપ સરીખડા કીધા આહીર રે. ધરણી૦

### પદ ૧૨૬ મું–રાગ પ્રભાત પંચમ.*

રાસ રમીને રે કહો ક્યાંથી આવીયા રે, બળવંતા બારણીયું ના ઠેલ;
સીસને ચઢાવી રે, મુજપર શામળા રે, જાઓ જ્યાં કરી હોય રંગની રેલ. ૨૦ ટેક.
રાતાં રાતાં નયણાં રે, અતિ નિદ્રા ભર્યાં રે, રાતી અધર કુંકુમની રેખ;
કુસુમના હાર રે, અતિ કરમાઈ ગયા રે, અધૂરો ધૂતારો તારો વેશ. રજની૦
મસ્તકના મોર રે, દીસે મોકળા રે, શીતળ થયું છે સઘળું અંગ;
કોણ મલ્યું'તું રાતે રે, તમને ભોળવ્યા રે, રસ ઉર લીધો સઘળો રંગ. રજની૦
પહેર્યાં ને પીતાંબર રે, કાંહાં વાહલા પાલટ્યાં રે, પારકી પટોલી પાછી આલ;
હાંરે મંદિર પધાર્યા રે, પેલી સોક્યના રે, અમ ઘેર આવજો હરિ કાલ. રજની૦
કસુંબાને ચીરે રે, સેજ સૂની રહી રે, અબોલા લીધા રે શા માટ;
ચાંદલીઓને ઉગ્યો રે, હરણીયો તો આથમીઓ રે, ત્યાં સુધી જોઈ તમારી વાટ. ૨૦
પ્રેમને આલાપે રે, પંખી સઉ શોર કરે રે, પ્રકટ થઈને રહ્યો પ્રભાત;
નરસૈંયાચા સ્વામી રે, મંદિર પધારીયા રે, સ્નેહ ઘણો ને થોડી રાત. રજની૦

### પદ ૧૨૭ મું.†

પારણે પોઢ્યા શ્રી પુરુષોત્તમ, માતાનો હર્ખ ન માયે રે;
સાવરે સોનાનું એ રે પારણું, ઝાઝે હીરે જડાયે રે. પારણે૦

---

* વસંત પદ ૯૨–૧૦૪ અને શૃંગારમાળા પદ ૮૯ નો બીજો પાઠ. † 'કૃષ્ણજન્મ વધાઈ' પદ ૭ માનો બીજો પાઠ.

માનુની મંગળ ગાય આનંદસુ, ઘેર ઘેર ઓચ્છવ થાયે રે;
ચંદ્રા સૂરજની કડી વિરાજે, પુષ્પની વરખા થાયે રે. પારણે૦
હીંડોલો હરખસુ હલાવે, મુનિ જનનાં મન મોહે રે;
ભણે નરસૈંયો ધંન વ્રજની નારી, ધંન પ્રકટ્યા દેવ નંદ ઘર શોહે રે. પારણે૦

## પદ ૧૨૮ મું.*

મારું વૃંદાવન છે રૂડુંરે, વૈકુંઠ નહિ આવું;
તું તેડુ મોકલજે વેહેલું, તે માટે કહું છું પહેલું. મારું.
પહેલું કહે તે પછે કામનું, વૈકુંઠે નહિ રાચું;
જય વિજય વૈકુંઠથીરે પડીઆ, માટે વૈકુંઠનું છે કાચુંરે. મારું.
ભૂતળથી વૈકુંઠ જો ઉપજે, સ્વર્ગે મીટામીટ રહેવું;
* * * * * * મારું.
વૈકુંઠનાથ વૈકુંઠ આપે તેને, જે વૈકુંઠના અધિકારી;
નંદાનંદ વ્રખુભાન સુતા ઉપર, વૈકુંઠ નાખું ઓવારી. મારું.
વૈકુંઠનાથ તમે નિશ્ચે કરી જાણો, મારો ધણી છે બળીયો;
રાધા કૃષ્ણ રમણ વૃંદાવન, ત્યાં નરસૈંયો જઇને ભળીયો. મારું.

## પદ ૧૨૯ મું.†

તાહરા દાસની હાણ તે હાણ છે તાહરી, ચતુર શિરોમણી જો વિચારી;
ભક્ત કારણ અવતરી, શત્રુ ઉધારિયા, અધમ જન ગુણકાને ટપક તારી. ૧
શરણ આવ્યા તેની લાજ તમને ખરી, દ્રુપદસુતાનું દુઃખ આણી;
દુષ્ટ કૌરવ કૃતાંત કરાવીયું, ભક્ત પાંડવતણી પક્ષ તાણી. ૨
ભક્તનાં કષ્ટ તે ક્ષણું એક નવ સહો, ધામ વૈકુંઠથી આવ્યા ત્રાડી;
નામ લેતાં ગજ અધમ ઓધારીયો, પ્રગટ ત્યારે થયા હરિ થંભ ફાડી. ૩

* * * * * *
* * * * * *

* પદ ૧૨૨, ૧૨૩ ને ૧૨૪ ના જૂદા પાઠ આગલા ભાગમાં છપાઈ ગયા છે, તેમાં અને અત્ર આપેલામાં વધારે ફેર છે, તેથી એવા હેતુથી આપ્યા છે કે વિદ્વાનો નિર્ણય કરી શકે કે કીયો પાઠ ખરો છે. પદ ૧૨૪ મું પરિશિષ્ટના પદ ૯૩ નો બીજો પાઠ છે.

† નરસિંહ મેહેતાના કાવ્યો જે જે ચોપડાઓમાંથી ઉતાર્યાં છે, તેમાંના એક ચોપડામાં અધવચે આ પદ હતું. એમાં મેહેતાની છાપ નથી—તે કડીનો લોપ હશે, પણ મેહેતાનું હોય એમ ધારી સંશયાત્મક તરીકે મૂક્યું છે.

# હારમાળાનું પરિશિષ્ટ.

## પદ ૧ લું–રાગ આશાવરી.*

કૃષ્ણ સ્વામી એક વાત† સાંભળો, મુજ દીન ઉપર કરજો દયા;
મદ મત્સર અહંકારને માયા (ભર્યા), સંસાર સાગર તેજ રહ્યા. કૃષ્ણ૦
કામે કપટે ક્રોધે લોભે, જેણે સરવશ એ લીધું રે;
સંસાર સાગર આવતાં જાતાં, સંચિત નિષ્ફળ કીધું રે. કૃષ્ણ૦
સમરથ સ્વામી શ્રી રઘુનંદન, ભણે ચૌદલોકનો ભૂપ રે;
તું વિના આખર કુણ આગલ, સાંભળ સ્વામી અકળ સ્વરૂપ રે. કૃષ્ણ૦
દીનાનાથ શરણ શરણાગત, ન કરો સાહાય મારી કવ‡ ગુણે રે;
ત્રાહે ત્રાહે ત્રિભુવનપતિ ઠાકોર, બેઉ કરજોડી ભીમ ભણે રે. કૃષ્ણ૦

---

* પ્રા. કા. ત્રિ. માં પ્રગટ થયેલી પ્રેમાનંદકૃત હારમાળા અને આ ગ્રન્થના આદ્ય ભાગમાં આપેલી નરસિંહ મેહેતાની હારમાળા, બન્નેથી જૂદા પડતા નરસિંહ મેહેતાની હારમાળાના ચોપડાઓમાંથી નીચેનાં પદો ઉતારવામાં આવ્યાં છે. છપાયલી હારમાળા અને અપ્રસિદ્ધ હારમાળાના પદોના ક્રમમાં બહુ મોટો ફેરફાર છે, અને તે બધો અત્ર આપવા જવાથી વાંચનારને ઘણો ગુંચવાડો ઉત્પન્ન થશે; એટલા માટે મેં તે અત્ર આપ્યા નથી, પણ જ્યાં જ્યાં જરૂર દેખાઇ ત્યાં, કયા પદ પછી પરિશિષ્ટમાં આપેલું પદ વાંચવું, તે માટે થોડો ખુલાસો કર્યો છે. મારી પાસે હારમાળાની નવ પ્રત છે. રા. રા. તનસુખરામ મનસુખરામની સં. ૧૭૩૧ ની પ્રત બહુ જૂની છે, અને મારી પોતાની એક પ્રતની લખાવટ, કાગળ જોતાં લગભગ તેટલી જ જૂની હશે, જો કે તેમાં સાલ નથી. રા. તનસુખરામવાળી ૧૭૩૧ ની પ્રત જોતાં હું અનુમાન કરું છું કે, મારી પાસની જૂની પ્રત ૧૭૨૫ થી ૧૭૫૦ ની આસપાસની હોવી જોઇએ. તેમાં પ્રથમના ચાર પાંચ પાનાં નથી, પૂર્વના પાનામાં કદાચ તેની સાલ હોય, તે પાનાં પ્રાપ્ત નથી. એ પ્રત સુસંબંધ અને બહુ અંશે માન્ય કરવાજોગ હોવાથી તેમાંનાં જ પદ માત્ર આ પરિશિષ્ટમાં આપેલાં છે. બીજી પ્રતોનાં વધારાના પદો આપવા બેસું તો એક વળી નવી જ હારમાળા થઈ જાય.

નરસિંહ મેહેતા સામે પ્રતિપક્ષમાં બાથ ભીડનારાઓમાં ભીમ અગત્યનો ભાગ લે છે, અને ઘણા પ્રશ્નોત્તર સામસામા પૂછાય છે, અને આક્ષેપો થાય છે. ભીમ નરસિંહ ને કૃષ્ણને છોડીને રામને ઉપાસવાનું કહે છે, અને રામ કૃષ્ણમાં ભેદ નથી એમ સમર્થનમાં જણાવે છે. નરસિંહ સામો પક્ષ કરીને કહે છે કે, જો કૃષ્ણમાં ભેદ નથી તો ભીમ કૃષ્ણને શા માટે નથી ભજતો?

હારમાળાનું પદ "અલ્યા બેસી રહેને રામ દાસીઆ, તેં તો હંભે રામજી ઉપાસીઆ" ની પછી પરિશિષ્ટનું ૧ લું પદ છે. † પા૦ "રાવ." ‡ કવ–કોણ, ક્યા.

### પદ ૨ જું–રાગ સિંધુડો.*

એક અવનિધરા, દેવ દામોદરા, કહું ગુણ તોરડા કવણ વાણી;
વાણી વિવિધ પેરની, રૂપનિધ ભૂપતિ, કોણ અવિગત્ય તારી ગત્ય જાણી. એક.
વિશ્વપાલક સાર કર બાળક તણી, ટાળ ફેરો ગર્ભવાસ કેરો;
શરણ દે શ્રીહરિ, દીન જાણી કરી, એવો સમરથ કોઈ નથી અનેરો. એક.
એ સગુણ સારંગધર સુંદર શુભમતિ, વિનતિ જગપતિ સુણોને સ્વામી;
સંસાર પાર ઉતાર કરુણાનિધી, ગોવિંદ ગોપાળ તું ગરુડગામી. એક.
શ્રી રામ તવ નામ ઉચરે જે ભક્તજન, મુક્ત સંપત સદા છેજ તેણે;
તે તણા દાસનો ચરણ સેવક સદા, એહુ કરજોડીને ભીમ ભણે. એક.

### પદ ૩ જું–રાગ આશાવરી.†

જપને જીંહ્વાયે તું નામ રાઘવતણું, સુખકરણ સંસારચા હરણ;
ભક્તજન સકળ મંગળનિધી નામ જે, પંચ પાતક મહાનાશકરણ. જપ૦
સમર સારંગધર ચરણ જુગ અંબુજ, ટાળ વિષયામતિ અવર કૂડી;
અખિલ જુગજીવન, પાપ ભય ટાળણ, કરીને ગોપાળસું પ્રીત રૂડી. જપ૦
નીરખ નયને ગદાધરપદપંકજ, પૂજી કર પ્રણામ વારંવાર;
ભાવશે રામ ગુણ શ્રવણે જેને સદા, મોક્ષ સાધનમાં એહ સાર. જપ૦
કળીયુગ જપ તપ દાન પુણ્ય દુર્લભ, પણ કોણ આવે રામ તોલે;
ભાવસુ કરજોડી ભીમ ગુણ વિનવે, દેવના દેવ મહાદેવ બોલે. જપ૦

### પદ ૪ થું–રાગ મારુ.‡

કુડી ભક્તિ ન હોયરે, ભગુવા કુડી ભક્તિ ન હોય;
ખટ શાસ્ત્ર ભાગવત એમ બોલે, તું મનં વિચારી જોય રે. ભગુવા૦

---

* છાપેલી હારમાળામાંથી જો કોઈ ભીમ (Character) ના સ્વભાવ અને શિળ ચિતરવા ધારે તો તે ઘણું ખરાબ ચિતરશે; પણ વસ્તુતઃ ભીમ તેવો નથી, એમ અન્ય પ્રતોમાં આવેલા તેના પદોપરથી જણાય છે. શ્રી રામભદ્ર વિષેની એની ભક્તિ અટળ દીસે છે, પણ એનો પરાભવ એ પરમાત્મા સંબંધી ભેદ બુદ્ધિથી જે વર્તન ચલાવે છે તેથી થાય છે.

હારમાળાનું "મુંડ મુંડાવી ટોપી રે ઘાલે, એમ ન થઈએ વેરાગી રે," એ પછી પદ ૨ જું છે.

† ભીમે પદ ૨ જામાં આપેલા ઉત્તરમાં, નરસિંહ મેહેતો પરિશિષ્ટ નં. ૧ માં આપેલું પદ ૮૨ મું બોલે છે, અને પોતાને કૃષ્ણની એક ગોપી તરીકે વર્ણવે છે. તેમાં "સકળ ધર્મ હરિશું શેના ઉપાસ રે, કૃષ્ણજીના ચરિત્ર કસ્યા ન જાયે રે;' એમ કૃષ્ણની ભક્તિનું પ્રતિપાદન કરે છે. એનું ઉત્તર ભીમ, હારમાળાના પરિશિષ્ટમાં આપેલું પદ ૩ જું બોલે છે. ‡ પ્રા. કા. ત્રિ. માં પ્રસિદ્ધ થયેલી હારમાળાના પદ ૬૮–"કામી કપટી લોધી લંપટ" એ પદ પછી પરિશિષ્ટનું પદ ૪ થું, ૫ મું, ૬ ઠું છે.

પાખંડી હોય તે પાખંડ જાણે, હરિની ભક્તિ નવ જાણે રે;
પ્રેમી હોય તે પ્રેમ રસ માણે, અવર તે કાંઇ ન* નાંણે રે. ભગુવા૦
મારે શામળિયાસું પ્રીત બંધાણી, જેમ પડી પટોળે ભાત રે;
નરસૈંયાચો સ્વામી સ્નેહતણે વશ, વા'રે ચઢશે વૈકુંઠનાથ રે. ભગુવા૦

## પદ ૫ મું–રાગ મારુ.

સ્રીએ મોહ્યોરે, અલ્યા સ્રીએ મોહ્યો રે;
તેં જનમ અકારજ ખોયો રે, અલ્યા સ્રીએ મોહ્યો રે.
જોગ ન જાણે ને પ્રેમ વખાણે, જ્ઞાન વિના શી સિદ્ધિ રે;
વિધી શાસ્રે હરિ કેમ નહિ આવે, કરવત કાશી લીધી રે. અલ્યા.
અવિનાશી જે આત્મારામ, તે તો ઘટઘટમાં પેઠો રે;
સ્થાવર જંગમ એ છે વ્યાપક, સરવે માંહે બેઠો રે. અલ્યા.
કહ્યું માન તું નાગરા મારું, પ્રીત પરબ્રહ્મસું આણો રે;
ભીમ ભણે અંતકાળ જાણે તો, મિથ્યાવાદ ન તાણો રે. અલ્યા.

## પદ ૬ ઠું–રાગ સિંધુડો.

મકર† પ્રતિબિંબમાં બાળક જેમ રમે, તેમ રમે ગોવિંદ સાથ ગોપી;
બ્રહ્મ આનંદથીરે ઉધારીલા, નાથજીએ બાહુડી કંઠ આરોપી. મ૦
પુરુષ વિના પુરુષોત્તમને કોણ ભજે, આત્મારામસું રમણ કાહાવે;
વેદની ઋચા રચી વિષે વાંછના, ભજનમાં પુરુષોત્તમ ખાંતે આવે. મ૦
આદ્ય એ, મધ્ય એ, અંતરઅધીન એ, જીવીવ (?) નારાયણ દેહ નારી;
લહી ભજન ભીમડા, વેદ સુધી‡ નવ લહે, નરસૈંયાચો સ્વામી બ્રહ્મચારી. મ૦

## પદ ૭ મું–રાગ સોરઠ.§

શું મદમાતો રે શ્રીધરા, તુંને વિઠ્ઠલા ભક્ત કયાં વિસરલા;
ભવતાપ નિવારણ ત્રિકમા, એવું નામ તારું ત્રિલોકમાં. શું.

---

* ન નાંણેરે. નકારની પુનરુક્તિ છે. એનો અર્થ નવ આણેરે. † દર્પણ. ‡ સારી બુદ્ધિ.

§ પ્રા. કા. ત્રિ. માંની હા. મા. ના પદ ૫૮ પછી પરિશિષ્ટનું પદ ૭ મું છે. પદ ૫૮ ના અંત ભાગમાં જ્યાં પ્રેમાનંદનું નામ આપેલું છે, ત્યાં મારી પાસેની પ્રતમાં નામ નથી, તેમ જ નરસિંહનું નામ પણ નથી; પણ માત્ર આ પ્રમાણેની તુક છે. "માતાએ એમ કહીનેરે હો, ક્રોધ સમાવિયો; રાય સિંહાસનેરે હો, ઉપર આવિયો."

તું ભવદુઃખભંજન ભૂધરા, તું લંપટ થયો લક્ષ્મીવરા;
તું સાહાય કર મારી શામળા, મને હાર આપે તો કહું ભલા. શું.
મારે સ્વામી કો બીજો નહિ, એમાં લાગશે લાજ તુજને સહી;
એમ કહે નરસૈંયો કરગરી, એવા નઠોર ન થઇએ નરહરિ. શું.

## પદ ૮ મું–રાગ સામેરી.*

હરિ હાડ ગયો તુંને આજરે, કેમ રહેશે તારી લાજ રે;
તું તો નાસરે નાગરા આંથીરે,† તું તો આશ મહેલ મનમાંથીરે. હરિ.
તુંને નાચે તે નહિ મળે નાથરે, હવે જોડો અમ આગળ હાથ રે;
મંડલિક મારશે તમનેરે, અપરાધ તે બેસશે અમને રે. હરિ.
તજી માળા ભજો ઓંકાર રે, તો લાજ રહેશે નિરધાર રે;
એમ ચંડપુરી મુખ બોલેરે, તું નાચી નાચી શું ડોળે રે. હરિ.

## પદ ૯ મું–રાગ મારૂ.

તમે ગુણુને સાધોરે, બેઠા ઓંકાર આરાધો રે. ટેક.
છેલછબીલો ને છોગાલો રંગીલો, ક્ષણુમાં તે પ્રકટ થાશે રે;
હાર આપશે અલ્યા મુજને, શ્રીપાત તો નાસી જાશે રે. બેઠા.
તમે ભગવા પહેરો ને માંગી ખાઓ,એ રસને શું જાણો રે;
મુંડ મુડાવી બેસોરે અલગા, અણુસુંઝ્યું શું તાણો રે. બેઠા.
શ્રી હરિ લાજ મારી રાખશે, તમે તો રીસે બળશો રે;
ભણે નરસૈંયો તમે સકળ સંન્યાસી, માણસમાંથી ટળશોરે. બેઠા.

## પદ ૧૦ મું–રાગ આશાવરી.‡

તુંને નિરભે નિદ્રા આવે કંમ, જેને માથે વેરી સરખા જંમ. તુંને૰
પંચમહાભૂતનો બાંધ્યોરે દેહ, મુરખ તેસુંઽ§ કશો સનેહ. તુંને૰
દારુણુ જરા દીસે વિકાળ, ઉપર ભમે સીંચાણો કાળ. તુંને૰
ભીમ ભણે સમજીને મનમાંય, જમની વહી બોળો જળમાંય. તુંને૰

---

* પદ ૮ મું અને ૯ મું–"જાયે નહિ હાડ મારો, જાયે નહિ હાડ.'' એ પદ પછી છે.

† આંથી=અહિંયાંથી. ‡ હારમાળાનું પદ–"અજ્ઞાન અબુદ્ધ તારું મન ચોદિશ જાય," એ પછી પદ ૧૦ મું છે. પદ ૧૦ના ઉત્તરમાં પરિશિષ્ટ નં. ૧ માં આપેલું પદ ૮૪ મું છે. ત્યાર પછી પદ ૧૧, ૧૨, ૧૩, ૧૪, ૧૫ છે. § તે'સું'–તે સાથે. નરસિંહ મેહેતે 'સું' સાથેના અર્થમાં વાપર્યો છે.

### પદ ૧૧ મું–રાગ મારુ.

વિસરીયો વાહલો, અલ્યા તુંને વિસરીયો વાહલો;
તું તો વાદ કરે ઠાલો, અલ્યા તુંને વિસરીયો વાહલો. ટેક.
અંતરયામી આત્મારામ, સર્વમાં રહ્યો પુરી રે;
જ્ઞાન વિજ્ઞાન જાણે નહિ રે, ભક્તિ તારી અધુરી રે. અલ્યા.
વસ્તુરૂપે વિશ્વમાં જાણો, મેહલી મન અહંકાર રે;
સહસ્રાનંદ કહે નરસૈંયા, ત્યારે પામશો પાર રે. અલ્યા.

### પદ ૧૨ મું–રાગ મારુ.

નૈણે નિરખો નાથ રે, આજ સહુ નૈણે નિરખો નાથ;
અભેકર આપ્યો કરુણાનિધીએ, મારા નૈણાં હવાં સ નાથરે. આજ.
પારવતીપતિસું બોલો, (૧) સુણીએ સ્વામી મારી વાત રે;
દયા કરો એને સુત જાણી, પ્રગટો ત્રિભોવનનાથ રે. આજ.
શંભુએ શરણાગત રાખી, મુખ ઉપર કર વાયો રે;
માગ માગ શંકર એમ બોલે, પ્રગટ અમૃતરસ પાયો રે. આજ.
હું માંગુ સ્વામી મારા, તારા રસ ગુણ પાન રે;
શંકર દર્શન સાધારણ થાજો, કરતાં મોહન ગાન રે. આજ.
વ્રંદાવનમાં મોહન રમતાં, ગોપી સંગે રાસ રે;
ઉદે ભાગ્ય હવું નરસૈંયાનું, ઉમિયાવરે પુરી આશરે. આજ.

### પદ ૧૩ મું–રાગ મારુ.

વાત વિચારો, મેહેતા વાત વિચારો રે. ટેક.
બાવન અક્ષર બાહેરો રે, સગુણ થકી રમે ન્યારો રે; મેહેતા.
તે હરિને તમે નયણે નિરખો, મનની મમતા મારો રે; મેહેતા.
સોહમ્ બ્રહ્મ સઘળે છે વ્યાપક, તે તણાં સૌ પ્રકાશ રે; મેહેતા.
અનંતાશ્રમ કહે નરસૈંયા, તેની નહિ ઉત્પત ને નાશરે; મેહેતા.

### પદ ૧૪ મું–રાગ મારુ.

શંકર ત્રુઠે રે, ભોળો શંકર ત્રુઠે રે;
ગોપેશ્વર ગોકુલની લીલા, તે દેખાડી મુજને રે. જેને શંકર.
ધન્ય ભાભીએ વચન કહ્યું તો, હું ભેટયો ભૂદરને રે;
જુવતીનાં જુથ રમતાં મેં જોયાં, રંગે મોહી રહ્યો સ્વરને રે. જેને.

સ્થિર થયાં ત્યાં વનનાં પક્ષી, નાદ સુણી શ્રવણે રે;
ધન ભાયગ તે ઉભો નરખું, શ્રી સદાશિવ ચરણે રે. જેને.
ગંગાધરમાં ને ગોકુલપતિમાં, જે કોઈ જાણે ભેદ રે;
ભણે નરસૈંયો વૈષ્ણવ નહિ તે, અધમ જાત કહે વેદ રે. જેને.

### પદ ૧૫ મું–રાગ આશાવરી.

પરમ ધામ પાપકા શરણે, કારણ કાંઈ ન વિચારું રે; પરમ.
કાળાવાળા શા કરાં છાં, જો નવ જાણ્યું પેહેલું રે; પરમ.
નરહરિ સાથે નેહ નહિ તો, ગરવ કરે તે ઘેલું રે; પરમ.
જ્ઞાન વિના મન માન્યું ધરીને, વિષયે મોકલો મહાલ્યો રે; પરમ.
ભીમ ભણે હવે છુટશે સાચે, સિંહ સાંકડે ઘાલ્યો રે. પરમ.

### પદ ૧૬ મું–રાગ રામકળી.*

વ્યભિચારીસું† પ્રીતડી, જોને સ્ત્રી રંગ રાતો;
મંડળીક હારને પરભવે, તું તારે મહા મદમાતો. વ્યભિ૦ ૧
કહે કામી થયો કેશવા, મને શું દમે પાપી;
લોભી થયો લક્ષ્મીવરા, પૂતના સંતાપી. વ્યભિ૦ ૨
મારી વા'રે ચઢજોરે વિઠ્ઠલા, નહિ તો આ દેહ જાશે;
નરસૈંયાને મંડળીક મારશે, તે તને કેમ ખમાશે. વ્યભિ૦ ૩

### પદ ૧૭ મું–રાગ મારુ.

હાર નથી ઠાલવો રે, હલા તું વૈરાગી થા;
શેરી શૃંગાર ગાતો હીંડે, તું તો આંથી નાસી જા. હાર. ૧
જો તમે નાગરા શૃંગાર ગાશો, તો તો બાપડા ફજેત થાશો;
તુંને વારે વારે શું કહિયે, તુંને સાન નથી કંઈ હૈયે. હાર. ૨

---

* આદિમાં આપેલી હારમાળાના પદ ૬૫ મા પછી પરિશિષ્ટનું પદ ૧૬ મું અને ૧૭ મું છે. પદ ૧૬ મું પ્રા. કા. ત્રિ. ની પ્રેમાનંદની હારમાળામાં નથી આપ્યું, પણ સુરતના કવિ દલપત દુર્લભના ભાઈ રા. નરસિંહરામ દુર્લભરામની પાસે જે પ્રત હતી, અને જેને રા. બા. હરગોવિંદદાસે પ્રમાણભૂત પ્રથમ પ્રત, પ્રેમાનંદની બનાવેલી હારમાળા તરીકે માની છે તેમાં છે. કારણ કે તેજ પ્રતનો કવિ નર્મદાશંકરે પણ પ્રેમાનંદની હારમાળા ઠરાવવા માટે ઉપયોગ કર્યો હતો, એમ જણાય છે. (૧૮૯૫) નર્મદાશંકરની સ્વહસ્તે ઉતારેલી પ્રતમાં એ પદ છે. એ પદ શા હેતુથી ત્યજી દેવામાં આવ્યું છે, તે સંશોધકોએ દર્શાવ્યું નથી. વળી આ પદ રા. તનસુખરામવાળી સં. ૧૭૩૧–૩૩ ની પ્રતમાં પણ છે. † પા૦ "વિવિધ વિચારી પ્રીતડી."

તુંને કહ્યું કાંઈ ન જાય, વારતા બમણો થાય;
નિર્લજને બાવળીઓરે ઉગ્યો, તે તો તેના મનથી સુગ્યો. હાર. ૩
જાણે છાંયડો થયો મુને આજ, પણ નવ પામ્યો કાંઈ લાજ;
અઢી સહસ્ર વિપ્ર ગણીને લીધા, સંન્યાસી સહસ્ર પરસીધા. હાર. ૪
રાયે સભા એણી પેરે કીધી, સૌ મળીને શિખામણ દીધી;
* * * * * હાર. ૫
નરસૈંયે કહ્યું ન કીધું, ત્યારે રાજાએ ખાંડું લીધું;
સૌ વાદ વદે ત્યાં બહુ, ત્યારે ભીમડે મનમાં લહુ. હાર. ૬

## પદ ૧૮ મું.*

પોલના પંડીતને પુછો જઈ, એટલા ઉપર ડાહ્યો નહિ;
તેડું મોકલ્યું પંડીતને સહી, શ્રીપાત પંડિત આવ્યા તહીં. ૧
રાયે પ્રણામ જ કીધો સહી, પંડીત પ્રત્યે વિનતી કહી;
કહો પંડીત કરવું શું ઘટે, હું દિગ્મૂઢ થયો છું તે માટે. ૨
વળતો પંડીત વાણી કહે, હું નવ જાણું અણબોલ્યો રહે;
તારી પોલના પંડીત અમો, રાજાજી સાંભલજો તમો. ૩
હૈયા લલાટનો ફૂટો સહી, તું સરખો કો પાપી નહિ;
તારી ભૂંડી થઈ છે બુદ્ધય, હૈયાતણી ટળી છે શુદ્ધય. ૪
હું ઉનામાં† ગયો એકવાર, ત્યાં નાગરી ન્યાત મલી નિરધાર;
ત્રણસો બ્રાહ્મણનો સંકલ્પ કર્યા, ઉમા મહેશ્વર આપ્યા શ્રીહરી. ૫
તે વારતા માંડીને કહું, સ્વસ્થપણે સાંભળજે તું;
એની પુત્રીને સીમતનુંરે કામ, પંજ્યો ખોખલો નાગરનું નામ. ૬
તે બરડકં બોલો‡ છે અપાર, તેને જુનાગઢ મોકલાવો નિરધાર;
તેને તેડાવી વિનતિ કરી, તાલકૂટીઆ ઘેર જાવો સહી. ૭
પંજ્યો ખોખલો ઉત્તર દે સહી, હું નોતરું ચુકું નિશ્ચે નહી;
અગીઆર ફદીઆં રોકડા લઉં, તો હું આંથી ડગલું દઉં. ૮

---

* પ્રા. કા. ત્રિ. માં આપેલા પદ ૭૪ ની ૧૩ થી તે ૧૭ કડી સૂધીમાં પ્રેમાનંદે માત્ર મામેરાનો સાર જ આપ્યો છે. પણ જૂની પ્રતોમાં એ સ્થાને ૧૮ થી ૨૫ સૂધીના પદો છે.

† ઉપલો પાઠ રા. તનસુખરામની તથા એક બીજી પ્રતનો છે. મારી જૂની પ્રતનો પાઠ 'જુનાગઢ' છે, જે અશુદ્ધ જ છે. ‡ બરડકં બોલો=બટક બોલો; હાજર જવાબી; ગમે તેમ ઝટકાંના વેણ કાઢે એવો.

ખરચને દોકડા દશ વિશ, પંડા ખોખલાને ચઢી છે રીસ;
લોહી પીતો તું મારું રહે, હું નહી જાઉં એમ ઉત્તર કહે. ૯
તેને બમણી ખેપ આપી ઘેર, ખોખલો મોકલ્યો એણીપેર;
એની પુત્રીને કહે છાનું જઇ, તારા પિતા ઘેર જાવું સહી. ૧૦
વળી કંઈ કહાવવું છે તું, આ ટાંણે ચાલું છું હું;
પંડો ખોખલો પોંહચ્યો સહી, નરસૈં મેહેતાને વિનતી કહી. ૧૧
બેઠો થાને તું તો લંડ,* શું માંડી બેઠો પાખંડ;
ગાઇ વાઈ ને પેટ જ ભરાં, મામેરાની ત્રેવડ કરાં. ૧૨
રાત દિવસ કૂટો છો તાલ, પડે છે બીને જંજાલ;
પંડે ખોખલે હેલ્ય જોતરી, મહેતાએ સમર્યા શ્રીહરિ. ૧૩
શ્રી લક્ષ્મીવરનું ભજન કરી, શ્રી ગોપાળજી રુદયામાં ધરી;
સભામાં બેઠા જઈ, સુરસેનાને વધામણી ગઈ. ૧૪
બાઈ મામેરાનો આવ્યો અંબાર, સાંભળજે રે તું નિરધાર;
કહો કયાં આવ્યો મારો નિર્ધન બાપ, મારું તે મલીયું પૂરણ પાપ. ૧૫
"ભેટયા વેવાઈ જાણે વળગ્યું ઝોડ", શું લાવ્યા મામેરું મોડ;
જો નહોતી મામેરાની પેર, તો શું આવ્યા દિકરીને ઘેર. ૧૬
મામેરું કરશે શ્રી ગોપાળ, નરસૈં મેહેતો વજાડે તાલ;
જે જોઇએ તે લખી આપો હાથ, મામેરું કરશે લક્ષ્મીનાથ. ૧૭
તવ વડસાસુ બોલી મુખવાણ, છાબમાં મૂકીએ બે પાષાણ;
એક કહી ત્યાં શ્રીપાત રહ્યો, સકળ સભામાં ઢીલીઓ થયો. ૧૮

## પદ ૧૯ મું–રાગ સિંધુડો.

કોણે કહ્યો કપટીને કોણે કહ્યો કામી, કોણે કહ્યો તાળ કૂટીઓ રે આવીયો;
આપવા મૂકવા કાંઇ નથી લાવીઓ, એને કહોરે તું મામેરું શું લાવીઓ.
તેણે સમે પુત્રીએ વચન કહ્યું, શું રે સભામાં તાલ વાયે;
સાસરામાં મુને મહેણાં દે છે ઘણાં, વચન કહ્યાં તે નવ ખમાયે.

---

* લંડ=શઠ, પાપી, દુઃખ દેનાર, લુચ્ચો. આ શબ્દનો પ્રયોગ માણસ ગુસ્સામાં હોય ત્યારે કરવામાં આવે છે. સામળે અંગદવિષ્ટિમાં વાપર્યો છે. એની વ્યુત્પત્તિ સં. લડ્=દુઃખ દેવું તે ઉપરથી છે. લંઠ, લાંઠ શબ્દ એના પરથી જ થયેલા લાગે છે.

ચંગ ને તાલ અમે દેહ સાથે મૂકીશું, ધરણી આકાશ બે એક થાશે;
લોકડાં બોલશે તે પણ સહીશું, કૃષ્ણજીનું ભજન મેલ્યું નવ જાશે.
તે સમે વહેવાણને રીસ એવી ચઢી, લાવી મૂકયું ઉષ્ણોદક પાણી;
રાત દિવસ જેનું ભજન કરો તમો, સમોવણ આપશે તેરે આણી.
ચૈત્ર શુદી દ્વાદશી, મેઘ ઘટા ચઢી,* ગરગડીને કુંડી માંહે રૂઠો;
આપી સમોવણ નરસૈંયાને સુચવ્યો, એવો સમસ્ત વૈષ્ણવને રે ત્રુઠો.†
કેટલાક મળીને વાત એવી કરે, દુષ્ટ બોલે એવી મુખ વાણી;
કામણ મોહન મોહની છે એમાં, મંત્રને બળે મંગાવ્યું રે પાણી.
મંત્ર ને જંત્રની વાત જાણું નહિ, કેવળ કૃષ્ણ મારે હ્રદયે ભાસ્યો;
પ્રહ્લાદને સ્થંભ ફોડીને પ્રગટયો, બાળક જાણી ધ્રુવ અચળ રાખ્યો.
સુદામાને ચાર પદારથ આપ્યા, કમાઇયો કોડી‡ ત્રિલોચન કીધો;
અમરિષરાય ઉગાર્યો શાપથી, ચક્ર ધરીને તેં ચરણ લીધો.
તેણે સમે વેવાઇએ વચન એવું કહી, ટીપ માંડીને એને આપી આણી;
ત્રણસેં સેલા ને ત્રણસેં કપડા, ત્રણસેં ચુંદડીઓ તેમાં લખાણી.
ત્રણસેં ખીરોદક§ ત્રણસેં પટુ‖ લખ્યા, સાલુ સણીયાં લખી લે રે જાણી;
ત્રણસેં ડગલા ને ત્રણસે ખેસ છે, કહાં થકી આપશે એ રે આણી.
તે સમે વેવાઇએ વાત એવી કહી, તારી દિકરીએ સહુ ટીપ માંડી;
સહસ્ર બે સહસ્ર લો ઉછીના અમ કને, નહિં તો રાત રહી જાવો દોડી.
દિકરીનું લે તે તો કુંભીપાકે પડે, ચાલતે હલાહલ તે કોણ ખાય;
શ્રીકૃષ્ણ સરખો સગો મારે, મામેરું કીધા વિના નહી રે જાય.

---

* રા. નવલરામે "મામેરા"માં આપેલી મિતિ "માઘ સુદી સપ્તમી રવીવાર." પ્રા. કા. ત્રિ. માં આપેલી મિતિ–"ચૈત્ર સુદી દશમીને દિવસે." † રા. તનસુખરામની પ્રતમાં, તથા રા. શાવળની પ્રતમાં ૧૯ મા પદમાં જ્યાં "આપી સમોવણ નરસૈંયાને સુચવ્યો" ત્યાં એ ૧૯ મું પદ પૂરું થાય છે, અને ત્યાર પછી નવું પદ શરૂ થાય છે. તે આ પ્રમાણે છે.

રાગ રામગ્રી.

તેવારે નાગરે મળીને ઠીગજ માંડી, કહો તો એ કપટીને સાહીયે;
કેટલાએક માંહીથી એણીપેરે બોલ્યા, સ્યોતો એને વાહીયે.

આ કડી પછી રા. તનસુખરામની પ્રતમાં અસંબંધ રીતે એક લીટી વિશેષ છે. "દેવા તોરડા સહુજ એશા, જો મન માને તો કરે આપ જેશા." પછી ૧૯ મા પદની બાકીની લીટીઓ છે. ‡ કાપડી. § મૂળ પ્રતમાં "ચીરોદક" શબ્દ છે. ‖ પટુ=મરદને ખભે મુકવાના પટકા; અથવા પટોળાં હશે.

### પદ ૨૦ મું–રાગ આશાવરી કે સિંધુડો.*

જનુની† પામે હેલાને જીવે, (?) શિવ સોંપ્યા બાળરે;
સંપત વિના તે શબવત્ દીસે, મરે ને જીવતા થાયરે. જનુની૦
વિશ્વ જનેતા સાગર તનયા, હરિ અર્ધાંગે કમળારે;
કૃપા કટાક્ષ જુવો અમ સામું, નરસૈંયો કાં વિસરલારે. જનુની૦

### પદ ૨૧ મું–રાગ સિંધુડો.

નાગરી નાતમાં નિર્ધન સરજીઆ, કહોને નારાયણ કેમ કીજે;
દીકરીને ઘર સીમંત આવ્યું, મા'વ મોશાળુ કયાંથી કીજે.
ભક્તિ કરું તારી ત્રિકમા તાલ ગાઉં,‡ ગાન સાચું કરું શે ન રીઝે;
તું થકી દેવ અનેક છે રે અલ્યા, જે થકી કાજ એકે ન સીજે.
દ્રોપદીને તમે અંબર§ પુરીયાં, સ્મરણુ કીધું તારું સતીયાં;
રાંક સુદામો સાંભર્યો શામળા, મારી વેલા શે નવ આવો અહિયા.
શૃંગાર સાવડી(?) એ છાબ અંબર ભરી, કહે રે નારાયણ દાસ લીજે;
નરસૈંયાચા સ્વામી બીરદ પાલક સદા, આપ પોતાતણો હાથ દીજે.||

### પદ ૨૨ મું–રાગ સિંધુડો.

જાગ જદુનંદન જગતપતિ શામળા, સાર કર સાર કર દીન જાણી;
આગે અનેક દુઃખ ભાગીયાં દાસના, તેણે જાચું રે વિશ્વાસ આણી. જાગ૦
ધાયે નારાયણ નામ લેતાં થકી, વિપ્ર અજામેલને તેં ઉગાર્યો;
ગજ તણી વા'રે તું ગરુડ તજી ધસ્યો, પરમ દયાળ તમે તુરત તાર્યો. જાગ૦
અમરિષને માટ તે અવતાર લેવો પડ્યો, વિવિધ લીલા રખે તું વગોતો;
દાસ નરસૈંયાની આશ પુર્યા વિષે, કંથ કમળા ઘેર શું રે સુતો. જાગ૦

### પદ ૨૩ મું–રાગ સિંધુડો.

વાર થઈ વિઠ્ઠલા, વા'રે વેગે ચઢો, રખે નાગરી જ્ઞાતમાં હાંસી થાયે;
આગે ભક્ત તમે અનેક ઓધારીયાં, તમને તજી નાથજી કોને વાયે. વાર૦

---

* આમ બે રાગ મૂળમાં આપેલા છે. પદની વાકય રચના બરાબર બેસતી નથી ને સંબંધ પણ સમજાતો નથી. † પા૦ "જનની એ મેહેલ્યા નરજીવિ, સ્ત્રી વછોવ્યા મરી જાયે." ‡ પા૦ "ધરું." § પા૦ "ચીરજ." || પા૦ 'નરસૈંયો કહે તારું બિરદ મોટું, ભૂતળે કૃષ્ણ વિના કયમ રહીજે"

દ્રૌપદીને સમે ધાયા હરિ ધસમસી, પુરીયાં ચીર તે અનેક જાતે;
રાખી એ લાજ, એ કાર્ય છે તમતણું, મેલપણુ* ન આણુશો આણી વાતે. વા૦
જાણીયું નાથે, સાદ શ્રવણે સુણી, પ્રગટ થઇ પુત્રીને માન દીધું;
છાયળ છાબમાં, પટ ચીર બહુ નવા, પુર્યાં પીતાંબર કાજ કીધું. વા૦
નરસૈંયો નીરખીને, મન આનંદીયો, જે હરિ જે હરિ શબ્દ કીધો;
ચરણુ ઉપર શીશ નામી રહ્યો, નાથે હાથે કરી રુદયે લીધો. વા૦

## પદ ૨૪ મું-રાગ સિંધુડો.†

અઢલક ઢળીયા રે વૈકુંઠનાથ ધણી, ગરુડ કયાં ગરુડ કયાં વદત વાણી;
ચાલ ચતુરા ચત્રભુજ કહે ભામિની, નષ્ટ નાગરે મારી ગત્ય જાણી. અઢ૦
નરસૈંયો નાગર ભક્ત મારો ખરો, છાબ ત્યાં જઈ ભરો શીઘ્ર થાવો;
જેને ઘણો હેત તાં તે ગયા વિનઈ નવસરે, રીધ ને સીધ લઇ રે જાવો અઢ૦
દેશ પરદેશની ભાત જે ભલભલી, એક પે એક તે અધિક જાણી;
સ્વપ્ને કો નવ લહે, નામ કો નવ કળે, અંગને આળસ તજી તેરે આણી. અઢ૦
હેમ હઠસાંકલાં,‡ નંગ નિર્મળ ભલાં, સરવ શૃંગાર તે સજો સારો;
રીત ને ભાતમાં રોકડ રખે વિસરો, દીન થઈ કરગરે દાસ મારો. અઢ૦
અજ ભવ ઇંદ્રને સ્વપ્ને કો નવ લહે, માંગે મુખ બોલતાં વિવિધ વાણી;
નરસૈંનો નાથ લક્ષ્મી સહિત આવીયો, અગણીત ગાંઠડી અનંત§ આણી. અઢ૦

## પદ ૨૫ મું-રાગ આશાવરી.

લક્ષ્મી ત્રુઠયા કૃપા કરી, "ઠાલી છાબ સોનૈએ ભરી." લક્ષ્મી૦
અનેક પટોળા ખીરોદક સાર, કમખા ભાત્ય ન આવે પાર;
સોના છાબમાં મોતીહાર, પહેરાવે સઘળો પરિવાર. લક્ષ્મી૦
જેટલું લખ્યું હતું કાગળ માંહે, તે સૌ પુરું કર્યું વૈકુંઠરાયે;
લક્ષ્મીજીએ જો કીધો નિવાસ, સૌ કોને આવ્યો વિશ્વાસ. લક્ષ્મી૦
વેવાઇએ મન કીધો વિચાર, એ કોય કારણુ અવતાર;
નરસૈં મેહેતો સેવક સાધ, આપણે કીધો મહા અપરાધ. લક્ષ્મી૦

---

* મળાપણું. † પ્રેમાનંદપ્રણીત મામેરાના કડવા ૧૩ માનું ૧ લું પદ રાગ પ્રભાતવાળું, આ ૨૪ મા પદ સાથે સરખાવો. એ જ પદ, કેટલાંક ફેરફાર સાથનું વિશ્વનાથ જાનિકૃત "નરસિંહ મેહેતાનું ચરિત્ર"માં, મામેરામાં જ એ જ પ્રસંગમાં છે. ‡ હઠ-હડ-સાંકલાં. § પા૦ "સંગ."

## પદ ૨૬ મું–રાગ સિંધુડો.

ચૈત્ર શુદી ત્રયોદશી દિવસ સીમંતતણો, છાબમાં શ્રી જદુનાથ બેઠા;
નાગર સઘળા જે દ્વેખ કરતા હતા, તેને ચતુર્ભુજને નયણે દીઠા. ચૈત્ર૦
દેવા ભક્તવત્સલ સદા બીરદ તારું સહી, અવરકો દેવને હું ન જાચું;
જનમ જનમ તારા દાસનો દાસ હું, બીરદપાલ તું એરે રાચું. ચૈત્ર૦
નરસૈંયો એક અદ્‌ભૂત અવતર્યો, એની વાત કોને ન થાય;
નાગરી નાતમાં એ શિરોમણિ, તેને ઉલટ અંગ ન માય. ચૈત્ર૦
તેણે સમે પુત્રીએ વચન આવી કહ્યું, મામેરામાં કોઈ રહી ન જાય;
નણંદની દીકરી નામ નાનીબાઈ, તેને કપડું આપો તો વારુ થાય. ચૈત્ર૦
આપનાર હતો તે તો આપી મૂકી ગયો, હવે મુજ થકી કાંઇ નવ અપાય;
તુલસી ચરણોદક મારે અતિ ઘણું, જોરે લેવા તણો ખપ થાય. ચૈત્ર૦

**

જેણે કીધું મામેરું આરત ભાગીરે, જેમ સ્વપ્નામાં ઉઠી જાગી રે.*
સૌ કોયે વિશ્વરૂપ દીઠોરે, જેમ આષાડો મેહ વુઠયો રે.
સકલ મનોરથ નરસૈંયાનો સીધોરે, પ્રેમ ભક્તિએ પાલી લીધો રે.

## પદ ૨૭ મું–રાગ સિંધુડો.

(અલ્યા) ભાલ્ય તું ભાલ્ય તું, સન્મુખ શામળા, ટાલ્ય દુઃખ ટાલ્ય દુઃખ આજ મારું;
નિગમ નેતિ રટે, આવડું કરવું ન ઘટે, ભક્તવત્સલ પ્રભુ બિરદ તારું. ભા૦
અરજ સુણો હરિ, શું કહીએ ફરી ફરી, શ્રવણે ન સાંભળો નિદ્રા આવી;
ધાવ ધરણીધરા, જાગજે જદુવરા, દુષ્ટને હાથથી લો મુકાવી. ભા૦
સત્યને પાળવા અસત્યને ટાળવા, પ્રગટોને પૂરણ બ્રહ્મ પોતે;
પુલનો હાર આપજે કમળાપતિ, સુંદીર શ્યામ સભા રે જોતે. ભા૦
સુખડા આપવા, દુઃખડા ટાળવા, અનાથના નાથ તમેરે કહાવો;
નરસૈંયો બેઉ કર જોડીને વિનવે, શ્યામના ચરણનો લેવો લા'વો. ભા૦

---

* રા. તનસુખરામની પ્રતમાં ૨૬ મા પદની છેલ્લી ત્રણ લીટીઓને બદલે આ પ્રમાણે બે લીટીઓ છે.

"કીધું મામેરું ને આરત ભાંગી, સહુ કોએ વિશ્વરૂપ દીઠો;
નરસૈંયાને જેવું કીધું મામેરું, તેવો સમસ્ત વૈષ્ણવને ત્રુઠો.

### પદ ૨૮ મું–રાગ સિંધુડો.

હો જગપતિ જાદવા, શું રે જોઈ રહ્યો, દયા આણુ દામોદરા થાને વેહેલો;
કરને કૃપા હરિ, આપને શ્રી હરિ, સુર ઉગ્યાથી મને રાખ પેહેલો. હો જ.
તું રે ઠાકોર પ્રભુ ધણી રે તું મારો, મેંરે લક્ષ્મીવર તુંને રે ગાયો;
ભક્તવત્સલ એવું બિરદ છે તારું, તેવું જાણીને નાથ તુંને ધાયો. હો જ.
મેહેલ માયા મધુસૂદન માળાતણી, હાર આપ્યા પાખે કેમ ચાલે;
પેરેપેરે પરભવે મંડળીક હારને, તે દુઃખ તુજ વિન કોણ ટાળે. હો જ.
કુસુમની માલમાં કઠણ શું થઈ રહ્યો, આપો કૃપાનિધિ શું વિચારો;
નરસૈંયાચા સ્વામી આશા તારી ઘણી, આ દેહ દામોદરા તમે ઉગારો. હો. જ.

### પદ ૨૯ મું–રાગ સિંધુડો.

આપ્યને હાર કપટી રે તું કાનુડા, આ ગોકુળમાં કપટ ઘણાં રે કીધાં;
વ્રજ વનિતાસું પ્રીત જોડી કરી, તેં રે આહીરડીનાં દાણ લીધાં. આ૦
કપટ કરી દહીં દૂધ તેં ચોરીયાં, સુર અસુર મુનિ સરવ જોતાં;
કપટ કરી રંગે રાસ રમાડીયાં, પછે બાપડા મૂકયાં વન રોતાં. આ૦
પેહેલે પ્રીત કરી ત્યારે કપટી ન જાણીયો, હવે રે શું કહું તુંને અવર વાણી;
ભણે નરસૈંયો કરજોડીને વિનવું, રાખને લાજ સારંગપાણી. આ૦

### પદ ૩૦ મું–રાગ સિંધુડો.

માળા મધુસૂદન આજ વાહલી થઇ, રાખી રુદયામાંહી કરે છે સાંસો;
હારમાંહે હીરા હશેરે સુણ્ય શામળા, લોભે લક્ષ્મીવર તો વિમાસો. માળા૦
મંડળીક ઉપર મેહેર કીધી ઘણી, મુજ ઉપર થકી દયા ઉતારી;
શક્તનો તું સાથી થયો રે શામળા, પોતાના માટે મૂકયો વિસારી. માળા૦
ભક્તવત્સલ એવું બિરદ છે તારું, હું રે વલુંધ્યો તારે ભરાંસે;
દિન પ્રતે હાર તું દે તો દામોદરા, વિપત્ત પડે હાવાં શું વમાસે. માળા૦
તારો વાંક કાંઇ નથી રે નારાયણ, હું દુઃખ પામું તે તો મારે પાપે;
નરસૈંયો કહે મુંને મંડળીક મારશે, તારી રુદયા થકી શેં ન આપે. માળા૦

### પદ ૩૧ મું–રાગ સિંધુડો.

હાર હૈયા વચ્ચે શું રે રાખી રહ્યો, કૃપણ થયો રે તું કૃષ્ણ કાળા;
હસતાં ને રમતાં છું તારો પ્રાણુલો,* આપ્ય ને નાથ તું પુષ્પની માળા. હાર૦

---

* પ્રાણુલો=પ્રાહુણો.

તારા બળ થકી ઘણું રે બળ મારે, તું જ આપીશ ને મારે લેવી;
તારા મનમાં વાત કેવી હશે, મારા મનમાં ના આવે એવી. હાર૦
મરણુ થકી નવ બીહું રે મધુસૂદન, નેટ* નિર્વાણુ આ દેહ પડશે;
હાર આપ્યા વિના, મંડળીક મારશે, એ અપયશ હરિ શીશ ચઢશે. હાર૦
વેગ કર વિઠ્ઠલા, વાર લાગે ઘણી, સૂર સમે હાવાં ઉદેરે થાશે;
મંડળીક રાયને માન વાધે ઘણું, નરસૈંયાનું બળ ક્ષીણુ થાશે. હાર૦

## પદ ૩૨ મું–રાગ સિંધુડા-બિભાસ.

અલ્યા સાર† કર સાર કર મારી શામળા, બોલતો નથી તે શું માંગ્યા માટે;
રસે આપીશ તો રસ ઘણો વાધશે, નહિં તો મૂલ્ય મને મૂળ સાટે. સાર.
પ્રીતની રીત તું કાંઈ લેહેતો નથી, નીર કેમ રહે અલ્યા કુંભ ફુટે;
ગોઠડી મીંઠડી જાણે જુઠો સદા, અબુદ્ધિયાશો મસ્તક કોણુ કુટે. સાર.
અલ્યા કલીયુગ માંહે પત ગઈ તારી, શરણુ ગ્રહી વૈષ્ણવ કોણુ થાશે;
ભક્તિ કરતાં કહેશે નરસૈંયો મારીયો, જગતમાંહે જશ કોણુ ગાશે. સાર.

## પદ ૩૩ મું–રાગ પ્રભાત.‡

ગરીબનિવાજ તુંને, કોણુ કહે શામળા, દુષ્ટનિવાજ મેં આજ જાણ્યો;
સર્વ સંન્યાસીથી, તું બીહે આપડો, તેનો બેપોતું (?) જાએ તાણ્યો. ગ૦
ભક્ત ભુખે મરે, જક્ત હાંસી કરે, પેલાં પાડીઆંના તું દાલદ્ર કાપે;
ભુત ભૈરવને, લાડુઆ લાપસી, કોહુકુંચુ તારે નામે આપે. ગ૦
ભક્ત સૌથી ડરે, તુજથી કાંઇ નવસરે, પેલા લાડીઆ લાખેણી મોજ માણે;
ચાડીઆ ચુગળને માન ઘણું ઘણું, તારા દાસને કોન જાણે. ગ૦
સોરઠ હાંસી કરે, દુષ્ટ દાજે બળે, વળી વળી તુજને શું રે કહીયે;
ભણે નરસૈંયો તારા ગુણુ ગાઇ જીવિયે, એકલા ભૂતળ કેમ રહીયે. ગ૦

## પદ ૩૪ મું–રાગ સિંધુડો.

હું રે જાચક તું દાતાર દામોદરા, મારે મનતો બિરદ સાચું;
આપો કે ના આપો તોએ ત્રિકમા, તુજ વિના બીજા કોને ન જાચું. હું રે.

---

* નેટ=નિશ્ચે. † સાર-વહાર. ‡ પદ ૩૨ મું કવિ નર્મદાશંકરની ઉતારેલી પ્રતમાં છે. પ્રેમાનંદ વિવરે રચેલા ૧૪૮ પદ ઉપરાંત આ પદ છે. કવિ નર્મદે "હાર મધ્યેનું પદ" એવો શેરો માર્યો છે.

ભક્ત સુદામાની સાર કરી શામળા, નવનિધી આપી ત્રુઠ્યા મોરારી;
ચત્રભુજ રાય તેં ચંદ્રહાસ ઉગારીયો, તેમ કૃપા કરો હાવાં મારી. હું રે.
ગુરુ બાલક યમસદનથી લાવીયા, અર્જુનની પ્રતિજ્ઞા તેં રે પાળી;
બ્રાહ્મણના દશ પુત્ર હર્યા હતા, વૈકુંઠનાથ તું લાવ્યો વાળી. હું રે.
એવા ઘણા બિરદ છે તારા, મારું દુઃખ હવાં કહુ રે તુજને;
હાર નહિ આપો તો મંડળીક મારશે, નરસૈંયો કહે હરિ રાખ મુજને. હું રે.

## પદ ૩૫ મું-રાગ મેવાડો.*

મારેને માથે રે હો, વાહલાજી તમો ધણીરે, અવર ન મોટો કો માહારાજ;
શોધ તો લીજે રે હો, સ્વામી મારી રે, જેમ તમે ઉગાર્યો ગજરાજ. મા૦
રીસ નવ રાખો રે હો, મનમાં માધવારે, મોહન મારે તમે છો નાથ;
મંડળીક રાય રે હો, મુજને મારશે રે, ત્યારે કોણ ઝાલશે હાથ. મા૦
અમ રાંક શું રે હો, રીસ ન રાખીયે રે, પ્રભુજી અગડંક મહારાજ;
વ્રજ તે રાખ્યું રે હો, ગિરિવર કર ધરી રે, તેમ અમને ઉગારોની આજ. મા૦
સાધુને લીજે રે હો, અહો મુજ શામળા રે, મૂકી મને તણો અહંકાર;
હું તો તારી રે હો, તું મારો સદારે, તે તો જાણે જુગ સંસાર. મા૦
પ્રભુજી હાર આપો રે હો, સમરથ શામળારે, આવડી શાને લગાડો વાર;
રતનબાઈ કહે રે હો, પ્રભુ તારી વિનતી રે, વાહલાજી રાખોની આ વાર. મા૦

## પદ ૩૬ મું-રાગ મેવાડો.

શામળિયા સ્નેહી રે હો, અમ ઘેર આવીયે રે, કહું મારા મનડા કેરી વાત;
લટક લટકે રે હો, દેખું તુંને આવતો રે, વાહલાજીને બળ ભરી ભીડું બાથ. શા૦
કોડ કામનીના રે હો, પ્રભુજી પૂરવા રે, સભામાંહે આવો શ્રી મહારાજ;
મંડળીક મેહેતાને રે હો, વાહલાજી મારશેરે, તેની તમને લાગશેજી રે લાજ. શા૦
આવોની રમીએ રે હો, મહાઝમ રાતડી રે, અમને હલુવા પાડોજી આજ;
દીલની નવ જાણો રે હો, દામોદરરાયજી રે, કેમ કરી રહેશે રે અહિં લાજ. શા૦
પ્રીતના બંધાણા રે હો, ઘેર પધારીયે રે, પ્રીતમ પ્રાણતણા આધાર;
કાહાનબાઇ કરે રે હો, વાહલાજીની વિનતી રે, સેવકને આવી આપો હાર. શા૦

* હારમાળાનું પદ "દામોદર દીનને રે, દર્શન દીજીએ, તમારો મેહેતાજી દુભાય," પછી પદ ૩૪ મું છે.

### પદ ૩૭ મું-રાગ કેદારો.*

દેવા તું સમો ગૃહસ્થ મેં નયણે નવ નિરખીયો, પ્રગટ લક્ષ્મી સહિત વાજ આપ્યું;
આપ આપદ ધરાં, અંગ રેરવા કરાં, સેહેજમાં ભક્તનું કષ્ટ કાપ્યું. દેવા૦
* * * ઋણુપત્ર કર ગ્રહ્યું, હું ને ભક્તવત્સળ સુણી પ્રેમ વાધે;
અમને અનુગ્રહ કરી, આપ ગયા વપુ ધરી, કપટ કાળા વિના કોણ સાધે. દેવા૦
એમ કહીને આલાપ કીધો વળી, અંગો અંગે અતુલ પ્રેમ યોગી;
કપટ છુટાં સકળ અંગ તાલાં સહી, નરસૈંયાચો સ્વામી મળ્યો રે ભોગી. દેવા૦

### પદ ૩૮ મું-રાગ કેદારો.

દેવા ભક્તિ આપે હુંને ભક્તિ આપે, વિષયરસ કશું ના લેશ આપે;
કૃષ્ણ કરુણા કરી કર ગ્રહો માહરો, મોહમાયાતણી જાળ કાપે. દેવા.
પ્રગટ લીલા હરિ પેખીયે પ્રેમસું, જુવતીના જુથમાં રહ્યો રે ઓપી;
કંઠ બાંહેધરી નરસૈંયો નાથજી, શબ્દ સુર તાનસુ ગાય ગોપી. દેવા.
સુરીનર મુનીજન જેની સ્તુતિ કરે, બ્રહ્મા વેદે કરીને વખાણે;
ભણે નરસૈંયો જે ધન્ય આ દેહને, ભક્તિરસ પૂર્ણ પ્રેમે પ્રમાણે. દેવા.

### પદ ૩૯ મું-રાગ કેદારો.

આપ્યને ભૂદરા ભક્તિજ તાહારી, કરજોડીને કહું મોરારી. આપ્ય.
સોલ સહસ્ત્ર ગોપીની સાથ ક્રિડા કરી, તોયે તું કહેવાણો બ્રહ્મચારી;
બળીતણે દ્વારે તું બાણેનો થઇ રહ્યો, નંદને આંગણે ગાય ચારી. આપ્ય.
નામાનું છાપરું છાઇને આપીયું, કબીરાની રાખી અવિચળ વાણી;
મામેરા વેળાએ લાજ જાતી હુતી, ત્યાં તમે મોકલ્યું ટાઢું પાણી. આપ્ય.
તમે અનેક ઉધારીઆ પતિતપાવન કર્યા, દીન જાણી રખે લાજ આણો;
બેહુ કરજોડીને નરસૈંયો વિનવે, હજી લગી પ્રભુ તમે શેં ન જાણો. આપ્ય.

### પદ ૪૦ મું-રાગ બિહાગડો.

તુમવિના કોને ન જાચું, જાદવરાય, તુમવિના કોને નવ જાચું;
ફરી ફરી કરમે ભરમે ઘણું ભૂલ્યો, તારી ભક્તિવિના સૌ કાચું. જાદવ૦
અનેક બ્રહ્માદિક મોટ મોટેરા, તે માટે નવ રાચું;
મન વચન કર્મ ગોવિંદજીને ચરણે, તે નરહરિ આગળ નાચું. જાદવ૦

---

* આ પદ શ્રી દામોદરરાય ધરણીધર મેહેતાને ત્યાંથી ધરેણે મૂકેલો રાગ કેદારો છોડાવી લાવી ઋણુપત્ર-ખત-સભામાં નાંખ્યું, તે વારે મેહેતાજીએ ગાયું જણાય છે.

યજ્ઞ યાગ તપ તીરથ વ્રત, વેદ કહે તે સાચું;
નરસૈંયાચા નાથ મંદિર પધારો, તો ભવ જશ હરિ જાચું. જાદવ૦

## પદ ૪૧ મું–રાગ કેદારો.

વાત વિચારતા પ્રાત થાયે રખે, હવે કયમ હરિ રાખશે ખ્યાત;
મરણ મારું કશું, લોક થાશે હસુ, સંગ સંગત કહે આજ વાત. વાત.
મુને ઉગારતા અરથ તારો થશે, તારા દાસને દ્રઢ વિશ્વાસ બેસે;
ચેત તો શામળા જાણે જુઠો નહિ, શ્યામ વદન લઇ દુષ્ટ રેહેશે. વાત.
હરિ મલ્યો હોય તો સાખ્ય સ્મૃતિ કહે, અર્ધાંગ ગોપી થકી સરવ દીપે;
આશ તારી એમ નરસૈંયો ઓચરે, નિર્મળ જ્યોતનું તેજ દીપે. વાત.

## પદ ૪૨ મું–રાગ કેદારો.*

દામોદર દયાનિધી સાચો, નરસૈંયાનો રાખ્યો રંગ;
આપણા સેવકને સુખ દીધું, મંડળીકનું માન કીધું ભંગ. દામોદર.
એણે જાર જાત્યે કાંઇ નવ જાણ્યું, વૈષ્ણવ સાથે દ્રેષ કીધો;
અંતર ગતિએ વિચારીને જોજો, એણે કુળ ઉપજ્યો વિખવાદ સીધો. દા૦
કલીયુગ માંહે પ્રત્યક્ષ દીઠું, નરસૈંયો જીતાડ્યો હોડ;
આપ્યા કુંડળ ત્યાં વળી કાને, આપ્યુ પીતાંબર કડી છોડ. દામોદર.
(મુને) કોને કહ્યો કપટી ને કોને કહ્યો કામી, સેવકજનને તારી આશ;
રાખી લાજ સભામાં સાચી, દૂરીજન સઘળા થયા નિરાશ. દામોદર.
જેજેકાર હુવો સોરઠમાં, હરખે આપ્યો હાર હરિ;
શામળિયો સદા સુખકારી, નરસૈંયાને કરુણા કરી. દામોદર.

## પદ ૪૩ મું–રાગ આશાવરી.†

ઓળંભો (?) અફળ ન થાયરે, છબીલો ઓળંભો અફળ ન થાય;
મારો ઓળંભો શ્રી ગોકુળરાયરે, છબીલો ઓળંભો અફળ ન થાય.

---

* આ પદ દામોદરરાયે હાર આરોપ્યા પછી નરસિંહ મેહેતાએ ગાયું છે. એ પદ " મારો ઠાકોર શ્રી દામોદર, જેણે સાર કીધી સંભાલ લીધી." પછી વાંચવું. આ પદ પ્રા. કા. ત્રિ. ની હારમાલામાં પ્રેમાનંદની છાપ સાથે કંઈક ફેરફારથી પ્રસિદ્ધ થયું છે. † પદ ૪૨ મું નરસિંહ મેહેતો શ્રી દામોદરરાયજી પ્રગટ થાય છે ત્યારે સ્તુતિમાં ગાય છે.

પ્રહ્લાદ વિભિષણ નારદ અમરિષ, બળ બલી હનુમાન રે;
અક્રૂર ઓધવ વિપ્ર સુદામો, વિદુર ભકત વરદાન રે. છબીલો.
ઓળખ્યો દ્રુપદ તનયાયે, ચરણરેણુ અહલ્યા તારીરે;
કુબજાનું ચંદન માંગી લીધું, ગોકુળ રાખ્યું ગિરધારી રે. છબીલો.
ઓળખ્યો નાર વ્રજ વનિતાયે, તરણ તારણ મોરારી રે;
ઓળખ્યો પ્રીતે તેની પ્રીત કરેરે, લીલા કુંજવિહારી રે. છબીલો.
દુષ્ટમતિ દુર્યોધન કહિયે, સતી સભામાં આણી રે;
પંચાળીના પટકુળ પૂર્યાં, એવા સમરથ સારંગપાણી રે. છબીલો.
સાંદીપન સુત કૃષ્ણેરે આપ્યા, વેદ કહે તે સાચું રે;
મારો ઠાકોર શ્રી દામોદર, જન જનને નહિ જાચું રે. છબીલો.
ભકતવત્સલ પતિત ઉદ્ધારણ, દીનોનાથ કહાવે રે;
નરસૈંયાચા સ્વામીને ભજતાં, સંસારમાં નવ આવે રે. છબીલો.

### પદ ૪૪ મું–રાગ પંચમ.*

ધન્ય રે ધન્ય રે એમ કહે શ્રી હરિ, ત્રિગુણ રહિત થયું મન તારું;
કોટી બ્રહ્માંડપતિ, કરે છે વિનતી, નરસૈંયા તું વચન માન મારું. ધન્યરે.
બ્રહ્મા શંકર સુત સનકાદિક આદિ જતી, શેષ શુકજી ધરે ધ્યાન મારું;
મન કર્મ વચને, તે મુક્તિને અનુસરે, કોટી મુક્તિ તારે ચરણ વારું. ધન્યરે.
જેવી વ્રજ સુંદરી તેવોજ નરસૈંયો, કુસમચી પાંખડી ડીટ સો'યો;
ભક્તજન પ્રતિપાલને કારણે, અખિલ બ્રહ્માંડ થકી આવું ધાયો. ધન્યરે.
કુંજલીલા મધુવન મા'વજી, પુરુષ નામે કોઈ પાસ ના'વે;
અથ એ શ્રી હરિ, વ્રજ વનિતા ખરી, નરસૈંયા વિના હુંને કોણ લડાવે. ધન્યરે.

### પદ ૪૫ મું–રાગ આશાવરી.†

વાહલારે મુને વૈષ્ણવ વાહલા, તેના દાસતણો હું દાસ રે;
હું કોટી બ્રહ્માંડતણો સ્વામી, મેં રુદયા કીધો વાસ રે. વાહલા.
વૈષ્ણવજનનું એ લક્ષણ છે, તિલક છાપા ને માળા રે;
શરણ આવે તેને સુખ આપે, દીસંતા દયાળા રે. વાહલા.

* પદ ૪૩ માં દામોદરરાયજી ઉત્તર આપે છે. † પદ ૪૪ માં શ્રીદામોદરરાયજી વૈષ્ણવનાં લક્ષણ કહે છે.

ઉંચા મંદિર સુંદીર ભોમી છે, ચીતરે ગોખ રંગ રેળ રે;
વૈષ્ણવજન વિશ્રામ નહિ તે, એ મંદિર વેહેતાં મેહેલ રે. વાહલા.
વૈષ્ણવજનની જીર્ણ ઝૂંપડી, મારે તે વૈકુંઠ ક્રોડ રે;
નરસૈંયાચા સ્વામી ભક્તવત્સલ હરિ, ભવના બંધન છોડરે. વાહલા.

પદ ૪૬ મું–રાગ કેદારો.*

અવતાર ચરીત્ર રખે કવર્ણને દાખવતો, ભૂતળ નરસૈંયા કાજ રાખે;
શ્રી વ્રન્દાવનની લીલા વિના જે રહે, અવર તે બાપડા અન્ય દાખે. અવતાર.
વળી વળી એ અવતાર અમો લેશું, શ્રીકૃષ્ણ ગોવિંદ ગોપાળ ગાશું;
દૂરમતિ લોક અવતાર થીઓ, પ્રભુ અમો તારા દાસ થાશું. અવતાર.
સુંદરી શોળ સહસ્ર ઘેર તારે, તો એકલો વેદ તે શું વખાણે;
તારા પારનો ગુણ કોઇ નવ લહે, તું જાણે ને તુંજને તેહ જાણે. અવતાર.
ઘટ ગીરી નાર ને રાય દામોદરા, (?) સદા સેવકજન શરણ રેહેતા;
સૌભાગ્ય અવતાર નરસૈંયા તુજતણું, જન્મ ગાળ્યો રે શ્રીકૃષ્ણ કહેતા. અવતાર.
એ ભક્તિરસ દોહેલો, કૃપા વિન નવ જડે, જે પીએ તે રસીયા કાહાવે;
એ રસ મૂકી અવર રસ જાણશે, (તે) ભણે નરસૈંયો મારે ચિત્ત ના આવે. અવતાર.

પદ ૪૭ મું–રાગ આશાવરી.†

તમારી કૃપાથી શું ના હોય મારા વાહલા, જે ના આપો તે થોડું રે;
તન મન ધન તુંને અરપણ કીધું, દાસ થઇ કરજોડું રે. તમારી.
આગે જયદેવને કૃપા કીધી, તે કલીજુગ માંહે જાણી રે;
સોઇ‡ નામદેવનું દેવળ ફેરવ્યું, તે તમારી કૃપા ગણાણી રે. તમારી.
ધન્ય સોરઠ ને ધન્ય શામળિયો, ધન્ય આશાવરી રાગ રે;
ભણે નરસૈંયો ભલે અવતરિઓ, શ્રી કૃષ્ણ ભજ્યાનો લાગ રે. તમારી.

પદ ૪૮ મું–રાગ આશાવરી.

પુષ્પ વૃષ્ટિ સૌકો કરે છે, ધન ધન વૈષ્ણવજન રે;
પુરણ પ્રીતિ કરી **§ સાથે, બોલે પ્રજા ધન ધન રે. પુષ્પ.

* આ પદ પ્રશ્નોત્તરરૂપે શ્રીદામોદરરાયજી હારમાળા ભણવાના અધિકારી કોણ તે સૂચવે છે, ને નરસૈંયાને ભક્તિ કરવાનું કહે છે. † મૂળમાં રાગ રામગ્રી છે. ‡ સોઈ=સઈ=દરજી. નામદેવ જાતનો દરજી હતો. § અત્ર "બ્રહ્મ" શબ્દ હોવો જોઇએ.

અનેક ભકત આગે ઉધાર્યા, કૃપા કરી મોરારી રે;
સોરઠ સર્વે જોવા મલ્યું, મોહી રહ્યા નરનારી રે. પુ૦૫.
એણે તરક જાત્ય કાંઇ નવ જાણ્યું, ભકતસું વિવાદ રે;
અંતરગતિએ વિચારી ન જોયું, એમ બોલે સૌ હુલાદ રે. પુ૦૫.
મે (?) સહિત મહિ દાનજ દીધાં, નિત્ય નાહાતો ગંગાજળ નીર રે;
હરિજન સાથે હોડ કરી તો, પામ્યો શાપ શરીર રે. પુ૦૫.
અષ્ટ મહા દાન આપ્યા બહુ પેરે, જેરે જપ તપ ધ્યાન રે;
તે તો ક્ષણમાં નિષ્ફળ હોયે, જો દુભાય વૈષ્ણવજન રે. પુ૦૫.
બોલે પ્રજા દીસે દીસ બહુ, કહે સત્ય વદે વચંન રે;
જે વૈષ્ણવસું વિવાદ કરે રે, તેને રુઠડો જુગજીવન રે. પુ૦૫.
મંડળીકરાય મેહેતાજીનેરે પૂછે, માહરા કોણ કરમની વાત રે;
ભણે નરસૈંયો તું અસુરને અંશે, જાણે છે તારી માત રે.* પુ૦૫.

## પદ ૪૯ મું–રાગ રામકલી.

ધન્ય ધન્ય રે જીવિત વૈષ્ણવનું, જ્યાં જાય ત્યાં હરિ ગુણ ગાય રે;
ચૌદલોકમાં પહેલી પૂજા, નરનારી વૈકુંઠ જાય રે. ધન્ય.
વૈષ્ણવ કેરાં કહું સુલક્ષણ, તિલક છાપ તુલસી માલ રે;
વૈષ્ણવ કેરો વેશ દેખીને, જમકીંકર નાસે તત્કાળ રે. ધન્ય.
જનમ મરણનો ફેરો છુટે, જન્મ જોખમાં ન રાખે અંગ રે;
તે નર જીત્યા સંસારમાં, જેને હોય વૈષ્ણવનો સંગ રે. ધન્ય.
માતાપિતા કેરું કુળ તાર્યું, પાડોશી પાવન પરિવાર રે;
ભણે નરસૈંયો હરિગુણ ગાતા, પુનરપી નવ હોય અવતાર રે. ધન્ય.

## પદ ૫૦ મું–રાગ આશાવરી.

જેને બાનું શામલિયાનું, તેને જમ શું કરશે રે;
તીલક છાપ તુલસીની માળા, જોઇ જોઇ પાછા ફરશે રે. જેને૦ ૧

---

* આ પદ પછી પ્રા. કા. ત્રિ. માં ૧૫૨ મું પદ છે, તે હોવું જોઇએ. પણ તે પદ મેહેતાકૃત ન હોવાથી, જૂની પ્રતોમાં જણાતું નથી. પ્રેમાનંદે તે સંબંધ મેળવવાને રચ્યું હોય, એ સંભવિત કલ્પના છે. એના પછી જૂની પ્રતોમાં જે પદ જોવામાં આવે છે તે આ ગ્રન્થના પૃષ્ઠ ૪૯ મે પદ ૧૩૨ મું છે, પણ તેમાં અને જૂની પ્રતમાં બહુ ફેર છે. જૂની પ્રતનો પાઠ સસંબદ્ધ છે, છપાયલી પ્રતનો પાઠ સંકર છે.

સુતાં બેસતાં હસતાં રમતાં, શ્રીહરિ હરિ મુખ કહેશે રે;
પુનરપિ જનમને જો નિવારી, પ્રભુ ચરણે ચિત અડશે રે. જેને૦ ૨
સાચું સગપણ શામળિયાનું, તે નર દુઃખી કયમ થાશે રે;
અનેક ભક્ત ઉગાર્યા આગે, ગાયા હશે તે ગાશે રે. જેને૦ ૩
જેને વર વરીયા વિઠ્ઠલજી, તેને બીજો કયમ ગમશે રે;
નરસૈંયાચા સ્વામી વિના સજની, લક્ષ ચોરાશી ભમશે રે. જેને૦ ૪

### પદ ૫૧ મું–રાગ આશાવરી.

શ્રી દામોદરના ગુણ ગાતાં, તે નર દુખિયા નવ હોયે રે;
સદા શામળિયો શરણ રાખે, સન્મુખ થઈને જોયે રે. શ્રી. ૧
મૂરખ મૂઢ હીંડે વળવળતા, નવ જાણે હરિ મરમ રે;
સાંભળતાં આવે અલબેલો, પૂર્ણાનંદ પરબ્રહ્મ રે. શ્રી. ૨
છેલછબીલો ને છોગાળો, નિત્ય પ્રત્યે તેને ભજીયે રે;
મંડળિકનું જેને માન ઉતાર્યું, તેને કંઇ પેરે તજીયે રે. શ્રી. ૩
સુખકારી સાધારણ મારો વાહલો, હું અવિચળ પદ પામ્યો રે;
નરસૈંયાચા સ્વામીનું મુખ દીઠે, ભવ ભય સઘળો વામ્યો રે. શ્રી. ૪

### પદ ૫૨ મું–રાગ દેશાખ.

નિરખી લોક નગરના હરખ્યા, ધન્ય વૈષ્ણવનો અવતાર રે;
મહિપતિ આવી ચરણે લાગ્યો, કરે હરખ ઓચ્છવ નરનાર રે. નિરખી. ૧
અમે અબુધ ને રાય કબુદ્ધી, કીધી વૈષ્ણવની ખ્યાત રે;
સ્વામી સેવકમાં ભિન્ન ન હોયે, સમરથ વેદ વિખ્યાત રે. નિરખી. ૨
વાસુદેવને વાહલા જે વૈષ્ણવ, તે સાથે શો કરવો દ્વેખ રે;
સાચું પાસુ શામલિયાનું, વિધાતાએ લખીયા લેખ રે. નિરખી. ૩
હરિજન સઘળા હરખ પામ્યા, વરત્યો જય જયકાર રે;
ભણે નરસૈંયો તીલક ને તુલસી, ગાય છબીલાનો વિહાર રે. નિરખી. ૪

### પદ ૫૩ મું–રાગ આશાવરી.

નરસૈંયાને કીધી દયા, વૈકુંઠનાથ તે સન્મુખ થયા;
આપી માળા ને રાખ્યો રંગ, પ્રગટ થયા શ્રીપરમાનંદ.
પંચશબ્દ વાજે નિશાન, રાજા કરજોડી માગે માન;
રાખો મેહેતાજી જાણ્યો મહિમાય, નીચો થઈને લાગું પાય.

દ્રષ્ટ થકી દુષ્ટ અળગો થા, થોડે દાહડે અસુરજ થા;
વૈષ્ણવજનની નિંદા કરે, રૌ રૌ નરકે સંચરે.
નીશદિન લેશે હરિનું નામ, તેનાં સરશે સઘળાં કામ;
ભણે નરસૈંયો હરિકીર્તન કરે, પુનરપિ નરકે નવ સંચરે.

### પદ ૫૪ મું–રાગ લલીત.

વાહલે વાહલે મારે, વાહલે તે વાહલ વધાર્યું રે;
કૃપાનિધીએ કરુણા કરીને, બરદ પોતાનું પાલ્યું રે. વા૦ ૧
મંડળિક રાજાને સાલીગ (?) સરખા, સર્વ મલીને બેઠા રે;
દૂરીજન લોકે દ્વેષ ઉપજાવ્યો, પણ આપણુ ચિંતામાં પેઠા રે. વા૦ ૨
એ નરસૈંયો એ નારાયણ, શિવકૃપાએ પામ્યો રે;
આપણા પાપ પળ્યાં પૂરવનાં, નમીને શિર નામ્યો રે. વા૦ ૩

### પદ ૫૫ મું–રાગ લલીત.

વાહલાના ગુણ કીયા કીયા કહીયે, અવસરે આવીને રાખી લાજ;
પતિતપાવન પ્રભુ નામ તમારું, પ્રગટ થાઓ છો ભક્તને કાજ. વા૦ ૧
કૃપા કરી હુને હારજ આપ્યો, મંડળિકનું મુખ કીધું ભંગ;
સભા સઘળી આશ્ચર્ય પામી, કૃપા તમારી પરમાનંદ. વા૦ ૨
સાચી પ્રીત કરે જે હરિસું, તેનાં મનનાં પૂરે કોડ;
તમે કૃપા કરી નરસૈંયાને, જે દામોદર જે રણછોડ. વા૦ ૩

### પદ ૫૬ મું–રાગ લલિત.

વિશ્વંભર વિશ્વમાં વ્યાપક, ભક્તતણે મન ભાવે રે;
આદે અંતે એહજ કહીયે, ગરુડ તજીને આવે રે. વિ૦ ૧
એ રંગીલો સદા આનંદી, ભક્તને લાડ લડાવે રે;
નાગર સઘળા દ્રેખ કરે, પણ ભક્તિ વાહલી જેને ભાવેરે. વિ૦ ૨
એ તો સદા ભક્ત હિતકારી, શિવ કૃપાએ પામ્યો રે;
નરસૈંયાચો સ્વામી ભલે મલીયો, અનેક વેદના વામ્યોરે. વિ૦ ૩

### પદ ૫૭ મું–રાગ બિભાસ.

દીન દયાળ દયાનિધી દામોદરા, દીન જાણી હુને મેહેર કીધી;
જુગજીવને હુને જગ જાણીતો કીધો, આપણા દાસની સંભાળ લીધી. દીન૦

મૂઢમતિ લોક જે મનમાં જાણતા, તેને હરજીએ શિક્ષા દીધી;
રાત દિવસ જેનું ભજન કરતો હુતો, તેને દામોદરે સાર કીધી. દીન૦
અકલકલા એની કોણે કલાયે નહિ, દર્શન દુર્લભ દેવ કહાવે;
તેરે સદાશિવની કૃપાયે કરી, નરસૈંયાને પ્રભુ પ્રેમ પાવે. દીન૦

### પદ ૫૮ મું–રાગ દેશાખ.

કરજોડીને દાસ વિનવે, હું સંત કૃપાથી સુખ પામ્યો રે;
ભકતની ચરણુ રેણુ જે મેહેતો, અનેક વેદના વામ્યો રે. કર.
હું અજ્ઞાની અલ્પ બુદ્ધિ મારી, દેખા દેખી ચાલ્યો રે;
સાધુ સમાગમ અનુદિન કરતાં, હરજીએ હાથ ઝાલ્યો રે. કર.
સરવ સંન્યાસી ચરણેરે નમીયા, નગરતણા જે વાસી રે;
ભણે નરસૈંયો દામોદર સેવો, તો ટળે ગરભની ફાંસી રે. કર.

### પદ ૫૯ મું–રાગ દેશાખ.

હરખ્યા લોક નગરના રે વાસી, ધન વૈષ્ણવ અવતાર રે;
સોરઠ સરવે ચરણે લાગ્યું, મોહી રહ્યા નરનાર રે. હર.
સરવ સભાએ શિખ જ આપી, મેહેતાજી મંદિર પધારો રે;
વળી ધસી રાય ચરણે વળગ્યો, મરમ ન જાણ્યો તમારો રે. હર.
રામાનંદ દ્વારકા પધાર્યા, કહી વૈષ્ણવ મહિમાય રે;
જે વૈષ્ણવસું દ્વેષ કરે, તે નિશ્ચે નરક પળાય રે. હર.
મેહેતાજી સખીઓને કહે છે, સરવ મળી કરો ગાન રે;
રાયે શિખ આપી મેહેતાજીને, નમ્યા સરવ પ્રધાન રે.* હર.

### પદ ૬૦ મું–રાગ આશાવરી.†

કહે દામોદર સુણ નરસૈંયા, હું પ્રેમ પ્રીતે બંધાણો રે;
લોક લાજને કારણે મારો, રાગ કેદારો વેચાણો રે. કહે.

---

* પ્રા. કા. ત્રિ. માં પદ ૧૫૫માંની પહેલી બે લીટી, પરિશિષ્ટના પદ ૫૮ ની પહેલી બે લીટી સાથે મળતી આવે છે; વળી ૧૫૫મા એ પદની બીજી લીટીઓ પરિશિષ્ટના પદ ૪૧ સાથે કંઇક ફેરફારથી મળતી આવે છે. એ પછી પૃષ્ટ ૫૩ માં પદ ૧૪૪ મું જોવું.

† પદ ૫૯ માં શ્રી દામોદરરાય નરસિંહ મેહેતાની વિદાય માંગી અંતરધ્યાન થાય છે.

ઘણા દિવસ મેં પંથ નિહાળ્યો, તોયે તુંને દયા નવ આવી રે;
મારા સુખનો મોહજ ટાલ્યો, ત્યારે સુરસેના બોલાવી રે. કહે.
તમે મળી મુજને વશ કીધો, અવર કોનો નવ થાઉં રે;
કહાનબાઇને કહે કરુણાનિધિ, હું વૈષ્ણવ હાથે વેચાઉં રે. કહે.
માનબાઈરતનબાઈપ્રત્યે બોલે, મારે સુરસેના સમુ નહિ કોયરે;
કુંવરબાઇસું વાણી પ્રકાશી, (હાવા) ભકત સમાગમ ના હોય રે. કહે.
આપી આજ્ઞા અવિનાશી વળ્યા, મસ્તક મુકી હાથ રે;
કુંવરબાઇ જઈ ચરણે લાગ્યા, ધનધન ગોકુલનાથ રે. કહે.
નિશ્ચે થઇને રહેજો સર્વે સખીઓ, હું છું દાસ ભક્તનો બેલરે;
તમસું અંતર નહિ કાંઈ મુજને, સુરસેના તન કેળ રે. કહે.
ભગવદ્ભક્તિ આદ્ય સનાતન, શ્રી ગોકુલનો રાય રે;
ભણે નરસૈંયો હું દીન ઉગાર્યો, તે વૈષ્ણવ ચરણ પસાય રે. કહે.

પદ ૬૧ મું.*

દેવા ટેવ પડી તુજને, દિન પ્રતિપાળવા, કંથ કમલા રહો સંત સામે;
લાડ પાળો તેનો પાડ શો માનીયે, હાથ જમણો વળે મુખ સામે. ૧
ગજ તણી વહારે, તું ગરુડ ચડી ધસ્યો, ગ્રાહના મુખ થકી તેં ઉગાર્યો;
ધાયો નારાયણ નામ લેતાં વિષે, અધમ ગુણકા અજામેલ તાર્યો. ૨
દ્રૌપદી કેરી લાજને કારણે, દ્વારકાંથી આવ્યો એક શ્વાસે;
પાંચ પાંડવતણી, લાજને કારણે, દૂત થઈને ગયો દુષ્ટ પાસે. ૩
ઇન્દ્રની કામધેન, કોડ કરતી રહી, ગોપીનું ગોરસ ચોરી પીધું;
શવરીના બોરમાં સ્વાદ ઝાઝો જડ્યો, ઋષિતણા વૃન્દમાં માન દીધું. ૪
ભૂપનું નોતરું ભાવ વિના રહ્યું, પ્રેમનું પારખું પ્રબલ કહાયો;
એક પત્રે કરી જગત તરપત કર્યું, ભાજીને ભોજને તું ધરાયો. ૫
ભક્તની ઝુંપડી, જગ્તની ચાકરી, દાસ ચંદ્રાસને સદ્ય ઉગાર્યો;
સુતદેવનું સનમાન રાખ્યું ઘણું, જનકના ભૂવનથી સદ્ય સધાર્યો. ૬
એવા વરદાતા હરિ, બહુ સંત ગાયે ફરિ, સકુના વચન વિઠુલા વેદ વાણી;
નરસૈંયા રંકને, જંખના તાહરી, કૃપા કરોને મુને દીન જાણી. ૭

---

* આ પદ હારમાળાના પદ ૧૨૧ સાથે મળતું છે, પણ આમાં પાઠભેદ વિશેષ હોવાથી તે અત્ર પુનઃ આપ્યું છે.

## પદ ૬૨ મું–રાગ સિંધુડો.*

દેવા અમચી વાર કાં બેહલ હોયલા, આપુલા ભકત કાં બિસરી ગેઇલા;
ધ્રુવ અંબરીષ પ્રહ્લાદ વિભીષણુ, નામાચે હાથતે દુધ પીઇલા. દેવા.
મ્લેચ્છમાંહે તુંમી કબીર ઉગારીલા, નામાચા છાપરા દીલા છાઇ;
જયદેવાચી તુંમી દીલી પદ્માવતી, મી નાગરા માટે રખે મેલો વાઈ. દેવા.
દેવા અમીરે ખળભળતાં તુમીરે ખળભળશો, વૈકુંઠ એકલા કયમ રહીલા;
વૃન્દારે વનમાં રાધીકાને સંગ, એકલા વિનોદ તે કયમ કરીલા. દેવા.

---

* આ કાવ્યસંગ્રહના ૨૦ મા પાના ઉપર જે પદ ૫૩ મું છાપેલું છે, તે જ પદને મળતું પણ કંઈક ફેરફારવાળું પદ પ્રા. કા. ત્રિ.ની હારમાળામાં ૫૯ મું છે. રા. બા. હરગોવિંદદાસે હારમાળાને પ્રેમાનંદપ્રણીત માની લઇને તે ઉપર એક ટીપ્પણી કરી છે, અને પદોમાં આવતા મરેઠી પ્રત્યયના વિરોધનો દોષ મરેઠી સહવાસવાળા વડોદરીઆ લેખકો ઉપર મૂકયો છે. એ દોષ સત્ય નથી. નરસિંહ મેહેતાના સમયમાં મરેઠીનો પ્રયોગ સાધારણુ હતો, એમ બીજા જૂના હસ્તલિખિત ગ્રંથોપરથી પ્રત્યક્ષ થાય છે. અને હારમાળાના સંબંધમાં તો સ્પષ્ટ છે કે આ કાવ્ય **પ્રેમાનંદપ્રણીત** નથી, પણ સંભવ છે કે, **પ્રેમાનંદસંકલિત** હશે. જુદી જુદી જૂની હસ્તલિખિત પ્રતોપરથી ને પ્રા.કા.ત્રિ. માં છપાયલા પદપરથી એ સ્પષ્ટ થાય છે કે, નરસિંહ મેહેતાએ સ્વતઃ રચેલાં હારમાળાનાં પદો છૂટાં છવાયાં વેરાતાં ગુજરાતમાં પ્રસિદ્ધિને પામ્યાં હોય, અને તે પદો પ્રથમ પછી પાટણના વિશ્વનાથ જાનીને સં. ૧૭૦૮ માં હાથ લાગ્યાં હોય, અને તે પછી ટુંક સમયમાં તેવાં જ કે તેજ પદો–વધઘટ સાથે પ્રેમાનંદ કવિવરને પણુ હાથ લાગ્યાં હોય, અને બન્નેએ સંકલના જોડવામાં તે ઉપર પોતાની કલમ સ્વતંત્ર રીતે અજમાવી હોય; એમ કલ્પનાપરંપરા કરવાને કારણુ મળે છે. હારનો પ્રસંગ નરસિંહ મેહેતાના જીવનમાં એક અતિ મહત્વનો અને ઈશ્વરના અસ્તિત્વના પૂરાવાનો અપૂર્વ પ્રસંગ છે; અને ભક્ત કવિરાજને પોતાના સંબંધમાં બનેલા એ પ્રસંગને શ્રીહરિના ગુણ ગાવાની તથા ભક્તોને દૃઢ વિશ્વાસ આવે તેટલા માટે તે પ્રસંગને ભવિષ્યની પ્રજામાં ચિરંજીવ રાખવાની ઇચ્છા થાય ને તત્સંબંધી કાવ્ય રચ્યું હોય તો તે છેક જ અસંભવિત નથી; કારણુ તેમણે પોતાનાં સંબંધનાં અન્ય ચરિત્રો, અને અન્ય પ્રસંગોનાં પદો રચેલાં જણાય છે, અને તે કંઈ આજના કાલના મનુષ્યો પેરે બડાઈ મારવાને નહિ, પણુ પરમેશ્વરનો મહિમા વધારવા માટે જ. નિષ્કામવ્રતસ્થ ભક્ત, અહંભાવ રહિત જ હોય છે. ભકતોના ચારિત્ર્યની કસોટી વીસમી સદીના વિષમ–વિલક્ષણ–વિચિત્ર નેત્રથી થવી નહિ જોઇએ, પણ ભક્તના અંતરમાં ઉતરવાથી, ભક્તસ્વરૂપ બનવાથીજ થઈ શકશે.

સંભવિત છે, કે પ્રેમાનંદને ઉપલું પદ હાથ લાગ્યું હોય, અને કવિરાજે અસલની નકલ પ્રથમની બે લીટીમાં સાચવી રાખી, અન્ય પંક્તિઓ ગુજરાતી પ્રજાવર્ગને અનુકૂળ પડે તેવી રીતે કાં ન ફેરવી નાંખી હોય? પ્રેમાનંદે પોતાના ગુરુ સાથે જો કે દક્ષિણમાં યાત્રા કરી હશે, તોપણ તેણે કદી મરેઠીમાં કવિતા રચવાનું મન કર્યું હોય એમ લાગતું નથી. મૂળ પદો પ્રેમાનંદનાં નથી તો તે મરેઠીમાં રચી શકે કે નહિ, એ પ્રશ્નનું સાર્થક્ય કંઈ દેખાતું નથી. જૂના ચોપડાઓમાં આવેલાં નરસિંહ મેહેતાનાં પદો જોતાં તેમાં મરેઠી શબ્દ અને પ્રત્યયોનો ઉપયોગ બહુ છૂટથી કરેલો દૃષ્ટિએ પડે છે.

દેવા રાજા મંડળીક મારશે મુજને, ભીજસેં ઘુલ્ય કશી હાણ્ય થઈલા;
દેવા ભક્તિ કરતાં કહેશે નરસૈંયો મારીયો, તો ભક્તવત્સલ તોરા બરદ ગેઇલા. દેવા.

### પદ ૬૩ મું–રાગ ગોડી એક તાલી.*

સત્તર સંન્યાસીએ કીધો સંચ, મૂળ સ્થાનસું માંડ્યો પ્રપંચ;
એ કપટી ત્યાં વારચો ન રહે, જઇ વાત રાજાને કહે. ૧
તે ઉઠી રાજા પાસે ગયા, પ્રણામ કરીને ઉભા રહ્યા;
સમાચાર હુતો તે કહ્યો, હાર બાંધવા પૂંઠે ગયો. ૨
એ કપટીનો પ્રીછો પાર, કત્રાયણનો† મંગાવ્યો હાર;
લેઇ આજ્ઞા સંન્યાસી તણી, રાજસભા મળી અતિ ઘણી. ૩
રાજાને વિમાસણ થઇ, કહ્યું માતાને પૂંછું જઈ;
સમાચાર સાંભળજો એક, નરસૈંયાનો કહ્યો વિવેક. ૪
તે તો સાંઝલી નરસૈંયો રહ્યો, રાયનો ઉત્તર મનમાં લહ્યો.‡
સમાચાર રાયના સાંભળી, ચાર સખીઓ તેડાવી વળી. ૫

### પદ ૬૪ મું–રાગ સામેરી.

નરસૈંયો બોલ્યો મુખવાણી, સુરસેના પ્રતે કહે વખાણી.
એ નાગરે તો ખરી તાણી, તે સઘળી વારતા મેં જાણી;
પુત્રી તમે સાસરે જાવો, હવે રડવા પુઠે ધાવો. ૧
વળતી સુરસેના કહે વાત, તમે ઘેલાં કાં કરો તાત;§
હરિ અબળાનો છે નાથ, આવી મુસ્તક દેશે હાથ. ૨
હું તો કીયે સાસરે જાઉં, હું તો ગુણ ગોવિંદના ગાઉં;
વળી બીજા કોને આરાધું, હું તો છેલ છબીલાને સાધું. ૩
જે માહુરે શ્રીમંત છાબમાં બેઠો, તે તો નાગરે સરવે દીઠો;‖
તમે ગાવોની (ગુણ) પ્રેમે આલાપી, તમને રીઝવશે હાર આપી. ૪

---

* પા. રાગ વેરાડી. આ પદમાં પ્રેમાનંદે શો ફેરફાર કીધો છે તે પ્રા.કા.ત્રિ.ની હારમાળાનું પદ ૧૨ મું જોવાથી જણાશે. † કુંતરાણ–સણનાં અબોટીઆં થાય છે. તેના દોરાનો હાર કહાચ હશે. ‡ પા. 'નાસી જવાનો એણે સંચજ કર્યો, તે સાંભલી નરસૈંયો રહ્યો.' એવો પાઠ રા. તનસુખરામની પ્રતમાં છે. અને છેલ્લી લીટીમાં "સમાચાર રાયના સાંભલી"ને સ્થાને "સમાચાર નરસૈંયો સાંભલી" એવો પાઠ છે. રા. રાવળની પ્રતમાં "ચાર સખીઓ" ને બદલે "ત્રણ સખી છે." § પા. "તમને ખોડ જ આવે તાત." ‖ પા. "જે મારે શ્રવણે આવીને બેઠો, તે મારે હૃદયામાં પેઠો."

રીસે મરશે પેલા પાપી, એ વાત રાખો રુદે સ્થાપી;
તમે ઘેલાં કાં કરો તાત, સાંભલી સુરસેનાની વાત. ૫

પદ ૬૫ મું–રાગ મેવાડો.

સાસરીએ પધારો રે, પુત્રી સાસરીએ પધારો રે. ટેક.
હુતો સંબંધ આપણો રે, જાંહાં લગી જીવતો તાત;
છે દુખણી મારી દીકરી, નાની નાની મૂકી મોઈ માતરે. સાસરીએ. ૧
ધીરજ ધરજો રે પુત્રી ધીરજ ધરજો રે, છે દુઃખરૂપ સંસાર;
રોશો રુદયા ફાટશે રે, નથી આંસુ કો લોહોનારરે. સાસરીએ. ૨
છે પીયર તારું, પીયર તારું ગોકુળીયું રે, પિતા શ્રીગોપાળ;
દુઃખ વેળા સંભારજો રે, શામળિયો લેશે સંભાળ રે. સાસરીએ. ૩
એમ ના કીજે રે, પિતાજી એમ ના કીજેરે, નાથજી શું રાખો નેહ;
હાર આફણીયે આપશે, કેમ છબીલોજી દેશે છેહ રે. સાસરીએ. ૪
જેણે મામેરું કીધું, મામેરું કીધું મારુંરે, જ્ઞાતમાંહે રાખી લાજ;
હુંડી શીકારી શામળે, કેમ વિસરશે તે આજરે. સાસરીએ. ૪
સાસરે જઇને, સાસરે જઇને શું કરુંરે, જો રુઠ્યા અશરણશરણ;
જ્યારે મંડળિક તમને મારશે, ત્યારે હું આથી પામીશ મરણ રે. સાસરીએ. ૫

*પદ ૬૬ મું–રાગ પરજ.†

સમાચાર પ્રેમે કહ્યો, સાંભળ સ્રીજન તુંય રે;
ડાહી માટે તુજને પુછું છું, આતુર થઈને હુંય રે. ૧
એક ઉનાનો નાગર નરસૈંયો, તે તો લજાવે મોશાળ રે;
તે ઉપર સૌએ કોપ જ માંડ્યો, જોતાં છે જંજાળ રે. ૨
કત્રાયણનો દોરો અણાવ્યો, બાંધ્યો વિવિધ પેરે હાર રે;
કહોને કરવું શું ઘટે, તું છે ડાહી નાર રે. ૩
વલતું વચન રાણીએ‡ કહ્યું, સાંભળ રાય તું વાત રે;
એ તો દક્ષણવંતને દુધે ભરિયો, વૈષ્ણવમાંહે વિખ્યાત રે. ૪
એ ઉપર જો કોઇ કોપશે તો, આવ્યો કીટણ કાળ રે;
જુનાગઢની પ્રજા કેરાં, બંધન પડશે બાળ રે. ૫

---

* પ્રેમાનંદે આ પદ લઇને તેને પોતાના કાવ્યમાં કેમ ગુથ્યું છે તે પ્રા. કા. ત્રિ. ની હારમાળાના ૭૨ મા પદ સાથે સરખાવો. † પા. રાગ કાફેરો. ‡ પા. "સ્રીએ."

એવાને નવ દુભિયે રે, તમે સાંભળો નિરધાર રે;
દશ ઠામ રાજાને વાર્યો, સ્રીએ તેણી વાર રે. ૬
એક વારુણી પાન જ કરતો હોય, બીજો જુહારી જાત રે;
ત્રીજો રાજદ્વારે મલપતો હોય, ચોથો ભવાઇઆ સાથ રે. ૭
પાંચમો પરનારીગામી, છઠ્ઠો સાધુની કરે વાત રે;
સાતમો જે ચાડીયો હોય, તેની ન માનવી વાત રે. ૮
આઠમો જે વ્રત જ લોપે, નવમો કૂડી પૂરે શાખ રે;
દશમો જે કન્યાને વેચે, તેને તારા નગરમાં મ રાખ રે. ૯
એ દશ મહા પાપીઆ, તેનો ના કીજે સંગ રે;
એ ચારે સ્રી મહા સાધવી, જેને હરિસું રંગ રે. ૧૦

## પદ ૬૭ મું-રાગ ધન્યાસી.*

માતા ધસી આવ્યાં મંદિરમાંહે, જાંહાં બેઠા રાજનજી;
સાંભળ કુંવર કુબુદ્ધ કાં આવી, આવડું શું અજ્ઞાનજી. ૧
માતા રોષ મનમાં ન ધરશો, જૂવો વાત વિમાસીજી;
બ્રહ્મચારી કેડે થઈ લાગ્યા, તેવા સર્વે સંન્યાસીજી. ૨
તેવો ભીમ મુજને પ્રેરે છે, કહો કેમ કીજે તેહજી;
પ્રલંબ પ્રધાન તે કોપે ચઢચો છે, તેની રીસે ધ્રુજે દેહજી. ૩
સોરઠ સહુકો જોવા મલ્યું છે, સહુને ગમતી વાતજી;
સહજાનંદ સ્વામી આમ કહે છે, નરસૈંયે માડી ક્ષાતજી. ૪
કૌતુક શાને કરો છો નાગરા, વાયે ચંગ ને તાળજી;
નગર ભક્ત કર્યું છે મારું, બોલે વાણી આળજી. ૫
વળતાં માતા એણીપેરે બોલ્યાં, દુષ્ટ લોક તારી પાસેજી;
મૂરખ તું વૈષ્ણવને દુભે, રાજ તારું જાશેજી. ૬
ધીક ધીક તારા હસ્તી ઘોડા, ધીક તારો ભંડારજી;
ફૂટ મૂરખ તારું મુખ ના જોઉં, ઉપન્યો કુળ અહંકારજી.† ૭
મિથ્યા તારાં દાન જ સઘળાં, મિથ્યા તુજ મહિમાયજી;
પૃથ્વી પ્રલ્લે થાયેરે પાપી, જો વૈષ્ણવ જન દુભાયેજી. ૮

* ઉપલું પદ શા. રાવળની પ્રત પ્રમાણે ઉતાર્યું છે. † પા. "અંગારજી" છે.

શ્રીધર પંડીતને જઇને પુછો, કહેશે એ નિરધારજી;
નરસૈંયા સમોવડ નહિ કો બીજો, આપણે રાજદ્વારજી. ૯

## પદ ૬૮ મું–રાગ આશાવરી એક તાલી.*

માતાને જઈ શિશ નામ્યું, રાયજી બોલ્યા વાણી રે;
પરદેશથી કોઇ એક નાગર† આવ્યો, તેણે હાર આપ્યો આણી‡ રે. ૧
§માતા મુને રહ્યા પ્રેરી છે, તે વાત જ જુવો વિમાસી રે;
તેવો મૂળસ્થાનને તેવો સાલીંગ (?), તેવા સત્તર સંન્યાસી રે. ૨
તેવો ભીમ ને તેવો જોગી, મારી મત્ય હરે છે એહ રે;
તમને શું ઉપજે છે રે માતા, વાત કહોની તેહ રે. ૩
વળતું વચન માતાએ કહ્યું, એ લંઠ માણુસ તારી પાસે રે;
નથી જાણતો તું મૂરખ રાજા, ગઢ તારો તો જાશે રે. ૪
બાળું તારાં દાન જ સઘળાં, જાંહાં હરિજન દુહુવાય રે;
બાળું તારાં હાથી ઘોડાં, બાળું સર્વે ભંડાર રે. ૫
ફટ ભૂંડા તુને ગરભેના રાખું, હું છું એવી નારી રે;
* * * * * * ૬
‖ગયું રાજ્ય કહ્યું કરશ્ય માહરું, નરસૈંયાને નવ છેડો રે;
ધિક્ ધિક્ કુળ કુંવર છે તારું, ધિક્ મેહેલને મેડો રે. માતાને.
ધિક્ ધિક્ છે તારા તાતને, ધિક્ ધિક્ આચાર તારો રે;
ધિક્ ધિક્ તારું પુણ્ય ન કૃતારથ, દાન દયા ધિક્કારો રે. માતાને.
ગુણ રૂપ બળ ધિક્ક તારાં, ધિક્ક રે સુખપાલ તારી રે;
ધિક્ક છે તારા માલ ખજાના, ધિક્ છે સેન્યા તારી રે. માતાને.
બલ્યાં તારાં દાન જ સઘળાં, બલ્યો તુજ મહિમાય રે;
બલ્યાં તારાં વ્રત જ સઘળાં, શાપી તારી ગાય રે. માતાને.
હરિજન સાથે હોડ્ય ન કીજે, જેનો મોટો મહિમાય રે;
હરિજન સાથે હોડ્ય કરીને, ધિક્ છે ધરવી કાય રે. માતાને.

---

* આ પદ રા. તનસુખરામની પ્રત પ્રમાણેનું છે. † પા. "બ્રાહ્મણ." ‡ પા. "તે તો બોલ્યો મુખ વાણીરે. ટેક." § પા. "તેને હાર આપેલો છે, વાત જાુવો વિમાસી."
‖ અત્રથી નીચેની લીટીઓ વિશેષ અમારી પ્રતમાં છે.

બલ્યા તારા હસ્તી ને ઘોડા, બલ્યો સરવ ભંડાર રે;
ફટ રે મૂરખ મુખ તારું ન જોઉં, તુંને ઉપનો અહંકાર રે. માતાને.

પદ ૬૯ મું–રાગ પરજીઓ.*

શ્રીધર પંડિત તેડાવીઆ, મંડળિકે તેણી વાર રે;
મન મારું ભ્રષ્ટ થયું કોણ પેરે, મને કોહો કરી વિસ્તાર રે. ૧
પંડિત વલતું એમ કહે, તમે સાંભળો રાજાન રે;
અસત હું નહિ ઓચરું, તુને દાખવું નિજ જ્ઞાન રે. ૨
એ નાગરે લજા લોપી નથી, વાયે ચંગ મૃદંગ ને તાળ રે;
એણે નાગરે ભ્રષ્ટ કર્યું નથી, ગાએ ગોવિંદ ગુણ રસાળ રે. ૩
તિલક છાપાં શોભીતાં, જેને કંઠે તુલસીની માળ રે;
વિચિત્ર વૈષ્ણવ વેશ સુંદર, દીસંતા દયાળ રે. ૪
રાય સુખે વિચારી બોલીએ, હરિજન સાથે હોડ રે;
નરસૈંયો નાગર પરભવો, તુંને મોટી લાગે ખોડ રે. ૫
એની મુખ કથા શી કહું, જેહને દામોદરસું પ્રીત રે;
પંડિત કહે રાય સાંભળો, નીપનું એ વિપરીત રે. ૬
રાય પ્રત્યે પંડિત ઓચર્યા, ઘણો કીધો અપરાધ રે;
જે પુરુષ શુભ વાંછે પોતાનું, તે કેમ ઉવેખે સાધ રે. ૭
એક વાર ઉપહાસ્યજ કીધું, નાગર લોક મહા લંઠ રે;
તેણે તીરથવાસી મોકલ્યા, નરસૈંયો કરવા ખંડ રે. ૮
પ્રણામ કરી મેહેતાજીને, આપ્યા રુપીઆ સેં સાત રે;
દ્વારીકામાં હુંડી શીકારી, મલ્યા વૈકુંઠનાથ રે. ૯
નરસૈંએ મન વિચાર્યું, નાગરે કીધું ઉપહાસ રે;
શામળશા બરદ પાળજો, હુંડી લખી તમ દાસ રે. ૧૦
તીરથવાસી ચાલતાં, મન કરે વિચાર રે;
એ ચરિત્ર ધૂર્તતણું, એણે ધન હર્યું નિરધારે. ૧૧

---

* આ પદ રાવળની પ્રતમાં છે. આ પદની ૧૨ કડી પૂરી થયા પછી "ચાલ ફેર" એટલા શબ્દો છે; અને તે પછી ઉપર આપેલા પૃ. ૫૪૪, પદ ૧૮ માની ૩ જી કડી "વળતો પંડિત વાણી કહે" ત્યાંથી ૧૩ મી કડીની શરુઆત થાય છે, અને તેજ પદ પ્રમાણે આખું પદ પૂરું થાય છે. જૂવો પૃ. ૫૪૪ પદ ૧૮ મું અને તે પર આપેલી ટીકા. પ્રા. કા. ત્રિ. માની હારમાળાના ૭૪મા પદમાં કેમ વધારો થયો છે તે મેળવો.પા. કા. ત્રિ. માં રાગ "ધવળ ધનાશ્રી" આપેલો છે.

શામળશા થઇ હરિ પધાર્યા, હુંડી શીકારી મહારાજ રે:
ભક્તવત્સલ ભગવાનજીએ, રાખી મેહેતાની લાજ રે. ૧૨

## પદ ૭૦ મું–રાગ સારંગ.*

શ્રીપાત પંડિત કહે સાંભળો રાય, માહરી વિનય કથા મહિમાય;
બાળક અવસ્થા માહરી હતી, બ્રહ્મહત્યા લાગી અણુછતી. ૧
વળતાં અમો તો મોહટા થયા, કાશી નગરમાં ભણવા ગયા;
વેદધ્યુન્ય મુખમાં ઉચરે, બ્રહ્મહત્યા પોકાર જ કરે. ૨
અષ્ટાદશ ભણ્યો ભારત પુરાણ, અસત્ય નહિ બોલું નિરવાણ;
પાંચશે ફેરી પ્રદક્ષણા કરી, અષ્ટાંગ જોગ આરાધ્યા હરિ. ૩
મેં મહારુદ્ર કીધા એકવિશ, અતિરુદ્ર કીધા વાર ત્રેવીસ;
તોએ બ્રહ્મહત્યા માહરી નવ ટળે, ક્ષણું ક્ષણું માહરો દેહજ બળે. ૪
સહસ જગન અજામેધ કરી, અષ્ટ મહાદાન આપ્યા ધન ભરી;
ચૌદ વિદ્યા મેં પાઠે ભણી, દેહ દમી મેં અતિ ઘણી. ૫
પણ બ્રહ્મહત્યા માહરી નવ ગઈ, શામ વરણ માહરી દેહજ થઈ;
એક વાર હું ગયો જુનાગઢ મોઝાર, અરધ નિશાએ આવ્યો મહેતાને દ્વાર. ૬
મનસા વાચા કરમણાયે કરી, નરસૈં મેહેતાની કથા સાંભળી;
ધન વૈષ્ણવ વાણી ઓચરી, માહરી બ્રહ્મહત્યા તતક્ષણ ઉધરી. ૭
સર્વ કથા પંડિત કહી ગયો, સહુ કોને મન વિસ્મે થયો;
રાજાએ સમાચાર સાંભળી, સિંહાસનથી પઠીયો ઢળી. ૮
હું અતિ અપરાધી આજ, મુજ ભુંડાને શાની લાજ;
સેવક વારવાને મોકલ્યો, કહી વચનને પાછો વળ્યો. ૯
તેનો બોલ ચિત્તમાં નવ ધર્યો, સંન્યાસી અતિ ગરવભર્યો;
સેવક પાછો આવ્યો સહી, કહે સંન્યાસી કોઈ માને નહિ. ૧૦

## પદ ૭૧ મું–રાગ વેરાડી એક તાલી.†

રાજા એ સમાચાર સાંભળી, સિહાસનથી પડયા હેઠા ઢળી;
અસત્ય અપરાધી હું છું આજ, મુજ ભુંડાને નથી લાજ. ૧

---

* પ્રા. કા. ત્રિ. ના હારમાળામા ફેરફાર માટે પદ ૭૫ મું જુવો.

† આ પદ રા. તનસુખરામની પ્રતમાં છે.

તેવારે શ્રીપાત કહે સુણો નિરધાર, મેં ત્યાં જપ જાગ કીધા ત્રણવાર;
મહારુદ્ર કીધા વાર ત્રેવીસ, અતિરુદ્ર કીધા વાર એકવિશ. ૨
શ્રીભાગવત ભારત સુણ્યા પુરાણ, જૂઠું બોલવા નારાયણની આણ;
અનેક તીરથ હું તાં ભમ્યો, મેં મારો ઘણુંએ દેહ દમ્યો. ૩
પણ નરસૈંયાની કથા સાંભળી, બ્રહ્મહત્યાદિક પાતક ટળી;
એ સમાચાર પંડિત કહી રહ્યો, સેવક વારવાને મોકલ્યો;
કહી વચન તે પાછો વળ્યો, તેનો બોલ કોણે ચિત્ત ન ધર્યો. ૪

### પદ ૭૨ મું–રાગ રામગ્રી પટતાલ.*

વૈરાગ્ય પાખે નથી પામવો,† ભક્તવત્સલ ભગવાન રે;
મિતાક્ષરા કાહડી જોવડાવું, વળી અરાઢ પુરાણ રે. ૧
વૈરાગે સનકાદિક છુટા, ધ્રુવ અંબરીષ પ્રહલાદ રે;
અંતરિક્ષ આવી હાથ દીધો, ઉપના આહ્લાદ રે. ૨
વૈરાગ્ય હુતો વિદુરને, હવા પ્રસન્ન જુગદાધાર રે;
તારી પેરે એમ ઉઘાડો, કોણે ન ગાયો શૃંગાર રે. ૩
શૃંગાર તો તું વગૂતો, નાગર નિરધાર રે;
વૈરાગ્ય પાખે જાણજે, નથી પામવો હાર રે. ૪
નથી પામવો હાર નાગરા, ભીમ ભણે તમો કૃપા કરો;
નાગર સહુ જોવા મલ્યા છે, આંહુંથા નવ ને જુગ્મ ગણો.‡ ૫

### પદ ૭૩ મું–રાગ રામગ્રી જેત.

(હાંરે પ્રભુ) દુરિજન લોક કહે, નરસૈંયો લંપટ, એહવી વાધતી વાત રાજાએ જાણી,
મંડળિકે વિહ્વળ થઈ કહ્યું, જાઓ નરસૈંયાને આહાં લાવો તાણી. ૧
શીઘ્ર સેવક નરસૈંયાને લાવ્યા, કહેરે મહિપાલ દાસ તુંને રે કરીએ;
તાહરે પ્રીત દામોદરસું ઘણી, માંગી લે હાર અમો જેમ લહીએ. ૨
તે માટે ત્રિકમ હું કરું વિનતિ, પાળશો બરદ તો કારજ થાશે;
ભણે નરસૈંયો તું ભક્તવત્સલ સદા, હઠ કરશો તો મારો જીવ જાશે. ૩

---

* આ પદ હારમાળાના પૃ. ૧૨ મે ૨૭ મું પદ છપાયું છે. પ્રા. કા. ત્રિ. ની હારમાળાનાં પદ ૩૧ માં એ જ પ્રમાણે છપાયું છે. જૂની પ્રતોમાં અમે આપ્યું છે તે પ્રમાણે છે.
† પા. "ટાળવો." એટલે નકામો. ટાળી. ‡ નવ અને જુગ્મ એટલે બે અર્થાત્ અગીઆરા ગણો–નાશી જાઓ.

## પદ ૭૪ મું–રાગ પરજીઓ એક તાલી.

કામી કપટી સુધો લંઠ રે, શું માંડી બેઠો પાખંડ રે;
તું કહે તો વશ વૈકુંઠરાયે રે, તે મુને દેખાડની આંહે રે. ૧
હરિભક્તિ વિના ભૂલ્યો ભમેરે, શા માટે સ્રીયોને દમેરે;
*કૂડી ભકિત નહિ ફળ લહેરે, મુકુંદ સરસ્વતિ એણી પેરે કહેરે. ૨

## પદ ૭૫ મું–રાગ આશાવરી એક તાલી.†

સામાનંદ સંન્યાસી એણી પેરે બોલ્યા, ભીમડો તે વૈરાગ્ય ગાયે રે;
નરસૈંયો તો શૃંગાર ગાયે, બેહુમાં એકે વાર્યો ન જાયેરે. ૧
નાની મોટી સભામાંહે, એ તો પદ ઉઘાડાં ગાયેરે;
ભાઇઓ નાગરો એને શું કહીએ, નિર્લજ ઉઠી શેં ન જાયેરે. ૨
એ તો કોનું કહ્યું ન કરે, કલેવર કરતો કોણ રાખેરે;
કો છે રે સંન્યાસી આંહાંસોરો‡, ગલે સાહી પરો એને નાખેરે. ૩
ટીટોત્ર જાત§ (?) શીદ તેડી આ૦યો, એવડો અનર્થ કાં રે કીધોરે;
નરસૈંયાને એક વાર વારીશ, એહવો પરઠ કરીને લીધોરે. ૪

## પદ ૭૬ મું–રાગ રામગ્રી જેત.

પ્રથમ પ્રીત માંડી હવે શું રહ્યો સાંભળી, ન્યુન તાહરી હરિ થઇ રે આજ;
કોટમાંહે કુસુમની માળ ગ્રહી રહ્યો, કહોની કૃષ્ણજી શાને કાજ. ૧
લોકમાં સહુએ સાંભલ્યો મેં ભજ્યો, તો હવે કાં ત્યજો સુણી રે કાન;
નઠોર કાં થઈ રહ્યો, મંડળિક મદે ચઢયો, તોએ તુને હજી નાવી સાન. ૨
મેલ્ય માયા હવે, કુલના હારની, વાર લાગી હવે વિશ્વનાથ;
નરસૈંયાચા સ્વામી, આશ તારી ઘણી, મૂકમાં મૂકમાં ગ્રહો રે હાથ. ૩

## પદ ૭૭ મું–રાગ સામેરી એક તાલ.

કોઈ એક ધર્મનિંદા કરે, રખે વાદ અધવચ રહે;
રામાનંદ સંન્યાસી એણી પેરે કહે, જાઓ વાદ અધવચ ન રહે. ૧

---

* પા. "વળી ભક્તિ ફળ તો લહે." † પ્રા. કા. ત્રિની હારમાળાનું પદ ૭૦ મું જુવો.
‡ પા. "નજીકમાં." § પા. "ત્રીટીત્રા જાતને શીદ તેડી લાવ્યો."

કો કેની કૂડી પક્ષજ કરે, તે સંન્યાસી નરકે સંચરે;
કુંભીપાક પડે નર તેહ, વૈષ્ણવ જનને નંદે જેહ. ૨
પંઢરપુર નગર છે એક, તેમાં નામો સોઇ વિશેક;
નામદેવને હરિસુ પ્રીત, રામાનંદની એહવી રીત. ૩

## પદ ૭૮ મું–રાગ સોરઠ.*

હવે હાર મંગાવો મેહેતા, શામળિયો જગાડો સુતા રે; ટેક.
ક્રોધ કરી બોલ્યો પ્રધાન, મેહેતા તારું ઉતારું માન; હવે૦ ૧
વાત કરતા થઇ વડી વાર, લંપટ નાગર ન આવ્યો પાર; હવે૦ ૨
થા સંન્યાસી સહુકો નમે, તું પરનારી સંગે ભમે; હવે૦ ૩
વૈષ્ણવડે વણુસાડ્યું ગામ, હવે ડગમગશે આવે કામ; હવે૦ ૪
આજ મંડળિક કોપે મહેરાણ,† માથે મરણ આવ્યું નિર્વાણ; હવે૦ ૫
લોકહસારત હવણાં થશે, લંપટ તાહરી તો પત જશે; હવે૦ ૬
પ્રલંબ કહે બહુ રોસે ભરાણો, તારુ શીશ તો છે દૂરે વાહણો; હવે૦ ૭

## પદ ૭૯ મું–રાગ મેવાડો.‡

રાજા કોપે ચઢિયો રે હો, આંખ ચઢી ગઈ;
વાત કરતાં રે હો, વાત ગાઢી થઈ. ટેક.
ખડગ કાઢીને રે હો, કોપીઓ ભૂપાળ;
ક્રોધ ચઢાવી રે હો, બોલ્યો આળપંપાળ. રાજા૦ ૧
વાત જાણી રે હો, રાજાની માત રાણી;§
સભામાં આવીને રે હો, બોલ્યા મુખ થકી વાણી. રાજા૦ ૨
રીસ નવ કીજીયે રે હો, પુત્ર વિચારીએ;
ભક્તને બ્રાહ્મણ રે હો, તેને કયમ મારીએ. રાજા૦ ૩
તુ મરમ ન જાણે રે હો, વૈષ્ણવ પંથનો;
નરસૈં વાહલો રે હો, કમળાકંથનો. રાજા૦ ૪

---

* પ્રા.કા.ત્રિ. ની હારમાળાનું પદ ૪૭ મું જૂવો. † મેહેરાંણ (મેરામણ)–દરીઓ–સાગર.
‡ પ્રા.કા.ત્રિ. ની હારમાળામાં આ પદ પ્રેમાનંદની (૫૮ મું) છાપ સાથે નાંખ્યું છે. કવિ નર્મદાશંકરની પ્રતમાં પણ પ્રેમાનંદની છાપ છે, પણ મારી પાસે જેટલી પ્રતો છે તેમાં પ્રેમાનંદની છાપ આપેલી નથી. § મૂળમાં 'મેહેરાણી' શબ્દ છે.

હરિજનને પીડ્યે રે હો, ઘણું પીડાય હરિ;
મેહેતાજીને રે હો, મનવો વિનતિ કરી. રાજા૦ ૫
મંડળિક બોલે રે હો, હવે મેહેલું નહિ;
ભક્તિ એની જોઉં રે હો, રાત થોડી રહી. રાજા૦ ૬
પુત્ર હરિજન સાથે રે હો, હોડ કીજે નહિ;
હરિજન સમોવડ રે હો, કોણ કીજે કહી. રાજા૦ ૭
માતાએ એમ કહીને રે હો, ક્રોધ સમાવિયો;
રાય સિંહાસને રે હો, ઉપર આવિયો. રાજા૦ ૮

## પદ ૮૦ મું–રાગ સારંગ.

પંડિતની કથા સાંભળી, રાયે વિમાસ્યું મન રે;
ભક્ત જનના દ્વેષી સરવ છે, સમરથ જુગજીવન રે. ૧
માનું વચન માન્યું નહિ મેં, અબળાએ કહી બહુ પેર રે;
સાથ સરવ મલ્યો છે જૂઠો, ભીમડો ઉપજાવે વેર રે. ૨
સેવક વારવા મોકલ્યો રાયે, નથી અમારે કામ રે;
પ્રલંબ પ્રધાનને કહે છે રાયજી, નવ લેશો એનું નામ રે. ૩
રીસ કરીને રાયજી ઉચરે, જાવો આપણે ઘેર રે;
અમો વિવાદ તે શાનો કરું, વૈષ્ણવ સાથે શાં વેર રે. ૪
સેવક કહે પરધાનને, રાયજી કરે છે રીસ રે;
મેહેતાજીને ઘેર મોકલો, નહિં તો કોપે ચઢે જુગદીશ રે. ૫
શ્રીપાત સંન્યાસી સહુ મળી બેઠા, શો કરવો હવે મરમ રે;
સરવ સભાએ વિચાર કીધો, મોકલો મુકુંદાશ્રમ રે. ૬

## પદ ૮૧ મું–રાગ સિંધુડો.

સાર કર શામળા, મેલી મન આમળા, ઉઠ ગોપાળરાય અસુર થાયે;
નરસૈંયાને એક હાર આપતાં, તાહરા બાપનું શું રે જાયે. સાર.
હારને કાજે શું મુન્ય ગ્રહી રહ્યો, બોલતો નથી રે શું માગ્યા માટે;
રાય મંડળિકતણે પ્રતીતને કારણે, નહિ તો મળે મને મૂળ સાટે. સાર.
પૂછવું હોય તો પૂછજે સ્ત્રીને, મૂલ બેઠું હોયે જે રે તારે;
પાયે લાગી કહું કંઠે આરોપીયે, શું કહું શામળા વારેવારે. સાર.

કળિયુગ માંહે પ્રતીત ગઇ લોકની, એમ કરશો ત્યારે કોણ ધારશે;
ક્હેશે નરસૈંયાને હાર આપી નવ શકયો, ચૌદ લોકમાંહે ગુણ કોણ ગાશે. સાર.
વારેવારે કહું હાર હસી આપીએ, આપ્યા પાખી છેડો કયમ છુટે;
ભણે નરસૈંયો જો પ્રીત છે તાહરી, તો મંડળિક મારવા ક્યમ ઉઠે. સાર.

## પદ ૮૨ મું–રાગ પરજીયો.

હું માંગુ તે હુને મયા કરો રે, ગાયોના ચારણ ગોવાળિયા;
વારેવારે શું કહું તુજને, પરદુઃખભંજન પીંડારિયા. હું માંગુ.
આગે અનેક ભક્તને કરુણા કરી, હાર આપો હુને થાય કલ્યાણ;
જે માંગે તેને તું આપે, તો હુંને શેં ન આપે નારાયણ. હું માંગુ.
રાત દિવસ સેવા કરું તોરી, સાર કરો મારી શામળ વેશ;
ભણે નરસૈંયો અવર ન લેશું, તુજ ભક્તિ વિના અવતાર ન દેશ. હું માંગુ

## પદ ૮૩ મું–રાગ આશાવરી.

મંડળિક આવીને લાગ્યો પાય, ક્ષમા કરો હું મંદમતિ રાય;
પ્રલંબ પ્રધાન વિનતિ બહુ કરે, મંડળિકને નૈણે નીર ઝરે. ૧
શીશ તે સઘળા મેહેતાને નમ્યા, અમે અતિ ઘણું તમને દમ્યા;
અમો અજ્ઞાની થયા મહારાજ, રાખી દામોદરરાયે લાજ. ૨
ભીમ મેહેતાજીને ચરણે નમે, બ્રહ્મચારી વિનતિ બહુ કરે;
દ્રેષી નાગર તાંહાંથા ગયા, વૈષ્ણવ સૌ રળિયાત જ થયા. ૩
મંડળિક માનભંગ થઇને રહ્યો, નરસૈંયાનો પરચો લહ્યો;
સભા સરવ બોલે છે પેર, મેહેતાજી પધારો ઘેર. ૪
મેહેતાજી પધારે મંદીરમાંહે, વૈષ્ણવ જન વધાવે તાંહે;
ભણે નરસૈંયો જપો હરિ નામ, શ્રી દામોદરરાયને કરો પ્રણામ. ૫

## પદ ૮૪ મું–રાગ મારુ.*

ભીમડા હઠ ના કરીએ રે, સુંદર શામ છબીલો મૂકી;
કહો કોને વરીએ રે.
જ્ઞાનીના લક્ષણ નહિ માને, ક્હેવાયે બ્રહ્મજ્ઞાની રે; ટેક.
વૈષ્ણવની નિંદા કરો છો, તાંહાં લગી વાત અજાણીરે. ભીમડા. ૧

* આ પદ "રા."ની પ્રતમાં, "મેહેતા તારી વાંકી વાણી" એ પદ પછી આપેલું છે.

તિલક તુલસી ખોટાં કહે, તું શું જાણે વૈષ્ણવની વાત રે;
ભણે નરસૈંયો હઠ મૂકે તો, રમીએ શામળિયાની સાથ રે. ભીમડા. ૨

## પદ ૮૫ મું–રાગ સાખી.*

તાંહાં લજ્જાથી તતક્ષણ આવ્યો, ધરણીધર સાંભળો રાયે;
હરિના જન હરિસરખા જાણો, મેહેતાજીને લાગો પાયે. ૧
રાગ કેદારો ઘરેણે હુતો, પ્રભુએ મુકાવ્યો તેહે;
પાંગળી વહુ સારી કરી, નિશ્ચે માનો એહ. ૨
મહિમા મેહેતાજીતણો, મુખે કહ્યો ન જાએ;
ધરણીધર મેહેતો એમ કહે છે, એને હરિ સાથે એકતાએ. ૩

## પદ ૮૬ મું–રાગ બીહાગડો.

શ્રીરામ અંતરજામી રે, મુને શરણે રાખો સીતા સ્વામી રે. ૧
મર્યાદા પુરુષોત્તમ શ્રીરામ નિર્ગુણ બ્રહ્મ, તુજ વિના ભવજળ તરીયે કંમ. ૨
તવ નામ નિર્મળ નરહરિ, બે અક્ષર છે સર્વાધારી, રકાર મકાર ગુણુકા તારી. ૩
ચોરાશી ખાંણ ભમી થાકો રે, હું ભટકીઓ ભવ આખો રે. ૪
* * * માધવાનંદ કહે હવે સર્વે રાખો રે. ૫

## પદ ૮૭ મું–રાગ રામગ્રી.†

વિશ્વેશ્વર વિઠ્ઠલ વિઠ્ઠલા, કરું જો વિનતિ, તુજ વિના દાસ દુખ કોણ જાણે;
વલવલતાં મધ વીતી ગઈ જામની, ત્રિકમા નિદ્રા શું તજશે વાહણે. ૧
કે શું રોકી રહી રાધીકા, કાહાનજી તમને, કોને કહ્યું કરશે, કરુણા કાં ન આણો;
હઠ કરવી તાં હઠ કરજે શામળા, ત્રુટશે ત્રિકમા સનેહ તાણો. ૨
હલા આ હાવે અવસરે, અવસર નહિ સાચવે, તો પછે આવતે શું વખાણે;
કોણ કારણ પછે કાજ તે આવશે, કહે નરસૈંયો હઠ લીધો રાણે. ૩

---

* પ્રા. કા. ત્રિ. હારમાળાના પદ ૯૨ પછી ન. પ્રત માં ઉપલા પદવાળી સાખી છે. હ. પ્રતના ૭૯ માં પદની છેલ્લી તુક ન. પ્રતમાં નથી. પ્રા. કા. ત્રિ. ના ૯૨ માં પદના ક ક પાઠ ન. પ્રતમાં નથી. † ઉપલું પદ "રા"ની પ્રતમાં છે. પૃષ્ઠ ૩૮ માં પદ ૯૯ મું એ પદ અમે આપેલું છે, પણ તેથી આ ફેરફારવાળું હોવાથી અત્ર પુનઃ આપ્યું છે. જુદી જુદી પ્રતો સાથે મેળવતાં એક જ પદમાં કેટલો બધો ફેરફાર થઇ ગયો છે, તે આ ઉપરથી ઠીક સમજાશે.

## પદ ૮૮ મું-રાગ પ્રભાત.

કમ કમે મન કૃષ્ણ કોડામણા, કાળનું ચક્ર તે કાને સુણતાં;
ભક્તિ કાંઈ નવ લહું, કોણ આગળે કહું, નિદ્રા આવે તારું નામ ભણતાં. ૧
હાથ કાંઈ નવ ચઢયું, અંતે આવી અડયું, કામ તુજ શું પડયું કૃષ્ણ કાળા;
પતીતની પીડ તે, ભીડ જાણે કવણ, આવ ઉતાવળો મૂક ચાળા. ૨
જનમ ને મરણ તો, જીવ સહુને ખરું, શરણ આવ્યાતણો કાંઇ વેહેરો;
બરદ ધારી વશે, દુષ્ટ આગળે ધસે, બોલવા વેળા કાં થાએ બેહેરા. ૩
હુંય જો હરખહુ, વ્યાપ પરબર બહુ, (?) ચરભડુ ચત્રભૂજ રાય સાથે;
નરસૈંયો રંક તે, પંક માંહે વડો, લંક પુતા(?) રહી અહોરે હાથે. ૪

# પરિશિષ્ટ ૨ જું.*

## પદ ૧ લું–રાગ હીંડોળો.

ઉલટી અબળા કહ્યું ન માને, હસી કર દેતાં' તાળી રે;
માનુની મોદ ભરાણી મનમાં, બોલે બળવંત બાળી રે. ૧
કહો તો હીંડોળો રાખીએ વાહલા, કહેતી વદન નિહાળી રે;
મગન થયાં માહાલે જુવતીજન, પ્રેમવચન મુખ ભાળી રે. ૨
ચમકંતી ચતુરા આવીને, વાહલાને વાય કરતી રે;
એક આવીને શ્રમ જળ લોહે, મુખે મરકલડા કરતી રે. ૩
પૂરણ પ્રેમે પામી પ્રેમદા, મોદે રહ્યા મન લોભી રે;
નરસૈંયાને કીધો કૃતારથ, કૃષ્ણલીલા મુખ શોભી રે. ૪

## પદ ૨ જું.

આ જો રે આહીરને આંગણે, નરહર નાચે નવનિતને;
બ્રહ્માદિકને સ્વપ્ને ન આવે, તે હરિ આવે હીત પ્રીતને. આ૦ ૧
નાચંતો હરિ સુંદર દીસે, ઘુઘરડી વાગે ચરણે;
ભાગ્ય જુવો ભરવાડા કેરું, શું કીજે ઉત્તમ વરણે. આ૦ ૨
ઇંદ્રાદિક બ્રહ્માદિક જેનાં, ચર્ણ વંદવા સમીપ નહિ;
તે ગોપાળ ગોવાળા માંહે, જમે કરમલો કુર દહિ. આ૦ ૩
ભક્ત તણા હિત કેવળ કેશવ, લાલ લીલા અવતાર ધરી;
સ્મરણભાવ માત્ર બંધન કાપે, નરસૈંયાચો નાથ હરી. આ૦ ૪

---

* જૂના ગ્રંથોનો મારી પાસે જે સંગ્રહ છે તે સંગ્રહમાં કોઈ એક જ ઠેકાણે ભક્ત કવિ નરસિંહ મેહેતાનાં પદો લખેલાં નથી, પણ જૂદે જૂદે સ્થળે જૂદા જૂદા ભક્ત કવિઓના પદોની વચ્ચોવચ્ચ લખાયલાં જોવામાં આવે છે; તેમાંથી પ્રાપ્ત થએલાં પદો પરિશિષ્ટ ૨ જામાં આપેલાં છે. ઉપરાંત સુરતના મહાજનના શેઠ ભગુભાઈ દ્વારકાદાસ જેઓની પાસે જૂના ભક્ત કવિના કાવ્યનો બહુ મોટો સંગ્રહ છે, તેમાંથી મળેલાં પદોનો સંગ્રહ પણ આ વિભાગમાં આપવામાં આવ્યો છે.

## પદ ૩ જું–રાગ માલવ.

આવો રે સખી, ચાલોની હરિ જોવા. ટેક.
આવતડા ગોવાળાની સંગે, મોર પીછ શીર મુગટ બિરાજે;
મોહક મુરલી હરિને હાથે, ગોપી નીસરી નરહરિને જોવા. આવો૦ ૧
શામા તે શોળે શણગાર સજીને, તોરણે તોરણે ઉભી રહીને;
નિરખે નેણા ભરીય ભરાવા. આવો૦ ૨
કંચન થાળ ભરી સંગ મોતી, ઘેર ઘેરથી ગોપી આવી ગાતી;
સુંદરવર વિઠ્ઠલાને વધાવા. આવો૦ ૩
મંડળી મધ્યે મલપતો રે આવે, સુંદર શામળિયો ગોપાળ;
ભલે મલ્યો મેહેતા નરસૈંયાનો સ્વામી, ઉતાર્યા ભોમીના ભારા. આવો૦ ૪

## પદ ૪ થું–રાગ દેશાખ.

ભાણેજ ભૂદરા રે, મામાજીને મળવાને આવ્યા;
પૂર્વ જન્મની પ્રીત સંભારી, માસી પૂતનાને ધાવ્યા. ભાણેજ૦ ૧
કંસ કાહાન બેઉ મેડીએ ચઢીઆ, ને સાંઇડુ દીધું ગાઢું;
સાંઈડુ દેતા મામાજી લડથડીઆ, હેતે હૈડું થયું ટાઢું. ભાણેજ૦ ૨
મામાને મુક્તિપદ આપ્યું, મામીને લાભ દીધો;
ચુડલાની ચિંતા ઉતારી, પછે હાથ હળવો કીધો. ભાણેજ૦ ૩
રુડા તે કૃષ્ણ શામળિયો, જેણે મામીના પૂર્યાં કોડ;
રુડા તે નરસૈંયાચો સ્વામી, ભવનાં બંધન છોડ. ભાણેજ૦ ૪

## પદ ૫ મું–રાગ રામગ્રી.*

તું કોણ માણસા રે, ગોવાલીડા, તું કોણ માણસા રે. ટેક૦
તું ઉભલો દેવા દે છે આણુ રે, મોરે મસ્તક મહિની માણુ રે.
મારો દોહેલડો ભરથાર રે, હાંરે રાજા કંસનો વહેવાર રે. ગો૦ ૧
અનેક વાર આવ્યા ગયા ત્યારે, કર કોણે નવ લીધો;
આજકાલનો તું ગાયો ચારતો, દાણી કોણે કીધો. ગો૦ ૨
કંસરાય [તેં] શ્રવણે ન સુણ્યો, તેહતણી અમો દાસ;
દુધદહીનું દાણ ન આપું, ના પાઉં ટબકું† છાસ. ગો૦ ૩

---

* શૃંગારમાળાનું પદ ૯૫ મું જુવો. † નાની લોટી.

જે જાતની સંગત કરીએ, તે સરીખડા થઈએ;
નરસૈંયાચા સ્વામીની સંગે રમતાં, નિશ્ચે વૈકુંઠ જઇએ. ગો૦ ૪

### પદ ૬ ઠું–રાગ રામગ્રી.

તે હું માણુસા રે, આહિરડી, તે હું માણુસા રે. ટેક.
નરનો ઉતારું તાંહાં નાદ રે, (હાંરે) હું તો ભક્તજન આધાર રે;
(હાંરે) હું તો સેવકજન પ્રતિપાળ રે, (હાંરે) તારા કંસતણો છું કાળ રે. આહિ૦ ૧
પદ્મનાભ પાતાળે પેસી, નાગ મેં નાથ્યો કાળી;
સમુદ્ર મથી મેં શંખ વજાડ્યો, ચારે વેદ તે હું લાવ્યો વાળી રે. આહિ૦ ૨
એક કરે ગોવરધન તોલ્યો, બીજે વાયો વંશ;
અસુર સંહાર્યા મેં દૈત વિડાર્યા, જઈને પૂછની તારો કંસ રે. આહિ૦ ૩
અમો રે આહિરડાં કાંઈ નવ જાણું, તું છે અંતરજામી;
ચૌદભુવનનો નાથ કહાવે, મેહેતા નરસૈંયાચો સ્વામી રે. આહિ૦ ૪

### પદ ૭ મું–રાગ સામેરી.

ગોપીયાં કુણ મિસે આવે;
જુએ તો કાહાન ઊખળે બાંધ્યો, ચતુર ચોહોદશ ભાળે રે. ગોપી૦ ૧
એક હસે મુખ અંબર રોધી, ગોપી ચોહોદશથી આવે રે;
એ તો ન હોય રે અમારા મંદિરિયે, જે કરતો મન ભાવે રે. ગોપી૦ ૨
એક કહે છોડાવું રે હવડાં, કહ્યું હમારું માને રે;
વગર કહે જશોદાજીને મંદિર, માખણ ખાધું શાને રે. ગોપી૦ ૩
એક કહે તમો શાને કહો છો, એ બંધાણો કોડે રે;
નરસૈંયાચો સ્વામી, ચતુર શિરોમણિ, ભવનાં બંધન છોડે રે. ગોપી૦ ૪

### પદ ૮ મું–રાગ સામેરી.

આજ અમે જશોદાજીની પાસેથી, વિનય કરીને છોડાવ્યો રે;
તું તો તાહારા ગુણ નહિ મેલે, પુંઠે પળતો આવ્યો રે. આજ૦ ૧
કાહાન કહે મુને તાહારા ઘરનું, દધીમાખણ નીત ભાવે રે;
જે જે વનાં* કહો તે કરું, જો પેટ ભરી ખવડાવે રે. આજ૦ ૨
ધન ગોપી ધન વૃંદાવન, પુણ્ય ભલેરું પામી રે;
નરસૈંયાચો સ્વામી, ચતુર શિરોમણી, ભક્તવત્સળ નિજ નામી રે. આજ૦ ૩

* કામકાજ.

### પદ ૯ મું–રાગ સામેરી.

શામળિયા પાતળિયા વાહાલા, ચોર કહે કાં લોક રે;
આપણે ઘેર વાણુ* કશી નહિ, પરઘેર જાવું ફોક રે. શામ૦ ૧
નવ લખ ધેનુ દુઝે ઘેર આપણે, કુંવર કશો નહિ વાંક† રે;
આટલા દાહડા માખણને કાજે, તાહારી રાવો લાવે રાંકરે. શામ૦ ૨
આંહા તો ચોર વેરે‡ પોઢું, કુંવર કશી નહિ ભૂખરે;
કાં ગોકુળમાં વાંક કઢાવે, લેઉં નાધડીઆનું દુઃખ રે. શામ૦ ૩
જાંહાં જોઉં તાંહાં દ્રષ્ટે ભરાવું, સુરીનર પૂરે શાખરે;
મણિ માણેક મુક્તાફળ હીરા, નરસૈંયાના નાથ રે. શામ૦ ૪

### પદ ૧૦ મું–રાગ માળવ.

રહે રહે જાદવ રીત નથી કાંઈ, નવી ચાળ ન કીજે રે;
જેમ જેમ કહેશે તેમ તેમ કરશું, મહીનું દાણ ન દીજે રે. ૧
પ્રાણે પ્રીત ન હોયે પીતાંબરા, જાદવ જન કોઈ પૂછી જોએ રે;
ગોકુલ વડવડેરાં§ હુઆં,‖ મહીનું દાણ ન લે કોએ રે. ૨
તેં તો અમશું એ પેર માંડી, આવતા જાતાં વારાં¶ રે;
નરસૈંયાચા સ્વામી ભલે મળીઓ, ભવ પેલે ઉતારાં રે. ૩

### પદ ૧૧ મું–રાગ પ્રભાત.

જુવોની જશોદા કહાનાએ ગોળી રે ફોડી;
તમને કહીયે તો કહો છો, ગોવાળણી કુડી. જુવો૦ ૧
વાછરું છોડીને મેલ્યાં, કીધું છે જાન;
માખણ ચોરીને ખાધું છે, એ શામળવાન. જુવો૦ ૨
આવો તો દેખાડું કૃષ્ણે કીધાં જે કામ;
બાળક થઇને ખોળે બેઠો, શું જુએ સુંદરશ્યામ. જુવો૦ ૩
બાઇરે બાળુડો મારો, કાંઇએ ન જાણે;
ભણે નરસૈંયો લીલા, વેદ વિખાણે. જુવો૦ ૪

### પદ ૧૨ મું–રાગ શ્રીરાગ. થાળ.

કહાનજી હળવે હળવે જમો;
પછે રમવાને વન જાજો, ક્ષણ એક વિલંબ ખમો. કહાનજી૦ ૧

---
* કમી-ઓછું † ખામી. ‡ પેઠે. § આટલાં મોટાં. ‖ થયાં. ¶ ફેરે, વેળાએ.

ખોળે બેસાડું જમાડું વાહલા, વાત કહું એક સારી;
એટલું કહ્યું કીજેરે મારું, હું તું જ પર જઉં વારી. કહાનજી૦ ૨
દુધભાત મેં આણી રાખ્યું, લાડકડા તુજ કાજે;
નરસૈંયાચા સ્વામિની જનની, સુખ વિલસે નંદરાજે. કહાનજી૦ ૩

## પદ ૧૩ મું–રાગ શ્રીરાગ. થાળ.

વહાલા તુંને જમવા તેડે જનની;
આવો રે શામળિયા આવો, પૂછું વાત મનની. વાહલા૦ ૧
તું કારણ સામગ્રી કીધી, સઘળી શિતળ થાય;
વિલંબ કરો કેમ રુડા વાહલા, જમવાતણો રસ જાય. વાહલા૦ ૨
બળભદ્ર બેઠો જમવાને રે, તુંથી વહેલો જમશે;
તુંને મુકી ગોવાળિયા માંહે, એકલડો જઈ રમશે. વાહલા૦ ૩
જનની કેરાં વચન સુણીને, કૃષ્ણ ઉછંગે લાગો;*
નરસૈંયાચો સ્વામી ભલે મળીયો, જે જોઇએ તે માંગો.† વાહલા૦ ૪

## પદ ૧૪ મું.

મારા મહિડાનાં દાણ માંગે રે ગોવાલીડા, તું કોણ માણસા રે. ગોવાલીડા૦ ૧
ઘણી વાર આવ્યા આણી વાટે, કર કોણે ન લીધા;
દહિદુધનું દાણ નહિ આપું, નહિ આપું ટબકું છાશ પીધા રે. ગોવાલીડા૦ ૨
મોટપ મનમાં આણે ઘણેરી, જાણે છે અબળા બાળી;
કંસ કને તુંને લઇને જાશું, રાખું છું હું તુજને વારી રે. ગોવાલીડા૦ ૩
અમો રે આહિરડાં માણસાં, મરમ ન જાણીએ કાંઇ;
એકવાર એકાંતે મળશું, હસી હસી દેશું સાંઇ રે. ગોવાલીડા૦ ૪
જે જાતની સંગત કરીએ, તેહ સરીખડાં થઇએ;
નરસૈંયાચા સ્વામી સંગે રમતાં, નિશ્ચે વૈકુંઠ જઈએ રે. ગોવાલીડા૦ ૫

## પદ ૧૫ મું–રાગ સામેરી.

જોરે બાઈ ગોવાલીડામાં કરમળડો‡ જમે રે;
જગત કરે તે ત્યાં આહિરડામાં રમે રે. જો૦ ૧

* ખોળે જઈ બેઠો. લાગ્યોનું ભ્રષ્ટરૂપ લાગો છે. † પા. "હવે જાણો તે માંગો."
‡ દહીંભાત.

બ્રહ્મા મનમાં ઇમ વિચારે, આપણ મીન રૂપ લીજે રે;
જમુના જળ જઇ લેશે ચતુરભુજ, માહાપ્રસાદ પામી શીજે* રે. જો૦ ૨
અંતરજામીએ તત્ક્ષણ જાણ્યું, ઋષિ† મીન થૈને આવ્યા રે;
નરસૈંયાચો સ્વામી ચતુર શિરોમણી, કાંબલીએ કર લુવરાવ્યા રે. જો૦ ૩

## પદ ૧૬ મું.

ગોવિંદા ગાવડી મારી, કાલે કયા વન ચરાવી. ગોવિંદા૦
શામળારે મારી સાસુડી તેડે, આવજે મારે ઘેર;
માખણ ચોરી પય પાન કીધાં, તેની હવે શી પેર. ગોવિંદા૦ ૧
સવા ઘડો મારી ગાવડી દુજે, ઓછું નહિ એક ટાંક;
રખેવાળી તને રજ નહિ આપું, કાંઈ છે તારો વાંક. ગોવિંદા૦ ૨
ગોવાળામાં રમતો હીંડે, તાહારું શું કંઈ જાય;
શાને કાજે શામળા રે, મારે હૈડે ચઢાવી હાય. ગોવિંદા૦ ૩
એ વલોણું તારા હાથમાં આપું, મુક્કી ભરીને માવ;
ગળ્યું મોઢું કાહાન કરાવું, ભુધર રાખજે ભાવ. ગોવિંદા૦ ૪
સારું સારું વનડું જોઈને, શામળા ચારજે ગાય;
નરસૈંયાના સ્વામી વિના, મારો જન્મારો કેમ જાય. ગોવિંદા૦ ૫

## પદ ૧૭ મું.

ગોકુળમાં રે ગોવિંદજી, રમે ગોવાળાની સાથ;
માખણ ખાવાને આવે માવજી, ઘાલે મટુકી માંહે હાથ. ગોકુળ૦ ૧
સુના મંદિરમાહેરે શામજી, ઘડ લઈ પેસે છે ધાઈ;
ઉંચુ જોયું મારે વાલમે, મહિ કેરા માટસું સાઈ. ગોકુળ૦ ૨
મહીમાં તે મારી વાંસલી, પડી મહી કેરી ધાર;
વેગે પીયે રે મારો વાલમો, થઈ રહ્યો હોંહાકાર. ગોકુળ૦ ૩
મોંમાં માંડે છે તાસલા, જોઈ રહી છે વ્રીજની નાર;
સુના દીસે છે પરસાળીઆ, હરિના ચળવળ્યા છે હાથ. ગોકુળ૦ ૪
કાનુડે નારીને ભોળવી, તોડ્યો કંઠડા કેરો હાર;
મોતી વેરાયાં મારા ચોકમાં, થઈ રહ્યો હાહાકાર. ગોકુળ૦ ૫

---

* પામીશું. † બ્રહ્માએ માછલાનું રૂપ લીધું.

નારી લાગીરે મોતી વીણવા, કાનુડે મારી છે દોટ;
આઘે જઈને કુટે કાખલી, થઈ રહ્યો રંગનો રોળ. ગોકુળ૦ ૬
પરાક્રમ પુરુષોત્તમતણાં, મુખે કહ્યાં નવ જાય;
નરસૈંયાચા સ્વામી શામળા, અંગે ઉલટ ન માય. ગોકુળ૦ ૭

## પદ ૧૮ મું.

મોકલો જશોદાજી કુંવર તમારો, અમ ઘેર મહિડાં વલોવવા રે જો;
તમારા કાનજીને ઘુમતાં રે આવડે, તેડવાને મસે આવી હુંય રે જો. ૧
સાત સમુદ્રની ગોળી રે કીધી, મેરુ કીધો રવૈયો રે જો;
વાસુકી નાગનાં નેતરાં રે કીધાં, ચાંદા સૂરજ બે સખૈયા રે જો. ૨
સાસુ અમારાં ગામ સધાર્યાં, નણંદી નાર ધૂતારી રે જો;
તે માટે બાઈ કુંવર તમારાને, તેડવા માટે વાટે હું તો આવી રે જો. ૩
એક પાસ કાનજી કાળો રે ધૂમે, બીજી પાસે રાધીકા ગોરી રે જો;
ખળકે છે કંકણી લળકે છે વેલીઆ, લટકે તે નેતરાની દોરી રે જો. ૪
કાનજી રે કાનજી સૌ કોઈ કહે છે, અમો ગોવાળીઓ કહીશું રે જો;
રાધિકા રાધિકા સૌ કોઈ કહે છે, અમો ગોવાળણી કહીશું રે જો. ૫
હળવે હળવે ધૂમો રે કાનજી, નંદાશે મારી ગોળી રે જો;
ગોળી નંદાશે ને મહી ઢોળાશે, મારે તે મંદિર ખાવા રે જો. ૬
મહીડાં વલોવતાં માખણ પ્રગટ્યું, મોહનને હું આલીશા રે જો;
આવજો રે માધવ ખેતર મારે, બાચકો આપીશ બોરાં રે જો. ૭
આપણે બન્ને બોરાં રે ખાઈશું, છૈયા તે ચારશે ઢોરાં રે જો;
નરસૈંયાના સ્વામી સંગે રમતાં, ઉલટ અંગ ન માયા રે જો. ૮

## પદ ૧૯ મું.

લગારેક નંદના છોરા, આવની મારી ગાવડી દોવા. ટેક.
ગાવડી મારી તુજને હેરી,* તુજને દોહવા દે;
મહિનો ટકો જે જોઇએ તે, પેહેલો હાથમાં લે. લગારેક૦ ૧
આવડું કહેવું ન પડે, પોતાનાં જાણી જોઈ;
ગામમાં મારે સહુ સગું છે, તુજ સરખું નહિ કોઈ. લગારેક૦ ૨

---

* ટીકી ટીકીને જોતું અથવા હળી જવું.

ઘેર મારાં છોકરાં સાથે, તુજને ખાવાનું આલું;
મોહન માળા જો ગમે તો, કાનજી ગળે ઘાલું. લગારેક૦ ૩
આવડી વાર શું કરે વસમી, વસવું ગોકુળગામ;
આજ મારે એટલું પડ્યું, તુજ સરીખડું કામ. લગારેક૦ ૪
મનમાં છે તે મનડું જાણે, મોંઢે કહ્યે શું થાય;
નરસૈંયાના સ્વામી વિના, રખે વાહાણલડું વાય. લગારેક૦ ૫

પદ ૨૦ મું.

બ્રીજવાસી કનૈયાલાલ, મોહન જાવા દે. ટેક.
ગોકુળથી આવી ગોવાળણી, મથુરાંથી આવ્યો કાહાન;
મારગમાં ઝગડો મચ્યો, કાહનો માગે દધીનાં દાણ. મોહન. ૧
કોણ રાયનો તું બેટડો, શું છે તારૂ નામ;
નંદરાયનો હું બેટડો, કાહનજી મારૂ નામ. મોહન. ૨
કોણ રાયની તું બેટડી, શું છે તારૂ નામ;
બ્રખુભાનની હું બેટડી, પ્યારી રાધા મારૂં નામ. મોહન. ૩
ઉત્તરથી આવી બાદલી, વરસી જમુના તીર;
કાનજીનો ભીંજે કામલો, રાણી રાધાનાં ભીંજે ચીર. મોહન. ૪
આજ લગી દાણ આપ્યાં નથી રે, રીત નવી નવ હોય;
જોર જુલમ કરીએ નહિ કાહના, ગોરસ સામું શું જોય. મોહન. ૫
મોર મુગટ શીરપર ધર્યો, મુખ મોરલી ઘનઘોર;
કાનજી મનાવે કામની રે, કંઈ રાસ રમવાનાં કોડ. મોહન. ૬
ગાય શિખે ને સાંભળે રે, તેનો થાયે વૈકુંઠવાસ;
કરજોડીને વિનવે સદા, ગુણ ગાય નરસૈંયો દાસ. મોહન. ૭

પદ ૨૧ મું—રાગ દેશાખ.

કાનજી મારગ રોક મા રે, અમો જાણી તારી પેર;
તું કહ્યું અમારું કરે રે, અમો જાઉં અમારે ઘેર. કાન૦ ૧
વાટે જાતાં ચુંબન કરતાં, દેખે સર્વે લોકક.
સાચા માટે સહુએ માને, કોણ કરે તે ફોક. કાન૦ ૨
લોકલાજ તેં કેમ છાંડી, તુજ સરખા ન થવાય;
નરસૈંયાચો સ્વામી ભલે મળીઓ, કાનજી સુંદરી સાથ. કાન૦ ૩

### પદ ૨૨ મું–રાગ પ્રભાત.

પરમાનંદ વરોળતી* રામા, ગોળી તે ઘમઘમ વાજે રે; પરમા૦ ૧
નવલખ ધેન પયચા† રવૈઆ, મેઘતણી પેરે ગાજે રે. પરમા૦ ૨
વેણું વાઇને મોહ પમાડી, વ્યાકુળ થઇને ઘોળે રે. પરમા૦ ૩
વેણીનાં કુસુમ લટકંતાં દીસે, જાણે મણીધર ડોળે રે. પરમા૦ ૪
આવંતા કૃષ્ણ દેખી કરી, મહી વરોળતી આઘી છાંડી રે. પરમા૦ ૫
નરસૈંયાચો સ્વામી જાણી અંતર, કામનીસું કેળ માંડી રે. પરમા૦ ૬

### પદ ૨૩ મું.

મહિ ઢળશે મહિ ઢળશે, કાહાન કોઈ માથાની મળશે. ટેક.
નથી દુધ સાકેર ને મેવા, ખાટી છાશ શું આવ્યો લેવા. મહિ. ૧
માલ જોઇને જાવા દીજીએ, શાને માટે મટુકી મારી લીજીએ. મહિ૦ ૨
કાહાનો છેલછબીલો દીસે, છાશ ખાટી શાને પીશે. મહિ૦ ૩
મેહેતા નરસૈંયાના સ્વામી મળિયા, હવે સખણા રોહ શામળિયા. મહિ૦ ૪

### પદ ૨૪ મું.

આવ સલુણા શામળા રે, તારે વારણે જાવું રે; આવ૦
સોના રૂપાની મહિ મટુકી, રૂપાની ઉંઢણુ રે;
વૃન્દાવનની કુંજગલનમે, મહિડાં વેચણુ રે. આવ૦ ૧
મહિ મટુકી શીરપર લીધી, ચાલી વનની વાટે રે;
ઉંઘ વેચી ઉજાગરો લીધો, મોહનડાને માટે રે. આવ૦ ૨
લટકે હીંડું મટકે હીંડું, મુગટપેં જઉ વારી રે;
મદમાતું જોબન મારૂં, આપોપું સમારી રે. આવ૦ ૩
હું છું ગોકુળની ગોપી, મહિડાં વેચણ વાળી રે.
ભલે મળ્યો નરસૈંયાનો સ્વામી, મોહ મમતા સૌ ટાળીરે.‡ આવ૦ ૪

### પદ ૨૫ મું.

આજ હું એકલડી, અગાશીએ બેઠી;
અરીસે આભ્રણ જોતી, કહાનજીએ દીઠી. ૧
નયનાં નચાવી મોરે મંદીરિયે ચઢીઓ;
નિર્લજ લંપટ એવો નંદનો નાધડીઓ. ૨

---

* વળોવવું. † દુધના. ‡ પા. "આનંદ તવ હું પામી રે."

રહોજી રહોજી કરતાં રાઢ જ કીધી;
નરસૈંયાચે સ્વામીએ ઉરપેં ધરી લીધી. ૩

### પદ ૨૬ મું–રાગ કેદારો.

ઇંદુ ઉતાવળો, કયાં થયો આકળો, આજની રાત કર પ્રાતઃ મોડું;
હેજ* જાણી પીઉ, સેજ આવે મોરી, એ કહું છું આજે ચાલ થોડું. ૧
નિરમળી જ્યોત તું, પ્રગટ કર દીવડા, દીન જાણી દયા નાથે કીધી;
આજની રજની ધન, સફળ અવતારમાં, બાથ ભરી નાથે ઉરમાંહે લીધી. ૨
કુરકુટા† તું રખે, શબ્દ મુખ ઓચરે, અંગ ઓચ્છવમાં રંગ વાધ્યો;
પેરપેરે પીઉજીને, વશ કરી રાખવા, નવનવી ભાતનો રંગ સાધ્યો. ૩
અંગ લચકો થયું, રંગ રમિયાં બહુ, મગ્ન થઈ પ્રેમરસસિંધુ ચાખ્યો;
નરસૈંયાચા સ્વામિની, પ્રતીત માની નહિ, અંક ભરી નાથ ઉરમાંહે રાખ્યો. ૪

### પદ ૨૭ મું.

ઓધવજી વાહાલા ક્યારે આવશે, મારાં સુખડાં ગયાં તે કાંથાં‡ લાવીએજી;
ઘરમાં ધસું ને આવું આંગણે, ચઢીને જોઉં છું માળીએજી. ઓધ૦ ૧
અન્નની બાધા તે લીધી આકરી, અમે નયણે તે આંસું ઢાળીએજી;
જે રે દાહડાના ગયા નાથ, અમે દિન દિન દેહડી ગાળીએજી. ઓધ૦ ૨
ગોકુળ મેલીને મથુરા ગયા કૃષ્ણ, વશ કીધા તે કુબજા કાળીએજી;
મેહેતા નરસૈંયાના સ્વામી શામળા, તમ મળે ભવબંધન ટાળીએજી.§ ઓધ૦ ૩

### પદ ૨૮ મું–રાગ આશાવરી.

સેજેથી ઉઠતી શ્યામા, શીશ અંબોડો વાળે રે;
વદન સુધાકર વાહી ગયો, ઉદીયો દીનકર ઉજવાળે રે. સેજે૦ ૧
આળસ મોડે અધઉજાગરી, અધપડીયાલી આંખ રે;
અધુર ડંસ અતિ અદ્દ્ભુત દીસે, ખંડીત તીલકચી રેખ રે. સેજે૦ ૨
લડસડતી અંબર શીર ઓઢે, કંચુકી કસ ન સંભાળે રે;
બાહુલતા કર વાળીને ઉભી, રતીસુખ રહિ રહિ વિચારે રે. સેજે૦ ૩
જાવા ન દેઉં નાથ એમ વલવલે, અમૃત વચન મુખ બોલે રે;
ભણે નરસૈંયો નરહરિ નીત નવા, નહિ એ સુખ કો તોલે રે. સેજે૦ ૪

---

* હેત–પ્રેમ. † કુકડા. ‡ ક્યાં થકી. § પા. "તમે મેલોની મનના આમળાજી."

## પદ ૨૯ મું–રાગ રામગ્રી.

મારા વાહાલાજીસું, આવું રુડું બાજે છે;
હરખતી રાણી હું રમઝમ નાચું, પાયલે તે નેપૂર વાજે છે. મારા૦ ૧
સેંથે પુલી નાકે વેસર, લીલવટ તીલક બીરાજે છે;
હાથે ચુડી બોંહોડી ચઢાવું, ગોફણે ઘુંઘરી ગાજે છે. મારા૦ ૨
આ જોબનમાં એ વર રૂડો, અવર દીઠે મન ભાજે છે;
નરસૈંયાચા સ્વામી સંગે રમતાં, જે બોલું તે છાજે છે. મારા૦ ૩

## પદ ૩૦ મું.

રાતલડી નહિ પોંહોચે રે, રસિયા આનંદ આણ્યો રે;
પિયુનો પ્રેમ ઘણોરે સજની, મન્મથ મોહ ઉપજાવ્યો રે. રાત૦ ૧
માઝમ રાતે ને હું પિયુ સાથે, કંઠે વિલાઇને સુતી રે;
પિયુનો કર કુચ ઉપર મેલી, એણીપેરે નીશા નિરગમતી રે. રાત૦ ૨
કહ્યું ન માને જાદવરાયો, નીશદિન દેહડી પીડે રે;
નરસૈંયાચો સ્વામી ભલે મળીઓ, પ્રીતનો બાંધ્યો હીંડે રે. રાત૦ ૩

## પદ ૩૧ મું.

શામળિયા નાકફૂળી લાવ સોતી;*
હરિને નામે હીરા જડાવું, માંહે મધુસૂદન† મોતી રે. શામ૦ ૧
મારે પિયુડે માનીતી હુતી, તુજને ઘડાવીશ છાની;
આજ લગી હું બોલી નહિ રે, જાંહાં લગી હુતી નાની. શામ૦ ૨
સહુને નાકે સોહે નાકફૂળીજ, મારે નાકે કાં વાલી;
સહિયર સમાણીમાં રંગભેર રમતાં, તેણે મુને મેહેણે મારી. શામ૦ ૩
રાતે દાંતે રાધા રાણી, નાકફૂળી જડીયાણી;
નરસૈંયાચો સ્વામી ભલે મળીયો, જુગમાં કીધી જાણી. શામ૦ ૪

## પદ ૩૨ મું–રાગ દેશાખ.

રુઠડા નાથને મનાવો મારી સજની, માનીશ તેનો પાડ;
પૂર્વજન્મની પ્રીત સંભારી. વહેલાં લડાવું લાડ. રુઠડા. ૧

---

* સોહતી–સુંદર. † મધુ નામના દૈત્યને કૃષ્ણે માર્યો હતો તેથી મધુસૂદન કહેવાય છે. જેમ પહેલા પાદમાં હરિ નામના હિરા કહ્યા છે, તેમ આમાં મધુસૂદનના નામનું મોતી કહ્યું છે.

શેરીએ મળે પણ સામું ન જુવે, મેં તાંહાં કાંઈ ન કહેવાય;
પ્રેમે કરી પાલવ ઝાલું, વાહલો આંહોડી મોડી જાય. રુઠડા. ૨
કો કામણ કહે કો કૌતક કહે, જેમ મારો પીયુ વશ થાય;
કામણ મોટું જીભલડી, જેણે જપીએ જાદવરાય. રુઠડા. ૩
રીસડો શો એટલાને કાજે, પીયુ મેહેલાવી લાજ;
નરસૈંયાચો સ્વામી ભલે મળીઓ, તો ગોપીએ લોપી લાજ. રુઠડા. ૪

### પદ ૩૩ મું–રાગ દેશાખ.

તેવતેવડાં રે વાહલે મારે મેલ્યાં વિસારી;
જે માયા અમ ઉપર ધરતા, તે કેમ ઉતારી. તેવ૦ ૧
તે દિન શેં ન સંભારો મારા વાહલા, ગોકુળ માર્ગે રમતા;
આંખ પાંખનો નેહ ધરતા, એકી થાળે જમતા. તેવ૦ ૨
જો તપ કરતા ચુકયા મારા વાહલા, તો તમને શું કહીયે;
દીનાનાથ દયાળ દામોદર, જેમ રાખો તેમ રહીએ. તેવ૦ ૩
હાસ્યવિનોદ રાધામાધવનો, કમળાવર બોહુ કામી;
ચરણ તમારે રાખો મેહેતા નરસૈંયાનો સ્વામી. તેવ૦ ૪

### પદ ૩૪ મું–રાગ દેશાખ.

રીસા૦યા રહીએ નહિ, વાહલાસું ઘેલી;
નંદાનંદન લાલસું, શાને કીજે સુંદરી. રીસા૦ ૧
મનમથ વેંધી માનુની, કેવડાનો કાંટો;
આણે સમે કેમ ચાલશે, વાહાલાજીસું આંટો. રીસા૦ ૨
માન વચન તું માનુની, સુણ પંકજવદની;
કેલીનિધાન તું કામિની, મોહન સુખદયણી. રીસા૦ ૩
મુક મરજાદા શ્યામની, કાં ધરી રહી ગર્વ મન;
ભણે નરસૈંયો ભામિની, તાંહાં ભેટ્યા ભગવન. રીસા૦ ૪

### પદ ૩૫ મું–રાગ ધન્યાશ્રી.

ઝાંઝર ઝમકયાં ને આંખ ઉઘાડી,
ઝળકયું વદન શશીશું આષાઢી,* મુનીજનને જેમ લાગી તાળી. ઝાંઝર૦ ૧

---

* મેઘામાં ઢંકાયલો ચંદ્ર આષાઢ સુદ ૧૫ મે ઝળકે તો શુભ શુકનવંતુ વર્ષે ગણાય છે, તેથી મુખને તે સાથે સરખાવેલું છે.

દિવ્ય ચક્ષુ સહુકો કેહે એહેને, સુંદરી વિના નહિ નિરખે કહેને. ઝાંઝર૦ ૨
ભણે નરસૈંયો એ સુખ જોઈ, હું તાંહાં અવર બીજું ન કોઈ. ઝાંઝર૦ ૩

પદ ૩૬ મું–રાગ મારુ.

સુંદર શામળિયારે, * * * *
ગોકુલથી ગોવાળણી આવી, મથુરાથી આવ્યો કાહાન; સુંદર. ૧
મારગડે ઝઘડો મચ્યો રે, કોણ છોડાવે ગૌદાન. સુંદર. ૨
બ્રખુભાનની તે બેટડીરે, રાધા નવરંગી નાર; સુંદર. ૩
તારે ઓઢણે કાંબળી રે, મારે ઓઢણુ ચીર. સુંદર. ૪
ઝરમર ઝરમર મેવલા વરશે, આંગણુ મચ્યો કીચ. સુંદર. ૫
ભલે મલ્યો મેહેતા નરસૈંયાનો સ્વામી, ઉતર્યા ભવપાર. સુંદર. ૬

પદ ૩૭ મું.

નંદના તે લાલ ગોવાળીઆ, મને શાને રોકો છો વાટમાં;
મને શણુગાર શોળે શોભતા, હું તો જતી હુતી મારા ઠાઠમાં. નંદના. ૧
માથે મટુકી મહીતણી, તે તો ખેંચતાં ખેંચતાં ફુટશે રે;
કાહાના વળગા ઝુમી શાને કરો, મારો હાર હૈયા કેરો તુટશે રે. નંદના. ૨
મારે હાથે હરિ રસ ચુડલો, ઉપર રંગ ચઢ્યો મજીઠડો રે;
કાહાના દાણ ઠગીને લીજીએ, સંસાર થકી કંઈ અદીઠડો રે. નંદના. ૩
વાટે જતાં આળ ન કીજીએ, પેલા દુરીજન દેખે તેથી બીજીએરે;
મેહેતા નરસૈંયાના સ્વામી શામળા, હવે પ્રેમથી હરિરસ પીજીએરે. નંદના. ૪

પદ ૩૮ મું–રાગ સામેરી.

તમ સાથે તો આવું માહારા વાહાલા, કહ્યું મારું કરશો રે;
તમો આગળથા અમો પાછળથા, નાચંતા નીસરશો રે. ત૦ ૧
રમઝમ રમઝમ નેપૂર વાજે, ઘુંઘરડી ઘમકાવો રે;
તાલ પખાજ વેણુ વંશ વજાડી, નાચંતા તમે આવો રે. ત૦ ૨
સોળ સહસ્ર ટોળે મળી ગોપી, લક્ષ્મીવર આગળ કીધો રે;
નરસૈંયાચો સ્વામી ભળે મળીઓ, કાજ આપણો સીધો રે. ત૦ ૩

પદ ૩૯ મું–રાગ આશાવરી.

આ જોરે હરિ જોવા સરખો, રંગરાતો ને મદમાતો રે;
રજની રાસ રમી વૃન્દાવન, આવે વાંસલડી વા'તો રે. આ૦ ૧

છોગાળો ને છેલછબીલો, નાચંતો ગૃહ આવે રે;
વ્રિજ વિનતાનાં જુથ મળીને, મોતીડે વધાવે રે. આ૦ ૨
મસ્તક મુગટ જડાવ મનોહર, કુંડળ ઝળકે કાને રે;
અણિયાળાં લોચન, ચોલ રાતડા, સોહીયે શામળાને રે. આ૦ ૩
હરખ્યા સુરનર દેવ મુનીશ્વર, પુષ્પવૃષ્ટિ ત્યાં થાયે રે;
રાધામાધવ જોડી જોઇને, નરસૈંયો બળિ જાયે રે. આ૦ ૪

### પદ ૪૦ મું–રાગ સામેરી.*

ઘણે ઘણે દાહાડે ઘેર પધારીઆ, તો હવે મન ઠરી રહ્યું હેઠું રે;
સુઘડ નાહોલિયાનો† સંગમ પામી, દોહેલડાં કાંએ વેઠું રે. ઘણે૦ ૧
ગામ ગામ ઠામ ઠામ જોવંતા, અવર ચિત્ત ન બાંધે રે;
લક્ષચોરાશી જોનિ ભમતા, મનસા દેહી લાધે રે. ઘણે૦ ૨
મનનો માન્યો ને ચિત્તનો માહાલ્યો, અણચિંતવી ક્રીડા કીધી રે;
નરસૈંયાચો સ્વામી ભલે મલિયો, હૃદયાભિતર લીધી રે. ઘણે૦ ૩

### પદ ૪૧ મું–રાગ માળવ ગોડી.

મ કરો આળ દેશું ગાળ, કોહોને કનૈયાલાલ આ કોની ચાલ;
વણ પ્રીછે વણ બોલ બોલાવે, ધાઇ ધાઇ ચુંબન દેરે ગાલ. મ કરો૦ ૧
કોહનીક વહુ ને કોહનીક બેટી, જમુના પાણીની એ વાટ;
ચાલો જઈને પૂછીએ નંદજશોદાને, કુંવર નડે છે તે શામાટ. મ કરો૦ ૨
ગોવાળાની એ ચતુરાઈ, અહિં ખાય છે તહી લોહે હાથ;
નરસયાચા સ્વામીને કોઇ ન દેખે, અમને દેખે સહિયર સાથ. મ કરો૦ ૩

### પદ ૪૨ મું–રાગ માળવ.

આનન્દસાગર કેળ કરે, કાંઈ કાનુડો ગોવાળો રે;
માનુનિયાંચા ચિત્ત ચળાવે, સુંદર નેણ વિશાળો રે. આ૦ ૧
સુરતતણાં સુખ કહ્યાં ન જાએ, ભાગ્ય વિના કોણ પામે રે;
ગોવિંદતણા ગુણ પ્રેમે ગાતાં, સ્વર્ગતણાં સુખ ચિત્ત ન આવે રે. આ૦ ૨
જે જે ભાવે ચિતમાં સમરે, તાંહાં તેવો થઇ મળીયો રે;
નરસૈંયાચો સ્વામી ભક્તવત્સલ, હર બ્રહ્માદિક ન કળીયો રે. આ૦ ૩

* શૃંગારમાળાનું ૩૧૭ પદ જુઓ. † નાહોલિયાનો–સ્વામીનો.

## પદ ૪૩ મું–રાગ માળવ ગોડી.

ના ના રે સહિયર નાંધડલી, મોસું રોળ ન કીજે એવડલી;
હું લાજું માહારા મનમાંહે, મુને હસે છે સખી તેવતેવડલી. ના ના રે.
સુરીજન મુનીજન દેખતડાં, તુંને લાજ ન આવે વળગતડાં;
અમો વહુઆરું કુળ વધુઆ, કાંઈ ન ગમે એવડાં અળગતડાં. ના ના રે.
રોહો રોહોરે ઉરવર ઝઝુમતા, દુઃખાયુંરે ગાલે ચુંબન દેતડાં;
નરસૈંયાચા સ્વામીએ સંગમ કીધો, મનના કામ ગમતડાં. ના ના રે.

## પદ ૪૪ મું–રાગ પ્રભાત.

વાતની વાતમાંરે માહારો વાહલો રીસાણો;
ભોલીરે ભરવાડણ કાંઈ કારણ ન જાણો. વા૦ ૧
વેણીરે સમારતાં મુને વારરે લાગી;
તેણીરે વેળા હું તો અસુરી જાગી. વા૦ ૨
પુરુષ ભ્રમર હોઈ, મનરે શા ધરીએ;
આપણ અબળા હરિને કાંઈ રુસણે મરીએ. વા૦ ૩
આલોક પરલોક સુખ તેને ચરણે લહીએ;
નરસૈંયાચા સ્વામી કેરા દાસ થઈ રહીએ. વા૦ ૪

## પદ ૪૫ મું.

આજની રજનીનો રંગ કહ્યો નવ જાયે;
સાંભળો સખીરે ઉલટ અંગ ન માયે. ૧
સુરીનર બ્રહ્માદિક નવ લહે પાર;
માઝમ રાતે આવીને કાંઈ કીધો વિહાર. ૨
અમોરે અબળા કલિયે પૂરણ કામી;
મનના મનોરથ પૂરે નરસૈંયાચો સ્વામી. ૩

## પદ ૪૬ મું–રાગ સોરઠ.

વાહલા તાહરું નામ શું, કેહેને અમશું રે;
સુંદર રૂપ જોઈ જોઈ વાહલા, તાહરે પાવલીએ નમશું રે. વાહલા૦ ૧
કોણ ઉપાય કરી માહરા વાહલા, તાહરે મનમેં ગમશું રે;
નરસૈંયાચા સ્વામી વૃંદાવનમેં, તુંજ કેડે અમ ભમશું રે. વાહલા૦ ૨

### પદ ૪૭ મું-રાગ સામેરી.

આજ સખી આફણીએ, વાહલાજીએ આલિંગન દીધું રે;
કામણુ મોહન કરી કરી થાકી, તારે મારું નામ ન લીધું રે. આ૦ ૧
હું બલહારી મનમથ કેરી, જેણે મારો વાહલો વશ કીધોરે;
હાવભાવ નયને ઉપજાવે, જવ ઉરવર સાથે લીધો રે. આ૦ ૨
સુરતતણો રસ સ્વાદિયો જાણીને, અણતેડ્યો ઘેર આવે રે;
નરસૈંયાચો સ્વામી ભલે મળીયો, લીલા લાડ લડાવે રે. આ૦ ૩

### પદ ૪૮ મું.

કાંઇ કાંઇ રયણી એણી વાટડીએ, રતિ કેલી રમી મુજની જાતડીએ રે;
મારા વાહલાજીસું બોલતાં બાધું, સપન સાચુ મુને વિસારે લાધું રે. કાંઇ.
પ્રીતતણી મુને પેરજ લાધી, પીયુજીને પ્રેમરસ ભાવે રે;
કુંકુમ કાજલ ટીલો ટબકી, નેહ વિના નાથ ન આવે રે. કાંઇ.
હાથ થકી હરિને હવે ન મેલું, રાખું હ્રુદયા મોઝારી રે;
નરસૈંયાચો સ્વામી ભલે મળીઓ, હુતો તે ભેદ નિવારી રે.* કાંઇ.

### પદ ૪૯ મું-રાગ પ્રભાતી

જો જો રે જો જો રે, માથે મહાવર લાગ્યો;
નેણ નિદ્રાળુવાં સોહે, અંગ સુગંધી વાગો. ૧
પંકજની રેખા સહુ ગઇ છે ટળી;
અધર અમૃત લેતા પહોંચી મનની રળી. ૨
રસબસ વસન લાગ્યો, દીપક જયોત;
કુંજપર ક્રીડા કરે, મધૂપ પ્રાત. ૩
ઉલટ જાયો† જાંહાં, વસ્યા હુતા રાત;
નરસૈંયાચો સ્વામી ચુકયા, જો ન લાવ્યા સાથ. ૪

### પદ ૫૦ મું-રાગ રામગ્રી.

શામળિયા ઓરા આવોજી આવોજી, તમને આપું અનોપમ સાર;
અનેક જુગ ગયા અનુભવતાં, કોણે ન જાણ્યો એનો પાર. શા૦ ૧
મેં દીઠું છે તે તમને દેખાડું, અવર કોણે નથી દીઠું;
તમારા સમ જો તમ વિના, મુને નથી લાગતું મીઠું. શા૦ ૨

---

* સર્વ ભેદભાવ ભુલી જઈ. † ઉલ્લાસ ઉત્પન્ન થયો.

અમૃત પેં છે અતિસેં મીઠું, મેં જોયું છે ચાખી;
અવર સહુને અજર થયું છે, તો તે હું રહી છું રાખી. શા૦ ૩
એ વિદ્યામાં અતિસેં પ્રવીણ છું, કોકજ લાજે કહાવે;
નરસૈંયાચા સ્વામી, તમે શું જાણો, તે મજ વિણ કોણ શિખાવે. શા૦ ૪

### પદ ૫૧ મું–રાગ આશાવરી.

મારા કંઠભૂષણ શામસુંદર શામળા રે;
નેત્રના શણગાર ઉરમણી,* સેજસુખવિશ્રામ, સુંદર શોહામણા રે. ટેક.
વદન ચંદ પયોધારીઆ,† મારાં દ્રષ્ટ‡ અંતર માય રે;
તારું વદન સુંદર શામળા, શેય ન રહો મંદિર માંય§ રે. સુંદર૦ ૧
કમળદળ હરિ, દીર્ઘલોચના, રક્ત અંબુજ ધામ રે;
તારી આંખડલી અવિલોકતા, અભિલાખ પૂરણ કામ રે. સુંદર૦ ૨
ચંત ચિંતામણી સદા તારું, વદન ચંદ્ર ચકોર રે;
નરસૈંયાની રસનાએ રહો, રસરૂપ નંદકીશોર રે. સુંદર૦ ૩

### પદ ૫૨ મું.

નયણ નચાવિશ મા નચાવિશ મા, વાંસલડી તે વા'તા;
છેલપણે છેડા કાં તાણે, મારગડે તે જાતા. નયણ૦ ૧
કુચ ઉપર કાં વાહો વહાલા, એકલડી તે દેખી;
પાછળથી આવે છે મારી, સહીયર તે સઉ સરખી. નયણ૦ ૨
મારગડે જાવા દો વહાલા, અંગ ઉપર કાં આવો;
ભણે નરસૈંયો રંગસું રમવા, મંદીર મારે આવો. નયણ૦ ૩

### પદ ૫૩ મું.

રમત રઢીઆળી રઢીઆળી, રમત તે રઢીઆળી;
અમ આગળ નાચો મારા વહાલા, તાને દીજે તાળી. ર૦ ૧
ચુવાચંદન ચરચી અંગે, ભુજ ભરી ભીડીને રહીએ;
કનક થાળમાં પૂજાપો ભરીને, પૂજા પ્રેમે કરીએ. ર૦ ૨
કહ્યું અમારું કીજે વહાલા, તો આલિંગન આપું;
ભણે નરસૈંયો ચાલો વૃન્દાવન, સરવસ તમને સાંપું. ર૦ ૩

---

* હૃદયમાં રમી રહેલા મણિરૂપ. † રતનરૂપ કળશ. ‡ આંખ. § સમાય.

## પદ ૫૪ મું.

ગોપી મદમાતી મદમાતી, કરતી મધુરું ગાન;
શામળિયાની સંગે રમતાં, સામી કરતી સાન. ગો૦ ૧
સરવે ગોપી આવીને ઉભી, દેતી પરસ્પર તાળી;
ધાઇ ધાઈ જોયે સુંદરવરને, શામા સુંદરી ગોરી. ગો૦ ૨
બળિયે બાથ ભરી ભુજ ભીડી, ચતુરાને ચુંબન દીધું;
ભણે નરસૈંયો હળવે વહાલે, અંબર અળગું કીધું. ગો૦ ૩

## પદ ૫૫ મું.

દર્પણ લીજેજી લીજેજી, જોયે મુખડું તે તો નિહાળી;
નવરંગી ફાળી અતિ ઓપે, વહાલો મન વનમાળી. દ૦ ૧
નીલવટ ટીલડી ઝાલ ઝબૂકે, રાખડલી રતનાળી;
શીશફુલ મોતી માંગ ભરી, તે રૂડી છે રઢીયાળી. દ૦ ૨
નાકે વેસર નયન સમાર્યાં, ચીબુક ચીન ચળકે;
કસકસતી કાંચલડી સોહે, કંકણ ચૂડી ખળકે. દ૦ ૩
પાઉલે કાંબી કનકતણી રે, વીંછિયા વિડારણ* કંત;†
નરસૈંયાના સ્વામી સુંદર દીસે, શણગારે શોભંત. દ૦ ૪

## પદ ૫૬ મું.

પ્રેમે પીયુડો રે પીયુડો રે, વનિતાએ વશ કીધો;
કંઠે હાર આરોપી કરીને, હળવે તે ઉરપર લીધો. પ્રે૦ ૧
એક ગાયે એક નયણ સમારે, એક દે આગળ તાળી;
એક કહે સુણો શામળિયા, દર્પણે જુવો નીહાળી. પ્રે૦ ૨
કનકતણી થાળી કર માંહે, ફરતી ફરતી ઉભી;
ભણે નરસૈંયો કનકલતા શી, શામા તે સૌ રહી શોભી. પ્રે૦ ૩

## પદ ૫૭ મું.

હવે કેમ જાઇશ રે જાઇશ રે, ઉરપર રાખી રહીશું;
આલિંગન આપો મારા વહાલા, મનગમતું તે કરીશું. હવે૦ ૧

* હૃદય ભેદનાર. † પ્રેમમૂર્તિ.

કુસુમતણા કંદુક* તે લઇને, ઉર ઉપર ધરીશું;
નીલાંબર પ્હેરાવી વહાલા, ચોળીબંધ ઠસી કસશું.† હવે૦ ૨
નીલવટ ટીલડી ઝાલ ઝુમણી, રાખડલી તે ઝળકે;
મોતીએ માંગ ભરી મારા વહાલા, પાછળ કુમતું ફરકે. હવે૦ ૩
કાજળબિંદુ ગળસ્થળ સોહે, ચીબુક ચીન ચોડું;
ભણે નરસૈંયો રૂપ અનોપમ, રાધા કૃષ્ણનું જોડું. હવે૦ ૪

## પદ ૫૮ મું.

ભુજ બળ ભીડીશ મા ભીડીશ મા, કુચફળ છેજી નાનાં;
મારગડે શું વાહો વહાલા, છમકલડાં છાના. ભુજ૦ ૧
અમે અબળા કાંઈ ભેદ ન જાણું, કપટ નહિ છે મનમાં;
ગોરસ દાણ શેનું તમે લો છો, એકલડા આ વનમાં. ભુજ૦ ૨
હસી કરીને અબળા બોલી, મુખની ખાશો મોરાર;
ભણે નરસૈંયો કરે કોલાહલ, વૃંદાવન મોઝાર. ભુજ૦ ૩

## પદ ૫૯ મું.

અંબર શેં તાણી રે શેં તાણી, હમે તે અબળા બાળી;
મારગડો રોકીને ઉભા, કાં બળિયા વનમાળી. અંબર૦ ૧
પટોળી ફાટી રે વહાલા, ચોળીકસ તેં તોડી;
કુચફળ ગ્રહીને કાનજીએ, હૃદીઆ સાથે ભીડી. અંબર૦ ૨
અધર અમૃત રસ પેરે પેરે પીધો, મા મા મા તે કરતાં;
ભણે નરસૈંયો નયણ નચાવે, આ સહિયરના દેખંતાં. અંબર૦ ૩

## પદ ૬૦ મું.

નાકુળો નિરગુણીઓ નિરગુણીઓ, પરનારીશું માતો;‡
અનેક પ્રકાર કરી કરી થાકી, વહાલો નિરદે પરઘર જાતો. નાકુળો૦ ૧
બહુ માનુની મળી નાથને ધૂત્યો, કોણે કામણ કીધું;
શોકલડીએ મારું સુખડું ટાળી, હરિનું ચિત્ત હરિ લીધું. નાકુળો૦ ૨
કુટુંબ પરિવાર સૌકો પુછે, પીઉડો પરઘર જાયે;
નરસૈંયાના સ્વામીને કહેજો, વારે વારે કાં વાહે.§ નાકુળો૦ ૩

---

* દડો, ગુચ્છા. † ચોળીની કસ એટલી સખ્ત બાંધીશું કે પ્રિયતમ સહેલાઇથી છોડી શકશે નહીં. ‡ મદભર્યો. § ખોટાં બહાનાં કાઢી સમજાવે.

### પદ ૬૧ મું.

ગમતી કીજે રે કીજે રે, આવો આપું સાંઈ;
કુચફળસું ભીડી રહું રે વહાલા, કાં કંઠ ધરો વાહાઈ.* ગમતી૦ ૧
જે જે તમને મનમે ભાવે, તે તે આપણે કીજે;
ચુવાચંદન અંગ ભરીને, આપણુ કેલી કરીજે. ગમતી૦ ૨
તમે ગાવો હમે નૃત્ય કરીશું,વાદે† વીણા વાહાઇએ;‡
નરસૈંયાના સ્વામીને કહેજો, ઉરપર રાખી રહીએ. ગમતી૦ ૩

### પદ ૬૨ મું.

સાહેલી મારી રે, નંદનો કુંવર કોડામણો જો. ટેક.
ગોવરધન મન ભાવીયો, ગોકુલીયામાં રલિયામણો જો;
જમના ત્રટ સોહામણું જો. સાહેલી૦ ૧
પ્રેમસિંધુનું મુખ સુરમ્યજો, વૃંદાવનના કુંજમાં જો;
રાસ રમે તે સાહેલડી જો. સાહેલી૦ ૨
વહાલાજીને કંઠે અલબેલડી, સુંદરી તે રંગની રેલડી જો;
મોરલીને નાદે થઇ ઘેલડી જો. સાહેલી૦ ૩
રમતાને જમતા રાતડી જો, કહીએ ન જાએ વાતઠી જો;
શું કહું સૌની સુખમાં જો. સાહેલી૦ ૪
શ્યામાને શ્યામ બહુ તેજમાં જો, નીરખી તે વૃંદરાવનમાં જો;
નરસૈંયો તે નાચે, આનંદમાં જો. સાહેલી૦ ૫

### પદ ૬૩ મું-હીંડોળો-રાગ સોરઠ સામેરી.

સજની આ શોભા રૂડી, શામળિયો ને શાંમા જોડી, ટેક૦
તે તો હરખી હીંડોળે હીંચે, વહાલો પ્રેમ મહારસ સીંચે. સજની૦ ૧
ઘુંમડલી તે ઘાલે ગોપી, મરજાદા તે સઘળી લોપી. સજની૦ ૨
પીળી પલવટે વહાલો સોહે, તેને તેજે ત્રિભોવન મોહે. સજની૦ ૩
વહાલે કંઠ બાંહડલી વાળી, આલિંગન દે વનમાળી. સજની૦ ૪
તે તો અધર સુધારસ પીતાં, તે તો દર્પણ લઈ મુખ જોતાં. સજની૦ ૫
તાહાં બહુ વિધ વિધ વાજાં વાજે, તાંહાં મધુર મધુર ધૂન ગાજે. સજની૦ ૬

* ભોળવી. † ચડસાચડસીથી. ‡ વગાડીએ.

લીલાં પીળાં અંબર ઝળકે, નાચંતાં નેપૂર ખળકે. સજની૦ ૭
શ્યામા સજી સકલ શણગાર, ઉર ઝળકે મુકતાહાર. સજની૦ ૮
જોબનમાં જુવતી મદમાતી, તે તો મધુર મધુર સ્વરે ગાતી. સજની૦ ૯
ગોપીવર ગેલ કેલ કરાવે, જમુના ત્રટ સુંદર મન ભાવે. સજની૦ ૧૦
તાહાં મોર કોકીલાં બોલે, જોતાં નહિ કો એને તોલે. સજની૦ ૧૧
વૃન્દાવનમાં વિલસે નાથ, તાંહાં મોહ્યો સુરિનર સાથ. સજની૦ ૧૨
બ્રહ્માદિક જેનો ભેદ ન જાણે, તેને નિશદિન ગોપી માણે.* સજની૦ ૧૩
નરસૈંયા કેરી વાણી, કૃષ્ણે આપી કરુણા આણી. સજની૦ ૧૪
પોતે પોતાનો કીધો, મહારસ મેં તાણીને લીધો. સજની૦ ૧૫

## પદ ૬૪ મું–રાગ સોરઠ સામેરી.

સજની ચાલો રે જમના, વૃંદાવન કેલ કરે કાહાનો. ટેક૦
હીંડોળો બાંધ્યો હીરની દોરી, ઝુલે શામળિયો શ્યામા ગોરી. સજની૦ ૧
હીંચવાને બેહુ જણ બેઠાં, ઝુલાવે સખી સહુ હેઠાં. સજની૦ ૨
ઘુમણુડી ઘાલે બ્રીજનારી, બીચ વિલસે લાલ બિહારી. સજની૦ ૩
ભુજ ગ્રહીને અંગોઅંગ ભીંડે, માનુનિયાચા મન્મથ પીડે. સજની૦ ૪
હરિની લીલા લહેરે લહેરે લવ ત્યાગી, હિંડોળે ઝૂલે શ્યામ સોહાગી. સ૦ ૫
હરિની લીલા કહી નવ જાએ, કંઠ લાગી અધરરસ પાયે. સજની૦ ૬
એવું રૂપ રસાળું ગાયે, તાંહાં વેણુ મધુર સ્વર વાયે. સજની૦ ૭
તાંહાં તાલ મૃદંગ ઝડ લાગી, બીચ રમણુ રમે બડભાગી. સજની૦ ૮
એવું પુલિન પવિત્ર સોહાવે, નંદાનંદનને ઝુલરાવે. સજની૦ ૯
શોભા જોઈને બ્રિજજન રાચે, તાંહાં બીચ બીચ નરસૈંયો નાચે.† સજની૦ ૧૦

## પદ ૬૫ મું–હીંડોળો–રાગ માલવ.

નાંધકડી ને નાટકડી, ગોપી ઠંમઠંમતી ઠમકાળી રે;
પ્રગટ પયોધર કાંઈએક દીસે, પળવટડી રુડી વાળી રે. નાંધ૦ ૧
શ્રાવણ માસે મધશ્રાવણી, આગળ કાજળ‡ રાણી રે;
આંબા ડાળે હીંડોળો બાંધ્યો, હીંચે સહિયર સમાણી રે. નાંધ૦ ૨

* ભોગવે. † પા૦ "સુરીનર તે જોઇ જોઇ રાચે, ત્યાં નરસૈંયો નીત નીત નાચે."
‡ કાજળ રાણી–શ્રાવણ વદ તૃતિયાને, કાજલી ત્રીજ કહે છે. એ વ્રત સૌભાગ્યવતી સ્ત્રીઓ સ્વામીની કુશળતાને અર્થે પરણ્યા પછી ચાર વરસ સુધી ઉજવે છે.

એક પાગ એક ઉપર રહીને, સન્મુખ રહીને ખેલે રે;
નાથ બાથ દેઇ નારીને, નારી તે નરને ન મેહેલે રે. નાંધ૦ ૩
હરજી હીંડાળેથી ઉતરીઆ, પુષ્પવૃષ્ટિ તાંહાં હોયે રે;
ગોવિંદ ગોપી રંગભેર રમતાં, નરસૈંયો કૌતુક જોયે રે. નાંધ૦ ૪

## પદ ૬૬ મું–હીંડાળો–રાગ રામગ્રી.

ઘુંમરડી ઘણી વીંઝથી રાખો, રાખોજી કહું છઉં રીસથી;
ઉર અંબર ઉતરે શીશથી, મારી મુદ્રિકા નથી દીસતી. ઘુંમરડી૦ ૧
મારે નેપૂર ખૂંચે ચરણસું, રાખો રાખો છટા ઇશ ધરણસું;
નહિ બોલું શામળ વરણસું, કરું વિનતિ અશરણશરણસું. ઘુંમરડી૦ ૨
મારી વેણી ગુંચાઈ હારસું, ઉર ગુંચી મુક્તા તારસું;
ઝુંમણુડું ઝાઝા ભારસું, મા હીંડાળો ઝાઝા ખારસું. ઘુંમરડી૦ ૩
મારે સ્વેદ વછુંટે ઊરથી, પેલા દુરીજન દેખે દૂરથી;
શેં નહિ રાખો કેની લાજથી, નહિ બોલું નરહરિ આજથી. ઘુંમરડી૦ ૪
એવાં વચન સુણી હરજી હસે, હવે નહિ બોલો તો શું થશે;
મારે સુંદર સુંદરી આવશે, ચતુરાને કહે મારે ચાલશે. ઘુંમરડી૦ ૫
નહિ રાખે હરજી હઠે ચઢ્યા, અબળાસું બોલે તોતલા;
તાંહાં માનુની માન માંગે ઘણું, મુખ જોય રે માધવજીતણું. ઘુંમરડી૦ ૬
રાખી ઘુંમડી અબળા ઉર ધરી, તાંહાં મનગમતાં કીધાં હરિ;
નરસૈંયાચો સ્વામી તાહાં રહ્યો ઠરી, સુંદરવર પામી સુંદરી. ઘુંમરડી૦ ૭

## પદ ૬૭ મું–હીંડાળો.

હીંડાળે ઝુલે નંદાનંદન, લાડકડી વૃષભાન કુમારી;
નવલ જ્યોતી નવલ રંગે, નવલ નવલી મળી વ્રજનારી. હીંડા૦ ૧
નવલ હીંડાળે નવ લખ મોતી, નવ સત આભ્રણ સજીઆ અંગ;
નવલ શણગાર સજ્યા મોરી સજની, નવલી ચોળી નવલો રંગ. હીંડા૦ ૨
નવલ વરષાઋતુ સુંદર દીસે, ઝરમર ઝરમર વરશે મેહ·
ગાજત ગામિની દામિની ચમકે, નવલ ગિરિધારીસું નવલો નેહ. હીંડા૦ ૩
નવલ વૃંદાવન નવલી લીલા, નવલી ગોપી હરિની પાસ;
ભણે નરસૈંયો વસી સુખસાગરમાં, શું કરીએ જઇ વૈકુંઠવાસ. હીંડા૦ ૪

## પદ ૬૮ મું–હીંડોળો.

હાંરે બે સરખે સરખી જોડ રે, હાંરે ઝુલે હીંડોળે પ્રેમસું;
ઝુલે રાધાજી પાતળા રે, હાંરે શામળિયાસું એકાંતે કોર રે. હાંરે૦ ૧
સહુ સખી ઘાલે ઘુમડી રે, હાંરે કરતી મોઘેરાં મૂલ રે;
હીંડોળો ગગને ગયો રે, હાંરે રખપત શ્રી રણછોડ રે. હાંરે૦ ૨
નિરખોની કૃષ્ણ કોડામણો રે, હાંરે ભ્રકુટિયે નથી કાંઈ ખોડરે;*
શરણે તમારે રાખજો રે, હાંરે નરસૈંયો કહે કરજોડ રે. હાંરે૦ ૩

## પદ ૬૯ મું–હીંડોળો.

સજની જૂઓ નાથ નીહાળી, વહાલો વાય છે વેણુ રસાળી. સજની૦ ૧
ઘૂમડલી તે હલવે ઘાલે, સુખસાગર મોહન માહાલે. સજની૦ ૨
શીર મુગટ મહામણિસાર, કાને કુંડળ જ્યોત અપાર. સજની૦ ૩
વનમાળા ઉરપર લેહેકે, વળી ચુવા ચંદન બેહેકે. સજની૦ ૪
શામલડી તે સોહે સંગે, અતિ ઉલટ વાધ્યો શો અંગે. સજની૦ ૫
વહાલો હસી હસી રુદ્યા ભીડે,કામનીયાચા મન મન્મથ પીડે. સજની૦ ૬
શામા સન્મુખ સરવે ઉભી, શણગાર સકળ રહ્યા શોભી. સજની૦ ૭
વહાલો સાન કરી કરી જૂવે, તારે જુવતીજન મન મોહે. સજની૦ ૮
તાલી તાલ પખાજ ઘુંઘરડી, આગળ નાચે છે નારી રૂડી. સજની૦ ૯
ઉલટચો રસ કૌતક ભારી, આનંદી તે અબળા નારી. સજની૦ ૧૦
ઘુમડલી તે ઘાલે લાંબી, પાયે ખળકે છે કલ્લાં કાંબી. સજની૦ ૧૧
વળી નાદે તે નેપૂર વાજે, પડછંદે ધરતી ગાજે. સજની૦ ૧૨
વહાલો મરકલડે અતિ બોલે, તેમ આવી હીંડોળે હીંચોળે. સજની૦ ૧૩
વહાલે વહાલેરી રાધા લાગે, માન મૂકી ઘણું પાય લાગે. સજની૦ ૧૪
હું તો પામ્યો મહાફળ મોટું, હું તો ચરણરેણુમાં આળોટું. સજની૦ ૧૫
નરસૈંયો તે રસમાં માતો, ગોપીવરના ગુણલા ગાતો. સજની૦ ૧૬

## પદ ૭૦ મું–હીંડોળો.

માહાલે રે મોહનસું માનુની, જોડી જુગતી દીસે રે;
પ્રેમ ધરીને ભૂજબળ ભીડે, હીંચંતાં મન હીંસે રે. માહાલે૦ ૧

---

* બરોબર મનુષ્યાકારની હોવાથી ખોડખાંપણ વિનાની ભ્રકુટી છે.

લીલાંબર તન તરુ સોહે, પીતાંબર પાતલીઓ રે;
સઘળા માંહે થઇ સફરાણી, જો વહાલો ઉર ધરીઓ રે. માહાલે૦ ૨
એક નાચે એક ગાન કરે, ને એક ઘુમરડી વાલે રે;
એક વિવિધના કુસુમે વધાવે, રહી રહી વદન નિહાલે રે. માહાલે૦ ૩
તાલ મૃદંગ વેણા રસ વાજે, ઝાંઝર નેપૂર નાદે રે;
પાર ન પામે સુરિનર મહા મુનીજન બ્રહ્મા આદે રે. માહાલે૦ ૪
પ્રેમમગ્ન ઉલટ અંગ વાધ્યો, સુખસાગરની સીમારે;
ભણે નરસૈંયો ધન તાંહા વહાલો, વિલસે છે સંગ શ્યામા રે. માહાલે૦ ૫

પદ ૭૧ મું-હીંડોળો.

પાલવ છુટે ને ચીર વછુટે, વેણુ ઉઘાડી થાયે રે;
ઘુમડલી ઘાલો હલવે હલવે, હીંડોળે ન રહેવાયે રે. પાલવ૦ ૧
હીંડોળે તો હીંચુરે કહાના, ઘુંમણ ઘાલો લાંબી રે;
પડશોજી પડશોજી વહાલા, ચઢાવું તે પગની કાંબી રે. પાલવ૦ ૨
ચુવા ચંદન અગર કસ્તુરી, છંટાવોની અંગે રે;
તમો નાંધડીઆ અમો નાંધડલી, નીત નીત નવનવા રંગે રે. પાલવ૦ ૩
આંબા ડાળે ને સરોવર પાળે, સહિયર રમતાં રંગ લાગો રે;
આવોરે આવોરે સાહેલી, કહાન કને કંઇ માંગો રે. પાલવ૦ ૪
કાજલી મધે સર્વણી, હીંચી હીંચી નિંદ્રા આવે રે;
નરસૈંયાચો સ્વામી ભલે મલીઓ, ગોકુલકેરો રાયે રે. પાલવ૦ ૫

પદ ૭૨ મું.

વહાલા રે મુને વૈષ્ણવ વહાલા, એથી વહાલી મને ગોળપાપડી રે;
આટો થોડો ઘી ગોળ ઘણેરો, સટક ઉતરી બાપડી રે. વહા૦ ૧
સાસરીઆમાં સુરબાઈ નામ, પિયેરીઆમાં બાઇ પુરી રે;
પાડોસણ નેક એક આવી, થાળ લાવી છું અધુરી રે. વહા૦ ૨
તારા ધણીને કાજે થાળ માની છે, તું લાવ પટોળાવાળી રે;
નરસૈંયાનો સ્વામી અંતરજામી, પૂરી કરાવી થાળી રે. વહા૦ ૩

પદ ૭૩ મું-રાગ માલવ.

વૃંદાવનમાં રાધા માધવ, થનક થનક થઈ સારી રે;
ચોપાસ દીપક ધરી ચોગન, ઝળહળ જ્યોત અજવારી રે. વૃંદાવનમાં૦ ૧

વૃંદાવનની કુંજગલનમાં, લીલા કરે ગિરધારી રે;
રમઝમ રમઝમ નેપૂર વાજે, એક પિયુ એક પ્યારી રે. વૃંદાવનમાં૦ ૨
ફરર ફરર ફરેરે કૂંદડી, ઘણુણુણુ ઘુંઘરી ઘમકે રે;
અલબેલો અલબેલી ખેલે, જાણે વિજલી ચમકે રે. વૃંદાવનમાં૦ ૩
હેત થકી સહુ આવ્યા દેવતા, પુષ્પ વિમાન ભરી ભરી રે;
નરસૈંયાચા સ્વામીને વધાવે, મુખે બોલે જે જે હરિ રે. વૃંદાવનમાં૦ ૪

## પદ ૭૪ મું.

શરદ તરુણીની ટોળીમાં ટોળીમાં, સુંદર વર તે માહાલે;
ચુવા ચંદન કેશર લઈને, પ્રેમદા પૂજે વાહાલે. શરદ૦ ૧
ભૂષણ નાના નવનવ વિધિના, વહાલાને પહેરાવે;
ભોજન ભામિની ભાવ ધરીને, વહાલાને આરોગાવે. શરદ૦ ૨
ધન ધન દહાડો પુનેમ કેરો, કરશું મનનાં ગમતાં;
ભણે નરસૈંયો ઉલટ વાધ્યો, વહાલા સંગે રમતાં. શરદ૦ ૩

## પદ ૭૫ મું.

મુખડું મોહનનું મોહનનું, નીરખે વાળી વાળી;
દર્પણ લઈને આગળ રાખે, નીરખે નિહાળી નિહાળી. મુખડું૦ ૧
નીલવટ ટીલડી નયણ સમાર્યાં, ગાલે ટબકું કીધું;
માનુની મહામોદે ભરાણી, મનગમતું કરી લીધું. મુખડું૦ ૨
શામળિયા ને શશીવદની તે, જોડે રમતા રાજે;
ભણે નરસૈંયો મહારસ વાધ્યો, હાંહાં કરીને ગાજે. મુખડું૦ ૩

## પદ ૭૬ મું.

તન મન વારીને વારીને, વહાલો ઉરપર ધરીએ;
સાંઈડું આપું શામળિયારે, ભાવે તે ભુજ ભરીએ. તન૦ ૧
વહાલા આપણ રંગભર રમતાં, વૃન્દાવનમાં જઇએ;
શરદ ચાંદની ખીલી રહી છે, તેમાં આપણ રમીએ. તન૦ ૨
વનસ્પતિ ફુલી ફાલી રહી છે, પરિમલ તેનો લીજે;
ભણે નરસૈંયો મહારસમાતાં, આપણ કેલી કરીજે. તન૦ ૩

## પદ ૭૭ મું.

વાંસલડી વાહેરે વાહેરે, નાદે નાચે નારી;
સર્વે તારુણી ટોળે મળીને બોલે, નાચે રાધા કુંજવિહારી.* વાં० ૧
તાળી તાળ પખવાજ મહાધુની, ઝાંઝર નેપૂર વાજે;
ચુવાચંદનમાંહે રસમાતા, ગાન કરીને ગાજે. વાં० ૨
આગળ પાછળ ઉલટી અબળા, નાચોજી હમો જોઇએ;
નરસૈંયાના સ્વામી કહું તમને, આવો રે ઉર ધરીએ. વાં० ૩

## પદ ૭૮ મું–રાગ વસંત.

વસંતઋતુ અતિ રુડી આવી, રૂપ ફર્યું વનનું;
આજ સખી મન ગમતું જોને, મુખડું મોહનનું. વસંત० ૧
આંબામોર ઘટા થઈ ઘેરી, કુંપળ અતિ રાતી;
કરો કરો કલ્લોલ કહે છે, કોયલડી મદમાતી. વસંત० ૨
કેસુડાં થયાં કુમકુમ વરણાં, મધુકર સુખ સાધે;
નરસૈંયાચા સ્વામી સંગ રમતાં, રંગ ઘણેરો વાધે. વસંત० ૩

## પદ ૭૯ મું–રાગ વસંત.

વસંત માસ મનોહર આવ્યો, હરિ રમે છે હોળી;
જમુના તીરે જુથ મળ્યું છે, મનગમતી ટોળી. વસંત० ૧
કેસરભીની પાઘ કહાનની, રંગ વિષે અતિ રોળી;
અબીલ ગુલાલે તરુણી કેરી, ચુવે છે જો ચોળી. વસંત० ૨
કોને રૂમે, કોને દે ગાળો, કોને દે છે ઢોળી;
નરસૈંયાચા સ્વામીને છાંટે, છે ભાંભર ભોળી. વસંત० ૩

## પદ ૮૦ મું–રાગ વસંત.

વસંત માસ વિનોદભર્યો સખી, વૃંદાવનમાં વસિયો;
નવજોબન હરિ હોળી રમશે, રસિઆ માંહે રસિયો. વસંત० ૧
દેહ લતા નવરંગ થઈ, ગુલાલ રંગ થઈ ઘેરીસું;
દવના દાઝયા રૂપ પાળવા,† કુમકુમ વરણા કેસુ. વસંત० ૨

---

* પા० "તંબોલે રાધા પ્યારી." † કે બાળવા?

શામા ગાલ ગુલાલે સોહે, અધમલી આંખે જોયે;
નરસૈંયાચા સ્વામીનું મુખ જોતાં, માનુનીનું મન મોહે. વસંત૦ ૩

### પદ ૮૧ મું–રાગ વસંત.

વસંતઋતુ આવી અતિ રુડી, આનંદ ઉપન્યો મનમાં;
આંબા મોર અનોપમ બહેંકે, ભમર ભમે છે વનમાં. વસંત૦ ૧
ગિરધરલાલ થયો ઘેરૈયો, સંગ સખાની ટોળી;
તાલ મૃદંગ ને ચંગ વજાડે, રંગે રમે છે હોળી. વસંત૦ ૨
અબીલ ગુલાલ ઉડાડે હળવે, નાચે છે આનંદે;
મધુર મધુર સુર મુરલી વાહે, છબીલો મોહે છંદે. વસંત૦ ૩
સાસુ નણદલ સહેજે શાણાં, શબ્દ સુણીને હરખ્યાં;
વસંતઋતુની સહુ બલિહારી, સઉએ કીધાં સરખાં. વસંત૦ ૪
સહિયર સહુકો થાઓ સાંતરી, વૃંદાવનમાં જઇએ;
નરસૈંયાચા સ્વામી સંગ રમતાં, જુગમાં જશ તે લઇએ. વસંત૦ ૫

### પદ ૮૨ મું–રાગ વસંત.

લક્ષ્મીવરને દેખી મારું, મનડું લોભાયું;
એકીદૃષ્ટે નિરખી રહેતાં, ચિત્તડું નહી ધરાયું. લક્ષ્મી૦ ૧
હરિ સન્મુખ થયા રે સજની, પ્રીતલડી લાગી;
સેરડીએ નિત્ય સામો આવે, કરીને વરણાગી. લક્ષ્મી૦ ૨
એમ કરતાં આજ વસંત આવ્યો, હર્ષ હોયે ગોપીને;
નરસૈંયાચા સ્વામી સંગ રમતાં, મર્યાદા લોપીને. લક્ષ્મી૦ ૩

### પદ ૮૩ મું–રાગ વસંત.

વર લટકાળા તમને જે પેહેર્યો તે સોહે;
તેલ ગુલાલે તબકે વાગો, દેખીને મન મોહે. વર૦ ૧
મોલીડાને મચકે કહાના, દીસો છો એવા;
મનડું મારું મોહ્યું ન રહે, સાંઇલડું દેવા. વર૦ ૨
આજ વસંત માસ ભલે આવ્યો, નહિ નરીએ* ઓછે;
નરસૈંયાચા સ્વામી સંગ રમતાં, કોડ ઘણા પોહોચે. વર૦ ૩

* લગાર પણ.

પદ ૮૪ મું–રાગ વસંત.

આવોને છોગાળાં તમને, છાટણુડાં કરીએ;*
કોમળ કંઠે તમારે વહાલા, વરમાળા ધરીએ. આવો૦ ૧
કુંજકુંજમાં કેસુ ફુલ્યાં, જોવા સાંચરીએ;
શુક પીક મધુપ મહાતમ ગુંજે, મુરલી મુખ ધરીએ. આવો૦ ૨
અબીર ગુલાલ ને કુંકુમ કેસર, એક એકને ભરીએ;
નરસૈંયાચા સ્વામી વસંત લગ્ન છે, અમો તમને વરીએ. આવો૦ ૩

પદ ૮૫ મું–રાગ વસંત.

હું તે યૌવનની બલીહારી,
ધન્ય તે અમૃત વેલડી નારી. હું૦ ૧
જયમ દેહી યૌવન વિલસે,
મહામુનીનાં મન તરસે. હું૦ ૨
એવું યૌવન જાનન ન દીજે,
નરસૈંયાચા સ્વામીને પ્રેમે મળીજે. હું૦ ૩

પદ ૮૬ મું–રાગ વસંત.

મારા વહાલાજીસું સાંઇડું લેતાં રુડેરું લાગે;
અંગનું આળસ અંગ ભીડ્યા વિના નવ ભાગે. મારા૦ ૧
ચાંદલો અમીરસે ભરીયો, રેણી રંગાળી;
સેજલડી ફૂલે સમારું, ઘેર આવ્યા વનમાળી. મારા૦ ૨
અખંડ હેવાતન પામી, એ વર રૂડો;
નરસૈંયાનો સ્વામી ભલે મળીયો, પેહેરાવ્યો ચૂડો. મારા૦ ૩

પદ ૮૭ મું–રાગ વસંત.

આંબો મોહોરીઓ રે, સખી વસંત આવ્યો;
વૃંદાવનમાં વિઠ્ઠલે વેણુ વાહ્યો. આંબો૦ ૧
બાવના ચંદન ભરી કચોલી;
આપણે છાંટશું નાથને રમશું હોળી. આંબો૦ ૨
સજો શણગાર રાધા પેહેરો ચોળી;
એહેવા કુંકુમ કાજળ ઘાલો ઘોળી. આંબો૦ ૩

* પા૦ "ઓરા આવોની અલબેલા, તમને છાંટણા કરીએ."

કાને ત્રોટી રાધા નાકે મોતી;
નરસૈંયાચા સ્વામીને હીંડું જોતી. આંબો૦ ૪

### પદ ૮૮ મું–રાગ વસંત.

ક્ષીતિ રસ તરુ શાખાએ પસર્યો, મનસિજ નૈણે વસિયો રે;
હૃદેભાવ કુચ મંડળ પૂર્યો, આવ્યો રતિપતિ રસિયો રે. ક્ષીતિ૦ ૧
અતલીબળ વનસ્પતિ નાથે, ઉલટપાલટ કીધું રે;
અખીલ બ્રહ્માંડનું અમૃત લઈ, જુવતી વદને પીધું રે. ક્ષીતિ૦ ૨
અદ્ભુત બળ આપ્યું અબળાને, નરવર કાયર અંગે રે;
હસવું વનવેલીને આપ્યું, કોકીલા સ્વર મકરંદે રે. ક્ષીતિ૦ ૩
રોગ વિમુખ જન સર્વને આપ્યું, ભોગ ભક્તિ ભગવાને રે;
તાપ તપસાકુમ જડ તેહેને, નરસૈંયાને ગુણ માને રે. ક્ષીતિ૦ ૪

### પદ ૮૯ મું–રાગ વસંત.

હરિ મુખ જોવાને જોવાને રે, ટોળે મળી સર્વ નારી;
ચાલી ચતુરા ચંચળ નયણી, ઉલટ અંગ અપારી. હરિ૦ ૧
એક કર વેણા એક કર મહુવર, એક નાચે એક ગાયરી;
એક લઇ ચુવા ચંદને પૂજે, મધુરી રાધાજી સોહાયરી. હરિ૦ ૨
ઠામા કરે કેસરની ગોળી, લાવી જમુના તીરરી;
નરસૈંયાચા સ્વામી ઉપર ઢોળે, જ્યાં ખેલે હળધર વીરરી. હરિ૦ ૩

### પદ ૯૦ મું–રાગ વસંત.

ચાલો ચાલો રે આપણુ સહુ સાથ, વૃંદાવન જઇએ;
જો કહો તો શામળિયા વહાલા, જનુનીને કહીએ. આપણ૦ ૧
હું નાનકડો બહુ તમો ગોપી, કહો કઇ પેરે કીજેરે;
રમતાં રમતાં રાવ થાએ, માતા મુજને ખીજેરે. આપણ૦ ૨
કહ્યું અમારું માનો રે કાનજી, ગોપી પાયે પડંતાંરે;
જીભલડી તુટે મારા વહાલા, રાવ તમારી કરંતાંરે. આપણ૦ ૩
હરખ્યા નાથ હસાવી ગોપી, કંઠ બાહુલડી વાળીરે;
નરસૈંયાચા સ્વામી હોળી રમવા, વન ચાલ્યા વનમાળીરે. આપણ૦ ૪

### પદ ૯૧ મું–રાગ વસંત.

આવો હરિ હોળી રમવા વૃન્દાવનમાં, જઈ બાથો બથીઆ લીજે;
કોણુ હારે કોણુ જીતે મારા વહાલા, કોણુ સપરાણું દીસે. આવો૦ ૧
લડથડતા નાથે બાથ ભૂજ ભીડી, હસી હસી દે કર તાલી;
હોહોહોહો હરજી હાર્યા, કહેતી પરસ્પર બાળી. આવો૦ ૨
બરકા વિઠ્ઠલ ગોવાળ બોલાવે, વસ્ત્ર લીધાં રે ઉચાળી;
નગન નારી નાચે વન માંહે, મે'લો મે'લો વનમાળી. આવો૦ ૩
હાર્યા કૃષ્ણુ જીત્યા જનગોપી, લોપી લાજ તમારી;
નરસૈંયાચા સ્વામી સંગ રમતાં, ભક્તવત્સલ બીરદ પાળી. આવો૦ ૪

### પદ ૯૨ મું–રાગ વસંત.*

રાતી ચૂડી કરે કામની, રાતા ચરણાં ચુંદડીઆ;
રગે રાતી કુંકુમની પીયળ, તે તળે રાતી ટીલડીઆં;
રાતાં કણેર કલીના ટોડર, રાતી ચોળી હૃદે ધરી;
રાતાં તંબોળ ઓપે અતિ અબળા, રાતી સિંદુરે માંગ ભરી. રાતી૦ ૧
કાળી કોરે પેહેરી સાડી, કાળો કમખો કસણુ કસ્યા;
કાળી દોરી ગોફણુડે ગુંથી, કાળા† દાંત મુખ ભમર જસા;
કાળા કાજળ નેણે સાર્યાં, કાળો ભેખ ધર્યો વિવિધ વળી;
કાળા કૃષ્ણુ કાલિંદી તીરે, તાંહાં ત્રિકમને ત્રિયા મળી. રાતી૦ ૨
નીલા નેહે પેહેરણુ પેહેર્યાં, નીલા કોલી‡ પાન ઘણાં;
નીલી ઝુલ કમળ કર કમખે, નીલાં ટોડર તુલસી તણાં;
નીલા ગિરિ ગોવરધન તરુવર, નીલું વૃંદાવન વળી;
નીલા પોપટ કરે પદ્મણી, તાંહાં ત્રિકમને ત્રિયા મળી. રાતી૦ ૩
પીળાં વસ્ત્ર પેહેરણે પેહેર્યાં, પીળાં આભુષણુ અંગ ધરી;
પીળાં ચાંપા ચોસર કોટે, પીળી કેશર આડ કરી;
પીળાં અંગ ઓપે અતિ અબળા, પીળી સોને સર્વ વળી;
પીળી આંબા શાખ ગળીરે, તાંહાં ત્રિકમને ત્રિયા મળી. રાતી૦ ૪

* રાસ સહસ્રપદી પદ ૧૮૫ મું અને વસંતનું પદ ૧૧૦ મું તેમાં, જે કડીઓ ઓછી છે, તે માટે તે પદ સમ્પૂર્ણ ને શુદ્ધ પ્રાપ્ત થવાથી અત્ર પુનઃ આપ્યું છે.

† સ્ત્રીઓમાં દાંત રંગવાની ટેવ છે તેથી કાળા દાંત હોય છે. ‡ કોલી–કુંમળા.

ઉજવળ શ્વેત સાહેલાં *પહેર્યાં, ઉજવળ ચોળી ભરત ભરી;
ઉજવળ જાઇ વેલના ટોડર, ઉજવળ સુંદરી તીલક કરી;
ઉજવળ ચંત રાખ્યું હરિચરણે, પુંડરિક વિઠ્ઠલો હ્રદે ધરી;
ઉજવળ ગંગાજીનો પ્રવાહ, ઉજવળ વાણી નરસૈંયા તણી. રાતી૦ ૫

પદ ૯૩ મું–વસંત–રાગ મારુ.

જોવા રે નેણુંનો ભર† ભોગરે, વ્રજ વેલડીએ સંજોગરે. ટેક૦
કેશરભીના કહાનજી, કસુંબે ભીની નાર રે;
લોચનભીનાં ભાવસું, બેહુ ઉભા કુંજ દ્વાર રે. જોવા૦ ૧
બેહુમાં રુડું કોણ દીસે, વનિતા કે વ્રજનાથ રે;
નિરખી પરખી પરખીને લેજો, માન કબાણ હાથ રે. જોવા૦ ૨
વેગે મેહુલે પધારીઆ, લચકો થઇ ઝકઝોળ રે;
નરસૈંયાચા સ્વામી સેજડીએ, તાંહાં રંગ કેરા રોળ રે. જોવા૦ ૩

પદ ૯૪ મું–રાગ ધન્યાશ્રી.

મેહેતા છઉં અમો માધવજીના, મહીનો આપે આગળથી;
રામકૃષ્ણ ગોવિંદ ગુણ ગાતાં, કરમ કપાએ કાગળથી. મેહેતા૦ ૧
રમવું જમવું રાધાવરસું, પીતાં છબીલા છોગળથી;
નરસૈંયાચા સ્વામી સંગે રમતા, ભો ભાગો તે ભોગળથી. મેહેતા૦ ૨

પદ ૯૫ મું–રાગ ધન્યાશ્રી.

અમો વૈષ્ણવ છઉં છેલછબીલાના, તેમાં તું ના જાણે કાંઇ રે;
લલીતા વામા ને સતભામા, દીધું ચંદ્રાવળીને સાંઇ રે. અમો૦ ૧
નરસૈં મેહેતો શણગાર જ ગાશે, પેલો ભીમડો રીસે મરશે રે;
માંહોમાંહે સંવાદ જ ગાશે, શું જાણીએ કોણ તરશે રે. અમો૦ ૨
એ પદનો અરથ નારદ જાણે, કે જાણે શુકદેવ જોગી રે;
કે જાણે બ્રીજની સુંદરી, ભણે નરસૈંયો જગ રોગી રે.‡ અમો૦ ૩

પદ ૯૬ મું.

જેણે રે સંસાર કૂચો કરી નાંખ્યો, જેણે રે રામચરણ રસ ચાખ્યો. ટેક.
જે રસ શુક સનકાદિકે પીધો, ઢળતો ઉતરતો પ્રહ્લાદે લીધો. જેણે૦ ૧

* સાહેલાં–સ્ત્રીઓને પહેરવાનાં એક જાતનાં વસ્ત્ર–છાયલ. † પુષ્કળ.
‡ પા૦ "સેવક જાણે નરસૈંયો ભોગી રે."

જે રસ ધ્રુવ અંબરીષે પીધો, ઢળતો ઉતરતો નામદેવે લીધો. જેણે૦ ૨
જે નર કૃષ્ણ કથાના ભોગી, તે નર કહીએ વેરાગી જોગી. જેણે૦ ૩
જે નર કૃષ્ણકથા થકી નાઠા, તે નર ભવોભવના દાધા.* જેણે૦ ૪
ભણે નરસૈંયો મારી શી પેર થાશે, કરો કૃપા નહિં તો આ દેહડી જાશે. જેણે૦ ૫

### પદ ૯૭ મું.

જીને દિન દીનકરનંદ ન દીસે, તીને દિન રાધાવર રહેજો ઉશીસે.† જીને૦ ૧
જીને દિન સ્નાન નવાણુ નવાણી,‡ સાર કરો રે વહાલા સારંગપાણી. જીને૦ ૨
જીને દિન શૃંગારે સહોદર વેઢોં,§ તીને દિન રાધાવર તમો રખે વેઢોં. જીને૦ ૩
જીને દિન આવે જમકિંકર લેવા, કરો રે કૃપા વહાલા દેવાધિદેવા. જીને૦ ૪
ભણે નરસૈંયો હું એટલું માંગું, જન્મોજન્મ તીહારે ચરણે લાગું. જીને૦ ૫

### પદ ૯૮ મું–રાગ ભૈરવ.

તારા વદન પંકજપર, ભ્રમર એસો ભમે, વારની વિઠ્ઠલા વિકળ‖ કરતાં;
આંખડી પાંખડી, ચપળ ગત્ય ચાલવા, નૃત્યમાં મત્તમાં ધ્રુર્ય ધરતા. તારા૦ ૧
તારા અધરઅમૃત વિષે, વંશની¶ વાંસળી, નાદ કરતી સુખ સ્વાદ આપે;
કુળવતી(ની) લાજને કાજ$ છોડાવતી, જડ તથા ચૈતન્ય ત્યાં ન તરપે. તારા૦ ૨
તારી કટીતણી લંકપર, અંક આડો વળ્યો, વંક શો કેસરી વન નાઠા;
સુંદરી ઘેલડી, એક એકપર પડી, ધીર ને ધર્મ કયાં ચીર ફાટ્યાં. તારા૦ ૩
હા હરી ચાલ, ચતુરજ પર ચતુર, દશભોવન×તે ડોલતાં÷ ઢોળતાં** ગાત્ર પોતે;
વેદ વેદાન્તના, વાદ થાકી રહ્યા, અટક સહુ લીન થઈ લટક જોતે. તારા૦ ૪
મારી કોણુ ગત, આખર ઓચિંતુ, સંચરુ સ્વાદમાં કુટીલ કામી;
નરસૈંયો ભવોભવ, ભામણે તાહરે, ચિત્ત રીત તુઠો તુજ સ્વામી. તારા૦ ૫

---

* દાધ્યા–કપાળે ડામ ચોંટયો. † વૃદ્ધાવસ્થામાં જ્યારે સૂર્ય દેખાતો બંધ થાય, અર્થાત્ હું આંખે આંધળો થાઉં, ત્યારે મારા માથાતળે પ્રભુ તમે રહેજો, એટલે નિરંતર રક્ષણ કરજો. ‡ જળના સ્થાનમાં નાહવા જાય, અર્થાત્ જ્યારે મારી બુદ્ધિ મને છોડી જાય, ત્યારે હે વહાલા! મારી સાર–સાહાય કરજો. § વેંઢા–વેંઢવાળો–વિટલાયો–અર્થાત્ જ્યારે મારો સગ્ગો ભાઇ ઘરેણાના–પૈસાના લોભમાં લપટાય ત્યારે હે વહાલા! રખે તમે એવા લોભમાં લપટાતા ને મને છોડી દેતા. ‖ આકુળવ્યાકુળ. ¶ તાત્પર્ય–વિઠ્ઠલ જે કૃષ્ણ, તેના અધરમાં અમૃત ભરેલું છે, તેથી વાંસ જે જડ છે તે સજીવ થઈ, નાદ–સ્વર કરી, સુખનો સ્વાદ આપે છે. $ કામ. × દશ ઇંદ્રિયો એ જેનાં દશ ભુવન છે એવો દેહ. ÷ ડોલવા લાગ્યાં. ** ઢળી જવા લાગ્યાં.

### પદ ૯૯ મું.

આજ અનોપમ દાહાડલો, મેં તો નિરખ્યા શ્રી મહારાજ;
નેણાં તે ભરી ભરી નિરખતાંરે, મારે ઉલટ અંગ ન માય,
આનંદ મારે અતિ ઘણો. ૧
ધનધન માતા દેવકી, જેણે જાયા એવા રતન;
સુંદરવદન સોહામણુંરે, પ્રભુ પૂરણ પુરુષોત્તમ. આનંદ૦ ૨
મૃત્તિકા ખાતા માવજીએ, મોહ્યાં માતા કેરાં મન;
કમળવદન નિહાળતાં રે, વહાલે દેખાડ્યાં ચૌદભોવન. આનંદ૦ ૩
ધનધન તે વ્રજનારને, જેને હરિસું પૂરણ ધ્યાન;
માખણ માટે આવીઆ રે, વહાલાનું ઘેર ઘેર થાયે ગાન.* આનંદ૦ ૪
સુર બ્રહ્મા જેનો પાર ન પામે, વેદ સદા ગુણ ગાય;
તે ગોકુળમાં ગોવાળ થઈરે, વહાલો વનવન ચારે ગાય. આનંદ૦ ૫
ધનધન ભાગ્ય એ ગિરિતણું, જેનું બીલ† હતું મહાભાર;‡
કર ધર્યો જ્યારે કહાનજી રે, ત્યારે નામ ધર્યું ગિરિધાર. આનંદ૦ ૬
ધનધન કાળીનાગને, જેને મસ્તકે ધરીઆ ચરણ;
સુખી થયા બ્રીજવાસીરે, જે જે બોલ્યા હરિના જણ. આનંદ૦ ૭
ધનધન શરદની રાતડી રે, મારે વહાલે રચ્યો રાસ;
ગોપી ગાય ને ગોવાળિયા રે, વહાલે સહુની પૂરી આશ. આનંદ૦ ૮
કેશ ગ્રહી કંસ પછાડીઓ રે, બીજા દુષ્ટ હણ્યા અપાર;
કારણરૂપે હરિ અવતર્યા રે, ઉતારવા ભોમીનો ભાર. આનંદ૦ ૯
એ લીલા ગાએ ને સાંભળે રે, તેના મનની પૂરે આશ;
બેહુ કરજોડીને વિનવેરે, ગુણ ગાયે નરસૈંયો દાસ. આનંદ૦ ૧૦

### પદ ૧૦૦ મું—રાગ સોરઠ.

હું રે વાણોતર તારો શામળિયા, હું રે વાણોતર તારોરે;
પેહેલે રે પાને લખો લક્ષ્મીવર, અનંતનો દાતારો રે. શામ૦ હું૦ ૧
આ કલજુગમાં પેઢી તમારી, ના ધરો અંગ ઉધારો રે;
નરસૈંયાના સ્વામીને કહેજો, હુંડી મારી શીકારો રે. શામ૦ હું૦ ૨

---

* પા૦ "ઘેર ઘેર શ્રી ગોવિંદ." † જેનું પોલાણ. ‡ અતિ ઉંડું.

## પદ ૧૦૧ મું.

શીકારજો શામળા આ સેવકની હુંડી, શામળશા શેઠ સુજાણરે;
જો કાર* જાશે વહાલા નરસૈંયા કેરું, તે પહેલા જાજો પ્રાણરે. શીકા૦ ૧
તેલ કઢામાંથી તાર્યો રે સુધન્વા, ગુણકાને ઓધારીરે;
મંજારી બચ્ચાં વહાલે બળતાં ઉગાર્યાં, એવી લીલા છે તમારીરે. શીકા૦ ૨
ધ્રુવ પ્રહ્લાદ અંબરિષ ઓધારિયા, ગૌતમનારી તારીરે;
નારાયણનું નામ લેતાં અજામેળ તાર્યો એવી લીલાપર મૈં વારીરે. શીકા૦ ૩
અધમ ઓધારણ, દુષ્ટવિદારણ, ભક્તવત્સલતા ભલી તારીરે;
નરસૈંયાની હુંડી સ્વીકારી, લજ્જા રાખજો મોરારીરે. શીકા૦ ૪

## પદ ૧૦૨ મું.†

અહો ભાઇ રે શાંતિ પમાડે તેને સંત કહીએ,
એના દાસના દાસ થઇને રહીએ, ઓ ભાઈરે શાંતિ પમાડે તેને સંત કહીયે. ૧
વિદ્યાનું મૂળ જ્યારે ગુરુજી ના બતાવે, ત્યારે મેહેતાનો માર શીદ ખઇએ;
મલ્યો ગુરુ ને બોધ ન દીધો, ત્યારે તેના ચેલા તે શીદ થઇએ. અહો૦ ૨
કલ્પવૃક્ષ સેવે જ્યારે દારિદ્ર ઉભું, ત્યારે તેની છાંયે તે શીદ રહીએ;
મોટાની ચાકરીમાં ભૂખ ન ભાગે, ત્યારે તેની વેઠે તે શીદ જઇએ. અહો૦ ૩
વૈદ્યની ગોળી ખાધે દુઃખ ઉભું રહ્યું, ત્યારે તેની ગોળી શીદ ખઇએ;
લીધા વળાવા ને ચોર જ્યારે લૂંટે, ત્યારે તેની સંગે તે શીદ જઈએ. અહો૦ ૪
નામ અમૃત મારે ગુરુજીએ બતાવ્યું, ત્યારે તે તો ચોંટયો છે મારે હૈયે;
મેહેતા નરસૈંયાની વાણી મધુરી, શોધીને શરણે રહીએ. અહો૦ ૫

---

* આંટ, સાખ. † બૃ. કા. દોહન ભાગ ૩ જામાં, પૃષ્ઠ ૭૯૦ મા આ પદ થોડા ફેરફાર સાથે બાપુના નામની છાપ સાથે પ્રકટ થયેલું છે. રાગ એક છે, મતલબ એક છે, સહજ ફેર છે, તેથી એમ ભાસ થાય છે કે નરસિંહ મેહેતાના પદ ઉપરથી સાંભળીને બાપુએ તે પદ રચેલાની કલ્પના સ્વાભાવિક છે. સંવત ૧૮૦૫ થી તે ૧૦ સુધીમાં લખાયેલા સુરતના મહાજનના શેઠ ભગુભાઇ દ્વારકાંદાસના ચોપડામાંથી આ પદ ઉતારેલું છે. ભાષા જોતાં એ પદ નરસિંહ મેહેતાનું હોય એ માટે શંકા થાય છે, તેમ બાપુ સાહેબ ગાયકવાડપરથી એ પદ રચાયું તો નથી જ. કોઈ ભક્તે નરસિંહ મેહેતાના નામની છાપ મારી હોય, એ સંભવિત છે.

